ॐ तत्सत् श्रीसहजानंदाय नमः

श्री स्वामिनारायणो विजयते

# श्री ब्रह्मानंदकाव्य

श्रीअक्षरातीत श्रीप्रगटपुरुषोत्तम श्रीसहजानंदस्वामि महाराजनी छबी तथा
સદ્ગુરુ શ્રીબ્રહ્માનંદસ્વામિની છબી અને જીવનવૃત્તાંત સહિત
તેમના પદોનો અમૂલ્ય સંગ્રહ

શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયના શ્રીવરતાલની ગાદીના
**આચાર્ય મહારાજ શ્રી શ્રીપતિપ્રસાદજી**
તથા શ્રીઅમદાવાદની ગાદીના
**આચાર્ય મહારાજ શ્રી વાસુદેવપ્રસાદજીની** સંમતિથી
દ્વિતીય આવૃત્તિ છપાવી પ્રસિદ્ધ કરનાર

**રાવસાહેબ કરમશી દામજી** જે પી

તથા

**મોતીલાલ ત્રિભોવનદાસ ફોજદાર**
બી એ એલએલ બી સોલીસીટર
(ગીરગામ બેક રોડ–મુંબઈ)

આ પુસ્તક મણિલાલ ઈચ્છારામ દેશાઇએ ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસમા છાપ્યુ,
સાસુન બિલ્ડીંગ, સર્કલ, કોટ–મુબઈ

સવત ૧૯૯૯

**કીંમત રૂપીઆ ૧॥**

પ્રથમ આવૃત્તિ સવત ૧૯૫૮
શોધિતવર્ધિત દ્વિતીયાવૃત્તિ સવત ૧૯૬૯



શ્રીહરિકો જાચક અહું, શ્યામ નાથ સમરથ્થ,
નર સુર આગળ જાયકે, કબૂ ન ઓડું હથ્થ,
દાસનકો મેં દાસ હું, હરિકે સદા હજૂર,
બ્રહ્માનંદની વિનતિ, નિમખ ન રખિયો દૂર

श्री

# મંગલાચરણ

## શ્રીજી મહારાજ વિષે

पीयूषद्युतिपूर्णमंडललस[illegible]मेराननं श्रीहरिं
श्रीमद्ब्रह्मपुरेश्वरं सितमहः प्रौढाकृतिं कोमलम् ।
वेदै[illegible]तं भयहरं शुभ्रांबरं मालिनं
सद्रत्नाभरणं नमामि स[illegible]जानंदं सतां पालिनम् ॥ १ ॥

सर्व्वाविर्भावहेतुर्ललित[illegible]गणैरीश्वरैः सवितां[illegible]घ्रि-
र्दि[illegible]मुनिवर[illegible]रैस्संस्तुतश्चाक्षरात्मा ।
धार्मिर्जातो धरण्यां निजजननिवहान् पातुमीशेश्वरश्चा-
नंतानंदांबुवार्धिर्दिशतु मुनिपतिर्मंगलं मङ्गलात्मा ॥ २ ॥

निखिलनिगमसारदिव्यमूर्तिं [illegible]खदविचित्रचरित्र[illegible]दिव्यकांतिम् ।
कलिक[illegible] वरं [illegible]विशुद्ध[illegible] वरदमहं हृदये स्मरामि धार्मिम् ॥ ३ ॥

[illegible]विशदाक्षरधाम्नि विराजि[illegible] निखिलमुक्तगणैर्[illegible]सेवितम् ।
[illegible]विमलपावनचन्द्रसमाननम् हरिवरं परमं प्रणमाम्यह[illegible] ॥ ४ ॥

ચંદ્રમાના પૂર્ણમંડળ સરખાં શોભાયમાન અને મંદહાસ્ય યુક્ત મુખારવિંદવાળા, શોભાયમાન એવા બ્રહ્મપુરના ઈશ્વર, ગૌર કાંતિવાળા, પ્રૌઢ આકૃતિવાળા, કોમળ અંગવાળા, ચારે વેદો અને મુક્તોથી સ્તવાતા, ભક્તના ભયને હરનારા, શ્વેત વસ્ત્રો ધારણ કરનારા, પુષ્પની માળા અને ઉત્તમ રત્નોનાં આભરણોને ધારણ કરનારા અને સંત પુરુષોનું પાલન કરનારા એવા શ્રીસહજાનંદ સ્વામિને હું નમસ્કાર કરું છું. ૧

જે સર્વે અવતારોના આદિ કારણરૂપ છે, ઉત્તમ એવા ગુણોના ગણો અને દિવ્ય તથા ઉદાર એવા ઐશ્વર્યો જેમનાં ચરણની સેવા કરે છે, અનેક મહા મુનિઓનાં મંડળો જેમની સ્તુતિ કરે છે, જે અક્ષરાત્મા છે, જે પૃથ્વીપર પોતાના ભક્તજનોનું પાલન કરવાને અવતરેલા છે, જે ઈશ્વરના પણ ઈશ્વર છે, જે અપાર એવા આનંદના સમુદ્રરૂપ છે, અને જે મંગળમૂર્તિ છે, તે મુનિના પતિ ધર્મદેવના પુત્ર શ્રીહરિ અમને મંગળ આપો! ૨

સર્વ વેદના સારરૂપ જે ઉપનિષદ, તેમા જેમની દિવ્ય મતિનુ વર્ણન કરેલુ છે એવા, સુખ આપનારા, વિચિત્ર લીલા કરનારા, દિવ્ય કાતિવાળા નામસ્મરણ કરનારા મનુષ્યોના પાપોને હરનારા, સર્વમા શ્રેષ્ઠ, શુદ્ધ ચરિત્રવાળા અને વર આપનારા ધર્મદેવના પુત્ર જે શ્રીહરિ, તેમનુ હુ હૃદયમા સ્મરણ કરુ છુ ૩

અત્યત શુદ્ધ અને શ્વેત તેજવાળા, અક્ષરધામમા વિરાજનારા, સપૂર્ણ, મુક્ત એવા મુનિગણોથી સારી રીતે સેવાતા, નિર્મળ એવા પૂર્ણિમાના ચદ્ર સમાન સુદર મુખવડે શોભતા શ્રેષ્ઠ એવા શ્રીહરિવરને હુ નમસ્કાર કરુ છુ ૪

## શ્રીબ્રહ્માનદ સ્વામિ વિષે

महाशांतं दांतं सकलमुनिवर्य्यं सुनिपुणं
सदानन्दांभोधिं प्रियतरहरिध्यानविरतम् ।
विशालाक्षं मान्यं निखिलमुनिसंघैर्गुरुतया
मुनिं ब्रह्मानंदं गुरुवरमहं नौमि सततम् ॥ ५ ॥

हरिर्नित्यं यस्य प्रवरगुणहृत्पद्मनिलयं
विभुस्त्यक्तुं नैव प्रणयरशनाबद्धचरणः ।
समर्थः प्रीत्यैव क्षणमपि च शब्दो नभ इव
मुनिं ब्रह्मानन्दं गुरुवरमहं नौमि सततम् ॥ ६ ॥

जनैः पुण्यैः प्रार्थ्यं हरिचरणसंप्राप्तमतिभि
स्तदीयार्तीनां यं सपदि दहने कृष्णसदृशम् ।
महामुक्त सक्तं सततसहजानन्दचरणे
मुनिं ब्रह्मानन्दं गुरुवरमहं नौमि सततम् ॥ ७ ॥

મહાશાત, ઇન્દ્રિયદમનના ગુણવાળા, સર્વે મુનિઓમા શ્રેષ્ઠ, મહાનિપુણ, ચૈતન્યરૂપી બ્રહ્માનન્દના સમુદ્રરૂપ, પોતાને અત્યત વહાલા એવા શ્રીહરિના ધ્યાનમા પરાયણ રહેનારા, વિશાળ નેત્રવાળા, સર્વે મુનિઓના મડળોએ ગુરુપણાએ કરીને માન્ય કરેલા એવા ઉત્તમ ગુરુ, મુનિ શ્રી બ્રહ્માનદ સ્વામિને હુ નિત્ય નમસ્કાર કરુ છુ. ૫

આકાશ જેમ શબ્દનો એક ક્ષણ પણ ત્યાગ કરી શકતો નથી, તેમ પ્રેમ ભક્તિરૂપી દોરીથી જેમના ચરણકમળ બધાયલા છે એવા વ્યાપક શ્રીહરિ પ્રેમથી જ બ્રહ્માનદ સ્વામિના ઉત્તમ પ્રકારના ગુણ (દોરા અથવા તો ગુણ)વાળા હૃદયકમળને

ક્ષણભર પણ ત્યાગ કરી શકતા જ નથી, તે ગુરુશ્રેષ્ઠ શ્રીબ્રહ્માનન્દ સ્વામિને હુ નિત્ય નમસ્કાર કરુ છુ ૬

ઘણા પુણ્યશાળી તથા શ્રીહરિના ચરણમા જેમની બુદ્ધિ પરાયણ છે એવા મહાત્મા પુરુષોએ પ્રાર્થના કરવા યોગ્ય, પોતાના ભક્તજનોની પીડાઓને બાળી નાખ-વામા કૃષ્ણસમાન, મોટા મુક્ત પુરુષ તથા શ્રીજીમહારાજ શ્રીસહજાનન્દ સ્વામિના ચરણકમળ વિષે નિત્ય આસક્ત રહેનારા મહાગુરુ શ્રીબ્રહ્માનન્દ મુનિને હુ નિત્ય નમસ્કાર કરુ છુ. ૭

# વિજ્ઞાપના

સ્વબળથી સર્વત્ર પ્રસરી જનારી કવિતાને કે સર્વ દિશાને પ્રકાશ કરનાર સવિતાને જો કે પ્રકાશકની આકાક્ષા રહેતી નથી, તોપણ **भव्यो हि द्रव्यतामेति क्रियां प्राप्य तथाविधाम्,** એ નિયમાનુસાર કવિતાને પણ ગુણજ્ઞ વાચકોના હસ્તપુટમા મૂકવાની આવશ્યકતા છે આજના સમયમા અનેક જનો અનેક પુસ્તકોને વાચકવૃદ સમક્ષ મૂકે છે, અને તેમાના કેટલાક અત્યુપયોગી હોવા છતા પણ તેમના મૂલ્યને લીધે સામાન્ય જનોને તે અપ્રાપ્ય જ રહે છે આથી સામાન્ય રીતે મધ્યમ સ્થિતિવાળા એવા અમારા સ્વધર્માનુયાયી બધુઓને થોડા મૂલ્યમા પોતાને અતિ પ્રિય સ્વામિની કવિતા પ્રાપ્ત કરાવવી, એવા ઉદ્દેશથી આ પુસ્તકનું કામ હાથ ધરવામા આવ્યું હતું આમ કહેવાથી અમારી મતલબ એવી નથી કે, આ કાવ્યગ્રથ માત્ર સ્વામિનારાયણના મતાનુયાયીઓ માટે જ છે કારણ કે તેમ કહેવાથી તો અમો સર્વ વસુધાને સ્વકુટુંબમા ગણનારા મહાન્ આત્માને અન્યાય જ આપીશું

આ પુસ્તકના ઉપયોગીપણા વિષે લંબાણ કરવાની આવશ્યકતા જ નથી. કારણ કે, **य स्नात शीतसिततया साधुसगतिगङ्गया । कि तस्य दानै कि तिर्थै. कि तपोभि' किमध्वरै ॥** આવુ સત્સગનુ મહાફળ તો સર્વત્ર વિદિત જ છે અને સત્પુરુષોના, સાધુ મહાત્માઓના જીવનવૃત્તનો, તેમના હસ્તથી રચાયલા પુસ્તકોનો, તેમના નિર્મળ અંત કરણમા ઉભરાઈ જતા શુદ્ધ ભક્તિના ઝરાના પ્રવાહમાના બિન્દુઓરૂપી તેમના પદોનો અભ્યાસ કરવો, એ પણ સત્સગ જ છે.

**न विना परवादेन रमते दुर्जनो जन । श्वा हि सर्वरसान् भुक्त्वा विना मेध्य न तृप्यति ॥**

આ નિયમાનુસાર સર્વત્ર દોષને દેખનારા, ભક્તિમાર્ગના શુદ્ધ સ્વરૂપને નહિ સમજનારા, નિષ્પ્રયોજન વાદવિવાદ કરવામા આનદ લેનારાઓને આ સગ્રહ કદાચ નિરુપયોગી લાગશે તો તેથી કાંઈ તેની ગણના ન્યૂન થવાની નથી, કારણ કે, '**रसायनमयी शीता परमानन्ददायिनी**' એવી ચંદ્રિકારૂપી સાધુસંગતિ, સર્વ સત્ય શોધકોને, જિજ્ઞાસુઓને અને વિદ્યાના વિલાસીઓને અનહદ આહ્લાદ જ આપશે એવી ખાત્રી હોવાથી, આ ગ્રથને છપાવનારાઓ વધારે વિવેચન ન કરતા માત્ર પોતાની યોજના નીચે ટીપી દે છે. આ યોજના પાર પડશે કે નિષ્ફળ જશે, તે તો સર્વકર્ત્તા શ્રીજીને જ વિદિત છે, પણ આ યોજના અત્ર આટલા જ કારણથી અમો નોધીએ છીએ કે, ઈશ્વરેચ્છાનુસાર જો કદાપિ આ યોજના અપૂર્ણ જ રહી જાય, તોપણ તેનુ આવી રીતે સૂચન કીધેલું હશે તો કોઇક અન્ય તેનો પાર પાડનારો નિવડી આવશે નીચે પ્રમાણે પુસ્તકો કાઢવાની આ ગ્રંથ છપાવનારાઓની ઇચ્છા છે અને શ્રીજી તે ઇચ્છા પૂર્ણ કરો.—

(૧) બ્રહ્માનદ કાવ્ય.

(૨) મુક્તાનદ કાવ્ય–આમા સદ્દગુરુ સ્વામિ શ્રીમુક્તાનદજીના પદોનો સગ્રહ.

(૩) પ્રેમાનદ કાવ્ય–આમા પ્રેમાનંદ સ્વામિના પદોનો સગ્રહ.

(૪) નિષ્કુલાનંદ કાવ્ય–આમા સદ્દગુરુ સ્વામિ શ્રીનિષ્કુલાનદજીના પદોનો સંગ્રહ.

(૫) મજીકેશાનંદ કાવ્ય–સદ્દગુરુ સ્વામિ શ્રીમજીકેશાનદજીના કાવ્યો

(૬) દેવાનદ કાવ્ય–આમાં દેવાનદ સ્વામિના, તેમ જ કૃષ્ણાનંદ સ્વામિનાં અને બીજા સાધુઓના છૂટક છૂટક પદોનો સંગ્રહ છે.

આ દરેક પુસ્તકો એક અથવા વધારે ભાગમા છપાવવા વિચાર છે અને કોઈ પણ પ્રકારના નફા વગર પડી કિંમતે તે વેચવામા આવશે. આ ગ્રંથો કાઢવામા પ્રગટકર્ત્તાઓની ઇચ્છા કાંઈ ધનપ્રાપ્તિની કે પ્રતિષ્ઠાસપાદનની નથી, પરતુ ગુર્જરગિરાના મહાન્ કવિઓના અમૂલ્ય ઉદ્દગારોને એકત્ર કરવાની, તેમ જ તેને ભાવિક ભક્તોના અને રસજ્ઞ વાચકોના હસ્તમા મૂકવાની જ છે. દરેક ગ્રથોમા બનતા સુધી તેના કર્ત્તાના જીવનવૃત્તો પણ આપવામાં આવશે; અને તેથી દરેક વાંચકને વિનતિ છે કે, આમાના જેના પણ સબંધે જે કાઇક માહિતી કોઇને હોય અથવા રહી ગયેલા કે બીજાં પદો હોય તો તે કૃપા કરીને પ્રગટકર્ત્તાઓને પહોંચાડવા

હવે માત્ર આ ગ્રંથના સબધમા નિષ્પ્રયોજનપણે પ્રયાસ લેનારાઓના ઉપકાર માનવાનો અમારો ધર્મ અમો પૂર્ણ કરીશું પ્રથમમાં જ અકાળ મૃત્યુને પામનાર, અતિશય ઝળકતી જીદગીને આરભમા જ પૂરી કરનાર, અક્ષરનિવાસી પ્રોફેસર કાશીરામ સેવકરામ દવે એમ એ.ને અમો યાદ કરીશું. આ વિદ્વાન્ શોખીને સ્વામિશ્રીના કાવ્યોનો સમૂહ શ્રીમુળીના મદિરમાંથી એકત્ર કરાવ્યો હતો, પણ સર્વાંતર્યામી પરમાત્માએ તેમને તે પ્રગટ કરવાનો અવસર ન આપ્યો, અને તે પ્રત તેમના મિત્ર રા. રા. સોમેશ્વરભાઈ નારણજી સરકારી વકીલના હાથમા આવી તેઓદ્વારા તે પ્રત અમારા હાથમા આવી. માટે અત્ર અમો તેમનો પ્રથમ આભાર માનીએ છીએ.

સ્વામિનુ જીવનચરિત્ર ઘણી કાળજી અને શ્રમથી તૈયાર થયેલું છે, અને તે સબંધે મહત્ ઉપકાર અમો શાસ્ત્રી બાળમુકુંદાનંદજીનો માનીએ છીએ. મગલાચરણના શ્લોકો તેમણે જોડેલા છે અને તેમના અર્થ પણ તેમણે જ લખી મોકલેલા છે. તેઓએ ઘણી શોધ કરી અને પરિશ્રમ લઇને સ્વામિના જીવનવૃત્તાતના સાહિત્ય એકઠા કર્યા, અને જીવનચરિત્રનો ખરડો લખી

મોકલ્યો. આ તેમની મહાન્ કૃપા અમો આનદથી સ્વીકારીએ છીએ તે ખરડો સ્વામિશ્રી હરિચરણદાસજીને વચાવવામા આવ્યો હતો અને તેમણે તેની અદર કેટલીક અમૂલ્ય સૂચના અને ખબર આપી સુધરાવ્યો હતો, તેથી તેમનો પણ ઘણો આભાર માનીએ છીએ વળી તે જીવનચરિત્રના સંબંધમા અમો મી૦ ઈશ્વિરદાસ ઈચ્છારામ (બી એ.)ના આભારી છીએ. કારણ કે મજકુર ખરડો જે પૌરાણિક ભાષા અને ઢબમા લખાયલો હતો તે ભાષામા અને શૈલીમા તેઓએ ઘણો ફેરફાર કરી આપ્યો અને તેમા સ્વામિના કેટલાક ગ્રંથોના સારાશ દાખલ કર્યો અને વાચકવૃંદ આગળ જે પોષાકમા તે જીવનચરિત્ર અમો મૂકી શકયા છીએ, તે લગભગ તેમની મહેનતનુ જ પરિણામ છે ઈશ્વિરદાસભાઈએ સશોધન કર્યા પછી પણ શાસ્ત્રી મુનીશ્વરાનદજી, જેઓ મુબઈ આ પ્રસંગ ઉપર પધારેલા હતા, તેમની પાસે જીવનચરિત્ર શોધાવ્યું હતું, અને તેઓએ પણ કેટલેક ઠેકાણે સુધારો કરી આપ્યો હતો તેટલા વાસ્તે તેઓનો પણ અમો આભાર માનીએ છીએ. ત્યાર પછી પણ જે જે ઠેકાણેથી સ્વામિના જે જે કીર્તનો, કયા કયા પ્રસગ ઉપર બન્યા હતા તેની માહિતી મળેલી હતી તે સર્વ જીવનચરિત્રમા દાખલ કરવામા આવેલ છે, અને આવી રીતે જીવનચરિત્રને જેટલું બને તેટલુ સપૂર્ણ અને ચોકસ બનાવવામા કાળજી લેવામા આવેલી છે ગુજરાતી પ્રેસના માલીક અને "ગુજરાતી" પત્રના અધિપતિ વિદ્વાન્ સાક્ષર રા. રા ઈચ્છારામ સૂર્યરામ દેશાઈનો ઉપકાર અમો ખરા અંત કરણથી સ્વીકારીએ છીએ એ વિદ્યાવિલાસી ભાઈએ પોતાના છાપખાનામા લાગત કિંમતે પુસ્તક છપાવી આપવાને કબૂલ્યું, એટલુ જ નહિ પણ પોતાના શાસ્ત્રી કુલશકરદ્વારા તેનુ શોધન પણ કરાવ્યું, અને તેવી રીતે અમોને ઘણી જ સરળતા કરી આપી છે

આ પ્રયાસ અમારો પહેલવહેલો જ છે, અને તેમા લખતરના રા રા જેશકરભાઈ મહાશકરભાઈ રાવળ આદિ અમારા જે જે મિત્રોએ અમને સહાયતા આપી છે, તેમનો સર્વનો આભાર અમો માનીયે છીયે.

**गुर्जर वांचको आ पुस्तकथी आह्लादने पामो.**

ફાલ્ગુણ શુક્લ પૂર્ણિમા
વિક્રમાર્ક ૧૯૫૮

કે. દા.
મો. ત્રિ. ફે.

# દ્વિતીય આવૃત્તિના બે બોલ

## न जाने जानकीनाथ प्रातःकाले किं भविष्यति

એ કહેતીનો અક્ષરશ. અનુભવ આ પુસ્તકોના સબધમા મને થયો છે મ્હારા અક્ષરનિવાસી મિત્ર નિરંતર અભ્યુદય માટેનુ શુભ ચિંતન કરનાર પૂર્વ કાળના સ્નેહી મુરબ્બી એવા રા. રા. મોતીલાલ ત્રિભોવનદાસ ફોઝદારના સને ૧૯૦૫ ના માર્ચમા થયેલા અકાળ અને અણચિંતવ્યા દેહત્યાગથી આ પુસ્તકોની ધારેલી ટીપ પૂર્ણ થઈ શકી નહિ. તેમના મૃત્યુ પૂર્વે જ અમોએ સ્વામિશ્રી પ્રેમાનંદના પદોનો સંગ્રહ બે સ્થળોની પ્રતો મેળવીને તૈયાર કરાવવા માડ્યો હતો તે કાર્ય સને ૧૯૦૫ ના અંતમા હુ પૂરુ કરી રહ્યો હતો, પણ બાદમા અનેક આર્થિક વિઘ્નો આવતા તે પ્રકટ કરવાનુ કાર્ય અટકી રહ્યુ હતું. તે જેમ તેમ અક્ષરસ્થ શેઠ રણછોડદાસ ત્રીજભુખણદાસના ટ્રસ્ટીઓ તરફથી કાઇક મદદ મળતા ૧૯૦૮મા સુરતમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમા કરાવવાનુ નક્કી કરી કામ આરભ્યું પરતુ બે ફોર્મથી વધારે તે લોકોએ છાપ્યું નહિ અને કામ પાછુ અટકી પડ્યુ આમ રા બા. શેઠ કરમશી દામજીના જામાતા શેઠ લવજીભાઈ સાથે વાતચિત થતા અને તેમણે જરૂરી બંદોબસ્ત કરી આપવાનુ કબૂલતા મ્હેં વાત પાછી ઉપાડી અને મ્હારા પિતૃવ્યતુલ્ય વડીલ અક્ષરસ્થ ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ–"ગુજરાતી પ્રેસ"ના માલિક અને તે પત્રના અધિપતિ–એ તે વિષે યોજના ઘડી આપી કે પ્રથમ મ્હારે બ્રહ્માનંદ કાવ્યની દ્વિતીય આવૃત્તિ બાહેર પાડવી અને પછી તુરત જ પ્રેમાનદ આદિ કાવ્યો એક પછી એક પ્રકટ કરતા જવું; આ પ્રમાણે આ બીજી આવૃત્તિનો આરભ સને ૧૯૧૧ ના જુન માસમા કરવામા આવ્યો, પણ તેમા પણ એક પછી એક અનેક વિઘ્નો નડતાં છેવટે હાલ તે બાહેર પડવા પામ્યો છે અને તે જોવાને એમાંથી એક પણ સ્નેહી રહ્યા નથી, એથી મનને ગ્લાનિ વિશેષ થાય છે

સ્વ. ઇચ્છારામભાઇને સ્વામિના, પ્રેમાનંદ સ્વામિના, મુક્તાનંદ સ્વામિના અને નિષ્કુલાનદ સ્વામિનાં પદો ઉપર ઘણો જ પ્રેમ અને ભાવ હતો અને જેમ અક્ષરસ્થ મોતીલાલભાઇનો હેતુ તે પ્રકટ કરવામા સાપ્રદાયિક ઉન્નતિનો હતો, તેમ જ ઇચ્છારામભાઇનો હેતુ ગુર્જર સાહિત્યના અંધારામા પડી અટવાઈ રહેલા કવિરત્નોનો પ્રસાદ સાક્ષર વર્ગને પ્રાપ્ત કરાવવાનો હતો

શ્રીજીની અનુકંપા થશે તો આ તે બેય રત્નોના હેતુ અક્ષરસ્થ મુરબ્બી ઇચ્છારામભાઇના ચી૰ મણિલાલ સાથે મળીને પાર પાડીશ અને જ્યારે આ સમકના સાતે અંકો બાહેર પડી જશે ત્યારે જ હું મને પોતાને આ બેય તરફની તેમ જ મ્હારા સંપ્રદાય તરફની અને તેના સ્થાપક પ્રવર્તક શ્રીહરિ તરફની મ્હારી ફરજ બજાવીને ઋણ મુક્ત થયેલો માનીશ. તે કૃપાળુ શ્રીહરિ મ્હારા અંતરની આ ઇચ્છાને પાર પાડો

આ આવૃત્તિમા સ્વામિશ્રીનો એક બીજો ગ્રંથ "શ્રી સુમતિ પ્રકાશ" સમાવવામાં આવેલો છે આ ગ્રંથ ઉપર મ્હારૂ પ્રથમ ચિત્ત આકર્ષનારા શાસ્ત્રી શ્રી બાલમુકુંદાનદજી હતા અને તેઓને એ ગ્રંથ પ્રથમાવૃત્તિમા સમાવવાની ઇચ્છા હતી, પણ તે વારે તે બની શક્યું નહોતું. જ્યારે લખવાને દિલગીરી ઉપજે છે કે, તે વિદ્વાન્ શાસ્ત્રીજી આ આવૃત્તિ બાહેર પડતા પૂર્વે જ અક્ષરવાસી થઈ ગયા છે

પ્રથમ આવૃત્તિ નીકળી ત્યારે ઘણી તરફથી એમ કહેવામા આવતું હતું કે, સ્વામિશ્રીનુ જીવનવૃત્ત સંપૂર્ણ નથી અને પદો પણ ઘણાંક અપૂર્ણ છે પરંતુ શોકની વાત એ જ છે કે, વારવાર વિનય પત્રિકાઓ બાહેર પાડવા છતા કોઈ પણ તરફથી કાંઈ પણ માહીતિ કે પદ મળ્યાં નથી હજુ પણ દરેક વાચક ભ્રાતા અને ભગિનીને નમ્ર યાચના એ જ છે કે, સ્વામિશ્રી પ્રેમાનંદનાં પદો છપાય છે, તેટલામા તેમના જીવનવૃત્ત વિશે તેમ જ તેમનાં પદો, પુસ્તકો વિગેરે વિશે જેને કાંઈ પણ ખબર હોય, તેણે કૃપા કરીને મને તે પહોંચાડવાં.

આ પુસ્તકના પ્રકટકર્તા તરીકે જે બે નામો પ્રથમ આવૃત્તિમા રાખ્યા હતાં તે જ કાયમ રાખવામા રા. બા શેઠ કરમશી દામજીની સંમતિ મેળવી છે અને અક્ષરસ્થ બાંધવ મોતીલાલભાઇનું નામ પણ પુસ્તક સાથે કાયમનું જોડાયેલુ રાખવાના હેતુથી જ રાખેલું છે.

વસંતપંચમી સં૰ ૧૯૬૯. ગુર્જર વાચકોને આવા ભક્તરાજોની પ્રસાદી આપવાને તથા ગુર્જરીગિરાની સેવા કરવાને મને પ્રભુ શક્તિવાન્ કરો, એ સાથે એટલુ જ ઉમેરીશ કે,

"ગુર્જરીગિરાના જય શ્રીરંગ વિરાજો."

ઈશ્વરદાસ ઇચ્છારામ.

# શ્રી બ્રહ્માનંદ સ્વામિનું જીવન વૃત્તાંત

स्वजनदु:खनाशाय धरावतारधारिणम् ।
सद्धर्मस्थापकं भक्तिधर्मात्मज नमाम्यहम् ॥ १ ॥
ऋषिभक्तिधर्मादीनां शापविनाशहेतवे ।
योऽवतारधारिण: स श्रीस्वामी जयत्यधुना ॥ २ ॥

**અર્થ**–સ્વજન જે પોતાના આશ્રિત ભક્તજન, તેમના આધિ, વ્યાધિ અને ઉપાધિ કહેતા આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌક્તિક એવા ત્રણે પ્રકારના દુ ખનો નાશ કરવાને અર્થે ભૂમિપર અવતાર ધરનાર અને સદ્ કહેતા સાધુ પુરુષોએ સેવવા યોગ્ય એવા ધર્મનું સ્થાપન કરનાર જે શ્રીભક્તિધર્મના બાળરૂપે વિરાજી રહેલા શ્રીહરિ, તેને હુ નમસ્કાર કરુ છુ

પોતાને પ્રિય એવા જે ભક્તિધર્માદિક મુનિઓ તેમના ઉપરના શાપનો નાશ કરવાને અર્થે જેમણે ધરાપર જન્મ કહેતા અવતાર લીધેલો છે, એવા અવતારી જે શ્રીસહજાનદ સ્વામિ, તે સામ્રતમા જયકારી પ્રવર્તે છે

---

સાંપ્રત સમયમાં પુસ્તકોનો કર્ત્તા કોણ છે? તેઓની સ્થિતિ, રીતિ, નીતિ કેવી છે? વગેરે સઘળો સંબધ જાણુવાની ઉત્કંઠા સહજ જ પુસ્તક હસ્તગત થતાં સ્ફુરી આવે છે. પાશ્ચાત્ય વિદ્યાવિલાસી જનો, પુસ્તકના કર્ત્તાના દૈનિક જીવન જાણુવાને (રોજનીશીઓ વાંચવાને) પણ ઉત્સુક હોય છે, અને તે જ વિદ્યાના આગમન અને પ્રચારને વશ, માતૃભાષાના અભ્યાસ તરફ વળેલા વિદ્યાવાન્ પુરુષો તેવી જ રીતે સ્વભાષાના ગ્રથકર્ત્તાઓનાં ચરિત્રો જાણુવાને આતુર હોય છે, તેમા પણ જ્યારે કોઈ મહાત્માનાં પ્રસાદી વચનોનું ગ્રથદ્વારા તેઓને પાન કરાવવામાં આવે છે, ત્યારે તો તેમના પૂર્વાશ્રમ સબધી, તેમ જ તેમના ઉત્તરાશ્રમની સાથે સબધ ધરાવનારાં પ્રાણીઓ અને પદાર્થો સબધી મળી શકતી સર્વે માહીતિ પણ જાણુવા ઇચ્છે છે અને તેથી વિદ્યાવિલાસી અને કવિઓના રસગ્રાહી વાંચકોને તથા આ નવીન ગણુતા પણ સનાતન નીતિરીતિને પુન સજીવન કરી પ્રવર્તાવનારા સપ્રદાયને માનનારા ધર્મબધુઓને, આ કાવ્ય રચનાર મહાન્ રત્ન સબધી જે કાંઈ ખબર મળી શકી છે, તેનો ઉપભોગ કરાવવાની ઇચ્છાથી, આ કાવ્યના કર્ત્તા મહાત્માનું જીવનચરિત્ર લખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

ઉપર કહેવામાં આવ્યુ છે કે, મહાત્માનાં જીવનચરિત્ર જાણુવાને ઉત્સુકો, સામાન્ય રીતે તેમના પૂર્વાશ્રમ સબધી અને તેમની સાથે ઉત્તરાશ્રમમાં સંબધ ધરાવનારાઓ વિષે, માહીતિ મેળવવાને આતુર હોય છે, તેથી આમાંનો પ્રથમ ભાગ આપતાં પૂર્વે દ્વિતીયાંશ વિષયે થોડુ લખીશુ, કારણુ કે સામાન્ય જનો સ્વામિનારાયણુના સપ્રદાયના

સબધે સત્ય વાત જાણુતા ન હોવાથી અને તેઓ સત્ય વાર્તા જાણુવાની ઉત્કઠા વિનાના હોવાથી અને સાધારણુ રીતે આર્યોમા સામાન્યપણે પ્રચલિત ચાલુ રીતભાતને ફેરવવાની અનિચ્છા ધરાવનારા હોવાથી, લોકમા દ્વેષી જનોએ પ્રવર્તાવેલી અનેક અસત્ય લોક-વાયકાઓને જ સત્ય ધારી લે છે, અને તેથી આ શ્રેષ્ઠતમ સપ્રદાયનો સક્ષિપ્ત ઇતિહાસ અત્ર આપવાની જરૂર જોઇએ છીએ

**સ્વામિનારાયણુના સંપ્રદાયને ઉદ્ધવી સપ્રદાય**ના નામે ઓળખાવવામા આવે છે અને એ સપ્રદાયવાળા, એ સપ્રદાયના આદિ પુરુષ–આદિ આચાર્ય, સદ્ગુરુ, મહાત્મા સ્વામિ **શ્રીરામાનંદ**ને મહાન્ **ઉદ્ધવજીનો** અવતાર માને છે સ્વામિ **રામાનદ** યાવત્ જીવિત બ્રહ્મચર્યાશ્રમમા જ રહ્યા હતા, અને તેઓ **અવધ્ય**પુરી (**અયોધ્યા**)ના રહેનાર ઋગ્વેદની આશ્વલાયન શાખાના કાશ્યપ ગોત્રોત્પન્ન સદ્ધર્મનિષ્ઠ વિપ્ર **અજયપ્રસાદ** અને તેમની પતિપરાયણા પત્ની **સુમતિ**દેવીના પુત્ર હતા તેઓ બારમે વર્ષે પિતૃગૃહનો ત્યાગ કરીને વિદ્યાભ્યાસ માટે નિકળ્યા, અને કાઠિયાવાડમા સમુદ્રતટે આવેલા **તલાજા** ગામના ધર્મવાન્, વિદ્યાવાન્ અને અતિપવિત્ર સાધુસ્વભાવવાળા વિપ્ર **કાશીરામ**ને ત્યા આવીને તેમણે શાસ્ત્રાભ્યાસ કીધો હતો, અને પછી ત્યાથી પ્રયાણુ કરી રૈવતાચલની તળેટીમા વાસ કરી રહેલા **શ્રીગોપનાથ**ના ગોપાલયોગિના શિષ્ય સ્વામિ **શ્રીઆત્મા-નદજીને** મળી, તેમની પાસેથી **રામાનદ** સ્વામી યોગાભ્યાસ કરીને સમાધિવિષે નિરા-કાર એવો તેજ પુજ અનુભવવા–દેખવા લાગ્યા, પરતુ તેટલાથી જ તેમના હૃદયને શાતિ થઈ નહિ **આત્માનદ** સ્વામિએ પરબ્રહ્મ પરમાત્માને નિરાકાર, નિર્ગુણ, જ્યોતિ-સ્વરૂપ કહ્યાથી તેઓ બહુ જ કષ્ટ પામ્યા, અને મૂર્છિતાવસ્થામા બે પ્રહર પડી રહ્યા અને પુન ચેતન આવતા જ તેઓ તત્કાળ ત્યાથી નિકળીને **શ્રીરગક્ષેત્ર** ગયા, ત્યા આગળ **પ્રપન્નામૃત** આદિક **શ્રીમદ્રામાનુજ** સપ્રદાયના પુસ્તકોના શ્રવણથી તેમને દૃઢ શ્રદ્ધા થઈ કે અત્રે **શ્રીશેષાવતાર શ્રીમદ્રામાનુજાચાર્ય**, તેમ જ **શ્રીકૃષ્ણુપરમાત્મા** પ્રત્યક્ષપણે વિરાજમાન રહેતા હોવા જોઇએ પછી તેમણે એકાતમા દૃઢ તપ કરવા માડ્યુ. આ તપથી પ્રસન્ન થઈ **શ્રીમદ્રામાનુજાચાર્યે** દિવ્યદેહે તેમને દિક્ષા આપીને કહ્યુ કે, તમો ઉદ્ધવજી છો માટે **શ્રીરગ** પૃથ્વીમા **શ્રીકૃષ્ણુ**ની ક્ષીણુ થવા માડેલી ભક્તિ અને સદ્ધર્મનો પુન ઉદય કરો. આ પ્રમાણે આજ્ઞા થયા પછી **રામાનદ** સ્વામી ફરતા ફરતા પ્રયાગ આવ્યા ત્યા **ધર્મ** અને **ભક્તિ**ના અવતાર એવા **શ્રીદેવશર્મા** અને **બાલાદેવી**નો મેલાપ થયા કેડે પાછા ત્યાથી પૂર્વમા ઉદય પામીને સૂર્ય જેમ પશ્ચિમમા જાય છે, તેમ જ તેઓ પણુ ગુજરાત આદિક સ્થળોમા ગયા. થોડાક કાળ પછી **શ્રીદેવશર્મા** અને **બાલાદેવી**ને ગૃહે પુત્રરૂપે અવતરેલા **શ્રીહરિ**, તીર્થોમા પ્રવાસ કરતા કરતા **શ્રીલોજપુર**મા રહેલા **શ્રીમદ્ઉદ્ધવ** સ્વામિના શિષ્યાગ્રગણ્ય એવા **શ્રીમુક્તાનન્દ** સ્વામિના મડળને આવી મળ્યા, અને સ્વામિની આજ્ઞા થતા સૂધી તેઓ **શ્રીમુક્તાનન્દ**

સ્વામિની સાથે જ રહ્યા હતા. આષાઢી સવત્ ૧૮૫૭ મા શ્રીરામાનન્દ સ્વામીને શ્રીહરિ મળ્યા હતા. તેમને સવત્ ૧૮૫૮ મા મહાદીક્ષા આપીને તેમનું શ્રીસહજાનન્દ* એવુ નામાભિધાન રાખ્યુ અને તેમને પોતાના ધર્મની ધૂર સોંપીને પછી શ્રીઉદ્ધવ સ્વામિએ દેહનો ત્યાગ કીધો હતો.

આ જ પ્રગટ પુરુષોત્તમ નારાયણ શ્રીસહજાનન્દ સ્વામિના શિષ્યગણોમા અગ્રણી એવા મહાન્ સદ્ગુરુઓમાના એક આ જીવનવૃત્તાતના સદ્ગુરુ સ્વામિ શ્રીબ્રહ્માનન્દ હતા

સ્વામિનારાયણ સપ્રદાયને વિષે બોલાતી અનેક લોકવાયકાઓનો નિર્ણય કરવાને અર્થે, તેમ જ સ્વામિ શ્રીબ્રહ્માનન્દની સાથે અતિશય ગાઢ સબધ ધરાવનાર અને તેમના જીવનને રૂપાતર આપનાર આ નવીન દેખાતા સનાતન ધર્મના સ્થાપકો વિષે આટલો ટુકો ઇસારો કરી, સ્વામિના જીવનવૃત્તાંત વિષે લખીએ છીએ.

સદ્ગુરુ સ્વામિ શ્રીબ્રહ્માનન્દ પૂર્વાશ્રમમા ચારણ હતા, એવુ કવિચરિત્રમા લખેલુ છે ખરુ, પરંતુ તેમની બારોટની અટક જોતા, તેઓ ભાટ જ્ઞાતિના હોય એ વધારે સભવિત વાત છે સ્વામિ શ્રીબ્રહ્માનન્દના પિતાશ્રી શંભુદાન ગઢવી, ઓડ અથવા આશીઆ કહેવાતા હતા, અને તેમનો વાસ આબુરાજની તળેટીમા આવેલા ડુંગરપુર પ્રગણાના ખાણગામમા હતો. શભુદાન ગઢવી જાતે ભોળા, નિષ્કપટી મનના અને ધર્મવાન્ તથા શ્રદ્ધાળુ પુરુષ હતા, અને તેમના પત્ની લાલબાદેવી પણ તેવા જ શુદ્ધ, સદાચારી, પતિપરાયણા સાધ્વી હતા. આ દપતીને, સાધુ સત ઉપર બહુ જ ભાવ હતો, અને આબુરાજના તીર્થાટણે આવતા અનેક સાધુ સંતોને આ ગામમાથી આવવાજવાનો પ્રસગ પડતો હોવાથી તેઓ તેમની યથાશક્તિ સેવા કરતા અને સત્સગ રાખતા. એક સમયે શ્રીમદ્ઉદ્ધવસ્વામિ શ્રીરામાનન્દજી ફરતાફરતા ત્યા જઈ ચડ્યા, અને શ્રદ્ધાળુ ભાવિક યુગલે તેમની યથાશક્તિ આદરસભાવના કીધી. એ સર્વે રાત્રિના સ્વામિની આસપાસ કથા સાભળવાને બેસતા, તેમા એક પ્રસગે નીચે જણાવેલો એક અદ્ભુત બનાવ બન્યો હતો.

શ્રીરામાનન્દસ્વામી શ્રીકૃષ્ણના ગુણાનુવાદ ગાતા હતા અને સર્વે જનો શાત ચિત્તથી એકાગ્ર થઇને તે સાભળતા હતા, તેવામા લાલબાદેવીની આ ખમા સહેજ મટકું આવ્યુ આ વખતે સર્વેને શ્રવણગોચર થાય એવા ઉચા પણ મૃદુ અને મધુર સ્વરે તે સગર્ભાસાધ્વીના ગર્ભમા રહેલા બાળકે, સ્વામિને કહ્યુ કે, "હે પ્રભો! પ્રગટ પ્રભુ જે શ્રીહરિ તેમના મહિમાની વાતો કરો." તેમનાં આવા આનદ ભરેલા વાક્યને સાભળીને, આશ્ચર્યથી ચકિત થઈ ગયેલા તે સર્વેના સાભળતાં જ શ્રીરામાનન્દજીએ મૃદુ

---

* સહજ સ્વભાવે જ આનદમય છે, અથવા જેને જોતા જ મનુષ્યને હૃદયમા સ્વાભાવિક રીતે જ આનદ આનદ વર્તી રહે છે, એવી રમ્ય મનોહર મૂર્તિ

સ્વરે અને હાસ્યયુક્ત વદને તેમને કહ્યુ, "હે મહાત્મન્! પ્રગટ શ્રીહરિનો અનેક જીવોના કલ્યાણકારક ગુણચરિત્રવાળો મહિમા તો આપ જ વર્ણવશો હુ તો દિગ્માત્ર વર્ણન કરુ છુ."

આ મર્મ ભરેલા વાગ્વ્યવહારને નહિ સમજી શકેલા, પણ તેનું શ્રવણ કરી શકેલા શ્રોતાજનોએ સ્વામિને વિનતિ કરી કે, આ વાર્તાનો અર્થ શો છે? તે સમજાવો. ત્યારે સ્વામિએ કહ્યુ કે, "લાલબાદેવીના ઉદરને વિષે જે બાળક છે, તેને વિષે તમો બાળક બુદ્ધિ ન આણશો, કારણ કે એ તો મહા મોટા અનાદિમુક્ત છે, તે સાથે મહાન્ વિદ્વાન્ અને ચતુર હોઈ શીઘ્રકવિ થશે વળી તે ગૃહની અંદર ન રહેતા અક્ષરાતીત જે પુરુષોત્તમ નારાયણ તેને જઈ મળશે તથા તેમની સાથે અનેક મ્હોટામ્હોટા કાર્યોમા ભાગ લઇને પ્રખ્યાતિ મેળવશે." આવી રીતનુ પોતાના ભવિષ્યના બાળકનુ શુભ ભવિષ્ય શ્રીમદ્ઉદ્ધવસ્વામિના મુખમાથી ઉચ્ચરાયેલુ સાભળીને તે દપતી તથા તેમના સંબધી જનોએ અતિશય આનદમા આવી જઇને સ્વામિની ષોડશોપચારથી પૂજા કીધી, તથા મહાન્ સમારભ કરીને સવારે સ્વામિને ત્યાથી વિદાય કીધા

ઉપલો બનાવ બન્યા પછી કેટલાક દિવસ જતા સવત ૧૮૨૮ માં શ્રીમતી લાલબાદેવીને પુત્રપ્રસવ થયો દેવગુરુ બૃહસ્પતિના જેવી કાંતિવાળા આ પુત્ર તે કોઈ નહિ, પણ આ જીવનચરિત્રના નાયક જ હતા તેમના માતપિતાએ યથાયોગ્ય જાત સસ્કાર કરીને તેમનુ નામ લાડુ પાડ્યુ. "પુત્રના લક્ષણ પારણામાંથી જણાય" તેવી જ રીતે બાળચદ્રની પેઠ વૃદ્ધિને પામતા આ લાડુ બારોટે નાનપણથી જ બાળકના રમકડા ત્યાગ કર્યા અને ઈશ્વરભક્તિ તરફ પોતાના હ્રદયનો વેગ પ્રદર્શિત કીધો તેઓ સ્વભાવે શાત અને બુદ્ધિવાન્ હતા ઉમ્મરે પહોંચ્યા પછી જે હાજરજવાબીપણું અને હાસ્ય રમુજીપણુ તેઓમા જોવામા આવે છે, તે આટલી નાની ઉમ્મરે પણ તેઓમા દેખાતુ હતુ સ્વામિ પદર વર્ષના થયા ત્યા સુધી તેમના પિતાશ્રી તરફથી તેમને શિખવવાને કાઈ પણ યત્ન કરવામા આવ્યો હોય, એવુ માલમ પડતુ નથી, તોપણ આ સુદર સમઅવયવવાળા અને પોતાની ચતુરાઈ અને બહાદુરીથી સર્વ સાથીઓમા બહુ જ પ્રિય થઈ પડેલા બાળકની પ્રકૃતિએ આપેલી, પણ વગર કેળવાયેલી કવિત્વશક્તિ તે વખતે પણ દર્શન દીધા વગર રહી નહિ. તેઓ હાસ્યયુક્ત જોડકણાઓ, સાખીઓ તથા દોહરાઓ બોલીને પોતાના સાથીઓને રમુજમા ચીડવતા અને પ્રસન્ન કરતા

સ્વામિની બાલ્યાવસ્થાના કાળ વિષે આથી વિશેષ ખબર અમોને મળી શકી નથી પણ એવુ જાણવામા આવેલુ છે કે, સ્વામિ પદર વર્ષના થયા ત્યારે તેમના પિતાશ્રી સાથે તેઓને ઉદયપુર જવાનો પ્રસગ પડ્યો હતો. આ વખતે ઉદયપુરના રાણાને ત્યા લગ્નપ્રસગ હોવાથી લાડુ બારોટને દરબારમા જવા આવવાની બહુ તક મળતી અને તેવે વખતે પોતાની અશિક્ષિત પણ સ્વાભાવિકી તીવ્ર બુદ્ધિથી

રચાયેલ કવિતાઓ દોહાઓ અને છંદો તેઓ ગાઈ સભળાવતા રાણાજી એમની કવિતાથી બહુ જ પ્રસન્ન થયા, અને આને જો ઉત્તમ પ્રકારનુ યોગ્ય શિક્ષણ આપવામા આવે તો તે એક સારા કવિ થઈ શકશે, એમ રાણાજીને લાગવાથી તેમણે શંભુદાન બારોટને કહ્યુ કે, "આને કચ્છમા પિગલ ભણવા મોકલો; એ ભણીને આવશે કે, અમો તેને એક પ્રગણું બક્ષીસ આપીશુ." પછી શંભુદાને કવિને કચ્છમા પિગલનો અભ્યાસ કરવાને મોકલ્યા. ત્યા કવિએ પ્રથમ અભ્યાસનો આરભ ધમકડા ગામમા રહેતા લાધા રજપૂતને ઘેર કર્યો હતો, અને પછી ભુજનગરની પ્રજાની પાઠશાળામા પ્રવેશ કર્યો હતો. ત્યા આઠ વર્ષ સુધી તેમણે અભ્યાસ કરીને જોધપુર, જયપુર, બીકાનેર આદિ રાજ્યસ્થાનોના રાજ્યોમાથી, તેમ જ જુનાગઢ, જામનગર આદિ કાઠિઆવાડના રાજ્યોમાથી ભારે સત્કાર તથા શિરપાવો મેળવ્યા હતા ભાવનગરના વજેસિહજી મહારાજે પણ તેમને સારુ ઇનામ આપ્યુ હતુ અને આવી રીતે બધેથી બક્ષિસો અને શિરપાવો મેળવીને તેઓ પાછા ફરી કચ્છમા આવ્યા. તે વખતે ભુજમા પણ દરબાર તરફથી તેમને સારો સત્કાર મળ્યો આ વખતે એક બનાવ બન્યો, તે કવિની જીદગી સાથે ઘણો જ સબધ ધરાવે છે, કારણ કે તે પછી તેમના જીવનપ્રવાહે નવુ રૂપ અને ગતિ લીધા

આ બનાવ તે કવિનો શ્રીસ્વામિનારાયણ સહજાનદની જોડેનો પ્રથમ મેળાપ હતો. કવિ ભુજ આવ્યા, તે સમયે શ્રીસહજાનદ સ્વામિ હીરજી તથા સુંદરજી વિશ્વકર્મા(સુતાર)ને ત્યા વિરાજતા હતા. આ વાત સાભળીને લાડુ ગઢવી કાઇક ભેટ લઇને દર્શને ગયા. આ વખતે શ્રીસહજાનદ સ્વામિ પોતાના આશ્રિત જનોની મધ્યમા એક ઉચા આસન ઉપર સર્વે શ્વેત વસ્ત્રો પહેરીને વિરાજેલા હતા, અને એમના કઠમા સુદર અને સુગંધીમાન્ પુષ્પની માળાઓ શોભી રહી હતી. આ અતિશય આનદમય અને પ્રફુલ્લિત કિશોર મૂર્તિને ગઢવી થોડીકવાર એકી ટશે જોઈ રહ્યા, અને તેમના નેત્રોમાથી હર્ષાશ્રુ વહેવા લાગ્યા. જે મૂર્તિ માતાના ઉદરમા હતા ત્યારથી તે તે દિન સુધી પોતાને પ્રત્યક્ષ દેખાતી હતી તે જ આ પ્રત્યક્ષ સ્વામિનારાયણ છે એવો પોતાના હ્રદયમા દઢ નિશ્ચય થવાથી તેઓ અત્યાનદમા આવી ગયા, અને ત્યા ને ત્યા જ નીચેનુ પદ તત્કાળ જોડીને બોલ્યા —

"આજની ઘડી રે ધન્ય આજની ઘડી,
મેં નિરખ્યા સહજાનદ, ધન્ય આજની ઘડી" પદ ૨૧૯.

તેમનો પ્રેમ અને નિશ્ચય કેવો દઢ પ્રથમ દર્શને પણ હતો, તે ઉપલા જ પદની અતની કડીથી પ્રત્યક્ષ થાય છે —

"જ્ઞાન કુંચિ ગુરુગમસેં, ગયા તાળા ઉઘડી,
લાડુ સહજાનદ નિહાળતા, ઠરી આખડી રે–"

આટલી ચાર કડીઓ ગાતાગાતામા તો ગઢવીના હર્ષની અવધિ રહી નહિ, અને ગઢવી શ્રીસહજાનદ સ્વામિની મૂર્તિ સામુ જોઈ રહીને વારેવારે ઉચે સાદે છેલ્લી કડી બોલવા લાગ્યા, અને કેટલીકવાર સૂધી આમ હ્રદયગત ઉર્મિઓ બાહેર પાડ્યા પછી શ્રીસહજાનદ સ્વામિનુ ષાડશોપચારથી પૂજન કરીને ગઢવી તેમના આશ્રિત થયા આ પ્રથમ સમાગમ ઘણુ કરીને વિ. સ ૧૮૬૦ ના અરસામા થયો હતો

આ પછી ગઢવી ભુજનગરમા થોડા દિવસ રહી ત્યાથી ચાલી નીકળ્યા અને આબુની તળેટીમા ડુગરપુર પ્રગણા સુધી જઈ પાછા ફર્યા એમ દેશાતરમા વિચરણ કરતા અને નાનામોટાં રાજ્યોમા ફરતાફરતા શેત્રુજા થઇને પાલીતાણા આવ્યા અત્રે ત્યાના દરબારે તેમને ભારે મૂલ્યવાન્ પોશાક આપ્યો. તે લઇને ગઢવી શ્રીગઢડા ગામમા વિરાજી રહેલા પોતાના ગુરુ શ્રીસ્વામિનારાયણના દર્શને આવ્યા. આ વખતે ગઢવીની જોડે ઉત્તમ ઘોડી અને ચાકર માણસોનો મોટો રસાલો હતો. સભામા આવ્યા, તે સમયે ગઢવીએ સારા જરિયાની વસ્ત્રો પહેરેલાં હતા અને હાથમા હેમના કડા તથા વેઢ અને વિંટી આદિ આભૂષણો ધારણ કર્યા હતા.

ગઢવી આવા ઠાઠ અને ભભકાથી શ્રીસ્વામિનારાયણના દરબારમા આવીને શ્રીસહજાનદ સ્વામિને પગે પડ્યા અને આજ્ઞા મળતા જ સભામા બેઠા. ત્યા શ્રીસ-હજાનદજી મહારાજે તેમની કુશળતાના સમાચાર પૂછી કેટલીક વાતો કર્યા પછી આજ્ઞા કરી કે "ગઢવી! આ અમારી સાખ્યયોગી બાઇઓની જૂદી સભા છે, તેમની આગળ જઈ ભગવાન્ સબધી વાતો કરો." આ વચન સાંભળીને ગઢવી બાઇઓ પાસે ગયા અને જ્ઞાન સબધી અનેક ઉપદેશની વાતો કરવા મડ્યા આ સાભળીને તે સભામા વિરાજી રહેલા મ્હોટીબા (જીવુબા–દાદાખાચરની બ્હેન)એ ગઢવી આગળ સાંખ્યના જ્ઞાનની અને પ્રગટ પુરુષોત્તમના મહિમાની વાતો એવી તો છટાથી કીધી કે, સંભળાવવા ગયેલા ગઢવી તો ત્યા શાતપણે તેમની વાતો સાભળવા બેસી ગયા અને તેથી તેમની રજોગુણી પ્રકૃતિ તથા વૃત્તિ ત્યા જ શમી ગઈ. પોતાના અતરમા થયેલા આ ચમત્કારિક ફેરફારને અનુભવતા અને તજ્જન્ય આનદોર્મિમા તણાતા ગઢવી પછી મ્હોટીબાને નમસ્કાર કરીને ત્યાથી ઉઠ્યા પછી ત્યાથી શ્રીજી મહારાજની સમીપમા આવ્યા, અને ગોપિકાઓને ઉપદેશ આપવાને ગયેલા શ્રીઉદ્ધવજીએ જેવો જવાબ શ્રીકૃષ્ણ પરમાત્માને કુરુક્ષેત્રમા આપ્યો હતો, તેવો જ ઉત્તર ગઢવીએ પણ સભામા આવીને શ્રીસહજાનદ સ્વામિને આપ્યો તે પછી પોતાના વસ્ત્રો તથા આભૂષણો ઉતારી શ્રીજીના ચરણ આગળ મૂકીને બોલ્યા "હે નાથ! હે અતર્જામી! તમોએ મ્હારા હ્રદયની રજોગુણી પ્રકૃતિ વર્તીને ઉપદેશ આપવાને નિમિત્તે મને આવી મુમુક્ષુ શુદ્ધ બાઇઓની પાસે શિક્ષા લેવાને કૃપા કરીને મોકલ્યો, તેથી મારી રજોગુણી વૃત્તિ શમી જઇને મારુ મન નિર્મળ થયુ છે. એ બાઇઓની સમજણ જોઇને મને જ્ઞાન

અને શિખામણ મળ્યા છે અને તેથી હવે આ વસ્ત્રો, આભૂષણો તથા ઘોડી એમાંનુ કાંઈ પણ મારે જોઇતુ નથી, તેમ મારે હવે ઘેર પણ જવુ નથી" આમ બોલતા જ ગઢવીએ પોતાના માણસચાકરોને ઘેર પાછા જવાને કહ્યુ અને પોતે શ્રીજીની પાસે જ રહ્યા.

અત્રેથી શ્રીસહજાનન્દ સ્વામિ જોડેજોડે જ તેઓ દેશદેશાવરમા ફરવા નિકળ્યા. સિદ્ધપુર જતા માર્ગમા ડંઢાવ્ય દેશમા આવેલા જેરીતા ગામમા ગઢવીને શ્રીસ્વામિનારાયણે સવત્ ૧૮૬૧ મા શ્રીભાગવતી દીક્ષા આપી અને શ્રીરગદાસ એવુ નામ પાડ્યુ. ત્યાથી પાછા ફરીને શ્રીસહજાનદસ્વામી ગઢડે આવ્યા અને ત્યાથી પાછા ફરતાફરતા ગામ કાલવાણીએ આવ્યા. તે બધો વખત શ્રીરગદાસજી શ્રીજી મહારાજની સાથે જ હતા આ વખતે કાઠિયાવાડ અને ગુજરાત દેશ કેવા અશાંત હતા, તે ગુજરાતના ઇતિહાસમાંથી સ્પષ્ટ થાય છે. ખુદ ગુજરાતના પાટનગર અમદાવાદમાં પેશ્વાના સુબાઓ ચારે તરફ સ્વચ્છદી કેર વર્તાવી રહ્યા હતા અને ખાખીઓ, લોલંગરો, નાગાઓ અને એવાએવા જ નામધારી અને શસ્ત્રધારી વેરાગીઓ પ્રબળપણે વર્તતા હતા. તેઓની પ્રતિષ્ઠાની હાનિ થાય, તેવી નિદાનો એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના સ્વગુરુએ બાધેલ મર્યાદામા વર્તનારા–ષડ્ઇંદ્રિય જિતનારા–આ સપ્રદાયના સતોના શુદ્ધાચરણથી તેમની મહત્તા ઘટવા લાગી અને લોકોમાં અપ્રિયતા થવા લાગી. સ્ત્રીપુરુષની કથાઓના જૂદા જૂદા સ્થાનો કરી, સ્ત્રી આગળ પોતાના સાધુઓને ઉપદેશ કરતા અટકાવ્યા, તે આ વેરાગડાઓને રુચ્યુ નહિ. આ નિયમ સિવાય વળી નિષ્કામાદિક પચવર્તમાનના અતિઆકરા વતો અને નિયમો પાળનારા, શાત તપ અને તેજની મૂર્તિ જેવા આ પ્રગટ પ્રભુના સતોની સતોષવૃત્તિની આગળ આ ધન અને નારીના ઉપાસકોનુ તેજ હણાયું, અને તેથી દ્વેષ અને ઇર્ષ્યાના પ્રેર્યા તે વેરાગીઓ જ્યા મળે ત્યા શ્રીહરિના સતોને મારતા, તેમની સામગ્રી હરતા, તથા તેમના અગાદિકનો પણ પ્રસગ મળે ઉચ્છેદ કરતા, પણ આ તેમના દુરાચરણો માટે પેશ્વા સરકારના સુબાઓ કે બીજા દાકોરઠકરાઓ તેમને કાંઈ પણ કહી શકતા નહિ. આવા પ્રકારે જ્યારે પોતાના સતોને નિષ્કારણ કષ્ટ આપવામાં આવતું જોયુ ત્યારે 'ભવિષ્યમા ધર્મધારી અને સર્વનુ સમાનપણે પાલન કરનાર રાજ્યછત્ર આવે છે,' એમ કહી તેના આવતા સુધી પોતાના સંતોને શિખાસૂત્ર છોડી દેવા આજ્ઞા કરી, દાસાન્ત નામવાળા ભાગવતી દીક્ષાધારી પોતાના સાધુઓને શ્રીસહજાનદ સ્વામિએ પરમહસની દીક્ષા આપી, જટાકૌપિનાદિકનો ત્યાગ કરાવ્યો, અને નામ ફેરવીને નંદ અંતે આવે એવા નામો ધરાવ્યા. આ વખતે જ આપણા શ્રીરગદાસજીનુ નામ ફેરવીને બ્રહ્માનન્દ પાડવામા આવ્યુ હતુ.

જે વખતે આવી રીતે સ્વામિનુ નામ બદલીને બ્રહ્માનન્દ પાડવામા આવ્યુ

તેજ વખતે, ગઢડાથી તેમના પાછા ફરેલા માણસોના કહેવાથી લાડુ ગઢવીએ દીક્ષા લીધી છે, એ વાત તેમના સબંધીઓના અને મિત્રોના જાણવામા આવી અને તેઓ લાડુ ગઢવીનુ વેવિશાળ કરીને તેમને બોલાવવાને આવ્યા, અને સ્વામિને પાછા ફરવાને બહુ જ સમજાવ્યા પણ સ્વામિ ડગ્યા નહિ અને પાછા ફરવાને ના પાડી એ વેળાએ સ્વામિએ ખરા સગપણ વિષે નીચેના પદો તત્કાળ બનાવી ગાયા હતા –

"રે સગપણ હરિવરનુ સાચુ
બીજુ સરવે ક્ષણભગુર કાચુ    પદ ૧

આ વખતે પણ સ્વામિનો વૈરાગ્ય કેટલો તીવ્ર અને દૃઢ હતો તથા સ્વામિને આ અસાર સસારથી વિરક્ત રહેવાનો નિશ્ચય કેવો અચળ હતો, તે નીચેની કડીઓ પરથી કાઈક સમજાશે

"રે ફોગટ ફેરા નવ ફરીએ,
રે પરવર પાણી શુ ભરીએ,
જો વરીએ તો નટવરને વરીએરે"    પદ ૧
"રે ન ડરુ હુ લોકતણી લાજે,
રે શિર ઉપર ગિરિધર ગાજે,
આ દેહ ધર્યો નટવર કાજ"    પદ ૨
"રે હરિ વિના બીજાને વરવુ,
રે ગજ તજી ખર ચડીને ફરવુ,
એ જીવ્યાથી રુડુ મરવુ'    પદ ૨

આ કરતા પણ વધારે દૃઢતા ત્રીજા પદની નીચલી કડીઓમા દૃષ્ટિગોચર થાય છે

"રે સમજ્યા વિના નવ નિસરી,
"રે રણુ મધ્યે જાઇને નવ ડરીએ,
ત્યા મુખ પાણી રાખી મરીએ'

તેમ જ,

"રે પેહેલુજ મનમા ત્રેવડીએ,
રે હેડે હેડે જુદ્ધે નવ ચડીએ,
જો ચડીએ તો કટકા થઈ પડીએ"    પદ ૩

આ લીટીઓમાથી સ્વામિનો સસારમા પુન નહિ પડવાનો નિશ્ચય દૃઢપણે પ્રગટ થાય છે તેમનો સસારપરનો અભાવ કેટલો ઉડો હતો, તેમનો વૈરાગ્ય કેવો તીવ્ર હતો તથા ત્યાગી રહેવાનો નિશ્ચય કેટલો બળવાન્ હતો, તે ચોથા પદમા તેમણે આપેલા સતીના દૃષ્ટાતથી સ્પષ્ટ થાય છે ત્યાગી મટી રાગી થવાનો તેમના સગા-વહાલાઓએ બહુ જ આગ્રહ કીધો–સસારી બનવાને લલચાવનારી બીજી અનેક માગણીઓ સ્વામિને પાછળથી રાજવાડાઓમાથી પણ કરવામા આવી હતી, અને વડોદરાના તે વખતના મહારાજા શિયાજીરાવે એટલે સુધી કહ્યુ કે, બ્રહ્માનન્દ સ્વામી

મારા રાજકવિ થાય તો તેમને ૨૫૦૦૦ રૂપીઆની ઉપજનુ ગામ આપુ, છતાં પણ તેઓનુ મન જરાએ ડગ્યુ કે લલચાયુ નહોતુ, અને તેઓ શ્રીસ્વામિનારાયણની સેવામા જ નિશ્ચળ મનથી રહ્યા હતા.

સ્વામિની સ્મરણશક્તિ ઘણી તીવ્ર હોવાથી તેમને તથા બીજા સાધુઓને વધારે ભણાવવા સારુ એક વિદ્વાન્ બ્રાહ્મણને રાખ્યો હતો. તેઓ એકવાર જે પાઠ લેતા, તે તેમને કંઠે થઈ જતો; અને જ્યારે બીજા સાધુઓ એક એક પાઠ લેતા, ત્યારે સ્વામિ કૌમુદી, કાવ્ય, અને ન્યાય એ ત્રણેના પાઠો એકઠા લેતા, તથા સર્વે પાઠા બીજી સવારે કંઠ બોલી જતા. એમની બુદ્ધિ પણ ઘણી વિશાળ હતી, અને ત્યાગી થયા બાદ કેટલોક સમય વીત્યા પછી તેઓએ એવો નિયમ લીધો હતો કે, અમુક સખ્યાના પદો દરરોજ કરવા, અને તે નિયમાનુસાર પોતાના ગુરુદેવના ચરિત્રો જોઇને દરરોજ કીર્તનો રચતા. તેમના કીર્તનથી પ્રસન્ન થઇને એક વેળાએ શ્રીજી મહારાજે કહ્યુ હતુ કે -"બ્રહ્માનન્દ સ્વામિના સૌ કીર્તનો જે પ્રતિદિવસ ગાશે, તેને હુ પ્રત્યક્ષ દર્શન દઇશ."

આ વખત પછી આપણે સ્વામિને, સપ્રદાયને લગતા પુસ્તકો રચતા, તેમ જ સપ્રદાયના ઉત્કર્ષને અર્થે બીજા અનેક કાર્યો કરતા સતા પોતાના ઇષ્ટદેવ શ્રી ગુરુ- રાજની સેવામા રહેતા, તેમ જ તેમના દરેક કાર્યમા ઉમગથી ભાગ લેતા જોઇએ છીએ. સ્વામિને માટે બીજા લોકોમા કેવો ઉચ્ચ વિચાર હતો, તે તેમના કાર્યોમા સપ્રદાય બહારના જનો તરફથી પણ તેમને મળેલી મદદ ઉપરથી પ્રત્યક્ષ થાય છે સવત ૧૮૭૪ ના અરસામા શ્રીસહજાનન્દ સ્વામિને જનરલ ગોર્ડન સાહેબે શ્રીનગર અથવા અમ- દાવાદમા પધરાવ્યા, અને મહારાજને મદિર બાધવા અર્થે જેટલી જમીન જોઇએ તેટલી આપવાને પોતાની ઇચ્છા પ્રગટ કીધી. સરકારનો ધારો એવો હતો કે, ૯૯ વરસનેપટે જગા આપવી, તે છતા પણ જેટલી જગા શ્રીહરિએ કહી, તેટલી યાવચ્ચદ્રદિવાકર લખીને મફત આપી છે આ ઉપરથી શ્રીજીએ સ્વામિને તથા આનન્દાનન્દ સ્વામિને, અમદાવાદમા રહી મદિર કરવાની આજ્ઞા આપી. સ્વામિએ અતિશય શ્રમ લઇને તે શિખરબધ મદિર સવત્ ૧૮૭૮ મા પૂર્ણ કીધુ અને પછી ત્યા શ્રીસહજાનન્દ સ્વામિને તેડાવી, સવત્ ૧૮૭૮ મા ફાગણ સુદ ત્રીજને દિવસ વેદવિધિ પ્રમાણે યજ્ઞાદિક કરીને તેમા શ્રી નરનારાયણ દેવની પ્રતિષ્ઠા કીધી, અને બ્રાહ્મણોની ચોરાસી કરીને તથા ઘણા ત્યાગી, ગૃહસ્થ તથા ગરીબ લોકોને જમાડીને ભારે ઉત્સવ કર્યો હતો.

ત્યારપછી શ્રીસહજાનન્દ સ્વામિએ બ્રહ્માનન્દ સ્વામિને વરતાલમા મદિર કરવાની આજ્ઞા કરી. શ્રીજી મહારાજે તો તેમને ત્યા એક હરિમદિર કરવાને કહ્યુ હતુ, પણ બ્રહ્માનન્દ સ્વામિએ તો વરતાલ આવીને ત્યાના હરિજન પાસેથી જગાનો લેખ કરાવી ત્રણ શિખરનો પાયો નાખ્યો. આ વાતની જ્યારે શ્રીસહજાનન્દ સ્વામિને ખબર પડી ત્યારે તેમણે આનન્દાનન્દ સ્વામિને વરતાલ મોકલાવીને તેની સાથે

કહાવ્યુ કે "તમે એક મંદિર કરજો" પણ બ્રહ્માનંદ સ્વામિએ આનંદાનંદ સ્વામિને કહ્યુ કે, "આમા તમારી નજર ન પુગે." આ પ્રમાણે કહેલા સમાચાર તેમણે ગઢડે આવીને શ્રીજી મહારાજને નિવેદન કર્યા, એટલે શ્રીજી મહારાજે નિત્યાનન્દ સ્વામિને એક સાખી લખી આપીને મોકલ્યા, જે સાખી નીચે પ્રમાણે હતી,–

"આપકી પોચ વિચારકે, કરીએ તેતી દોડ,
તેતા પાઉ પસારીએ, જેતિ લખી સોડ."

નિત્યાનન્દ સ્વામિએ આવીને સ્વામિના હાથમા આ સાખી આપી, ત્યારે તે વાચીને સ્વામિએ જે ઉત્તર મોકલ્યો તે તેમનુ દૂરદર્શીપણુ, તેમજ તેમની પોતાના ઇષ્ટદેવના ઉપરની દૃઢ શ્રદ્ધા એ કેવા ઉત્તમ હતા ને દેખાઈ આવે છે તે ઉત્તર પણ એક નાની સાખીમા જ હતો

"સાહેબ સરીખા શેઠીઆ, બસે નગ્રકમાહી,
તાકે ધનકી કયા કમી, જાકી હુંડી ચલે નવખંડમાહિ"

આ સાખીરૂપ ઉત્તર સાભળીને નિત્યાનન્દ સ્વામી રાજી થયા અને પોતે પણ મંદિરના કામમાં ઉમંગથી ભાગ લેવા લાગ્યા. પછી પોતે ગઢડે આવીને શ્રીજી મહારાજને બ્રહ્માનન્દ સ્વામિનો સાખીમાં આપેલો ઉત્તર કહી સભળાવ્યો, જે સાભળીને શ્રીજી મહારાજ ઘણા રાજી થયા. શ્રીવરતાલનુ મંદિર સ્વામિએ કમળના આકારનુ કરાવ્યુ અને તે તૈયાર થયુ એટલે શુભ મુહૂર્ત જોવડાવીને શ્રીજી મહારાજને મૂર્તિઓની સ્થાપના કરવા સારુ વરતાલ પધરાવ્યા પછી મંદિરમા યથાવિધિ યજ્ઞાદિક કરીને સંવત્ ૧૮૮૧ ના કાર્તિક શુદ ૧૨ ને દિવસે શ્રી લક્ષ્મીનારાયણદેવની સ્થાપના કરી, અનેક સાધુ, બ્રહ્મચારી, અને બ્રાહ્મણોને જમાડીને પછી સ્વામિએ આજનો એક દહાડો સર્વે હરિભકતોને પૂજન કરવા દેવા તથા સ્વેચ્છાનુસાર ભેટ ધરવા દેવા બાબતમા શ્રીજી મહારાજની સંમતિ માગી એ સંમતિ મળતાને વારજ તેમણે સંઘમા પડો વજડાવી જાણ કરાવી કે, આ વખતે મહારાજનુ પૂજન કરી ભેટ ધરવાની સર્વને છૂટ આપવામા આવી છે, માટે મરજી હોય તેમણે પૂજા કરવા આવવુ. તે ઉપરથી હરિજનોએ પૂજન કીધુ અને ભેટો મૂકી. એ ભેટ સવારથી સાંજ સૂધીમા એટલી બધી ધરાણી કે, તેથી મંદિર માટે ખરચાયલી સઘળી રકમ તેમાથીજ પૂરી થઈ રહી

એ પછી થોડે દહાડે જુનાગઢથી હરિભક્ત ઝીણાભાઇનો કાગળ આવ્યો કે, "મહારાજ મારુ ઘર છે ત્યા એક સુંદર મંદિર કરો." આ ઉપરથી શ્રીસહજાનન્દ સ્વામિએ બ્રહ્માનન્દ સ્વામિને, તથા તેમની જોડે ગોપાલાનન્દ સ્વામિને, ગુણાતીતાનન્દ સ્વામિને, તદ્રૂપાનન્દ સ્વામિને, ભીમાનન્દ સ્વામિને, બદ્રીનાથાનન્દ સ્વામિને,

જ્ઞાનસ્વરૂપાનન્દ સ્વામિને, નિર્દોષાનન્દ સ્વામિને, અદ્વૈતાનન્દ સ્વામિને, તથા સુકૃતાનન્દ સ્વામિને મોકલાવ્યા આ વખતે જુનાગઢમા નવાબની પાસે નાગરોનુ જોર બહુ જ હોવાથી, તેમ તેઓ બહુધા સ્વામિનારાયણના સમ્પ્રદાયના વિરોધી હોવાથી, ત્યા મદિર કરવાનુ કામ ઘણુ વિકટ હતુ. પણ શ્રીજી મહારાજ પહેલા જુનાગઢ પધાર્યા હતા ત્યારે નવાબની તેમના દર્શન કરવાથી જ ખાત્રી થઈ હતી કે, સ્વામિનારાયણ તો ખુદા છે, તેથી અને બ્રહ્માનન્દ સ્વામિને વિષે નવાબના મનમા બહુ જ માન હોવાથી તેમને ઝાઝા વિઘ્ન નડ્યા નહિ. ઝીણાભાઇની મૂળ જગ્યા મદિરને અનુકૂળ નહિ આવવાથી સ્વામિને બીજી જગ્યાની જરૂર પડી, તેથી નવાબ સાહેબ પાસે ગયા. તે વખતે કારભારીઓએ ઘણીક અડચણો નાખવા છતા પણ નવાબ સાહેબે કહ્યુ કે, "બ્રહ્માનદ સ્વામિ તો મહા મોટા કવિરાજ છે અને બહુ વિદ્વાન્ ફકીર છે, માટે તેમને ના પડાય જ નહિ," એમ કહી જેટલી જગ્યા સ્વામિને જોઇતી હતી, તેટલી તુરત જ કઢાવી આપી આવી રીતે નિર્વિઘ્નપણે જુનાગઢમા સુદર રમ્ય શિખરબધ મદિર બાધીને સ્વામિ અને ઝીણાભાઇએ મહારાજને તેડા" અને વેદવિધિ અનુસારે વિદ્વાન્ બ્રાહ્મણો પાસે યજ્ઞ હોમાદિક કરાવી, સવત્ ૧૮૮૪ મા શ્રીરાધારમણદેવની તથા સિદ્ધેશ્વર મહાદેવની પ્રતિમાઓ પધરાવીને પ્રતિષ્ઠા કરી, તથા ગુણાતીતાનદ સ્વામિને તે મદિરના મહતનુ પદ આપીને પોતે ગઢડે આવ્યા આ વખતે ત્યા પધરાવેલા શ્રીરાધારમણ દેવની તથા શ્રીસિદ્ધેશ્વર મહાદેવની સ્તુતિના સુદર પદો સ્વામિએ તત્કાળ બનાવી ગાયેલા, તે એવા તો મનહર તેમ જ ચિત્તાકર્ષક છે તથા તેનો ઢાળ એવો સરળ છે કે, શ્રોતાને વિનાશ્રમ કઠ થઈ જાય છે વળી તે બધા દ્વિઅર્થી છે, એટલે કે તેનો બીજો અર્થ શ્રીજી મહારાજને જ લાગુ પડે છે—આ અષ્ટકો હિદી ભાષામા છે.

આ વખતે શ્રીસહજાનદ સ્વામિને શરીરે વ્યાધિ જેવુ દેખાતુ હતુ, તેથી તેમણે કહ્યુ કે —"સ્વામિ ! અમે તો હવે અક્ષરમા જઇશુ" આ સાભળીને સ્વામિને અતિશય ઉદાસીનતા પ્રાપ્ત થઈ, તોપણ સ્વામિએ નીચે જણાવેલા વિરહના પદો તુરત જ જોડીને ગાયા

> હારે નહી મેલુ રે નહી મેલુ, માવા મારા નેણની આગથી નહીં મેલુ રે
>
> પદ ૧૭૨૮ પૃષ્ઠ ૪૭૭
>
> હારે નવ જાવુ રે નવ જાવુ, માવા મારુ મદિરીયુ મેલીને નવ જાવુ રે
>
> પદ ૧૭૨૯ પૃષ્ઠ ૪૭૮

તેમની પ્રીતિ જોઇને, તથા નેત્રોમાથી ચાલી રહેલી અશ્રુધારાઓનો વેગવાન્ પ્રવાહ જોઇને, શ્રીજીએ તેમને ધીરજ આપતા કહ્યુ કે —"સારુ, હાલ નહિ જઇએ"

આ વખતે એમ બન્યુ કે, શ્રીજીની ઇચ્છાનુસાર જુનાગઢથી ગુણાતીતાનદ સ્વામિનો પત્ર લઇને ખેપીઓ આવ્યો તેમા લખ્યુ હતુ કે, જુનાગઢના મદિરનુ શિખર

વગેરે કેટલુક કામ અપૂર્ણ છે, તે સ્વામિ વિના પૂર્ણ થઈ શકશે નહિ, તેથી તેમને જુનાગઢ મોકલાવવા. આ ઉપરથી શ્રીજીમહારાજે સ્વામિને કહ્યુ કે, તમો ત્યા જઈને મદિરનુ કામ પૂરુ કરજો અને પછી મૂળી જજો કારણ કે ત્યાના પરમાર રામાભાઈ તથા રાધાભાઇનો પત્ર આવ્યો છે કે "તમો અત્રે મદિર કરાવો" એ મદિર અમો ત્યા આવ્યા હતા ત્યારે જે જમીન બતાવી હતી ત્યા જ કરજો આ આજ્ઞાનુસારે સ્વામિ તુરત જ જુનાગઢ આવ્યા અત્રે તેમને શ્રીજી મહારાજના દેહોત્સર્ગ કર્યાના સમાચાર મળ્યા, જે સાભળી તેમના વિરહનો પાર રહ્યો નહિ આ વખતે કવિ-ભક્તે વિચાર્યું કે, જો હું હિમત મકી દઇશ તો સર્વેની હિમત ભાગી જશે, તેથી તેમણે અશ્રુને અટકાવી, મદિરના સર્વેને હિમત આપી છાના રાખ્યા સ્વામિ હવે સમજ્યા કે, શ્રીજી મહારાજે તેમને જુનાગઢ આમ યુક્તિ કરીને મોકલ્યા. પછી તેઓ જુનાગઢથી ગઢડે આવ્યા, ત્યા તેમણે ત્યાની અક્ષરઓરડીમા જઈ, શ્રીજી મહારાજ વિનાનું સર્વે સુનુ જોઈ, ધીરજ મૂકીને પોતાનુ હૈયુ ખાલી કર્યું આ પ્રસંગે બ્રહ્માનદ સ્વામિએ નીચે જણાવેલા કીર્તનો કર્યા છે –

"પ્રાણ સ્નેહી ઘરુ આવો અબ પીયરા,
હીયરા ધીર ધરત નહિ મરા" (પદ ૨૨૭૮)
"છેલ ચતુર ઘનશ્યામ સ્નેહી,
પ્રાણજીવન મેરે ભુવન પધારો" (પદ ૨૨૭૯)
"શ્યામ ચતુર બ્રજરાજ પધારો,
તુમ બીન વિરહ અગ્નિ તન તાવે" (પદ ૨૨૮૦)
'સુખ સાગર ઘનશ્યામ છબીલે,
તુમ જીયકે સાચે હિતકારી" (પદ ૨૨૮૧)

ત્યારપછી સ્વામિ મૂળી પધાર્યા. ત્યા આવીને મદિરનો આરભ કીધો તો ખરો, પણ પાયો પૂરવાને અર્થે જોઇતા પથ્થર પણ ત્યા મળી શકયા નહિ. આથી સ્વામિ વિચારમા પડ્યા, અને સારા પથ્થર મેળવવાની તપાસ કરવા લાગ્યા. તે વખતે સ્વામિને ખબર પડી કે, મદિરને લાયકના પથ્થર ધ્રાંગધ્રામા મળી શકશે. આવી ખબર જાણી સ્વામિ ધ્રાંગધ્રા ગયા અને દરબારને મળી પોતાના ખપ જેટલો પથ્થર માગ્યો. રાજ્યમાથી મદિર કરવાને જોઇતા પથ્થરો લઈ જવા દેવાની રાજાએ હા પાડી પણ કહ્યુ –"અમો સઘળી જકાત મૂકી નહિ દઇએ, પણ અર્ધ જકાત મૂકી દેશુ." સ્વામિએ શાસ્ત્રવચનો ટાકીને દરબારની માગણી અયોગ્ય છે એવુ દેખાડ્યુ. આ ઉપરથી રાજાએ કહ્યુ કે, "અમો વિચારીને ઉત્તર આપીશું." પણ તુરત ઉત્તર નહિ મળવાથી સ્વામિ ત્યાથી તુરત જ ચાલી નીકળ્યા અને મૂળી આવીને પથ્થરના વિચારમા ને વિચારમા ચિતા કરતા કરતા નિદ્રાવશ થઈ ગયા. ત્યા બીજે દિવસે પ્રભાતે એક અદ્‌ભુત બનાવ બન્યો, તેથી સ્વામિની ચિતા દૂર થઈ ગઈ.

પ્રભાતે ઉઠી સ્વામિ પોતાનુ નિત્યકર્મ આટોપીને વિચારમા બેઠા હતા, ત્યાથી સહસા–ત્વરાથી ઉઠ્યા અને ઘોડેસ્વાર થઇને, અશ્મકાર (સલાટ–પથ્થર કામ કરનાર) માનાભક્તને તથા બીજા કેટલાક મજુરોને અને સાધુઓને પોતાની સાથે લઇને, પોતે ગામથી પશ્ચિમે આવેલી ભોગાવા નદીને તટે આવ્યા. નદી ઉતરી બે ગાઉ ઉપર આવેલા જોડાસર તળાવને કાંઠે આવીને પથ્થરને માટે ચારે દિશામા આઘે સુધી દૃષ્ટિને ફેરવતા વિચારમા ને વિચારમા ઉભા થઈ રહ્યા, તેવામા તેમની દૃષ્ટિએ દૂર દૃષ્ટિમર્યાદાપર શ્રીજી મહારાજની મૂર્તિ દેખાઈ તેથી તેની તરફ તેમણે પોતાનો ઘોડો જોશમા છોડી મૂકયો. જેમ જેમ તેઓ ઘોડાને અગાડી ચલાવતા ગયા, તેમ તેમ મર્તિ દૂર ને દૂર જતી ગઈ એ રીતે કેટલેક દૂર નીકળી ગયા બાદ, મૂર્તિને રસ્તાની બાજુપરની એક જગ્યાએ છેટે સ્થિરપણે સ્થિત થયેલી જોઇને સ્વામિએ પુર જોશમા ત્યા ઘોડો દોડાવ્યો, પરતુ ઘોડો મર્તિની સમીપમા આવતા જ તે દિવ્ય મર્તિ ત્યાં જ અદૃશ્ય થઈ ગઈ આથી સ્વામિ ત્યા ઘોડેથી ઉતરીને બેઠા થોડા વખતમા તો પોતાની સાથેના માણસો ત્યા આવી પહોંચ્યા. તેમને સ્વામિએ પોતાનુ વૃત્તાત જણાવ્યુ અને બોલ્યા કે, "આ સ્થળે મૂર્તિ અદૃશ્ય થઈ ગયેલી છે, માટે અત્રે ખોદવાથી પથ્થરની ખાણુ જરૂર મળશે." પછી ત્યા ખોદવા માડ્યુ ને થોડુંક ખોદ્યુ એટલામા એક ચોરસ પથ્થર દેખાયો. ત્યા નિશાની કરીને બધા પાછા ફર્યા. બીજે દિવસે વધારે કામદારોને લાવીને ત્યાં ખોદાવવાનુ શરુ કર્યું કે, તરત અદરના ભાગમાથી પથ્થરની ખાણ નીકળી. મૂળી ગામથી આશરે ત્રણુ ગાઉને છેટે નીકળેલી આ ખાણુની અદરથી સારા ઉચ્ચા જાતના પથ્થરના તૈયાર સ્થભો અને ભારવટીઆઓ, તેમ જ બીજા અનેક નાના મોટા સાફ ઘડેલા સુદર પથ્થરો તૈયાર નીકળ્યા. આવી રીતે તૈયાર પથ્થર મળી જવાથી સ્વામિને હિમત આવી, અને શુભ મુહૂર્ત જોવડાવી મદિરનુ ખાતમુહૂર્ત કરીને ધમધોકાર કામ ચલાવ્યુ. મદિરનો પાયો જમીનપૂર થયો ત્યારે વળી એક બીજો પણુ અદ્ભુત બનાવ બન્યો હતો

એક રાત્રીએ સ્વામિ શયન આરતી પછી નિદ્રાવશ થયેલા હતા, તેવામા તેમને શ્રીજીમહારાજ દર્શન દઇને બોલ્યા કે, "સ્વામિ, દક્ષિણુ તરફથી પાયો ખસેડો, કેમકે ત્યા સકડાશ છે," એમ કહીને પોતે આગળ ચાલ્યા, એટલે સ્વામિ પણુ પુંઠપુઠે ચાલ્યા. પછી મહારાજ દિવ્યસ્વરૂપે જ્યા આગળ પાયો ફેરવીને નાંખવો હતો ત્યા આગળ આવ્યા ને પોતાના હસ્તકમળમાં વિરાજી રહેલી યષ્ટિકાથી એક લીટી દોરીને બોલ્યા કે, "આ પ્રમાણે પાયો ફેરવો." આટલુ કહેતાની સાથેજ તે દિવ્ય અદ્ભુત મૂર્તિ અદૃશ્ય થઈ ગઈ, અને સ્વામિ પાછા આવીને સુઈ રહ્યા. પ્રભાતમા ઉઠીને સ્વામીએ સલાટને કહ્યુ કે, અહિથી પાયો ફેરવવો પડશે. ત્યારે સલાટ કહે જે, 'પાયો તો શાસ્ત્રાધારે નખાયેલો છે તે ફરે નહિ!" તે ઉપરથી સ્વામિ બોલ્યા કે,

"પેલી લીટી જુઓ," એમ કહી લીટી દેખાડીને બોલ્યા કે, "ધણીનો કોઈ ધણી નથી, માટે પાયો તો ફેરવીજ નાખો!" અને તે પ્રમાણે પાયો બદલી કામ ધમધોકાર આગળ ચલાવ્યુ પણ "લાડીના લગ્ન ને ઓળસેં વિઘ્ન" તે પ્રમાણે વળી એક નવીન અડચણ આવી પડી. આ અડચણ તે પાણીને લગતી હતી. ખાણમા કામ કરનારા મજુરોને પીવાને માટે પાણી જોઇતું હતુ, તે ખાણથી ઘણા દૂરથી લાવવુ પડતું હતું, અને તેથી તે બાબતની ઘણી મુશ્કેલી નડતી હતી આ અડચણ દૂર કરવાના વિચારમા સ્વામિ બેઠેલા હતા, તેવામા જર્જરિત થવા આવેલો, ધ્રુજતા હસ્તની અદર એક લાકડી લઇને તે ઉપર ટેકતો, તથા ખભા ઉપર માત્ર એકલી કામળીજ પરિધાનમા રાખેલી હોવાથી અર્ધ અનાચ્છાદિત રહેલો, શરીરે કપતો-કપતો, અને ચાલવાને પણ અશક્ત જણાતો, એક અતિ વૃદ્ધ ભરવાડ સ્વામિની પાસે આવીને બોલ્યો કે, "તમો પાણીની ચિતા કરો છો તે મૂકી દ્યો" એમ કહી તેમને થોડે દૂર લઈ જઇને કહ્યુ કે, "આ સ્થળે ખોદો તો એક પુરાતન વાવ નિકળશે" સ્વામિએ આ વૃદ્ધ ભરવાડનુ નામ અને સ્થળ લખી લીધુ અને ત્યા ખોદાવ્યુ તો મીઠા પાણીની એક સુદર વાવ નિકળી, જેથી પાણીની અડચણ સદતર દૂર થઈ. આ વૃદ્ધ ભરવાડને તેના શ્રમના બદલામા કાઇક પારિતોષિક આપવુ જોઇએ એવુ વિચારી, સ્વામિએ તેના લખાવેલા સ્થળે ખાટડી ગામમા તેની તપાસ કરવાને માણસ મોકલ્યુ, પણ તે ગામમા તેનો કાઈ પણ પત્તો લાગ્યો નહિ આવી રીતે જ્યારે જ્યારે સ્વામિ અડચણ આવવાથી મુઝાતા ત્યારે ત્યારે **શ્રીસ્વામિનારાયણ** ભગવાન્ તેમના ઉપર કરુણાએ કરીને તેમની સહાયાર્થે આવતા અને મુઝવણના કારણો દૂર કરતા ઉપર જણાવેલી પથ્થરની ખાણની નિશાની અદ્યાપિ હૈયાત છે અને ઉપર જણાવેલી વાવ પણ હૈયાત છે, અને તે ખાણ અને વાવની હૈયાતિ વિષે તે સ્થળોની ખાસ મુલાકાત લઇને ખાત્રી કરવામા આવેલી છે

આવી રીતે અનેક વિટબણાઓમા પણ ધૈર્ય ધરી રહીને સ્વામિએ પોતાનુ આદરેલુ કાર્ય પૂરુ કીધુ, અને પોતાના ઇષ્ટદેવ ગુરુરાજની આજ્ઞા પૂર્ણપણે પાળી. એ રીતે ત્રણ શિખરનુ ઘણા વિસ્તારવાળુ, અને જેમા ૬૪ પથ્થરના થાભલા છે એવુ ઘણું શોભાયમાન મૂળીનુ મદિર કર્યું, અને સવત્ ૧૮૮૮મા પોતાના આચાર્ય મહારાજ શ્રી અયોધ્યાપ્રસાદજીને, તથા દેશદેશાવરોમાના સત્સગીજનોને, અને બ્રહ્મચારી સાધુઓને મૂળીમા પધરાવીને નિર્વિઘ્નપણે શાસ્ત્રવિધિને અનુસારે મદિરમા શ્રી **રાધા**-કૃષ્ણની, તેમ જ શ્રી**ધર્મભક્તિવાસુદેવની**, તથા શ્રી **રણછોડજી ત્રિકમજીની પ્રતિમાઓ** પધરાવીને પ્રતિષ્ઠા કરી અને મહોત્સવ કીધો

મૂળીના મદિરમા પ્રતિમા પધરાવ્યા પછી સ્વામિ અમદાવાદ આવ્યા અને ત્યા

**હરિનવમી**નો તથા ચૈત્રી પૂર્ણિમાનો સમૈયો* કરીને સ્વામિ, મહાનુભાવાનંદ સ્વામિ તથા તદ્રૂપાનંદ સ્વામિ તથા સાખ્યયોગને આશ્રયી રહેલા ભક્તરાજ ભૃગુજી આદિક ૬૦ મનુષ્યોને લઇને શ્રી ભુજનગર ગયા ત્યા પોતાના શરીરે અશક્તિ જણાવાથી સ્વામિ ત્યાંના મંદિરની વ્યવસ્થા કરીને મૂળી આવવા નિકળ્યા. માર્ગમા રણમા સ્વામિને મૂર્છા આવી અને સર્વેએ હસ્તમેળાપથી સુખાસન† બનાવીને તેમને ઉપાડી લીધા. ચેતના આવ્યા પછી સ્વામિએ પાસે બેઠેલાઓને પૂછ્યુ કે, "હમણા મારી પાસે કોણ કોણ છો? જે હમણા હશે તે બધા સમીપમા હશો ત્યારે હુ દેહ મૂકીશ" આ સાભળીને દેવાનંદ સ્વામિએ સજળ નેત્રે કહ્યુ, "સ્વામિ, હાલમા તેમ કરવાનો સમય નથી." ત્યારે સ્વામિએ સ્મિતપૂર્ણ વદને ઉત્તર આપ્યો કે, "જેવી મહારાજની ઇચ્છા." પછી રણ ઉતરી હળવદ થઇને સર્વે મૂળી આવ્યા. ત્યા થોડા વખત પછી સ્વામિને પીઠપર કુક્ષિની પાસે એક ન્હાની ફોલ્લી થઈ આવીને જ્વર આવ્યો આ વખતે તદ્રપાનંદ સ્વામિએ પત્ર લખી ગઢપૂર ગોપાલાનંદ સ્વામિને ખબર આપીને આવવાને વિનતિ કરી. પણ અતિશય વૃષ્ટિ ચાલતી હતી, તેથી ગોપાલાનન્દ સ્વામિ ન પધાર્યા અને નિષ્કુળાનંદ સ્વામિને મોકલાવ્યા. આ વખતે શ્રી અમદાવાદથી આચાર્ય શ્રીઅયોધ્યાપ્રસાદજી મહારાજ પણ ત્યા પધાર્યા અને શોકથી આસુ સારવા લાગ્યા. તે વખતે સ્વામિએ તેમને ધૈર્ય ધરવાને કહ્યુ અને બેય દેશોની વચ્ચે સપ રાખવાને માટે શિખામણ આપી. પછી નિષ્કુલાનંદ સ્વામિને કહ્યુ કે, "મારી સાથે કચ્છથી પાછા ફરતા માર્ગમા જે જનો હતા, તેમાના જે કોઈ આ સમયે અત્ર ન હોય તેમને બોલાવી લ્યો." આ પ્રમાણે આજ્ઞા થતા જ તે સર્વને બોલાવ્યા, અને તે સર્વના આવ્યા પછી **જય સ્વામિનારાયણ મહારાજ** કહીને તેઓએ આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કીધો તે સમયે તે ખડ ચારે કોરેથી તેજથી જળાહળા થઈ રહ્યો અને પાસે બેઠેલાઓના નેત્રો આ દિવ્ય શાત પ્રકાશથી અંજાઈ ગયા. આ સુશાત અલૌકિક તેજમા **પ્રગટ પુરુષોત્તમ અક્ષરાતીત શ્રી સહજાનંદજી મહારાજ**ની અતિશય શોભાયમાન દિવ્ય પ્રકાશિત મૂર્તિ સસ્મિત વદને, હસતા એવા દિવ્ય અને સર્વેને શુભાશિષ આપતા કરુણાર્દ્ર નેત્રોથી સર્વ મડળને જોઈ રહેલી સર્વેએ દીઠી. સ્વામિના ઉપર દિવ્ય કુસુમની વૃષ્ટિ થઈ તથા તેમના મુખમાથી તેજોમય દિવ્ય અદ્ભુત મૂર્તિ નીકળી જેને શ્રીજી મહારાજે લઇને પોતાના અંકમા પધરાવી સ્વામિએ પોતાના ઇષ્ટદેવના અક્ષરનિવાસ પછી બરોબર બે વર્ષ એટલે કે સંવત ૧૮૮૮ ના જ્યેષ્ઠ શુક્લ દશમીને દિવસે દેહત્યાગ કર્યો હતો

સ્વામિ બહુ જ દેખાવડા અને સમ અવયવોવાળા ગૌર વર્ણના હતા. તેમનુ શરીર કદાવર હતુ, તેમ જ તેમનો સ્વભાવ બોલકણો અને હસમુખો હતો તેઓ

---

* સામૈયુ–ઉત્સવ † પાલખી.

બુદ્ધિવાન્ હોવા ઉપરાત કોઈ પણ વખતે ધ્યાન રહિત થઈ જતા નહોતા, પણ સમયોચિત બોલવામા અને કાર્ય કરવામા નિપુણ હતા. એક પ્રસગે જ્યારે શ્રીસહજાનન્દ સ્વામિ માંડવી શહેરમા પધાર્યા હતા, ત્યારે ત્યા રહેતો ક્ષય્યોક્ષત્રી વેદાતી બોલવા લાગ્યો કે, કાલે જઈને જીવનમુક્તાના પથને ઉડાવી દઉ તો ખરો, અને એમ મનમા નક્કી કરી બીજે દિવસે પાચસો માણસ સાથે લઈને શ્રીજી મહારાજ પાસે આવ્યો. આ બાબતની આગળથી શ્રીજી મહારાજને જાણ થયેલી હતી, તેથી શ્રીજી મહારાજે આ પ્રસગે બ્રહ્માનદ સ્વામિને પાટ ઉપર ઉચે આસને બેસાર્યા અને પોતે કામળી ઉપર નીચે બેઠા. તેવામા ત્યા ક્ષય્યાક્ષત્રીએ જઈને પૂછ્યુ કે, "આમા સહજાનદ સ્વામિ કોણ છે? હુ વેદાત ભણેલો છુ અને વેદાતના ૧૦૮ પ્રશ્ન પૂછવા આવ્યો છુ." ત્યારે ઉચે આસને બેઠેલા બ્રહ્માનન્દ સ્વામિ દાવડુ મોઢુ રાખીને બોલ્યા કે "સહજાનદ સ્વામિ અમો છૈયે, પણ તમારા પ્રશ્નોના ઉત્તર તો આ (શ્રીજી મહારાજ તરફ આગળીની નીશાની કરીને) અમારા નાના સાધુ છે, તે પણ કરશે." પછી તેણે ૧૦૮ પ્રશ્ન કર્યા, જે સર્વેના સતોષકારક ઉત્તર શ્રીજી મહારાજે કર્યા ત્યારે તે ક્ષય્યોક્ષત્રી તેમની તરફ આગળી બતાવી કહેવા લાગ્યો કે, "હેડો સહજાનન્દ આય!" એમ બોલી શ્રીજીને ખોળે મસ્તક મકીને તેમનો આશ્રિત થયો

તેમના આનદી, હસમુખા અને સમયસૂચકતાવાળા સ્વભાવના ઘણાક પુરાવાઓ તેમના ગ્રથમાથી મળી શકે છે. તેમના આવા સ્વભાવને લીધે તેઓ શ્રી સહજાનંદ સ્વામિના સખા જેવા હતા. શ્રી સહજાનન્દ સ્વામિ જ્યારે મુક્તાનન્દ સ્વામિને પોતાના ગુરુતુલ્ય માન આપતા ત્યારે તેઓ બ્રહ્માનન્દ સ્વામિની જોડે હાસ્યવિનોદમા ઉતરતા અને ગમે તેવા રોષમા અથવા ઉદાસીમા શ્રીજી મહારાજ હોય, તોપણ સ્વામિ તેમની પાસે જઈને તેમને રમુજ કરીને હસાવતા અને પ્રસન્ન કરતા તેમનો સખાભાવઃ-

"બ્રહ્માનદના બાળ સ્નેહીડા, રાખુ જોર કરી નહિ દઉ જાવા" પદ ૮૪૫

આવી આવી અનેક લીટીઓમા સ્પષ્ટપણે દેખાઈ આવે છે. તેઓ શીઘ્ર કવિ હોવા ઉપરાત શતાવધાની અને નીચે જણાવેલી વાત પ્રમાણે તો સહસ્રાવધાની પણ હતા એક વખત સ્વામિ મૂળીના મદિરમા પરથાર ઉપર વિરાજીને મદિરનુ કામ ચાલતુ હતુ તે નિહાળતા હતા, તેવામા એક વિદ્વાન્ પણ ગર્વિષ્ઠ બ્રાહ્મણ આવ્યો અને ઉદ્ધતપણે બોલ્યો કે "સ્વામિ! તમો શીઘ્ર કવિ કહેવાઓ છો તો મારી માફક શતાવધાન કરી બતાવશો?" ત્યારે સ્વામિ હસીને બોલ્યા કે "ભાઈ શતાવધાન તો આ મારો શિષ્ય વૈષ્ણવાનન્દ પણ કરી બતાવશે." એમ કહી તેમને શતાવધાન કરી બતાવવાની આજ્ઞા કીધી. તુરતજ તેણે સભા સન્મુખ ગુરુની આજ્ઞાનુ પાલન કીધુ; પણ આથી કાઈ તે ગર્વિષ્ઠ મનુષ્યનુ મન સતોષાયુ નહિ, ત્યારે સ્વામિએ ત્યા તુરતજ તેની અને સભાની સન્મુખ સહસ્રાવધાન કરી બતાવ્યા. આથી તેનો મદ ઉતરી

ગયો અને તુરત જ ઉઠીને સ્વામિના પગમા લોટી જઇને બોલ્યો, "સ્વામિ આપ તો મહાન્ યોગીશ્વર છો, મારો અપરાધ ક્ષમા કરો," એમ કહીને તે ચાલ્યો ગયો

સ્વામિ કેટલા ઉદાર હતા, તેનો આ એક દાખલો જાણવામા આવેલો છે જુનાગઢના રાજબારોટને બીજા બારોટની સાથે નવાબની દરબારમા સ્પર્ધાસ્પર્ધી થઈ, અને બનેએ કવિતા બનાવી નવાબને ગાઈ સભળાવવા માંડી કોઈ કોઇથી ગાજ્યો જાય કે પાછો હઠે નહિ તે ઉપરથી નવાબે રાજબારોટને કહ્યુ કે "જો તમારી કવિતા એના કરતાં વધતી સારી થશે નહિ અને જો તમે તમારા પ્રતિ સ્પર્ધી બારોટને હરાવશો નહિ તો તમારુ ઇનામી ગામ ખાલસા કરી તેને આપીશુ" આથી તેણે બ્રહ્માનન્દ સ્વામિ પાસે આવી, પોતાનું વૃત્તાત કહી, સ્વામિને કવિત બનાવી આપવા અરજી કરી. આથી સ્વામિએ દયા આણી એક કવિત બનાવી આપ્યુ, જે બીજે દહાડે તે દરબારમાં જઇને બોલ્યો તે કવિત એવુ તો સરસ, ઝમકદાર અને છટાવાળું હતુ કે, નવાબે તેની જીત કબુલ કરી અને તેનુ ગામ તેની જ પાસે રહેવા દીધુ આવી રીતે બ્રહ્માનન્દ સ્વામિએ માત્ર દીન અને દુખી શરણાગતની લજ્જા રાખી તેનુ ગામ ખાલસા થતુ બચાવ્યુ.

સ્વામિએ પ્રથમ પોતાના જન્મના લાડુ બારોટના નામથી ચારણી ભાષામા કવિતા કરી હતી અને પછી શ્રીરગ અને બ્રહ્માનન્દ એ નામોથી ગુજરાતી અને વ્રજભાષામાં કવિતાઓ રચી છે. તે ઉપરાત તેઓએ ગુજરાતી તથા વ્રજભાષામાં ગ્રથો પણ કરેલા છે. એમ કહેવાય છે કે, ગુજરાતી તથા વ્રજભાષામા કરેલા પદો, ગરબીઓ, ગાથાના રાગદારી કીર્તનો તથા મોતીદામ, ભુજગી, નારાચ, કુડળીઆ, છપ્પય, ઝુલણા, સવૈયા, ચર્ચરી, અમૃતધ્વનિ, રેણકી વિગેરે છદોની સર્વે મળીને સખ્યા આઠ હજારની છે. તેમણે કેટલાક કચ્છી ભાષામા પણ પદો રચ્યા છે તેમના જે પુસ્તકોના નામો અમને મળ્યા છે, તે નીચે પ્રમાણે છે –

૧ સપ્રદાય પ્રદીપ
૨ સુમતિ પ્રકાશ.
૩ નીતિ પ્રકાશ
૪ ચાદ્રાયણ પ્રારભ
૫ ધર્મવશ પ્રકાશ
૬ વિવેક ચિતામણિ
૭ ઉપદેશ ચિતામણિ
૮ શિક્ષા પત્રી
૯ બ્રહ્મ વિલાસ
૧૦ છુટક પદો, ગરબીઓ, રાગદારી, કીર્તનો અને ઝુલણા, રેણકી આદિ છદો કે જેની સખ્યા ૮૦૦૦ ની જણાવવામા આવે છે

સ્વામિકૃત પુસ્તકોના નામો ઉપર આપી ગયા છીએ. પરતુ જેમ પકવાન્નના નામ માત્ર શ્રવણથી તૃપ્તિ થતી નથી, પણ જ્યારે તે પકવાન્ન અમુકનુ બનાવેલુ છે અને કેવુ સ્વાદિષ્ટ છે એમ કોઈ કહે ત્યારે તેનુ આસ્વાદન કરવાની જિજ્ઞાસા અને લાલસા હૃદયમા ઉદ્દ્ભવે છે. તેમ જ ગ્રથોના નામ શ્રવણ માત્રથી વાચકવૃંદને તે

પ્રાપ્ત કરવાની કે વાચવાની ઉત્કંઠા થાય, એ સભવિત લાગતુ નથી અને તેથી જે જે પુસ્તકો અમને હસ્તગત થયા છે તથા જે પુસ્તકો વિષે અન્ય તરફથી અમને સારાશ જણાવવામા આવેલો છે, તે પુસ્તકો કયા વિષયોને લગતા છે તથા કઈ ગિરામા લખાયલા છે, તે અત્રે આપીયે છીયે

ઉપરોક્ત ગ્રથો સિવાય સ્વામિશ્રીનો એક ગ્રથ "વર્તમાન વિવેક" નામનો છે, એમ ગત દિવાલીના 'ગુજરાતી'ના અકમા પા ૬૩ મે રા. રા લાલશકર મયુર ભાઈ જાની જણાવે છે ઉપરનો ગ્રથ તે અમારી ટીપમા જણાવેલ "વિવેક ચિતામણિ" જ છે કે કોઈ અન્ય ગ્રથ છે, એનો નિર્ણય કરવાને હાલ અમારાથી બની શકયુ નથી કારણ કે બેમાથી એક પણ ગ્રથ અત્યાર સુધીમા અમો મેળવી શકયા નથી. પરતુ 'ગુજરાતી' પત્રના અધિપતિની પરવાનગીથી અમોએ તેમા આપેલો ઉક્ત ગ્રથનો સારાશ આ જીવનવૃત્તમા સામેલ કરેલો છે અને આશા છે કે, રા રા જાની તેમના પ્રયાસ અને શ્રમનો અમોએ ઉપયોગ કીધો, તે બાબત અમને ક્ષમા કરશે.

**૧. સપ્રદાય પ્રદીપ**–આ ગ્રથ હિદી ભાષામા પદ્યમા લખેલો છે અને તેમા શ્રીમદ્‌ઉદ્ધવ સ્વામિ શ્રીરામાનુજનુ, તેમ જ તેમના ગુરુનુ વૃત્તાત અને ગુરુપરપરા આપેલા છે આ ગ્રથ સવત્ ૧૮૭૫ અથવા તેની પહેલા લખાયલો છે

**૨. સુમતિ પ્રકાશ:**–આ ગ્રથ પણ હિદી ગિરામા પદ્યમા જ લખાયલો છે તથાપિ સ્વામિની ચારણી ભાષા આમા વધારે જોવામા આવે છે અર્ધ ગુજરાતી અને અર્ધ હિદી પણ મધુરી અને શ્રવણને આનદકારી ભાષાવાળા આ ગ્રથમા ૨૦ વિશ્રામો અથવા અધ્યાયો છે આમા પચ વર્તમાનના ધર્મો તેમ જ ગૃહસ્થ સ્ત્રી અને પુરુષોના ધર્મો, પ્રાયશ્ચિત્ત વગેરે ઘણી સરલ અને મનમોહક ભાષામા સ્વામિએ આપેલા છે તે પુસ્તકનો સાર નીચે આપેલો છે આ ગ્રથ સવત્ ૧૮૭૮ ના માહા શુદ ૫ ને બુધવારે સપૂર્ણ થયો હતો, એમ છેલ્લા દોહામા સ્વામિએ લખેલુ છે –

સવત અષ્ટાદશ સહી, વર્ષ અઠોતર જાણ,<br>
માહ સુદ પચમિ વાર બુધ, પૂરણ ગ્રથ પ્રમાણ<br>
શ્રીનગર શુભ શેહરમે, નર નારાયણ પાસ.<br>
તહા રહી બ્રહ્માનદ કવિ, કિના **સુમતિ પ્રકાશ**

એ ગ્રથના પ્રથમ વિશ્રામમા શ્રી બદ્રિકાશ્રમની શોભા અને પ્રકૃતિએ હિમાલય ગિરિરાજને સજાવેલા શૃગારનુ વર્ણન તોટકછદમા બહુ જ મનહર રીતે આપેલુ છે

દ્વિતીય વિશ્રામથી પચમ પર્યતમા ભક્તિધર્મ, ઉદ્ધવ આદિ મુનિગણોના જન્મના કારણ તથા તેમના અને શ્રી હરિના અવતારનુ વર્ણન છે તથા શ્રી હરિએ ગૃહત્યાગ કીધો અને વનમા વિચરણ કીધુ તથા ફરતા ફરતા લોજગ્રામ આવીને શ્રી મુક્તાનન્દ સ્વામિને મળ્યા એ લીલા છે.

છઠ્ઠામાં **શ્રી** હરિ જે સહજાનદ સ્વામિ તેમના સ્વરૂપનુ અગે અગનું વર્ણન કીધેલુ છે. આ વર્ણન એટલુ તો સૂક્ષ્માવલોકનવાળુ છે કે, વાચનારના હૃદય સન્મુખ–નેત્ર સન્મુખ–તુરત જ **શ્રી** હરિની મૂર્તિ સાક્ષાત્કાર થઈ ગયા વગર રહે નહિ સ્વામિનો પ્રેમ આવા અંગવર્ણનમા સ્પષ્ટપણે જણાઈ આવે છે, ને આ વિશ્રામની ભાષા પણ પદ્ધરી છદમાં ઘણીજ મધુરી લાગે છે.

સપ્તમથી તે દ્વાદશ સુધીમા નિર્લોભ, નિર્માન, નિ સ્પૃહ, નિષ્કામ અને નિ સ્વાદ એ પંચ વર્તમાનનુ તથા પ્રાયશ્ચિત્તનુ સ્વરૂપ કહ્યુ છે

સપ્તમમા નિર્લોભિપણાનુ સ્વરૂપ સુદર ભુજગી અને પદ્ધરી છદમા સ્વામિએ બતાવેલુ છે. લોભનુ બળ સ્વામિ એક જ દોહામા સમાવીને પછી તેને કેમ જીતવો ને બતાવે છે.

ચોદ લોકકે બીચમે, ફિરત લોભકી ફોજ'
તાહી ત્યાગકી રીત કર, અતિ જાકો જગ ઓજ

લોભ જીતવાના સાધનમા સ્વામિ પ્રથમ સત્સગમા પ્રીતિ ને પછી "હરિ મહિમા અતુલિત અપાર" કહી ભગવાનનો મહિમા અને હરિ સ્વરૂપનુ ધ્યાન ગણાવે છે. સ્વામી મનુષ્યના વિષયપ્રાપ્તિના રાગો માટે કહે છે કે,

"જેહિ રીત કુપ તૃણ હરિત છાત, મૃગ પશુ મૂઢ તેહી ચહત ખાત,
સોઇ ઘાસ વદન નિજ લહત નાહિ, મર પ્રાણ ગયે પર કુપમાહિ
તેહી રીત જીવ સુખ વિષે લાગ, નર દેહ ખોત અતિ મદ ભાગ,
નહિ વિષે ભોગ નહિ મિલત શ્યામ, ભવ કુપ પરત હોય જમ ગુલ્યામ*

સ્વામી, લક્ષ્મી કેટલી અનર્થકારી વસ્તુ છે, તે એક કડીમા કહે છે –

"હિસા અરુ ચોરી અનૃત કામ, અવિશ્વાસ દભપદ ગરવ ઠામ,
પરત્રિય અરુ ધ્રુતહિ મદ્યપાન, અસુયા અરુ વ્યસન હિ ક્રોધ આન

સતને કયી કયી ધાતુઓનો સગ વર્જીત છે તે કહે છે,

હેમ રજત રુ પીતર તબ કાસ, સીસા અરુ લોહ જસત ફાસ,
મણિ હીરા મુક્તાફળ પ્રવાળ, હરિજન સબ જાનહિ કાળ જાળ

સત્ય સાધુ પાસે માત્ર કેટલી વસ્તુ જોઇએ તે સ્વામિ જણાવે છે -

ઝાલી એક દોઉ કોપીન ધાર, રખે બહિર વાસ દોઉ મુની ઉદાર,
અરુ એક પિછોરી રખત સગ, ઉર્ણા જીર્ણા અરુ નવ ઉત્તગ
ટોપી શિર શિરકો પટ ચોખડ, પટ રખત સો એહી આદિક પીંદ,
શુભ કાષ્ટ તુબ જળપાત્ર કીન, અન્નપાત્ર તુબી અરુ કાષ્ઠ લીન

સ્વામી કહે છે કે–"ઇનસે જો પટાદિક રખત આધક, તીતને દિન વ્રત સો

---

* ગુલ્યામ ગુલામ

કરે." અષ્ટમમા નિષ્કામ વિષે લખતા પ્રથમ કામનુ સ્વરૂપ વર્ણન કરે છે, ને તેની સઘળા ઉપર સત્તા કેટલી પ્રબળ છે, તે વિષે કહેતા કહે છે કે,-

વૃદ્ધ રોગી અધ બધિરહુ, ધન હીન કાયર વીરહુ
કુલહીન દુર્બલ દીન હે, સબ કામ કિન્નર કીન હે

પછી તેને જીતવાના સાધનો વર્ણવે છે

શ્રવણ મનન ગુણ કથન, ત્રિયાકો કબહુ ન હોવે,
પર્સ વેણ એકાંત, વિવશ હોય ત્રિયા ન જોવે
નહિ હાસિ તન સગ, નારીના વસ્ત્ર ન પરસે,
તિહી થલ કર ન વાસ, ત્રિયા જહા ચિત્રિત દરસે
ચલતે હસ્ત પચહી, સદા રહે દૂર નારસે,
કબુ સત્સગ નહીં પરહરત, કરત પ્રીત કરતારસે

છેવટે કહે છે કે,-

મૈથુન અષ્ટ પ્રકાર તજ, જન પહુચે હરિધામ,
પ્રભુ ન ભજત ત્રીય કામ, રત તિનકો વાર ન ઠામ

નવમામા ઉપલા નિયમમા ભગ થાય તેના પ્રાયશ્ચિત્ત બતાવેલા છે

"ગુહ્ય ભાષણ પ્રેક્ષણ મનન કેલ, મિલનો મન ધર એક મલ"
"ઇન સપ્તમાઇ જો એક હોય, અપવાસ એક કરી પાપ જાય"

આવી રીતના બીજા પણ અનેક દોષો, જેવા કે, માનસિક પ્રસગ અથવા સગ, સ્વપ્નમા સ્ત્રીનો પ્રસગ અથવા સગ, તેના પણ જૂદા જૂદા પ્રાયશ્ચિત્તો બતાવેલા છે, અને દરેક દોષના નિવારણાર્થે એક કરતા વધુ પ્રાયશ્ચિત્તની રીતિઓ આપેલી છે કે જેથી દોષિત સ્ત્રી વા પુરુષને પોતાને અનુકૂળની, પોતાની શક્તિ અને શ્રદ્ધાનુસારની રીત મળી આવે.

દશમમા રસાસક્તિ જીતવા વિષે કહેતા સ્વામી પ્રથમ તેનુ સ્વરૂપ કથે છે -

અતિ જીભ ઇદ્રિ બલવત કહાય, કર ક્ષોભ અધિક રસ અધિક પ્રાય,
જીતી જીન રસના સર્વે જીત, અણજીત રસન હોવત દજીત
શિશ્નોદર તૃપ્તી કરત જોય, તિનકે જુ સગ દુખ અવસ હોય,

ત્યારપછી રસનેંદ્રિય જીતવાને જૂદી જૂદી જાતના ભોજનો વર્ણવે છે અને છેવટે સતોને કહે છે કે -

જબલગ રસના વશ નહિ, તબલગ છૂટે ન કામ,
રસના વશ કરી હરિ રટે, સો પહુચે પ્રભુ ધામ
તૃષ્ણા આશા કામ તજ, સ્વાદ રહિત સો સત,
ઓર ભેખ સસારમેં, ભટકત ઉદર ભરત

એકાદશમા નિ.સ્પૃહ નિરૂપણ કરતા સ્વામી પ્રથમ તેનુ સ્વરૂપ વર્ણવી પશ્ચાત્ આત્મજ્ઞાન કથે છે, અને અનેક જનોના દૃષ્ટાંત આપી આ આત્મજ્ઞાનનુ અનુસધાન રાખવાનુ કહે છે, ને વદે છે કે આથી નિ સ્પૃહીપણુ દૃઢ થશે  સ્વામી કવે છે કે –

સહસ્ત્ર ચોરાસી અરુ ખટ લક્ષ, દાખત કુડ જમપૂરી દક્ષ,
સબી મીલ કુડ દુ ખ હે સોય, તિતનો ગર્ભ એક દુ ખ હોય
દેહસે હોત નિસ્પૃહ દાસ, તબ દુ ખ મીટહે ગર્ભવાસ,

દ્વાદશમા નિર્માનપણા વિષે લખતા સ્વામી માનનુ સ્વરૂપ કથે છે –

મહા સુ માર માનકો, ગણે ન નિજ પારકો,
નરીદ કૈંક મારીયા, મુનીદ દેવ હારીયા.

જપી તપી ઉજાડમ, લૂટાવે માન ધાડમે,
કરે કલેશ તાનકે, અહતભાવ આનક
સુરાનરાદી નારિયા, સબે હિ માન મારિયા,
તપ તપ ચ તાપહી, કરે ક્રિયા કલાપહી
કરત વાસ તીર્થે, જીવત માનકે અર્થે,
રહત શીત નિરમે, સહે બ્યથા શરીરમે
દતા અનત દાનકે, સબે ગુલામ માનક,

માનનો વિનાશ કવિ કહે છે કે, ઈશ્વરનો અગાધ મહિમા જાણવાથી, તેમ જ આત્મજ્ઞાન પરિપૂર્ણપણે પ્રાપ્ત કીધા પછી તેનો સતત કેફ રહેવાથી થાય છે

ત્રયોદશમા વિશ્રામમા સ્ત્રીઓના ધર્મ નિરૂપણ કીધા છે  સર્વેથી ઉત્તમમા ઉત્તમ ધર્મ, સ્ત્રી માત્રને માટે સ્વામી એક જ બતાવે છે –

ત્રીય શુભ રખત પતિવ્રત એક, તન મન વચન દૃઢ ગૃહ ટેક,
ત્રીયકુ અધિક પતિવ્રત ધર્મ, તાતે પાત હરિપદ પર્મ

પતિવ્રત ધર્મ પાળવાથી જ સ્ત્રી પ્રભુને ભજી શકે છે,–

જો પ્રીય ભઈ પતિવ્રત જાણુ, સબ તેહિ ભજે શ્રી ભગવાન

એમ કહીને સ્વામી સતીઓના નામો ગણાવે છે. પછી સધવા અને વિધવાના ધર્મનુ અતિશય સૂક્ષ્મતાથી વર્ણન કરે છે, પણ અતિશય વિસ્તારના ભયને લીધે તે અત્રે આપતા નથી.

ચતુર્દશમા વિશ્રામમા સ્વામી ગૃહસ્થધર્મ નિરૂપણ કરે છે. અતિ વિસ્તારને લીધે તે આમા આપી શકતા નથી, પરતુ એટલુ તો જણાવ્યા સિવાય રહેવાતુ જ નથી કે, વિશ્રામ સાતમાથી તે ચૌદમા સુધીના વિશ્રામો સઘળાએ જરૂર કરીને વાચવા ઘટે છે

પદરમામા શ્રી અક્ષરધામવર્ણન આપેલુ છે અને ષોડશમા તથા સપ્તદશમા વિશ્રામોમા નરકકુડનુ તથા નરકયાતનાનુ નિરૂપણ કરેલુ છે.

અરાડમા તથા ઓગણીસમા વિશ્રામોમા પ્રગટ ભગવાન્ જે **શ્રીહરિ સહજાનંદ** સ્વામી તેમના ચારિત્ર્યનુ વર્ણન છે, અરાડમામા હરિઅવતારનુ પ્રધાન કારણ અને શ્રીહરિનો મહિમા વર્ણવેલો છે, અને ઓગણીસમામા શ્રીહરિનો દિગ્વિજય વર્ણવેલો છે.

વિસમા વિશ્રામમા બદ્રિકાશ્રમ માહાત્મ્ય તેમ જ કેદારનાથ, નારસિંહી શિલા, વરાહી શિલા, આદિનું માહાત્મ્ય વર્ણવેલુ છે.

હાલમા અક્ષરસ્થ મોતીલાલ ત્રી. ફોજદારની "બ્રહ્માનંદ કાવ્યને લગતા પત્રો"ની ફાઇલ તપાસતા તેમા એક પત્ર ભટ્ટ ભવાનીશકરના નામનો છે પણ તે પત્ર ઉપર ગામનુ નામ કે અન્ય કાંઈ ચોક્કસ ઠેકાણુ ન હોવાથી અમો તે બાબત વધુ તપાસ હાલ કરી શકયા નથી. તેમા તેઓ લખે છે કે, તેમની પાસે "સુમતિપ્રકાશ" નામે ગ્રન્થ છે તે સવત્ ૧૮૭૭ મા ગઢડા મુકામે લખાયલો એવી છેલ્લી કડીવાળો છે, અને તે આદિ સદ્ગુરુ શ્રી રામાનદ સ્વામીના "ધર્મતત્ત્વસાર" નામના ગ્રથનુ ભાષાતર છે. ભવિષ્યમા તે બાબત તજવીજ કરી શકાય તે હેતુથી અમે આ તેમના પત્રની નોંધ લીધી છે

૩. **ઉપદેશ ચિંતામણિ**–આમા સ્વામીશ્રી આ દેહના ક્ષણભગુરપણા અને આત્માના અવિનાશીપણા ઉપર મનને બોધ આપે છે. માત્ર ૪૭ ચદ્રાવળા ઇંદમા રચેલુ આ લઘુ પુસ્તક આ સસારની નિ સારતા સપૂર્ણપણે દૃષ્ટિસન્મુખ પ્રત્યક્ષ કરે છે. આ પુસ્તક સ્વામીએ શ્રીરગદાસના નામથી રચેલુ છે.

૪. **શિક્ષાપત્રી પદ્યાત્મક**:–આ લઘુ પુસ્તક ગરબીઓરૂપે લખેલુ છે અને તેમા શ્રી સ્વામીનારાયણ સહજાનદજી મહારાજે પોતાના ભક્તને શિક્ષાને અર્થે તથા તેમના નિત્ય અને નૈમિત્તિક કર્મોના ઉપદેશને અર્થે લખી આપેલી અમૂલ્ય "શિક્ષાપત્રી"નો પદ્યમા સગ્રહ કરેલો છે.

૫. **બ્રહ્મવિલાસ**:–આ ગ્રન્થ હિદુસ્તાની ભાષામા લખેલો છે, અને સવૈયા, મનહર, કુડલીયા તથા છપ્પય એ ચાર છદોમા મોટે ભાગે લખાયલો છે એમા છૂટક છૂટક ૨૦ વિષયો ચર્ચેલા છે, અને તે આ પુસ્તકમા છાપેલા છે. તેટલા વાસ્તે તે કેવો ઉત્તમ અને મનન કરવા લાયક છે, તેની તુલના કરવાનુ વાચકવૃદને જ સોપીએ છીએ. આ ગ્રથને અતે છપ્પયમા સ્વામી ગ્રથનો કાળ લખે છે —

"સવત અષ્ટાદશ શ્રેષ્ઠ, વ્યતિત ભયે વર્ષ ત્રયાસી,
દ્વિતીયા શુકલ અષાઢ, શુક્રવાસર શુભ રાશી
ઉનમત ગગા તીર, નગ્રપુરદુર્ગ નિવાસા,
તહા રહિ પૂરન કીન, ગ્રથ યહ બ્રહ્મવિલાસા,
યહ પઢે પઢાવે તાહિપર, સદા પ્રસન્ન જગદીશ હય,
કહે બ્રહ્મમુનિ મન ક્રમ વચન, યહ નિશ્ચળ આશિષ હય"

૬. **"વર્તમાન વિવેક"**–આ ગ્રંથમા પચવર્તમાનનુ સામાન્ય સ્વરૂપ દર્શાવતા સ્વામી લખે છે કે —

"નિસ્પૃહિ નિષ્કામ જ્યુ નિસ્વાદિ નિર્લોભ, નિર્માનિ મન ધારતે મિટત જક્ત સબ ક્ષોભ
વર્તમાન એહિ પચવિધિ કેવળ નિધિ સુખકદ, કિયે પ્રગટ કરુનાનિધિ શ્રીગુરુ સહજાનદ"

**નિઃસ્પૃહી વ્રત શું છે?** એ પ્રશ્ન–પશ્ચાત્ પ્રારભના અધ્યાયમા "તોટક છદ"મા નિસ્પૃહિ વ્રતનુ નીચે મુજબ અતિ અદ્ભુત વર્ણન પુરાણિ ચારણી ભાષાને અનુસરતી ગિરામા આપેલુ છે —

"નિસ્પૃહ કહે જુ સનેહ નહિ, મન મોહ ન આવર્ન અષ્ટમહિ,
યત્ કિચિત પિડ બ્રહ્માડ તજે, ભય શોક નીવાર ક સ્યામ ભજે,
સબ અતર ત્યાગ ઉદાસ રહી, ગૃહત્યાગ કરે નિસ્પૃહ–સ–હિ,
શુદ્ધ અતર બાહીર સ્વચ્છ રહે, યતિમડલ માહિ પ્રમોદ લહે
ભવ મૃત્યુકો દોષ લખી ઇનકો, વિશ્વાસ કર ન યતિ મનકો,
બીન શીસ્ન તઉ રહે પર્સ પ્રહા, યતિ જીતતસો નતુ પ્રેત કહા
સ્વજનાદિક પોસત સ્નેહ કરી, દુખ ભોગ તન તન છોર મરી
જ્યુ ત્યુ કરી લાવત ભુખ સહિ, સ્વજનાદિક પોસત સનેહ સહિ,
પતિ પુત્ર કે હિત તજે તનકો, મરી ઘાતસે પોખે કુટુબનકો
પિતુ માત કુટુબનસે છટકે, પરદેશ પ્રિયા રતિસેં અટકે,
તિરસ્કાર કરે જ્યુ કુટુબ તબ, રતિસે વિરતિ નહિ હોત કબે
કરી નીચ કી સેવ રુ જુઠ વદિ, ધનમે રતિદોષ ન દેખ કદી,
પશુપક્ષિ સ્વજાતિ વિજાતિ જહિ, રતિસેં સબ બધન હોત સહિ
જન વ્યાધિત ત્રય પનો જ્યુ લહે, તન સ્નેહસે જીવન આસ રહે,
સબ જુઠ સો સત્ય જનાય જના, રતિસે વપુ બુદ્ધિ મનાય મના
રતિસે ગુનવાનમા દોષ લખે, પુનિ દોષનમેં ગુન રોપ દખે,
સબ સ્નેહહુસે હુવ દોષ સદા, બડ ત્યાગીનકો રિપુ શાસ્ત્રવદા"

એ પ્રમાણે સ્નેહ વા સ્પૃહાથી થતા દોષનુ, સૂક્ષ્મતર દૃષ્ટિથી દર્શન કરાવી, 'પ્રિયવ્રત દધિચીય સ્નેહ તજી, સુખ પાય હુ પર્મ અમોઘ રજી' એ ટૂકથી નિસ્પૃહી-વ્રતના ફળની પ્રાપ્તિનુ દર્શન કરાવી, તે પછી દેશ–કાળ–સગ સસ્કારવશાત્ સત સ્નેહ શત્રુ ને વશ થાય તો તે માટેનાં આવશ્યક પ્રાયશ્ચિત્તોનું અતિ અદ્ભુત રીતે વર્ણન કરી, અતમા નિસ્પૃહતાપ્રાપ્તિમા આવશ્યક વિચાર તથા નિસ્પૃહી સાધુતાની પરાકાષ્ટા નિચે મુજબ દર્શાવી અધ્યાય પૂર્ણ કરેલ છે.

"ચહુ ખાની કે દેહ અમીત લીયે, પિતુ માત સબધિ અપાર કીય
તીનમેં જીતનો હિત હોય દયા, તીનસે નહિ રાખ અધિક કહા,
અભિમાન કલેવર દોષ અતિ, તતહી ત્રય દેહસે ભિન્નમતિ
સુખરૂપ સદા નિજ બ્રહ્મ સહિ, દુખ હોવત રાગ અસત્ય મહિ,

ગુન તીન રુ દેહ ત્રય તન હિ, સબ માયિક કાલકૃત મનહિ
હરિધામ મીલે જો હરિ બીન હિ, અકુલાય યતિ નિસ્પૃહ-સ-હિ

**છપય**–"વન વન ફુલ ફકિર, ફીરત નિસ્પૃહી નિરંતર,
ભાગી મનકી ભ્રાત, રટન લાગી ઉર અંતર,
પરહરી આશા પિંડ, સકલ બ્રહ્માંડ સહિતા,
આષ્ટાવરન કે પાર, રહત થીત અચલ અતિતા,
અહિ વિધિ રહે નિસ્પૃહ જંત, મહાનુભાવ મન માનીએ,
બ્રહ્માનંદ એહિ રીત બીન, જોગ સિદ્ધ નવ જાનીએ"

"વર્તમાન વિવેક" ગ્રંથ બ્રહ્માનંદસ્વામિકૃત હોવાની ખાતરી, તે ગ્રંથના નિચે મુજબના દોહાથી થાય છે.

પુરુષોત્તમ પરબ્રહ્મ જંત જેહી જર અક્ષર ધામ,
નિજ ઇચ્છા ભૂમિપર અયે કરન સંત નિષ્કામ
નિજ જન અપનો જાનિક ફરી અજ્ઞા ગુરુરાય,
વર્તમાન વિવેક એહિ રચિહુ ગ્રંથ હિત લાય

તથા અંતમાં -ગઢપુર ઉન્નંટ ભૂપ ગૃહયતિ હિત કરન અનેક,
પ્રભુપદ પદ્મ સમિપ ભયો યહ વર્તમાન વિવેક
સંવત અઢાર બ્યાસીઓ જ્યેષ્ઠ સુદ છઠ તેય
રચ્યો બ્રહ્માનન્દ એહિ સંપુરન ગ્રંથ સોય

**"નિષ્કામી વર્તમાન"**:–"વર્તમાન વિવેક"માં આ વિષે બ્રહ્માનંદ મુનિએ નીચે પ્રમાણે વર્ણન આપેલું છે –

**દોહા**–મૈથુન અષ્ટપ્રકાર તજી, બ્રહ્મચરજ અડધાર
કામ અનલકે દાહતે, ઉગરત સાધુ ઉદાર ૨
જ્યું સબ જલ ઉદધિ રંધ, દોષ ઉદધિ ત્યું કામ
દાસ દેખાયકે જીતકો, કહુ ઉપાય નિષ્કામ ૪

**પદ્ધરિ છંદ**–ભયે જ્ઞાન વિરતિ કરિ બ્રહ્મરૂપ, કિતનેક પરે સોઈ કામકુપ,
કિતનેક કામ હિત ભક્તિ લેહિ, તીય સભા કર જ્ઞાન કથત તેહિ ૫
સુખ કામ અર્થ જ્યું કૃષ્ણ રવિ, ત્રીય કરત સતકી લખી અભેવ ૬
અપકીર્તિ માહ અપમૃત્યુ જોય, મતિ સંસૃતિ નાસત રોગ હોય ૭

ઇન આદિ દોષ કહે કામ માય, તીન જીતનકે અબ કહુ ઉપાય,
ગુન ધર્મસર્ગ યતિ ધરત ઉર, દીલ કામસર્ગ જાવત દૂર ૧૨
જોબન વય પીરત પુરુષ વામ, સુભ વ્રત રાખી કરે શત્રુકામ,
ધારના પારના કરી ચુમાસ, જીતત કામશત્રુ કુવાસ ૧૩

.. . .. ..

કરિ વસ્તુવિચાર રુ મહતસગ, જીતત સાધુ દુર્જય અનઘ ૧૬
તીય સપ્તધાતુવપુ નરકવાસ, પરે અજ્ઞ પાપી લખી દુખદ પાસ,
અપવીત વસ્તુભર-નાસવત, નરમૂઢ અસત-સત-સુખ મનત ૧૭
કૃત કર્મ જાુઠ, ભવ સત્ય લેત,-હોય નિચ જો નિત અસુભ ખેત,

.. ... .. ...

દવ બલન કુપગીર વ્યાખ ખવાહી, તીતસેં સો દુખ ત્રીય સગતાહિ, ૨૧

... .

યતિ સ્ત્રૈણ પુરુષ ત્રીયસે જાુબધ, અસ અન્યહુસે નહિ હોત અધ ૨૮
ઉનસગ મુક્તપન જો મુમુક્ષુ, ઐશ્વર્ય અખીલ જાુત નાસ અક્ષુ,
બ્રહ્મચર્ય અહિસા અનીર્ષાય, સત સોચ દયા સમ દમ સુજાય ૨૯
આસ્તેય મૌન જસ દયા બુધી, સબ સ્ત્રૈણ નારીસગ નસત સુદ્ધિ,
કરિ સાગ ભક્તિ સતસગ નેમ, સો રાખી કામ જીતત ક્ષેમ ૩૦
નૃપ પ્રાક એલ પૂર્વા યયાતી, તજી કામ પાયે સુખ અમિત ભાતિ

આ પછી સ્વામિ નિષ્કામવ્રત ભગની નિષ્કૃતિ દર્શાવી અતમા લખે છે કે -

**દોહા**-એહિ વિધિ નિષ્કામિ રહે, ઉદ્ધવમતર્થાતવૃદ,
હરિ અગ્યા અનુસારતે, કહવત બ્રહ્માનદ ૪૨

"સુમતિ પ્રકાશ" ગ્રથમા "**નિષ્કામી વર્તમાન**"નુ વર્ણન નીચે મુજબ છે -

**સંજાુતાછંદ** . ..ઇહકામ વૈરિય જીવકો, દુખરૂપ ચાર દઇવકો,
• વિહરત કોટિક વામસેં, નહિ હોત પુરન કામસે
વૃદ્ધ રોગી અધ બધિર કુ, ધનહીન કાયર વીરકુ,
કુલહીન દુર્બળ દીન હે, સબ કામ કિકર કીન હે

આ પછી નિષ્કામ વ્રતની સિદ્ધિના સાધનો વર્તમાન વિવેકમા "ઉધાર છદ"મા વર્ણવેલા છે —

સબ જગ દુ ખદ અજય અનગ, પ્રભુપદ ભજત તજત પ્રસગ,
ત્રીય તન દેખ નર લલચાત, નરતન દેખ ત્રીય ભરમાત,
તાતેં પુરુષ નારિ શરીર, જાનત નરક સમાન દોઉ ધીર,

.

માયાધાર નરકો વેશ, ત્રીય દીલ આય કીન પ્રવેશ,
નારીવેશ માયાધાર, લીને પુરુષ સબ જગ માર,
શ્લેષ્મ હાડ કફ દુર્ગંધ, જાનત મૂઢ તેહિ મુખચદ,
ગીડર માસ રક્ત જલ એન, મૂરખ કમલ સમ કહે નેન,
હાડરુ માંસ જલ મલ ગેહ, મૂરખ કનક ખભ કહે દેહ,
તેહિપર કહત હમ કવિરાજ, ચાલે નરકકો સહિત સમાજ

• ••• ••• ••
કામ રુ ક્રોધ લોભહી તીન, પથા નરક કહત પ્રવિન,
તેહી મગ ચલત જે નરનાર, હોવત નરકકો અધિકાર
••• •••
જબ લગ વસત ત્રીય મન માય, સાધન સર્વ નિષ્ફલ તાય,
વિધા કહા-કહા તપત્યાગ, સમદમ કહા-તીરથ રાગ,
બહુ વિધિ કહા ભેખ બનાય, પૂજા કહા મુનિવ્રત લાય,
કહા ગુરુસેવા-કહા ગહ્વરવાસ-તબલગ ત્રીયા સુખ મન આસ

**નિર્લોભી વર્તમાન**-એહિ નિર્લોભિ વર્ત કો, વિદીત કહ્યો વરતત,
વૃથા જાન કો વરેતુ કો, ન કરે સગ્રહ સત ૧
યા નિર્લોભિ વત જાન, વારવાર વિચાર,
મમતા ગ્રથિ મેલકે, હો ગયે ભવજલપાર ૨
સો નિર્લોભિ સત હે, લગો ન કો વિધિ લોભ,
કો પદારથ કારને, અતર હોત ન ક્ષોભ ૩
મોહ સેનમે મુખ્ય હે, લોભ બડો સીરદાર,
લોભ ઉદધિકી લહરમે, વહે ભેખ સસાર ૪

**મોતિદામ**-રહે લુભ આશ્રય પાપ અપાર, પ્રવર્તક પાપ સો લોભ બિલાર,
લુભે રુર કામ રુ મોહ કાપટ્ટ, પરાધિન પેટ ભરે જ્યુ અમટ્ટ ૬
• • •••
હુવે અપમ્રિત મિતય દભ, ત્રથા અનરથ રુ દ્રોહ અરભ,
અગાજર હિ આપ બખાન કરાય, અવિશ્વાસ ચોરિય સગ ત્રિયાય • ૮
તતેં તુમ જાનહિ પાપકે મૂલ, સુરિનર સતનકે ઉર સુલ,
અતિ બડ દોષ રુ લોભ કે જાન, તજે કરી સત સમાગમ તાન ૧૦
ત્રથા દરભિ યુવનાશ્વ જનક, સુખી હુય લોભ તજી જુ સનક,
• ••• •
જહિ હિત લાભ તીહિ સબ જાુઠ, ક્રિયા કૃત લાગત સત્ય અકુઠ,

આ પછી નિર્લોભિ વ્રતવાળા સતોના નિયમો વર્ણવી અતમા કહે છે કે-

**દોહા**-એહિ નિર્લોભિ સત જ્યુ, ફરત રહે જગમાય,
એક હરિ બિન ઉરમે ચિત્ત ચાહત કચ્છુ નાય ૨૯
નહિ કાહુસે વેરહે, નહિ કાહુકી પરવાહ,
સો નિર્લોભિ સતકુ, કહા રક પતસાહ ૩૦
અષ્ટસિદ્ધિ નવ નિધિકો, તાકે અતિ ત્રસકાર,
ત્રિગુણાત્મિક ઇચ્છા ટળી, કીયા નેહ કરતાર ૩૧
હરિ અભ્યાસેં જાત હે, ફીરવા દેશ વિદેશ,
અહોનિશ ક્ષોભ ન ઉપજે, લોભ ન અતર લેશ ૩૨

આનંદ હરિકે અમલમે, રીલમે નહિ દલગિર
તન મન ધનકુ ત્યાગકે, ફિરત હે ફુલ ફકિર    ૩૩
સાગ ભક્તિ જુકત નિમસેં, જીતત દુર્જય લોભ
બ્રહ્માનંદ હરિ વચનમેં રહત ન પાવે ક્ષોભ    ૩૪

[ વર્તમાન વિવેક ]

## ‘નિઃસ્વાદિ વર્તમાન.’

**દોહા**-નિસ્વાદિ નિર્ણય કિયો, વ્રત અનુપ વિવેક,
સુરતિ ઉઠે ન સ્વાદ કિ તીન કી સામી ટેક    ૧
તનકે સબ સુખ ત્યાગકે, અનભય વાસ એકત,
મગ્ન ઉપાધિ મેટકે સો નિસ્વાદિ સત    ૩
રસ ત્યાગી નિશ્ચલ રહે, પ્રભુપદપકજ પ્રીત,
ધન એસે અબધુતકુ, જો રહે રસના જીત    ૪

આ પછી જગતમા રસાસક્તિથી ધર્માદિકની પ્રવૃત્તિમા થયેલી અનેક પ્રકારની વિચિત્રતા દર્શાવી અતમા એક છપ્પયથી જણાવે છે –

હરિસેવા ગુનકિર્તિ, કર્હિ ભવબધન પારા,
સો નીજ જીવક અર્થ, કરત રસહિત ગમારા
રસસે રિપુવશ હોય, મસ્ત પરવશ હોય પ્રાનિ,
કુટ મદ ઇર્ષા લોભ, આદિકી રસ હે ખાનિ
એહિ રિત રસકે દોષ લખવ, કહુ જીતનકે ઉપાય અબ,
રસસ્વાદહિકે વશ હોત નહિ, સો જીતત અસ સત્રુ સબ

આ પછી રસાસક્તિ ત્યાગના સાધનના નિયમો દર્શાવી જણાવે છે –

**દોહા**-રસના જીતે બીન યતિ, જીત ઇદ્રિ ન કહાત,
રસના જીતે જગ જતિ, સબ ઇદ્રિ જીત તાય.    ૩૯
અતિ રસ જુત અન્ન અલ્પ, જીમે એકવેર બહુવેર,
રસરહિત અતિશય જીમ, જીતન રસના અનેર    ૪૦
યુક્ત અહાર વપુ રક્ષન, મુનિવર કરત વિચાર,
યોગ સિદ્ધ યુ હોય યતિ, ઇચ્છા રહિત ઉદાર    ૪૨

**છપ્પય**-ખટ રસ ચહે ન ખાન, માન અપમાન ન જાને,–
દૃઢ હરિ ગુરુકો ધ્યાન, પ્રગટ તેહી જ્ઞાન પ્રમાગે,
જગસેં ફિરત ઉદાસ, વાસ હરિચરણે કિના,–
તન ઉર ધરે ન ત્રાસ, પાસ હરિ પ્રગટ પ્રવિના,
બહુ ભાતિ તજે નિસ્વાદકી, અવિચલ વૃત્તિ અકામહે,
યાકો બ્રહ્માનદ કહે નિસ્વાદિવ્રત નામ હે    ૪૩

## 'નિર્માની વર્તમાન':—

**દોહા**-જન નિર્માની જક્તમેં, વિચરત સહિત વિચાર,
શત્રુમિત્ર ભાત્રસમ, સમજેહિ ચંદન છાર ૧
નહિ કાહુસે શત્રુતા, નહિ કાહુસેં પ્રીત,
ઉના જ્ઞાન તન ફિરતહે, અનભે અચલ અતીત ૨
જ્યુ વરતે જડભરથ જગ, સુક સમજે તતસાર,
ઋષભદેવપ્રી રહસકુ, વારવાર વિચાર ૩
જો કોં અતિ નિંદા કર, હેત કો અતિ દ્રડ,
સબમેં રહે જ્યુ સતકો, આતમભાવ અખંડ ૪
જેસેં પાવક ઉદધીમહિ, જાતહી સમ બુજ જાત
એસે સાધુ અંતર, જગત શબ્દ વીલાત ૫

**મોતિદામ**-મહા બડ ક્રોધકે કારન માન, નહિ કરિ હોવત અધ અજાન,
નસે રુટસે સબસેનુ વિવેક, નસે સતશાસ્ત્ર મુનાદ અનેક ૭
રહે ઇરષા મદ માનમેં જાન, બડે સો હુવે તુલ ભાવ મુજાન,
જનાવત આતમતા કરી માન, અહમત હોવત નિર્દય જાન ૧૦

**છપ્પય**-બડે સતસે અગ્ર, માનસેં બેઠત જાઈ,
દેવહુ નતિ ન હોય, પક્ષ બડ કોન કરાઈ,
હોત ન મહદ્દ પ્રસન્ન, માનિ પુરુષ ન કબહુ,
એ આદિક સબ દોષ, માનમે રહત અવર બહુ,
તાતે રંજન કરન હરિકુ, માન દોષ ત્યાગત સબે
તે કોવિદ હરિચન્દ્ર વૃષ, માન ત્યાગિ તીન મહદ અબે ૧૨

પૂર્વેના તેમ જ ઉપર આલેખેલા છપ્પયમા માનજનિત દોષ દર્શાવી, માન જીતવાના સાધનમા આત્મજ્ઞાન તથા એકાંતિકભક્તિનું અવિચ્છિન્ન આરાધન દર્શાવતા જણાવે છે કે —

**ભુજંગિ**-ત્રય દેહસે ભિન્ન આપોપ માને, તેહિ અત્રજામી હરિરૂપ જાને,
સબે જાુઠ જાની પ્રલેભે ન આવે, રીપુમાન જીતે વિવેકી કહાવે ૧૭
પ્રહારા કરે શબ્દ વા તિર્સકારા, વપુ વિટ માનિ ન ક્ષોભે ઉદારા,
ભયે પ્રાક મહદ્દ તજી માન ગર્વ, બડે પાદ પાયે વિના નમ્ર સર્વ ૨૦
શિશુપાલ સુયોધન માન હિતા, ભયે સર્વ નાશા સુવસા સહિતા,
તબે ધુર તીર્સકાર દેવત કોઈ, સહે સર્વ કે ખેદ પાવે ન કોઈ ૨૫

**દોહા**-સાગ ભક્તિ જુત સતસો, પુનિ રહિત અભિમાન,
તિન સગત નિશ દીન કરી, જીતત દુર્જય માન ૩૦

**છપ્પય**-નર વર્તત નિર્માન, જકત વ્યાપક હરિ જાને,
પચભૂત ગુન ત્રિન, મિથ્યા કર સબકુ માને,

તાડન કો દે ત્રાસ, કરે ઉપહાસ કુઢંગિ,
ચન્દન કો સ્થલ ચર્ચત, કરત પુજા સર્વાંગી,
સમાન એક જાનત સર્વ, તન મન મમતા ત્યાગસે,
બ્રહ્માનન્દ વર્તત મગન, એક હરિકે અનુરાગસે ૪૫

એ પ્રમાણે નિર્માનિવર્તમાનને યથાર્થ અનુસરેલા પરમહંસોનુ વર્તન તથા લક્ષણ દર્શાવી અંતમા જણાવે છે કે,–

"મુનિ નિર્માનિ મહામતિ, પ્રગટ હરિપદ પ્યાર,
જો ઇનકુ જન સેવહિ, સો તરહિ સંસાર
**મોહ માન મદ ક્રોધ તજી, જેહઉર બ્રહ્મ વિચાર,**
**તીનહુકે પદકમલકું, ભજત હોત ભવપાર**
દ્રોહ કરત તેહિ સતકો, સો નર કુટુંબ સમેત,
જમપુર અસ ચહુખાનમ, ફીરફીર હોત ફજેત

પંચવર્તમાન ઊપર શ્રીસહજાનંદ મહારાજનો તથા તેમના સંતોનો કેવો દૃઢ ટેક અને આગ્રહ હતો, તે માટે તેમના દરેકે દરેક સંત–કવિઓના કવનોમાથી જોઇએ તેટલા ઉતારા મળી શકે એમ છે. પણ વિસ્તારભયને લીધે બીજા કોઇના ન આપતા માત્ર એક સૂચનરૂપે ફકત "નિર્માનિવ્રત" વિષે વૈરાગ્ય મતિ સદ્‌ગુરુશ્રી નિષ્કુલાનંદ સ્વામિના કાંઇક ઉદ્‌ગાર નિચે આપેલા છે

ઋષભદેવ–કપિલ–વામન–રામ–કૃષ્ણાદિક ભગવદ્દવતારના અભિમાનરહિત ચરિત્રોનુ ટુંકમા સ્મરણ કરાવી સ્વામી લખે છે કે –

જેના નિરમાની ભગવાન, તેના જનને કેમ જોઇએ માન, ૧૧
માન રાખે તે રાક્ષસ દૈત્ય, જન હોય સદા માનજીત
માન જોઇએ હિરણાક્ષ અંગ, જેને યુદ્ધ કર્યાં લેરી સંગ ૧૨
માન હિરણકશ્યપુને જોઇએ, જેને જગમા જીત્યો નહિ કોઇએ,
માન જોઇએ રાવણ જેવાને, એહાદિ રાક્ષસ એવાને ૧૩
માન જોઇએ કંસ ભૂપાલને, બીજા શાલ્વ શીશુપાલને,
માન જોઇએ જરાસંધને, માન જોઇએ ધૃતરાષ્ટ્ર અંધને ૧૪
માન દુર્યોધનને તે જોઇએ, એહઆદિ બીજાને સોઇએ,
એવા દુષ્ટને માન જ ઘટે, હરિજન તો માનથી હટે ૧૫
માને કરીને જય વિજય, વૈકુંઠ થકી પડીયા તેહ,
માને પડ્યો ઇંદ્ર સુરપતિ, માને પડ્યો નહુષ ભૂપતિ ૧૬
માને પડિયો રાજા યયાતિ, બીજા સુરાસુર પડ્યા અતિ,
માને દક્ષ પામ્યો અતિ દુ:ખ, થયુ મોત ને વણસ્યુ મુખ

માને સુર અસુર છે દુ:ખી, માન રાખી થયા કોણ સુખી? ૧૯

સ્વર્ગ મૃત્યુ પાતાળ મોઝાર, માને મારિ મુક્યા નરનાર

.. ...

સર્વે મર છે માનના માર્યા, માન આગળ કઇક હાર્યા,
એવા માનને મેલી મહત, ભાવે ભજે છે શ્રી ભગવત 31
મેલી પિટ બ્રહ્માડનુ માન, સંત સદા રહે ગુલતાન,
અન્ય માનને જન ન ઇચ્છે, જેની મતિ મોટી થઈ છે 32
આપે માને છે આતમા રૂપ, સોહમનાણુ બ્રહ્મ સ્વરૂપ
સ્થુલ સુક્ષ્મ ને કારણ દેહ, જાગૃત સ્વપ્ન સુષુપ્તિ તેહ 33

... .. .

તેને પાર પ્રકૃતિ પુરુષ, તેથી પર બ્રહ્મ એક રસ 34
સતચિત આનદ સ્વરૂપ, એવુ મનાણુ આપણુ રૂપ,
પછે બ્રહ્માદિ કિટ પર્યત, તેમા મોહ પામે કેમ સત 36
એવા માનમા મસ્ત છે જેહ, બીજા માનને ન ઇચ્છે તેહ

... . 38

એમ આદિ અંત મધ્યે જન, તજી માન ભજ્યા ભગવન 39
એવુ સમજીને સત આજ, કર્યુ તન મન માન ત્યાજ,
થયા નિરમાનિ એમ સત, જેને ભેટિઆ શ્રી ભગવત 40
તજી તન ને મનનુ માન, રયા હરિમાહી ગુલતાન
કામ લોભ ને સ્વાદ સનેહ, મેલ્યા માન આદિ પચ એહ 41

... .

પચ વેરિ મુવે ગયુ પાપ, એહ પ્રગટ પ્રભુનો પ્રતાપ. 42
એહ પચ વૈરી પરચડ, જેને વશ છે પિટ બ્રહ્માડ
તેને જીતિન પામ્યા આનદ, . 43

સુમતિપ્રકાશ ગ્રથ આ સાથેજ પ્રગટ કરેલો છે, એટલે બેય ગ્રથમાના એક સરખાજ વિષયો ઉપર–સ્વામીશ્રીની તીવ્ર–વેગવાન્ વાણીની પ્રસાદીદ્વારા–સ્વામીશ્રીનો તેમજ તેમના ઇષ્ટદેવનો અને બીજા ગુરુભાઇઓનો પચ વર્તમાનનો ટેક અને આગ્રહ કેવા દૃઢ હતા, તે સહજજ પ્રકાશિત થશે

આ પછી છેવટમા સ્વામીના પદો, છૂટક કીર્ત્તનો વગેરે છે, જેમાના મળી શકેલા સઘળા આ ગ્રથમા જોવામા આવશે

સ્વામિના વૈરાગ્ય, જ્ઞાન, ભક્તિ, અને પ્રીતિ, તેમના પદોમા ઉભરાઈ જાય છે, અને તેટલા વાસ્તે તે વિશે અમે વિવેચન કરવાની જરૂર ધારતા નથી.

બ્રહ્માનન્દ સ્વામિએ જે પદો રચ્યા છે, તે સર્વે કઈ ને કઈ ખાસ પ્રસગો ઉપર અથવા તો શ્રીજી મહારાજના ચરિત્ર અને લીલા ઉપર રચ્યા છે. પણ પોતાના પદો ક્યા ક્યા પ્રસગ અથવા લીલા ઉપર રચ્યાં છે, એ વિષેની લખેલી નોંધ સ્વામિએ

રાખેલી જણાતી નથી તેમની સાથેના સાધુઓ સાથના વાતના પ્રસગોથી જણાય છે કે, અમુક પદો અમુક પ્રસગ ઉપર સ્વામિએ રચ્યા હતા, અને તે વાતો અમુક અમુક પદોમા પરપરાથી ચાલી આવેલી દેખાય છે એમાંથી કેટલીકની કાળે કરીને વિસ્મૃતિ થઈ ગઈ છે અને કેટલીક વાતોમા પાઠ ફેર પણ પડ્યો છે આથી કરીને જે જુજ પદોને વાસ્તે તેમના પ્રસગો સબધી ચોકસ માહીતિ મેળવી શકાઈ છે, તે જળવાઈ રહે એવા હેતુથી અત્રે તેની નોંધ આપવામા આવે છે.

"નવલ પ્રીતમ ગતિ કા લખે તેરીયા" (પદ ૧૬૭)

એક સમય શ્રીજી મહારાજ સાધુ તથા કાઠીના અસ્વાર સહિત ગામ જેરિતે પધારેલા હતા. પણ પોતાની આજ્ઞાવિરુદ્ધ પ્રેમી હરિભકતો સામૈયુ લાવ્યા, તેથી શ્રીજી ત્યાથી મુળજી બ્રહ્મચારીને લઇને કોઇને કહ્યા વિના ગામ ગવાડે પધાર્યા અને એક શ્રાવક વાણીયાને હાટે ઉતરીને કહેવા લાગ્યા કે, અમને ખાવાનુ આપો તે વાણીયાએ કહ્યુ કે, અત્યારે ચોવીપાર થૈ ગયા છે તેથી ખવાય નહી, તેથી ખાવાનુ નહી આપુ. ત્યારે શ્રીજીએ તે વાણીયાને કહ્યુ કે, "અમને ભુખ લાગી છે તેથી જો ખાવાનુ આપે તો તને તારા તીર્થંકર દેખાડુ" તોપણ વાણીયાએ પોતાનો દુરાગ્રહ મેલ્યો નહી અને બોલ્યો જે, "અત્યારે તો નહી, હવે તો ચોવીપાર થૈ ગયા, કાલે સવારે ભોજન આપીશ" આ લીલા ઉપર બ્રહ્માનન્દ સ્વામિએ ઉપલુ કીર્તન રચ્યુ છે

ચાલો જઇએ વહાલાને વધાવવા (પદ ૭૨)

ગામ ડાંગરવાના રતનબા શ્રીજી મહારાજને પોતાને ગામ જન્માષ્ટમીના ઓચ્છવ ઉપર પધારવાંની વિનતિ કરવાને આવેલા હતા, તે પ્રસગ ઉપર સ્વામિએ ઉપલુ કીર્તન રચ્યુ છે આ વખતે કરજીસન ગામના ગોવિન્દભાઈ પણ શ્રીજી મહારાજને પોતાને ગામ પધારવાને આમત્રણ કરવાને આવેલા હતા, અને તે પ્રસગે રતનબાએ શ્રીજીને કહ્યુ કે, "સતોને દહી દુધ જમાડવા હોય તો મારે ત્યા પધારો અને શીરા-પુરી જમાડવા હોય તો ગોવિદભાઇને ત્યા પધારો" ત્યારે શ્રીજી મહારાજે કહ્યુ કે, "અમારે તો દહી દુધ જમાડવા છે," એમ કહીને રતનબાની વિનતિ સ્વીકારી

એ માટે બ્રહ્માનન્દ સ્વામિનુ એજ ચોસરનુ પદ ૭૫ મુ.

"બેહેની શ્યામસુદર ભલે આવિયા, મારા સરીયા રે સરવે પુરણ કાજ"
જાવા ન દેસાજી નદકુમાર (પદ ૧૭૫૯)

એક પ્રસગ ઉપર શ્રીજી મહારાજ કાઠીઓ સાથે વરતાલ પધારેલા હતા અને તે વખતે બ્રહ્માનન્દ સ્વામિના હાથમાં મદિરનો કારભાર હતો, જે તેઓ જરા કરકસ-રથી ચલાવતા. કાઠીઓને પોતાની ઘોડીઓને વાસ્તે જે ઘાસ ચણા વિગેરે મળતુ હતુ, તે ઓછુ પડવાથી તેઓએ શ્રીજી મહારાજને ફરીયાદ કરી અને શ્રીજી મહા-

રાજે તેથી વરતાલથી ચાલવાની તૈયારી કરવા માડી. આ બાબતની સ્વામિને ખબર પડી ત્યારે ઉપલુ કીર્તન રચીને ગાયુ અને શ્રીજી મહારાજને પ્રસન્ન કરી તેઓને જવા ન દીધા.

લગાડી તે પ્રીતી લાલ, પ્રીતડલી તો તેં લગાડી (પદ ૧૮૪૫)

એક વખતે શ્રીજી મહારાજ ગઢડામા દાદાખાચરના દરબારમાં ઉગમણા બારના ઓરડામા વિરાજમાન હતા, તે વખતે બ્રહ્માનન્દ સ્વામિએ તુરત આ કીર્તન રચીને ગાયુ અને તે પછી તેની પછવાડેનુ પદ (૧૮૪૬) રચીને બોલ્યા. તેની અદરનો ઉભરાઈ જતો બ્રહ્માનન્દ સ્વામિનો પ્રેમ જોઇને શ્રીજી મહારાજ એટલા તો પ્રસન્ન થઈ ગયા કે, ૧૮૪૬ મા પદની ૨ જી લીટીમા "છાતલડીમા છેદરે," એ લીટી સ્વામી બોલ્યા ત્યારે મહારાજે પોતાની પાઘ ઉતારીને સ્વામિને ભેટ આપી અને ત્યાર પછી પોતાના વસ્ત્ર પણ ઉતારીને આપ્યા

વહાલે વજાડી છ વાસળી રે, કાલદીને તીર (પદ ૧૮૫૩)

એક સમયે શ્રીજી મહારાજ ગઢડેથી વરતાલ જતા હતા, તે વખતે રસ્તામા રાધાવાવ આગળ પડાવ નાખ્યો, ત્યા સુરતનો સઘ દર્શને આવ્યો. તેમણે શ્રીજીની ચદન, પુષ્પ, વસ્ત્ર, અલકારે કરીને પૂજા કરી, અને જે અનેક પદાર્થો ભેટમા લાવ્યા હતા, તે મધ્યે એક વાસળી પણ હતી ત્યારે બ્રહ્માનન્દ સ્વામિએ હાસ્ય કરીને કહ્યુ કે, "તમે કૃષ્ણાવતારમા વાસળી વજાડતા હતા તે આવડે છે કે ભૂલી ગયા છો?" ત્યારે શ્રીજી મહારાજે કહ્યુ કે, "આવડે છે." બ્રહ્માનન્દ સ્વામિએ કહ્યુ કે, "વગાડો તો અમે સાભળીએ." એ ઉપરથી શ્રીજીએ તે વગાડી, જે સાભળીને સર્વે જીવ સ્થિર થઈ ગયા અને ઘેલા નદીના પાણી પણ સ્થિર થઈ ગયા. આ સમય અને લીલા ઉપર બ્રહ્માનન્દ સ્વામિએ ઉપલુ પદ અને તેની પાછળનાં ત્રણે પદો રચ્યાં હતા.

મથુરાની વાટે મથુરાની વાટે, વાલા ન જાવુ મથુરાની વાટે (પદ ૧૮૫૭)
મથુરા મા જાશો મથુરા મા જાશો, મોહનરે હો મથુરા મા જાશો. (પદ ૧૮૫૮)
મથુરામા ન જાવુ, મથુરામા ન જાવુ, કાનારે હો મથુરામા ન જાવુ (પદ ૧૮૫૯)
મથુરામા માવા મથુરામારે માવા, નાથ ન જાઇએ મથુરામા માવા. (પદ ૧૮૬૦)

શ્રીજી મહારાજ નાની વયમા ગૃહત્યાગ કરીને ચાલી નીકળ્યા હતા અને ઘણા તીર્થોમા ફર્યા, ત્યાર પછી કેટલેક વરસે તેમના ભાઇઓ સાથે ભેગા થયા, ત્યારે તે ભાઇઓએ શ્રીજી મહારાજને તેમને સ્વદેશ પાછા ફરવાનો ઘણો આગ્રહ કર્યો, પણ શ્રીજી મહારાજે ના પાડી, તે પ્રસગે બ્રહ્માનન્દ સ્વામીએ ઉપલા મરમભરેલા કીર્તનો રચ્યા હતાં.

કનૈયા તેરે કાજ હો, જોગન હોઉંગી (પદ ૧૮૯૪

**શ્રીજી** મહારાજે એક સમે એવુ પ્રકરણુ ચલાવેલુ હતુ કે, સૌ સતો વનમાં જૂદે જૂદે સ્થળે એક બીજાના શ્વાસોચ્છ્વાસનો પણ અવાજ ના સભળાય તેટલે અતરે જૂદા જૂદા છેટા રહે, અને આજ્ઞા સિવાય કોઈ પણ મહારાજને દર્શને સુદ્ધા આવે નહી. આ પ્રમાણે રહેતા **બ્રહ્માનન્દ સ્વામિને** દર્શન વિના ઘણા દિવસ વીત્યા ત્યારે ઘણી જ ઉત્કઠા થઈ અને વળી તેવામા ખટરસના આકરા વર્તમાન ચાલતા હતા, તેથી દેહે પણ અશક્ત થયલા હતા આવી સ્થિતિમા અતિશય સખ્ત વર્તમાનને પાળતા અશક્તિ આવેલી, તેમા વળી શ્રીજી મહારાજનો વિરહ તેમનાથી સહેવાયો નહિ અને દર્શન સિવાય તેમનાથી રહેવાયુ નહિ આથી અકળાયા **સ્વામીએ** **શ્રીજી**ની આજ્ઞા ન હોવા છતા ગઢડા આવીને સ્હામી તીરે ઘેલા નદીને કાંઠે મુકામ કર્યો. (જુઓ–"જમુનાકે તટ તકીયા બનાવુ".) પદ ૧૮૯૪. પછી ત્યા આગળ એક હરિભક્ત ભેગા થયા તેને ઉપલુ કીર્તન રચીને તેનો ઢાળ શીખવ્યો અને કહ્યુ કે, ' આ કીર્તન **શ્રીજી** મહારાજ પાસે જઇને ગાઓ " તેણે તે પ્રમાણે કર્યું આ કીર્તન સાભળીને **શ્રીજી** મહારાજે તે હરિભક્તને કહ્યુ કે" "**બ્રહ્માનન્દ સ્વામિને** અહી બોલાવી લાવો," અને તે હરિભક્ત **સ્વામિને** બોલાવી લાવ્યા, જેમને **શ્રીજી** મહારાજ હર્ષભેર પ્રેમથી મળ્યા તથા તે કીર્તન **સ્વામિ**પાસે ફરીથી ગવરાવ્યુ

"દુધ દહિ ઢોળેરે, માવો માથલડે દુધ દહિ ઢોળે"

આ પદ મને આખુ મળી શકયુ નથી, પરતુ વડતાલના વિદ્યાર્થીઓના પુસ્તકાલયના સરક્ષક **સ્વામી ભક્તિચરણદાસજીએ** ફકત ઉપલી પ્રથમ કડી જ સભળાવી હતી અને તે સાથે તે પદ લખવાનો પ્રસગ પણ નીચે મુજબ આપ્યો હતો –એક પ્રસંગે **શ્રીજી** મહારાજને તથા **બ્રહ્માનન્દ સ્વામિને** શરત થઈ કે, **શ્રીજી** ખવાડતાં હારે છે કે **સ્વામિ** ખાતા હારે છે, અને તે પછી **સ્વામિને** જમવા બેસાડી **શ્રીજીએ** પીરસવા માડયુ ને ખૂબ જમાડ્યા. **સ્વામી** તદ્દન ધરાયી ગયા, પણ હારવાની લજ્જાને લીધે ના કહે નહિ. પછી **શ્રીજીએ** પૂછ્યુ કે "હવે દુધ લેશો" ત્યારે **સ્વામિ** કહે કે, "મ્હોંમા આગળી નાખીને રેડો તો પીઉ" **શ્રીજીએ** તેવી રીતે થોડું દુધ રેડ્યુ, પણ પછી વધુ પવાય તેમ નહિ લાગતાં બાકીનું દુધ અને ખાંડ **શ્રીહરિએ** **સ્વામિના** મસ્તક ઉપર ઢોળી નાંખ્યા, તે ઉપરથી ઉપલુ પદ રચ્યુ હતુ (જો કોઇને આખુ પદ માલમ હોય તો કૃપા કરીને લખી મોકલાવવુ )

સખી ગોકુળ ગામના ચોકમારે (પદ ૧૯૭૨)

**શ્રીજી** મહારાજ પંચાળા ગામમા સાધુ અને હરિભક્ત ભેળા રાસ રમ્યા હતા, તે લીલા ઉપર આ કીર્તન અને તેની પાછળના ત્રણે પદો રચ્યા છે આ રાસ વખતે સાધુ હરિભકતો સર્વે નવ કુડાળા અથવા હાર ( circles ) મા ગોઠવાયા હતા, અને એ પદોમાં જણાવ્યા પ્રમાણેનાં સુદર વસ્ત્રો અને આભૂષણો સહિત **શ્રીજી**

મહારાજ રાસમાં ફરતા હતા આ વેળાએ અતિ અલૌકિક શોભાએ યુક્ત થકા ઘુઘરી સાથે ઠમક ઠમક પગ માડતા શ્રીજી ઉંચે સ્વરે ગવરાવતા હતા. (પદ ૧૯૭૪–છેલો ઠમકે મંદ પાવ ઠાવકારે, વાજે ઘુઘરડીનો ઘેર). આમ રાસ રમતારમતા ઘણાક કલાક વીતવાથી સાધુ અને હરિ ભક્ત થાકી ગયા, પણ શ્રીજી મહારાજ ફરતા અટકયા નહીં આથી પછી રાસ બંધ કરાવવાની ધારણાથી સાધુઓ પૂરેપૂરા કીર્તનો ન બોલતાં તેની બે ત્રણ કડીઓ બોલીને છેલ્લી કડી–જેમા પદ રચનારનુ નામ આવે છે તે–બોલવા લાગ્યા, તોપણ શ્રીજી મહારાજે કંઈ રાસ બંધ પાડવાની ઇચ્છા જણાવી નહિ અને સાધુ તો તદ્દન થાકી ગયા. (જુઓ પદ ૧૯૭૫ "થઇ થકીત ન ચાલે મારા પાવ") બ્રહ્માનન્દ સ્વામિ આ સ્થિતિ કળી ગયા હતા, અને તેથી તેમના સકેત પ્રમાણે બહારથી એવી બુમ આવી કે, "ચોર આવ્યો," "ચોર આવ્યો," અને તે બુમ પડતાં લાગલી જ ઉપર જણાવેલી નવ હાર વીખેરાઈ ગઈ, અને આમ યુક્તિથી બ્રહ્માનન્દ સ્વામિએ તે રાસ બધ કરાવ્યો

એક સમે હરિ વનમા, ઉભા વેણુ વાય. (પદ ૨૧૮૮)

આ પદ અને તેની પાછળનાં ૨૩ પદો સ્વામીએ શ્રીજી મહારાજની નીચે જણાવેલી લીલા ઉપર કરેલા છે. ગઢડામા એક પ્રસંગ ઉપર શ્રીજી મહારાજ મદિરમા ઓરડી આગળ સાધુની પગતમાં પીરસતા હતા, અને તે ટાણે દહી પીરસવાને જોઇતુ હતુ, તે શ્રીજી મહારાજ લેવા ગયા. દહી તો તૈયાર હતુ, પણ મોટીબા (દાદાખાચરના મોટા બહેને)એ કહ્યુ કે, "દહી ઉપરની તર છે તે કહાડી લઇને આપુ" અને શ્રીજી મહારાજે કહ્યુ કે, "તર કહાડ્યા વિના આપો" (જુઓ ઉપલા પદની છેલ્લી બે લીટી)–"સામાસામો સવાદ થયો, એકાત ઠેકાણે રે, એ લડાઈની વાત, બ્રહ્માનંદ જાણે રે" રીકજીક થતા દહિનું ગોરસ મોટીબાના હાથમાથી પડી ગયુ અને દહિ ઢોળાઈ ગયુ. (જુઓ પદ ૨૨૧૦ ની છેલ્લી લીટી "બ્રહ્માનદ કહે મહી ન આપુ, સાટે ઢોળી નાખુ રે") આ લીલા ઉપર બ્રહ્માનન્દ સ્વામિએ ઉપલા ચોવીશ પદો રચીને શ્રીજીને ગાઈ સંભળાવ્યા, ત્યારે શ્રીજી મહારાજે બ્રહ્માનન્દ સ્વામિને કહ્યુ કે, "અમારે વિષે તમને આવુ આવુ ગાવાનુ કોણે કહ્યુ હતુ?" ત્યારે બ્રહ્માનન્દ સ્વામિએ રમુજી ઉત્તર આપ્યો કે, "તમને કોણે ગાયા છે. જેવુ દેખ્યુ તેવુ મેં તો ગાયુ છે." ત્યારે શ્રીજી મહારાજ હસ્યા અને મોટીબાને સ્વામિને થાળ આપવાનુ કહ્યુ.

જોઉ જીવન ચાલીયા, નિર્મોહી મારા નાથ (પદ ૨૩૨૯)

આ બારમાસીના પદો બ્રહ્માનન્દ સ્વામિએ છેલ્લા કર્યાં હતા ત્યાર પછી એમણે એક પણ પદ રચ્યુ નથી. આ બારમાસીનુ છેલ્લુ પદ ૨૩૪૧ મુ રચીને સ્વામિએ અતની બે લીટીઓમા લખ્યુ છે કે,

"બ્રહ્માનદની વિનતી, ઉર ધરજો અવિનાશ,
મેહેર કરીને માવજી, તેડી લેજો પાસ"

આ લીટીઓ વાચીને દેવાનન્દ સ્વામિએ બ્રહ્માનન્દ સ્વામિને વિનતિ કરી કે, 'આ લીટીઓ ફેરવો.' પણ સ્વામિએ ના પાડી અને કહ્યુ કે, 'હવે એ લીટીઓ નહી ફરે અને હવે તો ધામમા જવુ છે, પૃથ્વી ઉપર રહેવુ નથી.'

પદ. ૧૫૧ થી ૫૪ સ્વામિએ વડતાલનુ મદિર થતું હતુ ત્યારે રચ્યાં હતાં. આગળ જણાવી ગયા છીએ તેમ સ્વામિએ મદિરનુ કામ મોટા પાયા ઉપર આરભ્યું હતું, જે ફેરવવાને શ્રીજીએ તેમના ઉપર સાખી મોકલી હતી. તેનો ઉત્તર તે વખતે સ્વામિએ સાખીમા જ મોકલ્યો હતો, પણ પાછળથી કામમાં મુઝવણ થતાં આ પદો રચ્યાં હતાં. આમાં સ્વામિની દીનતા તથા દૃઢ વિશ્વાસ અને અચળ શ્રદ્ધા પંક્તિએ પંક્તિએ ઉભરાઈ જાય છે. પોતે શ્રીજીએ ના કહાવવા છતાં મોટું મંદિર કર્યું, તે માટે ક્ષમા યાચે છે

"દોષ ન દેખત દાસકો, એહી બીરદ તુહારો"

પણ આગળ કહે છે કે,

"જેસેહી તેસેંહી રાવરે, કપટી કુલહીને"

અને પછી પોતાનો અચળ વિશ્વાસ પ્રકટ કરતા કવે છે કે,

"ચાકરકી મોટપ કહા, સબેલાજ ધનીકુ,
"મરે ન બીગરે ઓરસેં, કારજ કછુ કબહી,
"બ્રહ્માનદ સુખહોવહી, તુમ કરી હો તબહી"

અને વળી છેવટે પોતાની દીનતા પ્રકાશતા કહે છે કે,

"જેહી વિધિ રાજી નાથ તુમ, તેહી વિધ હમરાજી,
"હારજીત વૃદ્ધિ હાનકી, તુમ રે હથ્થબાજી"

અધમ ઉદ્ધારણ અવિનાશી, તારા બરદની બલિહારી રે (પદ ૩૦૫)

બ્રહ્માનન્દ સ્વામિએ વરતાળનુ મદિર પૂરું કર્યું પછી શ્રીજી મહારાજે એમને કહ્યુ કે, 'અહી મદિરના કારખાનાના વ્યવસાયને લીધે તમારા કાવ્ય કરવાના કામમાં ઢીલ થઈ છે તેથી અહીંથી તમો અમારી સાથે ચાલો,' એમ કહીને અક્ષરાનન્દ સ્વામિને મદિરના મહત કરીને બ્રહ્માનદ સ્વામિને પોતાની સાથે તેડી ગયા. તે પ્રસગ ઉપરનુ ઉપલુ કીર્તન સ્વામિએ રચ્યુ છે, જેમા સ્વામિ શ્રીજીને કહે છે કે,

"ભરી સભામા ભૂધરજી તમે, થયા છો માડી મારી રે,
એટાને હેતે બોલાવો, અવગુણીયા વિસારી રે"

વળી આવા સમર્થ અને મહાન્ કવિ પણ શ્રીજી મહારાજની પાસે દીનતાથી વિનતિ કરે છે કે,

"જેવો તેવો પુત્ર તમારો, અણસમજુ અહકારી રે;
પેટ પડ્યો તે અવશ્ય પાળવો, વાલમ જુવોને વિચારી રે"

સ્વામિની ભાષા અને શૈલી સામાન્યપણે લેતાં શુદ્ધ ગુજરાતી કરતાં મિશ્ર ગુજરાતીમાં ખપે તેવી મોટે ભાગે છે. તેમનાં આરંભનાં ગુજરાતી પદો અને ગ્રંથોમા એટલે કે સવત ૧૮૬૦ થી તે ૧૮૭૦ સુધીના દશ વર્ષ દરમ્યાન લખાયેલા પદોમાં સ્વામિની આબુની તળેટીમાં વપરાતી મારુ મિશ્ર ગુજરાતી તેમ જ તેમની જ્ઞાતિની જન્મભાષા ચારણીના મિશ્રણવાળી ગુજરાતી વધારે જોવામાં આવે છે પણ તે પછી શ્રીજીની આજ્ઞાથી તેમણે સસ્કૃતનો અભ્યાસ આરભ્યો હતો અને પાછળના લખાણોમા તેથી સંસ્કૃત મિશ્ર ગુજરાતી તેમ જ કાઠીયાવાડમાના ચાલુ સહેવાસથી ત્યાંની તળભાષાના શબ્દોના મિશ્રણવાળી ગુજરાતી વધારે જોવામા આવે છે. સ્વામિના હિન્દી ભાષાના પદો અને ગ્રથોની ભાષા પણ તે જ પ્રકારે શુદ્ધ હિન્દી કરતા મિશ્ર હિન્દીવાળી વધારે જણાય છે, તોપણ **બ્રહ્મવિલાસ, ચંદ્રાવળા** આદિકની હિન્દી ભાષા ઘણી જ શુદ્ધ અને ઝડઝમકવાળી છે પણ જેમ જેમ વર્ષ વીતતા ગયા, તેમ તેમ સ્વામિની ભાષામાથી ચારણી કે મારુ ભાષાના તળ શબ્દો ઓછા થતા ગયા છે અને શુદ્ધ ગુજરાતી તેમ જ શુદ્ધ હિન્દી ભાષાના લખાણો વધારે મળે છે.

શૈલીમા પણ આરભના લેખોમા ભાટ ચારણોમા સામાન્યપણે જોવામા આવતી અનુપ્રાસ અને ઝડઝમકવાળી લીટીઓ અને કડીઓ બનાવવાની રીતિ વધારે સ્પષ્ટપણે જોવામા આવે છે, પણ પાછળના લેખોમા વધારે ગભીર અને વધારે સચોટ શૈલી દષ્ટિએ પડે છે પ્રથમના ભાગનાં લેખોમા સ્વામિનો રાજપુત સહવાસ, રણવાસનો સહવાસ, અને જ્ઞાતીય પરિચય તથા અનુભવ સ્થળે સ્થળે પ્રકટ થાય છે. તેમાના દષ્ટાતોમા શૂરાતનના, યુદ્ધના, સતીત્વના, ઉત્સાહનના દષ્ટાંતો મુખ્યપણે જોવામા આવે છે. જ્યારે પાછળના લેખોમા પૌરાણિક ગભીર ઉપદેશ તથા વૈરાગ્ય અને જ્ઞાનની શેરોથી ઉભરાઈ જતા દષ્ટાતો વધારે મળી આવે છે. તોપણ સ્વામિના સર્વ લેખોમા જે ગુણ વધારે પ્રબળપણે પ્રકટી નિકળેલા જોવામા આવે છે, તે રાજપુત વીરોમા ઉછરેલા ભાટના બાળકમા નૈસર્ગિકપણે પુષ્ટિ પામેલા શૂરાતનના અને દઢ ટેકના ગુણો છે તેમની આરભની કે પ્રૌઢાવસ્થાની દરેક કલમમા ઉત્સાહ, વેગ અને નિડરતા તથા આગ્રહનો જોમ સ્થાયિપણે વર્તે છે. સ્વામિની હિન્દી ભાષાની શૈલી અને રચના આજે પણ તે ભાષાના ભૂષણરૂપ જ લેખાય અને તેની શુદ્ધતાનો ખરો પૂરાવો એ જ બસ છે કે, કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈએ તેમના હિન્દી લેખોને જ પોતાના આદર્શલેખરૂપ ગણી, તેમની ભાષા અને શૈલીનો ઉતારો કરવામા જ મહત્તા માની હતી.

આટલુ છતાએ ગુજરાતી ભાષાના તેમનાં પદો–નિષ્કામાદિ વર્તમાનના દઢ ઝરણવાળા વૈરાગ્યના શાત રસથી ઉભરાતાં હોવા છતાં તથા તેમા પ્રેમલક્ષણાભક્તિનુ અગ સર્વોપરિ હોવા સાથે તેનું પદલાલિત્ય, વાણીમાધુર્ય અને ગૌરવતા, સ્વાભાવિક

રસ અને અલંકારાદિકથી પોષાયેલો ખાસ પ્રયત્ન વગરનો શૃંગાર, બીજા કોઈ પણ ગુર્જર કવિની સાથે તેમની તુલના કરતી વખતે તેમને ઉચ્ચપદે જ સ્થાપન કરાવશે તેમના જેવા તેમની પૂર્વે થઈ ગયેલા તથા પછવાડેથી થયેલા ભક્ત કવિઓમા તો તેમની પ્રાસાદિક વાણીની સ્વાભાવિકી ગતિ અને માધુર્ય માટે તેમને પ્રથમ પક્તિના કવિરત્નોમાં જ સ્થાન મળે છે. આવા બીજા પણ ભક્ત કવિરાજોની સર્વોત્કૃષ્ટ અને સર્વને આનન્દદાયિની પ્રસાદી મારા સત્સગી બધુઓ અને ભગિનીઓ તેમ જ અન્ય ગુર્જર વાચકવૃન્દ સમીપ મૂકવાની મને શ્રીહરિ શક્તિ આપો, એટલુ કહી, સ્વામિના જ શબ્દોમા છેવટની મહા પ્રભુની વિનતિ કરુ છુ કે–

"શ્રી હરિકો જાચક અહ, શ્યામનાથ સમરથ"

અને તેથી જ

"ઉચે તખ્ત તાનીયે, સબ બારતનીકુ,
"ચાકરકી મોટપ કહા, સબે લાજ ધનીકુ"

# ચોસરોનું સાંકળિયું.

## ભક્તિ વિલાસ.

## (૧૭) શિવરાત્રીનાં પદ.



# શૃંગાર વિલાસ.

## (૧) સ્વરૂપ વર્ણન.

## (૨) લીલા વર્ણન.

**વિરહ વર્ણન.**

## જ્ઞાન વિલાસ.

ॐ

तत्सत् श्रीसहजानंदाय नमः

# ब्रह्मानंद काव्य.

## ભક્તિ વિલાસ.

### પદ ૧ લું–રાગ ગરબી.

રે સગપણ હરિવરનું સાચુ, બીજું સર્વે ક્ષણભગુર કાચું; ટેક.
રે સૌ સાથે પ્રીતિ ટાળી, રે ભાગ્યું મન મિથ્યા ભાળી;
છે વરવા જેવા એક વનમાળી, રે સગ૦ ૧
રે થીર નહિ આવરદા થોડી, રે તુચ્છ જાણી આશા તોડી;
મેં જગના જીવન સાથે જોડી, રે સગ૦ ૨
રે ફોકટ ફેરા નવ ફરીએ, રે પર ઘર પાણી શું ભરીએ;
રે વરીએ તો નટવરને વરીએ, રે સગ૦ ૩
રે ભૂધર ભેટ્યા ભય ભાગો, રે સહુ સાથે તોડ્યો ધાગો;
એ રસિક રગીલાથી રંગ લાગો, રે સગ૦ ૪
રે એવું જાણીને સગપણ કીધુ, રે મેહેણું તે શિર ઉપર લીધું;
બ્રહ્માનંદનું કારજ સીધું, રે સગ૦ ૫

### પદ ૨ જું.

રે લગની તો હરિવરથી લાગી, મેં તન ધનની આશા ત્યાગી; ટેક.
રે વાત કહું સુણ સાહેલી, રે બળિયોજી કીધા બેલી;
માથું પેહેલું પાસંગમાં મેલી, રે લગ૦ ૧
રે ન ડરુ હું લોક તણી લાજે, રે શિર ઉપર ગિરિધર ગાજે;
આ દેહ ધર્યો નટવર કાજે, રે લગ૦ ૨
રે શિરપર જો બીજો ધારુ, રે તો બગડે જીવતર મારુ;
હું જીતી બાજી તે કેમ હારુ, રે લગ૦ ૩
રે હરિ વિના બીજાને વરવું, રે ગજ તજી ખર ચડીને ફરવું;
એ જીવ્યાથી રુડું મરવું, રે લગ૦ ૪
રે મરજાદા જગની મેટી, રે બાંધી મેં પ્રેમતણી પેટી;
બ્રહ્માનંદનો વ્હાલો ભેટી, રે લગ૦ ૫

## પદ ૩ જું.

રે શિર સાટે નટવરને વરીએ, રે પાછાં તે પગલાં નવ ભરીએ; ટેક
રે અન્તર દૃષ્ટિ કરી ખોળ્યુ, રે ડહાપણ ઝાઝુ નવ ડોળ્યું;
એ હરિ સારુ માથુ ઘોળ્યું, રે શિર૦ ૧
રે સમજ્યા વિના નવ નિસરીએ, રે રણ મધ્યે જાઇને નવ ડરીએ;
ત્યાં મુખપાણી રાખી મરીએ, રે શિર૦ ૨
રે પ્રથમ ચડે શૂરો થઇને, રે ભાગે પાછો રણમાં જઇને;
તે શું જીવે ભુંડુ મુખ લઇને, રે શિર૦ ૩
રે પેહેલુંજ મનમાં ત્રેવડીએ, રે હોડે હોડે જુદ્ધે નવ ચડીએ;
જો ચડીએ તો કટકા થઈ પડીએ, રે શિર૦ ૪
રે રગ સહિત હરિને રટીએ, રે હાક વાગે પાછા નવ હટીએ,*
બ્રહ્માનદ કહે ત્યાં મરી મટીએ, રે શિર૦ ૫

## પદ ૪ થું.

રે ધરિયા અતર ગિરિધારી, શુ કરશે ઘોળ્યાં હવે સસારી; ટેક
રે હું કોઇની ન રહું ઝાલી, રે વહાલાને થાવા વહાલી;
રે શિર કરમાં લેઇને ચાલી, રે ધરિયા૦ ૧
રે જેમ ગજ જાય બજાર ખુસી,† રે શ્વાન મરે બહુ ભસી રે ભસી;
તે હાથીને નહિ શકા કરી, રે ધરિયા૦ ૨
રે બળવા ગઈ જો સતી સાચી, રે રોમ રોમ પીયા સગ રાચી;
તે પડમાં જાઈ ન વળે પાછી, રે ધરિયા૦ ૩
રે જો પડથી પાછી આવે, રે લાજ તજી મન લલચાવે;
તે સતી મટીને કુત્તી કહાવે, રે ધરિયા૦ ૪
રે બ્રહ્માનન્દ એમ વિચારી, રે બીક સર્વે કાઢી બારી;
રે મળિયા મોહન સુખકારી, રે ધરિયા૦ ૫

## પદ ૫ મું. રાગ ગરબી.

લાગો મારે નટવરથી નેડો, કે હવે મે તો શિર નાંખ્યો છેડો રે; લા૦ ટેક.
કે સહુ મળીને મુજને વારી, કે અટકી મન વૃત્તિ મારી;
કે ધણી મે તો ધાર્યા ગિરિધારી રે, લા૦ ૧
કે શું મતલબ મારે કોઇ સાથે, કે મેહેણુ મારે મોહનનું માથે;
કે હરિવરે મુંને ઝાલી હાથે રે, લા૦ ૨

---

* હઠાએ † બજારે ધસી

કે મોડુ વેહેલું સહુ જાવાનું, કે તેને ખિજ્યે તે શું થાવાનું;
કે મેહેણું મારે અવિચળ માવાનું રે, લા૦ ૩
કે કોઇ કહી મુજને શું કરશે, કે ગજ ચઢી શકા કોણુ ધરશે;
કે શ્વાન ભસી ભસીને મરશે રે, લા૦ ૪
કે સમજીને મે તો પગ ભરીઆ, કે સર્વે વિષય રસ વિસરીઆ;
કે બ્રહ્માનંદનો વહાલો વરીઆ રે, લા૦ ૫

પદ ૬ ઠું.

લાગી મારી નટવરથી લગની, કે મર્યાદા મેલી જગની રે. લાગી૦ ટેક.
કે એક ટેક અંતરધારી, કે સગાં કુટુંબ સહુ વિસારી;
કે મન કર્મ વરિયા* મોરારી રે, લાગી૦ ૧
કે કર્યું મેં તો તન ધન કુરબાણી, કે હરિ વિના ન વદું અન્ય વાણી;
કે કહાન કુવરથી અટકાણી રે, લાગી૦ ૨
કે સુખ મે તો સસારી છોડ્યું કે સહુ સાથે સગપણ તોડ્યુ;
કે જગજીવન સાથે જોડ્યુ રે, લાગી૦ ૩
કે મેહેણાં જગકેરાં સહીને, કે સ્થિર મન મતવાળી થઈને;
કે ચાલી હું તો શિર કરમાં લઇને રે, લાગી૦ ૪
કે બેઠી હું તો ભય જગનો ખોઇને, કે મન નિશદિન રહ્યું છે મોહીને;
કે બ્રહ્માનંદનો વહાલો જોઇને રે, લાગી૦ ૫

પદ ૭ મું.

મોહી હું તો નટવરને વાને, કે કીધી વશ ડોલરિયે કહાને રે; મોહી૦ ટેક.
કે ચિત્તડામાં લાગી ચટકી, કે લોકતણી લજ્જા પટકી;
કે નંદના નદન સાથે અટકી રે, મોહી૦ ૧
કે જીવી જીવને શું પરણું, કે જેના શિર ઉપર મરણું
કે સમરથનું લીધુ શરણુ રે, મોહી૦ ૨
કે થઇ પુરુષોત્તમથી પ્રીતિ, કે નથી હું લોકથકી બ્હીતી,
કે જગપતિ વરી હું તો જગ જીતી રે, મોહી૦ ૩
કે અસલ વાત મુને ઓળખાણી, કે થઇ મારે સર્વ દુઃખની હાણી;
કે પ્રીતમ મુખ રાખ્યુ પાણી રે, મોહી૦ ૪
કે સ્થિર થઇ અતરમા ઠરીયું, કે કહાને મારુ મન ગમતુ કરીયું;
કે બ્રહ્માનંદનું કારજ સરીયું રે, મોહી૦ ૫

---

* વર્યા

### પદ ૮ મું.

કે વર્યા મેં તો રંગ ભર વહાલાને, કે લટકાળા નંદલાલાને રે; વર્યા૦ ટેક.
કે કીધું મેં તો નિશ્ચય વિચારીને, કે દુરીજન થાક્યાં મુને વારીને;
કે ધાર્યા એક વર ગિરિધારીને રે, વર્યા૦ ૧
કે જેમ રણ શૂરાનિ લગનિ, કે ઉડે તોપ બાણ અને અગ્નિ;
કે પાની ન ધરે પાછી પગની રે, વર્યા૦ ૨
કે સતી જેમ પાછું નવ ભાળે, કે તન કેરાં સુખને ટાળે;
કે અગ્નિમાં અંગ પરજાળે રે, વર્યા૦ ૩
કે શૂરો કાયર થાય ડરી, કે સતી ઘર આવે પાછી ફરી;
કે માતપિતામાં તેને ખોટ ખરીરે, વર્યા૦ ૪
કે બ્રહ્માનંદ એમ જોવું પેહેલું, કે દેખીને નવ થાવું ઘેલું;
કે કામ કઠણ છે નથી સેહેલું રે, વર્યા૦ ૫

### પદ ૯ મું.–રાગ ગરબી.

વહાલા લાગોછો કુંજ વિહારી રે, મુને રટના લાગી છે એક તારી રે; ટેક૦
તમને ભજતાં તે કોણ મને વારે રે, હવે ડરુ નહીં જગકેરે ડારે રે;
હું તો ભીંજી છું રંગ તમારે રે, કું૦ ૧
ચાલી કુળકેરી લાજ વિસારી રે, ઘોળ્યાં શું કરશે સસારી રે,
લીધું કરમાં તે શિશ ઉતારી રે, ' કુ૦ ૨
વહાલા ચરણ તમારાં સેવું રે, તન ધન સર્વે તુચ્છ કરી દેવું રે,
કેદી પગલું પાછુ નવ દેવુ રે, કું૦ ૩
મારે તમથી છે બહુ સાજી રે, હવે હારુ નહીં જીતી બાજી રે;
બ્રહ્માનદ તમારી સંગ રાજી રે, કું૦ ૪

### પદ ૧૦ મું.

પુરુષોત્તમ પ્રીતમ પ્યારા રે, મનના મેરમ જીવન મારા રે; ટેક૦
મેલી કુળની તે રીત નઠારી રે, કહીને દુરીજન થાકયાં હારી રે;
મારે માંથે છે છાંય તમારી રે, પ્રીત૦ ૧
ખોટા જગનો તે ભય વિસરાયો રે, કરી હેત તમે કર સ્હાયો રે;
ચડિયો દિન દિન રંગ સવાયો રે, પ્રીત૦ ૨
દિલડાના ગિરિધર દાણી રે, આવી તમ ચરણે અટકાણી રે;
કીધું શિર તમપર કુરબાંણી રે, પ્રીત૦ ૩

બાંધ્યું તમ સંગ સમજીને બેલું રે, ખોળે મસ્તક નાંખીને ખેલું રે;
બ્રહ્માનંદના નાથ ન મેલું રે, પ્રીત૦ ૪

## પદ ૧૧ મું.

વ્રજજીવન તમને વરિયા રે, છેલા લાડકડા ડોલરિયા રે; ટેક૦
તારી નવલ છબિ ઉર ઠેરી રે, મેલી લોક લાજ કુળ કેરી રે;
કીધો જગ તમ સારુ વેરી રે, તમ૦ ૧
ઘેળ્યાં દુરીજન જેમ તેમ બોલે રે, તેને જાણું છું તૃણ કેરે* તોલે રે;
મારું મનડુ તે તમ સગ ડોલે રે, તમ૦ ૨
મુંને જગમાં તે કહે છે સહુ ભોળી રે, ઝાઝું ડહાપણુ ન જાણું ડોળી રે;
નાખું તન ધન તમપર ઘોળી રે, તમ૦ ૩
સૌથી તોડીને તમ સંગ જોડું રે, છોને કહેતાં તે લોક કરોડુ રે;
બ્રહ્માનંદના નાથ ન છોડુ રે, તમ૦ ૪

## પદ ૧૨ મું.

વહાલો નાગર નટવર વરીએ રે, સખી સમઝીને સગપણુ કરીએ રે; ટેક.
મિથ્યા સુખમાં નવ ભરમાવું રે, હોંસે હોસે દુઃખી નવ થાવુ રે;
મેલી અમૃત ઝેર ન ખાવું રે, નટ૦ ૧
આશા તન ધનની પરહરવી રે, દ્રઢ અંતર આંટી ધરવી રે;
બીજા સામી તે નજર ન કરવી રે, નટ૦ ૨
થિર મન મતવાલી થઇને રે, દુરીજનને શિર પગ દઇને રે;
ફરવું મસ્તક કરમાં લઇને રે, નટ૦ ૩
અવિચળ સુખને અનુસરવા રે, ભવસાગર પાર ઉતરવા રે;
બ્રહ્માનદના નાથને વરવા રે, નટ૦ ૪

## પદ ૧૩ મું–રાગ ગરબી.

વહાલો વધાવું, મારો વહાલો વધાવુ;
આજની ઘડી રળિયામણી રે, મારો વહાલો વધાવુ. ટેક
પ્રાણુજીવન મારે મંદિર પધાર્યા, હાર પેહેરાવું હીરા મણિ રે. મારો૦ ૧
કહાન કુંવર અલબેલાને કારણે, જતન રાખ્યાં છે દહીં જામણિ રે. મારો૦ ૨
ચોખા રાંધીને કાજુ આપીશ સવારમાં, શાકરને દૂધની શીરામણી રે. મારો૦ ૩
બ્રહ્માનંદના રંગ ભીના વહાલાની, કરુ પ્રીત સહિત પધરામણી રે. મારો૦ ૪

---

* તૃણુડાની.

### પદ ૧૪ મું.

કહાન રગીલો, છેલો કહાન રગીલો;
આજ મારે ઘેર આવિયા રે, છેલો કહાન રગીલો. ટેક
ટોડલે ટોડલે તોરણુ બધાવિયાં, પુલડે ચોક પૂરાવિયા રે. છેલો૦ ૧
ગજ મોતીડાંનો થાલ ભરી મે તો, સર્વ પહેલાં જઈને વધાવિયા રે. છેલો૦ ૨
અગર ચંદન કેરી ગાર કરીને બ્હેની, પ્રીતે કરી ઓરડા લિંપાવિયા રે. છેલો૦ ૩
બ્રહ્માનંદનો વહાલો છેલ ચતુર વર, મદિર માંહી પધરાવિયા રે. છેલો૦ ૪

### પદ ૧૫ મું.

વહાલો પધાર્યા, તે વહાલો પધાર્યા;
જેની નિત્યે વાટડી હેરતાં રે, તે વહાલો પધાર્યા. ટેક
કહાન કુવરના સમાચાર કારણે, વટેમાર્ગુને જઇ ઘેરતાં રે. તે૦ ૧
દર્શન વિના દલગીર થઇ અતરે, જેને કાજે આંસુડા ખેરતાં રે. તે૦ ૨
કાગ ઉડાડતાં ને જોષ જોવરાવતાં, માળા જેના નામની ફેરતાં રે. તે૦ ૩
બ્રહ્માનદના વહાલાની વધામણી, સુણી પુલ શેરીએ વેરતાં રે. તે૦ ૪

### પદ ૧૬ મું.

શ્યામ સલુણો, આવ્યા શ્યામ સલુણો;
ધન્ય ઘડી છે આજની રે, આવ્યા શ્યામ સલુણો. ટેક
વહાલો પધાર્યા એવી સાંભળી વધામણી, સુરત ભૂલી ઘરકાજની રે. આ૦ ૧
સામૈયું લઈને ચાલી વહાલાને વધાવવા, શકા ન રાખી લોક લાજની રે. આ૦ ૨
વાજા નગારાં ઢોલ સરનાઈ વજાડીએ, કરો ધુન્ય તાલ પખાજની રે. આ૦ ૩
બ્રહ્માનદ કહે આવી વસી મારે અતરે, મૂર્ત્તિ રસિક વ્રજરાજની રે. આ૦ ૪

### પદ ૧૭ મું-રાગ ગરબી.

મેં તો સગપણ કીધુ રે શામળિયા સાથે, માવાનુ મેહેણુ રે કે લીધું છે માથે; ૧
ધન તન મન સર્વે રે મિથ્યા ધારીને, વરી મગન થઈને રે કે કુજ વિહારીને. ૨
તુચ્છ જાણી સર્વે રે લજ્જા ત્યાગીને, મોહનનુ મેહેણુ રે કે લીધુ માગીને; ૩
દુર્મતિ દુર્જનીયા રે કહીને શું કરશે, પોતાને પાપે રે કે બળી બળીને મરશે. ૪
મતવાલા સગે રે થઈછું મતવાલી, માથાથી મોઘા રે કે કીધા વનમાળી; ૫
ખાંતે હું ખેલું રે સુંદર વર સગે, બ્રહ્માનદ કહે રીઝીરે કે રસીયાને રંગે. ૬

### પદ ૧૮ મું.

મારે મંદિર નાવોરે મોહન શામાટે, શિર જાશે ઘોળ્યું રે કે વાલમ તમ સાટે; ૧
શું કરશે ઘોળ્યાંરે જૂઠાં સંસારી, ધરશોમાં શંકા રે કે મનમાં ગિરિધારી. ૨

જગજીવન તમને રે સાચા જાણીને, કોણ માને જગની રે કે ખોટી વાણીને; ૩
મારે મનડે ભાવ્યારે મોહન મરમાળા, સો માથાં જાતાં રે કે સોઘા છોગાળા. ૪
તમ સાથે જોડી રે સૌથી તોડીને, દુરીજન શું કરશે રે કે મુખડા મોડીને; ૫
શિર સાટે સમજીરે બાંધ્યું છે બેલું, બ્રહ્માનંદના વહાલારે કે તમને કેમ મેલું. ૬

## પદ ૧૯ મું.

સમજીને સ્હાયો રે હરિ તારો છેડો, મનમોહન મેલુંરે કે કેમ કરીને કેડો; ૧
તમ સાથે બંધાણી રે આવી પ્રીતડલી, ભૂધર ભાંગી છે રે કે ભયની ભીંતડલી. ૨
પિયર સાસરિયું રે સહુ લાગે ખારુ, મોહન તમ સાથે રે કે માન્યું મન મારુ; ૩
નિશ્ચયની નોબતરે વાલમ વાગી છે, તમ સારુ જગની રે કે લજજા ત્યાગી છે. ૪
નટવર તમ સંગેરે લાગ્યો છે નેહડો, ડોલરિયા ઘોળ્યો રે કે તમ ઉપર દેહડો; ૫
બ્રહ્માનદના વહાલારે વહાલ વધારોને, પોતાની જાણીરે કે સેજ પધારોને. ૬

## પદ ૨૦ મું.

અવસર આવ્યો છે રે તમને ભજવાનો, તનની ઉપાધી રે કે સર્વે તજવાનો; ૧
ધારુ નહીં માથેરે ધણી દેહ ધારીને, તમ ઉપર સર્વસરે કે નાખુ વારીને. ૨
અવતાર ધર્યો છે રે તમને વરવાને, કુળની મર્યાદા રે કે ખોટી કરવાને; ૩
અમૃતરસ મેલીરે વિખ હું નહિ ચાખુ, રસિયા તમ વિનારે કે વહાલુ નહીં રાખુ. ૪
કરશે શું મુજનેરે કુડાં લોકડીઆં, જગજીવન મારે રે કે જીવલડે જડીઆં; ૫
બ્રહ્માનદના વહાલારે મા દેશો વિસારી, તન ધન મન સોંપીરે કે થઇ રહીછું તારી. ૬

## પદ ૨૧ મું–રાગ ગરબી.

અવસર આવ્યો રે સારો, વરીએ નટવર નંદદુલારો. ૧
અંતર વિચારી રે જોવું, ખોટા સંગ ન જીવતર ખોવુ. ૨
તુચ્છ જગસુખને રે તજીએ, ભવદુઃખ મેટણ નટવર ભજીએ. ૩
ધડક ન મનમાં રે ધરીએ, સગપણ શામળિયા સાથે કરીએ. ૪
વહાલો બ્રહ્માનંદનો રે વરતાં, છોને દુરીજન દાઝી મરતાં. ૫

## પદ ૨૨ મું.

સગપણ કીધું રે સાચું, હવે હું રંગ બીજે નવ રાચુ. ૧
અખંડ એવાતન રે મારુ, હરિવિના ધણી નવ બીજો ધારુ. ૨
માથું જાતાં રે કેમ મેલું, બાંધ્યું મારે કહાન કુંવરથી બેલું. ૩
એ સુખ ન શકું રે વરણી, પૂરણ પુરુષોત્તમને પરણી. ૪
બ્રહ્માનંદ ઉપર રે હરિ રાજી, દુરીજન છોને મરતાં દાઝી. ૫

### પદ ૨૩ મું.

દઢ મન આંટી રે ધારી, વરી હું તો નટવર કુંજવિહારી. ૧
હરિ વર વરિયા રે હેલી, મેં માથાની લાલચ મેલી. ૨
તનની આશા રે ટાળી, મેં તો ઉર ધાર્યા છે વનમાળી. ૩
શંકા જગની રે મેટી, ભાવે તો હું ભૂધરજીને ભેટી. ૪
બ્રહ્માનંદનો રે સ્વામી, પૂરણ પુણ્ય કરીને પામી ૫

### પદ ૨૪ મું.

સમજી વિચારી રે ચાલી, મોહન વરવા આંટી ઝાલી. ૧
માથું જાતાં રે નવ છૂટે, ફોડયો હીરો જેમ નવ ફૂટે. ૨
મનડું બાધ્યું રે મારું, હવે હું જગ ભાગી નવ હારું. ૩
કેદી નહીં મેલું રે કેડો, સ્હાયો મેં નંદકુવરનો છેડો. ૪
બ્રહ્માનંદ કેરો રે પ્યારો, ન કરુ નટવર અધક્ષણ ન્યારો. ૫

### પદ ૨૫ મું–રાગ ગરબી.

હું તો ચાલી રે હું તો ચાલી, શિર લઈ કરમાંય, વરવા તે નંદકુમારને. હું૦ ૧
ખોટા સુખમાં રે ખોટા સુખમાં, નવ મન લલચાય, નિશ્ચય કરિયે નિરધારને. હું૦ ૨
સગાં સર્વે રે સગા સર્વે, દેખીને દુભાય, ન ધરુ હું તેના ભારને. હું૦ ૩
હરિ ભજતાં રે હરિ ભજતાં, તન ધન જો જાય, કેદી ન માનુ હારૂને. હું૦ ૪
બ્રહ્માનંદ કહે રે બ્રહ્માનંદ કહે, વરી જાદવરાય, સર્વ તજી સંસારને. હું૦ ૫

### પદ ૨૬ મું.

મે તો નાખ્યો રે મેં તો નાખ્યો, હવે છેડો શીશ, મનડું લોભાણું કહાનમા. મે૦ ૧
નવ કરશો રે નવ કરશો, દેખી કોઈ રીશ, તનડું વેધાણું તાંનમાં. મે૦ ૨
લોભાણી રે લોભાણી, હું તો વિશ્વાસ, એ વિઠ્ઠલજીના વાનમાં. મે૦ ૩
માથું જાતાં રે માથું જાતાં, હું નહિ મેલીશ, ધરથી વિચારુ ધ્યાનમાં. મે૦ ૪
બ્રહ્માનંદને રે બ્રહ્માનંદને, વહાલે જગદીશ, મુજને બોલાવી માનમાં. મે૦ ૫

### પદ ૨૭ મું.

મુને લાગો રે મુને લાગો, રસિયા તારો રંગ, ન વરુ હું બીજા કોઇને. મુને૦ ૧
હું તો આવીશ રે હું તો આવીશ, છેલા તારે સંગ, કુલમર્યાદા ખોઈને. મુને૦ ૨
આંટી પાડી રે આંટી પાડી, ઉરમાંય અભંગ,* મન મતવાલી હોઇને. મુને૦ ૩

* નહિ ભાગે-તુટે તેવી દઢ.

ભાવે ભેટી રે ભાવે ભેટી, અતિ આનંદ અગ, મનડુ રહ્યું છે મોહીને. મુને૦ ૪
બ્રહ્માનંદનારે બ્રહ્માનંદના, વહાલા લેહેરી તરંગ, જીવું છું તુંજને જોઈને. મુને૦ ૫

પદ ૨૮ મું.

નવ ડરીએ રે નવ કરીએ, જગ કેરી લાજ, વરીએ તો સુંદર શ્યામને. નવ૦ ૧
સર્વે જુઠો રે સર્વે જુઠો, સસારી સાજ, આપે નહિ આરામને. નવ૦ ૨
તન કરીએરે તન કરીએ, નટવરને કાજ, સર્વ તજી ધન ધામને. નવ૦ ૩
ઉર ધરીએ રે ઉર ધરીએ, રસિયો ગુણ જહાજ,* નિત્ય ગાયે ગુણ ગ્રામને. નવ૦ ૪
બ્રહ્માનંદનો રે બ્રહ્માનદનો, વહાલો વ્રજરાજ, હૈડાની પૂરે હામને. નવ૦ ૫

પદ ૨૯ મું.–રાગ ગરબી.

મારે મદિર પધારો રે માવા, તમે અલબેલાજી આવા ને આવા રે. મારે૦ ૧
મે તો ખાંતે રે ઢાળી ખાટડલી, વહાલા ઉભી જોઉ છુ તારી વાટડલી રે. મારે૦ ૨
મારું તન મન ધન સર્વ એક સાથે, હું તો મોહન વારુ લૈ તમ માથે રે. મારે૦ ૩
મારે ફેરા હવે ભવમાં નથી ફરવા, મે તો તનડુ ધર્યું છે તમને વરવા રે. મારે૦ ૪
હઠ મેલોને કુંવર હઠીલાજી, બ્રહ્માનંદના નાથ રંગીલાજી રે. મારે૦ ૫

પદ ૩૦ મું.

મારે લાગો છે તમ સાથે નેડો, કેમ મેલીશ નટવરજી કેડો રે. મારે૦ ૧
રાખવાને રે મુખનાં પાણીને, મે તો નેડો કર્યો છે એમ જાણીને રે. મારે૦ ૨
હું તો ચાલી છું મતવાલી થઈને, શું કરશે તે દુર્જનિયાં કહીને રે. મારે૦ ૩
તમ વિના રે બીજું જે જોવું, તે તો ખ્વાર થઈને જીવતર ખોવુ રે. મારે૦ ૪
બ્રહ્માનંદના વહાલા તમ ઓલે, મે તો તનડું કર્યું છે તૃણુને તોલે રે. મારે૦ ૫

પદ ૩૧ મું.

તમ સાથ રે લાગી પ્રીતડલી, મે તો મેલી છે જગ કેરી રીતડલી રે. તમ૦ ૧
મુને જગમાં સૌ કહે છે કાલી, તમને વરવાની રે આંટી ઝાલી રે. તમ૦ ૨
છોને દુરીજન દેખી દુભાતાં, હું તો મેલીશ નહિ માથું જાતાં રે. તમ૦ ૩
હું તો તમને દેખીને રીઝું, મુંને ઝેર થયું સર્વે બીજું રે. તમ૦ ૪
બ્રહ્માનંદના વહાલા શામળીયા, તમે માથા સાટે તે સોંઘા મળીયા રે. તમ૦ ૫

પદ ૩૨ મું.–રાગ ગરબી.

સૈયર સહુ ચાલો રે ચાલો, હાં રે જોવા નટવર નંદજીનો લાલો. સૈ૦ ૧
જમુના તીર નવલ જગજીવન, હાં રે વાયે મોરલી અજબ મતવાલો. સૈ૦ ૨

* વહાણુ–નિધિ.

નૌતમ રૂપ ધર્યું નટનાગર, હાં રે જાઈ મરમાળા સગ મહાલો. સૈ૦ ૩
લાલ સુરંગી એની પાઘડલીમાં, હાં રે ગુંથી પુલડાંના તોરા ઘાલો. સૈ૦ ૪
ગોવાલ સંગે છેલ ગુમાની, હાં રે ખેલે બ્રહ્માનંદનો રે વહાલો. સૈ૦ ૫

## પદ ૩૩ મું.

ગુણિયલ ગિરિધારી રે ગિરિધારી, હાંરે તારાં છોગલિયાં પર વારી રે. ગુ૦ ૧
ગજગતિ ચાલ અલૌકિક નિરખી, હાંરે સર્વે ન્યાલ થઈ વ્રજનારી રે. ગુ૦ ૨
ચંદન ખોર બિરાજત સુંદર, હાંરે શોભે ભાળ તિલક છબી ભારી રે. ગુ૦ ૩
મોતીડાંની ગળે માળ અનુપમ, હાંરે કાને કુંડળ મકરાકારી રે. ગુ૦ ૪
બ્રહ્માનંદ વસી ઉર અંતર, હાંરે વહાલા મૂર્તિ મનોહર તારી રે. ગુ૦ ૫

## પદ ૩૪ મું.

લગની લાગી રે લગની લાગી, હાંરે હું તો મોહ નિદ્રાથી જાગી રે. લ૦ ૧
હાથ ગ્રહ્યો મારા નાથ રગીલે, હાંરે મળીઆ સુંદર સોહાગી રે. લ૦ ૨
જગજીવન મુજ સામું જોયું, હાંરે મારી ભુખ જન્મની ભાંગી રે. લ૦ ૩
શ્યામ સુંદર નટવરને ચરણે, હાંરે હું તો રાત દિવસ અનુરાગી રે. લ૦ ૪
ઉરમાં વાસ કર્યો બ્રહ્માનદ, હાંરે હવે આશ જગતની ત્યાગી રે. લ૦ ૫

## પદ ૩૫ મું.

પ્રીતમ પાતળિયો રે પાતળિયો, આવી અઢળક મુજપર ઢળિયો રે. પ્રી૦ ૧
હેત ઘણે* મુખ હાસ્ય કરીને, હાંરે આજ મોહન મુજને મળિયો રે. પ્રી૦ ૨
મેહેર કરી મારે મદિરીએ, હાંરે કહાનો હેતે આવે છે નિત્ય હળિયો રે. પ્રી૦ ૩
શિવ બ્રહ્મા ઇંદ્રાદિક સરખા, હાંરે વહાલો કોઇથી ન જાયે કળિયો રે પ્રી૦ ૪
બ્રહ્માનંદના નાથને ભેટી, હાંરે હવે જન્મમરણ ભય ટળિયો રે. પ્રી૦ ૫

## પદ ૩૬ મું–રાગ ગરબી.

વહાલા લાગો છો વિશ્વાધાર રે, સગપણ તમ સાથે;
મે તો સર્વ મેલ્યો સસાર રે, સગપણ તમ સાથે. ૧
મારા મનમાં વશ્યા છો આવી શ્યામ રે, સ૦
તમ સારુ તજ્યું ધન ધામ રે, સ૦ ૨
મારુ મનડુ લોભાણું તમ પાસ રે, સ૦
મુંને નથી બીજાની આશ રે, સ૦ ૩

* ભરે.

મારે માથે ધણી છો તમે એક રે, સ૦
મારી અખંડ નિભાવજો ટેક રે, સ૦ ૪
મે તો દેહ ધર્યો છે તમ કાજ રે, સ૦
તમને જોઇ મોહી છું વ્રજરાજ રે, સ૦ ૫
હું તો હેતે વેચાણી તમ હાથ રે, સ૦
છો બ્રહ્માનંદના નાથ રે, સ૦ ૬

### પદ ૩૭ મું.

મારે આવ્યો અલૌકિક દાવ રે, કોઇ મુંને શું કરશે;
માથા સાટે વર્યા મે તો માવ રે, કોઈ મુંને શું કરશે. ૧
હવે બળે છે જગમાં બલાય રે, કો૦ મે તો ભેટ્યા છે ભૂધર રાય રે. કો૦ ૨
અતિ આનંદ થયો છે મારે અંગ રે, કો૦ લાગ્યો રસિયાજીનો રંગ રે કો૦ ૩
થઇ જગમાં અલૌકિક જીત રે, કો૦ લાગી પૂરણ સલુણા સાથે પ્રીત રે. કો૦ ૪
મારે વહાલે દીધુ છે મુને માન રે, કો૦ મુને કીધી સોહાગણ કહાન રે. કો૦ ૫
હવે થયો સસારિડો ઝેર રે, કો૦ બ્રહ્માનંદને વહાલેજી કીધી મેહેર રે. કો૦ ૬

### પદ ૩૮ મું.

જોઇ છેલછબીલાની ચાલ રે, મન મારુ લોભાણું;
વળી ભૂરકી નાખી છે નદલાલ રે, મન મારુ લોભાણું. ૧
સહુ ઘેલી કહે છે સસાર રે, મ૦ મે તો નિરખ્યા છે નદકુમાર રે. મ૦ ૨
કોઈ શાને કરો છો મારી છેડરે, મ૦ નહીં મેલું કાનુડાની કેડ રે. મ૦ ૩
સર્વે ભૂલી છું ઘરડાનું કાજ રે, મ૦ એક વહાલા કીધા છે વ્રજરાજ રે. મ૦ ૪
હવે રટના લાગી છે દિન રાત રે, મ૦ થઇ શિરસાટાની વાત રે. મ૦ ૫
મુંને કીધી માનિતી સહુ માંહ્ય રે, મ૦ બ્રહ્માનદને વહાલેજી ઝાલી બાંહ્ય રે. મ૦ ૬

### પદ ૩૯ મું.

બારી કાઢી જગતની બીક રે, વરી હું તો વનમાલી;
મેંતો સમજી વિચારી કીધું ઠીક રે, વરી હું તો વનમાલી. ૧
તુચ્છ જાણીને કીધું સર્વે ત્યાગ રે, વ૦ મોહી રસિક સલુણાને રાગ રે. વ૦ ૨
મુંને ચટકી લાગી છે ચિત્તમાંહ્ય રે, વ૦ બીજું વહાલા વિના ન સોહાય રે. વ૦ ૩
મુંને કાંઈ ન સુઝે કામ રે, વ૦ થયું હરિ વિના સર્વે હરાંમ રે. વ૦ ૪
હવે નિઃશંક થઇ છું નચિન્ત રે, વ૦ થઈ જગમાં અલૌકિક જીત રે. વ૦ ૫
સમઝી કીધું છે તન કુરબાન રે, વ૦ બ્રહ્માનંદના વહાલાથી બાંધ્યા પ્રાણરે વ૦ ૬

### પદ ૪૦ મું-રાગ ગરબી.

અલબેલાજી મારે ઓરડે રે, આવોને અલબેલા;
હું તો મોહી છું બાજુ કેરે બોરડે રે, આવોને અલબેલા. ૧
વહાલા ભાવે કરીને સામું ભાળતા રે, આ૦ હાથે ફૂલદડાને ઉછાળતા રે; આ૦ ૨
માથે સુંદર છોગાં મેલતા રે, આ૦ રંગ ભીનાજી રગડો રેલતા રે. આ૦ ૩
મારા તનડાંના તાપ નિવારવા રે, આ૦ બ્રહ્માનંદનો જન્મ સુધારવા રે. આ૦ ૪

### પદ ૪૧ મું.

તમને ભાવે કરીને અમે તેડીએ રે, આવોને અમ પાસે;
મરમાળા પધારો મારી મેડીએ રે, આવોને અમ પાસે. ૧
મેં તો પુલડે બીછાઈ સેજડી રે, આ૦ પહેરી ચટક રગીલી ચાંખડી રે. આ૦ ૨
પ્યારા અબર આભૂષણ પહેરીએ રે, આ૦ વારી હેત કરીને સામું હેરીએ રે. આ૦ ૩
બ્રહ્માનદ કહે મોજુ માણીએ રે, આ૦ જગજીવન પોતાની જાણીએ રે. આ૦ ૪

### પદ ૪૨ મું.

વહાલા લટકાં તમારાં જોઈને રે, કહાનજી કોડીલા;
મારુ મન રહ્યુ છે મોહી ને રે, કહાનજી કોડીલા. ૧
મે જોયા છે તમને જે ઘડી રે, ક૦ લીધી અવર પુરુષની આખડી રે. ક૦ ૨
રંગ ભીના રગાણી તારા રંગમાં રે, ક૦ સુખ નાવે હવે બીજા સગમાં રે. ક૦ ૩
બ્રહ્માનદની અરજી ઝીલજો રે, ક૦ મુને છેટે ઘડી નવ મેલજો રે. ક૦ ૪

### પદ ૪૩ મું.

મુને લાગી તમારી આંખડી રે, મોહન મરમાળા;
હું તો ઘાયલ થઈ ધરણી પડી રે, મોહન મરમાળા. ૧
હવે ઘરડાંનાં કામ નથી સૂજતાં રે, મો૦ લાગ્યા નેણુના બાણુ નથી રુઝતાં રે. મો૦ ૨
તારા મુખની લાગી મુને મોહની રે, મો૦ હું તો ભૂલી છુ દૂધની દોહણી રે. મો૦ ૩
બ્રહ્માનંદના વહાલા તારી મૂર્ત્તિ રે, મો૦ એક ઘડી ન મેલું ઉરથી રે. મો૦ ૪

### પદ ૪૪ મું-રાગ ગરબી.

છોગાવાલા હો છેલ મારા જીવન પ્રાણુ છો રે; ટેક.
મોહન તારી મૂર્ત્તિ લાગે છે પ્યારી લાલ.
આડી મેટે દેખતાં તમે ચાલો છો સુંદર ચાલ. છો૦ ૧
વેણુ અલૌકિક વાઈને વળી ગાઇને નૌતમ ગીત;
કામણુ કીધાં કારમાં મારુ ચોરી લીધું ચીત. છો૦ ૨

બાંયે બાજુબંધ બેરખા પેહેરી પુલડાં કેરા હાર;
વહાલા બ્રહ્માનદના ઓરા આવોને નદકુમાર. છે૦ ૩

પદ ૪૫ મું.

લટકાળા હો લાલ લટકે તારે મન મારુ લીધલું રે. ટેક૦
મોહન વાઈ મોરલી તમે કાલિન્દીને તીર;
સાભળતાં સુધ વિસરી હું તો ભરવું ભૂલી નીર. લટ૦ ૧
પ્રીતમ પેહેરો છો પ્રેમથી વળી શોભિતા સણુગાર;
જાદવ સામું જોઈને સર્વે વશ કીધી વ્રજનાર. લટ૦ ૨
હસી બોલાવી હેતમાં મારુ કાળજ* નાખ્યું કોર†;
બ્રહ્માનદના વહાલમા તમે જાદુગારા ચોર. લટ૦ ૩

પદ ૪૬ મું.

મોરલીવાલા હો માવ મીઠી મીઠી વાઓ મુખ મોરલીરે. ટેક૦
મોહન તારી મોરલી છે કામણુગારી કોય;
તીખી નૌતમ તાનમાં મારુ મનડુ લીધું પ્રોય. મો૦ ૧
માયા લગાડી મુજથી હવે જીવન રહો માં દૂર;
રસીઆ તારા રાગમાં મારુ ચિત્ત થયું ચકચૂર. મો૦ ૨
જંપ ન થાયે જીવમાં મુંને કાંઈ ન સૂજે કામ;
બ્રહ્માનદ કહે વિઠ્ઠલા મુને શું કર્યુ તે શ્યામ. મો૦ ૩

પદ ૪૭ મું.

રગ ભીના હો કહાન વાલપની કરીએ જો વાતડીરે. ટેક૦
કહાનજી તારે કારણે મે તો સેજ બીછાવી સાર;
જીવન ઉભી જોઉં છુ હું તો વાટડી વારંવાર. ર૦ ૧
મળ્યા વિના અતિ રહે છે મારે અતરમાંય ઉદાસ;
શા માટે નથી આવતા તમે પ્રીતમ મારી પાસ. ર૦ ૨
તોડી સૌ સંસારથી મે તો તમથી જોડી તાન;
બ્રહ્માનંદ કહે દીજીએ વારી દર્શન કેરું દાન. ર૦ ૩

પદ ૪૮ મું–રાગ ગરબી.

તમ પર વારી રે વહાલા, નૌતમ સુંદર વર નંદલાલા. ત૦ ટેક૦
મોરલી મધુરી રે વાતા, મારે ઘેર આવજો ગાતા ગાતા;
નેણાં ઠરે છે જોઈને, મનડું રહ્યું છે તમ પર મોહીને. ત૦ ૧

---

* કાળજુ, હૃદય. † કાંરા.

રસિયા આવો રે રમતા, ગિરિધર ગોપીને મન ગમતા;
તમ વિના તનડું રે દાઝે, તન ધન કુટુંબ તજ્યું તમ કાજે. ત૦ ૨
સુંદર લટકે રે મન લીધાં, કામણ મોરલીમાં કાંઈ કીધાં;
જોતાં વર તમ જેવો રે કોઈ ન જડે, મોહીછું મુખડાંને મરકલડે. ત૦ ૩
મૂર્ત્તિ તમારી રે માવા, જો રે રાખું નહીં દઉં જાવા;
રૂપ અનુપમ રે રસિયા, બ્રહ્માનંદતણે મન વસિયા. ત૦ ૪

પદ ૪૯ મું

મારે ઘેર આવજો રે વહેલા, ગિરિધર શું થઇ બેઠા ઘેલા. મા૦ ટેક.
હાજર ઉભા રે રહેશું, જે જોઇએ તે આણી આણી દેશું;
છાના રાખુ નહીં કરું છાવા,* જે ભાવે તે લેજો ખાવા. મા૦ ૧
મારે ઘેર ગોરસડાની ગોળી, ભાવે તે પીજો બીજું નાંખજો ઢોળી;
તેનું કાંઈ નવ કહેશું તમને, મનમાં આવે તેમ કહેજો અમને. મા૦ ૨
જેમ તેમ કરીને રે આવો, શું બેઠા છો બાંધી દાવો;
કહો તો પગ ભર ઉભાં ગાઈએ, વળી તમે વેચો ત્યાં વેચાઈએ. મા૦ ૩
અમે તમારાં રે કહેવરાવ્યાં, પહેલાં પ્રીત કરીને બોલાવ્યાં;
કાળપ મેલો રે કાળા, વારી જાઉં બ્રહ્માનદના વહાલા. મા૦ ૪

પદ ૫૦ મું

જુગતિ તમારી રે મે જાણી, કીધી તમે કુબ્જાને પટરાણી, જુ૦ ટેક.
સાચી વાત ગમે નહીં કોઇને, માટે બેઠાં મુખડું જોઇને;
કહોને કુબ્જાએ રે શું દીધું, બીજે લુંટી તમારુ શું લીધું. જુ૦ ૧
લોક કરે છે રે હાંસી, તમને વશ કરી લીધા દાસી;
જેમ તેમ કહે છે આવતાં જાતા, તે તો અમથી નથી ખમાતાં. જુ૦ ૨
છળ બળ છેતરવાની વાતું, કોની પાસે શિખ્યા છો ધાતું;
મોહન ધરના રે ધૂતારા, મામા માસીને હાથે માર્યા. જુ૦ ૩
તમને લાજ મળે નહિ તેની, કોઇ આવી મુખડા ઉપર કહે ની;
કોઇ વિધ તમમાં નવ મળે કાચું, બ્રહ્માનંદ કહે છે સાચું. જુ૦ ૪

પદ ૫૧ મું.

મારે ઘેર આવજો રે કહાના, શાને તમે રહો છો છાના છાના. મા૦ ટેક.
દુરિજન લોકડાં રે શું કરશે, મતિયાં મનમાં બળી બળી મરશે;
શકા ધરો છો રે કેની, જોતાં જગત વિચારે છે ની મા૦ ૧

* છત્તા જાણીતા.

મંદિર પધારો રે માવા, સૌ જાણે તેમ થઈને ચહાવા;
મોહન આવો છોગલાં મેલી, સહુકો સુખ પાવે સાહેલી. મા૦ ૨
મહેણું તમારું રે અમ માથે, સગપણ કીધું છે તમ સાથે;
સંગડો તમારો રે શિર સાટે, મોહન આવો નહીં શા માટે. મા૦ ૩
તન ધન સર્વે રે મારુ, જો તમે લિયો તો તમપર વારું;
મોરલી મધુરી રે વાજો, બ્રહ્માનંદને અધર રસ પાજો. મા૦ ૪

## પદ ૫૨ મું–રાગ ગરબી.

ઓરા આવોરે મારા લેહેરખડા વનમાળી;
મોહન મૂર્ત્તિરે તારી લાગે છે રૂપાળી. ૧
લાવણ્ય જોઈનેરે લોભાણું મનડુ મારુ;
પાઘડલીમાર હરિ છોગલિયું અતિ સારુ. ૨
વહાલી લાગેરે તારી નિત્ય નિત્ય નવલી વાતું;
સુણતાં સુખડુરે નથી અતરમાહ્ય સમાતું. ૩
બ્રહ્માનંદના રે છો નવલ સ્નેહી કહાના;
છૂપવી રાખું ર મારા લોચનિયાંમાં છાના. ૪

## પદ ૫૩ મું.

મુજને લાગીરે નટનાગર તારી માયા;
કીધી જાણીરે હરિ તમ અર્થે મે કાયા. ૧
તમને જોઇનેરે રગ ભીના રગડો ચડિયો;
તોરો તારોરે મારા જીવડલામાં જડિયો. ૨
મોહન આંખ્યુ રે તારી દીસે છે મરમાળી;
હરખ ભરી છેરે વારી દિન દિન અધિક હેતાળી. ૩
બ્રહ્માનંદનારે તમે પ્રાણ સ્નેહી પ્યારા;
નાથ ન રાખુંરે ઘડી લોચનિયાંથી બહારા. ૪

## પદ ૫૪ મું.

મોહન મોલીડું રે તારુ મનડે મારે ભાવ્યું;
નવલ રગીલું રે માંહે છોગલિયું લટકાવ્યું. ૧
અંતર ખુતિ રે અલબેલા તારી આંખ્યું;
તન ધન મારુ રે મે તમપર વારી નાંખ્યું. ૨
તમથી વહાલું રે આ જગમાં નહીં કોઈ મારે;
જંપ મુંને થાયે છે રે તારી મૂર્ત્તિ દેખુ જ્યારે. ૩

બ્રહ્માનંદના રે પીયા સુંદર વર રંગ છેલા;
પ્રીત લગાડી રે મારા પ્રાણ હર્યા તમે પેહેલા. ૪

### પદ ૫૫ મું.

વહાલા લાગો રે વ્રજજીવન નવલ વિહારી,
ચિત્તડે ચોટીરે આવી ગજ ગતિ ચાલ તમારી. ૧
રુડી શોભે રે નયણોમાં રેખો રાતી;
તેને જોતા રે મારી આખ તૃપત નથી થાતી. ૨
સુંદર શોભે રે તારે મોતીડાંની માળા;
ચિત્તડુ ચોરે રે તારી આંખડલીના ચાળા. ૩
બ્રહ્માનંદના રે તમે લેહેરખડા ગિરિધારી;
અતર અટકી રે આવી નવલ કલગી તારી. ૪

### પદ ૫૬ મું.—રાગ ગરબી

મારે આજ પ્રીતમ ઘેર આવશે જી રે;
મુને હેતે કરીને બોલાવશે જી રે આ૦ ૧
એના સાથીડાને સાથે લાવશે જી રે,
કરી લટકાં તાળી દઇ ગાવશે જી રે. આ૦ ૨
હરિ હેતે કરીને સામું ભાળશે જી રે;
રંગડાની તે રેલું વાળશે જી રે. આ૦ ૩
કરી ખ્યાલ અલૌકિક ખેલશે જી રે,
માથે ફુલડાંનાં છોગલાં મેલશે જી રે. આ૦ ૪
બ્રહ્માનંદનો સ્વામી શ્યામળો જી રે;
સુખ દેશે આવીને ઉતાવળો જી રે. આ૦ ૫

### પદ ૫૭ મું.

જોઇ રહી છું પ્રીતમજીની વાટડી જી રે;
મેં તો ખાંતે ઢાંળી છે ખાટડી જી રે. જો૦ ૧
અગર ચદને લીંપાવુ ઓરડા જી રે;
જળ કુંભ ભરાવું કોરડા જી રે. જો૦ ૨
રુડાં ભોજન કર્યાં છે રસ ભર્યાં જી રે;
તાજા તરત તૈયાર ઢાંકી ધર્યાં જી રે. જો૦ ૩
મે તો સજ કરાવી શેરીયાં જી રે;
ચોકે ચોકે તે ફુલડાં વેરીયાં જી રે. જો૦ ૪

બ્રહ્માનંદના સ્વામીને કોડલે જી રે.
મેં તો તોરણ બધાવ્યા ટોડલે જી રે. જો૦ ૫

પદ ૫૮ મું.

ધન્ય ધન્ય ઘડી છે આજની જી રે;
રુડી ખબર આવી મહારાજની જી રે. ધ૦ ૧
સખી મળી મળી મગળ ગાય છે જી રે,
અતિ આનંદ ઉભરાણો જાય છે જી રે. ધ૦ ૨
મોતી થાળ ભરી ટોળે મળી જી રે,
સખી હરિને વધાવા થઇ આકળી જી રે ધ૦ ૩
સર્વે ઘરનો તે ધધો વિસરી જી રે,
હરિને મળવા આતુર થઇ સુંદરી જી રે ધ૦ ૪
ઘરમાંથી આવી ઉભી બારણે જી રે;
બ્રહ્માનંદના સ્વામીને કારણે જી રે. ધ૦ ૫

પદ ૫૯ મું.

મારે આજ પ્રીતમ ઘેર આવિયા જી રે;
ભરી મોતીડે થાળ વધાવિયા જી રે. આજ૦ ૧
પહેલાં નીરે ઉને નવરાવિયા જી રે;
પછે પ્રીતમ મહીં પધરાવિયા જી રે આજ૦ ૨
મે તો ભોજન જમાડ્યાં ભાતભાતનાં જી રે,
વહાલે આપ્યાં તે સુખ એકાંતનાં જી રે. આજ૦ ૩
પહેલું પરઠ્યું હતું તે વેણ પળ્યા જી રે;
વહાલો હેતે કરીને મુજને મળ્યા જી રે. આજ૦ ૪
બ્રહ્માનંદ કહે આજની ધન્ય ઘડી જી રે;
મારો વહાલોજી પધાર્યાં સેજડી જી રે. આજ૦ ૫

પદ ૬૦ મું.

વારી જાઉ પ્રીતમજીને ઉપરે જી રે,
મારા વહાલાજીને જોઇ નેણા ઠરે જી રે વા૦ ૧
વારે વારે બોલાવે વાલમા જી રે;
મારુ ચિત્ત લોભાણું એની ચાલમાં જી રે. વા૦ ૨
એનાં ફુલડાંનાં છોગાં જોઇને જી રે;
મારુ મન રહ્યું છે મોહીને જી રે. વા૦ ૩

ઉભો મોરલી મધુરે સૂરે વાય છે જી રે;
સુણી હૈડામાં હરખ ન માય છે જી રે. વા૦ ૪
વહાલો પ્રગટ થયા અમ કારણે જી રે;
કહે બ્રહ્માનંદ જાઉં એને વારણે જી રે. વા૦ ૫

પદ ૬૧ મું.

હું તો મોહી રંગીલા તારા રંગમાં જી રે;
મારે આનંદ વાધ્યો છે અંગમાં જી રે. મો૦ ૧
સમજાવી તે મુજને સાનમાં જી રે;
મન તાણી લીધું મોરલીના તાનમાં જી રે. મો૦ ૨
મુને નેહડો જણાયો નેણમાં જી રે;
વળી મેંઠપ* લાગી તારા વેણમાં જી રે. મો૦ ૩
હું તો ઘેલી થઈ તારા ગીતમાં જી રે,
તારું છોગલું પેઠું મારા ચિત્તમાં જી રે. મો૦ ૪
બ્રહ્માનંદ કહે પ્રેમની લહેરની જી રે;
મુને ભુરકી નાંખી કોઈ પેરની જી રે. મો૦ ૫

પદ ૬૨ મું.

જાણી જાણી છબીલા તારી વાતડી જી રે;
ઘણી કીધી છે મુજને ઘાતડી જી રે. જા૦ ૧
તમ કાજે સજી મે તો સેજડી જી રે;
તમને વચમાં બીજી નવરી જડી જી રે. જા૦ ૨
તમે મુજને બાંધી ગયા કોલમાં જી રે;
જઇ મહાલ્યા તે કોઈના મહોલમાં જી રે. જા૦ ૩
એવી કોણ મળી તમને માનની જી રે;
જેણે શુદ્ધ ભુલાડી ખાનપાનની જી રે. જા૦ ૪
બ્રહ્માનદ કહે જોઇ રહી વાટડી જી રે;
તમે કુડની માંડી છે ભલી હાટડી જી રે. જા૦ ૫

પદ ૬૩ મું.

ધન્ય ધન્ય જસોદા નંદને જી રે;
ઘણે હેતે મળ્યાં ગોવિંદને જી રે. ધ૦ ૧
જેને નેતિ નેતિ વેદ ગાય છે જી રે;
તે તો† ગાયો ચરાવા જાય છે જી રે. ધ૦ ૨

* મીઠાશ. † પ્રથમ આવૃત્તિમા "જેની" પાઠ છે તે અર્થ રહીત હોવાથી પાઠ બદલ્યો છે.

જેનું ધ્યાન જોગી મનમાં ધરે જી રે;
તે તો પુત્ર થઈને ઘરમાં ફરે જી રે. ધ૦ ૩
જેનાં નામતણું લેખું નહીં જી રે;
તેને ગોપી બોલાવે કહાનુડો કહી જી રે. ધ૦ ૪
જેને કાજે મુનિ વને દેહ દમે જી રે;
તે તો બ્રહ્માનંદ ગોવાળામાં રમે જી રે. ધ૦ ૫

પદ ૬૪ મું–રાગ ધોળ.

મેં તો સરવે સગાથે તોડી રે સાહેલી,
એક જગના જીવન સાથે જોડી રે સાહેલી. ૧

શું કરશે પિયર સાસરિયાંરે, સા૦ મે તો સમજીને પગલાં ભરિયાં રે. સા૦ ૨
મે તો નિશ્ચે કર્યું મનમાંથીરે, સા૦ શિર સાટે એ વર ક્યાંથી રે, સા૦ ૩
પેહેલું માથું પાસંગમાં મેલ્યુંરે, સા૦ પછી વરવાનું બીડુ ઝેલ્યું રે. સા૦ ૪
હુ તો રહું નહિ કોયની વારીરે, સા૦ ધાર્યા એક ધણી ગિરિધારી રે. સા૦ ૫
છાની વાત નહીં એ છાવીરે, સા૦ બ્રહ્માનન્દના વહાલાની કહાવીરે. સા૦ ૬

પદ ૬૫ મું.

જોયું સરવે જગત તપાસીરે રઢ લાગી,
એક પુરુષ દીઠા અવિનાશીરે રઢ લાગી. ૧

બીજે અબળાંની સર્વે ટોળીરે, રઢ૦ દીઠુ ચૌદ ભુવન લગી ખોળીરે. રઢ૦ ૨
અબળા અબળાને શું પરણુંરે, રઢ૦ માટે બળિયાનુ લીધુ શરણુંરે. રઢ૦ ૩
કહાન કુંવરથી સગપણુ કીધુરે, રઢ૦ એનું મેહેણુ મે માથે લીધુરે. રઢ૦ ૪
શિશ નાંખ્યો હવે મે તો છેડોરે, રઢ૦ લાગ્યો નંદના નદન સાથે નેડોરે. રઢ૦ ૫
સર્વે અવર પુરુષ પરહરિયારે, રઢ૦ બ્રહ્માનન્દના વહાલાને વરિયારે. રઢ૦ ૬

પદ ૬૬ મું.

શું કરશે સસારી કહીનેરે હરિ વરિયા,
ચાલી જગ માથે પગ દઈનેરે હરિ વરિયા. ૧

જેમ શૂરો રણમાં ખેલેરે, હરિ૦ શત્રુ સન્મુખ પગલાં મેલેરે. હરિ૦ ૨
થઇ નિશંક લડાઇ લેવેરે, હરિ૦ કેદી પાછા પગ નવ દેવેરે. હરિ૦ ૩
એમ સમજીને હુ તો ચાલીરે, હરિ૦ મનમાં મરવાની આંટી ઝાલીરે. હરિ૦ ૪
સૌ સાથે તે નાતો તોડ્યોરે, હરિ૦ હાથેવાળો તે હરિસું જોડ્યોરે. હરિ૦ ૫
બ્રહ્માનંદ કહે થઇ મતવાલીરે, હરિ૦ માથા સાટે વર્યા વનમાળીરે. હરિ૦ ૬

### પદ ૬૭ મું.

એવી અંતર આંટી પાડીરે સુણ બેહેની,
ઉખડે નહીં કોયની ઉખાડીરે સુણ બેહેની. ૧

જેમ ચાતક આંટી રાખે રે, સુણ૦ વિના સ્વાતિ નીર નવ ચાખે રે. સુ૦ ૨
જેમ કેસરી ઘાંસ ન ખાય રે, સુણ૦ સો લાંઘણ કરી મરી જાય રે. સુ૦ ૩
એમ નિશ્ચે વિઠ્ઠલને વરવુ રે, સુણ૦ નહીં તો સાવ કુવારા મરવું રે સુ૦ ૪
બીજા પુરુષ સામું નવ જોવુ રે, સુણ૦ ચિત્ત પાતળિયામાં પ્રોવું રે. સુ૦ ૫
બ્રહ્માનદ કહે પેહેલે વિચારી રે, સુણ૦ પછે વાત કાઢી મે બારી રે. સુ૦ ૬

### પદ ૬૮ મું.—રાગ ધોળ.

ચાલો ચાલો રે સૈયરુનો સાથ, વહાલાની આવી છે વધામણી.
આજ ઓઘ વળ્યા છે આનદના, નિરખીસું રે નેણે નટવર નાથ. વ૦ ૧
બેહેની પેરો આભૂષણ પ્રેમથી, સજો શોભિતા સુંદર શણગાર. વ૦ ૨
બેહેની મડળ સહિત આવે મલપતો, કોડીલો રે પ્યારો પ્રાણ આધાર. વ૦ ૩
સર્વે ભેળી થઇને ભામિની, ગાઇએ ગાઇએ રે મુખ મગળ ગીત. વ૦ ૪
બેહેની આપણે મદિર આવશે, કહાનો જાણી રે પૂરવની પ્રીત. વ૦ ૫
ચાલો સાજ લઇને ચોંપથી, જઇને કરીએ રે ખાંતીલાસું ખેલ. વ૦ ૬
પ્રાણજીવન પીયુજી પધારશે, બ્રહ્માનન્દનો રે પ્રીતમ રગ રેલ. વ૦ ૭

### પદ ૬૯ મું.

સખી ભરીએ રે મોતીડાના થાળ, વધાવા જઇએ શ્યામને.
સખી જેની રે વાટયું હેરતાં, ચાલી આવ્યા રે ઘેર દીન દયાળ. વ૦ ૧
સખી તોરણ બાંધો ટોડલે, કરીએ કરીએ રે ચંદન કેરી ગાર. વ૦ ૨
સખી પ્રીતડી કરીને પધારિયા, કોડીલો રે છેલો નદકુમાર. વ૦ ૩
સખી મોતીડે ચોક પૂરાવીએ, લેઇએ લેઇએ રે સામૈયાનો સાજ. વ૦ ૪
આજ અલબેલોજી આવિયા, રંગ ભીનો રે રસિયો વ્રજરાજ. વ૦ ૫
સૌ સરખી મળીને સાહેલડી, ઉડાડો રે અતિ અબીર ગુલાલ. વ૦ ૬
સખી બ્રહ્માનન્દનો સાહેબો, લટકાળો રે આવ્યા નદલાલ. વ૦ ૭

### પદ ૭૦ મું.

મારે હૈડે રે હેલી હરખ ન માય, પધાર્યા સુંદર શ્યામળો.
દીસે ગોકુળિયું રળિયામણુ, આજુની રે શોભા નહી કવ જાય. પ૦ ૧
મારો ધરણી તે પગ ટકતો નથી, ચડિયું મુખડે રે હેલી નૌતમ નૂર. પ૦ ૨
બની નવલ શોભા મારા ધામની, ઉગ્યો ઉગ્યો રે સોના કેરો સૂર. પ૦ ૩

હું તો નીર ઉને નવરાવીને, રુડાં આપું રે ભોજનિયાં રસાળ. ૫૦ ૪
ચરચુ કેસર ચંદન શ્યામને, પહેરાવું રે મોતીડાંની માળ. ૫૦ ૫
મારો જીવન જન્મ સુધારિયો, વહાલે કીધાં રે હેલી પાવન નેણ. ૫૦ ૬
આવી રસિયેજી રંગ રાખિયો, છોગાંવાળે રે બ્રહ્માનન્દને સેણ. ૫૦ ૭

પદ ૭૧ મું.

જોને જોને રે રસિયાજીનું રૂપ, સાહેલી શ્યામ પધારિયા.
માથે નવલ રંગીલું મોળિયું, છોગલિયા રે રાજે પરમ અનૂપ. સા૦ ૧
કાજુ કનક કડાં રે ઝુકી રહ્યાં, છૂટી શોભે રે મોતીડાંની શેર. સા૦ ૨
વહાલા નન્દન વનને ફૂલડે, લટકાળો રે થયા છે લટભેર. સા૦ ૩
વાજે ચગ મૃદંગ સોહામણાં, વાજે વાજે રે નગારાંની ઠોર. સા૦ ૪
ભાવે ગાવે ગોકુળ કેરી ભામિની, ઘેરા બોલે રે ત્રાસાં ઘનઘોર. સા૦ ૫
બ્રહ્માનન્દને રંગીલે વિઠ્ઠલે, કોડીલે રે પાળ્યો નિજ બોલ. સા૦ ૬
મારુ ભુવન કીધું આજ ભૂધરે, વાલેડે રે વૈકુઠની તોલ. સા૦ ૭

પદ ૭૨ મું.

ચાલો જાઈએ વહાલાને વધાવવા, ચાલો જાઈએ વહાલાને વધાવવા;
પધાર્યા રે કહાનો જીવન પ્રાણ, જાઈએ વહાલાને વધાવવા.
આવ્યા વાટ જોતાં અલબેલડો, છોગાળો રે છેલો ચતુર સુજાણ. જા૦ ૧
કુંભ કનકના ભરીએ નીરથી, માંહી નાંખો રે બેની મગળ સાજ. જા૦ ૨
સામાં જાઈએ ઉપાડીને ચોંપથી, મેલીને રે બેની લોકની લાજ. જા૦ ૩
કરશું આડકેસર કુંકુ ચાદલો, ચોખલિયા રે ચોડીશું ભાલ. જા૦ ૪
આવ્યા પ્રાણજીવન ઘેર પ્રોણલા,* લટકાળો રે રસિયો નન્દલાલ. જા૦ ૫
પહેલું અત્તર ચરચુ અગમાં, પહેરાવુ રે મોતીડાં કેરો હાર. જા૦ ૬
બેહની પ્રીતે કરીને પુખીએ, બ્રહ્માનન્દનો રે વહાલો નન્દકુમાર. જા૦ ૭

પદ ૭૩ મું.

હેલી આજ દિવસ રળિયામણો, હેલી આજ દિવસ રળિયામણો;
આવ્યા આવ્યા રે વહાલો પ્રાણાધાર, આજ દિવસ રળિયામણો.
વહેલાં જાઈને વહાલાને વધાવિયે, વારણિયાં રે લઈએ વારમવાર. આ૦ ૧
મે તો ભાવ સહિત હરિને ભાળિયા, મારે હૈડે રે બેહની હરખ ન માય. આ૦ ૨
મે તો તોરણ બાધ્યાં ટોડલે, સર્વે માનુની રે મળી મગળ ગાય. આ૦ ૩
મે તો થાળ ભર્યો ગજ મોતીએ, વહાલાને રે વધાવવાને કાજ. આ૦ ૪
આવી ઉભા હેલી મારે આગળે, રૂપાળો રે રસિયો વ્રજરાજ. આ૦ ૫

* પરોણા

મારો જન્મ સુધાર્યો જાદવે, હૈડાની રે સર્વે પૂરી છે હામ. આ૦ ૬
બ્રહ્માનન્દના વહાલાને ઉપરે, વારી નાખું રે મારુ ધન ને ધામ. આ૦ ૭

પદ ૭૪ મું.

સખી જોને શોભા ઘનશ્યામની, સખી જોને શોભા ઘનશ્યામની;
પેચાળી રે માથે નૌતમ પાઘ, જોને શોભા ઘનશ્યામની.
જડી નવલ કલંગી મોતીએ, જે નિરખે તેનાં પૂરણ ભાગ્ય. જો૦ ૧
ભાલ તિલક કેસર નોખી ભાતનું, રૂપાળી રે નલવટ કેરી રેખ. જો૦ ૨
દેહ પામીને તે એને દેખશે, જેને હશે રે એહની પૂરવ લેખ. જો૦ ૩
વળી ભ્રુકુટી અલૌકિક વાંકડી, નટવરનાં રે અણિયાળાં છે નેણ. જો૦ ૪
એની મુખની શોભા બહુ મોલની, વહાલાં લાગે રે રસિયાજીનાં વેણ. જો૦ ૫
શોભે અધર પ્રવાળાં સારખાં, કુડળિયાં રે નૌતમ બેઉ કાન. જો૦ ૬
બ્રહ્માનન્દના વહાલાની મૂર્તિ, એનું ધારે રે મોટા મુનિવર ધ્યાન. જો૦ ૭

પદ ૭૫ મું.

બેહેની શ્યામ સુંદર ભલે આવિયા, બેહેની શ્યામ સુંદર ભલે આવિયા;
મારાં સરિયાં રે સર્વે પૂરણ કાજ, શ્યામ સુંદર ભલે આવિયા.
આવી બેઠા વહાલો મારે ઓરડે, આનદની રે હેલી મારે આજ. શ્યા૦ ૧
મે તો ફૂલડે તે છાંયો માંડવો, મોતીડે રે પૂરાવ્યા છે ચોક. શ્યા૦ ૨
છોગાંવાળે રગીલે શ્યામળે, ગોકળિયું રે કીધું ગોલોક. શ્યા૦ ૩
રુડાં ભોજન જમાડ્યાં ભાવતાં, મનગમતા રે દીધા મુખવાસ. શ્યા૦ ૪
પ્યારો પલંગ ઉપર પધરાવિયા, લઈ વીંઝણો રે ઉભી હુ તો પાસ. શ્યા૦ ૫
ભાવે કરીને ભૂધરજીનાં ભામણાં, મે તો લીધાં રે મરજાદાને મેલ. શ્યા૦ ૬
બ્રહ્માનન્દને વહાલે અલબેલડે, રગ ભીને રે વાળી રંગની રેલ. શ્યા૦ ૭



## વડતાલમાં રણછોડજી દ્વારિકાથી પધાર્યા તેનાં પદો.

પદ ૭૬ મું–રાગ ગરબી.

દ્વારા પુરીના ચોકમાં, આવી ઉભા મોરાર;
કુંડળ જડાઉ કાનમાં, હેડે મનોહર હાર. ૧
અધર પ્રવાલાં સારખાં,* દાંત દાડમ કેરે માન†;
વચન સુણીને સર્વે વિનતા‡, ગરક થઈ ગુલતાન. ૨

---

* સરખા † સમાન ‡ વનિતા–સ્ત્રી.

મોતીડે છાયું મોળિયું, છોગાં મેલ્યાં ચહુ પાસ;
ગોખે ચઢી ગજગામિની, હેરી કરે ઉલ્લાસ. ૩
રાજે રસીલો રાજવી, રંગ ભીનો જદુરાય;
અજબ રંગીલી છબી ઉપરે, બ્રહ્માનન્દ બલ જાય. ૪

પદ ૭૭ મું.

દ્વારાપુરી રળિયામણી, રાજે શ્રીમહારાજ;
ગોખે જડાવું જાળિયાં, સર્વે અલૌકિક સાજ. ૧
ચોક પુર્યા છે સર્વે મોતિએ, હીરે છાયાં છે સર્વે હાટ;
પુષ્પ સુગંધી પારિજાતનાં, વેર્યાં છે વાટોવાટ. ૨
મહોલે મહોલે ઉભી માનિની, ઘેરે મધુરે સ્વરે ગાય;
કોડે કોડે છબી કૃષ્ણની, જોઈને ધરે છે હૈયામાંય. ૩
અંગ આભૂષણ ઓપતાં, પહેર્યાં છે વસ્ત્ર અનૂપ;
વહાલો રસિયો બ્રહ્માનંદનો, રાજે મનોહર રૂપ. ૪

પદ ૭૮ મું.

છબી સલુણા શ્યામની, જીભે કહી નવ જાય;
પ્યારી રંગીલી પાઘડી, મોતી કલંગી માંહ્ય. ૧
અજબ છોગાળાના અગમાં, ખાસી છે ચંદનખોર,
રુડી નવલ ઝલકી રહી, ઉપરણીની કોર. ૨
પ્રેમ કરી હરિ પેહેરિયાં, સુંદર વર શણગાર;
ભાલ તિલક કોઇ ભાતનું, જોઈ મોહી સર્વે નાર. ૩
નયણાં સકોમળ નાથનાં, નાસા દીપ સમાન;
નાથ રંગીલાજીને જોઇને, બ્રહ્માનંદ કુરબાન. ૪

પદ ૭૯ મું

દ્વાર દદામાં ગડગડે, વીણા તાલ મૃદંગ;
ગીત મનોહર કૃષ્ણનાં, ગાયે સહિત ઉમંગ. ૧
કયારેક ઘોડા કેરા ઘૂઘરા, શ્યામ ચતુરની સાથ;
કયારેક હાથીડાની હારમાં, શોભે ત્રિભુવન નાથ. ૨
જય જય શબ્દ ઉચ્ચારતા, વિપ્ર કરે ધ્વનિ વેદ;
શોભા જોઇને થાય છે, દુષ્ટતણે મન ખેદ. ૩
વદન વિલોકે વિનતા,* પટ્ટરાણી કરી પ્યાર;
જાય જદુપતિ ઉપરે, બ્રહ્માનન્દ બલિહાર. ૪

* વનિતા—સ્ત્રી

### પદ ૮૦ મું–રાગ ગરબી.

રુડી મંગળ રૂપ જેની મૂર્તિ રે, ચટકાળી અલૌકિક ચાલ;
છેલા ગાયે રંગીલા રણછોડને રે. છે૦ ૧
વહાલો દ્વારામતીથી દયા કરી રે, વશ્યા આવી અખંડ વરતાલ. છે૦ ૨
જે રીતે વરતાલ પધારિયા રે, વિસ્તારી કહું તે રીત. છે૦ ૩
તે તો ભક્તવત્સલ ભુખ્યા ભાવના રે, જેની પ્રેમી સંગાતે પ્રીત. છે૦ ૪
સદા સોરઠ દેશ સોહામણો રે, શોભે ગઢપુર નૌતમ શેહેર. છે૦ ૫
નામ ઉત્તમ રાજા તે નગ્રનો રે, મી સહજાનદ રાખ્યા ઘેર. છે૦ ૬
તેની ભક્તિ જોઈને સ્વામી રીઝિયા રે, તેનું ભુવન કર્યું નિજ ધામ. છે૦ ૭
ત્યાં તો મૂર્તિ સ્થાપી શ્રી વાસુદેવનીરે, થાય કૃષ્ણ કથા આઠે જામ. છે૦ ૮
રહે શિષ્ય હજારુ સ્વામી પાસલેરે, નિત્ય નિર્મળ હૈયામાં ધારી નેમ. છે૦ ૯
અતિ બુદ્ધિ ઉદાર દયા અતરે રે, પૂરા પડિત પ્રભુ સંગ પ્રેમ; છે૦ ૧૦
કરે નૃપતિ ઉત્સવ બારે માસનારે, ઘણી શ્રદ્ધા વિવેક સહિત. છે૦ ૧૧
શુભ સવત અઢાર વર્ષ એશીએરે, માઘ પંચમી તે શુકલ પુનીત. છે૦ ૧૨
કર્યો વસત ઉત્સવ કોડામણોરે, મળ્યા ત્યાગી ગ્રહી જન વૃદ. છે૦ ૧૩
વળી પતિવ્રતા ને ત્યાગી વિનતા* રે, ગાવે રાગ વસંત આનંદ. છે૦ ૧૪
ઉડે અબીલ ગુલાલ અતિ ઘણાંરે, કર્યા વિધ વિધ પાક અપાર. છે૦ ૧૫
બ્રહ્માનદ કહે રુક્મિણી વાસુદેવનીરે, કરી પૂજા સોળે ઉપચાર. છે૦ ૧૬

### પદ ૮૧ મું.

કર્યા મહા નૈવેદ્ય મહા આરતીરે, રમ્યા સ્વામી કરાવી રંગ હોજ;
કહું પ્રભુ પધાર્યાની રીતડીરે. ટેક.
જમ્યા પોતે જમાડી સર્વે સાથનેરે, ઘૃત શાકર સહિત ભક્ષ્યભોજ. ક૦
વળી સભા થઇ ત્યાં પહોર પાછલેરે, રુડા રગમંડપની માંય. ક૦
રાજે સ્વામી સિંહાસન ઉપરે રે, આગે બેઠા પવિત્ર મુનિ રાય. ક૦
બેઠા ત્યાગી ગ્રહી† સંન્યાસી અનુક્રમેરે, સ્વામી વદન નિહાળે નરનાર. ક૦
બેઠા અવધવાસી સબધી સ્વામીનારે, બેઉ ભાઈ ભાઇનો પરિવાર. ક૦
વીંટી બેઠા પોતાના જન પાસલેરે, શોભે તારા મડળમાં જેમ ચદ. ક૦
હેરી કરુણાની દૃષ્ટે નિજ ભક્તનેરે, કહ્યુ સૌને એ રીતે સુખ કદ. ક૦
જે ઉદ્ધવ મતને અનુસરે રે, તે તો તીરથ જાત્રા જાય. ક૦
મોટા ભક્ત હરિના મળે તીર્થમાંરે, રામ કૃષ્ણની મૂર્તિ દેખાય. ક૦
માર્કણ્ડેય ધૌમ્ય લોમસ બ્રહ્મ ઋષિરે, ધર્મ આદિ અનેક ઋષિરાજ. ક૦

* વનિતા † ગૃહાસ્થાશ્રમી

તેણે તિર્થ કર્યાં તે અતિ આદરે રે, હરિ પ્રસન્ન થવાને કાજ. ક૦
કર્યાં જોયે તીર્થ મારા ભક્તનેરે, ગંગા આદિક અધિક ઉલ્લાસ. ક૦
સ્નાન દાન હરિ હરિજન પૂજવારે, થાય પાપ સતાપનો નાશ. ક૦
આજ સર્વે તીર્થમાં દ્વારિકાંરે, મન વાંછિત ફળ દેનાર. ક૦
બ્રહ્માનન્દ કહે વિશકર્મા* કૃત મહોલમાંરે,રાજે રુક્મિણી સહિત મોરાર. ક૦

પદ ૮૨ મું.

જ્યારે લીલા કરી અસુર મોહિનીરે, કુળ જાદવ સંહાર્યું પ્રભાસ;
સ્વામી વાત કહે છે સર્વે સાથનેરે. ટેક.
ત્યારે કૃષ્ણ ભુવનવિના દ્વારિકારે, પુરી સમુદ્રે પમાડી નાશ. સ્વા૦
પેહેલું કુળ સહાર્યું પોતાતણુંરે, જન અદ્રશ્ય થયા જગદીશ. સ્વા૦
આવી મદિર વિરાજ્યા આપણેરે, સદા અખિલ ભુવનનો ઈશ. સ્વા૦
માટે દ્વારામતીપુરી મુક્તિપુરીરે, સર્વે તીર્થમાં અધિક કહવાય. સ્વા૦
ત્યાં જાવું ગ્રહી† ત્યાગી સર્વેનેરે, કરી વિધિ જથારથ નહાય. સ્વા૦
પુણ્ય ક્ષેત્રે ગૃહીને‡ ધન ખરચવરે, કરવી સત પુરુષની સેવ. સ્વા૦
એમ સર્વે પોતાના ભક્તનેરે, રુડી શિક્ષા કરી ગુરુદેવ. સ્વા૦
પછી કૌશલવાસી પ્રત્યે બોલિયારે, જાણી સબધી પોતાના કરી હેત. સ્વા૦
મોટા ભાઈ તે રામપ્રતાપનોરે, સુત નંદરામ નામ સકેત. સ્વા૦
છોટા ભાઇ તે ઇચ્છારામનોરે, સુત પરમ પવિત્ર ગોપાલ. સ્વા૦
વળી પુત્ર પુનિત મામાતણો રે, વિપ્ર મછારામ દયાળ. સ્વા૦
તેને સુહૃદ જાણીને કહ્યુ સ્વામીએરે, જાવું દ્વારામતી તે જરૂર સ્વા૦
એ રીતિ ઉદ્ધવ સપ્રદાયની રે, કરો કૃષ્ણ દર્શન થઇ શૂર. સ્વા૦
સંત,બ્રાહ્મણ જમાડો નહાઓ ગોમતીરે, કરો પુણ્ય શ્રદ્ધા પ્રમાણ. સ્વા૦
બ્રહ્માનંદ કહે ગુરુની વાણી સુણીરે, કર્યું દ્વારામતીનુ પરિયાણ. સ્વા૦

પદ ૮૩ મું.

વાકય સ્વામીએ કહ્યાં તે ધર્યાં મસ્તકેરે, બોલ્યા સર્વે સબધી જોડી હાથ;
જાવું દ્વારામતી ને નહાવુ§ ગોમતી રે. ટેક.
સ્વામી શ્રદ્ધા સહિત અમે જાઇશું રે, કોક જોયે માર્ગ ભેદુ સાથ. જા૦
ત્યારે સ્વામી સભા સામું હેરિયું રે, દીઠા સચ્ચિદાનદ મુનિ ધીર. જા૦
જોગી નિર્ભય સમાધી જડભરત જ્યું રે, ત્યારે જાવા કર્યા તતવીર. જા૦
સ્વામી કહ્યું અયોધ્યાવાસી સંગ લઇરે, જાઓ દ્વારામતી મુનિ રાય. જા૦

* વિશ્વકર્મા. † ગૃહસ્થાશ્રમી. ‡ ગૃહસ્થીએ. § ન્હાવુ.

સર્વે સંત મડળ પણ આવશે રે, જ્યારે વીતિ શીઆળો જાય. જા૦
પાછા તીરથ કરાવી દ્વિજ મેલવા રે, આ વરસ માંહી નિજ દેશ. જા૦
માટે દ્વારિકાં જાવાને તમે જોગ્ય છો રે, મહા બુદ્ધિવંત મુનેશ. જા૦
જો ઇચ્છા હશે વાસુદેવની રે, તો હું પણ આવીશ સાધુ સગ. જા૦
એમ કહેતાં મુનિવર બોલિયા રે, હાથ જોડીને સહિત ઉમગ. જા૦
જાઇશ આગ્યા* તમારી હું શિર ધરી રે, રુડી જાત્રા કરાવું સુખરૂપ. જા૦
તાજા ટીંમણુ કરાવી તૈયારી કરો રે, જુવો મુહૂર્ત અતીશે અનૂપ. જા૦
સ્વામી વિપ્ર તેડાવ્યા મયારામને રે, દેખો જાત્રા મુહૂર્ત† શુભ વાર. જા૦
પાઘમાંથી કાઢયું કાજુ ટીપણું રે, ગ્રહ ચદ્રતણું બળ સાર. જા૦
શુદ્ધ નૌમીનું મુહૂરત આવીયું રે, સ્વામી આજ્ઞા કરી તતખેવ. જા૦
બ્રહ્માનન્દ કહે ચરણે લાગી ચાલિયા રે, સ્મરતા દ્વારામતી દેવ. જા૦

### પદ ૮૪ મું–રાગ ગરબી.

જદુપતિ જોવાને કાજે રે, ચાલ્યા જાય ગોમતી રે;
માઘ વદી પડવાને દિન રે, પોતા સર્વે ગોમતી રે. ૧
લેવા ધન ગુગળી સર્વે રે, આરે આડા આવિયા રે;
જેણે ધન દીધું તેને રે, રુડે નવરાવિયા રે. ૨
કોઇ સ્થળ અટક ન હોવે રે, ત્યાગી સ્વચ્છંદને રે;
એવું જાણી કાંઈ ન પૂછ્યું રે, સચ્ચિદાનદને રે. ૩
વિદેહી નહાવા ચાલ્યા રે, ગોમતી નીરમાં રે;
વાયસ જેમ વીંટી વળીયા રે, વિપ્ર સર્વે તીરમાં રે. ૪
બાળ વૃદ્ધ કપટી કહીને રે, બહુ ડારા કરે રે;
બહ્માનન્દ ક્ષોભ ન થાય રે, તોય મુનિ અતરે રે. ૫

### પદ ૮૫ મું.

સમાધિ નિષ્ઠ મુનીશ્વર રે, ન જાણે દેહને રે;
અવસ્થા ત્રણથી બાહરી રે, સ્થિતિ થઈ જેહને રે. ૧
નાહીને કૌશલવાસી રે, મુનિ પાસે આવિયા રે;
ન જાગે જોગ નિદ્રાથી રે, બહુ બોલાવિયા રે. ૨
કહે ગોપાળ વિચારી રે, ભાઈ નંદરામને રે;
કેમ કરી ભેળા લેશું રે, મુનિ નિષ્કામને રે. ૩
પાંચ દશ દિવસમાં જોગી રે, ગમે ત્યારે જાગશે રે;
આપણે તીરથવાસી રે, દિન બહુ લાગશે રે. ૪

---
* આજ્ઞા † ૧ લી આવૃત્તિમા "તીર્થ" પાઠ છે પણ કિર્તન સગ્રહ પ્રમાણે આ પાઠ બદલ્યો છે.

બ્રહ્માનન્દ સાધુની ચિંતા રે, નહીં કોઈ વાતમાં રે;
તીર્થ કરી આવશું પાછા રે, આઠ નવ રાતમાં રે ૫

પદ ૮૬ મું.

મુનિને ત્યાંહીજ મેલી રે, ગયા આરામડે રે;
ચોપ કરી છાપું લીધી રે, સર્વે પૈસા વડે રે. ૧
ગયા પછે વહાણે બેસી રે, કે શંખોદ્ધારમાં રે;
પૈસા દઇ દર્શન પૂજા રે, કીધાં બહુ ૧યારમાં રે. ૨
કીધી નિજ દ્રવ્ય પ્રમાણે રે, તીર્થ વીધિ શોભતી રે;
પંચ દિન રહી મુનિ સારુ રે, આવ્યા પાછા ગોમતી રે. ૩
ત્રિયા ધન ત્યાગી મુનિને રે. નહાવા નવ દીધલા રે;
નહાવા સારુ તીન અપોશણુ રે, મુનિવર કીધલાં રે. ૪
હરિ ઇચ્છા એવીજ જાણી રે, આવ્યા આરામડે રે;
બ્રહ્માનન્દ કહે ઉતારો રે, મળ્યો ચોરે લાંઘણે રે. ૫

પદ ૮૭ મું.

પામે દુઃખ તીરથવાસી, રે ત્યાં તો અતિશે ઘણું રે;
ધન વિના છાપ ન આપે રે, કરે બહુ લાંઘણું રે. ૧
વિના અન્ન વ્યાકુળ ક્ષુધા રે, લુટાણાં વાટમાં રે;
બાળ વૃદ્ધ બરકાં પાડે રે, બેઠા ઉચ્ચાટમાં રે. ૨
કૂટે પેટ શિશ પછાડે રે, લોટે કઈ ભૂતળે રે;
ગરીબનું ગામનાં વાસી રે, કહ્યુ નવ સાંભળે રે. ૩
મડાંની પેરે પડીઆ રે, આંખ્યું ગઈ ઉંડિયું રે;
તો પણ છાપ દેનારા રે, ગાળ્યું બોલે ભુંડિયું રે. ૪
દયાનો લેશ મળે નહીં રે, કોઇને અંતરે રે;
બ્રહ્માનન્દ કહે મુનિની રે, સૌ હાંસી કરે રે. ૫

પદ ૮૮ મું–રાગ ગરબી.

મુનિ કહે વાત હિયે લાવો રે, તમે તો કૃષ્ણ ભક્ત કહાવો રે. ૧
દીઓ મુને છાપ તમે સારી રે, કે નીરખું જોઇને મોરારી રે. ૨
ત્યારે તો સર્વે હાંસી કરી બોલ્યા રે, મુનિને પશુ સરીખા તોલ્યા રે. ૩
આવે ઘણા ધૂતા તુજ જેવા રે, વિના ધન છાપુને લેવા રે. ૪
ગરજ હોય તો પૈસા દઇને રે, વુઢો જા તું છાપુ લઇને રે. ૫
બ્રહ્માનંદ મુનિ કહે બડ ભાગી રે, અમે તો ધન નારીના ત્યાગી રે. ૬

### પદ ૮૯ મું.

તું જેવા ત્યાગી અમે જાણુ રે, રાખે છે કથામહીં નાણું રે. ૧
કથા મુનિ દીધી તે હાથે રે, જોઈ પટકી પૃથ્વી માથે રે. ૨
જટામાં જ્યાં ત્યાં કરી રાખે રે, સાધુ કોઈ ન હોયે ધન પાખે રે. ૩
અમે તો નહીં સાધુ આવા રે, સ્વામીનારાયણુના બાવા રે. ૪
જ્યારે તું સ્વામીનો સાધુ રે, ત્યારે તો લેશું ધન બાધું* રે. ૫
બ્રહ્માનદ કહે બોલે હાસો† રે, બહુ છે ધન સ્વામી પાસે રે. ૬

### પદ ૯૦ મું.

કોઈક ત્યાં આવ્યો એક ખાખી રે, આંખ્યું અતિ લાલ કરી રાખી રે. ૧
ચીપીઓ લોહતણો હાથે રે, જટા મોટી વીટી માથે રે. ૨
ચડાવી ખાખ સર્વે અંગે રે, કે રાતો ભાંગતણે રગે રે. ૩
આવીને કહે દ્યો મુને છાપું રે, ત્યાગી હું પૈસો નવ આપું રે. ૪
છાપુંને દેનારે જાણી રે, ઝાલીને ખુબ જટા તાણી રે. ૫
બ્રહ્માનન્દ કહે ચુથી ડાઢી રે, માથાથી મોહોર પાચ કાઢી રે. ૬

### પદ ૯૧ મું.

મુનિવર જો આ આહીંની રીતિ રે, અમારે તો પૈસાશું પ્રીતિ રે. ૧
સાધુ તું દેને ધન લાવી રે, નહીં તો તારી ગતિ થાશે આવી રે. ૨
જટા જો શિશ હોયે મારે રે, કે નિકળે સોનૈયા ત્યારે રે. ૩
ઓઢણુ એક કથા છે ફાટી રે, લગોટી એક નવી ઘાટી રે. ૪
હસીને ગયા ચારણુ સ્થળ બીજે રે, મુનિ કહે અન્ન આંહી નવ લીજે રે. ૫
બ્રહ્માનંદ પરદુઃખ ઉર આણી રે, મુનિવર બેટ ગયા જાણી રે. ૬

### પદ ૯૨ મું–રાગ ગરબી.

દોડીને ગયા મુનિ દર્શને, દેવતણે દરબાર;
છાપ વિના દીઠા પોળીએ, પકડીને કાઢ્યા બાહર. ૧
કોઇક મુખે ડારા કરે, કોઇક ઉગામે થપાટ;
બેઠા વિચારી મુનિ બારણે, મદિર સામે હાટ. ૨
ગુગળી વિપ્રને પૂછિયું, દર્શન કરાવો દેવ;
વિપ્ર કહે આ ધામમાં, ધન લીધાની ટેવ. ૩
મુનિ કહે અમને મળ્યા, સદ્‌ગુરુ સહજાનદ;
દયા કરીને છોડાવિયો, ધન ત્રિયાનો ફદ. ૪
બ્રહ્માનદ કહે વિપ્ર બોલિયો, ગુરુને બહોળુ દામ;
પોતે પરમેશ્વર થઈ ફરે, તારે આહીં શું કામ. ૫

* વધુ, વધારે. † હાસ્યે.

### પદ ૯૩ મું.

કોઇક આવીને હાંસી કરે, કોઇક દેખાડે આંખ;
કોઇનું મન કોમળ નહીં, ધન લીધાની ધાંખ. ૧
મુનિ મનમાંહી શોચિયા, નિરદય સારુ શેહેર;
બીજા ત્યાગી આવશે, તેની થાશે શી પેર. ૨
છાપ વિના દર્શન વિના, આવીશ માં મુનિ ધીર;
એમ આજ્ઞા ગુરુ દેવની, કેમ કરશે બળવીર. ૩
અતરજામી મુને આપશે, દર્શન જાણીને દાસ;
દૃઢ આસન બેઠા મુનિ, હાટે મદિર પાસ. ૪
બ્રહ્માનંદ કહે ધ્યાનમાં, દર્શન દીધું નાથ;
વાતુ કરીને વર માંગવો, મુનિવરને હરિ સાથ. ૫

### પદ ૯૪ મું.

ચાર ઉપોષણુ સામટાં, થયાં પણુ ક્ષોભ ન થાય;
કર જોડી શ્રીકૃષ્ણનુ, સ્તવન કરે મુનિ રાય. ૧
જય શ્રીકૃષ્ણ જદુપતિ, રુકિમણી પતિ રાજન;
વિધિ ભવ સુરપતિ અહોનિશ, સ્તવન કરે સુરવૃન્દ. ૨
કીર્તિ ભક્તિ સત્ય ધર્મના, આશ્રય પરમ ઉદાર;
દ્વારામતી પતિ દીન પર, કરો મેહેર કીરતાર. ૩
અસુર થકી ઉગારિયા, જન સમૂહ તત્કાળ;
મેહેર કરીને મુજને, દર્શન દ્યોને દયાળ. ૪
દ્રુપદ સુતાના પૂરિયા, ચીર તમે સુખ ધામ;
બ્રહ્માનન્દ કહે આવિયા, ગરુડ તજી ઘનશ્યામ. ૫

### પદ ૯૫ મું.

પાંચાલીનો ચોટલો, દુષ્ટે ગ્રહ્યો કરી દ્વેશ;
તે માટે કીધી તમે, કુરુકુલ ત્રિયા વિન કેશ. ૧
દુર્વાસાના દડથી, પાંડવ રાખ્યા પચ;
તૃપ્ત કર્યું બ્રહ્માંડને, શાક પાન જમી રચ. ૨
પારિજાતક તમે આણિયું, સત્યભામાને કાજ;
ભૌમાસુરને મારિયો, ગર્વ હર્યો સુરરાજ. ૩
ઉદ્ધવ મતને હું અનુસર્યો, કરી કરી જતન કરોડ;
દર્શન કેમ દેતા નથી, છોગાળા રણુછોડ. ૪

આરત જાણી ભક્તની, હરિ આવ્યા તતખેવ;
વહાલે બ્રહ્માનન્દને, દર્શન દીધું દેવ. ૫

### પદ ૯૬ મું–રાગ ગરબી.

માઘ વદી એકાદશી વિજયા, તે નિશિ મુનિ ઉપર હરિ રીઝિયા. ૧
દીધાં અંતર દર્શન નાથે, લક્ષ્મી સત્યભામા હરિ સાથે. ૨
કોટિક સૂરજને અજવાળે, સાત્યકી ઉદ્ધવ ચમ્મર ઢાળે. ૩
અર્જુન છત્ર કનક શિર ધરિયું, નૌતમ રૂપ મુનિ મન હરિયું. ૪
નીલ કલેવર નીરદ જેવું, અંતર ધ્યાન કર્યું હરિ એવું. ૫
બ્રહ્માનંદ કહે મુનિ અકળાણા, બાહેર તેમના તેમ દેખાણા. ૬

### પદ ૯૭ મું.

અંબર આભૂષણ અતિ ભારી, માથે મુગટ ધર્યો સુખકારી; ૧
કંઠે હાર મનોહર મોતિ, સુંદર પ્રસન્ન વદન શશિ જ્યોતિ.* ૨
ભુજ બે ચક્રકમળ ધરી લીધાં, દ્વારામતી પતિ દર્શન દીધાં. ૩
પ્રેમે પરવશ મુનિને જોયા, સહ્યુ કષ્ટ જાણી અતિ મોહ્યા.† ૪
અંતર જામી અઢળક ઢળિયા, મુનિને ઉરમાં ઘાલી મળિયા. ૫
બ્રહ્માનન્દ કહે જે તુંને વહાલું, મુનિવર માગ માગ વર આલું. ૬

### પદ પદ ૯૮ મું.

મુનિ કહે જય જય મંગળ મુરતિ, જાદવ તિલક ન મેલું ઉરથી. ૧
તમે છો કરુણા કેરા દરિયા, દર્શન દઈ દુઃખ સંકટ હરિયાં. ૨
હવે હું માગુ છું બહુ નામી, સુણીએ ચિત્ત દઈ અંતરજામી. ૩
અમારે ગુરુ એક આજ્ઞા કીધી, ત્યાગી ગૃહી મસ્તક ધરી લીધી. ૪
દ્વારામતી જાત્રા કરી લેવી, હમણાં આજ્ઞા અમને એવી. ૫
બ્રહ્માનન્દ કહે ગૃહી ધન ધરશે, ત્યાગી કેમ કરી તીરથ કરશે. ૬

### પદ ૯૯ મું.

મુજને વીતી તે કહી દાખુ, એ વિધિ લોક પીડાય છે લાખુ. ૧
ગોમતી નહાતાં બધી કીધી, મુજને છાપુ પણ નવ દીધી. ૨
ચોખા થયા અપવાસ અગીઆરે, તમને જોયા નયણે ત્યારે. ૩
નિર્દય બેઠા પૈસા લેવા, ન મળે ત્યાગીને ધન દેવા. ૪
માટે એ માગુ ચિત્ત ધરીએ, સૌને તીરથ થાય તેમ કરીએ. ૫
બ્રહ્માનન્દ કહે નાથ વિચારી, બોલ્યા વચન સર્વ હિતકારી. ૬

---

* કાંતિ. † મોહ પામ્યા.

## પદ ૧૦૦ મું–રાગ ગરબી.

સચ્ચિદાનંદનાં વચન સુણીને, પ્રસન્ન થયા મોરારી રે;
મુનિવર સત્ય કરી તું માને, પૂરીશ ઇચ્છા તારી રે. ૧
લોભિયા નિર્દય લોકને લૂંટે, તીરથના રહેનારા રે;
તે હું મુનિવર સર્વે જાણું, ભક્ત પીડાય છે મારા રે. ૨
તે માટે વરતાલમાં આવીશ, કાપીશ સર્વે કલેશ રે;
લક્ષ્મીનારાયણ મૂર્તિ મારી, તેમાં કરીશ પ્રવેશ રે. ૩
ત્યાં જ થાશે હવે ગોમતી નહાવું, ત્યાં જ દેવાશે છાપું રે;
ત્યાગી ગૃહી જ્યારે આવે ત્યારે, અહોનિશ દર્શન આપું રે. ૪
ઉદ્ધવ પ્રિય મુને તેના તમે છો, તેમાં હવે શું કહેવું રે;
બ્રહ્માનંદ કહે શ્રીમુખ બોલ્યા, અખંડ વરતાલે રહેવું રે. ૫

## પદ ૧૦૧ મું.

સચ્ચિદાનંદ તું જા સુખરૂપે, માની વાત સત્ય મારી રે;
ગોમતી તીરે કૌશલવાસી, વાટ જુએ છે તારી રે. ૧
એમ કહી અતરધ્યાન થયા હરિ, અખિલ બ્રહ્માંડના ઈશરે;
સચ્ચિદાનંદ ત્યાંથી ઉઠી ચાલ્યા, વચન ચઢાવી શિશરે. ૨
પોતાના ગુરુની કરુણાનું, મુનિવરે ફળ માની લીધુંરે
કૌશલવાસી વિપ્રને કાજુ, દર્શન સુંદર દીધુરે. ૩
એક બીજાને ખબરુ પૂછી, કહ્યુ ન કહ્યુ વરતાંતરે,
દ્વાદશી કેરાં પારણાં કીધાં, સૌએ મન થઇ શાંતરે. ૪
તે નિશિ રહી ત્યાંથી ઉઠી ચાલ્યા, દ્વારિકાના ગુણ ગાવેરે;
બ્રહ્માનન્દ કહે સૌને સ્વપ્નમાં, દેખાય હરિ સાથે આવેરે. ૫

## પદ ૧૦૨ જું.

એ રીતે સૌ ગઢપુર આવ્યા, ટાણું સભાનું જાણીરે;
દડવત્ નમન કર્યું સદ્ગુરુને, સૌની તે ભક્તિ વખાણીરે. ૧
સ્નાન છાપ દર્શનની રીતિ, મુનિવર કહી વિસ્તારીરે,
ત્યાગી સુણી ઉદાસ થયા અતિ, ચિંતા વાધી ભારીરે. ૨
વર દીધાની વાત કહી ત્યારે, પ્રસન્ન થયા સહુ ત્યાગીરે;
સદ્ગુરુ અતિ સત્કાર કર્યો તેનો, તું સાધુ બડ ભાગીરે. ૩
મુનિ કહે મુજને શ્રીહરિ મળિયા, સર્વે પ્રતાપ તમારોરે;
સ્વામી સર્વે સંગ લઇ, વરતાલ પધાર્યાનું ધારોરે. ૪

સ્વામી પ્રસન્ન થઈને બોલ્યા, જાવું જરૂર વરતાલેરે;
બ્રહ્માનન્દના નાથને દર્શને, ગયા વિના નવ ચાલેરે. ૫

પદ ૧૦૩ જું.

દ્વારિકાધીશનો ઉત્સવ સૌને, સ્વામી કહે સભળાવોરે,
ફુલદોલ ફાગણુ શુદી પુનમ, સૌ વરતાલે આવોરે. ૧
ત્યાગી ગૃહી બાઇ ભાઇને સગ લઇ, અચરત વાત ઠેરાવીરે;
પત્ર લખી લખી દેશ પ્રદેશે, સૌને તે ખબર કરાવીરે. ૨
તે રાત્રિ હરિ સ્મરણુ કરંતાં, સર્વ સાધુ સોયારે;
લક્ષ્મી સહિત [વરતાલે જાતાં, સ્વપ્નામા સહુ જોયારે. ૩
પ્રાત ઉઠી સર્વ સત વારતા, સદ્દગુરુને સભળાવીરે;
સ્વામી કહે એ સત્ય વારતા, મનમાં અમારે ભાવીરે. ૪
બ્રહ્માનન્દ કહે હરિજન સગ, અતર અતિ આનદરે;
સપ્તમ દિન ગઢપુર થકી ચાલ્યા, સ્વામી શ્રીસહજાનદરે. ૫

પદ ૧૦૪ થું–રાગ ગરબી.

ઉત્સવ ઉપરે રે, શ્રીસદ્દગુરુ કીધી તયારી,
ઓપે રુડી રે, કાંઇ ઘોડલાંની અસ્વારી. ૧
વાઘ* ગ્રહી છે રે, વાજીની† ડાબે હાથે;
સાચા હરિજન રે, બહુ ક્ષત્રી બકા સાથે. ૨
સાજ બનાવ્યો રે, સુદર નૌતમ સોનેરી;
ભાલાં ઝળકે રે, ઉડે ડમરી રજ કેરી. ૩
અબર અગેરે, અતિ શ્વેત મનોહર ધરિયાં;
કેશર કુકુ રે, લઈ તિલક અનુપમ કરિયાં. ૪
મજલે મજલે રે, થાય ગામ બહાર ઉતારા;
પૂજે પ્રીતે રે, પોતાના સેવક પ્યારા. ૫
શુકલ એકાદશી રે, સ્વામી વરતાલ પધાર્યા;
બ્રહ્માનન્દ કહે રે, અતિ ફુલડે ચોક સમાર્યા. ૬

પદ ૧૦૫ મું.

દ્વારામતીથી રે, તે દી વરતાલે આવ્યા;
રુક્મિણી સહિતારે, હરિસતતણે મન ભાવ્યા. ૧
હરિજન મળિયા રે, બહુ દેશના બહુ હરખે;
લક્ષ્મીનારાયણુ રે, રૂપે શ્રીકૃષ્ણને નીરખે. ૨

* લગામ † ઘોડાની

છેલ છોગાળો રે, રણછોડ વરતાલે વસિયા;
સ્વપ્ને સૌના રે, જોઇ વદન કમળ વિકસિયાં. ૩
ઉત્સવ કીધો રે, કુલડોલતણો અતિ ભારી;
શિષ્યે સહિત ત્યાં રે, સ્વામી પૂજ્યા મોરારી. ૪
દ્વારામતીથી રે, જ્યારે કૃષ્ણ વરતાલ સુહાવ્યા;
ત્યારે સર્વે રે, સામગ્રી સાથે લાવ્યા. ૫
ધારતલાઈ રે, ત્યાં ગોમતી સ્થાપી દીધી;
બ્રહ્માનંદ કહે રે, વરતાલ દ્વારિકાં કીધી. ૬

પદ ૧૦૬ હું.

અડખે પડખે રે, રહ્યાં તીરથ બીજાં આવી;
સૌથી અધિકી રે, વરતાલ હરિને મન ભાવી. ૧
સ્વામીને સ્વપ્ને રે, કહ્યુ વચન દ્વારિકાં નાથે;
આયુધ મારાં રે, લઈ છાપો સૌને હાથે. ૨
જે આહીં આવી રે, લઈ છાપુ ગોમતી નહાશે;
તે જગ જિતી રે, મારા ધામનો વાસી થાશે. ૩
વચન હરિનાં રે, સ્વામી મસ્તક ધારી લીધાં;
પ્રભુને વચને રે, સહુ નર ત્રિય અંકિત કીધાં. ૪
વાસુદેવ ચોથે રે, પૂજ્યા અતિ કોડ કરીને;
વિમલા અગીઆરસ રે, વળી અર્ચ્યા તેજ હરિને. ૫
મહિનો રહીને રે, સૌને ઉર હરખ વધાર્યા;
બ્રહ્માનંદ કહે રે, સ્વામી ગઢપુરમાંહી પધાર્યા. ૬

પદ ૧૦૭ મું.

હરિજન ચાલ્યા રે, ઘેર સહુને સહિત સમાજે;
છેલ છબીલો રે, રણછોડ વરતાલે બીરાજે. ૧
ફાગણ શુદીની રે, ધાત્રી એકાદશી કહાવી;
તેને દહાડે રે, વરતાલ વસ્યા હરિ આવી. ૨
વધિયો જગમાં રે, વરતાલનો મહિમા વાધુ;
છાપુ લાવ્યા રે, સચ્ચિદાનંદ મુનિવર સાધુ. ૩
સાચી કહી છે રે, આ વાત નજરની દીઠી;
મહા પુણ્યવંતા રે, પ્રાણીને લાગે મીઠી. ૪
એને ગાશે રે, પ્રીતે ચિત્ત દઈ સાંભળશે;
ભવ દુઃખ જાશે રે, અતિ મનગમતું સુખ મળશે. ૫

બીજી ઇચ્છા રે, કાંઈ મનમાં ન મળે ઝાઝી;
બ્રહ્માનદનો રે, વહાલોજી રેહેજો રાજી. ૬

પદ ૧૦૮ મું-રાગ ગરબી.

તમે સુંદર વર છોગાળા રે, રણછોડ રગીલા,
લક્ષ્મીવર છો લટકાળારે, રણછોડ રગીલા. ૧
તમે ભક્તવત્સલ ભય હારી રે, ર૦ જાઉ આનકની બલિહારી રે. ર૦ ૨
તમે સચ્ચિદાનદને સગે રે, ર૦ આવ્યા મડળ સહિત ઉમગે રે. ર૦ ૩
નર નારી અકિત ઠરિયાં રે, ર૦ દર્શન દઈ પાતક હરિયાં રે. ર૦ ૪
બ્રહ્માનંદને બુબ નિવાજ્યા રે, ર૦ વરતાલે અખંડ વિરાજ્યા રે. ર૦ ૫

પદ ૧૦૯ મું.

કમલાવર મગલકારી રે, વૈકુઠ વિલાસી,
તારાં વદન કમલપર વારી રે, વૈકુઠ વિલાસી. ૧
તમે સર્વ લોકના સ્વામી રે, વૈ૦ જગજીવન અતર જામી રે. વૈ૦ ૨
તમે પ્રેમી જનના પ્યારા રે, વૈ૦ કામી કુબુદ્ધિથી ન્યારા રે. વૈ૦ ૩
દ્વારામતી ચિત્તમાં ન આણી રે, વૈ૦ વરતાલ અધિક વખાણી રે. વૈ૦ ૪
બ્રહ્માનદ પર અઢળક ઢળિયા રે, વૈ૦ ઘેર બેઠા આવી મળિયા રે. વૈ૦ ૫

પદ ૧૧૦ મું.

લક્ષ્મીના નાયક લેહેરી રે, રગ રેલ રસીલા,
શોભે ઉપરણી સોનેરી રે, રગ રેલ રસીલા. ૧
મુખ લાવણ્યતા મર્માળી રે, ર૦ ભવ પાર થયા જન ભાળી રે. ર૦ ૨
દૈત્યોના દીલમાં નાવો રે, ર૦ ભાવિક જનને અતિ ભાવો રે ર૦ ૩
હરિ અગણિત ચરિત્ર તમારાં રે, ર૦ છોજી લોક વેદથી ન્યારા રે. ર૦ ૪
બ્રહ્માનદ પોતાનો જાણો રે, ર૦ તમે વાસ વરતાલે આણો રે. ર૦ ૫

પદ ૧૧૧ મું.

તારાં છોગલિયાંની છબી પ્યારી રે, પ્યારા પ્રાણ સનેહી;
લીધી લોચનિયામાં ધારી રે, પ્યારા પ્રાણ સનેહી.
ફુલડાંનો તોરો જોઇને રે, પ્યા૦ ચિત્તડામાં રાખ્યો પ્રોઇને રે. પ્યા૦ ૧
જયારે ભ્રુકુટી તારી ભાળુ રે, પ્યા૦ થાય અતરમાં અજવાળું રે. પ્યા૦ ૨
રુડી નયણે તસરુ રાતી રે, પ્યા૦ જોઇ હરખ ભરી મારી છાતી રે. પ્યા૦ ૩
બ્રહ્માનદના વાલમ રસિયારે, પ્યા૦ વરતાલે આવી વસિયા રે. પ્યા૦ ૪

પદ ૧૧૨ મું–રાગ ગરબી.

ચિત્ત નાવે તેવાં ચરિત્ર કરો, ચરિતાળા જી;
વળી મનુષ્ય સરીખા થઈ ફરો, ચરિતાળા જી. ૧
તમે કરુણાનિધિ કેહેવાઓ છો, ચ૦ દોર્યા જનના દોરાઓ છો. ચ૦ ૨
એક મુનિ દ્વારામતી આવિયા, ચ૦ ધન વિના નહીં નવરાવિયા. ચ૦ ૩
ત્રણ લાંઘણ થઈ જળ કાંઠડે, ચ૦ ગયા ઉઠીને આરામડે. ચ૦ ૪
ત્યાંહી કોરી માગે છાપની, ચ૦ મનુવાર કરે કહી થાપની. ચ૦ ૫
અન્ન ન મળ્યું ત્રણ દી પેટમાં, ચ૦ ગયા બેડી બેશી બેટમાં. ચ૦ ૬
મંદિર ગયા દર્શન કારણે, ચ૦ નિર્ધન જોઈ કાઢ્યા બારણે. ચ૦ ૭
બેઠા મંદિર સામે હાટડે, ચ૦ ગુગળી દ્વિજને પાયે પડે. ચ૦ ૮
ઘો દર્શન છૂટી મુજને, ચ૦ દેખુ અતર કોમળ તુજને. ચ૦ ૯
કહે દ્વિજ તું જેવા બહુ ફરે, ચ૦ સૌ કોરી દઈ દર્શન કરે. ચ૦ ૧૦
એ તીરથ એવી રીત છે, ચ૦ એક પૈસા સાથે પ્રીત છે. ચ૦ ૧૧
એમ જાણી મુનિ ઉદાસ થયા, ચ૦ દિન ચાર ઉપોષણ કરી રહ્યા. ચ૦ ૧૨
મુનિ સ્તવન બહુ વિધિ કીધલાં, ચ૦ ત્યારે તમે દર્શન દીધલા. ચ૦ ૧૩
મહા પ્રસન થઈ મુનિને મળ્યા, ચ૦ તન તાપ પાપ સર્વે ટળ્યાં. ચ૦ ૧૪
મુખ માગ્યું તે તમે આપિયું, ચ૦ ત્યાગીનુ સકટ કાપિયું. ચ૦ ૧૫
ત્યાંનાં રેહેનારાં ઉપરે, ચ૦ થયા અધિક કુરાજી અતરે. ચ૦ ૧૬
સચ્ચિદાનંદની અરજી સુણી, ચ૦ ભૂધર આવ્યા વરતાળ ભણી. ચ૦ ૧૭
લક્ષ્મીનારાયણમાં વસ્યા, ચ૦ અવિદ્યાના કરતલ આળસ્યા. ચ૦ ૧૮
સૌ સામગ્રી લઈ આવિયા, ચ૦ હરિ ભક્તતણે મન ભાવિયા. ચ૦ ૧૯
ધાર હર ધારુ ગોમતી, ચ૦ વરતાલ કરી દ્વારામતી. ચ૦ ૨૦
સૌ તીરથ આગળ પાસ લે, ચ૦ મુનિવરના મડળ ત્યાં મળે. ચ૦ ૨૧
ત્યાં પ્રગટ કરી તમે છાપને, ચ૦ બાળે કોટી જન્મના પાપને. ચ૦ ૨૨
વરતાલ અખડ વિરાજીયા, ચ૦ ભકતોનાં સંકટ ભાજીયાં. ચ૦ ૨૩
એ લીલા તમારી ગાય છે, ચ૦ તેને મનવાંચ્છિત સુખ થાયછે. ચ૦ ૨૪
બ્રહ્માનદ કહે મેલી આંબળો, ચ૦ રાજી થઈ જાણો રાવલો. ચ૦ ૨૫

વડતાલ શ્રી રણછોડજી પધાર્યા તેનાં પદ સંપૂર્ણ,



## ઉદ્ધવજીનું મથુરા નગર સંદેશો લઈ જવું.

### પદ ૧૧૩ મું–રાગ ગરબી.

મથુરાથી મોહન પાસેથી, ઉદ્ધવજી ભલે આવ્યા રે;
અમ ઉપર અતિ મેહેર કરીને, કૃષ્ણ સંદેશો લાવ્યા રે. ૧
કૃષ્ણે કહ્યું તમે બ્રહ્મ વિચારો, જોગની જુક્તિ જાણો રે;
સચરાચર વ્યાપક હું સઘળે, તે અંતરમાં આણો રે. ૨
એકાંતે બેસી આસન સાધવા, પ્રાણાયામ ન થાવે રે;
રેચક પૂરક કુંભક રીતિ, એ અમને નવ આવે રે. ૩
તમે તો હરિના હુકમ હજુરી, મન રાખો વિચાર રે;
એકે મન કરી જોગ અભ્યાસો, બીજે કરો વ્યવહાર રે. ૪
ગોકુળ વાસીને મન એકજ તે, હરિ લઇ ગયા સાથે રે;
બ્રહ્માનંદ કહે મન સોતાં, વેચાણાં એને હાથે રે. ૫

### પદ ૧૧૪ મું.

વ્યાપક બ્રહ્મને કોઇક વિચારે, જે તમ જેવા જોગી રે;
અમે તો ભોગીલાં આહિરડાં, ભૂધરજીનાં ભોગી રે. ૧
નામ ને રૂપ મળે નહીં જેને, નહીં જેને આકાર રે;
એવા તેહિ પ્રભુ તમારે, અમારે નન્દકુમાર રે. ૨
મન મોહન લટકાળાને મેલીને, બીજે મન નવ જાવે રે;
અમૃતના પીનારાને ઉદ્ધવ, ખાટી છાશ કેમ ભાવે રે. ૩
અલબેલા નટવર વિના અમને, અંતરે સુખ નવ થાય રે;
સો લાંઘણ પડે આવીને સામટી, કેસરી ઘાંસ ન ખાય રે. ૪
અમે વેપાર ન કરીએ ઉદ્ધવજી, આગલા ભવની ઉધારે રે;
બ્રહ્માનંદ કહે હરિ જોએ, પ્રગટ પ્રમાણ અમારે રે. ૫

### પદ ૧૧૫ મું.

અમને તો જોગની વાત ઉદ્ધવજી, અંતરમાં નવ ભાવે રે;
મન મોહન નટવરની મૂર્તિ, તે વિના કાંઈ ન સુહાવે રે. ૧
દાદુર મીન બેઉ જળનાં સ્નેહી, જળમાં રહે જળ પીવે રે;
નીર વિના દાદુર તન રાખે, જળ વિના મીન ન જીવે રે. ૨
મીન તણી ગતિ થઈ છે અમારે, નીર તે નંદ દુલારો રે;
તમે તો મોટા કૃષ્ણના કાઠા, જોઇને જોગ વિચારો રે. ૩

જોગ તો ઉદ્ધવ તે કરે, જેને વહાલા નહીં ઘનશ્યામ રે;
જેનું શરીર અરોગી તેને, ઔષધનું શું કામ રે. ૪
લાખ વાતુની એક જ વાત છે, કૃષ્ણ અમારા પ્રાણ રે;
બ્રહ્માનંદ કહે બીજી રીતે, અમને ન થાય સુવાણ રે. ૫

પદ ૧૧૬ મું.

કહોને ઉદ્ધવજી વ્રજની કયારે, વાત કરે છે વહાલો રે;
કયારેય કહે છે જે નંદ જસોદાને, મળવા કાજે ચાલો રે. ૧
કયારેય કહે છે કંસથી છાના, ગોકુળમાં અમે રહેતા રે;
મારગમાં રોકી મહીઆરી, લુંટીને મહી લેતા રે. ૨
કયારેય કહે છે જમુના જળમાં, નિત્ય નિત્ય રમતાં નહાતા રે;
ગોપીના ઘરમાં પેસીને, મહી માંખણને ખાતા રે. ૩
કયારેય કહે છે વનમાંહી જાતા, સર્વે ગોવાળા સાથે રે;
ગુંજાના હાર ગળા માંહી પહેરીને, મેલતા છોગલાં માથે રે. ૪
ઉદ્ધવજી અમને કહી દાખો, રસિયાજીની રીતિ રે;
બ્રહ્માનંદ કહે કેવીક થઇ છે, કુબ્જા સગાથે પ્રીતિ રે. ૫

પદ ૧૧૭ મું–રાગ મેવાડી.

કહાનજી શું કહી મેલ્યુંરે, ઉધાજી અમને કહાનજી શું કહી મેલ્યું. ટેક.
મનડાને લઇ ગયા છે, પાપી પ્રાણ બાકી રહ્યા છે;
તે પણ તૈયાર થયા છે રે, ઉધા૦ ૧
માછલાંને પાણી પ્યારુ, તે ન જીવે આવી બારૂ;
એવું કામ છે અમારુ રે, ઉધા૦ ૨
જેનું મન હોયે રોગી, તે ફરે થઇને જોગી;
અમે તો ભૂધરનાં ભોગી રે, ઉધા૦ ૩
બ્રહ્માનન્દ કહે ખાઇ સમને, સાચી વાત કહીએ તમને;
એવું તો મ કેજો અમને રે, ઉધા૦ ૪

પદ ૧૧૮ મું.

જોગનો સદેશો લાવ્યા રે, ઉધાજી તમે જોગનો સંદેશો લાવ્યા. ટેક.
મન હરી લીધું હરિએ, શેણે કરી ધ્યાન ધરીએ;
કહોને હવે કેમ કરીએ રે, ઉધા૦ ૧
જોગની જુગતી ભારી, અમે ભોળી વ્રજ નારી;
બહારે જોઇએ ગિરિધારી રે, ઉધા૦ ૨

છેલોજી નાંખે છે છોળું, બહારે નોય તો માંહ્ય ખોળું;
નિતર્યાંને શાને ડોળું રે, ઉધા૦ ૩
બ્રહ્માનદ કહે જોગી થાશું, તો અમે મથુરાં જાશું;
પ્યારાજીને મહીડાં પાશું રે, ઉધા૦ ૪

### પદ ૧૧૯ મું.

રસિયાની કહોને રીતિ રે, ઉધાજી અમને રસિયાની કહોને રીતિ. ટેક.
ઉધાજી તમે ભલે આવ્યા, અમારા અતરમાં ભાવ્યા;
શ્યામનો સદેશો લાવ્યા રે, ઉધા૦ ૧
લોકમાં ચાલી છે વાણી, કુબ્જાને કીધી રાણી;
વહાલાજીની વાત જાણી રે, ઉધા૦ ૨
કુબ્જા કસની દાસી, ખુબ બની જોડ ખાસી,
લોકડિયા કરે છે હાસી રે, ઉધા૦ ૩
બ્રહ્માનદ કહે રગ ઢાળ્યો, કુબડીનો ઘર ભાળ્યો;
જદુકુળ અજવાળ્યો રે, ઉધા૦ ૪

### પદ ૧૨૦ મું.

વહાલાજીની વાતુ જાણી રે, ઉધાજી અમે વહાલાજીની વાતુ જાણી.
બળી જેવો જોદ્ધો બળિયો છોકરાને વેશે છળિયો,
કહો એ જેવો કુણુ કળિયો રે, ઉધા૦ ૧
નારી વિના દુઃખી જોઇને, સુર્પનખા આવી મોહીને;
કાન નાક ગઇ ખોઇને રે, ઉધા૦ ૨
વૃન્દાને છળીને બાળી, વેદની મરજાદા ટાળી;
વેદ્યો બાણે કરી વાળી રે, ઉધા૦ ૩
બ્રહ્માનન્દ કહે દૈત્ય મારી, લાવ્યા ઘરે સીતા નારી;
તેને કાઢી મૂકી બહારી રે, ઉધા૦ ૪

ઉદ્ધવજીનો સંદેશો સંપૂર્ણ.

### પદ ૧૨૧ મું—રાગ મેવાડી.

મુખડાની માયા લાગી, મુખડાની માયા લાગી;
મુખડાની માયા લાગી રે, મોહન તારા મુખડાની માયા લાગી. ટેક.
મુખડાની મીઠી વાણી, તેણે મન લીધું તાણી;
ઝબકીને સૂતી જાગી રે, મોહન૦ ૧
મુખડું મે જોયું તારુ, બીજું સર્વે થયું ખારુ;
હવે હું તો બડભાગી રે, મોહન૦ ૨

મુખડું જોવાને માટે, સહી કીધું શિર સાટે;
મોહ્યું મે તો લીધું માગી રે, મોહન૦ ૩
બ્રહ્માનંદ જાયે વારી, આશા એક મુને તારી;
તરછોડી મ થાશો ત્યાગી રે, મોહન૦ ૪

## પદ ૧૨૨ મું.

વર્યા મે તો વનમાળી, વર્યા મેં તો વનમાળી;
વર્યા મે તો વનમાળી રે, શિરને સાટે વર્યા મે તો વનમાળી. ટેક.
તનડાની આશા ત્યાગી, લગની એ સાથે લાગી;
મોહી હું ભૂધર ભાળી રે, શિર૦ ૧
અસારનાં સુખ એવા, ઝાંઝવાનાં પાણી જેવાં;
તુચ્છ જાણી આશા ટાળી રે, શિર૦ ૨
પરણી પ્રીતમ પ્યારો, અખડ સોહાગ મારો;
રડાપાની બીક ટાળી રે, શિર૦ ૩
બ્રહ્માનંદ કેરે વહાલે, કર સાહ્યો નદલાલે;
થઈ હું તો મતવાલી રે, શિર૦ ૪

## પદ ૧૨૩ મું.

મનડું લોભાણું મારું, મનડું લોભાણું મારુ,
મનડુ લોભાણું મારુ રે, સલુંણો જોઈને મનડું લોભાણું મારુ. ટેક.
શું કરે સસારી ખોટા, પાણી કેરા પરપોટા;
તેની બીક શીદ ધારુ રે, સલુંણો૦ ૧
શ્યામળો સનેહી ભેટી, જગ કેરી શકા મેટી,
સર્વે મુને થયું ખારુ રે, સલુંણો૦ ૨
બધાણું હરિથી બેલું, શિર જાતે નવ મેલું;
વહાલા માથે તન વારુ રે, સલુંણો૦ ૩
બ્રહ્માનંદ કેરે નાથે, હેત કરી ઝાલી હાથે;
સધર્યું કારજ સારુ રે, સલુંણો૦ ૪

## પદ ૧૨૪ મું.

વરીએ તો શ્યામળિયો વરીએ, વરીએ તો શ્યામળિયો વરીએ,
વરીએ તો તો શ્યામળિયો વરીએ રે, ચતુર વર વરીએ. ટેક.
તેનું તો એવાતન કાચુ, પરણી રડાવું પાછું,
તેને ઘર શું પાણી ભરીએ રે, ચતુર૦ ૧

જેને પરણે દુઃખ જાયે, અખંડ સોહાગ થાયે;
તેની સંગે પ્રીતિ કરીએ રે, ચતુર૦ ૨
સરવે સંસારી જૂઠાં, શું થાવાનું રૂઠયાં ત્રૂઠયાં;
તેને તુચ્છ જાણી ફરીએ રે, ચતુર૦ ૩
બ્રહ્માનંદ કેરે વહાલે, લટકાળે નંદલાલે;
હાથ મારો સ્હાયો હરિયે રે, ચતુર૦ ૪

### પદ ૧૨૫ મું–રાગ મેવાડી.

મોરલી મધુરી વાઈ રે, મોરલી મધુરી વાઈ;
મોરલી મધુરી વાઇ રે, કહાનુડે વહાલે મોરલી મધુરી વાઇ. ટેક.
આ બંસી બહુ છે અમૂલી રે, અગોઅંગ સુણી ફૂલી,
ઘરડાંનો ધંધો ભૂલી રે, કહાનુ૦ ૧
સાંભળતામાં શુદ્ધ વિસારી રે, મોહી લીધી વ્રજ નારી;
આ બંસી અતિ કામણગારી રે, કહાનુ૦ ૨
આ બંસીના જે નર ભોગીરે, વિષયના નહીં હોવે રોગી;
જાણે ભેદ વિરલા જોગી રે, કહાનુ૦ ૩
એવો મર્મ બસી માંયે રે, સુણે જે કોઇ ચિત્ત લાયે;
બ્રહ્માનદ બ્રહ્મ થાયે રે, કહાનુ૦ ૪

### પદ ૧૨૬ મું.

અમારે મદિરીએ આવ્યા રે, અમારે મંદિરીએ આવ્યા;
અમારે મદિરીએ આવ્યા રે, રગ ભીનો રાજન અમારે મદિરીએ આવ્યા. ટેક.
કલપાંતની ભાંગી છેટી રે, ભાવ કરી ભૂધરને ભેટી;
અલબેલે ઉણપ મેટી રે, રંગ૦ ૧
હરખ ન માયે હેલી રે, મળી હું તો લજ્જા મેલી;
આનંદની માતી એલી રે, રંગ૦ ૨
પૂર્વની પ્રીતિ જાણી રે, અમ ઉપર મેહેર આણી;
મુખડાનું રાખ્યું પાણી રે, રંગ૦ ૩
મદિરીએ આવ્યા મોરારી રે, આનંદ થયો છે ભારી;
બ્રહ્માનદ બલિહારી રે, રગ૦ ૪

### પદ ૧૨૭ મું.

સહજાનંદ સુખકારી રે, સહજાનંદ સુખકારી;
સહજાનંદ સુખકારી રે, સહુણી છબી સહજાનદ સુખકારી. ટેક.

વેદાંતી અરૂપી કહે છે રે, ન્યાય અનુમાને લે છે;
તે વહાલો સંતોમાં રહે છે રે, સલુણી૦ ૧
નિગમ કહે અનુમાને રે, મુનિવરને નાવે ધ્યાંને;
વહાલો તે આ ભીને વાને રે, સલુણી૦ ૨
સર્વ કર્ત્તા સર્વાધારો રે, સર્વ માંહી સર્વ ન્યારો;
પ્રગટ રૂપ તે આ પ્યારો રે, સલુણી૦ ૩
જગજીવન અંતરજામી રે, નામ સર્વનો છે નામી;
તે આ બ્રહ્માનંદનો સ્વામી રે, સલુણી૦ ૪

## પદ ૧૨૮ મું.

ગોકળિયું તો ઘેલું કીધું રે, ગોકળિયું તો ઘેલું કીધું;
ગોકળિયું તો ઘેલું કીધુ રે, ધુતારે વહાલે ગોકળિયું તો ઘેલું કીધું. ટેક.
જળહળ તેજ જરકસને જામે રે, પેખે સર્વે અચરજ પામે;
ભરમાણી જોયાને ભામે રે, ધુતા૦ ૧
ન જણાએ મળ્યો કે ન્યારોરે, અજબ કળા અતિ આલિગારો;
ઘરનો એ છે ધુતારો રે, ધુતા૦ ૨
આંખુને ઉલાળે ચાળે રે, લીધું મન લટકાળે;
વાંકડી કલંગી વાળે રે, ધુતા૦ ૩
બ્રહ્માનંદ છબી નિરખી રે, હીયડે વ્રજ નારી હરખી;
સરવે કીધી પોતા સરખી રે, ધુતા૦ ૪

## પદ ૧૨૯ મું-રાગ મેવાડી.

હૈડાનો હાર હરિ રે, મારે રંગ ભીનો, હૈડાનો હાર હરિ.
મંદિરમાં પધરાવી મોહનને, ભેટું હું અંક ભરી રે. મારે૦ ૧
જગના જીવનને હું નહીં દેઉં જાવા, રાખીશ જતન કરી રે. મારે૦ ૨
રસિક નવલ વર રાજેશ્વરને, નિરખીને નયણુ ઠરી રે. મારે૦ ૩
બ્રહ્માનંદના નાથને સજની, મન કર્મ વચને વરી રે. મારે૦ ૪

## પદ ૧૩૦ મું.

વર નંદલાલ વરુ રે, સખી અલબેલો, વર નંદલાલ વરુ;
મૂરખ લોક દાઝી છો ને મરતાં, કોઇની શકા ન ધરુ રે. સખી૦ ૧
કહાન કુંવર સંગે નેહ કરીને, જગથી તે શીદ ડરુ રે. સખી૦ ૨
પરણું તો વર પુરુષોત્તમ પરણું, નહીં તો કુંવારી મરું રે. સખી૦ ૩
બ્રહ્માનંદના નાથને માથે, તન કુરબાન કરુ રે. સખી૦ ૪

### પદ ૧૩૧ મું.

ઘોળી હું ગિરિધરિયા રે, માથે તારે મોહન, ઘોળી હું ગિરિધરિયા;
પ્રાણજીવન મારે મહોલ પધારો, ભૂધર રંગ ભરીયા રે. મા૦ ૧
પેહેલી પ્રીત કરીને મારા, પ્રાણ તમે હરિયા રે. મા૦ ૨
મસ્તકને સાટે મે તમને, વહાલમજી વરિયા રે. મા૦ ૩
બ્રહ્માનંદ કહે એક ઘડી દૂર, રહો માં ડોલરિયા રે. મા૦ ૪

### પદ ૧૩૨ મું.

લાગેલ રંગ ઝડી રે, મારા રસિયાજીસું, લાગેલ રંગ ઝડી;
મોહન લાલ રંગીલાની મૂરતી, જીવડલામાં જડી રે. મા૦ ૧
પ્રાણજીવન પાતળિયાને આગે, હાથ જોડીને ખડી રે. મા૦ ૨
મીટ થકી ક્ષણું દૂર ન મેલું, પ્રેમને પાશ પડી રે. મા૦ ૩
બ્રહ્માનંદના નાથને ભેટી, ધન્ય ધન્ય આજ ઘડી રે. મા૦ ૪

### પદ ૧૩૩ મું–રાગ દોહા.

મેં ઢાઢી મહારાજકો, હાજર હુકમ હજૂર;
ગાયો જસ ગોવિંદકો, પાયો ધન ભરપૂર. ૧
મેં બંદીજન રાવરો, એક આશ વિશ્વાસ;
ઇંદ્રાદિક બ્રહ્માદિક ભવ, તાતે નિપટ નિરાશ. ૨
શ્રીહરિકો જાચક અહં, શ્યામ નાથ સમરથ્થ;
નર સુર આગળ જાયકે, કબુ ન ઓડું હથ્થ. ૩
દાસનકો મે દાસ હું, હરિ કે સદા હજૂર;
બ્રહ્માનંદકી વિનતી, નિમખ ન રખીઓ દૂર. ૪

### પદ ૧૩૪ મું–રાગ રામકળી.

નવલ પ્રીતમકો મે ઢાઢી રે, હજૂરી નવલ પ્રીતમકો મે ઢાઢી. ટેક.
તનકો રવાજ કરુ મન તતી, સુરત મોરણા ચાઢી રે. હ૦ ૧
રીઝત કહાન તાન સોહી તોડું, ગાવું રાગણી ગાઢી રે. હ૦ ૨
દિન અરુ રાત રટું મે હરિગુણ, દૃઢ ચરણે રતિ બાઢી રે. હ૦ ૩
બ્રહ્માનદ મોજ દઈ સુમતિ, કુમતિ આળસકું કાઢી રે. હ૦ ૪

### પદ ૧૩૫ મું–રાગ ભૈરવ.

નંદના નંદન સાથે, પ્રીતડી બંધાણી રે;
મીઠું મીઠુ બોલી મારુ, મન લીધુ તાણી રે. નંદ૦ ટેક.
રંગના રંગીલા કેરી, બંસી વનમાં વાગી રે;
ધીરજ રહી ન હું તો, ઝબકીને જાગી રે. નંદ૦ ૧

મોરલીમાં મંત્ર ભણી, કાંઇ મુને કીધું રે;
લટકાળે મન મારુ, લટકામાં લીધું રે. નદ૦ ૨
તનડું વેંધાણું મારુ, ઘાયલ થઈ છું રે;
કોડીલા કહાનાને દેખી, મોહીને રહી છું રે. નદ૦ ૩
ગુંગે જેમ ગુડ ખાધો, તે તો શું વખાણે રે;
બ્રહ્માનન્દ કેરો વહાલો, અંતરની જાણે રે. નંદ૦ ૪

### પદ ૧૩૬ મું.

મનડું મોહ્યું છે મારુ, નંદને દુલારે રે;
દેખીને લોભાણી હું તો, નેણુને નજારે રે. મન૦ ટેક૦
ચટક રંગીલો ફેંટો, પાઘડલી પેચાળી રે;
થકિત થઈ છું હું તો, રસિયો નિહાળી રે. મન૦ ૧
ઘરડાંનો ધંધો ભૂલી, મોરલીને તાને રે;
લગની લાગી છે મારી, વહાલાજીને વાને રે. મન૦ ૨
રગનો રંગીલો છેલો, અંગને મરોડે રે;
નેણું સાથે નેણાં આવી, જોરે જોરે જોડે રે. મન૦ ૩
ચિત્તડું ચોર્યાને અર્થે, દેખે દહાડી દહાડી રે;
બ્રહ્માનન્દ કેરે વહાલે, મોહિની લગાડી રે. મન૦ ૪

### પદ ૧૩૭ મું.

મંદિર પધાર્યા મારે, શ્યામલો સોહાગી રે;
ભૂધરને ભેટી હું તો, થઈ બડ ભાગી રે. મંદિર૦ ટેક૦
મુજપર અઢળક, ઢળિયા દિન જાણી રે;
રંગને રંગીલે રાખ્યું, મુખડાનું પાણી રે. મંદિર૦ ૧
મેહેર કરીને મુને, પોતાની ઠેરાવી રે;
બાંહી ગ્રહીને વહાલે, હસીને બોલાવી રે. મંદિર૦ ૨
કહાનજીને કાજે મેં તો, સેજડી સુધારી રે;
પ્રીતડી કરીને સર્વે, પૂરી આશા મારી રે. મંદિર૦ ૩
રસિયાને રગે મે તો, જગત વિસાર્યો રે;
બ્રહ્માનન્દ કેરે વહાલે, જનમ સુધાર્યો રે. મંદિર૦ ૪

### પદ ૧૩૮ મું.

જીવું છું રસીલા તારા, મુખડાને જોતી રે;
હૈડાના હાર પ્યારા, નથડાનાં મોતી રે. જીવું૦ ટેક૦

મુખડું જોઈને તારુ, મોહ્યું મન મારુ રે;
પીયર સાસરિયું સર્વે, થયું મુને ખારુ રે. જીવું૦ ૧
અધર અમૃત પાને, થઈ હું તો ઘેલી રે;
નિશ્શંક થઇ છું લજ્જા, લોક કેરી મેલી રે. જીવું૦ ૨
નટવર નિરખી તુંને, અંતર ઠરે છે રે;
દુરિજન લોક ઘોળ્યાં, દાઝીને મરે છે રે. જીવું૦ ૩
મન કર્મ વચને હું, થઈ રહી તારી રે;
મુખડાં ઉપર જાયે, બ્રહ્માનન્દ વારી રે. જીવું૦ ૪

## પદ ૧૩૯ મું.

જનમ સુધાર્યો વહાલે, કુંજને બીહારી રે;
મેહેર કરીને માવે, બાંહ્ય ગ્રહી મારી રે. જનમ૦ ટેક૦
ભાવથી હૈયામાં ભીડી, બીડી મુખ આપી રે;
સર્વે સૈયરમાં મુને, માનીતી કરી થાપી રે. જનમ૦ ૧
આંગણીએ આવીને મારે, મોરલી વજાડી રે;
રસિયે લગાડી મુને, રંગડાની રાડી રે. જનમ૦ ૨
પ્રીતડી બંધાણી મારી, શ્યામળિયાની સાથે રે;
હેતમાં બોલાવી આવી, નટવર નાથે રે. જનમ૦ ૩
કહાનુડાને કેડે હું તો, સર્વે મેલી ચાલી રે;
બ્રહ્માનન્દ કેરે વહાલે, કીધી મુને વહાલી રે. જનમ૦ ૪

## પદ ૧૪૦ મું.

આવો રે વહાલાજી વારી, મોરલી વજાતા રે;
રસિયા સલુણા કહાના, રંગડાના રાતા રે. આવો૦ ટેક૦
રૂપાળો લાગે છે માથે, ફુલડાંનો તોરો રે;
ગજગતિ ચાલે મારાં, ચિત્તડાંને ચોરો રે. આજ૦ ૧
મોરલી સુણીને મે તો, આશા મેલી બીજી રે;
પ્રાણના સનેહી પ્યારા, તારા રંગમાં હું રીજી રે. આજ૦ ૨
લટકાં કરો છો રુડાં, પીતાંબર પહેરી રે;
કમલ સરીખે નેણે, હેતે મુને હેરી રે. આજ૦ ૩
બ્રહ્માનન્દ કેરા વહાલા, વહાલ વધારો રે;
પ્રીતડી કરીને મારે, મંદિર પધારો રે. આજ૦ ૪

પદ ૧૪૧ મું.

શ્યામળિયા સલુણા કેરા, હું તો રૂપમાં લોભાણી રે;
નેણું કેરી સાંને મારૂ, લીધું ચિત્ત તાણી રે. શ્યા૦ ટેક૦
ગઇતી પાણીડુ ભરવા, બેડલું ઉપાડી રે;
રસિયો જોઇને રહી, ન અંતરની આડી રે. શ્યા૦ ૧
જમુનાને આરે ઉભો, રંગડાનો ભીનો રે;
આંખડલીનો ચાળો ઢાળો, અલૌકિક એનો રે. શ્યા૦ ૨
ડોલરિયાંને દેખી હું તો, બીજું સર્વે ભૂલી રે;
કહાનુડાના કેફમાં, ફરૂ છું એની ફૂલી રે. શ્યા૦ ૩
બ્રહ્માનન્દ કેરો વહાલો, દીઠો વનમાળી રે;
તે દહાડાથી લાગી મારે, રંગડાની તાળી રે. શ્યા૦ ૪

પદ ૧૪૨ મું.

સાચુ કહો શ્યામળિયા વહાલા, જાગ્યા કેને સંગે રે;
રૂપાળો બાંધ્યો છે રેટો, અતિ ઉછરંગે રે. સા૦ ટેક૦
તોતલાં બોલો છો વેણાં, નેણાં નિંદે ઘેર્યાં રે;
ઉતાવળા ઉઠતાં વસ્ત્ર, જેમ તેમ પહેર્યાં રે. સા૦ ૧
સાસે ભર્યા આવ્યા તમે, એવા કેથી બીના રે;
થયું તેમ કહોને હવે, રંગડાના ભીના રે. સા૦ ૨
કહો તો અમે સમ ખાઇએ, કેને નવ કહીએ રે;
છાનું તો નહીં રહેશે વહાલા, અમે સર્વે ભેળાં રહીએ રે; સા૦ ૩
બ્રહ્માનન્દ કેરા સ્વામી, રીઝી ભીંજી રહ્યા છો રે;
મોતીડાથી મોંઘા તે તમે, સોંઘા કેને થયા છો રે. સા૦ ૪

પદ ૧૪૩ મું-રાગ ભૈરવ.

કહાન કુંવર મન ભાયે, આલીરી મેરે કહાન કુંવર મન ભાયે. ટેક.
મે જ્યું ખડીથી અપને ભુવનમે, ચલકે અચાનક આયે. આ૦ ૧
કોમળ ગાત ન જાત બખાને, છેલ છગન રંગ છાયે. આ૦ ૨
બ્રહ્માનન્દ જોર દ્રગ મોસે, મંદ મંદ મુસકાયે. આ૦ ૩

પદ ૧૪૪ મું.

કહાન કુંવર ચિત્ત ચોર, લિયોરી મેરો કહાન કુંવર ચિત્ત ચોર. ટેક.
સંજ્યા ફજર* નજર કર ટેડી, નીરખત મેરી ઓર. લિ૦ ૧

* સાય ને પ્રાત

મન મોહન આલી ગૃહ મેરે, આવત જોરાજોર. લિ૦ ૨
બ્રહ્માનન્દ મગ્ન કરી ડારી, નાગર નંદકિશોર. લિ૦ ૩

પદ ૧૪૫ મું.

અંતરમે ગિરિધારી, ધરેરી મે તો અંતરમે ગિરિધારી. ટેક.
મોતિયન માળ વિશાળ મનોહર, પ્રિય પ્રીતમ છબી પ્યારી. ધ૦ ૧
નટવર નાથ હાથમે બંસી, વશ ભઈ લખી વ્રજનારી. ધ૦ ૨
સુંદર શ્યામ રસિકકે ઉપર, બ્રહ્માનંદ બલીહારી. ધ૦ ૩

પદ ૧૪૬ મું.

શ્યામ સુંદર સુખ દેન, વસેરી ઉર શ્યામ સુંદર સુખ દેન. ટેક.
લલિત છબી મુખ અતિ લાવનતા, અમલ કમલદલ નેન. વ૦ ૧
મંદ મંદ શુભ હસત મનોહર, અતુલિત મૂર્તિ જ્યું એન. વ૦ ૨
બ્રહ્માનદ કરી વશ મોકુ, કર વંસીકી સેન. વ૦ ૩

પદ ૧૪૭ મું.

નટવર શ્યામ શરીર, મીલેરી મોકુ નટવર શ્યામ શરીર. ટેક.
વિમલ વિલોકની કર ધર બસી, કાલિંદીકે તીર. મી૦ ૧
સખીઅન સંગ ઉમગ ભરે અતિ, ખેલત હે બલવીર. મી૦ ૨
બ્રહ્માનંદ થકિત ભઈ નિરખત, ભૂલી ભરનો નીર. મી૦ ૩

પદ ૧૪૮ મું.

સુંદર શ્યામ સુજાણ, લખેરી મે તો સુંદર શ્યામ સુજાણ. ટેક.
જા દીન ભેટ ભઈ તા દીનતે, ભાવત નહીં મોય આન. લ૦ ૧
મદ મદ મુખ મોરલી બજાવત, સુભગ મનોહર તાન. લ૦ ૨
બ્રહ્માનંદ વસી ઉર અતર, નેન કમલકી સાન. લ૦ ૩

પદ ૧૪૯ મું.

પ્રાણ પ્રીતમકે પાસ, ચલોરી આલી પ્રાણ પ્રીતમકે પાસ. ટેક.
બસીધર સુંદર વૃન્દાવન, રમત મનોહર રાસ. ચ૦ ૧
છબી નવરગ ઉમગ ભરે, અતિ પ્રફુલ્લિત વદન પ્રકાશ. ચ૦ ૨
બ્રહ્માનદ નિરખકે નટવર, મિટત સકલ તન ત્રાસ. ચ૦ ૩

પદ ૧૫૦ મું.

શ્યામ દૃગનસે દૂર, ન મેલું મે તો શ્યામ દૃગનસે દૂર. ટેક.
લોભીકે ધન જ્યું કરી રાખું, અહો નિશ પ્રીતમ ઉર. ન૦ ૧

જેહી પલ સુંદર શ્યામ ન દેખું, સો પલ કઠીન કરૂર. ન૦ ૨
બ્રહ્માનંદ રહું હોય દાસી, નટવર ચરણ હજુર. ન૦ ૩

પદ ૧૫૧ મું-રાગ વેળાવળ.

મેં વારી તવ નામપર, મેરમ મતવાળા;*
પીર મીટાયે દીનકી, તુમ દીન દયાળા. મે૦ ટેક.
સુનિએ ધાહ ગરીબકી, હો ગરીબ નવાજા;
દુઃખ દરિયા ઉતાર દે, કરી મેહેર જહાજા. મે૦ ૧
દોષ ન દેખત દાસકે, એહી બિરદ તુંહારો;
જગપતિ અપને જાનકે, ઉર કષ્ટ નિવારો. મે૦ ૨
જેસેહી તેસેહી રાવરે, કપટી કુલહીને;
જ્યું કૌ નીગુની કામિની, સમરથ પતિ કીને. મે૦ ૩
બ્રહ્માનન્દકી બીનતિ, સાયબ સુન લેરી;
ત્રિભુવન નાયક તોરીએ, સંકટકી બેરી. મે૦ ૪

પદ ૧૫૨ મું.

વાસુદેવ દુઃખ વારીએ, સમરથ છોગાળા;
દુષ્ટ વિનાશન બિરદ હે, સેવક રખવાળા. વા૦ ટેક.
દુઃખ દરિયા સસારસે, તુમ બીનું કોન તારે;
નટવર નાવ સમાન હો, તુમ સરન હમારે. વા૦ ૧
હમ હી તુમારે આસરે, તુમ હમરે નાથા;
તુમ બીન કૌ ન મેટહી, સંકટ સમરાથા. વા૦ ૨
ઉચે તંબુ તાનીએ, સબ ભારતનીકુ;
ચાકરકી મોટપ કહા, સબે લાજ ધનીકુ. વા૦ ૩
સરે ન બીગરે ઓરસે, કારજ કછુ કબહી;
બ્રહ્માનન્દ સુખ હોવહી, તુમ કરી હો તબહી. વા૦ ૪

પદ ૧૫૩ મું.

દીનાનાથ દયાળ હો, દીનનકે બધુ;
દયા કરીજે દાસપર, સુંદર સુખસિંધુ. દીના૦ ટેક.
કોઉકે બળ ઘટ ગામકો, કોઉકે પરિવારા;
†હમકું બળ એક રાવરો, પુરુષોત્તમ પ્યારા. દીના૦ ૧
મન વચ કર્મ કરીકે ગહ્યો, એક શરન તુમારો;
અંતર બહાર અરીનકું, તુમ નાથ નિવારો. દીના૦ ૨

---

* "મેહેર મમતવાળા"–આ પાઠ કીર્તનસગ્રહમા છે † "મેરે" પાઠાન્તર છે.

અચલ ભરોસો આપકો, નિશ્ચે મનમાંહીં;
હિતકારી સંસારમેં, તુમ બીન કોઉ નાહીં. દીના૦ ૩
જેસે પુતરી કાષ્ઠકી, નાચત પર માથે;
બ્રહ્માનન્દ કળ યાહીકી, કારીગર હાથે. દીના૦ ૪

પદ ૧૫૪ મું.

શ્યામ રંગીલે સાંવરે, સબકે સુખકારી;
અપનો બરદ બિચારકે, કરો મેહેર મોરારી. શ્યા૦ ટેક.
અરજી દાસ ગરીબકી, સાંઇયાં સુની લીજે;
ભજન વિરોધી દુષ્ટકે, મદ ગંજન કીજે. શ્યા૦ ૧
અંતર તાપ મીટાઇએ, કીજે સુખ સાતા;
કરુણાસાગર કૃષ્ણ હો, શરણાગત ત્રાતા. શ્યા૦ ૨
જેહી વિધિ રાજી નાથ તુમ, તેહી વિધિ હમ રાજી;
હાર જિત વૃદ્ધિ હાનકી, તુમરે હથ્થ બાજી. શ્યા૦ ૩
બ્રહ્માનન્દ કેહે નાથજી, કીજે દુઃખ દૂરા;
મૂર્તિ મનોહર રેન દીન, રહો નેન હજૂરા. શ્યા૦ ૪

પદ ૧૫૫-મું રાગ પૂર્વ.

મોરલીઆં કોન મહા તપ કીનો. મો૦ ટેક.
મનમોહનકે લાલ અધરકો, પૂરન તે રસ પીનો. મો૦ ૧
શ્યામ સુંદર તોય પલ નહીં છોરત, રસિક છેલ રંગ ભીનો. મો૦ ૨
તોસે ખેલત શ્યામ ચતુર વર, ધન ધન કેહે લોક તીનો. મો૦ ૩
બ્રહ્માનંદ કેહે હરિ તોકું, નિજ મુખ આસન દીનો. મો૦ ૪

પદ ૧૫૬ મું.

મોરલીઆં સાંવરેને બજાઈ હો. મો૦ ટેક.
છેલ ચતુર ઘનશ્યામ અધરધર, સુંદર તાન સુનાઈ હો. મો૦ ૧
ગૃહકારજ તજકે વ્રજનારી, ટેર સુનત ઉઠ ધાઇ હો. મો૦ ૨
જહાં ઠાઢે વ્રજરાજ વિહારી, તહાં ચલકે સબ આઇ હો. મો૦ ૩
બ્રહ્માનંદ કરી રસ બતીયાં, છતીયાં શ્યામ લગાઇ હો. મો૦ ૪

પદ ૧૫૭ મું.

ધરી હું નેનનમે ગિરિધારી હો. ધ૦ ટેક.
મનમોહન ઘનશ્યામકી મૂર્તિ, નેક ન કરી હું મે ન્યારી હો. ધ૦ ૧
લખીકે મગન ભઈ સબ સખિયાં, અખિયાં નવલ અટારી હો. ધ૦ ૨

ભાલ વિશાળ મનોહર રેખા, પાઘ લગત અતિ પ્યારી હો. ધ૦ ૩
બ્રહ્માનંદ જતન કરી રાખુ, વ્રજપતિ કુંજવિહારી હો. ધ૦ ૪

પદ ૧૫૮ મું.

અખિયાં શ્યામકે રંગ રાતી હો. અ૦ ટેક.
હરિકું નિરખત હરખ ભરી હે, ઘુઘટમે ન સમાતી હો. અ૦ ૧
છેલ ચતુર વ્રજરાજકી છબીકું, તજકે દૂર ન જાતી હો. અ૦ ૨
શ્યામ ચતુરકે સુખકી સજની, મુખ નહીં બાત કહાતી હો. અ૦ ૩
બ્રહ્માનંદ નવલપ્રીતમકુ, નિરખી ઠરત મોરી છાતી હો. અ૦ ૪

પદ ૧૫૯ મું–રાગ પૂર્વ.

હરિ તુમસે મે તો પ્રીત કરી. હ૦ ટેક.
નહીં દૂર રહો ઘનશ્યામ, પિયા અબ એક ઘરી. હ૦ ૧
પ્રીત કરી તુમસે મોરે પ્રીતમ, લોક લાજ સબ જાઓ જરી. હ૦ ૨
પ્રાન પિયા મોરે ભુવન પધારો, નવલ કલગી શિશ ધરી. હ૦ ૩
આય રહો ઠાઢો મોરે અંગન, ભૂધર નિરખુ નેન ભરી. હ૦ ૪
બ્રહ્માનંદ કહે દૂર રહો નહીં, એહી માગત પ્રિયા પાય પરી. હ૦ ૫

પદ ૧૬૦ મું.

ગિરિધારી તેરી ઓટ ગહી. ગિ૦ ટેક.
ઘનશ્યામ પિયા સુખ સાગર, તેરી હોઇ રહી. ગિ૦ ૧
ઓટ ગહી તેરી અવિનાશી, શિર સાટે અબ કીન સહી. ગિ૦ ૨
કોટી બિપત હુંસે નહીં ત્યાગુ, કરનેકી સોઈ બાત કહી. ગિ૦ ૩
ભરતખંડ મનુષ્ય તન પાયકે, લેન જોગ સોઇ વસ્તુ લહી. ગિ૦ ૪
બ્રહ્માનંદ કહત નટ નાગર, આય વસો મેરે નેન મહી. ગિ૦ ૫

પદ ૧૬૧ મું.

હરિ તુમ ગુન મેરા બહુત કીયા. હ૦ ટેક.
કીરતાર તીહારે સમરનકુ, નર દેહ દીયા. હ૦ ૧
ગર્ભહુંમે પ્રતિપાલ કરી તુમ, જઠર અગ્નિસે રાખી લીયા. હ૦ ૨
જહાં જહાં દેહ ધરે જગકે મહીં, તહાં પુનિ નહીં સુધ ભુલ ગયા. હ૦ ૩
પોષન ભરન કરત હો દિન પ્રતિ, આજ હું તોર જીયાય જીયા. હ૦ ૪
બ્રહ્માનંદ જાત બલિહારી, પ્રાનજીવન ઘનશ્યામ પિયા. હ૦ ૫

પદ ૧૬૨ મું.

હરિ તુમ તો સાચા મીત સગા. હ૦ ટેક.
ઘનશ્યામ તુમારે મીલન હુંસે, બડ ભાગ જગા. હ૦ ૧

માત પિતા નારી સુત આદિક, સગા હોય કરી દેત દગા. હ૦ ૨
નાથ તીહારે દરસ પરસસે, ભરમ કરમ દુઃખ શોક ભગા. હ૦ ૩
શરનાગત વચ્છલ સુખદાયક, એહી સમજ કરી મન ઉમગા. હ૦ ૪
બ્રહ્માનંદ કહત હરિ તેરે, ચરન કમળ મહીં ચિત્ત લગા. હ૦ ૫

### પદ ૧૬૩ મું-રાગ ગોડી.

લગની લગી ઘનશ્યામ ચરનકી. લ૦ ટેક.
જેહી ચરનનકું શંકર ખોજત, નૌકા ભવ દરિયાવ તરનકી. લ૦ ૧
જાકુ સહસ્ર અઠ્યાસી ચિંતત, ઉર્ધ્વરેખ ગિરિરાજ ધરનકી. લ૦ ૨
ધ્યાન ધરત શેષાદિક સારદ, નિધિ નૌતમ સંતાપ હરનકી. લ૦ ૩
જો પદ પંકજ અખંડ ઉપાસત, ત્રાસ ટરત ઉર જન્મ મરનકી. લ૦ ૪
બ્રહ્માનંદ નંદનંદન પદ, ચિંતામણિ આનંદ કરનકી. લ૦ ૫

### પદ ૧૬૪ મું.

લગીવે ચોટ ઘનશ્યામ નયનકી. લ૦ ટેક.
ચોટ લગી મોય સાંજકી બેરીયા, બિસર ગઇ સુધ દિવસ રયનકી. લ૦ ૧
દરદ જોર કરી ભઇ હું દીવાની, સુરત નહીં નિજ ઔર અયનકી. લ૦ ૨
કહાન કહાન રટના ઉર લાગી, સુધ બિસરી અનપાન શયનકી. લ૦ ૩
ચલત હસ ગતિ શ્યામ મનોહર, ચાતુરતા મન રજ વયનકી. લ૦ ૪
બ્રહ્માનંદ નવલ પ્રીતમપર, છબી વારુ લઇ કોટી મયનકી. લ૦ ૫

### પદ ૧૬૫ મું.

મન માને ઘનશ્યામ રસીલે. મ૦ ટેક.
બનતે આત બજાવત બંસી, વ્રજજીવન ઉરમાંય વસીલે. મ૦ ૧
ગૌવન સગ ઉમંગ ભરે જ્યું, પટ પીરે કરી કમર કસીલે. મ૦ ૨
મેરી ઓર નિહારત મોહન, મંદ મંદ મુખ મધુર હસીલે. મ૦ ૩
અરુન નયન શુભ રાગ અલાપત, નવલ પાઘ શિર પેચ કસીલે. મ૦ ૪
બ્રહ્માનંદ મુકુંદકી મૂર્તિ, નિરખત પાપ સંતાપ નસીલે. મ૦ ૫

### પદ ૧૬૬ મું.

બલિહારી ઘનશ્યામ પિયાકી. બ૦ ટેક.
લાગત અતિ નીકી લાલનકી, મોતીન માલ વિશાળ હીયાકી. બ૦ ૧
ચિત્ત ખુંતી કરકી ચતુરાઈ, લૂટ લૂટ દધિ જોર લીયાકી. બ૦ ૨
હિત સહિત મધુરી મુખ હસની, જીવન મોરી પ્રાન જીયાકી. બ૦ ૩
નટ નાગર ગજ ચાલ નવીની, સુધ હરિ લીની ગોપ ત્રિયાકી. બ૦ ૪
બ્રહ્માનંદ વસી ઉર અંતર, છબી સુંદર બળદેવ બિયાકી. બ૦ ૫

### પદ ૧૬૭ મું-રાગ કાફી.

નવલ પ્રીતમ ગતિ કો લખે તેરિયાં. ન૦ ટેક.
અટ રસ લે કમલા કર જોરત, સો અંન જાચ લેત કોઉ ફેરીયાં. ન૦ ૧
દૃષ્ટિ વિલાસ વાસ લે જગકો, સો ઉપહાસ સહે જગ કેરીયાં. ન૦ ૨
રોમ કોટિ બ્રહ્માંડ બિરાજત, સો સ્વરૂપ અનૂપ ભએરીયાં. ન૦ ૩
બ્રહ્માનંદ સગુન ચરિત્રનમેં, મોહ ન વ્યાપે અરજ એહી મેરીયાં. ન૦ ૪

### પદ ૧૬૮ મું.

છુટત નાંહી પ્રીતમ ગલ બાંઈયાં. છુ૦ ટેક.
જાન અજાન દીયો કરમે કર, લાલન હિતકર કંઠ લગાઈઆં છુ૦ ૧
મે વામે વે મેરે ભીંતર, હોઈ નિરતર એક રહાઈઆં. છુ૦ ૨
મે છોડું પુનિ વે નવ છોડત, ઝગરત ઝગરત રેન બહાઈઆં. છુ૦ ૩
બ્રહ્માનંદ વસે ઉર અંતર, સહજાનંદ સુખ નિત્ય સાઈઆં. છુ૦ ૪

### પદ ૧૬૯ મું.

નવલ પ્રીતમ ગલ બાંઈઆં હમારી. ન૦ ટેક.
બાંઈઆં ગ્રહી મેરી સુધ ના રહી કછુ, લોક લાજ ગૃહ કાજ બિસારી. ન૦ ૧
અંગોઅંગ પરસ ભઈ પીયુસે, હોય ઉમંગ બધે રંગ ભારી. ન૦ ૨
મોય અચાનક મીલ ગયો મોહન, બસીધર બન કુંજબિહારી. ન૦ ૩
સહજાનંદ શ્યામ સુંદરપર, બ્રહ્માનંદ જાત બલિહારી. ન૦ ૪

### પદ ૧૭૦ મું-રાગ કાફી.

મે વારી પિયા પ્રાંનવે,મે વારી પિયા પ્રાંનવે,વદન દેખાય ભલા ગિરિધારી. મે.ટેક.
વદન તુહારો સદન સખે સુખ, મદન કોટી કુરબાનવે. વ૦ ૧
વદન કમલ છબિ ભેદ બીચારત, ધારત શકર ધ્યાનવે. વ૦ ૨
પ્રિયકે પરસ બિનુ તરસ મીટત નહીં, દીજે દર્શન દાનવે. વ૦ ૩
શ્રીરંગ ઉર આનંદ બઢાવો, સહજાનંદ સુજાનવે. વ૦ ૪

### પદ ૧૭૧ મું.

કનૈયા મેરા મીત વે કનૈયા મેરા મીત વે, અંતર જાન બંસીકા બજૈયા. ક૦ ટેક.
નવલ કિશોર મોર મન ભાયે, યાસે લગી મેરી પ્રીત વે. અંતર૦ ૧
બસી મધુરે સૂર નિક સુનાઈકે, આયકે બસ્યો મેરે ચિત્ત વે. અંતર૦ ૨
પ્રિય મોકો અપની કર લીની, કીની કર્મ રહિત વે. અંતર૦ ૩
શ્રીરંગ અંતર મરમ દેખાવન, પ્રીતમ પરમ પુનિત વે. અંતર૦ ૪

### પદ ૧૭૨ મું.

કનૈયે કછુ કીન વે કનૈયે કછુ કીન વે, લગન લગાઈ ગિરિ કે ધરૈ યે. ક૦
મધુર મધુર સ્વર સુન મોરલી ધુન, હો ગઈ ઈન આધીન વે. લ૦ ૧

કૌ યાકી ગતિ કહી નહીં જાવે, લગન લગાયે મન લીન વે. લ૦ ૨
ક્હારી કીયો યારી કનૈયે, મારી સુધ ના રહીન વે. લ૦ ૩
શ્રીરંગ યા વિધિ કોઉ નહીં માનત, જાનત જન પરવિન વે. લ૦ ૪

પદ ૧૭૩ મું.

જાદુડા તેરા જોર વે, જાદુડા તેરા જોર વે, નેન સંભાર ભલા મોહિ વારે, જા.ટેક.
જાદુ વે કીના વારી પ્રાન હુરી લીના, શ્યામ લિયા ચિત્ત ચોર વે. નેન૦ ૧
સુંદર વદન કમલ દલ લોરીન, નાગર નવલ કીશોર વે. નેન૦ ૨
તેરે નેનું મન ઘાયલ કીના, ચિતવની ચલની મરોર વે. નેન૦ ૩
શ્રીરંગકુ જાદુ કીયા ભારે, જગસે ડારી તોર વે. નેન૦ ૪

પદ ૧૭૪ મું–રાગ કાફી.

સાંવરે સલુણે માઇ મોહી ભરમાઈ, સાં૦ ટેક.
જંત્ર મંત્ર કર ચોર લીયો ચિત્ત, મે યાકી ગતિ કછુયક પાઈ. સાં૦ ૧
નૌતમ લાલ ખ્યાલ અપનેમે, આયે અચાનક બંસી બજાઇ;
તનકહી ભનક પરી શ્રવનમે, ઉઠી હું અંતર અકુલાઈ. સાં૦ ૨
નદકિશોર ચોર ચિત્ત લીનો, કહા કીનો કલ પરત ન કાંઈ;
એહી બસ ગતિ ભઈ મેરે મનકી, અબ તનકી સબ સુધ બિસરાઈ. સાં૦ ૩
પ્રિયાકી તરસ નિરસ ભઈ જુગસે, દરસ પરસ બીનુ રહ્યો રિ ન જાઇ;
રાત દિવસ પરવશ ભઈ ડોલત, કછુ ન બોલત મૌન ગહાઈ. સાં૦ ૪
કહા વે કહું કછુ બનત ન કહતે, શ્યામ મીલે અંતર સુખદાઈ;
બ્રહ્માનંદ વિઘ્ન સબ મેટે, મગન ભઈ અબ લગન લગાઈ. સાં૦ ૫

પદ ૧૭૫ મું.

સાંવરી સલુણી છબી લાગત પ્યારી; સાં૦ ટેક.
મંદ મંદ ગતિ ચાલ, બિરાજત ભાલ તિલક ઉપમા બની ભારી. સાં૦ ૧
ચરિત્ર અનૂપ ભૂપ ભૂપનકે, નેનનમે વસી રૂપ રહારી;
અતુલિત છબિ મીલી દેવ વિચારત, ધરત ધ્યાન બ્રહ્મા ત્રિપુરારી. સાં૦ ૨
શોભિત મુગટ પ્રગટ પ્રીતમકે, કુડલ જટિત થટિત છબી ન્યારી,
અસત અસાર વિકાર વિસારકે, ધારી લીયે અંતર ગિરિધારી. સાં૦ ૩
મોહન શ્યામ મનોહર મૂર્તિ, શ્યામ સુરતકી મે જાઉ બલિહારી,
સો નેનસે શુદ્ધ બુદ્ધ હરી લીની, વસ કીની મોહી કુંજબિહારી. સાં૦ ૪
એહી બિનું સજનિ જન્મ અલેખે, બિનુ દેખે ઉર હોત વિથારી;
બ્રહ્માનંદ આનંદ હોત દિલ, સહજાનંદ મીલે હે સુખકારી. સાં૦ ૫

### પદ ૧૭૬ મું–રાગ કાફી.

આજ મે તો ભેટચા રે, અકળર પ્રગટ હરિ,
આનંદ ઉદીઓ રે, નિરખી નજર ઠરી; ટેક.
ધન્ય સખી દિન આજનો, વળી ધન્ય મુહૂરત ધન્યવાર,
કરુણા નિધિ મુજ કારણે, મારે મંદિર પધાર્યા મોરાર;
દુર્બલ જાણી રે, મુજપર મેહેર કરી. આ૦ ૧
સ્વ ઇચ્છા આવ્યા ચાલીને, આગુની ઓળખાણ,
તન મન ધન મોહન છબી ઉપર, કરી નાખુ કુરબાણ;
અઢળક ઢળીઆ રે, સખી મુને અભર ભરી. આ૦ ૨
હું સૂતીતી ભર નિદ્રામાં, જગવી શ્યામ જરૂર,
ભેટતાં અંતરથી ભાગ્યું, મોહ માયાનું પૂર;
અખિયાં ઉઘડી રે, થઈ છે ખબર ખરી. આ૦ ૩
સુંદર શ્યામ મનોહર સુરત, મૂરતિ બેઉ સમાન,
બ્રહ્માનંદ થઈ છું રસબસ, દેખંતાં ગુલતાન;
શકા મેટી રે, હું તો વર અમર વરી. આ૦ ૪

### પદ ૧૭૭ મું.

મંદિર પધાર્યા રે, મોહન મન ગમતા,
બસી વાતા રે, રસિક ઓ રગ રમતા; ટેક.
આવીને આંગણામાં, ઉભા ઓચિંતા અલબેલ,
હું જાગી પ્રીતમ ગલ લાગી, મચી છે રગની રેલ;
રૂપે રુડા રે, કોમલ પદ ક્રમતા. મં૦ ૧
નૌત્તમ ચાલ ખ્યાલ પુનિ નૌત્તમ, રાજત નૌત્તમ રીત,
નૌત્તમ લાલ નિરખતાં સજનિ, પૂરણ વાધી પ્રીત;
આનદ વાધ્યો રે, ગઈ સબ ઉન્નમતા.* મં૦ ૨
ચમકા કરતી ચાંખડી પગે, છડી જડી નગ હાથ,
જરકસ પાઘ જરીમય જામો, નિરખ્યા દીનાનાથ;
લોભિત નેણાં રે, શોભિત લાવણ્યતા. મં૦ ૩
અદ્ભુત રૂપ અજબ આભુષણ, નટવર નંદકુમાર,
બ્રહ્માનંદ પ્રગટ પ્રીતમ પર, વારી વારંવાર;
ભૂધર ભેટચા રે, થઈ અંતર સમતા. મં૦ ૪

---

* પ્રથમ આવૃત્તિમા "ઉજમતા" પાઠ છે જે અર્થરહિત હોવાથી આ પાઠ મૂકયો છે "ઉન્નમતા"નો અર્થ "સ્વાત્માભિમાન" "પોતાની મ્હોટાઇ" થાય છે. પ્રભુની પ્રાપ્તિ થતાં જ આનદ વધ્યો ને "સ્વાત્માભિમાન" ગળી ગયુ

પદ ૧૭૮ મું.

મોટો મહિમા રે, જગમાં હરિજનનો,
મોહ નિવારે રે, દુષ્કર આ મનનો; ટેક.
અગમ અગાધ સ્વરૂપ અગોચર, વદત નેતિ કરી વેદ,
પ્રગટ પ્રમાણુ હરિ પુરુષોત્તમ, સાધુ જાનત ભેદ;
વેરો ભાંગો રે મન કૃત ભિન્ન ભિન્નનો. મોટો૦ ૧
સાધે પ્રાણુ સમાધિ ચડાવે, આસન દૃઢ એકાંત,
મનની ભ્રમણા તબ મીટે, જબ ભેદ બતાવે સંત;
તેને સંગે રે, અધ્યાસ ટળે તનનો. મોટો૦ ૨
અડસઠ તીર્થ કરી ફરી આવે, દેત વિધિવત દાન,
સતસંગ બિન સમઝે નહીં, કોઈ સાચી વાત નિદાન;
સંશય ભાંગે રે અંતર પાપ પુણ્યનો. મોટો૦ ૩
શ્રુતિ સ્મૃતિ સબ હી મીલ ગાવત, સંત સમાગમ સાર,
ભવસાગર તરવાને કારણુ, નાવ રચ્યો કીરતાર;
બ્રહ્માનદ શરણો રે, ન તજીએ સત ધનનો. મોટો૦ ૪

પદ ૧૭૯ મું.

હરિજન સંગે રે, સ્વે હરિ તરત મળે,
આનંદ વાધે રે, ભ્રાંતિ સર્વે ટળે. ટેક.
અષ્ટસિદ્ધિ નવનિદ્ધિ આદિ સબ, ચૌદ લોક સુખસોય,
આરત જનને આ ભવ માંહી, સત સમો નહીં કોઈ;
આતુર જાણી રે, હરિજન અઢલ ઢળે. હરિ૦ ૧
કલ્પતરુ પારસ ચિંતામણી, ઉપમા સબ અલપાન,
વે પ્રાપત વિષયા દુખદાયક, વે કરે આપ સમાન;
જેને સગે રે, અક્ષર માંહ્ય ભળે. હરિ૦ ૨
કાયા કલેશ કરંતા કેદી, નવ ટળે ભવ પાશ,
આ ભવસાગર પાર ઉતારે, હરિ કે હરિકો દાસ;
સત સમાગમ રે, જાયે ત્રિય તાપ ટળે. હરિ૦ ૩
માયાનો જન તોજ મટે, જો હરિજન શરણે જાય,
બ્રહ્માનંદ કહે વાર ન લાગે, તરત જીવ શિવ થાય;
મહા પદ પામી રે, પાછો કે દી ન વળે. હરિ૦ ૪

પદ ૧૮૦ મું-રાગ કાનડો.

દીનાનાથ દીન સુખદાઈ;
ધર્મ દ્રેષી અધર્મકે કરતા, અબ તુમ મારો દુષ્ટ અન્યાઈ. દી૦ ૧

જન તાપી પાપી જો જગમે, દિન દિન પાપ કરત અધિકાઈ;
તેહી કારન હિત મૂર્તિ ધરકે, જુગ જુગ હોત હો સંત સહાઈ. દી૦ ૨
બેદ પુરાણુ નિરંતર ગાવે, બહુ જનકી તુમ પીર મીટાઇ;
સુખકે ધામ શ્યામ સુંદર વર, અબ ક્યું ઇતનિ બેર લગાઇ. દી૦ ૩
તુમ તો સમદર્શી હોય બેઠે, બ્રહ્મરૂપ કરી રીસ ભૂલાઈ;
બ્રહ્માનંદ કહે હરિ તુમકું, હજહું ચટકી લાગત નાઈ. દી૦ ૪

પદ ૧૮૧ મું.

ભક્ત બત્સલ હરિ બિરદ તિહારો;
કલ બલ છલ ભાવે ત્યું કરકે, ખળ મંડળકું હરિ બેગે સધારો. ભ૦ ૧
જો હરિજનકે ભજન બિરોધી, તાકે તુમ જર મૂલ ઉખારો;
આરત જન બંધુ અવિનાશી, સંતનકો મન શોક નિવારો. ભ૦ ૨
ધન મદ અંધ ધર્મકે બેરી, તીનકો પ્રભુ અભિમાન ઉતારો;
આલસ્ય તજો ભલા હોય કે, અબ ઇતનો માનો બચન હમારો. ભ૦ ૩
સગુણ સ્વરૂપ ધર્યો તબ તો હરિ, અતિ કૃપાળુપનો નહીં સારો;
બ્રહ્માનંદ કહે દુષ્ટનપર, રોષ કછુક અંતરમે ધારો. ભ૦ ૪

પદ ૧૮૨ મું.

હે મહારાજ ભક્ત દુ:ખ હારી;
જબ જબ ભીર પરત સંતનકું, તબ તબ શ્યામ તનુ તુમ ધારી. હે૦ ૧
પ્રગટે તુમ પ્રહ્લાદકે કારણુ, નાથ નૃસિંહ બિકટ થંભ ફારી;
મહા અસુર બળવંત અભિમાની, માર્યો ક્ષણુ મહી ઉદર વિદારી. હે૦ ૨
જબ તુમ પ્રભુ રઘુકુલ મહી પ્રગટે, અદ્‌ભુત ચરિત્ર કીયે અતિ ભારી;
કુટુંબ સહિત માર્યો દશકધર, ઘરુ લાયે તુમ જનક કુમારી. હે૦ ૩
જદુકુલ તિલક ભયે જગજીવન, કંસાદિક મારે દુ:ખકારી;
બ્રહ્માનંદ કહે અબ તુમ તો, કઠીન ભયે ક્યું બેર હમારી. હે૦ ૪

પદ ૧૮૩ મું.

તુમ પ્રભુ અશરણુ શરણુ કહાયે;
જાકો કોય નહીં યા જગમેં, તાકે હો તુમ નાથ સહાયે. તુમ૦ ૧
બહુત જતન કરકે બહુ નામી, નિજ જનકે તુંમ બિઘ્ન મિટાયે;
જેસે હરિ કુરરીકે* બાલક, મહાભારતમે લિયેરી બચાયે. તુમ૦ ૨
શરણુંગત વત્સલ તુમ સમરથ, બેદ પુરાણુ કવિજન ગાયે;
દુષ્ટ વિનાશન બિરદ તિહારો, સો તુમ ક્યું બેઠે બિસરાયે. તુમ૦ ૩

* ટીટોડીના.

રાખ્યો તુમ પ્રહ્લાદ અગ્નિતેં, ગજકે કાજ ગરુડ તજી ધાયે;
બ્રહ્માનંદ કહે બેર હમારી, કહો તુમકું કુણુને અળસાયે. તુમ૦ ૪

પદ ૧૮૪ મું-રાગ કાનડો.

કહા કહું હરિ કરુણા તેરી;
પશુ મીટાઈ મનુષ્ય મોઈ કીનો, અન જળ પોષત સાંજ સબેરી. કહા૦ ૧
ગર્ભવાસ મહીં પર્યો અધોમુખ, જઠર અગ્નિ તન દાહ ઘનેરી;
તેહી દુઃખતેં મોય રાખી લીયો તુમ, નાથ તુમહી મેરો હાથ ગહેરી. કહા૦ ૨
બહાર આય ભયો ઉન્મત્ત મે, જઠર ત્રાસ સબ હી બિસરેરી;
તુમકુ ભૂલ કુલસો ફીરતહું, કહી ન જાત મૂરખતા મેરી. કહા૦ ૩
પરાપાર પૂરણ પુરુષોત્તમ, સો મોકાજ નર દેહ ધરેરી;
બ્રહ્માનદ કહત પ્રભુ તુમકુ, દયાસિંધુ સબ વેદ કહેરી. કહા૦ ૪

પદ ૧૮૫ મું.

તુંમ બીન કુન સગો હરિ મેરો;
માત પિતા જુવતી સુત બધવ, મીલકે સબ દુઃખ દેત ઘનેરો. તું૦ ૧
બહુત કાળ ભટકયો મેરી ભવનમે, સહ્યો કષ્ટ પ્રતિદેહ અનેરો;
અબ તો પર્યો હું શરણ રાવરે, જ્યું ત્યું કીજે નાથ નીબેરો. તું૦ ૨
ગર્ભવાસ તન ત્રાસ બહુવિધ, કષ્ટ મીટાય દીયો બહુતેરો;
મો કપટીસે કછુ ન બની હે, બાંહ્ય ગ્રહેકી લાજ સો હેરો. તું૦ ૩
બ્રહ્માનંદ કહત સુખસાગર, અધમ ઉદ્ધારક નામ તુમ કેરો;
મે તો પુત કપુત ભયો પુનિ, તુંમ તો પિતા નીજ બિરદ ગહેરો. તું૦ ૪

પદ ૧૮૬ મું.

હો હરિ તુમ સાચે સુખદાતા;
અધો ઉર્ધ્વ ભટકત યહ જીવકુ, તુમ બિન ઓર નહીં કોઉ ત્રાતા. હો૦ ૧
કાળ મહા વિકાળ ભયંકર, જહાં જહાં જાત તહાં તહાં ખાતા.
તુમરે ચરનકમળ આશ્રય બિન, કૌ સ્થળ પ્રભુ નાહી કુશલાતા. હો૦ ૨
અધમ ઉદ્ધારક પતિત પાવન તુમ, યું કહી બેદ નિરંતર ગાતા;
તુમ જીયકે એસે હિતકારી, જેસે કોટી પિતા અરુ માતા. હો૦ ૩
મે કપટી અવગુનકી મૂર્તિ, મુખ કરીકે નહી દોષ કહાતા;
બ્રહ્માનંદ કહત જન બંધુ, શરણ આયેકી લાજ વિખ્યાતા. હો૦ ૪

પદ ૧૮૭ મું.

હો હરિ તુંમ સાચે હિતકારી;
શરણાગતકી બાંહ ન છોડો, એહી અચળ હરિ ટેક તુમારી. હો૦ ૧

જન અવગુન મેરુ સમ હોવે, તાકું ગનત રતિ અનુસારી;
જન ગુન રતિતુલ જો હોવે, તાકું ગનત મેરુ સમ ભારી. હો૦ ૨
ઝાલ કરાળ જઠર અગ્નિકી, તાતે લીનો મોય ઉગારી;
જહાં જહાં દેહ ધર્યો મેં તહાં તહાં, અંન જલકી નહીં સુરત બિસારી. હો૦ ૩
તનકો હેત કરી કહે સબહી, માત તાત બંધુ સુત નારી;
જીયકો હેત તુંમ હી હરિ જાનો, બ્રહ્માનંદ જાત બલિહારી. હો૦ ૪

## પદ ૧૮૮ મું–રાગ કાનડો ચોતાળ.

પ્રીતમ પ્યારે, પ્રીતમ પ્યારે, તાહી સંગ મેરી પ્રીત લગી;
સુંદર શોભિત નાયક નાગર. પ્રી૦
શ્યામ તન સુભગ ગાત, દેખ દેખ જન લોભાત, આનંદદાયક બસીબારે. પ્રી૦૧
કરુનાકે સિંધુ સદા, બધુ હે દીનનકે, જગત ઉધારન નર તન ધારે. પ્રી૦ ૨
બ્રહ્માનંદહુકે ઉર, આય કે નિવાસ કીનો, નિમખ નહીં હોવત ન્યારે. પ્રી૦ ૩

## પદ ૧૮૯ મું.

મો મન ભાયે, મો મન ભાયે, સખીરી નવલ શ્યામ પ્રીતમ;
લાગત નીકે લાલ ગ્વાલનમેં. મો૦
બસી લે હાથ નાથ, શોભિત જન વૃંદ સાથ, પ્રેમ સુધારસ પાયે. મો૦ ૧
અંતરકી જાનન હે, પ્રાણજન પ્રાણીકે, શેષાદિક જશ ગાયે. મો૦ ૨
બ્રહ્માનંદ પ્રીતમકી, નવલ છબી નિરખકે, ચરન કમલ લપટાયે. મો૦ ૩

## પદ ૧૯૦ મું.

મોહન નીકે, મોહન નીકે, માઈરી અધિક શોભિત બંસી;
બજાવત માનની મોહેહે. મો૦
બોલત મુખ મધુર વેન, નિર્મલ કમલ નેન, જીવન સબ જુવતીકે. મો૦ ૧
રંગ કે રસીલે પિયા, ખેલત જન વૃંદનમે, જીવન પ્રાન હે જીકે. મો૦ ૨
બ્રહ્માનંદ શ્યામ શોભા, નિરખ નિહાલ ભયો, ગાવત ચરિત્ર હરિકે. મો૦ ૩

## પદ ૧૯૧ મું.

નટવર નાથ, નટવર નાથ, પ્યારે મોય લાગત હે જ્યું;
જામો જરકસ અજબ કલંગીસેં. ન૦
બંકી ગજ ચાલ લાલ, શોભિત હે તિલક ભાલ, નીકી મોરલી લીયે હાથ. ન૦ ૧
કુંડળ દોઉ લસત કાન, ગાવત મુખ અજબ તાન, ગાવતહે શેષ ગુણગાથ. ન૦ ૨
બ્રહ્માનંદ અંતરમે, રહો નિશ દિન ધ્યાન, સબ હરિજન લીયે સાથ. ન૦ ૩

### પદ ૧૯૨ મું–રાગ કાનડો–માઢ ત્રેતાલો.

બાંઇયાં બાંઇયાં હાં રે, ગ્રહી શ્યામ સોહાગી રે. ટેક.
પ્રાણજીવન પ્રીતમ પ્યારોસેં, હાંરે રઢ લાગી રે;
અપની જાન પ્રાન પ્રીતમ મોય સુખ દીનો, ભ્રાંતિ સબ મન ભાગીરે. બાં૦ ૧
કીઈ નિજ નાથ, હાથ ગ્રહ્યો મેરો, અહોનિશ મે યાસે અનુરાગી રે;
કંઠ લગાય કરી શુદ્ધ મોકું, જ્યાતે બુદ્ધિ મોય જાગી રે. બાં૦ ૨
ચરણ નિવાસ કીયો પ્રીતમકે, તાતે ત્રાસ આશ સબ ત્યાગી રે;
બ્રહ્માનદ સંગ જગપતિકે, ભઈ મે તો બડભાગી રે. બાં૦ ૩

### પદ ૧૯૩ મું.

તુમસેં તુમસેં હાંરે લગી, લગન જ્યું મેરી રે; ટેક.
તુમ બીન ઓર કછુ નહિ ભાવે, હાંરે સુધ હેરી રે.
લોક લાજ ગૃહકાજ મેલ મન મમતા, જર અંતર મૂલ ઉખેરી રે. તું૦ ૧
સુધરી બાત જન્મ ભયો સાફલ્ય, કૌવા હુંસ કરેરી રે;
અગમ અગાધ મહા ભવસિંધુ, તરત ન લાગી બેરી રે. તું૦ ૨
ભયો પ્રસાદ ચરન રજકો ઉર, મોહ તજ્યો અરુ આશ અનેરીરે;
બ્રહ્માનંદ નવલ પ્રીતમકે, ચરન કમળ લપટેરી રે. તું૦ ૩

### પદ ૧૯૪ મું.

અખીઆં અંખીઆં હાંરે, પ્રિય દરસકી પ્યાસી રે. ટેક.
રાત દિવસ મોય હોત અનેસા, હાંરે કબ આસી રે;
નિશ દિન તલપત રહત નેન મોય, દિલ ભીતર હોત ઉદાસી રે. અં૦ ૧
દિન બહુ ભયે હોત હે તન દુઃખ, પ્રિય ભયે દૂર નિવાસી રે;
એહી અનેસા* હોત નિરંતર, પ્રેમ સુધા કબ પાસી રે. અ૦ ૨
વે તો ભયે કઠોર સખીરી, કહો દિન કીસ બીધ જાસી રે;
બ્રહ્માનંદ નવલ પ્રિય પ્રીતમ, કબ મોય કઠ લગાસી રે. અ૦ ૩

### પદ ૧૯૫ મું–રાગ બિહાગ.

હાંરે મે તો બંદી તેરી, ચરણ લગાય લેરી, મે૦ ટેક૦
મે બંદી નિજ ઘરકી, પ્રીતમ મેરે સિરદાર;
તિન ભુવનમે તુમ બિન મેરે, ઓર નહિ આધાર રે. મે૦ ૧
મેરે દિલકી દોરી મેરમ, દેજ્યું તેરે હાથ;
બીના મોલકી ચેરી તેરી, તુમ હો મેરે નાથ રે. મે૦ ૨

* "અદેસા" પાઠાન્તર છે.

મે હું કુટિલ કુશિલ કિંકરી, તુમ સમર્થ શિરતાજ;
જ્યું ત્યું કરકે પાર નિભાવો, તુમકું મેરી લાજ રે. મે૦ ૩
મે હું દાસી ચરણુ ઉપાસી, રહ્યો ન જાવે દૂર;
બ્રહ્માનંદકી એહી બિનતિ, રાખો શ્યામ હજૂર રે. મે૦ ૪

પદ ૧૯૬ મું.

હાંરે હો મે પ્યાસી તેરે, ચરણુ રજકી રે. મે૦ ટેક૦
મે પ્યાસી તોય ચરણુ કમલકી, ઓર ન મેરે આશ;
ચાર મુક્તિ અરુ ચૌદ લોક સુખ, સબસે રહું ઉદાસ રે. મે૦ ૧
લગી લગન મોય કહાન તેહારી, મગ્ન ભઈ મન દોર;
શ્યામ સલુણી છબી વિના મોય, ભાવત નાહીં કછુ ઓર રે. મે૦ ૨
ચંદ્ર ઇંદ્ર સૂરજ શિવ શક્તિ, તીરથ વ્રત અનેક;
ઇનસે મેરા મન નહીં માનત, તુંમસે મેરી ટેક રે. મેં૦ ૩
પ્રીતમ તોય મુખ નિરખકે મેરે, મિટત સબે દુઃખ દ્વંદ;
બ્રહ્માનંદ કમલ વિકસાવો, સૂરજ સહજાનદ રે. મે૦ ૪

પદ ૧૯૭ મું.

હાંરે હો મે, વારી તોપે સુંદર શ્યામ રે. મે૦ ટેક૦
મે વારી તોય મૂરતિ પ્યારી, આય વસી ઉરમાંય;
તોસે મોરી લગન લગી હે, અબ છૂટનકી નાંય રે. મે૦ ૧
તેરે નેન બાણુકા મોકું, લગ્યા કલેજે ઘાવ;
મિલો તો દરદ મીટે સબ મેરા, ઓર તો નાહિ ઉપાવ રે. મે૦ ૨
તિન લોકસે ન્યારા મોકું, કિના જાદુ કહાન;
ઓર સબે સુધ ભૂલ ગઈહું, તુમસે લાગી તાન રે. મે૦ ૩
બંસી અજબ બજાય પ્રિયે તુમ, પેહેલી કીની પ્રીત;
અબ તો દૂર રહ્યો નહિ ચહિયે, બ્રહ્માનંદકે મીત રે. મે૦ ૪

પદ ૧૯૮ મું.

હાંરે હો લાગી મેરી, પ્રિયે સંગ પ્રીત રે. હો લા૦ ટેક૦
મે તેરી તે પ્રીતમ મેરા, અરસ પરસ એક તાર;
મનકી ઉલટ ભઈ ગતિ મેરી, કયા જાણે સંસાર રે. હો લા૦ ૧
લોક કહે મોય ભઇ બાવરી, છોડી સબ જગ લાજ;
તુમસેં મેરી લગન લગી હે, કહા ઓરસે કાજ રે. હો લા૦ ૨

સુંદર વદન કમલ દલ લોચન, સુભગ મનોહર ચાલ;
મેરા મન ગુલતાન ભયા હે, લટકે તેરે લાલ રે. હો લા૦ ૩
ચંગી રંગી પહર ચાંખડી, છડી અજબ લે હાથ;
બ્રહ્માનંદ કહે રહો એહિ છબી, નેનુ આગે નાથ રે. હો લા૦ ૪

### પદ ૧૯૯ મું–રાગ સોહણી. ગરબી.

નંદના લાલા તમે ઓરા આવો.
તમે તો ઓરા આવો, તમે ઓરા આવો, હસીને બોલાવો. નંદ૦
આંગણીએ મારે આવીને રે તમે, ઘેરે મધુરે સ્વરે ગાવો;
મોહન વાજો રુડી મોરલી રે, માંહે ઢાળ અલૌકિક લાવો. તમે૦ ૧
છોગલિયે તારે શ્યામળા રે, વારી મોતીડાં લટકાવો;
બાંધો નૌતમ બેરખા રે, મારાં ચિત્તડાંને લલચાવો. તમે૦ ૨
માવા તમારી મૂર્તિ રે, મારા અતર માંહી ઠેરાવો;
બ્રહ્માનંદના વાલમા રે, કહાના કંથ અમારા કહાવો. તમે૦ ૩

### પદ ૨૦૦ મું.

જીવું છું જોઇને સલૂણા મારા છેલા.
સલૂણા મારા છેલા, સલૂણા મારા છેલા, છો રંગડાના રેલા. જીવુ૦
અમથી ન રહેતા વેગળા રે, ઘડી પ્રાણજીવન તમે પેહેલા;
મંદિર અમારુ પરહર્યું રે, કહોને ગિરિધર થયા કેમ ઘેલા. સલુ૦ ૧
બહુ હેતે બોલાવતા રે, તમે વહાલમ વેહેલા વેહેલા;
પાડ અમારો નથી પૂછતા રે, કહોને કે સંગ નેહ કરેલા. સલુ૦ ૨
મારે ઘેર તમે માવજી રે, આવી અલવ કરો અલબેલા;
બ્રહ્માનંદના વહાલમા રે, આવો ભૂધર રંગ ભરેલા. સલુ૦ ૩

### પદ ૨૦૧ મું.

વ્રજના જીવન તમપર વારી.
તમ પર વારી, હું તમ પર વારી, છો હાર હજારી. વ્રજ૦
માવા રંગીલું તારુ મોળિયું રે, માંયે નવલ કલંગી સારી;
તે જોઇને મારા વહાલમા રે, નિત્ય નેણુ ઠરે છે મારી. હું ત૦ ૧
માણીગર તારી મૂર્ત્તિ રે, મુને પ્રાણ થકી છે પ્યારી;
અહોનિશ રાખું મારી આંખમાં રે, વારી નિમિષ ન મેલું ન્યારી. હું ત૦ ૨
તોડી સૌ સંસારથી રે, એક તમ સંગ કીધી યારી;
શ્યામ છોગાળા તારે ઉપરે રે, જાય બ્રહ્માનંદ બલિહારી. હું ત૦ ૩

### પદ ૨૦૨ મું.

રંગિલાને રૂપે રહી છું હુ તો મોહીને.
રહી છું હું તો મોહીને, રહી છું હું તો મોહીને, હો જીવન જોઇને. રંગી૦
કહાન કુંવરને કારણે રે, ઉભી નયણે કાજળ ટોઇને;
એ સંગ કીધી આસકી રે, હેલી કુલ મરજાદા ખોઇને. રહી૦ ૧
કરી જમાડીશ કહાનજીને, કાજુ સુંદર પાક રસોઇને;
પાઇશ ઝાઝા પ્રેમથી રે, વળી દૂધ ગાવડલી દોહીને. રહી૦ ૨
પહેરાવીશ મારા પ્રાણજીવનને, માળા મોતીડાંની પ્રોઇને;
બ્રહ્માનંદના નાથને રે, રાખુ લોચનિયામાં ઠોઇને. રહી૦ ૩

### પદ ૨૦૩ મું–રાગ સોહણી જંગલો.

સાયબાજી આજો, સાયબાજી આજો;
મારા મોહોલમે રાવ, થારી ઓલું આવે છે જી.
પ્રાણુરા સનેહિ મારા શ્યામળા સુહાગી, હસી હિયે કંઠ લગાજો. મા૦ ૧
રંગડારા રેલા અલબેલા, બાંહી ગૃહીને બોલાજો. મા૦ ૨
ગુણુસાગર છેલા ગિરિધારી, સુતી મુંને આય જગાજો. મા૦ ૩
બ્રહ્માનંદ કહે નટ નાગર, પ્રેમે સુધારસ પાજો. મા૦ ૪

### પદ ૨૦૪ મું.

મારુડાજી પ્યારા, મારુડાજી પ્યારા;
બ્રજરાજ પિયા, થારી લગની લાગી છે જી. મા૦
શ્યામ ચતુર વર છેલ છબીલા, ભવ દુઃખ મેટણુ હારા. બ્ર૦ ૧
એક ઘડી અળગા નહીં મેલું, આંખડલીરા છો જી તારા. બ્ર૦ ૨
થારે વિના માંને નિંદ ન આવે, નાગર નંદરા દુલારા. બ્ર૦ ૩
બ્રહ્માનંદ કહત નટવરજી, મોહન છોજી પિયુ મારા. બ્ર૦ ૪

### પદ ૨૦૫ મું.

નેણુા થારાં રાતાં, નેણાં થારાં રાતાં;
રંગ ભીનાજી, મારા નવલ વિહારી જી. ને૦
મારાં નેણુ વારી જોઇ થારો મુખડો, ઘુંઘટમેહી ન સમાતાં. રંગ૦ ૧
લટકાસું મનડાંને લેતાં, આછા લાગે મોરલી બજાતાં. રંગ૦ ૨
બ્રજજીવન રસીયા થારે વાંસે, લોક ફરે છે લલચાતાં. રંગ૦ ૩
બ્રહ્માનંદરા શ્યામ સુહાગી, વહાલી લાગે છે થારી બાતાં. રંગ૦ ૪

### પદ ૨૦૬ હું.

છોગાલા રંગ છેલા, છોગાલા રંગ છેલા;
બનમાળી જી, માંને વહાલા લાગો છો જી. છો૦
મોતીરી સુંદર ગલ માલા, છોગાં થારાં પ્રેમે ભરેલાં. બન૦ ૧
લટક રહી શિર નવલ કલંગી, કેશર તિલક કરેલાં. બન૦ ૨
બ્રજજીવન બ્રજરાજ બિહારી, આજોજી આજ અકેલા. બન૦ ૩
બ્રહ્માનંદ કહે રંગ મહલમે, આય મળોજી અલબેલા. બન૦ ૪

### પદ ૨૦૭ મું-રાગ સોહણી પરજ.

હો ગિરિધારી હું છું થારી, લગની લાગી છે થારી સગ મારી. હો ગિ૦
મારુજી સલુણા, મારા મનમેં ખુંતિ, નીકી છબી રાવલા નેણાંરિ. હો ગિ૦ ૧
નદ કુંવર થાસું નેડો બધાણો, કરુ હવે શંક કણાંરી. હો ગિ૦ ૨
રીઝી હુ બ્રજરાજ રંગિલા, તજી મ તો લાજ સગાંરી. હો ગિ૦ ૩
બ્રહ્માનંદ કહે પ્યારે નિભાજો, ગ્રહિ મે તો ચાલ વડાંરી. હો ગિ૦ ૪

### પદ ૨૦૮ મું.

હો લટકાળા મોહન લેહેરી, પાગડલી ગુલાબી બાંધો ગેહેરી. હો૦
જરકસીયો જામો પાયજામો, પ્રીતમ પધારો મારે ઘેર પેહેરી. હો૦ ૧
રેટો લાલ કમર કસ લીજે, સુંદર અજબ સોનેરી. હો૦ ૨
કહાન કુંવર રાજે અતિ કાને, શોભા નીકી મોતીડાં કેરી. હો૦ ૩
બ્રહ્માનદરા નાથ વિહારી, છબી તારો અંતર ઠેરી. હો૦ ૪

### પદ ૨૦૯ મું.

હો મારુડાજી ચાલો ધીરા ધીરા, નવલ કુંવર છોજી નદજીરા. હો મા૦
રસિયા વર દીસે છે રુડા, હેમ પુંચિમે જડિયલ હીરા. હો મા૦ ૧
મનમોહન મોલીડા ઉપર, ઝુકી રહ્યાં છોગાં કલગીરાં. હો મા૦ ૨
લટકાળા માંને પ્યારા લાગો, સુંદર શ્યામ શરીરા. હો મા૦ ૩
બ્રહ્માનંદ કહે હસીને બોલાવો, બલભદ્રજીકા વારી જાઉ વીરા. હો મા૦ ૪

### પદ ૨૧૦ મું.

હો સાયબાજી મનડો મોયો, જાદવ પુલાંરો તોરો જોયો. હો સા૦
વણુ દીઠે ઉર દરદ વધે છે, જ્યું જલ મિન વિછોયો. હો સા૦ ૧
દીઠાસું આનદ અતિ દિલમેં, અજબ અલૌકિક હોયો. હો સા૦ ૨
નંદકુંવર થારો રૂપ નિહારી, લોચનમાંઈ લકોયો. હો સા૦ ૩
બ્રહ્માનંદ કહે નવલ છબિમે, પ્રીત કરીને ચિત્તડો પ્રોયો. હો સા૦ ૪

## પદ ૨૧૧ મું-રાગ સોહિણી મારુ.

સહજાનંદ સુજાણ, વસે ઉર સહજાનંદ સુજાણ. વસે૦ ટેક૦
સુભગ સલુણી છબી મેરે મન ભાઈ, તાસે લગી મેરી તાન. વસે૦ ૧
પ્રફુલ્લિત વદન મદન મદ મર્દન, પૂરન ચંદ્ર સમાન. વસે૦ ૨
છબી દેખત સમ થકિત ભઈહું, ભૂલ ગઈ તન ભાન. વસે૦ ૩
બ્રહ્માનંદ નવલ પ્રીતમ પર, તન મન ધન કુરબાન. વસે૦ ૪

## પદ ૨૧૨ મું.

સહજાનંદ સ્વરૂપ, વસે ઉર સહજાનંદ સ્વરૂપ. વસે૦ ટેક.
નર તન ધાર ફીરત જગમાંહિ, કરત હે ચરિત્ર અનૂપ. વસે૦ ૧
નૌતમ છબિ નાથ નટવરકી, ભૂપનકે મહા ભૂપ. વસે૦ ૨
જયાકે હસ્તકમલકી છાયા, ત્રિવિધ ન લાગત ધૂપ. વસે૦ ૩
બ્રહ્માનંદ જાનકે અપનો, કાઢ લિયો ભવ કૂપ. વસે૦ ૪

## પદ ૨૧૩ મું.

નવલ પ્રીતમસેરી પ્રીત, લગી મેરી નવલ પ્રીતમસેરી પ્રીત. લગી૦ ટેક.
અબ મે તો ગુલતાન ભઈહું, દેખી અલૌકિક રીત. લગી૦ ૧
બંસી નેક સુનાય સખીરી, મોય અપની કરી લીત. લગી૦ ૨
તીન ગ્રામ આલાપ સપ્ત સુર, ગાત મધુરાં ગીત. લગી૦ ૩
બ્રહ્માનંદ નવલ છબી પ્રીતમ, ચોર લીયો મેરો ચિત્ત. લગી૦ ૪

## પદ ૨૧૪ મું.

આય વસે ઉર માંય, સલુણી છબી આય વસે ઉર માંય. સલુ૦ ટેક.
તીખે નેન દેન સુખ સજની, વેણુ અલૌકિક વાય. સલુ૦ ૧
નટવર વેશ બિરાજત નૌતમ, દેખત ચિત્ત લલચાય. સલુ૦ ૨
સુંદર શ્યામ સુજાણ સાંવરો, મો મન અધિક સુહાય. સલુ૦ ૩
નૌતમ નાથ સલુણે ઉપર, બ્રહ્માનંદ બલ જાય. સલુ૦ ૪

## પદ ૨૧૫ મું-રાગ સોહણી.

ભલાવે સહજાનંદકો મે ઉપાસી, ચરણ કમલકો નિવાસી. ભ૦
માતા પિતા બંધુ સહજાનંદ, સહજાનંદ સુખરાશી. ભ૦ ૧
સહજાનંદ મનોહર મૂર્તિ, નવલ નાથ અવિનાશી. ભ૦ ૨
સહજાનંદ વિના કુણ મેટે, કઠણ કાળકી ફાંસી. ભ૦ ૩
સહજાનંદ મીલે બ્રહ્માનંદ, કુણ ભ્રમે વન કાશી. ભ૦ ૪

## પદ ૨૧૬ મું.

ભલા સહજાનંદ શ્યામ હમારા, ન રહત પલ મોસે ન્યારા. ભ૦
સહજાનદ વિના ભવસિંધુ, કુંણ ઉતારે પારા. ભ૦ ૧
સહજાનદ ચરણ વિન મોકુ, સબ જગ લગત અસારા. ભ૦ ૨
સહજાનદ સદા સ્વેસામૃથ,* અખિલ ભુવન આધારા. ભ૦ ૩
સહજાનદ મીલે બ્રહ્માનદ, પ્રાણ નવલ પિય પ્યારા. ભ૦ ૪

## પદ ૨૧૭ મું.

ભલા સહજાનદ શ્યામ સુહાગી, યાતે મે અનુરાગી. ભ૦
સહજાનંદ ભજનસે મેરે, ભવ ભટકણ સબ ભાગી. ભ૦ ૧
સહજાનદ શ્યામ સુંદરકી, અકળ વાત અતિ આગી. ભ૦ ૨
સહજાનંદ વિના ભવ ભટકત, કુણ ગૃહી† કુણ ત્યાગી. ભ૦ ૩
બ્રહ્માનંદ સહજાનંદ ચરણે, લગન મગન હોય લાગી. ભ૦ ૪

## પદ ૨૧૮ મું.

ભલા સહજાનદકી બલિહારી, મોય લગત છબી પ્યારી. ભ૦
પ્રિયમુખ વેણ નેણ અતિ તીખે, અણુજકી અનુસારી ભ૦ ૧
સુખકો સદન મદન મનમોહિત, વદન કમલપર વારી. ભ૦ ૨
ભાલ વિશાલ માલ ગલ શોભિત, ચાલ જગતસે ન્યારી. ભ૦ ૩
બ્રહ્માનંદ વસે ઉર અંતર, સહજાનંદ સુખકારી. ભ૦ ૪

## પદ ૨૧૯ મું–રાગ ખમાચ.

આજની ઘડી રે, ધન્ય આજની ઘડી;
મે નિરખ્યા સહજાનંદ, ધન્ય આજની ઘડી. ટેક૦
કામ ક્રોધ ને લોભ વિષે,‡ રસ ન શકે નડી;
માવજીની મૂર્તિ મારા, હૃદામાં ખડી રે. ધન્ય૦ ૧
જીવની બુદ્ધિ જાણી ન શકે, એ મોટી અડી;
સદ્‌ગુરુની દૃષ્ટિ જોતાં, વસ્તુ એ જડી રે. ધન્ય૦ ૨
ચોર્યાસી ચહુ ખાણમાં હું તો, થાકયો આથડી;
અંતર હરિસું એકતા તારે, દુગધા દૂર પડી રે. ધન્ય૦ ૩
જ્ઞાન કુંચિ ગુરુ ગમસે, ગયાં તાળાં ઉઘડી;
લાડુ સહજાનંદ નિહાળતાં, ઠરી આંખડી રે. ધન્ય૦ ૪

---

* પોતાના સામાર્થ્યે † ગૃહસ્થ ‡ વિષય.

### પદ ૨૨૦ મું-રાગ ખંભાતિ.

અલબેલા આવો મારે ઓરડીએ રે. અ૦
અલવ કરંતાં મારે મંદિર આવો તો, મોતીડે વધાવું હું તો તે ઘડિયે રે. અ૦ ૧
સરવસ લેઇને હું તમપર વારુ, પ્રેમ સહિત ચરણે પડિયે રે. અ૦ ૨
મન માન્યા વહાલમ તારી મૂરતિ, જીવડલા સાથે જડિયે રે. અ૦ ૩
બ્રહ્માનંદના નવલ સનેહી, વહાલમ જીવું હું તો તમ વડિયે રે. અ૦ ૪

### પદ ૨૨૧ મું.

રંગ ભીના આવો વહાલમ લહેરખડા રે. રં૦
મોતીડાની ગળે માળ પેહેરાવું, કરમાં પેહેરાવું કહાના કનક કડાં રે. રં૦ ૧
કુંડલિયાં કાને લટકાવું, બાંહી લટકાવું કાજુ બેરખડા રે. રં૦ ૨
દિન દિન તમને જોઇને ડોલરિયા, ચિત્તડુ લીએ છે મારુ અધિક ચડા રે. રં૦ ૩
બ્રહ્માનંદના નાથ ઉછાળો, દિલડું લેવાને કાજે ફુલ દડા રે. રં૦ ૪

### પદ ૨૨૨ મું.

છેલ તમ પર વારી શ્યામળિયા રે. છે૦
હરિવર હાથ ગ્રહ્યો હસી મારો, પ્રીતમજી વચને પળિયા રે. છે૦ ૧
મન મોહન તમને વારી મળતાં, તનડાના તાપ સર્વે ટળિયા રે. છે૦ ૨
મેઘતણી પેરે મારે મંદિરિયે, બહુ નામી આવો બળિયા રે. છે૦ ૩
બ્રહ્મા નંદના નાથ ન મેલું, શ્યામ અંતરમાં સાંકળિયા રે. છે૦ ૪

### પદ ૨૨૩ મું.

અલબેલાજીની લાગી આંખડલી રે. અ૦
અલબેલા પ્રીતમજીની આંખી, શરદ કમલ કેરી પાંખડલી રે. અ૦ ૧
રગના ભીના કહાન કુંવર કેરી, થઇ છે અચાનક ઝાંખડલી રે. અ૦ ૨
જમુનાની તીરે જોઇને અકેલી, નટવર મુજ પર નાંખડલી રે. અ૦ ૩
બ્રહ્માનંદના નાથની અતર, થઇ છે અલૌકિક ધાંખડલી રે. અ૦ ૪

### પદ ૨૨૪ મું-રાગ સોરઠ.

આજ સપરમો દિન સારો, મળીઆ નાગર નટવર નંદ દુલારો;
જી હો છોગાળો. આ૦
કાજુ કુંડળિયાં મકરાકારી, રાજે ભાલ તિલક અતિ છબી ભારી. જી૦ ૧
મોહી લાલ નયણુની રેખામાં, એ જોતાં કમળ કુણુ લેખામાં. જી૦ ૨
બ્રહ્માનંદ કેહે આવ્યા મારે આંગણિયે, એનાં રૂપતણી છબી શું ભણિયે. જી૦ ૩

પદ ૨૨૫ મું.

ધન ધન સજની આજ ઘડી, લાગી નંદલાલા સંગ રંગ ઝડી;
જી હો દિવાળી. ધન૦
પિયુ પધાર્યા ઘેર પ્રેમ કરી, ભેટીઆતુર થઈ હું તો હરખ ભરી. જી૦ ૧
વહાલો જોઈને દુઃખડાં વિસરિયાં, મારાં નિરખીને લોચનિયાં ઠરિયાં. જી૦ ૨
બ્રહ્માનંદ કહે રાખીશ રાતડલી, છોને નિંદા કરતી મારી નાતડલી. જી૦ ૩

પદ ૨૨૬ મું.

દિવાળીનો છે દિન રુડો, કરી પ્રીત પધાર્યા ઘરે કાનુડો;
જી હો સાહેલી. દિ૦
કહાન કુંવર વર કેસરીઓ, ભાવે મંદિર આવ્યો રગ ભરીઓ. જી૦ ૧
આગળ ઉભો મારે આવીને, લીધો ઉપર મોતીડે વધાવીને. જી૦ ૨
આજ બ્રહ્માનંદ કહે રંગ ઢળિયો, પ્રેમે મળિયો નટવર પાતળિયો. જી૦ ૩

પદ ૨૨૭ મું.

રાજ મારે દિન દિન દિવાળી, વહાલા મળતાં તમને વનમાળી;
જી હો ગિરિધારી. આ૦
મોહન આવ્યા તમે મંદિરીએ, કાજુ દીપતણા ઉત્સવ કરીએ. જી૦ ૧
અજવાળ્યા તમ સારુ ઓરડિયા, મે તો જાળીડે જાળીડે નંગ જડિયાં. જી૦ ૨
બ્રહ્માનંદના પ્રીતમ તમ સગે, અતિ આનંદ વાધ્યો છે અંગે. જી૦ ૩

પદ ૨૨૮ મું-રાગ સોરઠ.

સુણ સાહેલી, સહજાનંદ સંગાથે મારે પ્રીતડી;
તે તો નવ છૂટે, અંતર માંહે અલૌકિક એવી ટેવ પડી. ટેક૦
હું ડરપું નહિ હવે કોઇ ભાગી, મે તો લોક લાજ સર્વે ત્યાગી;
મારી લગની એ સાથે લાગી, સુ૦ ૧
મુને ઘર ધંધો દીઠો ન ગમે, મારુ મનડું તો તે પાસ ભમે;
વહાલો હૃદિયામાં દીન રાત રમે, સુ૦ ૨
મે તો સમજી કીધું અચળ સહી, બહુ કુટી થાકયાં લોક કહી;
હવે તો શિર સાટાંની વાત થઈ, સુ૦ ૩
સહુ વિસાર્યું તન ધન કુટુંબ સગું, એથી અધક્ષણ મન ન રહે અળગું;
બ્રહ્માનદ કહે મારું મન વળગ્યું, સુ૦ ૪

પદ ૨૨૯ મું.

ઉરમાંહી વસી, સહજાનંદ સલુણી મૂર્ત્તિ માધુરી;
થઇ નિશ્શંક નિહાળ, લાલ છબી નિરખંતાં મારી નજર ઠરી. ટેક૦

પગે ચમકા કરતી ચાંખડી, છબી નટવર સુંદર હાથ છડી;
કરે ખ્યાલ અલૌકિક ઘડી ઘડી, ઉર૦ ૧
વહાલો જરકસના જામા પેહેરી, ચાલે ચાલ ચમકતી ગજ કેરી;
તેણે લીધું મન મારુ હેરી, ઉર૦ ૨
જે કોઇ એ સાથે પ્રીત કરે, જેના અંતરમાં જગ જાળ ન રહે;
તે ફેરા ભવમાં કેદી ન ફરે, ઉર૦ ૩
આવે અંગ આભૂષણ ઉલસિયો, કટિ જરકસનો કસણો કસિયો;
વહાલો બ્રહ્માનંદને મન વસિયો, ઉર૦ ૪

## પદ ૨૩૦ મું.

મારા હૃદિયામાંય, રાત દિવસ એક રટના સહજાનંદની;
દૃગ આય વસી, સુંદર શ્યામ સ્વરૂપ છબી જગ વંદની. ટેક.
દિલ છૂટી આંટી ડગમગની, મેલી મરજાદા સર્વે જગની;
મારી લાગી એ સાથે લગની, મારા૦ ૧
જે એ સાથે લગની લાવે, તેની જનમ મરણ સસ્રુતિ જાવે;
ભાગ્ય બડાં હોય તેને ભાવે, મારા૦ ૨
મે તો ઓટ* ગ્રહી અવિચળ એની, મુને આશ નહીં બીજા કેની;
એ વિના બીજું કાંઈ છેની, મારા૦ ૩
એ વસ્તુ વેચાયે નહીં કોઈ હાટે, મિલે નહી દીધા દ્રવ્ય માટે;
બ્રહ્માનંદ કહે એ તો શિર સાટે, મારા૦ ૪

## પદ ૨૩૧ મું.

ધન્ય સંત સુજાન, સહજાનંદ ભજનમાં મન લેલીન હે.
કરી અચળ વિવેક, એક ટેક ઉર ધારી રહે સો પરવીન હે. ટેક.
જેણે તન ઉપાધી સર્વે ત્યાગી, ઉર ભરમ કરમ ગ્રંથી ભાંગી;
રહે અખંડ ભજનમાં અનુરાગી, ધન્ય૦ ૧
નહીં કામ ક્રોધ મદ લોભ કદા, રહે રામ નિરંતર માંહી હૃદા;
તે સમદર્શી બ્રહ્મરૂપ સદા, ધન્ય૦ ૨
ધુન અખંડ ન ભૂલત એક ઘડી, ઉરમાંહી અલૌકિક ટેવ પડી;
જેની સુરતી અહોનિશ ગગન ચડી, ધન્ય૦ ૩
નિત્ય બ્રહ્માનંદ ઉર સુખ વાસી, જેને અષ્ટસિદ્ધિ નવનિધિ દાસી;
એવા પ્રગટ પ્રભુના ઉપાસી, ધન્ય૦ ૪

* ઓથ.

### પદ ૨૩૨ મું–રાગ સોરઠ.

ધર્મ કુળ તજીકે, દુજેકો જો શરનો લઇહું જાઈકે;
તો મે નીચ ખરો, સાચી નિશ્ચે વાત કહું સમ ખાઈકે. ટેક.
સપ્રદાય ઉદ્ધવકી છોડીકે, જાઉ દુજે મતમે દોડીકે;
તો પગ ડારો મેરા તોડીકે; ધર્મ૦ ૧
વિના કૃષ્ણ જગતકે ઈશકું, ઇષ્ટ જાન નમાવું શિશકું;
તો મેરો શિર કાટો કરી રીસકુ; ધર્મ૦ ૨
બ્રજરાજ નવલ વિસારકે, રહું ધ્યાન ઓરનકો ધારકે;
તો છાતી ડારો મેરી ફારકે; ધર્મ૦ ૩
બ્રહ્માનદ કહે જાનો વાત ખરી, જો મે ધર્મ નીમતે જાઉ પરી;
તો જનની મેરી ચુંહી ભાર મરી; ધર્મ૦ ૪

### પદ ૨૩૩ મું.

મત ઉદ્ધવ વિના, ઓર ઠોર મોય સત્ય પ્રતીત ન આવહી;
મેરે હરખ અતિ, એહી કારન જો મસ્તક મેરો જાવહી. ટેક.
તજી ધર્મવંશકી રીતકું, અધર્મમે બાંધું જો પ્રીતકુ;
તો મોઇ જારો જ્ઞાતિ સહીતકુ; મત૦ ૧
હોય ઈષ્ટ જો કૃષ્ણ વિના મનમે, અરુ વૈર બુદ્ધિ જો હરિજનમે,
તો મોય સિંઘકું દેવો જાય વનમે; મત૦ ૨
કરી અરુચિ બ્રજકે ભૂપમે, રુચિ લાઉ જો દૂજે રૂપમે,
તો મોઈ ડારો ઉંડે કૂપમે; મત૦ ૩
બ્રહ્માનદ કહે જોઇ ધન વિનતા, જો મન મેરે આવે દીનતા;
તો મેરી સાત પેઢીકુ હીનતા; મત૦ ૪

### પદ ૨૩૪ મું.

મેરે અતરતે, ધર્મ વંશકી, દૃઢતા કબહુ ના ટરે;
કોઉ શિર કાટો, ભાવે જેસી આયકે તન વીપતા પરે. ટેક
જો હટકે મન ઘનશ્યામતે, જો રાજી રહું અન્ય નામતે;
તો મે હીનો કોટી ગુલામતે; મેરે૦ ૧
જો વર્તમાનમાંહી ફેર પડે, જેહી કરીકે નિંદા લોક કરે;
તો માતા મેરી લાજી મરે; મેરે૦ ૨
જો સપ્રદાયકી રીત કહી, સો મોસે જો બની આત નહીં,
તો ડારો મોકુ લે સમુદ્રમહી; મેરે૦ ૩

બ્રહ્માનંદ કહે ધર્મસે પાવ ડગે, હોય કાયર મન મેરા પીછો ભગે;
તો મેરે કુલકું મોટા કલક લગે; મેરે૦ ૪

## પદ ૨૩૫ મું.

ઘનશ્યામ વિના, ઇષ્ટ જાન શિર મેરા કોઇકું ના નમે;
દેવી દેવ અનેક, ઓર ઠોર મન મેરા કબહુ ના ભમે. ટેક.
જો રીઝું ધન ત્રિય રાગમે, જો પરે ફેર મેરે ત્યાગમે;
તો ડારી દીયો મોકું આગમે; ઘન૦ ૧
જો પક્ષ તજું સતસંગકો, રખું તન કરી ચલન કુઢંગકો;
તો મે ગ્રાહક ગળીકે રંગકો; ઘન૦ ૨
જો તજું શરન ધર્મવશકો, સેવું દેવ ભોગી મદ્ય માંશકો;
તો મોય કુટુંબી જાનો કંસકો; ઘન૦ ૩
બ્રહ્માનંદ કહે લોકન ડર જાની, જો મેં ભક્તિ કરુ જગસે છાની,
તો મોસે અધમ ન કોઉ પ્રાની; ઘન૦ ૪

## પદ ૨૩૬ મું–રાગ સામેરી.

નંદના નંદનથી રે, લાગો મારે નેહડો રે;
હવે ઘરનું કામ ન લાગે રે હાથ.
મંદિરીઆમાં રેતાં રે, મુને ગમતું નથી રે;
જાઇશ હું તો, શ્યામળિયાને રે સાથ. નંદના૦ ૧
પાતળિયે તો હેરી રે, આજ મુને પ્રીતમાં રે;
તેણે મારા પરવશ થઈ ગયા પ્રાણ,
હવે હું ઓશિઆળી રે, નહીં એની કોઇ તણીરે;
થઈ મારે અલબેલાથી ઓળખાણ. નંદના૦ ૨
પેચાળી રૂપાળી રે, ભાળી એની પાઘડી રે;
ઉપરણીની શોભા કહી નવ જાય,
નવલ કલંગી રે, જડી હીરા મોતીએ રે;
છોગું આવી ખુતું છે ચિત્તડાંની માંય. નંદના૦ ૩
દેખીને દીવાની રે, જેવી એની હું થઈ રે;
છેલાજીની અજબ અલૌકિક ચાલ,
બ્રહ્માનંદને વહાલે રે, મનડુ વેધિયું રે;
લટકાળે ડોલરીએ નંદલાલ. નંદના૦ ૪

## પદ ૨૩૭ મું.

શી કહું શોભા રે, સુંદર શ્યામની રે;
રસિક સલુણું વહાલાજીનું રૂપ.
બાજુબંધ બાંધ્યા રે, નૌતમ બેરખા રે;
પેહેર્યાં કાને કુંડળ પરમ અનૂપ. શી કહું૦ ૧
કેસરનું કીધું રે, તિલક કોડામણું રે;
બાંધી માથે નવલ કસુંબી ઝીણી પાઘ.
ફરતાં તો મેલ્યાં રે, છોગાં રુડાં ફૂલનાં રે;
રસિયોજી મોરલીમાં આલાપે રાગ. શી કહું૦ ૨
નલવટ રેખા રે, શોભે નોખી ભાતની રે;
શ્યામ બિંદુ વામ શ્રવણ છબી દેત.
અતિને રૂપાળીરે, રાતી હરિની આંખડીરે;
હેરે કહાનો વ્રજ જનને કરી હેત. શી કહું૦ ૩
ફુલના દડાને રે, છેલ ઉછાળતા રે;
સામા મળિયા શેરડીએ ઘનશ્યામ.
બ્રહ્માનંદને વહાલેરે, બોલાવી બહુ પ્રેમમાંરે;
થયો છે મારા અંતરમાંહી આરામ. શી કહું૦ ૪

## પદ ૨૩૮ મું.

શ્યામળિયા સંગાથેરે, બાંધી મે તો પ્રીતડીરે,
એથી હવે છેટે કેમ રહેવાય.
મહા ને મનોહર રે, છેલાજીની મૂરતી રે;
જોતાં જોતાં નેણ તૃપત નવ થાય. શ્યા૦ ૧
મોળીડુને બાંધ્યું રે, મોંઘાં મૂલનું રે;
લટકે કલંગી ખુબીદાર.
ફૂલડાનાં છોગાં રે, મેલ્યાં વાલે કુટડાં રે;
હૈડે રાજે પુલડાંના નૌતમ હાર. શ્યા૦ ૨
મરમાળી હાંસી રે, મોહન લાલની રે;
વહાલા વહાલા મુખનાં સુંદર વેણ.
કેડે કેડે ડોલું રે, રંગ ભીના કહાનને રે;
કેનું હવે હું નહીં માનું કેણ. શ્યા૦ ૩

હૈડામાંહી ખુત્યાં રે, લટકાં એનાં હાથનાં રે;
કાજુ એના નવલ દુસાલાની રે કોર.
બ્રહ્માનંદનો વહાલો રે, છેલો અલબેલડો રે;
છે જો કહાનો ચિત્તડા કેરો રે ચોર. શ્યા૦ ૪

### પદ ૨૩૯ મું.

માતાજી જશોદા રે, મેલો ઘર માહરે રે;
કહાનજીને મહીડું વલોવા કાજ.
ઘરના તે માણુસ રે, કોઈ મારે ઘેર નથી રે;
એકલી હું મંદિરીઆમાં છું આજ. મા૦ ૧
મોટી ગોળી મહીની રે, હું કાંઈક નાનડી રે;
ઝાઝું મારે હાથુંમે નહીં જોર.
તે માટે વલોવા રે, સામું નેત્રુ તાણુવા રે;
કહોને આવે ઘડીએક નંદકિશોર. મા૦ ૨
અમારે તમારે રે, ભેળીસારો આદનો રે;
અમને નાવે બીજાનો ઈતબાર.
તે સારુ તમારા રે, લાલને મોકલો રે;
વલોણામાં ઝાઝી નથી કાંઈ વાર. મા૦ ૩
ઝાઝું મહી માખણુરે, આપીશ હું તો જમવારે;
ભાવે તેવાં ભોજન દૂધ ને ભાત.
બ્રહ્માનંદના વહાલાની રે, ફકર મ રાખજો રે;
રાજી થઈને રહેશે તો રાખશું રાત. મા૦ ૪

### પદ ૨૪૦ મું–રાગ કરાઈડો.

કહાનસે નેડો, કહાનસે નેડો, કહાનસેં નેડો, લગો મુંજો કહાનસે નેડો;
કિં છડિયાં હીનજો કેડો રે, લગો મુંજો કહાનસેં નેડો. ટેક.
મોરલી સુંણુધે મુંજો, મનડો વિંધાઈ વયો;
ભરિદેનિ ભૂલી આઉં, જલજો બેડો. લગો૦ ૧
હિનડે સંસારિયેમે, વયો ન લગેડે સારો;
જોરાવર જગજેજીવન, જાદવ જેડો. લગો૦ ૨
રૂપ તાં નિહારી ચગો, અખિયેમેં રખી,ગીડો;
ચિત્તડેમેં ખુતો એજો, પાગજો છેડો. લગો૦ ૩

બ્રહ્માનંદ જોડે વલો, જેંતે હોય તેતે હુલો;
ભલો ભલો આઉં રખંદી, જીવજે ભેડો. લગો० ૪

પદ ૨૪૧ મું.

મોરલી વજી, મોરલી વજી, મોરલી વજી, વીસામેજી મોરલી વજી;
ગેરે સુર વનમે ગજી રે, વીસામેજી મોરલી વજી.
બસીજે નાદે આઉં, વ્યાકુળ થઇ વઈ;
સુમધે નિંદ અચે ન, રાતડી સજી. વી० ૧
હિન ધારુડે હાંણે, રૈ ન શકાંડે ભેણું;
ભાયે આઉં ઘરતે, વંજાં વન ભજી. વી० ૨
નંદજે નિગરડેસે નેડો, બંધાણો મુંજો;
હાણે આઉ વૈ ન રંદી, લોકસે લજી. વી० ૩
બ્રહ્માનંદ જેડે જ્યારે, બસી વાઇ બ્રજજે ઠારે;
રીઝી આઉ રૈશ સુજે, મનમે રજી. વી० ૪

પદ ૨૪૨ મું.

કહાન ગોવાળે, કહાન ગોવાળે, કહાન ગોવાળે, કીધી વશ કહાન ગોવાળે;
સલુણે નેણને ચાળે રે, કીધી વશ કહાન ગોવાળે. ટેક.
આડી આડી મેટે જોઇ, ચિત્તડાંને લીધું પ્રોઈ;
છબીલે રગ ભરેલે, છેલ છોગાળે. કીધી० ૧
અતર ભરેલો અંગે, અતિ ઉછરંગે;
અલવ કરંતો ઉભો, નીર ઉછાળે. કીધી० ૨
મોતીડાનો તોરો માથે, હેમ કેરી પોંચી હાથે;
ભ્રુકુટી પ્રેમ ભરેલી, ભાવથી ભાળે. કીધી० ૩
બ્રહ્માનંદનો રે બેલી, માથે રુડાં છોગલાં મેલી;
રસીલો રંગડો ઢાળે, મુખ રૂપાળે. કીધી० ૪

પદ ૨૪૩ મું.

છોગલું તારુ, છોગલું તારુ, છોગલું તારુ, રંગીલું છોગલું તારુ;
લોભાણું મનડું મારું રે, રંગીલું છોગલું તારું. ટેક.
લાલા નંદજીના લેહેરી, ફેટો છબીદાર સોનેરી;
જોઇને લઈ શોભા, ત્રિલોકની વારુ. રંગી० ૧
મોળીડું બાંધ્યું તાણી, છબી નવ જાય વખાણી;
નેણું કેરી રેખ રાતી, જોઇ ઉરમાં ધારુ. રંગી० ૨

મોતીની માળા ધારી, છબી ત્રૈલોકથી ન્યારી;
ગુણીયલ રૂપ અલૌકિક, કામણગારૂ. રંગી૦ ૩
કેસર તિલક કીધું, જોઇ મારૂ કારજ સીધ્યું;
પાતળિયા પ્રાણ થકી, બ્રહ્માનંદને પ્યારૂં. રંગી૦ ૪

પદ ૨૪૪ મું–રાગ કરાઇડો.

કહાનુડે મથા ઘોરી આઉ, કહાનુડે મથા ઘોરીડે, આઉં કહાનુડે મથા૦
આઉ કહાનુડે મથા ઘોરી, મુંજા પરિચન મથા ઘોરી.
લેર તુરગી લાડડોડે, ચગી એંજી ચાલ;
મીઠી વાયથો મોરલીડે, નિયારી થઇ નિહાલ. કહા૦ ૧
અજ ભેણું આઉ હેકડીડે, ભરણ વૈ હુઈ હેલ;
વિચમે મિડિપો વિઠલોડે, થૈયલસ રંગજી રેલ. કહા૦ ૨
વાંસડલીજી તાનમે મુંજો, મન ગીડો મોરાર;
બ્રહ્માનંદજો વાલમો મુજે, હૈડે સંદો હાર. કહા૦ ૩

પદ ૨૪૫ મું.

વાલૈડેકે ખમા, મુજે વાલૈડેકે ખમાડે, મુજે વાલૈડેકે ખમાડે;
મુજે વાલૈડેકે ખમા, મુજે પરડૈડેકે ખમા.
તનડેજો તાવિથ અઇયે, જીયડેજો જીવંન;
પ્રેમી જનજો પ્રાણ અઇયે, પરડૈડા પરિચંન. વા૦ ૧
તું ધારૂં આઉ રૈ શકાં ન, કોરો કરિયાં કહાન;
મેરમ મુજા તું મથા આઉં, કરિયાં તન કુરબાન. વા૦ ૨
અઠ પોહોર રહે અતરડે, ભૂધર તોજો ભાવ;
બ્રહ્માનંદ ઘોરી વિંજેહે, તમું મ લઇજા માવ. વા૦ ૩

પદ ૨૪૬ મું.

કહાનુડે વટ આઉ વેદી, ભેણું કહાનુડે વટ આઉં વેંદીડે, ભેણું કહાનુડે વટ૦
ભેણું કહાનુડે વટ આઉં વેદી, મુજે વાલમ વટ આઉં વેદીડે.
ચિત્ત ચોરાયો ચાલમેડે, વલા એંજા વેણ;
નન્દ ખાવેજો નિગરોડે, સગો અસાંજો સેણ. કહા૦ ૧
જનમ સંગાથિ જાદવે, કે નેણું સંદી સાન;
નટવરરૂપ નિહારદિ આઉં, મોઇયસ એંજા વાન. કહા૦ ૨
આઉં એજેં કુરબાન વેંદી, ગેદી એંજા ગીત;
બ્રહ્માનંદજે વાલમેસે, પૂરણ લગિયસ પ્રીત. કહા૦ ૩

### પદ ૨૪૭ મું.

અચજા મું ઘર કહાનડે વલા, અચજા મું ઘર કહાનડે વલા, અચજા મું ઘર૦
અચજા મું ઘર કહાન, અચજા મું ઘર શ્યામ.
મનસે ધરંદી મૂરતિડે, તનસે કદી ટેલ;
નેનનસેં નિહારંદિડે, છોગાંવારો છેલ. અ૦ ૧
ભોજન ઝઝી ભાતજાડે, જિમાઇયાં જીવંન;
કહાન સલુણા તુજા કરિયાં, ઝઝાં આઉ જતન. અ૦ ૨
હથ જોડી રઊં હાજરેડે, સેજ બિછાઈયાં સાર;
બ્રહ્માનંદચે વિઠલાડે, એંયેં તું આધાર. અ૦ ૩

### પદ ૨૪૮ મું–રાગ રેખતા.

મુને તારી મોહની લાગી, સલુણા શ્યામ સોહાગી. મુ૦ ટેક.
મીઠી તારા મુખની વાણી, સુણી સુણી હુ લોભાણી,
નટવર નન્દના છૈયા રે, મનોહર છેલ કનૈયા. મુ૦ ૧
હાથે કડા હેમનાં શોભે, જોઇ જોઇ મનડું લોભે,
પોંચી રંગ લાલની છાજે રે, વીંટી ને વેઢ બિરાજે. મુ૦ ૨
બાધ્યા બાંયે બેરખા બાજુ, કંદોરો વાંકડો કાજુ,
બ્રહ્માનદ જાય છે વારી રે, વાલીડા કુંજવિહારી. મુ૦ ૩

### પદ ૨૪૯ મું.

હુ તો તારાં રૂપમાં રીઝી, ફરુ છું રંગમાં ભીંજી. હું૦ ટેક.
બાંધી શિર પાઘ સોનેરી, અનોપમ આંગઠી પેહેરી.
તોરા શિર પુલના ઘાલી રે, લાગે અતિ મૂરતી વહાલી; હું૦ ૧
કાજુ છબીદાર કલગી, દેખી વ્રજનાર ઉમંગી;
મનોહર કાનમાં મોતી રે, જીવું છું રાત દી જોતી. હું૦ ૨
તેજાળી આંખડી તીખી રે, નાસા શગ દીપ સરીખી;
બ્રહ્માનંદ સર્વસ્વ વારે રે, છબીલા ઉપરે તારે. હું૦ ૩

### પદ ૨૫૦ મું.

છોગાળા છેલ છબીલા, રાજેશ્વર કહાન રંગીલા. છો૦ ટેક.
મીઠી મુખ મોરલી વાતા, આવો રંગડાના રાતા;
સલુણા દિલના સાખી રે, રહું નિત્ય આંખમાં રાખી. છો૦ ૧
લાગી તારા મુખની માયા, રૂપાળા વ્રજના રાયા;
બોલાવો રાવલી જાણી રે, હુ તો તારે હાથ વેચાણી. છો૦ ૨

દેખીને મૂરતી તારી, નાંખુ મારુ તનડું વારી;
વહાલા બ્રહ્માનંદના પ્યારારે, રહોમાં ઘડી નાથજી ન્યારા. છે૦ ૩

પદ ૨૫૧ મું.

મે તો તારી મૂરતી ભાળી, રંગીલા શ્યામ રૂપાળી. મે૦ ટેક.
માળા ગળે ફુલની પેહેરી, હેતે વ્રજનારને હેરી;
તેણે મન લીધલું તાણી રે, પ્રીતે છબીમાંહી પ્રોવાણી. મે૦ ૧
રાતે રંગ સુંદર રેટો, ફાવે જરકસિયો ફેંટો;
દીઠું મે તો છોગલું તારુ રે, લોભાણું ચિત્તડુ મારુ. મે૦ ૨
નેણુંમાં નેહ ઘણેરો, કરો મારા દિલમાં ડેરો,
બ્રહ્માનંદના વહાલાજી રે, રહેજો મારા ઉપરે રાજી. મે૦ ૩

પદ ૨૫૨ મું.—રાગ રેખતા.

આવના મેરે મનકે, મેરમ સલુને શ્યામ રે;
સલુને શ્યામ રે, મે સમરુ તેરા નામ રે. આ૦ ટેક.
પેહેલી પ્રીત લગાયકે, અબ આશ કરો મત દૂર;
દૂર રહે દુઃખ હોત હે, મે તરત મરુગી ઝૂર રે. મેર૦ ૧
દરદે દીવાની મે ડોલું, મેરે વ્રેહકા બાઢ્યા રોગ;
રોગકી મારી રીસમેં, મે જાય પેરુગી જોગ રે. મેર૦ ૨
પ્રીતમ ડાર્યા પ્રેમકા, તુંમ જોર ગળે બીચ ફદ;
ફદકી મારી મે ફીરુ, બલજાવત બ્રહ્માનદ રે. મેર૦ ૩

પદ ૨૫૩ મું.

આવના મેરે આશક, જાની રગીલે બાલમે;
રગીલે બાલમે, મેરે દિલકે માશુક માલમે. આ૦ ટેક.
બાત રસીલી બોલની પ્યારે, અંખીયાં તેરી લાલ;
લાલ પિયા તેરે કારને મે, લીન ફકીરી હાલ રે. જા૦ ૧
પેહેરુ કફની પ્રેમકી, લેઉ હુકકી ઝોલી હાથ;
હાથ તેરે મેરા હીયરા, નિશ દિન ડોલુંગી સાથ રે. જા૦ ૨
બ્રહ્માનદકી વિનતિ, સુન લીજે સુંદર શ્યામ,
શ્યામ પિયા તેરી અંતરે, મેરે રટના આઠુ જામ રે. જા૦ ૩

પદ ૨૫૪ મું.

શ્યામરે મેરે પ્રાણુકે, પ્રીતમ પ્યારી તેરી બોલની;
પ્યારી તેરી બોલની, દિલચોર અલૌકિક ડોલની. શ્યા૦ ટેક

લાલ ગુલાબી અંખીયાં તેરી, છેલ અલૌકિક ચાલ;
ચાલ લખી તેરી લાલજું, મેરે નેન ભયે ખુશીઆલ રે. પ્રી૦ ૧
વહાલમ તેરે બેનમે ભયા, ચિત્ત મેરા ગુલતાન;
તાંન તેરે દિદારકી મેરે, છેલ છબીલે કહાન રે. પ્રી૦ ૨
રૂપ તેરા દિલ ભીંતરે રટું, રસના તેરા નામ;
નામ તેરે કુરબાન મે, બ્રહ્માનન્દકે સુંદર શ્યામ રે. પ્રી૦ ૩

### પદ ૨૫૫ મું.

આયકે બસી અંતર, મેરે છબી પ્યારે કહાનકી;
છબી પ્યારે કહાનકી, લગી રટના ભીને વાનકી. આ૦ ટેક.
મેં ભઈ અબ બાવરી, મેરા મન રહ્યા નહિ હાથ;
હાથ બેકાની નાથકે, મે તો જાઉગી વાકે સાથ રે. મે૦ ૧
કુંન ભરે જલ હેલિયાં, અબ કુન કરે ઘર કામ;
કામ કનૈયા લાલકા, કુરબાન કરુ ધન ધામ રે. મે૦ ૨
બ્રહ્માનન્દકે નાથકા અબ, ખૂબ ચઢ્યા મોય રંગ;
રંગ તજ્યા સંસારકા, ભઈ દોસ્તી મેરમ સંગ રે. મે૦ ૩

### પદ ૨૫૬ મું–રાગ રેખતા.

મેહેબુબનમે કયા રહું, મેરા દિલ લોભાંના વે;
અંતર દિઠું દેખતાં, જાહર જનાનાં વે મે૦ ટેક.
મોજ કરી મુજ ઉપરે, અઢળક ઢળ્યા હે વે;
આસ લગીઆં ઉનસે, માહા સુખ મીલાહે વે. મે૦ ૧
ગુંગેકુ જબ ગુડ મીલા, તબ કયા બખાને વે;
અંતરજામી અતરે, સબ બાત જાને વે. મે૦ ૨
ગુલતાન ચઢ્યા રંગ ગેબકા, અલમસ્ત અલાહી વે;
લાડુ કહે હરદમસેં, અબ લે' લગાહી વે. મે૦ ૩

### પદ ૨૫૭ મું–રાગ ઠુમરી.

વારી નવલ પિયા ઘનશ્યામ, દરશ દીખાય દે;
મેરે સુનન ભઈ ચિત્ત ચાહુ, મોરલી બજાય દે. વા૦ ટેક.
મોહન તેરી મોરલી, મેરે ચિત્તકું લીનો ચોર;
દિલ દીવાની હો રહી, મોકું સુજત નહિ નિશ ભોર. દરશ૦ ૧
મનમોહન તેરી મૂર્તિ, મેરે આય બસી ઉરમાંય;
ચલતે બેઠતે સોવતે મોય, તજકે દૂર ન જાય. દરશ૦ ૨

હસની ચલની બોલની, મે તો ચિત્તવત વારમવાર;
બ્રહ્માનંદકે નાથ જ્યું, તુમ હો મેરે હીયરાકો હાર. દરશ૦ ૩

પદ ૨૫૮ મું.

તેરી મૂર્તિ મનોહર શ્યામ, ઉરમેહી ધારી હું;
મેરે નવલ રંગીલે નાથ, પલ ન વિસારી હું. તેરી૦ ટેક.
મધુરી તેરી મોરલી પિયા, મધુરે મુખકે બેન;
દિલ રંજન છબી દેખકે, મેરી રટન લગી દિન રેન. ઉર૦ ૧
નીકી શિર પગીયાં બની, વારી તિલક મનોહર ભાલ;
અંતર મેરે આયકે, વસી લલિત છબી નન્દલાલ. ઉર૦ ૨
છબી સુંદર સોહામની, તેરી છેલ ચતુર બ્રજચંદ;
તેરે મુખકે ઉપરી, બલિહારી બ્રહ્માનન્દ. ઉર૦ ૩

પદ ૨૫૯ મું.

તેરે કાજ કનૈયા લાલ, ફીરુ મે તો બાવરી;
પિયા છેલ ચતુર ઘનશ્યામ, મેરે ઘરું આવરી. તે૦ ટેક.
મોહન વદન દેખાય કે, પ્યારે અબ નહિ રહના દૂર;
બિન દેખે મોરે બાલમા, મે તો જોગન હોઉગી જરૂર. ફી૦ ૧
મન ભાવન તેરી મૂરતી, મે તો સમરુ શ્વાસોચ્છ્વાસ;
કહાન કુંવર તેરે કારણે, મે તો કરીહું જંગલ વાસ. ફી૦ ૨
છોડ દીયા સસારકું, તેરી નટવર છબીકું દેખ;
બ્રહ્માનદ કહે સાંવરે, મે તો જોગન પેરુંગી ભેખ. ફી૦ ૩

પદ ૨૬૦ મું.

મોકુ નેહ લગા નંદલાલ, પ્યારા તેરી પાગમે;
મે તો મોઈ હું મોહનલાલ, રસિક તેરે રાગમે. મો૦ ટેક૦
છેલ ચતુર તેરી છબી, મેરે જીયકો જીવન પ્રાન;
જબ તોકું દેખું નહીં, તબ પલ એક કલ્પ સમાન. પ્યા૦ ૧
મન મેરો દોરત ફીરે, પિયા ગિરિધર તેરી ગેલ;
અખીઅનમેં અટકી રહી, તેરી છબી સુંદર રંગ છેલ. પ્યા૦ ૨
તેરો રૂપ નિહારકે, કહાના ભુલ ગઈ ધન ધામ;
નથકો મોતી કરી રખું, તોકુ બ્રહ્માનદકે શ્યામ. પ્યા૦ ૩

પદ ૨૬૧ મું–રાગ ભૈરવી.

મે દરદી ભઈ પરવસ ડોલું. મેં૦ ટેક.
તબ લગ ચેન નહી મેરે જીયરા, જદુપતિ વદન ન દેખું મે જોલું. મે૦ ૧

કોસે કહું સમજે કુન આલી, અંતર હુટિયા મેં કીસ વિધ ખોલું; મેં૦ ૨
કહાન કુંવર મોય ઘાયલ કીની, બુધ હરી લીની તાતે બાવરીસી બોલું. મેં૦ ૩
બ્રહ્માનંદ લગી ઉર અંતર, તીખે તીખે નેનનકી પીચતોલું. મેં૦ ૪

## પદ ૨૬૨ મું.

શ્યામરે સલુને પિયા જાદુ તેરે દૃગમે. શ્યા૦ ટેક.
રૂપ તેહારો શ્યામ સોહાગી, નિરખત મગન થકિત ભઈ મગમેં. શ્યા૦ ૧
નખમણિ કાંતિ બિરાજત નીકે, દીરઘ રેખ મનોહર પગમે. શ્યા૦ ૨
દેખત મોહુપર જાદુ ડારે, રસબસ વ્યાપ ગયે રગ રગમે. શ્યા૦ ૩
બ્રહ્માનંદ કહે તુમ જેસો, જાદુગારો નહિ યા જગમે. શ્યા૦ ૪

## પદ ૨૬૩ મું.

હો વનમારી* તેરી નજર ઠગારી. હો૦ ટેક.
ઠગી લીને સનકાદિક નારદ, ઠગી લીને બ્રહ્મા ત્રિપુરારી. હો૦ ૧
ઠગી લીને શૌનક શુક જોગી, બ્રજ ત્રિય ઠગી ભઈ જગ ન્યારી. હો૦ ૨
ગોપીચદ ભરથરી ઠગીકે, ભૂપતિ કીને નિપટ ભીખારી. હો૦ ૩
બ્રહ્માનંદ કહત ઠગ વિદ્યા, કહાં શિખે તુમ કુંજ વિહારી. હો૦ ૪

## પદ ૨૬૪ મું.

જોર તેહારી છબી છેલ ગુમાની. જો૦ ટેક.
ચલની હુંસ ગયંદસી છાતી, બદન દેખી શશિ જ્યોતિ લજાની. જો૦ ૧
અરુન કમળ લોચન અનિયારે, કારે ભ્રૂહુ ભમર છબીઆંની. જો૦ ૨
છૂટે કેશ ઝુકે કુડળપર, મીન શિશુ નાગની લપટાંની. જો૦ ૩
બ્રહ્માનંદ કહત તેરી શોભા, શારદ શેષ ન શકત બખાંની. જો૦ ૪

## પદ ૨૬૫ મું-રાગ ભૈરવી.

કનૈયા મેરા યારવે, ક૦ કરી રાખું ઉર હારવે. ક૦ ટેક.
બિન દેખે છન કલ ન પરત હે, એહી મેરે ચિત્તકા ઠારવે. ક૦ ૧
લગી સુરત મોય શ્યામ સુંદરકી, અરસ પરસ એક તારવે. ક૦ ૨
નેન નિકટ નિરખું નટવરકું, તબ મોય હોત કરારવે. ક૦ ૩
બ્રહ્માનંદ નદ નંદનસે, હો ગયા બેડા પારવે. ક૦ ૪

## પદ ૨૬૬ મું.

લોચનિયે તેરે લાલવે, લો૦ મેરે જીયકે ધન માલવે. લો૦ ટેક.
લોચન અરુન કમળકી રેખું, નિરખત હોત નિહાલવે. લો૦ ૧

* વનમાળી.

ભ્રકુટી કુટીલ વસન તન ઝલકત, સુંદર ભાલ વિશાલવે. લો૦ ૨
શિશ જડિત શિર પેચ નવીનો, લીનો ઓઢી દુશાલવે. લો૦ ૩
બ્રહ્માનંદ કરન કુંડળ લખી, મીટી ગયા જગ જંજાલવે. લો૦ ૪

પદ ૨૬૭ મું.

નેનુકે મારે તીરવે, ને૦ ભઈ હીયરેમે પીરવે. ને૦ ટેક.
લોટપોટ ભઈ ચોટ લગત સમ, કેસે મે ભરીહું નીરવે. ને૦ ૧
છેલ કુંવર વ્રજરાજ સાંવરો, નિરખ રહી નહિ ધીરવે. ને૦ ૨
કામ કાજ ગ્રહકો તજી દીનો, ઓઢણુ મે ભૂલી ચીરવે. ને૦ ૩
બ્રહ્માનંદ કહે ચિત્ત ચોર્યો, રંગ ભીને બલવીરવે. ને૦ ૪

પદ ૨૬૮ મું.

મોરલિયા તેરી કહાનવે, મો૦ હરિ લીને મેરે પ્રાનવે. મો૦ ટેક.
રેન દિવસ કલ પરન ન દેવે, મોય કરત હેરાનવે. મો૦ ૧
વેરન હોય રહી યા બ્રજમે, સૂજ ન દેત ન આનવે. મો૦ ૨
જબ તબ યા બ્રજકી વિનતનકો, લઈ હે જીય નિદાનવે. મો૦ ૩
બ્રહ્માનંદ કહે તેરે મુખકો, ફગ્ત રહત રસ પાનવે. મો૦ ૪

પદ ૨૬૯ મું–રાગ પરજ.

રે વેચાણી હું હરિવરને હાથે, નેડો લાગ્યો નંદના નંદન સાથે રે. વે૦ ટેક.
રે વહાલીડાનાં મુખડાંની વાણી, સુંણી હું તો એમાં પ્રોવાણી રે. વે૦ ૧
રે રસીલાની મૂર્તિ રૂપાળી, મોહ્યું મન છોગલિયું ભાળી રે. વે૦ ૨
રે વેધાણી હું મરમાળે વેણે, લોભાણી હું ડોલરિયે નેણે રે. વે૦ ૩
રે વાયે મુખ મોરલડી ઘેરી, બ્રહ્માનંદનો વહાલો લેહેરી રે. વે૦ ૪

પદ ૨૭૦ મું.

રે ગઈતી ગાવડલી દોવા, મીસે મુખ મોહનનું જોવા રે. ગ૦ ટેક.
રે છાંની છાંની લોકતણી લાજે, ચાલી હું તો કહાન કુંવર કાજે રે. ગ૦ ૧
રે મુજપર અઢળક ઢળિયા, વહાલો શ્યામ શેરડીએ મળિયા રે. ગ૦ ૨
રે કોડીલે ડોલરીએ કહાને, રાખી મુને સમજાવી સાંને રે. ગ૦ ૩
રે તેની નહીં ગમ બીજા કોઇને, વળી બ્રહ્માનંદનો વહાલો જોઈને રે. ગ૦ ૪

પદ ૨૭૧ મું.

રે મંદિર આવોને માવા, પ્રેમે મુને અધરામૃત પાવા રે. મં૦ ટેક.
રે તમ સંગ માન્યું મન મારૂ, નિમખ એક રેતું નથી ન્યારૂ રે. મં૦ ૧
રે તમ વિના બીજું નથી ગમતું, રહે છે મન કેડે કેડે ભમતું રે. મં૦ ૨

રે જીવું છું મુખડાંને જોતી, છોજી મારે નથડીનું મોતી રે. મં૦ ૩
રે બ્રહ્માનંદના વહાલા વારી, મોહન તમે સર્વે નિધિ મારી રે. મં૦ ૪

પદ ૨૭૨ મું.

રે રજની જાગ્યા કે સંગે, રંગાણા છો તેને રંગે રે. ર૦ ટેક.
રે અચંબો થાયે છે અમને, એવી કુણ ભરમાવ્યા તમને રે. ર૦ ૧
રે રંગીલી નૌતમ રૂપાળી, મીઠાં બોલી અતર મરમાળી રે. ર૦ ૨
રે તેથી ક્ષણું દૂર નથી રેહેતા, બીજાની તો ખબર નથી લેતા રે. ર૦ ૩
રે બ્રહ્માનંદના વહાલા ત્યાગી, તેની તમને લાલચડી લાગી રે. ર૦ ૪

પદ ૨૭૩ મું–રાગ પરજ.

ગોવાલીડે ઘેલી કીધી રે, કહાનુડે વેણુ વજાડીને;
લટકામાં વશ કરી લીધી રે, ઉભી છું હેલ ઉપાડીને. ટેક.
વેણુ અલૌકિક અજબ અમૂલી, હું તો સુંણતાં તનડું ભૂલી રે. કહા૦ ૧
મોરલડીનો નાદ કરીને, મારા લીધેલ પ્રાણ હરીને રે. કહા૦ ૨
થકિત થઇ રે ડોલરિયાને દેખી, જાણે ચિત્રામણમાં લેખી રે. કહા૦ ૩
જાદુ કર્યો રે બ્રહ્માનંદને વહાલે, એની ચિત્તડું ડગ નવ ચાલે રે. કહા૦ ૪

પદ ૨૭૪ મું.

લટકાળા હું લોભાણી રે, નદના તારા નેણામાં,
વણ મૂલે હું વેચાણી રે, વાલીડા મીઠાં વેણામાં. ટેક.
ચોલ કસુંબી ફેંટે રંગડાની ચટકી, હવે જોઇને હું જગથી હટકી રે. ન૦ ૧
રંગડો લાગ્યો છે મુને નટવર તારો, તેણે થયો છે સસારિયો ખારો રે. નં૦ ૨
છોગલિયું રે શિર શોભીને રહ્યું છે, મારું જોઈ મન ઘાયલ થયું છે રે. ન૦ ૩
બ્રહ્માનંદના નાથ તરંગી, કાજુ રાજે છે નવલ કલંગી રે. નં૦ ૪

પદ ૨૭૫ મું.

તારી લાલચ મુને લાગી રે, વ્રજના જીવન વિસામા;
મારે અંતર પ્રીતિ જાગી રે, જોઇને જરકસિયા જામા. ટેક.
ભૂધર તારુ છોગું ભાળ્યું, તે દહાડાથી તન સુખ ટાળ્યું રે. વ્ર૦ ૧
જોવા નેણ રહે અકળાતાં, નથી ઘુંઘટમાંહી સમાતાં રે. વ્ર૦ ૨
રટના લાગી છે તારે સુંદર રેટે, મેલી ચિત્તડું ન જાય પળ છેટે રે. વ્ર૦ ૩
બ્રહ્માનંદ કહે જોવાની શોખે, હું તો આવીને ઉભી છું ગોખે રે. વ્ર૦ ૪

### પદ ૨૭૬ મું.

ગિરિધારીડા જાઉં હું તો ઘોળી રે, નટવર મોલીડાં માથે;
મે તો સગપણ કીધું છે ખોળી રે, શ્યામળિયા વહાલા તમ સાથે.
દેખું નહીં હું તો બીજા કોઈને, પ્રીતડલી કીધી છે જોઈને રે. ન૦ ૧
મહાલીશ તમ સંગ શંકા મેલી, છોને કેહેતાં મુને હરિજન ઘેલી રે. ન૦ ૨
મોહન તમથી મનડું બધાણુ, જગ તરણાં સરખો જાણુ રે. ન૦ ૩
બ્રહ્માનંદ કહે લાગલ નેડો, ભવપાર ઉતાર્યો મારો બેડો રે. ન૦ ૪

### પદ ૨૭૭ મું-રાગ પરજ.

પ્રાણ થકી છે મુને પ્યારો,રંગીલો છેલો પ્રાણ થકી છે મુને પ્યારો.
શ્યામ ચતુર વર નંદના નંદનને, ન કરુ પલ એક ન્યારો. રંગી૦ ૧
હૈડાનો હાર છે તાવીથ તનડાનો, વહાલો મનડાનો મેરમ મારો. રંગી૦ ૨
રસિક સલુણો મારા હૃદિયામાં રાખુ, કહાનુડો કામણગારો. રંગી૦ ૩
બ્રહ્માનન્દ કહે ઘડી દૂર ન મેલુ, નટવર નન્દ દુલારો. રંગી૦ ૪

### પદ ૨૭૮ મું.

આંખડલીમાં રાખું, છબીલો વહાલો આંખડલીમાં રાખુ.
રંગના ભીના રસીલા કહાન કુવર કેરો, અધર અમૃત રસ ચાખુ. છ૦ ૧
પ્રાણજીવન સાથે પ્રીત કરીને, દીન વચન શીદ ભાખુ. છ૦ ૨
રસિયો ગુમાની વહાલો રાજી રહેજો, મર લોક દુભાતા છોને લાખુ. છ૦ ૩
બ્રહ્માનન્દનો પ્યારો મનડાની જાણે, મુખથકી તે શું કહી દાખુ. છ૦ ૪

### પદ ૨૭૯ મું.

જીવન દૂર ન જાવું, મેરમજી મારા જીવન દૂર ન જાવુ.
કહાન કુવર તારે કાજે રસીલા, કાજુ બહુ વિધિ પાક બનાવું. મે૦ ૧
હાથ જોડીને વારી હાજર ખડી છુ હું તો, જે રે જોઈએ તે લઈ આવુ. મે૦ ૨
એક પગ ભર અલબેલા તારે આગલે, ઘેરે મધુરે સ્વરે ગાવું. મે૦ ૩
બ્રહ્માનંદના વહાલા તમને જે હોય વહાલું, તેને તે આહીં બોલાવું. મે૦ ૪

### પદ ૨૮૦ મું.

હરિવર હીરલો લાધ્યો, મંદિરમાં મુને હરિવર હીરલો લાધ્યો.
હાથ આવ્યો છે હીરો અજબ અલૌકિક, મોઘાં મૂલો છબીલો માધો. મં૦ ૧
ખાતાં પીતાં રે સુતાં બેઠાં સ્વપ્નામાં, અળગો ન મેલું ક્ષણું આઘો. મં૦ ૨
કોડે કોડે રે ઝાઝાં જતન કરીને, મારા જીવ સઘાતે મેં તો બાંધ્યો. મં૦ ૩
બ્રહ્માનંદ કહે શું મુખથી વખાણું, એહેની જેમ ગુગે ગુડ ખાધો. મં૦ ૪

### પદ ૨૮૧ મું–રાગ જંગલો.

રંગ ભીના લાલવે, સુની લીજો મોરી બતિયાંવે. રંગ૦
તેરે કારણ શ્યામ સુંદર વર, રહત હુમે કલપતિયાંવે. રંગ૦ ૧
ચડી ચડી ગોખ પંથ નિત હેરુ, રટણા લગી દિન રતિયાવે. રંગ૦ ૨
તેરોહી ધ્યાન નિરતર મેરે, ઓર નહિ સમજતિયાંવે. રંગ૦ ૩
બ્રહ્માનંદ કહત તેરી મૂર્તિ, નિરખ હરખ મેરી છતિયાંવે. રંગ૦ ૪

### પદ ૨૮૨ મું.

સુખકારી શ્યામવે, તેરે વદન કમળપર વારીવે. સુ૦
તેરે વદન કમલકી મોકું, ઉતરત નાહી ખુમારીવે. સુ૦ ૧
ભઇ હું નિશ્શંક દેખી તેરી મૂર્તિ, શંક જગતકી ટારીવે. સુ૦ ૨
એહી છબીકું નિરખી મગન રહે, ગોકુળ ગોપ કુમારીવે. સુ૦ ૩
બ્રહ્માનન્દ ચંદ મુખ હેરત, નજર ચકોર હમારીવે. સુ૦ ૪

### પદ ૨૮૩ મું.

નેનનકે બાનવે, મેરે લગ ગયે અંતરમાંઈયાંવે. ને૦
નેનન બાન અચાનક લાગે, દિન દિન પીર સવાઇયાંવે. ને૦ ૧
કોટિક બૈદ પચી પચી હારે, કોઉસે નહીં નીકસાઈયાંવે. ને૦ ૨
સુધ બુધ ભૂલી ગઇમે સજની, લગત હી ધરની ગીરાઇયાંવે. ને૦ ૩
બ્રહ્માનન્દ બૈદ બનમારી, આયકે મોય જીવાઈયાંવે. ને૦ ૪

### પદ ૨૮૪ મું.

કનૈયા યારવે, તેરે દરસ પરસકી પ્યાસીવે. કનૈ૦
તેરે દરસ પરસ વિન મેરે, અતર હોત ઉદાસીવે. કનૈ૦ ૧
જબ દેખુ પ્રીતમ તોય પીયરા, હીયરા રહત હુલાસીવે. કનૈ૦ ૨
નેન નિકટ રખીહું નટ નાગર, વહાલમ કુંજ વિલાસીવે. કનૈ૦ ૩
બ્રહ્માનન્દ કહત મેરે મનકું, પ્રેમ પરી ગલ ફાંસીવે. કનૈ૦ ૪

### પદ ૨૮૫ મું–રાગ જંગલો.

પ્યારા સનેહી પ્યારા રે, નેનુ બિચ રહેના જી હો. પ્યારા.
નેનુ બિચ રહેના પ્યારે પરમ સનેહી, અધક્ષણ દૂર ન જાનાં જી હો. પ્યા૦ ૧
નૌતમ નાથ નવલ છબી બનકે, અહોનિશ દર્શન દેનાં જી હો પ્યા૦ ૨
તુમ બિન ઓર શરણ નહીં મેરે, કહા મુખસે કરી કહેનાં જી હો. પ્યા૦ ૩
બ્રહ્માનન્દકી એહી અરજ હે, ચરન કમલ ચિત્ત લેનાં જી હો. પ્યા૦ ૪

### પદ ૨૮૬ મું.

નેનહુંમે રાખું મોહન રે, આઓ મેરે પ્યારે જી હો. નેન૦
હાલરકી લકરી જ્યુંહી પ્રીતમ, નેક ન કરહુમેં ન્યારે જી હો. નેન૦ ૧

તમ પર તન કુરબાન કીયા હે, નટવર નંદ દુલારે જી હો. નેન૦ ૨
રસિક નવલ લાલન તમ કારન, જગ વ્યવહાર વિસારે જી હો. નેન૦ ૩
બ્રહ્માનંદ કહે ઈસ બિધિ રાખું, જેસે દગનહુંકે તારે જી હો. નેન૦ ૪

### પદ ૨૮૭ મું.

જનમ સંગાથી જાની રે, પીયરા મે તેરી જી હો. જનમ૦
મોકું દૂર તજો જી ન મોહન, ચરન કમલકી મે ચેરી જી હો. જનમ૦ ૧
લગન લગી મોય અરુન દગનકી, હો ગઈ રીત અનેરી જી હો. જનમ૦ ૨
ચરન નિવાસ કીયો મે તબતે, આશ મીટી જગ કેરી જી હો. જનમ૦ ૩
બ્રહ્માનન્દ કહે તવ ચરને, અચળ રહો રતિ મેરી જી હો. જનમ૦ ૪

### પદ ૨૮૮ મું.

જીયરા લગ્યા હે મેરાવે, તુમસે ગુમાની જી હો. જીયરા૦
પ્રીતમ ચદ ચકોર જ્યું તુમ સગ, અચળ વૃત્તિ ઠેહેરાની જી હો. જીયરા૦ ૧
સ્વાત બુંદ વિના ચાતક કબહુ, પીવત ન સરવર પાની જી હો. જીયરા૦ ૨
જ્યું જલ મીન રહત નહીં ન્યારા, પ્રાન જાન પહીછાની જી હો. જીયરા૦ ૩
બ્રહ્માનન્દ કીયા હિત તુમસે, જીવન દોરહી જાની જી હો. જીયરા૦ ૪

### પદ ૨૮૯ મું–રાગ જંગલો.

પ્યારે મેરે ઘરુ આવના નવલ બિહારી. પ્યારે૦
મેરે ઘરુ આવના પ્યારે હસકે બોલાવના, મોરલી બજાવના સુખકારી. પ્યા૦ ૧
કમલ નેન છબી નિરખ અલૌકિક, તુમ સગ લગન લગારી. પ્યા૦ ૨
રેન દિવસ મોય રટન લગી હે, મન મોહન વનમારી. પ્યા૦ ૩
શ્યામ સલુણે ઉર તાપ બુઝાવો, બ્રહ્માનન્દ જાયે બલિહારી. પ્યા૦ ૪

### પદ ૨૯૦ મું.

તેરી મૂર્તિ નિહારી ભઈ મે દીવાની. તેરી૦
મન મસ્તાન છબી તોય મોહન, નિરખ ભઈ મે મસ્તાની. તેરી૦ ૧
નેન બેન સબ અયન મદનકે, શકત ન બેદ વખાની. તેરી૦ ૨
તોસેહી મેરી લગન લગી હે, જગજીવન દીલ જાની. તેરી૦ ૩
બ્રહ્માનન્દ જાવત બલિહારિ, ગિરિધર છેલ ગુમાની. તેરી૦ ૪

### પદ ૨૯૧ મું.

તોસે લગન લગી પ્રીતમ પ્યારે. તોસે૦
તુમ બીન મોકું પરત નહીં કલ, મનમોહન મતવારે. તોસે૦ ૧
દેહ ગેહ અરુ બંધવ આદિ, સબસે નેહ ઉખારે. તોસે૦ ૨
પ્રીત નીભાવન તુમ મન ભાવન, ન રહો અધક્ષણુ ન્યારે. તોસે૦ ૩
બ્રહ્માનન્દ કહે કહી બતીયાં, છતીયાં તાપ બુઝારે. તોસે૦ ૪

### પદ ૨૯૨ મું.

નીકી મોરલી બજાવનાં કુવર કનૈયા. નીકી૦
બંસી મોય લગત અતિ પ્યારી, બેહદ તાન બજૈયા. નીકી૦ ૧
આય રહો મેરી અખીયન આગે, નૌતમ નાચ નચૈયા. નીકી૦ ૨
ચતુર સુજાણ પ્રાણ જુવતિકે, હિત કરી ચિત્ત હરૈયા. નીકી૦ ૩
બ્રહ્માનન્દ કહે હસી બોલો, નિરખી નેન ઠરૈયા. નીકી૦ ૪

### પદ ૨૯૩ મું–રાગ જંગલો.

શ્યામરેસે લાગી પ્રીતવે, શ્યામરેસે લાગી પ્રીતવે.
હાંરે મેરી લગન લગી નવ છૂટે, મોહન મેરા મીતવે. શ્યામ૦
કહા જાનુ ઈને કહા કીયો હે, ચોર લિયો મેરો ચિત્તવે. શ્યામ૦ ૧
સુભગ સુહાસ હરત મેરો મન, ગાત મધુરે સૂર ગીતવે. શ્યામ૦ ૨
ચરન કમલપર રહ્યો હે અટકી મન, સુંદર તનસું પ્રીતવે. શ્યામ૦ ૩
બ્રહ્માનન્દ આનન્દ સુહાવે, પાયા ત્રિગુણાતીતવે. શ્યામ૦ ૪

### પદ ૨૯૪ મું.

શ્યામરેને કીની સાનવે, શ્યામરેને કીની સાનવે.
હાંરે મેરી સબ તન સુધ હર લીની, કીની બશ મોય કહાનવે. શ્યામ૦
સાન કરી મોય પ્રાણ હરનકુ, સુંદર શ્યામ સુજાનવે. શ્યામ૦ ૧
રૂપ અનૂપ થકિત ભઈ નિરખત,સુરતી લગી એક તાનવે. શ્યામ૦ ૨
નેન બેન સુખ દેન સખીરી, દેખી ભઈ ગુલતાનવે. શ્યામ૦ ૩
બ્રહ્માનન્દ આનન્દ પ્રિયાસે, તન મન ધન કુરબાનવે. શ્યામ૦ ૪

### પદ ૨૯૫ મું.

ચિત્ત મોહ્યો સુંદર શ્યામસે, ચિત્ત મોહ્યો સુંદર શ્યામસે.
હાંરે મેરી રટન લગી દિન રાતી, નવલ પિયાકે નામસે. ચિત્ત૦
ઓર દેવકે નહીં ઉપાસક, નહીં આશક ધન ધામસે. ચિત્ત૦ ૧
ચાર મુક્તિકી ચાહ નહીં હે, અરથ નહીં ધન ધામસે. ચિત્ત૦ ૨
રાજ બાજ સુખ સાજ ન ચાહોં, ઓર લાજ ઇતમામસેં. ચિત્ત૦ ૩
બ્રહ્માનન્દ બસરી હદ બાજી, રાજી આત્મારામસે. ચિત્ત૦ ૪

### પદ ૨૯૬ મું.

નેનુમે સહજાનન્દવે, નેનુમે સહજાનન્દવે.
હાંરે મેરે આઈ બસે અનયાસે, કેવળ કરુણાકંદવે. નેનુમે૦
ભાલ વિશાલ લલિત છબી લોચન, અઘ મોચન મકરંદવે. નેનુમે૦ ૧
જયા કારન દ્રઢ જોગ કરત હે, ધરત ધ્યાન મુનિ ઈંદવે. નેનુમે૦ ૨
સો હરિ ધારિ વિપુ જગ બિચરત, નહીં દેખત નર અંધવે. નેનુમેં૦ ૩
ભાગ બડે જયાકે મન ભાવત, ગાવત બ્રહ્માનન્દવે. નેનુમે૦ ૪

-:※※※※※:-

## પદ ૨૯૭ મું-રાગ પ્રભાત.

સહજાનંદ સહજાનંદ, સહજાનંદ કહીએ;
દુર્લભ અતિ સુલભ પ્રાપ્ય, અલભ લાભ લૈયે. સ૦ ૧
વિષે વિકાર મન વિસાર, વચન ધાર રહીએ;
દુઃખ અપાર યા સંસાર, વારમે ન વહીએ. સ૦ ૨
મમતા મન ડાર મોટ, દુબધ ખોટ દહીએ;
ન લગત શિર કાળ ચોટ, ચરન ઓટ ગહીએ. સ૦ ૩
હુરખ શોક કુતરક તજી, ફરક જગ ફરીએ;
રસ બસ સુખમાંય ગરક, નિધડક હોય રહીએ. સ૦ ૪
નિગમાગમ કર વિચાર, સકલ સાર એહીએ;
બ્રહ્માનંદ વાર વાર, છબીપર બલ જઇએ. સ૦ ૫

## પદ ૨૯૮ મું.

સહજાનંદ સહજાનદ, સહજાનંદ રટીએ;
અવિચલ એહી સમજ મરમ, કરમ ભરમ કટીએ. સ૦ ૧
નિત્ય પ્રત્યે ચિત્ત ધાર ચરણ, સસ્નેહસે ધૂટીએ;
વાર વાર જિહ્વા ઉચ્ચાર, સુખ અપાર ખટીએ. સ૦ ૨
વાયક વિવેક એક ટેક,-સે ન લટીએ;
નટવર છબી હરત ફીરત, નીરત સુરત ઠટીએ. સ૦ ૩
સહુસ ફણુ અનંત ચાહત, સોહત સબ ઘટીએ;
નૌતમ જસ નહીં અઘાત, ગાત હે ઝટપટીએ. સ૦ ૪
ધ્યાન જાસ અંતર ધર, કિંકર જમ મટીએ;
બ્રહ્માનદ ચરણુ ધાર, વાર પાર વટીએ. સ૦ ૫

## પદ ૨૯૯ મું.

સહજાનંદ સહજાનંદ, સહજાનંદ ગાઈએ;
માત તાત જક્ત વાત, મનસે બીસરાઇએ. સ૦ ૧
સુંદર વર નવલ શ્યામ, અષ્ટ જામ ધાઈએ;
પ્રેમ મગન નિરખત પ્રિય, હિયમે હુલસાઇએ. સ૦ ૨
ધ્યાન જાસ અતિ પ્રકાશ, વાસ ઉર વસાઇએ;
મીટત ત્રાસ આસપાસ, ગર્ભવાસ નાઈએ. સ૦ ૩

જેહી રટે શિવ આદિતજ્ઞ, અજ્ઞ ક્યું અલસાઇએ;
જગ્ત વિઘ્ન ભગ્ન હોત, લગ્ન તાસ વાઇએ. સ૦ ૪
સુંદર મુખારવિન્દ, કંદ સુખ કહાઇએ;
નિરખત નિત્ય બ્રહ્માનદ, પરમાનંદ પાઇએ. સ૦ ૫

પદ ૩૦૦ મું.

સહજાનદ સહજાનદ, સહજાનદ ભજીએ;
કામ ક્રોધ લોભ મોહ, તૃષ્ણાકું તજીએ. સ૦ ૧
મંગળ જગ કરણ ભરણ, ચરણ પ્રીત સજીએ;
છબી અનૂપ ભૂપ ભૂપ, રૂપ તાહી રજીએ. સ૦ ૨
સતન સુખ ધામ રામ, જામ અષ્ટ જજીએ;
જપીએ જેહી જાપ ત્રિવિધ, તાપમે ન દજીએ. સ૦ ૩
જગસે મન કર વિરક્ત, મુક્ત હોય નિપજીએ;
અવિચળ એહી અખડ એક, લોકસે ન લજીએ. સ૦ ૪
દુર બિહાય ભર્મ કર્મ, મર્મ એ સમજીએ,
બ્રહ્માનંદ ભજ દયાળ, કાળ વ્યાળ ગજીએ. સ૦ ૫

પદ ૩૦૧ મું.

સહજાનદ સહજાનંદ, ગાવે બડ ભાગી;
કર વિવેક ધાર ટેક, રટણ એક લાગી. સ૦ ૧
વાચક વિશ્વાસ દાસ, ત્રાસ આશ ત્યાગી;
પ્રેમ પ્રકાશ હિયે હુલાસ, જાસ બુદ્ધિ જાગી. સ૦ ૨
બરનન છબી શ્યામ બરન, વિચરત વિતરાગી;
કરનન સુન પ્રગટ વાત, ચરનન અનુરાગી. સ૦ ૩
પ્રપુલ્લિત છબી જસ પુનિત, પ્રીત જુક્ત પ્યાગી;
ત્રિગુણાતીત નીરખ રીત, ચિત્તવતહ રાગી સ૦ ૪
વપુશો ઘનશ્યામ બાન, અજબ તાન આગી,
બ્રહ્માનંદ ચરણ ધ્યાન, નિશ દિન એહી માગી. સ૦ ૫

પદ ૩૦૨ મું.

સ્વામીનારાયણ સ્વામીનારાયણ, સમરે દુઃખ જાવે,
મીટત શંક કાળ વ્યાળ, અતુલિત સુખ પાવે. સ્વા૦ ૧
વપુ અનૂપ સકળ વ્યાપ, તાપકું હરાવે,
શારદ અરુ શેષાદિક, નારદ મુનિ ગાવે સ્વા૦ ૨
નિશ દીન જેહી રટત નામ,હીયમે હુલસાવે;
મીટત તરત જનમ મરણ,ફીરણ ભવ ન આવે. સ્વા૦ ૩

સમરત અતિ હોત સુમતિ, કુમતિકું હરાવે;
પ્રગટ શ્યામ નામ વિના, ભવમે ભરમાવે. સ્વા૦ ૪
વ્યાપત નહી જાસ વિઘ્ન, લગ્ન મરણ લાવે;
બ્રહ્માનદ શ્યામ મુરત, અંતર ઠેરાવે. સ્વા૦ ૫

પદ ૩૦૩ મું.

સ્વામીનારાયણ સ્વામીનારાયણ, સ્વામીનારાયણ સત્યરે;
રટરે મન રેન દીન, ઓર સબ અસત્ય રે. સ્વામી૦ ૧
નારદ શુક આદિ ધ્યાય, નિગમ ગાય નિત્ય રે;
શિવ વિરંચિ ઓર શેષ, ધ્યાન સોઉ ધરત રે. સ્વામી૦ ૨
ધરત ધ્યાન મહા મુનીંદ્ર, સુરીયેદ્ર સમત્થ રે;
સહજાનંદ જગત વંદ, આનંદ ઘન અત્ય રે. સ્વામી૦ ૩
એક આપ વિશ્વ વ્યાપ, પાપકુ હરત્ય રે;
જાકો જીયે જપત જાપ, ટલત તાપ તરત રે. સ્વામી૦ ૪
જગ્ત પાશ હોત નાશ, જોગ ધ્યાસ જત્ત રે;
સમરત શ્રીરંગદાસ, વાસ ઉર વસત્ત રે. સ્વામી૦ ૫

પદ ૩૦૪ મું–રાગ ભેરવ.

વાસુદેવ નારાયણ વિષ્ણુ, મોહન કૃષ્ણ મોરારી;
શખ ચક્ર કર કમળ ગદાધર, કમળાવર સુખકારી વાસુ૦ ૧
માધો મુકુંદ માવ મધુસૂદન, અક્ષરપર અવિનાશી;
રાધારમણ રમાપતિ રાઘવ, ઋષિકેશ સુખ રાશી. વાસુ૦ ૨
પ્રાણનાથ પુરુષોત્તમ પૂરણ, પ્રભુ પૂરણ અપારા;
પુંડરીક દગપાળ પુરાતન, પીતાંબર જગ પ્યારા. વાસુ૦ ૩
નરભ્રાતા નરસિંહ નિરંજન, નાથ નિડર બહુ નામી;
તપ ફળ તપ કારક તપ વલ્લભ, ધરનીધર ચિદ્ધામી. વાસુ૦ ૪
વામન વિશ્વાધાર વિશ્વભર, વરદાયક વ્રતધારી;
વિભુ વરાહ વિમળ જશ વિઠ્ઠલ, વ્રજપતિ કુજવિહારી. વાસુ૦ ૫
કમળ નેન કેશવ કરુણા નિધિ, કેવળ નાથણ કાલી;
હંસ હરિ હયગ્રીવ હિરણ્યમય, મચ્છ કચ્છ વનમાલી. વાસુ૦ ૬
ગોકુલેશ ગોપાલ ગરુડધ્વજ, ગુણાતીત ગોવિંદા;
ગોપીજન વલ્લભ ગિરિધારી, ચતુર બાહુ વ્રજચંદા. વાસુ૦ ૭
ભવતારણ ભૂધર ભુવનેશા, ભકતવચ્છલ ભયહારી;
બદ્રીપતિ બળવીર મહાબલ, શ્યામ રામ કંસારી. વાસુ૦ ૮

જગકર્તા જગદીશ જગદ્ગુરુ, જગજીવન જદુરાયા;
જજ્ઞ જજ્ઞભુકતા જોગેશ્વર, કલ્કી બુદ્ધ કહાયા. વાસુ૦ ૯
ઉર્ધ્વ બાહુ મુકતેશ અધોક્ષજ, અચ્યુત અમર અનંતા;
દીનબંધુ નટવર દામોદર, કલિહર ત્રિભુવન કંતા. વાસુ૦ ૧૦
પ્રાત સમે ઘનશ્યામ પિયાકી, નામ માલ ઉઠી ગાયે;
બ્રહ્માનન્દ મનોહર મુરતિ, અતરમાં ઠેરાયે. વાસુ૦ ૧૧

## પદ ૩૦૫ મું–રાગ ભૈરવ.

અધમ ઉદ્ધારણ અવિનાશી, તારા બરદની બલિહારી રે;
ગ્રહી બાંહ્ય છોડો નહીં ગિરિધર, અવિચળ ટેક તમારી રે. અ૦ ટેક.
ભરી સભામાં ભૂધરજી તમે, થયા છો માડી મારી રે;
બેટાને હેતે બોલાવો, અવગુણિયા વિસારી રે. અ૦ ૧
જેવો તેવો પુત્ર તમારો, અણુસમજુ અહંકારી રે;
પેટ પડ્યો તે અવશ્ય પાળવો, વાલમ જુવોને વિચારી રે. અ૦ ૨
અનલ અહી જો ગ્રહે અજાણે, તો છોડવે રોવારી રે;
બાળકને જનુની સમ બીજું, નહીં જગમાં હિતકારી રે. અ૦ ૩
બ્રહ્માનદની એ જ વિનતિ, મન ધારીએ મોરારી રે;
પ્રીત સહિત દર્શન પરસાદી, જોયે સાંજ સવારી રે. અ૦ ૪

## પદ ૩૦૬ મું.

મન મોહન સુંદર વર મારા, અવગુણિયા વિસરાવા રે;
અધમોદ્ધારક પતિત જન પાવન, બિરદ તમારુ ચહાવા રે.મન ટેક.
સહુ દેખતાં શ્યામળિયા તમે, મા થયા છો માવા રે;
છોરુની ચિંતા રાખીને, મા દેશો મુંઝાવા રે. મન૦ ૧
બાળક હોય તે જેમ તેમ બોલે, લિએ કુટાણે ખાવા રે;
જનુની દોષ ન લેખે જાણે, અણુસમજુ હોય આવા રે. મન૦ ૨
શેરડીએ રમતા અથડાતાં, છોરા રાખે દાવા રે;
સબળ થઈ કોઈ લીએ ચુટીઆ, તો માતા જાય મેલાવા રે મન૦ ૩
મનગમતું સર્વે મેલીને, એક તમને રીઝાવા રે;
બ્રહ્માનંદ કહે મન કર્મ વચને, ગુણ તમારા ગાવા રે. મન. ૪

## પદ ૩૦૭ મું–રાગ રામકલિ.

હો રંગીલે શ્યામરે રે, મે તેરી નિજ દાસી.
મે હું ચેરી મેરમ તેરી, ચરનકમલકી નિવાસી. હો૦ ૧
નિમખ ન ભૂલું નાથ નિરતર, અંતર ચરન ઉપાસી;
અહો નિશ હરખ ભરી મેરી અખિયાં, પ્રીતમ તેરી પ્યાસી. હો૦ ૨

સુંદર વદન મનોહર સુરત, નટવર છબી અવિનાશી;
બ્રહ્માનન્દ નિરખહે તોય સુખ, તબ મોય સબ દુ ખ જાસી. હો૦ ૩

પદ ૩૦૮ મું.

હો રંગીલે શ્યામરે રે, તુમ મેરમ હો મેરે;
મે બંદી પ્રીતમ તમ સંદી, હાથ બેકાણી તેરે. હો૦ ૧
જોગ યજ્ઞ તીરથ બરતાદિક, દેવી દેવ ઘનેરે;
ઇનસે કાજ સરે નહીં કબહુ, એ સબ માયા કેરે. હો૦ ૨
ઓર ઠોર મન ભ્રમે નહીં મેરો, ચરન કમળ ચિત્ત ઠેરે;
બ્રહ્માનન્દ કહે મનમોહન, રહો મેરે અખિયન નેરે. હો૦ ૩

પદ ૩૦૯ મું.

હો રંગીલે શ્યામરે રે, અબ ઉઠકે હસી હેરો;
આયે ગ્વાલ બાલ દરશનકુ, અતર હરખ ઘનેરો. હો૦ ૧
દિનકર ઉદે ભયો હે પ્યારે, સબ મીટ ગયો અધેરો,
અબ તો સમય ભયો મન મોહન, ગૌ ચરાવન કેરો. હો૦ ૨
કીજે સ્નાન દાન કરુણાનિધિ, પીત વસન અંગ પહેરો,
બ્રહ્માનન્દ હરખ અતિ અતર, બદન બિલોકિત તેરો. હો૦ ૩

પદ ૩૧૦ મું.

હો સલુને શ્યામરે રે, અબ ઉઠ દરશન દીજે;
અંતર આશ દાસ સબ ઠાડે, તા પર કરુણા કીજે. હો૦ ૧
બીન દર્શન વ્યાકુલ બ્રજ બિનતા, લાલ અરજ સુની લીજે;
ઇતની નિંદ કહા મેરે પ્યારે, આળસ તજકે ઉઠીજે. હો૦ ૨
બહુત અબેર ભયો મે બલજાઉ, પય સાકર ઉઠ પીજે;
બ્રહ્માનન્દ વદનકી પ્યાસી, દેખ દેખ છબી જીજે. હો૦ ૩

પદ ૩૧૧ મું–રાગ પ્રભાતિ.

પ્રાત થયું પંખી બોલ્યાં, જાગો જીવન મારા;
આલસડું મેલીને ઉઠો, હરિ પ્રાણ થકી પ્યારા. પ્રાત૦
મહી વલોવા ધેનુ દોવા, ઉઠી મહીયારી;
માવ તમારુ મુખડું જોવા, આવી ઉભી બારી. પ્રાત૦ ૧
કોમલ દાતણ તયાર કરીને, લાવીને ધરિયું;
કંચન કેરી ઝારીમાં જળ, જમુનાનું ભરિયું. પ્રાત૦ ૨
ઝાઝું માંખણ જમવા આપું, ઘૃત શાકર ને પોળી;
બ્રહ્માનન્દના નાથ ઉઠો, જાઉ મુખ ઉપર ઘોળી. પ્રાત૦ ૩

પદ ૩૧૨ મું.

જાગો જાગો જગજીવન વહાલા, ગુણિયલ ગિરિધારી;
દાસ તમારાં દર્શન કાજે, તલસે નર નારી. જાગો૦
રાત ગઈ પરભાત થયું, દીસે રવિનું અજવાળું;
ઉઠોને અલબેલા, મુખડું ભાવેથી ભાળું. જાગો૦ ૧
ગિરિધરજી ગોઠીડા આવ્યા, સૌ થઇને ભેળા;
ઠાવકી મારા નાથ થઇ, ગાયું ચાર્યાની વેળા. જાગો૦ ૨
મહિયારી ઘર કામ મેલીને, આવી ઉભી બારણીએ;
બ્રહ્માનન્દના નાથ ઉઠો, જાઉં વાલમ વારણીએ. જાગો૦ ૩

પદ ૩૧૩ મું.

ઉઠોને અલબેલા પ્રીતમ, મોહન વનમાળી;
માનનિયુનાં મન હરવા, વાઓ બસી રૂપાળી. ઉઠો૦
મહીડાં લઇ મહિયારી ચાલી, પોઢેલા જાણી;
લાલજી રોકી દાણ લિયો, મારા ડોલરિયા દાણી. ઉઠો૦ ૧
સુરજ ઉગ્યે શ્યામળિયા, એવી નિદ્રા કેમ આવી;
કહાનજી તારે કારણે, કાજુ દાતણિયું લાવી. ઉઠો૦ ૨
રેણ ગઈ રવિ જ્યોત થઇ, છૂટ્યા ગાયુના ગાળા;
બ્રહ્માનન્દના નાથ આવ્યા, સર્વે તેડવા ગોવાળા. ઉઠો૦ ૩

પદ ૩૧૪ મું.

પ્રાણજીવન શું પોઢી રહ્યા, ઉઠો આળસડું મોડી;
મુખડુ જોવા મુનિવર આવ્યા, ઉભા કર જોડી. પ્રાણ૦
દોણું વલોણું મેલીને સર્વે, આવી વ્રજનારી;
મોરલડી સુણવાની મનમાં, આશા છે ભારી. પ્રાણ૦ ૧
રૂપાળો શિર બાંધો રેટો, ગૂઢે રંગ ઘેરો;
અજબ સુરંગી આંગલડી, પ્યારા મોહનજી પેરો. પ્રાણ૦ ૨
બાજુ કાજુ બેરખડા ધરો, હેમ કડાં હાથે;
બ્રહ્માનન્દ વારી જાય, તારી મૂર્તિને માથે. પ્રાણ૦ ૩

પદ ૩૧૫ મું–રાગ પ્રભાતિ.

મહી માંખણ માગે રે માવો, મહી માંખણ માગે;
પ્રભાતે ઉઠીને માવો, મહી માંખણ માગે. ટેક.
ઉંઘમાંથી અલબેલો ઉઠ્યા, નેણું નિંદાળું;
જમવા સારુ ઝગડે ઉભા, ભૂધર ભુખાળું. પ્રભા૦ ૧

ગોકુળિયાની નારી સર્વ, આવી છે જોવા;
કજીઆળો કહાનુડો દે નહીં, ગાવડલી દોવા. પ્રભા૦ ૨
માતાજી આ મહી તમારુ, નાખીશ હું ઢોળી;
બ્રહ્માનન્દના નાથે ઝાલી, મહીડાંની ગોળી. પ્રભા૦ ૩

પદ ૩૧૬ મું.

માતા મનાવે હરિને, માતા મનાવે;
પ્રભાતે ઉઠી હરિને, માતા મનાવે. ટેક.
દાતણ પાણી પ્રથમ કરીને, ત્યાર પછી ખાઇએ;
ઝાઝાં માણસ જોઇને જીવન, ઘેલા ન થાઇએ પ્રભાતે૦ ૧
તર્ત કરી આપું રોટલી, તાજી ઘીમાં ઝબોળી;
મેલો મારા લાલ મનોહર, મહીડાની ગોળી. પ્રભાતે૦ ૨
સાસરિયાં તારાં સગપણ સારુ, આવી બેઠાં ડેલી;
બ્રહ્માનન્દને નાથે ત્યારે, હસી ગોળીને મેલી. પ્રભાતે૦ ૩

પદ ૩૧૭ મું.

મોહન મનાવ્યા રંગીલો, મોહન મનાવ્યા;
મીઠું બોલીને માત જશોદાએ, મોહન મનાવ્યા. ટેક.
કોમલ કાજુ જોઈને હરિને, દાતણિયું દીધું;
કચન કેરી ઝારી લઈને, મુખ મંજન કીધું. મીઠું૦ ૧
નીર ઉને નવરાવ્યા મોહન, અગોઅગ ચોળી,
ચદન કેરી કાંસકી સુંદર, લઇ ચોટી ઓળી. મીઠું૦ ૨
કેસર કેરી આડ કરી, માળા પુલની ધારી;
બ્રહ્માનન્દના વહાલાનું મુખ, નિરખે મહતારી મીઠું૦ ૩

પદ ૩૧૮ મું.

જુગતે જમાડે હરિને, જુગતે જમાડે;
માત જશોદા મોહનજીને, જુગતે જમાડે. ટેક.
જગનો જીવન જમવા બેઠા, ગોપી સર્વે ઝાંખે;
ચંદન કેરો પખો લઈને, માતા વા નાખે. માત૦ ૧
શીરા પુરી સેવ સેવૈયા, જલેબી તાજી;
આરોગે અલબેલો બેઠા, રસિયોજી રાજી. માત૦ ૨
બહુત પ્રકારનાં શાક બન્યાં, માંહી નાખેલ મસાલો;
બ્રહ્માનન્દ કહે તૃપ્ત થઇ, ઉઠ્યા વ્રજજીવન વહાલો. માત૦ ૩

### પદ ૩૧૯ મું–રાગ પ્રભાતિ.

જાગો ગિરિધારી જાઉ, વદન ઉપર વારી;
પ્રાત ભયો પ્રાણનાથ, જાગો ગિરિધારી. ટેક.
જન સમાજ દર્શ કાજ, ઠાઢે સબ દ્વારી;
ઉઠો મહારાજ બાજ, કીજે અસવારી. પ્રાત૦ ૧
સુખનિવાસ ખડે દાસ, દર્શ આશ ભારી;
ગગન ભાસ રવિ ઉજાસ, તમર ત્રાસ ટારી. પ્રાત૦ ૨
મેવા મિષ્ટાંન આન, ઠાન કનક થારી;
કમલા અતિ હરખ માન, લીને કર ઝારી. પ્રાત૦ ૩
ભયો સવાર દયા ધાર, ઉઠીએ મોરારી;
બ્રહ્માનન્દ વાર વાર, જાવત બલિહારી. પ્રાત૦ ૪

### પદ ૩૨૦ મું.

ઉઠો નન્દલાલા વારી, વિશ્વજીવન વહાલા;
ઠાડે લખ ગ્વાલ બાલ, ઉઠો નન્દલાલા. ટેક.
ગઈ રેન દોહન ધેન, ઉઠી બ્રજબાલા;
વાતે શુભ વેન લેન, આયે સબ ગ્વાલા. ઠા૦ ૧
સખા સાન કરત કહાન, તાન ગાન તાલા;
પ્રગટચો અબ ભાન, પ્રાણજીવન પ્રતિપાલા. ઠા૦ ૨
કુર તુર ઘૃત બૂર, સ્વાદમે રસાલા;
કમળા કર્પૂર લે, હજૂર ખરી થાલા. ઠા૦ ૩
સુખકે શુભ સદન સ્વામી, કોટી મદન કાળા;
બ્રહ્માનન્દ દર્શ દાન, દીજીએ કૃપાળા. ઠા૦ ૪

### પદ ૩૨૧ મું.

અતર પટ ખોલો, હરિ હમસે હસી બોલો;
કૃપાકે નિધાન કહાન, અંતર પટ ખોલો. ટેક.
નાગ નાથન નાથજીને, બાંધ ઘુ હિંડોલો;
નટવર છબી નિરખ હરખ, નાંખુગી ઝોલો. કૃ૦ ૧
કનક જડિત પોચી કર, મુગટ શિર અમોલો;
સુથની અરુ શોભિત અતિ, પહેરાઉં ચોલો કૃ૦ ૨
ઠાડે નર નાર દ્વાર, કછુક અંતર તોલો;
આયે બલભ્રાત નાથ, કરુણા કર જોલો. કૃ૦ ૩

ઉઠો બલવીર નીર, ગરમસે અંઘોલો;
બ્રહ્માનન્દ પાસ રખો, સેવા કાજ ગોલો. કૃ૦ ૪

પદ ૩૨૨ મું.

મેલો આળસ માવા, દઉ માંખણ મહી ખાવા;
જશોમતી કહે હાથ જોડી, મેલો આળસ માવા. ટેક.
આવ્યા સબ ગ્વાલ બાલ, તમને બોલાવા;
તે સંઘાથે નાથ તમારે, જાવું ધેન ચરાવા. જ૦ ૧
ગોપિજન ગ્રામ કેરાં, મનને લલચાવા;
કેમ થયા છો કહાન વારી, નિદ્રાવશ આવા. જ૦ ૨
ઉઠો અલબેલા હરિ, મોરલી મીઠી વાવા;
પેહેરો તન વસન પીત, ગીત મધુરાં ગાવા. જ૦ ૩
દાતણ તૈયાર શ્યામ, ગરમ જલ કરાવા;
બ્રહ્માનંદ પાસ દાસ, હાજર નવરાવા. જ૦ ૪

પદ ૩૨૩ મું–રાગ ભેરવ.

કમલાવર ઉઠો તો કાજુ, નિરખું વદન તમારુ રે;
મહા મનોહર નૌતમ મૂર્તિ, લઈ અતરમાં ધારુ રે. કમ૦ ૧
કંચન કેરી ઝારી માંહી, નીર ભર્યુ અતિ સારુ રે,
દાતણ કરો હરો સર્વે દુખડાં, આપો સુખ જગ ન્યારુ રે. કમ૦ ૨
હરિજન કેરુ જુથ હરખ કરી, આવી ઉભું બારુ રે;
જાગો તો જગજીવન જુગતે, આરતડી ઉતારુ રે. કમ૦ ૩
વદન કમલ જોવા વહાલમજી, મનડું તલખે મારુ રે;
પ્રાણજીવન સર્વે તમ ઉપર, બ્રહ્માનંદ કહે વારુ રે. કમ૦ ૪

પદ ૩૨૪ મું.

લક્ષ્મીવર લેહરખડા લાલન, ઉઠોને અલબેલા રે;
દાસ તમારાં દર્શન કારણ, આવીને ઉભેલા રે. લ૦ ૧
કાજુ કળી ગુલાબી કેરા, ગજરા મે ગુથેલા રે;
જાગો તો જગજીવન તમને, પેહેરાવું સૌ પહેલા રે. લ૦ ૨
કંચન કેરા થાલ કટોરા, ભોજન શાક ભરેલા રે;
દીનાનાથ જમો કરી દાતણ, વાલમ વેહેલા વેહેલા રે. લ૦ ૩
ઉઠો તો શિર કેશ ઓળીશું, અરસ પરસ ઉલઝેલા રે;
બ્રહ્માનંદ કહે વાર થઈ કેમ, કુણે વશ કીધેલા રે. લ૦ ૪

### પદ ૩૨૫ મું.

નારાયણ કમળાવર નૌતમ, જાગો જીવન મારા રે;
પ્રાત થયું બોલ્યાં વન પખી, પુલ્યાં કમળ સવારાં રે. ના૦ ૧
ઇંદ્રાદિક નારદ મુનિ આદિ, આવ્યા દેવ અપારા રે;
શિવ નંદિ પારવતી સહિતા, દ્વાર કર્યા ઉતારા રે. ના૦ ૨
વીણા તાળ મનોહર વાજે, મૃદંગતણા ધમકારા રે;
ઘેરે મધુરે સાદ ગુણીજન, ગાવે ચરિત્ર તમારાં રે. ના૦ ૩
ભાવે સહિત જમો મનભાવન, ભોજન સારાં સારાં રે;
આળસ તજી મહા પ્રભુ ઉઠો, બ્રહ્માનંદના પ્યારા રે. ના૦ ૪

### પદ ૩૨૬ મું.

ઉઠોને અલબેલા વહાલા, લક્ષ્મીના વર લેહેરી રે,
અંજબ નવીનં દુશાલા ઓઢો, પીતાંબર લ્યો પહેરી રે. ઉ૦ ૧
ગદા પદ્મ કર શંખ ચક્ર લઈ, ખલ નાંખો ખખેરી રે;
અતર દયા ધરો અવિનાશી, કરો મદદ જન કેરી રે. ઉ૦ ૨
લટકાવો શિર લાલ કલંગી, ઉપરણી સોનેરી રે;
મદ મંદ મુખ હસો મનોહર, હરિજન સામું હેરી રે. ઉ૦ ૩
સુરનર મુનિવર જુથ મળી સૌ, ઉભા આંગણુ ઘેરી રે,
બ્રહ્માનંદના નાથ વદન છબી, નિરખન આશા ઘણેરી રે. ઉ૦ ૪

### પદ ૩૨૭ મું-રાગ ભેરવ.

પ્રાત સમે મારા પ્રાણજીવનનું, મુખડુ જોવા જાઇએ રે;
નલવટ રેખા નૌતમ નિરખી, અંતર સુખિયાં થાઇએ રે. પ્રા૦ ૧
દક્ષણ ગાળ કપોળે તીલનું, શ્યામ ચિહ્ન ચિત્ત લાઇએ રે;
શ્રવણ વામમાં શ્યામ બિંદુ જોઈ,કામધામ વિસરાઈએ રે. પ્રા૦ ૨
સુંદર શ્યામ જગાડ્યા સારુ, ઘેરે સાદે ગાઇએ રે;
ભ્રુકુટી ભાલ તિલકને ભાળી, પરમાનંદ સુખ પાઇએ રે. પ્રા૦ ૩
નંદજીને આંગણીએ નિત્ય નિત્ય,જાતાં નહીં લજાઈએ રે;
બ્રહ્માનંદ કહે ભાગ્ય હોય તો, કૃષ્ણ તણા કહેવાઈએ રે. પ્રા૦ ૪

### પદ ૩૨૮ મું.

પ્રાત સમે પાતળિયા કેરુ, કોડે દર્શન કરીએ રે;
મહા મનોહર નૌતમ મૂરતિ, લોચનિયાંમાં ધરીએ રે. પ્રા૦ ૧
જગજીવનને જગાડવા સારુ, મંદિરીયામાં ગરીએ રે;
માત જશોમતી રીસ કરે તોય, નિરખીને નિસરીએ રે. પ્રા૦ ૨

શ્યામળિયાને સારુ સજની, લોક લાજ પરહરીએ રે;
હોંસેથી હડસેલા ખાઇએ, નંદજીની ઓસરીએ રે. પ્રા૦ ૩
પૂરવ ભવનાં પુણ્ય હોય તો, વહાલમજીને વરીએ રે;
બ્રહ્માનંદ કહે કહાનકુંવરને, કેડે કેડે ફરીએ રે. પ્રા૦ ૪

## પદ ૩૨૯ મું.

થયું સવાર ચાલ સખી, જાઇએ નંદરાયને ફળીએ રે;
આ ટાંણે આળસ મેલીને, હેતે હેતે હળીએ રે. થ૦ ૧
જદુપતિ કેરે દર્શન જાતાં, ખાળે તોય નવ ખળીયે રે;
ગિરિધર સારુ ગાળ્યું ખાઈએ, આંગણીએ ટળવળીએ રે. થ૦ ૨
અલબેલાને ઉઠ્યા જાણીને, ચરણ કમળમાં ઢળીએ રે;
ગુંથી હાર ગળે આરોપું, નવલ ગુલાબી કળીએ રે. થ૦ ૩
જશોમતીને ઘેર જોરે જોરે, દળણું લેઇને દળીએ રે;
બ્રહ્માનંદ કહે જેમ તેમ કરીને, મોહનજીને મળીએ રે. થ૦ ૪

## પદ ૩૩૦ મું.

પ્રભાતે ઉઠીને પેહેલું, મુખ જોઇયે માવાનું રે;
લોચનિયાંથી વહાલું લાગે, મંદિર નંદબાવાનું રે. પ્ર૦ ૧
નવરાં ત્યાં ઉભાં નવ રહીએ, જે હોય તે લાવાનું રે;
કહાન કુવરને નીર ગરમ લઈ, નિત્ય દઈએ નહાવાનું રે. પ્ર૦ ૨
દધી માખણ ઘૃત શાકર દેઇએ, ખાંતે કરી ખાવાનું રે;
જગજીવનને જમતા જોઇને, અતર સુખ થાવાનું રે. પ્ર૦ ૩
ચૌદ લોકના ભોગ સંપત્તિ, વશ એને વાવાનું રે;
બ્રહ્માનંદ કહે મારે જોઇએ, નિત્ય દર્શન આવાનું રે. પ્ર૦ ૪

## પદ ૩૩૧ મું–રાગ ભૈરવ.

પ્રભાતે ઉઠીને પ્રાણી, ગોવિંદ કેમ નથી ગાતો રે;
આઠ જામ ધામ ધન અર્થે, કામથકી નથી કાતો રે. પ્ર૦
માતાતણા ઉદરની માંહી, અહોનિશ તું અકળાતો રે;
જઠરાનલની બળતો ઝાળે, અતિ કષ્ટ તુંને થાતો રે. પ્ર૦ ૧
તે દુઃખમાંથી બારો કાઢ્યો, માયાનો મદમાતો રે;
પરધન પરત્રિય કારણ ડોલે, બોલે મુખ મરડાતો રે. પ્ર૦ ૨
ગરભમાંહી નિત્ય ગરજુ થઈને, ખુટલ તું સમ ખાતો રે;
તે હરિથી અવળો થઈ ચાલે, લંપટ નથી લજાતો રે. પ્ર૦ ૩

જમપુરીમાં જમવાને બાંધ્યો, ભુંડપ કેરો ભાતો રે;
બ્રહ્માનંદ કહે હજી સમજ તો, ઉગરીશ જાતો જાતો રે. પ્ર૦ ૪

પદ ૩૩૨ મું.

પ્રભાતે ઉઠીને પ્રાણી, ગાયે ગિરિવરધારી રે;
શ્યામ સુંદરવર જન્મસંગાથી, કમળ નેન સુખકારી રે. પ્ર૦
પાપ રૂપ મન દુષ્ટ પૂતના, વિષદાયક વ્યભિચારી રે;
માત સમાન મુક્તિ જેની કીધી, આવા દેવ મોરારી રે. પ્ર૦ ૧
ભારતમા ભીષ્મ પણ રાખ્યો, પણ પોતાનો હારી રે;
પાંડવ તણા જગનમાં પોતે, પક્તિ ભોમ સમારી રે. પ્ર૦ ૨
અંતરભાવ અલૌકિક જેનો, તે સાથે અતિ રાજી રે;
નૃપ પકવાન્ન તજીને જમિયા, વિદુરને ઘેર ભાજી રે. પ્ર૦ ૩
પતિવૃતા કઈ પડી રહીને, તારી પચભર્તારી રે;
બ્રહ્માનદ કહે પ્રેમ કરીને, રટીએ કુજવિહારી રે. પ્ર૦ ૪

પદ ૩૩૩ મું.

પ્રભાતે ઉઠીને પ્રાણી, ધ્યાન હરિનું ધરવું રે;
આળ પપાળ મિથ્યા એ ટાણે કાંઈ બીજું નવ કરવુ રે. પ્ર૦
સહિત કલગી પાઘ સુરંગી, જોઈ મગ્ન થઈ ફરવું રે;
ભાલ તિલક શુભ રેખને ભાળી, કાળ થકી નવ ડરવું રે પ્ર૦ ૧
ભ્રુકુટી નેન કમળ ભૂધરનાં, લખી અતરમાં ઠરવુ રે;
પૂરણ ચંદ્ર સરીખુ પ્રભુનુ, મુખ ક્ષણ નહીં વિસરવું રે. પ્ર૦ ૨
કરણ છબી ભુજ જુગલ કૃષ્ણનુ,ભૂષણ સહિત સમરવું રે;
હાર જુક્ત પંકતું ઉર હરિનું, ત્યાંથી નવ નિસરવું રે. પ્ર૦ ૩
ઉદર નાભિ ઉરુ જાનું જઘા, ચરણ કમળમાં ફરવું રે;
બ્રહ્માનંદ કહે એ છબી ઉર ધરી, બીજું સર્વ પરહરવું રે. પ્ર૦ ૪

પદ ૩૩૪ મું.

પ્રભાતે ઉઠીને પ્રાણી, શ્રીઘનશ્યામ સભારો રે;
મંગળ રૂપ મનોહર મૂર્તિ, લઈ અંતરમાં ધારો રે. પ્ર૦
અશરણ શરણ કૃષ્ણ અવિનાશી, નટવર નંદ દુલારો રે;
મોરલીધર મોહન મધુસૂદન, એવાં નામ ઉચ્ચારો રે. પ્ર૦ ૧
ભરત ખંડમાં નર તન પામ્યા, અવસર આવ્યો સારો રે;
નદકુમાર ચરણ ચિત્ત ધારી, વિષય વિકાર વિસારો રે. પ્ર૦ ૨

ભજીએ રંગ સહિત ભૂધરને, તજીએ સંગ નઠારો રે;
કુળ મરજાદા મેલીને કરીએ, પ્રાણજીવનને પ્યારો રે. પ્ર૦ ૩
સાચા સંતની સોબત કરીને, કર્મનો ભાર ઉતારો રે;
બ્રહ્માનંદ કહે હરિ ભજો તો, સરશે અર્થ તમારો રે. પ્ર૦ ૪

પદ ૩૩૫ મું–રાગ બિભાસ.

રસકે રસીલે કહાના, માંનો મેરી બતીયાં.
ઝંખી પરી શશિ જ્યોતિ, ઠડે ભયે હાર મોતી;
છાંડો મોય ભોર ભઈ, બિત ગઇ રતીયાં. રસ૦ ૧
પ્યારે મોરે ભયો પ્રાત, લોક સબ આત જાત;
મહી લે મૈયારી મગ, ચલી જ્યું હસતીયાં. રસ૦ ૨
પારોસન દેખો જાગી, વલોનેકી ધૂમ બાગી;
પ્રફુલ્લિત હોન લાગી, બનવેલી પતીયાં. રસ૦ ૩
વીત ગયે ચારુ જામ, બોલે જન ઠામ ઠામ;
બ્રહ્માનન્દહુકે શ્યામ, શીરિ ભઈ છતીયાં. રસ૦ ૪

પદ ૩૩૬ મું.

કહો જું રંગીલે કહાના, કહાં રેન જાગે.
નિદમેં ભરેહે નેન, અલસિલે મુખ બેન;
કાજરકી રેખા સો, કપોલન પાગે. કહો૦ ૧
કાહેકું દુરાત* વાત, દેખો જું તુમારે ગાત;
બીન ગુન મોતી માલ, ઉર નીકી લાગે. કહો૦ ૨
ચતુર સુજાન શ્યામ, લેહુ અબ તાકો નામ;
પ્યારે પ્રીતહુસે જ્યાકે, હાથહિ બીકાગે. કહો૦ ૩
પીતાંબર ભૂલ આયે, ઝીની સારી ઓઢી લાએ,
બ્રહ્માનન્દ કહે કહો, કુર હમ આગે. કહો૦ ૪

પદ ૩૩૭ મું.

જાગો હો છબીલે કહાના, પ્રાત જુ ભયો હે.
ઘર ઘર હુતે ધાએ, દર્શનકે કાજ આએ;
ગોપી ગ્વાલ બાલ કરી, અંગન છાયો હે. જા૦ ૧
ઉઠો અબ ગિરિધારી, બીત ગઇ રેન સારી;
ગુનીનકો રાગ રંગ, હોય કે રહો હે. જા૦ ૨

* દૂર કરવી; ઉરાડી દેવી

બ્રહ્મા અરુ સૂરરાજ, આયે સગ લે સમાજ;
શકર સો દ્વાર ઠારે, હરખ નયો હે. જા૦ ૩
કરત હે સોર પખી, ખોલ દેખો લાલ અખી,
બ્રહ્માનન્દહુકે શ્યામ, તિમિર ગયો હે. જા૦ ૪

પદ ૩૩૮ મું.

ભયો હે સબેર કહાના, જાગો પ્રાન મેરે.
નીકો જમુનાકો વારી, કનકકી ભરી ઝારી,
દાતન કરોહુ ઉઠ, હરખ ઘનેરે. ભ૦ ૧
શ્યામ અબ કીજે સ્નાન, ઉદિત પ્રકાશ ભાન,
દાન લેન કાજ ઠાડે, વિપ્ર મગ હેરે. ભ૦ ૨
પ્રીત કરી કીને પાક, સુંદર બને હે શાક;
જીમિયે રસીલે લાલ, ભઇ હે અબેરે. ભ૦ ૩
બ્રહ્માનન્દ જશોમતી, કરત બિનતિ અતી,
ગૌવન ચરાવનેકું, સખા તોય ટેરે. ભ૦ ૪

પદ ૩૩૯ મું–રાગ ભૈરવ

પ્રાત થયું મનમોહન પ્યારા, પ્રીતમ શું રહ્યા પોઢીને,
વારવાર કરુ છુ વિનતિ, જગજીવન કર જોડીને. પ્રા૦ ૧
ઘરઘરથી ગોવાળા આવ્યા, દર્શન કારણ દોડીને,
આગણીએ ઉભી વ્રજ અબળા, મહી વલોવાં છોડીને. પ્રા૦ ૨
બહુ રૂપી દરવાજે બેઠા, શકર નેજા ખોડીને;
મુખડુ જોવા આતુર મનમાં, જોરે રાખ્યા ઓડીને. પ્રા૦ ૩
ભૈરવ રાગ ગુનીજન ગાવે, તાન મનોહર તોડીને;
બ્રહ્માનન્દના નાથ વિહારી, ઉઠો આળસ મોડીને. પ્રા૦ ૪

પદ ૩૪૦ મું.

રસિયોજી રાય આંગણે બેઠા, કોમળ દાતણ કરવાને;
મખમલની ગાદી બહુ મૂલી, પાટ ઉપર પાથરવાને. રસિ૦ ૧
આછું જલ જમનાનું આણ્યું, કંચન ઝારી ભરવાને;
સોના કેરુ પ્યાલું લાવ્યા, સુંદર આગે ધરવાને. રસિ૦ ૨
દાસ મળ્યા સહુ દર્શન કારણ, જગને પારઉતરવાને,
દાતણ કરતા હરિને દીઠા, તેના વૈભવ ફરવાને. રસિ૦ ૩
મુખમજન કીધું મનમોહન, હરિજનનાં મન હરવાને;
બ્રહ્માનન્દનો વહાલો ઉઠયા, સ્નાન વિધિ અનુસરવાને. રસિ૦ ૪

પદ ૩૪૧ મું.

બાજઠ કનક તણે આવી બેઠા, નીર ગરમ હરિ નહાવાને,
શ્વેત વસ્ત્ર પેહેર્યું એક સુંદર, ભૂધરજી ભીંજાવાને. બા૦ ૧
અત્તર તેલ ફુલેલ અનૂપમ, મર્દન કરવા માવાને,
અંગ ચોળે ઢોળે જળ ઉપર, રસિયાજી રીઝાવાને. બા૦ ૨
સ્નાન કરી ઉઠયા શ્યામળિયો, પ્રેમીજન લલચાવાને;
લલિત નવીન ત્યાર કરી લાવ્યા, પીતાંબર પહેરાવાને. બા૦ ૩
રતન જડિત શુભ પાટ મનોહર, ગાદી નવલ બીછાવાને;
બ્રહ્માનન્દના નાથને આવ્યાં, ભોજન કાજ બોલાવાને. બા૦ ૪

પદ ૩૪૨ મું.

જમો જમો રે મારા જીવન જુગતે, ભોજનિયાં રસ ભરીઆં રે;
પાક શાક તમ સારુ પ્રીતમ, કોડે કોડે કરીઆં રે. જમો૦ ૧
તળીઆં ગળીઆ તાજા તાતાં, કનક થાળમાં ધરીઆં રે;
આરોગો મારા નાથ અલૌકિક, ઘૃત ઝાઝાં ઘેબરીઆં રે. જમો૦ ૨
કડી વડી કારેલાં કાજુ, ગર્ફતિડાં દહીથરીઆ રે;
જોઇએ તો ઉપરથી લેજો, મીઠું જીરુ ને મરીઆં રે. જમો૦ ૩
બ્રહ્માનદનો નાથ શીરાવ્યા, દૂધ ભાત શાકરીઆ રે;
ચલુ કર્યું હરિ તૃપ્ત થઇને, નિરખી લોચન ઠરીઆં રે. જમો૦ ૪

પદ ૩૪૩ મું–રાગ ભૈરવ.

સુંદર વર શણગાર કરીને, સિંહાસનપર શોભે રે;
જદુવર કેરુ રૂપ જોઈને, મુનિવરનાં મન લોભે રે સું૦ ૧
છોગલિયાં ફુલડાં કેરાં છાયાં, મોલીડાંને માથે રે,
ફરે ભમરા મતવાલા થઈ, ડોલે સાથે સાથે રે. સું૦ ૨
કાજુ ભાલ તિલક કેસરનું, રુડુ રંગ ભરેલુ રે,
ભ્રુકુટી નેણુ નાસિકા ભાળી, તન કુરબાન કરેલું રે. સું૦ ૩
ગોળ કપોલ કર્ણ શુભ કુંડળ, હરિનુ મુખડુ હસતું રે,
બ્રહ્માનદ કહે તે જોઇને પળ, મન છેટે નથી ખસતું રે. સું૦ ૪

પદ ૩૪૪ મું.

કમળાવર શણગાર કરીને, બેઠા છે બહુ નામી રે;
સુંદર વર શોભાના સાગર, અનત ધામના ધામી રે. ક૦ ૧
બાજુબધ જડાઉ બાંધ્યા, મોતીડાંની માળા રે;
હેમ કડાં પોચીમાં હીરા, લાગે છે રૂપાળા રે. ક૦ ૨

વીંટી વેઢ દશે આંગળીએ, શોભે નવલ દુશાલો રે;
અવિનાશીનું રૂપ અલૌકિક, સહિયરું જોવા ચાલો રે. ક૦ ૩
લક્ષ્મી કનક આરતિ લેઇને, અતિ હેતે ઉતારે રે;
બ્રહ્માનંદ નવલ છબી ઉપર, સર્વસ્વ લઇને વારે રે. ક૦ ૪

પદ ૩૪૫ મું.

શ્યામળિયો શણગાર સજીને, રસિક મનોહર રાજે રે;
ભૂધરજીની મૂર્તિ ભાળી, કોટી કામ છબી લાજે રે. શ્યા૦ ૧
વાચક વિલાસ કરે છે વહાલો, સુંદર હરિજન સાથે રે;
સર્વસ્વ મારું વારીને નાખું, મોહનજીને માથે રે. શ્યા૦ ૨
હીરા માણેક લાલ જડાવું, કુંડળ પેહેર્યાં કાને રે;
મોહ બધાણો જોઇને મારે, વ્રજજીવનને વાને રે. શ્યા૦ ૩
હેમ આરતિ હાથ લઇને, નારદાદિ છબી નિરખે રે;
બ્રહ્માનંદ ચરણરજ સેવક, હરિ મુખ જોઇને હરખે રે. શ્યા૦ ૪

પદ ૩૪૬ મું.

કોડે કોડે હરિને કમળા, અંગ શણગાર ધરાવે રે;
સોનેરી પાઘડલી માંહી, છોગલિયાં લટકાવે રે. કો૦ ૧
બાજુબંધ બેરખા બાંધ્યા, હાર હૈયે પહેરાવે રે;
જગજીવન કેરી શોભા જોવા, મહા મુક્ત ચલી આવે રે કો૦ ૨
જરકસિયો જામો પાયજામો, કમરે જડિત કટારો રે;
બુટ્ટાદાર પામરી પીળી, રેટો કામણગારો રે. કો૦ ૩
પોંચી વેઢ કડાં પેહેરીને, રસિક મનોહર રાજે રે;
બ્રહ્માનંદ શણગાર આરતિ, જોઈ દુઃખ દારિદ્રય ભાજે રે. કો૦ ૪

---

# થાલસંગ્રહ.

પદ ૩૪૭ મું–રાગ રામકલિ.

આવો રે વહાલાજી તમને, માંખણ જમાડું;
કહો તો તમારા ગોઠીડાને, ઘડીએક ખમાડું. આવો૦ ૧
રમત મેલો શ્યામ રંગીલા, થઈ ઝાઝી વેળા;
છોકરડાંને શિખ દીઓ, હરિ ચાલો હું ભેળા. આવો૦ ૨
શાકર કેરી સુખડી કીધી, તાજું ઘી નાંખ્યું;
જીવન તમને જમતાં દેખું, થાય ટાઢી આંખ્યું. આવો૦ ૩

લાલજી તમને ભુખ લાગી હશે, પહેલેને પોરે,
બ્રહ્માનંદના નાથજી હું તો, જમાડીશ જોરે. આવો૦ ૪

પદ ૩૪૮ મું.

આરોગો અલબેલા વહાલા, શાકર સેવડલી;
રમવાની આવડી પડી શી, તમને ટેવડલી. આરો૦ ૧
ચોપ કરીને સેવું રાંધું, ઘી તાજું લાવુ;
તમે જમો હું આગળ બેશી, માંખી ઉડાવું. આરો૦ ૨
ખુબ મસાલા માંહી ખાંડી, દહીંવડાં કરુ ખાટાં;
બરફીનો બાલ ભોગ કરો, બેઠ સેવૈયા સાટાં. આરો૦ ૩
જે તમને મનડે ગમે, તે માગીને લેજો;
વધુ રહે તે બ્રહ્માનંદને, પ્રસાદી દેજો. આરો૦ ૪

પદ ૩૪૯ મું.

બાળ ભોગ જમવા હરિને, માતા બોલાવે;
શેરીમાંથી સાદ કરીને, બાંહ્ય ગ્રહી લાવે. બાળ૦ ૧
મહી કટોરો ત્યાર કર્યો, માંહી મીસરી ઘોળીને;
ચોખા કેરો કરમલડો, કાજુ આપે ચોળીને. બાળ૦ ૨
વઢી વઢી વિનતિ કરે કહાના, ઝાઝુ ના રમીએ;
બીજું કામ તજીને બાપુ, ભાવે તે જમીએ. બાળ૦ ૩
ભોજન પડતું મેલીને ઉઠે, રમવાને જ્યારે;
બ્રહ્માનદના નાથને માતા, બેલે બેસારે. બાળ૦ ૪

પદ ૩૫૦ મું.

માંખણુ જમાડુ વહાલા મારા, આવોને ઓરા;
લટકાળા મુને વહાલા લાગો, ગિરિધારી ગોરા. માંખ૦ ૧
ભૂધર તમને જે ભાવે, તે આણીને આલું;
ત્રિલોકીમાં તમ જેવું બીજું, નથી કાંઈ વહાલું માંખ૦ ૨
દહીથરાં ને દૂધ પેડા બેક, જલેબી સારી;
બરફીનો બાલભોગ કરો, જાઉં મુખ ઉપર વારી. માંખ૦ ૩
આદાં લીંબુનાં અથાણાં વળી, સાટા શાકરિયા;
બ્રહ્માનદને શીત પ્રસાદી, દેજો ઠાકરિયા.* માંખ૦ ૪

---

* ૧ લી આવૃત્તિમા "ડાલરિયા" છે પણ કીર્તનસગ્રહમા આ વાચન છે ને તે વધારે બેસતુ હોવાથી ફેરવ્યુ છે

### પદ ૩૫૧ મું–રાગ વેલાવલ.

દેખોરી કરત કલેવો ધર્મકે લાલા.
જગપતિ નર નારાયણુ જીમત, દોનુ દીન દયાલા. દે૦ ૧
સુંદર દૂધ ભાત દધિ શાકર રોટી, માંખણુ પાક રસાલા. દે૦ ૨
બ્રહ્માનદ આરોગત મહા પ્રભુ, નિરખત ભયો મે નિહાલા. દે૦ ૩

### પદ ૩૫૨ મું.

નૌતમ પુત્ર જીમાવત ધર્મકી ઘરુણી.
નર નારાયણુ નિરખી મુદિત મન, પાવ ટીકત નાહીં ધરણી. નૌ૦ ૧
પુરી ઠોર પકોડી પૌવા શાકર, માંખણુ ખીર શિખરણી. નૌ૦ ૨
બ્રહ્માનદ જીમત હરિ દેખે, ધન ધન તાકી કરણી નૌ૦ ૩

### પદ ૩૫૩ મું.

પ્રભુજીકુ બાલ ભોગ દેવત નિજ માતા.
મેવા અરુ બહુ ભાંત મીઠાઈ, શાકર દૂધ સોહાતા. પ્ર૦ ૧
શાક પાક ઘેબર અતિ સુંદર, તળે તરત માલપુવા તાતા પ્ર૦ ૨
બ્રહ્માનન્દકુ શીત પ્રસાદી, દીની હરિ સુખદાતા. પ્ર૦ ૩

### પદ ૩૫૪ મું.

જીમત નર નારાયણુ દોનુ ભાઈ.
કરત નાસતો દેખી કુવરકુ, માત પિતા હરખાઈ. જી૦ ૧
શીરા ખીરજ દૂધ અરુ શાકર, બિધિબિધિ મેવાપાક બનાઈ. જી૦ ૨
બ્રહ્માનન્દ શ્યામ સુંદર વર, રુચિ રુચિ ભોગ લગાઈ જી૦ ૩

### પદ ૩૫૫ મું–રાગ વેલાવલ.

બાલ ભોગ અતિ હેતસે, કરુણા નિધિ કીજે;
ભોજન અનેક પ્રકારકે, ભાવે સોઈ લીજે. બા૦ ૧
લાલ નવલ તેરે લિયે, શુચિ સેવ બનાઈ,
શાકર ઘૃત લેકે જીમો, સુંદર સુખદાઈ. બા૦ ૨
નવલ શ્યામ નવનીતમે, મીસરી અતિ ડારી;
આઈ ભુવન આરોગિયે, બ્રજરાજ વિહારી. બા૦ ૩
રુચિ રુચિ ભોગ લગાઈએ, કીજે રસ બતિયાં;
બ્રહ્માનદ કહે હોત હે, શીતળ મેરી છતિયાં. બા૦ ૪

### પદ ૩૫૬ મું.

જસોમતી અપને લાલકુ, લિયે નિકટ બુલાઈ;
કરુણા સાગર કીજીએ, ભોજન મન ભાઈ. જ૦ ૧

કહાન અધિક નહીં ખેલીએ, આજ ભઈ અવેરી;
બાલ ભોગ કરીકે રમો, બ્રજહુકી શેરી. જ૦ ૨
તેરા બાવા થાલ લે, બેઠા મગ હેરે,
ભોજન ઠડે હોત હે, મનમે નહીં તેરે જ૦ ૩
મહી માંખણુ મીસરી સહિત, લે ભોગ લગાવો,
બ્રહ્માનદ કહે નાથ જ્યું, મોરે મન ભાવો. જ૦ ૪

## પદ ૩૫૭ મું.

બાલ ભોગ કરને લગે, સુંદર સુખદાની;
માંખણુ મીસરી લાયકે, દીને નદ રાની. બા૦ ૧
ખીર ખુવા આગે ધરે, શાકર માંહી ડારી;
લડુ અપને લાલકું, દેવત મહેતારી. બા૦ ૨
કહાન તીહારે કારને, નઈ મોરલી લીની,
રૂપ અજબ રગસે ભરી, બોલત ધૂની ઝીની. બા૦ ૩
જો તુમરે આગે ધર્યો, તિતનો જેંય લૈહો,
બ્રહ્માનદ કહે બસર્રી, તો પીછે પૈહો. બા૦ ૪

## પદ ૩૫૮ મું.

ગોપી ગિરિધર લાલકુ, લિયે ભુવન બોલાઈ;
બાલ ભોગ આગે ધરે, જીમત રુચિ લાઈ. ગો૦ ૧
લડું મોતીચુરકે, પુનિ શક્કરપારા;
શીરા પૂરી પાક પય, મિષ્ટાંન અપારા. ગો૦ ૨
જો તુમકુ નીકા લગે, સો માંગકે લીજે;
જીમત બેરીયાં જદુપતિ, લજ્જા નહિ કીજે. ગો૦ ૩
ચલુ અધાયકે કીજીએ, લીજે મુખવાસા;
બ્રહ્માનદ પ્રસાદીકી, અતર અભિલાષા. ગો૦ ૪

## પદ ૩૫૯ મું–રાગ ગરબી.

હાંરે આવો એક વાત કહું હેલી, કે વહાલે મારે કીધી રગરેલી રે. ૧
ગોવાળા નુંતરીઆ ઘેરે, કે પાક કરાવ્યા બહુ પેરે રે. ૨
સજની દીપક અજવાળ્યા, કે આંગણે ઢાલીડા ઢાળ્યા રે. ૩
ઢાલીડે બેઠા ગોવાળા, કે વહાલો વિચ ઉભા રૂપાળા રે. ૪
સુંથણુલીની નાડી લટકે, કે જોઈ જોઈ મન મારુ અટકે રે. ૫
બ્રહ્માનંદ કહે પલવટ વાળી, કે મનોહર પીરસે વનમાળી રે. ૬

## પદ ૩૬૦ મું.

હાંરે બીરંજમાં ઘી સાકર બોહોળાં, કે વહાલો મારો દેછે છાકમ છોળાંરે. ૧
પકોડી કડી વડી પુડી, કે રસાળી રોટલિયું રુડી રે. ૨
અથાણાં કેરી ને આદાં, કે ઝાઝાં વીંજન રાયજાદાં રે. ૩
રસિયો ફરે રંગ રમતાં, કે ગોવાળાને મનડે ગમતાં રે. ૪
જોરાઇએ ઠેલ ભરે થાળી, કે ગોપી થકિત થઈ ભાળી રે. ૫
ઘણાં ભોજનિયાં મન ગમતાં, કે બ્રહ્માનદ જાગ્યો રંગ જમતાંરે. ૬

## પદ ૩૬૧ મું.

હાંરે કે ભાત રધાવ્યા બહુ ભાતે, કે ખાંતીલો ફરે* ખાંતે રે. ૧
મગાવી દુધ તણી હેલુ, કે વહાલે મારે મચવી છે રેલુ રે. ૨
નખાવી માંહી શાકર ઝાઝી, કે જમતાં ગોપ થયા રાજી રે. ૩
ફરે મોહનજી ફરતા, કે કોડે મનવારુ કરતા રે. ૪
ન પિયે તોયે જોરે નામે, કે ભૂધરજી ચડીઆ ભામે રે. ૫
કાદવ દૂધતણા કીધા, કે મનાવી હાર ચળુ દીધા રે. ૬
બ્રહ્માનદ જમ્યા રસ સોતા, કે ગોવાળા માંડ ઘરે પોતા રે. ૭†

## પદ ૩૬૨ મું.

હાંરે કે પ્રેમે ઝાઝી સોપારી, કે સમારી સુડી લઈ સારી રે. ૧
મગાવ્યાં લવિંગ ઘણાં માવે, કે ફેર્યાં જેમ જેને ભાવે રે. ૨
અનોપમ એલચીને ડોડે, કે કરાવ્યા મુખવાસ કોડે રે. ૩
રસિયે હોસ કરી રમવા, કે ગોવાળાને મનડે ગમવા રે. ૪
મેલ્યાં છોગલિયાં માથે, કે શોભતાં ગોપીજન સાથે રે. ૫
રાજે રમતા ગિરિધારી, કે વદન પર બ્રહ્માનંદ વારી રે. ૬

## પદ ૩૬૩ મું.—રાગ ગરબી.

વહાલા આવો અમારે ઘેર રે, વારી જાઉ વાલમજી;
સેવા કરીશું સારી પેર રે, વારી જાઉ વાલમજી. ૧
કાંઈ નીર ઉને નવરાવુ રે, વા૦ કાંઈ જુગતે કરીને જમાડું રે. વા૦ ૨
કાંઈ કંચન થાળ કટોરા રે, વા૦ પાસે પાણી પીધાના આબખોરારે. વા૦ ૩
કંસાર ને ચુરમા ચોળી રે, વા૦ રસ રોટલી ઘીએ ઝબોળી રે. વા૦ ૪

---

* ફેરવે † આ ચોસરના બાકીના ત્રણ પદોની છ છ કડી છે, પણ આમા એક વધારે છે ને તે દરેક પ્રતમાં હોવાથી રાખી મૂકી છે

ભાજી તાંદળજાની સારી રે, વા૦ માંહી ચોળાફળી છમકારી રે. વા૦ ૫
કાજુ આદા કેરીનાં અથાણાં રે, વા૦ લિંબુ મરચાં જોયે તો મે આણ્યાંરે. વા૦ ૬
તમે ચોખા ને દૂધ શીરાવો રે, વા૦ માંહી શાકર બેક નખાવો રે. વા૦ ૭
તમે જમો ને ઢોળું હું તો વાયરે, વા૦ ત્યારે કાંઇક ટાઢું મારે થાય રે. વા૦ ૮
જળ જમુનાની ભરી ઝારી રે, વા૦ તમને ચળુ કરાવે બ્રહ્મચારી રે. વા૦ ૯
કાથો ચુનો પાન લવિંગ સોપારી રે, વા૦ તમે મુખવાસ લ્યોને મોરારી રે. વા૦ ૧૦
પ્રભુ પલંગ ઉપર પોઢાડું રે, વા૦ ઝાઝીવાર થાયે તો જગાડુ રે. વા૦ ૧૧
ઘેલું ઘેલું બોલીને સુખ દેજો રે, વા૦ કાંઈ કહેવાનું હોય તો કહેજો રે. વા૦ ૧૨
આપો અબળાને આનંદ રે, વા૦ બલિહારી બ્રહ્માનંદ રે. વા૦ ૧૩

## પદ ૩૬૪ મું-રાગ ગરબી.

જમો મારા નાથ જુગતિ કરીને રે, રહે છે જોઈ જોઈ નયણાં ઠરીને. જ૦
રૂડો ચંદન પાટ ઢળાવું રે, જલ જમુનાજીનાં મંગાવુ રે;
અંગે ચોળી અતર નવરાવું. જ૦ ૧
કાજુ ઓરડાની ઓસરીએ રે, પ્રેમે પાથરણાં પાથરીએ રે;
આગે બાજોઠ કનકનો ધરીએ. જ૦ ૨
પ્રીતે નવલ પીતાંબર પેહેરો રે, હેતે સહિત મનોહર હેરો રે,
પૂરુ થાલ હું કંચન કેરો. જ૦ ૩
તાજા લાખણુસાઇ મોતૈયા રે, તળિયાં મગદલ ને સેવૈયા રે;
કોડે કોડે આરોગો કનૈયા. જ૦ ૪
ખીર લાપશી સુંદર ખુરી રે, બિરજ સેવ કંસાર કચુરી રે,
પુડા માલપુવા શીરા પુરી. જ૦ ૫
દુધપાક જલેબી ને ખાજા રે, તળિયા મોદક ઘેબર તાજાં રે;
રુડાં જાદરીઆં ઘૃત ઝાઝાં. જ૦ ૬
સાટા બરફી પતાસાં સાબેણી રે, ઠોર મરકી ને રોટલી ઝેણી રે;
હલવો સક્કરપારા સુત્રફેણી. જ૦ ૭
હેત ઝાઝે હું પીરસું હરખી રે, થઇ જાઉ છું દીવાની સરખી રે;
બ્રહ્માનંદના વહાલા તમને નિરખી. જ૦ ૮

## પદ ૩૬૫ મું.

આરોગોને લાલજી લટકાળા રે, મીઠા બોલા અતિ મરમાળા. આ૦
તળિયાં નૌતમ ઘૃતમાં નિપજીયાં રે, રુડાં અડદ વડાં મન રંજીઆં રે;
તમને ભાવે છે સુંદર ભજીઆં. આ૦ ૧

તાન માન સર્વ એક ત્રાજુ રે, સ્વાદુ ફરફરતે એક બાજુ રે;
કળી તીખી ને ગાંઠીઆ કાજુ. આ૦ ૨
ફરસાંણુ ફુલવડી મંગાવુ રે, તાજા ચોળા ચણા તે તળાવુ રે;
વહાલા જમતાં તે ત્યાગી ન થાવુ. આ૦ ૩
ટાકો સુવા ને તાંદળજાની ભાજી રે, તળી અળવી મેથી વળી તાજી રે;
રસિયાજી જમો થઈ રાજી. આ૦ ૪
લુણી લાલરો વીણીને લાવી રે, તાજી પાનલી ચીલ તળાવી રે;
કણજ પણજ તે ત્યાર કરાવી. આ૦ ૫
મૂળા મોગરી તળિયલ કોળુ રે, નાંખ્યું પરવળમાં ઘૃત બોહોળુ રે;
વતાક નવીન વાલોળુ. આ૦ ૬
તાજી સૂરણુની તરકારી રે, વડી કડી તે લવિંગે વઘારી રે;
ચોળા ગ્વારફળી છમકારી. આ૦ ૭
વા ઢોળુ હું વિંઝણો લઇને રે, માગી લેજો જોઇએ તે કહીને રે;
બ્રહ્માનદ કહે જમો ધીરા રહીને. આ૦ ૮

પદ ૩૬૬ મું.

જમો જમો ગુણવતા ગિરિધારી રે, મનુવાર માનો વહાલા મારી. જ૦
ભીંડી ડોડી રતાળુ રુડાં રે, ચોંપ રાખી કર્યાં ચીચુડાં રે;
ઘીમાં ખુબ તળ્યાં છે ઘેસુડાં. જ૦ ૧
ભડથાં સેજરાં સ્વાદ ભરેલાં રે, તાજા તુરીઆં નૈયાં તળેલાં રે;
કુભી શાક કકોડાં કારેલા. જ૦ ૨
કુણાં ચીભડા તીંડસ લેરાં રે, દહી રાઈતાં સુંદર ઘેરાં રે;
કીધાં શાક તે કોચલાં કેરાં. જ૦ ૩
મઠ કણુક ને નીલવા મળિયા રે, કાજુ પાપડ ખાસા તળિયા રે;
પ્રીતે સહિત આરોગો પાતળિયા. જ૦ ૪
અંબ કેરી મુરબ્બો આણુ રે, નિંબુ ગરમર મરચાં ખટાણુ રે;
આદાં કમરખ કેરુ અથાણુ. જ૦ ૫
કુણા વાંસતણી કાતળિયું રે, કાજુ ચટણી કટેરની કળિયું રે;
વળી કેરાં કાચરિયું તળિયું. જ૦ ૬
દાળ અડદ ચણા કેરી ન્યારી રે, મગ ચોળા તુવેર વિધિ સારી રે;
ભુંજી ઘૃતમાં લેહેજત અતિ ભારી. જ૦ ૭
દયા દીનને ઉપર આણી રે, પીજો જમતાં થોડું થોડુ પાણી રે;
બ્રહ્માનંદ જાયે કુરબાણી. જ૦ ૮

### પદ ૩૬૭ મું.

વહાલા મારા જમીએ વનમાળી રે, હૈડુ હરખે છે ભૂધર ભાળી. વ૦
આંબાસાળ ને સૂત્ર ત્રિપાંખી રે, કીધો ભાત કેસર માંહી નાંખી રે;
જમતાં નિરખી ઠરે મારી આંખી. વ૦ ૧
આંબા રસ ને કેળાં ધર્યા આગી રે, માંખણ શાકર લેજો માગી રે,
દયા કરીને મ થાજો ત્યાગી. વ૦ ૨
છુટી ખીચડી રાંધી છે ખાંતે રે, તાજું ઘૃત પીરસ્યું રુડી ભાતે રે,
મારા નાથજી જમજો નિરાંતે. વ૦ ૩
સારો કરમલડો સખરાણુ રે, દહીં લેજો ઝાઝુ છે દુઝાણુ રે,
કહાના જમતાં ન કરીએ ઘેગાણુ. વ૦ ૪
મીઠા દૂધનો કીધો છે માવો રે, હાથે શાકર નાખી હલાવો રે,
ચોખા લઈને પ્રીતમજી શીરાવો. વ૦ ૫
સુગધી કાલિન્દ્રીનાં વારી રે, ભરી કચન કેરી ઝારી રે;
ચલુ કીજીએ દેવ મોરારી. વ૦ ૬
તાજા પાન કાથો ચુનો લાવુ રે, તજ લવિંગ સોપારી ચુરાવું રે;
બીડી લઈ મુખવાસ કરાવું. વ૦ ૭
ચર્ચુ કેસર ચંદન સારુ રે, શણગારીને આરતિ ઉતારુ રે,
બ્રહ્માનદ કહે ઘડી ન વિસારું. વ૦ ૮

### પદ ૩૬૮ મું-રાગ સારંગ.

આરોગો મહારાજ, બદ્રિપતિ આરોગો મહારાજ;
નર નારાયણ નાથ મનોહર, તુંમ પ્રગટે જન કાજ. બ૦ ૧
મેવા ઘૃત અરુ વિવિધ મીઠાઈ, અનંત પ્રકાર અનાજ;
શીરા પુરી બિરજ સેવૈયા, શાક પાક સબ સાજ. બ૦ ૨
દુધપાક માલપુંઆ મગદલ, ભાજી સુંદર શિરતાજ;
મોતૈયા મેસુબ લેઈને, ઠાડે સંત સમાજ. બ૦ ૩
ભુંડો ભલો તુમારો ભિક્ષુક, દ્વારી કરત અવાજ;
બ્રહ્માનન્દકું શીત પ્રસાદી, દીજે ગરીબ નિવાજ. બ૦ ૪

### પદ ૩૬૯ મું.

આરોગત દોઉ વીર, બદ્રિપતિ આરોગત દોઉ વીર;
નર નારાયણ ધર્મદેવસુત, દૃઢ બ્રત શુભ તન ધીર. બ૦ ૧
માત અહિંસા બિબિધ પાક ધરી, અતિ રાખત તતબીર;
ખુવા પુંવા માલપુવા ખાજા, ઘૃત સાકર અરુ ખીર. બ૦ ૨

દર્શન કાજ મુનિરાજ મીલે, સબ ભઈ દેવનકી ભીર;
બ્રહ્મા અરુ સુરરાજ મહેશ્વર, ઠાડે ધર્મ અજીર. બ૦ ૩
જીમ અઘાય ચલુ જબ કીનો, લે નિર્મળ શુભ નીર;
મહા પ્રસાદકી કણિકા માંગત, બ્રહ્માનન્દ ફકીર બ૦ ૪

પદ ૩૭૦ મું.

ચાવત બીરી પાન, મહાપ્રભુ ચાવત બીરી પાન;
અખિલ ભુવન નાયક અવિનાશી, સ્વે સામૃથ ભગવાન. મ૦ ૧
રુચિર નવીન સોપારી ચુરો, લવિંગ એલચી આન;
તજ તમાલ કોમળ મહીં કાથો, ચુનો તેહી સમાન. મ૦ ૨
સુંદર શ્યામ સિંહાસન બેઠે, માનહું ઉદિત ભયો ભાન;
લાલ અધર તબોલ રંગેહે, ધરત મુનિ જાકો ધ્યાન. મ૦ ૩
બીરી ચાવત જન મન ભાવત, ગાવત સુંદર તાન;
બ્રહ્માનન્દકે નાથ રગીલે, વિલસત ભીને વાન. મ૦ ૪

પદ ૩૭૧ મું.

કરત આરતિ માત, અહિંસા કરત આરતિ માત;
નર નારાયણ સુંદર બેઠે, સિંહાસન દોઉ ભ્રાત. અ૦ ૧
ચિતકે ચોર જોર દૃગ વંકે, શ્યામ સુભગ છબી ગાત;
જરકસી લસત મનોહર જામા, અજબ કાંતિ અધિકાત. અ૦ ૨
બાજુબધ જટિત ભુજ બંધે, મોતીન માળ સોહાત,
અદ્‌ભુતરૂપ નિરખ સુર ત્રિયકે, મન લોચન હરખાત. અ૦ ૩
ભાલ તિલક શિર મુગટ અનોપમ, દેખત જન લલચાત;
બ્રહ્માનન્દ વસો ઉર અંતર, એહી મૂર્તિ દિન રાત. અ૦ ૪

પદ ૩૭૨ મું-રાગ સારંગ.

જમોને મારા નાથજી સારુ સારુ. જ૦
વિધ વિધના રે મે તો પાક બનાવ્યા, શાક કટોરા કેરી હારુ રે. જ૦ ૧
લાલ મનોહર માગીને લેજો, જે કાંઈ લાગે તમને પ્યારુ રે. જ૦ ૨
જગજીવનજી પોતાની રે જાણીને, કહેજો જે હોય તે ખાટું ખારુ રે. જ૦ ૩
બ્રહ્માનન્દ કહે શીત પ્રસાદી, દિયો તો થાય કામ મારુ રે. જ૦ ૪

પદ ૩૭૩ મું.

આરોગો મારા નાથજી પ્રીતે પ્રીતે રે. આ.
ઓરડીઆ રે અજવાળીને સંખ્યા, ચિત્ર કરાવ્યાં રુડાં ભીંતે રે. આ. ૧

શ્યામળીઆ રે નટવર તમ સારુ, રસોઈ કરી છે રુડી રીતે રે. આ. ૨
પવન ઢોળીશ કર લઇને રે પખો, ગાઇને રીઝાવું રુડે ગીતે રે. આ. ૩
બ્રહ્માનન્દ કહે શીત પ્રસાદીથી, શાંતિ થાય છે મારે ચિત્તે રે. આ. ૪

પદ ૩૭૪ મું.

આરોગો મેવા નાથજી રુડા રુડા રે. આ૦
શીરા પુરી ને સેવ સેવૈયા, પુરણપોળી ને માલપુડા રે. આ૦ ૧
બીરજ કંસાર હરિસો બરફી, ઝબોળેલ રોટલીઓના ઝુડા રે. આ૦ ૨
ચોળા મુગફળી છમકારી કાજુ, મે તો તળેલ કંકુડાં રે. આ૦ ૩
બ્રહ્માનન્દના નાથ તમારે કાજે, ઘૃતમાંહી તળ્યાં છે ઘેસુંડાં રે. આ૦ ૪

પદ ૩૭૫ મું.

આવીને જમો નાથજી વારી વારી રે. આ૦
લાડુ ને પયપાક લાપસિય, શેવ ઝીણી બાફીને ઉતારી રે. આ૦ ૧
ઘૃત તાજું તાવેલ ધરાઉ, થાળમાં ખીચલડીને ઠારી રે આ૦ ૨
પાપડ તળીઆ મેં પ્રીત કરીને, ભજીયાં કર્યાં છે સ્વાદુ ભારી રે. આ૦ ૩
બ્રહ્માનન્દને શીત પ્રસાદી, દીજે વ્રજરાજ વિહારી રે. આ૦ ૪

પદ ૩૭૬ મું-રાગ ધન્યાશ્રી.

જીમત શ્યામ સુજાન, મહાપ્રભુ જીમત શ્યામ સુજાન;
સહજાનન્દ મનોહર મૂર્તિ, સતનકે સુખદાન. મ૦ ૧
મજન કર ઉત્તમ જલ મોહન, પીતામ્બર પહેરાન;
ભોજન રુચિ સુખાસન બેઠે, જન નિજ પ્રીતિ જાન. મ૦ ૨
કંચન પાટ થાલ પુનિ કચન, વાસન કનક બખાન;
ઝારી કનક ભરી જલ જમુના, કચન ગ્રહ કમઠાંન. મ૦ ૩
તાજે તરત તમતમે તીખે, ચિકના રુ મિષ્ટાંન;
લવણ ક્ષાર હાજર કરી લાવે, ખટ રસ ભોજન ખાંન. મ૦ ૪
શિરા સેવ બિરંજ સાબુની, રુચિર થાલ મહી ઠાન;
પ્રેમ મગ્ન નિરખત પ્રીતમ મુખ, નીજ જન પીરસત આન. મ૦ ૫
મોદક તલે અધિક મહી મીસરી, ઉત્તમ રસ અંબાન;
પાપડ વડી પકોડી પુરી, માલપુવા પકવાંન. મ૦ ૬
સુભગ કંસાર અરુ સુધરના, નાથ કરે નજરાન;
પુલકા ગરમ નરમ કરી ઘૃતસે, પીરસત રુચિર પ્રમાન. મ૦ ૭
મોતૈયા મેસુબ મીઠાઈ, ઘેબર અધિક ઘીઆન;
સાટા અરુ પેરા અતિ સુંદર, પુલવડી ફરસાન. મ૦ ૮

ફેણી સુત્ર ગાંઠિયા બરફી, સેવૈયા શકરાન;
તિખી કલી જલેબી તાજી, મગદળ ઘૃત તૃપ્તાંન. મ૦ ૯
આદા નિંબુ અજબ અથાના, કેરી મરચ કહાન,
ઉરહી અરુ ભાજી તાંદુલકી, હરિ જીમત મુસકાન. મ૦ ૧૦
ચોળા ગ્વારફલી છુંકારી, કછુ ઝાલર છુકાન;
વાલાંરો મુરી વતાણન, શાક ન અધિક સમાન. મ૦ ૧૧
દુધ ભાત મહી માખણ મેવા, અર્પે જીવન પ્રાન,
વિધ બિધ જન મન મોદ વધારણ, રુચિ રુચિ ભોગ લગાન. મ૦ ૧૨
જીમ અઘાય તૃપ્ત ભયે જીવન, કીયે આચમન રુચિ માન,
કાથો ચુનો લવિંગ સોપારી, ચાવત બીરી પાન. મ૦ ૧૩
ચન્દન ચરચ પુષ્પ ગલ ચોસર, આરતિ હી ઉતરાન,
બ્રહ્માનન્દ નવલ પ્રીતમકો, રહો રેન દીન ધ્યાન. મ૦ ૧૪

## પદ ૩૭૭ મું–રાગ વેરાવલ.

લાલ મનોહર લીજીએ, મુખવાસ મોરારી,
શ્યામ સોહાગી શ્યામળા, જાયે મુખપર વારી. લા૦ ૧
જોઇએ તો લાવું જાયફળ, તજ સુંદર તાજી;
આરોગો મારા નાથજી, રસિયા થઈ રાજી. લા૦ ૨
લવિંગ સોપારી એલચી, કાથો ચુનો મેલાવુ;
નાગરવેલી પાનની, કાજુ બીડી બનાવું. લા૦ ૩
હરિજન દર્શન કારણે, ઉભા ચહુ પાસ,
માવા મુખ તબોળની, બ્રહ્માનન્દને આશ. લા૦ ૪

## પદ ૩૭૮ મું.

રતન સિંહાસન ઉપરે, રસિયોજી રાજે,
અદ્ભુત શોભા જોઇને, છબી કદર્પ લાજે. રતન૦ ૧
જામો પહેર્યો જરકસી, સેહરો શિર સારો;
પીળી ઓઢી પામરી, બેઠા નન્દ દુલારો. રતન૦ ૨
કમર કટારો શોભતો, પોચી બેઉ હાથે,
ઉપરણી ઓપી રહી, મોલીડા માથે. રતન૦ ૩
પુલ માળ ગળે પુટરી, ધારી ગિરિધારી;
શોભા જોઇ શણગારની, બ્રહ્માનન્દ બલિહારી. રતન૦ ૪

પદ ૩૭૯ મું.

અખડ પિયાજીની આરતિ, અતિ હેતે ઉતારુ,
મહા મનોહર મૂરતિ, અંતરમાં ધારુ અ૦ ૧
અગર ધૂપ અતિ શોભતા, દીપક અજુઆલુ;
મુખડુ મોહન લાલનુ, નિરખુ રૂપાળુ. અ૦ ૨
ભેરી શંખ મૃદગ ધ્રુનિ, વાજાં અતિ વાજે;
બ્રહ્મા ભવ સુર આવિયા, સૌ દર્શન કાજે. અ૦ ૩
જય જય વાણી ઉચ્ચરે, ઘેરે સુર ગાવે,
બ્રહ્માનન્દના નાથની, છબી જોઈ સુખ પાવે. અ૦ ૪

પદ ૩૮૦ મું.

પ્રાણજીવન પધરાવિયા, મહિરીઆમાંહી,
પોઢયા સારુ પ્રેમસું, સુખ સેજ બીછાહી. પ્રા૦ ૧
પ્રીતમ બેઠા પલગપર, આવી અલબેલો,
રુડો લાગે રાજવી, છોગાળો છેલો પ્રા૦ ૨
મોહન દીધી મુજને, પુલડાંની માળા,
પગ ચાંપું હું પ્રેમથી, થયા શ્યામ સુખાળા પ્રા૦ ૩
શીખ કરી સર્વે સાથને, પોઢયા કુંજવિલાસી;
બ્રહ્માનન્દ હજુરમા, એકાંતિક દાસી. પ્રા૦ ૪

પદ ૩૮૧ મું–રાગ અડાણો.

નાથ કરો મેરે હાથ નિરંતર, શ્રીઘનશ્યામ વ્યાળુ પ્યારે. ના૦ ૧
મેવા ખુબ અનૂપ મીઠાઈ, પાક શાક સબ ન્યારે ન્યારે. ના૦ ૨
બરફી અરુ મેસૂબ જલેબી, દુધ ભાત શાકર મહીં ડારે. ના૦ ૩
બ્રહ્માનન્દ કે નાથ આરોગો, મનમોહન બ્રજપતિ મતવારે. ના૦ ૪

પદ ૩૮૨ મું.

બ્રજરાજ કરો ઘનશ્યામ વિયાળુ, શીતળ હોત દેખી દ્રગ મેરી. બ્ર૦ ૧
પુરી શીરા પાક પકોડી, મીસરી અતિ પયપાક મીલેરી. બ્ર૦ ૨
કઢી વડી ભુંજેલ ખીચડિયા, ઘૃત શાકર કરી ઠોર ઘનેરી. બ્ર૦ ૩
પ્રીતમ પ્રાણ જીમો કરી પ્રીતિ, બ્રહ્માનન્દ જાત બલિહારી.* બ્ર૦ ૪

પદ ૩૮૩ મું.

આય કરો ઘનશ્યામ વિયાળુ, દેખો આજ અબેર ભઈ હે. આ૦ ૧
બિધ બિધ પાક રસોઈ બનાઈ, કચન થાળમે રાખી લઈ હે. આ૦ ૨

---

* એક હસ્તલિખિત પ્રતમા "બ્રહ્માનદરી જાત અનેરી" એવો પાઠ છે

સાટા દૂધપાક સેવૈયા, માંખન શાકર દુધ મહી હે. આ૦ ૩
બ્રહ્માનન્દકે નાથ આરોગો, દેખત બ્રજ ત્રિય ઘેર રહી હે. આ૦ ૪

પદ ૩૮૪ મું.

વ્યાળુ કરો બ્રજરાજ વિહારી, બિધ બિધ કે મે પાક બનાયે. વ્યા૦ ૧
ઠકોડે ઘૃત પૂર્ત કરેલે, તાજે તુર્ત મંગાય તલાયે. વ્યા૦ ૨
શાકર દુધ કટોરો સુંદર, પ્રાન પિયા પીજે રુચી પાયે. વ્યા૦ ૩
બ્રહ્માનન્દ કહત મોયે દીજે, શીત પ્રસાદી દયા ઉર લાયે. વ્યા૦ ૪

પદ ૩૮૫ મું–રાગ બીહાગડો.

વ્યાળુ કરત ધર્મ કુમાર, વ્યાળુ કરત ધર્મ કુમાર;
માત અહિંસા પ્રેમ કરીકે, ધરત કંચન થાર વ્યા૦ ૧
શાક પાક નવીન સુંદર, તલે તરત તૈયાર;
ખુબ ભુંજી ખીચડી અરુ, કઢી અતિ શ્રીકાર વ્યા૦ ૨
નર નારાયણુ ભૂપ જગકે, રૂપ પરમ અપાર,
ભ્રાત દોનું કરત રુચિ રુચિ, પરસપર મનુવાર વ્યા૦ ૩
ભાત જીમત ભાવસે, મહીં દુધ મીસરી ડાર;
બ્રહ્માનન્દ કે નાથકી છબી, રુચિર અધિક ઉદાર. વ્યા૦ ૪

પદ ૩૮૬ મું.

વ્યાળુ કરત ત્રિભુવન રાય, વ્યાળુ કરત ત્રિભુવન રાય;
માત અહિંસા મગન મનમે, હરખ ઉર ન સમાય. વ્યા૦ ૧
પાટ કંચન ઢારકે પુનિ, થાર કંચન લાય;
પ્રેમ કરીકે પીરસે શુભ, બિબિધ પાક બનાય. વ્યા૦ ૨
નર નારાયણુ જીમન બેઠે, ભ્રાત દોનુ આય;
તરત તાજે ધરે ભોજન, રુચિર ભોગ લગાય. વ્યા૦ ૩
ખાન પાન સુ ખુબ કરીકે, ચલુ કીન અઘાય;
અચળ સુંદર શ્યામ ઉપર, બ્રહ્માનંદ બલ જાય. વ્યા૦ ૪

પદ ૩૮૭ મું.

મહા પ્રભુ લીજીએ મુખવાસ, મહા પ્રભુ લીજીએ મુખવાસ;
લલિત બીડી હાથ લેકે, ખડે હાજર પાસ. મ૦ ૧
દીનબંધુ દયા સિંધુ, રસિક વર સુખ વાસ;
લવિંગ તજ શુભ એલચિકો, કરો હો નાથ અધ્યાસ. મ૦ ૨
રુચિર વદન વિલોકકે રહે, મગન સબહી દાસ;
તાપ કષ્ટ કલાપકે સબ, મીટે જનકે ત્રાસ. મ૦ ૩

પાન બીડી ચાવકે પ્રભુ, હસ્યો સુંદર હાસ;
નિજ દાસ બ્રહ્માનન્દકુ, તંબોલકી મન આશ   મ૦   ૪

પદ ૩૮૮ મું.

વારત આરતિ નિજ સંત, વારત આરતિ નિજ સત;
કનક સિંહાસન બિરાજે, બ્રાત દોઉ શોભંત.   વારત૦   ૧
રતનકે ભુજ બંધ સુંદર, રતન શિર ઝળકત;
રતનકી ગળ માળ નૌતમ, રુચિર તન દીપંત.   વારત૦   ૨
દરશન કારણ દ્વાર ઠાડે, મુક્ત સ્તવન કરંત;
બદન નિરખત હરખ બાઢત, જયતિ શબ્દ જપંત.   વારત૦   ૩
મહા પ્રભુ મુનિ રાજ બનકે, અનંત તારે જત;
અખંડ બ્રહ્માનન્દ જાકો, શેષ નામ રટંત.   વારત૦   ૪

પદ ૩૮૯ મું.–રાગ બીહાગડો.

વ્યાલુ કીજીએ બલવીર, વ્યાલુ કીજીએ બલવીર;
દરશ કારણ દ્વાર દેખો, આયે બાળ અહીર.   વ્યા૦   ૧
ખુબ ભુંજી ખીચડી, અરુ કઢી શીત જીર;
પુડલા ઘૃત તળેલ પાપડ, રાયતીકી ચીર.   વ્યા૦   ૨
પકોડી અરુ કીન પુરી, રાખીકે તતબીર;
જુક્તિ કરી કે જમો જાદવ, અખિલ ભુવન અમીર.   વ્યા૦   ૩
ભાતભાતકે ભાત રાંધે, માંહી રંગ લકીર;
પ્રીત કરી આરોગો મહા પ્રભુ, ખુવા શાકર ખીર.   વ્યા૦   ૪
તૃસ હોય કે ચલુ કીજે, કાલિન્દ્રીકે નીર;
બ્રહ્માનન્દ મુખવાસ દેવત, હરત દિલકી પીર.   વ્યા૦   ૫

પદ ૩૯૦ મું.

વ્યાળુ કરત હે ગોપાળ, વ્યાળુ કરત હે ગોપાળ;
માત જશોમતી ધરે આગે, ભરે કંચન થાળ.   વ્યા૦   ૧
દેખનેકું આયે દોડી, સબે બ્રજકે બાળ;
હેત કરીકે હસી હેરેહે, તેહી ઓર દીનદયાળ.   વ્યા૦   ૨
મોતીયા મેસૂબ મેવા, શાક પાક વિશાળ;
અંબ આદેકે અથાને, રાઈ જુક્ત રસાળ.   વ્યા૦   ૩
ઘની શાકર જુક્ત ગેબર, સબે પાક ઘીયાળ;
અરદ મગ અરુ ચણા આદિક, કરી બિધ બિધ દાળ.   વ્યા૦   ૪

દુધ મીસરી માંહી ડારી, ભાત અબાસાલ;
ચલુ કરી મુખવાસ લીનો, બ્રહ્માનન્દ નદલાલ. વ્યા૦ ૫

પદ ૩૯૧ મું.

વ્યાલુ કરત હે જદુરાય, વ્યાલુ કરત હે જદુરાય;
થાલ કંચન પાક ભરીકે, ધરે આગે આય. વ્યા૦ ૧
પુરી શીરા શક્કપારા, બહુત શાક બનાય;
પુડલા ઘેબર પકોડી, લેહો ચિત્ત લગાય. વ્યા૦ ૨
લાપસી કસાર લાડુ, અજબ સેવ ઉસાય,
વડે ભૂજીયાં કલી વડીયાં, જીમીએ રુચિ લાય. વ્યા૦ ૩
બિરજ બરફી અરુ જલેબી, ભાત અતિ રુચિ પાય,
જુક્તિ કરી જદુનાથ જીમે, ચલુ કીન અઘાય. વ્યા૦ ૪
લવિંગ તજ અરુ એલચી, કરી પાન બીડી ચાય;
કૃપા કરી મુખવાસ કીનો, બ્રહ્માનન્દ બલ જાય. વ્યા૦ ૫

પદ ૩૯૨ મું.

વ્યાલુ કરત હે બ્રજ ઈશ, વ્યાલુ કરત હે બ્રજ ઈશ;
પાક બિધ બિધ ધરે પ્રભુકુ, શાક પુનિ દશ બીશ. વ્યા૦ ૧
સેવ મગદળ ઠોર શીરા, હલવો બિરંજ હરીશ,
મોતૈયા મેસૂબ મરકી, પ્રેમે જશોમતિ પરીશ. વ્યા૦ ૨
ફાફરા કસાર બરફી, ગણે ગુજ ગરીશ;
દેવ આત દર્શ કારન, સર્વ લોક અધીશ. વ્યા૦ ૩
ભાતભાતકે ભાત કીને, હેત સહિત હવીશ;
કનકહુકે કટોરે માંહી, ધરી શાકર પીશ. વ્યા૦ ૪
ચલુ કરી મુખવાસ કીનો, જીમી ઉઠે જગદીશ,
બ્રહ્માનદકુ થાલ નિત્ય નિત્ય, કરત હે બખશીશ વ્યા૦ ૫

પદ ૩૯૩ મું-રાગ બિહાગ.

કરી ઉઠે દોઉ વીરા, વ્યાલુ કરી ઉઠે દોઉ વીરા;
ચલુ કરાવત માત અહિંસા, લે નિર્મળ શુભ નીરા. વ્યા૦ ૧
વામદેવ શુકદેવ દેવ મુનિ, આયે વ્યાસ અંગીરા;
નરનારાયણ દર્શકે કારન, ઠાડે ધર્મ અજીરા. વ્યા૦ ૨
બાજુબધ કડાં કુંડલમે, ઝલકત માણુક હીરા;
કનક તખ્ત રાજત દોઉ ભાઇ, સુંદર નવલ શરીરા. વ્યા૦ ૩

જીમ અઘાય રહે જગજીવન, ચાવત પાનકે બીરા,
બ્રહ્માનંદ કહત સુખદાતા, નાથ અનાથકે ભીરા. વ્યા૦ ૪

### પદ ૩૯૪ મું–રાગ મારુ.

વારી જાઉં લીજીએ બીડી પાન, વારી જાઉ લીજીએ બીડી પાન.
મારે રેહેછે જી થારો ધ્યાન, વારી જાઉ લીજીએ બીડી પાન.
કાથો ચુનો લવિંગ સોપારી, નાગરવેલરા પાન. વા૦ ૧
આછી ખૂબ નવીન એલચી, જાયફળ સુંદર વાન; વા૦ ૨
કેહાન કુંવર થારે ઉપર કીનો, ઘર સઘલો કુરબાન. વા૦ ૩
બ્રહ્માનન્દરા નાથજી દીજે, મુખ તબોલરો દાન. વા૦ ૪

### પદ ૩૯૫ મું.

લીજે પના મારુજી મુખવાસ, લીજે પના મારુજી મુખવાસ.
હું તો ઊભી કરુ અરદાસ, લીજે પના મારુજી મુખવાસ.
મનમોહન મુખવાસ લીયો તો, હોય મારે હીયેમે હુલ્લાસ. લી૦ ૧
માણીગર સિયાવર માનો, અરજ કરુ થારે પાસ. લી૦ ૨
લાલ મનોહર બીડી લીજે, કીજે અધિક બિલાસ. લી૦ ૩
બ્રહ્માનન્દરા નાથ તંબોલરી, અધિક મારે મન આશ. લી૦ ૪

### પદ ૩૯૬ મું.

લીજે બીડી રસિક પિયા જદુરાય, લીજે બીડી રસિક પિયા જદુરાય,
મે કીની તુરત બનાય, લીજે બીડી રસિક પિયા જદુરાય;
બીડી સુંદર બેસ બનાઈ, ચાખીજે ચિત્ત ચહાય. લી૦ ૧
પાન નવીન લવિંગ સોપારી, ચુનો નવલ લગાય. લી૦ ૨
તન મન રજ એલાચી તાજી, લે ઉભી એક પાય. લી૦ ૩
બ્રહ્માનન્દ તબોલરી આશા, લાગી રહી ઉરમાય લી૦ ૪

### પદ ૩૯૭ મું.

લીજે બીડી શ્યામળીઆ સરદાર, લીજે બીડી શ્યામળીઆ સરદાર.
કીની તાજી તુરત તૈયાર, લીજે બીડી શ્યામળીઆ સરદાર.
નાગરવેલરા પાન અનોપમ, લવિંગ સોપારી સાર. લી૦ ૧
હાથોહાથ લિયો હરિ બીડી, નટવર પ્રાણ આધાર. લી૦ ૨
લે મુખવાસ હસો કર લટકાં, આનદ હોય છે અપાર લી૦ ૩
જદુવર છબી દેખકર જાવે, બ્રહ્માનન્દ બલિહાર. લી૦ ૪

---

# આરતિસંગ્રહ.

## મંગળાની આરતિ.

### પદ ૩૯૮ મું.–રાગ ભૈરવ આરતિ.

મંગળ મહારાજકુકી, કીજે આરતિ. મંગળ૦
નિરખત મુખકમળ કષ્ટ, રહત નહીં રતિ. મંગળ૦
કર અનૂપ ધૂપ જ્યોતિ, અનલ દીપતી;
પુષ્પપાત અતિ સુહાત, અગ્રકી બતી. મંગળ૦ ૧
ઝાલર શરણાઈ ઘંટ, ઝાંઝ શોભતી;
ધુનિ અસંખ્ય શખભેર, મૃદગ બાજતી. મંગળ૦ ૨
દર્શ કાજ સુર સમાજ, રાજત અતિ;
નારદ મુનિ સારદ સુર, નારી નૃતની. મંગળ૦ ૩
નેન નિકટ રહો મેરે, અખંડ મૂર્તિ;
બ્રહ્માનંદ વાર વાર, કરત બીનતિ. મંગળ૦ ૪*

### પદ ૩૯૯ મું.

આરતિ મહા પ્રભુકી, મંગલા ભઈ; આ૦
ઉઠે ઘનશ્યામ જામ, અર્ધ નિશિ રહી. આ૦
જાગે સબ ગ્વાલ બાલ, આશા ગઈ;
ઘર ઘર પ્રતિ નાર સાર, મથતહે મહીં. આ૦ ૧
ઝાલર ઝનકાર હોત, જ્યોત બીલસઈ;
કુંચનકી આરતી કર, કમળ શ્રી ઠઈ. આ૦ ૨
ઠાડે જન આસ પાસ, કરત ધૂન નઈ;
બ્રહ્માનન્દ નટવર છબી, અંતર ધર લઈ. આ૦ ૩

### પદ ૪૦૦ મું.

આરતિ મહા પ્રભુકી, ભઈ મંગળા; આ૦
અગ્રબત્તિ ધરી સમીપ, દીપ ઝલમલા. આ૦
શંકર અજ ધ્યાન ત્યાગ, દર્શકુ ચલા;
સનકાદિક સારદ મુનિ, નારદ મળ્યા. આ૦ ૧
દ્વારપે અપાર મુક્ત, કરત ગલબલા;
પ્રેમ મગ્ન નિરખી બદન, હોત ગલગલા. આ૦ ૨

---

* આ ચોસરની પછીના બીજા ત્રણે પદોમા એક એક કડી ઓછી છે.

દિન દિન પ્રતિ અધિક અધિક, કમળ મુખકલા;
બ્રહ્માનંદ તાપ પાપ, દર્શતે ટળ્યા. આ૦ ૩

પદ ૪૦૧ મું.

આરતિ મહા પ્રભુકી, મંગળા કરે; આ૦
ઇંદ્રાદિક દેવ આય, પાય જ્યું પરે. આ૦
મુનિયનકે વૃન્દ આત, નન્દકે ઘરે;
દર્શ કાજ આતુર રાય, અગને ફરે. આ૦ ૧
આજ્યપૂર અધિક નૂર, જ્યોતિ પ્રજરે;
અતિ સુગંધ વાન આન, ધૂપ લે ધરે. આ૦ ૨
મંગળમય નિરખત મુખ, સર્વ દુઃખ હરે;
બ્રહ્માનન્દ નટવર છબી, પલ ન બિસરે. આ૦ ૩

પદ ૪૦૨ મું.–રાગ ભૈરવ.

અવિનાશીની મંગળ આરતિ, જોઈએ ભાવ સહીતી રે; અ૦
અસદ્ વાસના મટે અંતરની, પ્રભુ પદ વાધે પ્રીતિ રે. અ૦ ૧
ચારઘડી રજનિ રહે જ્યારે, ઉઠી તત્પર થાવું રે;
આળસ ઉંઘ તજી એ ટાંણે, હરિ મંદિરમાં જાવું રે. અ૦ ૨
હરખ ભરે નેણે હરિજીનું, કોડે દર્શન કરવુ રે;
સહિત આરતિ વદન શ્યામનું, લઈ અંતરમાં ધરવું રે. અ૦ ૩
કામ ક્રોધ અંતરની કુબુદ્ધિ, ભૂધર મુખ જોઈ ભાગે રે;
બ્રહ્માનંદ ઘનશ્યામ મૂર્તિ, અતિશય વહાલી લાગે રે. અ૦ ૪

પદ ૪૦૩ મું.

મગળ આરતિ મોહનજીની, કોડે કોડે કરીએ રે; મં૦
અતિ હેતે પ્રભુજીને આગે, ધૂપ દીપ લઈ ધરીએ રે. મંગળ૦ ૧
મહા પ્રભુની સુંદર મૂર્તિ, ઝાઝે હેતે જોવી રે;
અંગો અગ સહિત અંતરમાં, પ્રીત કરીને પ્રોવી રે. મંગળ૦ ૨
મંગળ રૂપી મહા પ્રભુનાં, ગીત મનોહર ગાયે રે;
ફૂલતણી માળા પહેરાવીને, પ્રેમ મગ્ન થઈ જાઈયે રે. મંગળ૦ ૩
પ્રાણપતિમાં ચિત્તડું પ્રોવું, બીજું તે વિસરવું રે;
બ્રહ્માનંદ કહે હરિમુખ જોઈ, મતવાલા થઈ ફરવું રે. મંગળ૦ ૪

પદ ૪૦૪ મું.

અતિ હેતે કરી મંગળ આરતિ, કરીએ કમલા વરની રે; અ૦
નવલ પ્રીતિ કરી અખંડ નિરખવી, મૂર્તિ સુખસાગરની રે. અ૦ ૧

ડાબે કાન શ્યામ તિલ બિંદુ, શોભા તેની ઝાઝી રે;
દક્ષિણ કપોલે તિલ ટીબકડી, જોઈ જોઈ થાયે રાજી રે. અ૦ ૨
શરદ કમળ જેવું મુખ સુંદર, દંત પંક્તિ રૂપાળી રે;
અધર પ્રવાલાં જેવા જોવા, આરતડી અજવાળી રે. અ૦ ૩
પ્રભાતે ઉઠીને પેહેલું, હરિનું દર્શન લેવું રે;
બ્રહ્માનંદ કહે નિશ્શક થઇને, કૃષ્ણતણાં થઈ રહેવું રે. અ૦ ૪

પદ ૪૦૫ મું.

મંગળ આરતિ સહિતું, મુખડું ભૂધરજીનું ભાળુ રે; મગ૦
એને જોતાં થાય છે મારે, અતરમાં અજવાળુ રે. મંગ૦ ૧
ઝગમગ જ્યોતિ ધૂપ દીપાદિક, પુષ્પમાળા પહેરાવુ રે;
રૂપ અલૌકિક રસિયાજીનું, હૈડામાં ઠેરાવું રે. મગ૦ ૨
ભેર મૃદંગ શંખ શરણાઈ, વાજા બહુ વિધિ વાજે રે;
અજબ નવીન પલગને ઉપર, રસિક સુંદર વર રાજે રે. મગ૦ ૩
મંગળરૂપ મળે મુનિમડળ, ગીત મંગળ સૌ ગાયે રે;
બ્રહ્માનદ કહે મંગળ મૂર્તિ, જોઈ અમગળ જાયે રે. મંગ૦ ૪

## શૃંગાર આરતિ.

પદ ૪૦૬ મું.–રાગ વેરાવલ.

ધર્મ ઉતારત આરતિ, બદ્રીપતિ કેરી;
માત અહિંસા પુત્રકો, હરખી મુખ હેરી. ધ૦ ૧
નર નારાયણ નાથકી, છબી બરની ન જાઈ;
રત્ન સિંહાસન ઉપરી, રાજત દોઉ ભાઈ. ધ૦ ૨
નગ જડિત શુભ હેમકે, આભૂષણ શોભે,
અદ્દભુત કાંતિ અગકી, લખી મુનિ મન લોભે. ધ૦ ૩
જામા સુંદર જરકસી, શિર પાઘ સમારી;
નવલ મનોહર નાથપર, બ્રહ્માનન્દ વારી. ધ૦ ૪

પદ ૪૦૭ મું.

અખડ તુમારી આરતિ, બદ્રીપતિ દેવા;
એક પગ ભર ઉભા કરે, સુર મુનિવર સેવા. અ૦ ૧
અગ્રબત્તીકે ધુપ અરુ, દીપક અજવાળે;
નન્દન વનકે પુલકી, માળા ગળે ધારે. અ૦ ૨

જરી વસ્ત્રકે ઉપરે, અત્તર છટકાયે;
નૌતમ સુંદર પાઘમે, તોરા લટકાયે. અ૦ ૩
જય જય શબ્દ ઉચારહી, સબ મુનિકો સાથા;
બ્રહ્માનંદ કહે અંતરે, રહો નિશ દિન નાથા. અ૦ ૪

## પદ ૪૦૮ મું.

નર નારાયણ દેવકો, મહિમા અતિ ભારી;
આય ઉતારત આરતિ, બ્રહ્મા ત્રિપુરારી. નર૦ ૧
પારિજાતક પુષ્પ લે, સુર રાજ ચઢાવે;
નૌતમ રંગ ઉમંગસે, નારદ મુનિ ગાવે. નર૦ ૨
બાજત ચંગ મૃદંગ સ્વર, ધુનિ બેદ ઉચ્ચારી;
સબ મીલ સાજ સમાજ લે, નાચત સુર નારી. નર૦ ૩
રૂપ મનોહર બ્રાત દોઉ, રવિ તેજ કરોરી;
બ્રહ્માનંદ બરને કહા શોભા, અતિ મતિ થોરી. નર૦ ૪

## પદ ૪૦૯ મું.

આરતિ બદ્રીનાથકી, આદરસે કીજે,
નર નારાયણ દેવકે, ચરણ ચિત્ત દીજે. આ૦ ૧
પરાપાર પુરુષોત્તમ, મનુષ્યાકૃતિ ધારે;
અગણીત પ્રાકૃત નારી નર, ભવપાર ઉતારે. આ૦ ૨
શેષ સહસ્ત્ર મુખ રાત દિન, જાકો જશ ગાવે;
સો પ્રભુ ધરી મૂર્તિ સુભગ, જન મોદ બઢાવે. આ૦ ૩
સુંદર હાસ વિલાસ મુખ, તન અધિક પ્રકાશા;
એહી છબી બ્રહ્માનંદકે, કરો અંતર વાસા. આ૦ ૪

## પદ ૪૧૦ મું.–રાગ ભેરવ.

આરતિ શૃંગાર કરત, ભક્તિ ધર્મ દોઉ. આ૦
વાસુદેવ નિરખ વદન, પ્રફુલ્લિત ચિત્ત હોઉ. આ૦ ૧
સાત વરસ નવલ પાઘ, શિશપે બનોઉ;
ફુલન પર ઝૂલ ભ્રમર, મંડળ અટકોઉ. આ૦ ૨
અતિ વિશાળ તિલક ભાલ, સુંદર મન મોઉ;
ભ્રૂહ શરદ કમળ નેન, નાસા શુક જોઉ. આ૦ ૩
શ્રવણ લોલ કુંડળસો, અલકન ઉરઝોઉ;
બ્રહ્માનન્દ વદન ચંદ, અંતર વસ સોઉ. આ૦ ૪

## પદ ૪૧૧ મું.

કરત આરતિ શૃંગાર, નવલ શ્યામકી; કરત૦
નિરખત ત્રિય હોત મગ્ન, ગોપ ગ્રામકી. કરત૦ ૧
ઉર પર ધૂતિ પરત આઈ, મોતી દામકી;
માનહુ રવિ કિરણુ પ્રસર, પ્રથમ જામકી. કરત૦ ૨
ભુજ પ્રચંડ અધિક ચાહુ, અતિ ઇનામકી;
ઉદર ત્રિવલિ નાભિ સર, જન વિશ્રામકી. કરત૦ ૩
ઝલક રહી પુંચી કર, દછન વામકી;
બ્રહ્માનન્દ લખિત લજિત, કાંતિ કામકી. કરત૦ ૪

## પદ ૪૧૨ મું.

નિરખત મુનિ વૃદ આય, છબી શૃંગારકી; નિર૦
મૂર્તિ ઉપજાત મોહ, નન્દકુમારકી. નિર૦ ૧
શિરપર જુક રહી પાઘ, કનક તારકી;
ભાલ તિલક શોભા, ભવ કરન પારકી. નિર૦ ૨
ઝલકત ઉર અધિક જ્યોતિ, મોતી હારકી;
દેખી દેખી ડગત ધીર, દેવ નારકી. નિર૦ ૩
હસની બોલની નવલ ચાલ, આત ઉદારકી;
બ્રહ્માનન્દ લખી વિસારી, ગતિ સંસારકી. નિર૦ ૪

## પદ ૪૧૩ મું.

દેખીએ શૃંગાર સમય, આરતિ હરિકી; દેખી૦
કામ ક્રોધ લોભ મોહ, ટરત ડર અરિકી. દેખી૦ ૧
નિરખત બડ ભાગ રાગ, પાઘ હે જરીકી;
બિધબિધ અંગ ધરત વસન, ભૂષણુ છબી નીકી. દેખી૦ ૨
જય જય ધુની અખડ હોત, જ્યોત જલત ઘીકી;
નિરખન બલવીર ધીર, ભીર હે મુનિકી. દેખી૦ ૩
ચિન્તત અઘ ઓઘ હરન, અરુન ચરન લીકી;
બ્રહ્માનન્દ દગન ધારી, છબી વિહારીજીકી. દેખી૦ ૪

---

# સંધ્યા આરતિ.

## પદ ૪૧૪ મું.

આરતિ પ્રગટ પ્રભુકી કીજે, ચરણુ કમળ લખી અંતર લીજે. આ૦ ૧
સનકાદિક નારદ ત્રિપુરારી, વિમલ નામ રટે વારમવારી. આ૦ ૨

અનંત કોટી ભૂવનેશ ભવાની, સબ બિધિ મહિમા શકત ન જાની. આ૦ ૩
ધરત ધ્યાન દૃઢ જોગ મુનિશ્વર, શેષ સહસ્ત્ર મુખ રટત નિરંતર. આ૦ ૪
નર નાટક ક્ષર અક્ષર ન્યારા, પુરુષોત્તમ પૂરણ જન પ્યારા. આ૦ ૫
નૌતમ રૂપ અકળ છબી ન્યારી, બ્રહ્માનન્દ જાત બલિહારી. આ૦ ૬

પદ ૪૧૫ મું–રાગ આરતિ.

આરતિ અખંડ પ્રગટ હરિરાયા, અકલ અપાર તુમારી માયા. આ૦ ૧
પરાપાર પુરુષોત્તમ સોઈ, ફીરત હો નાથ અભ્યાગત હોઈ. આ૦ ૨
પ્રકૃતિ પુરુષ પ્રેરક જગકરતા, સો તુમ હરિ બિચરત કછુ ડરતા. આ૦ ૩
સબ જગ અંન જળ દેવનહારા, સો તુમ કૌ ઘર લેત અહારા. આ૦ ૪
રોમ કોટી બ્રહ્માંડ સમાઈ, સો તુમ નર તનુ ધરત ગુંસાંઈ. આ૦ ૫
અચળ અખંડ રહો વૃત્તિ મોરી, બ્રહ્માનન્દ કહત કર જોરી. આ૦ ૬

પદ ૪૧૬ મું.

આરતિ કરહુ પ્રગટ જગદેવા, કઉ નહીં લહત તુમારો ભેવા. આ૦ ૧
નિગમ નેતિ કહી પાર ન પાઈ, નર તનુ ધારી ફીરત જગમાંઈ. આ૦ ૨
સબ ભીતર સબહીસે ન્યારા, પૂરન બ્રહ્મ અખંડ જન પ્યારા. આ૦ ૩
દીનાનાથ દયા ઉર ધારે. અગણિત જન ભવ પાર ઉતારે. આ૦ ૪
હો સબ નાથ અનાથસે ભાસો, નિજ જન અતર તેજ પ્રકાશો. આ૦ ૫
બ્રહ્માનન્દ કહત શિર નામી, જય જય દેવ નિરંજન સ્વામી. આ૦ ૬

પદ ૪૧૭ મું.

આરતિ બદ્રીનાથ તુમારી, નર નારાયણ દૃઢ બ્રત ધારી. આ૦ ૧
અક્ષર પાર સદા અવિનાશી, નિજ જન કાજ ભયે બનવાસી. આ૦ ૨
અનંત કોડી બ્રહ્માંડધિરાજા, કરત હો તપ જીવનકે કાજા. આ૦ ૩
શરણાંગત વત્સલ સુખકારી, ભવજલ પાર કીયેઉ નર નારી. આ૦ ૪
જુગ જુગ મૂર્તિ ધરત તુમ જાની, અસુર વિનાશન જન સુખ ધામી. આ૦ ૫
બ્રહ્માનન્દ નમત પદ માથા, નેનન અગ્ર રહો નિત્ય નાથા. આ૦ ૬

પદ ૪૧૮ મું.

આરતિ બદ્રીનાથકી કરીએ, મૂર્તિ મનોહર અતર ધરીએ. આ૦ ૧
વદન કમલ છબી નૌતમ છાજે, મુનિજન મંડળ બીચ બીરાજે. આ૦ ૨
ભાલ તિલક ચંદન અતિ શોભે, દેખત સંતનકે મન લોભે. આ૦ ૩
મુક્ત વૃન્દ રાજત ચહુ પાસા, મધ્ય રાજત હરિ અધિક પ્રકાશા. આ૦ ૪
જો જન ચલી શરણાંગત આવે, તિનકે સબ બિધિ તાપ મીટાવે. આ૦ ૫
મનુષ્યાકાર ઉદાર મોરારી, બ્રહ્માનન્દ સુખ ઉપર વારી. આ૦ ૬

## પદ ૪૧૯ મું.

માત અહિંસા ઉતારે, આરતિ માત અહિંસા ઉતારે;
નર નારાયણુ નવલ છબીપર, તન મન ધન લે વારે. આ૦ ૧
બેઠે દોનુ રતન સિંહાસન, નૌતમ દીપ ઉજારે;
અગ અગ આભૂષણુ શોભે, સુંદર પાઘ સમારે. આ૦ ૨
પરાપાર પૂરણુ પુરુષોત્તમ, સમરથ વ્યાપક સારે;
જાકો દર્શ પરસ જગમાંહી, જન્મ કોટી અઘ જારે. આ૦ ૩
નારદ સારદ સબ ગુન ગાવત, બ્રહ્મા બેદ ઉચ્ચારે;
બ્રહ્માનન્દ શ્યામ સુંદરકો, રૂપ સદા ઉર ધારે. આ૦ ૪

## પદ ૪૨૦ મું-રાગ આરતિ.

જય પ્રભુ વ્રતધારી, જય પ્રભુ વ્રતધારી; ટેક૦
નીલકઠ નારાયણુ, નીલકઠ નારાયણુ.
સબ જગ સુખકારી, જયનાથ જયનાથ. જય૦ ૧
પ્રકૃતિ પુરુષકે પ્રેરક, સબમે સબ ન્યારા;
ધર વિચરત તનુ ધરકે, પુરુષોત્તમ પ્યારા. જ૦ ૨
નિજ ઈચ્છા બહુ નામી, ધર્મ ભુવન આયે,
વન બદ્રી તળ વસકે, દૃઢ તપ મન ભાયે. જ૦ ૩
ભરતખડ પતિ ભૂધર, દીનનકે બધુ,
નિજ તપ ફળ જીવનકું, દેવત સુખ સિંધુ. જ૦ ૪
શ્વેત દ્વીપ ચિદ્દઘનકે, વાસી નર નારી;
અગણિત ચરણુ ઉપાસે, તેજોમય ભારી. જ૦ ૫
સામ્રથ હોત સદાયે, પૂરણુ સુખ મૂરતિ;
બ્રહ્માનંદ વસો ઉર, મગલમય મૂરતિ. જ૦ ૬

## પદ ૪૨૧ મું-રાગ આરતિ.

જયદેવ જયદેવ, જય ગોકુળચદા, જય ગોકુળચદા;
બ્રજપતી કુજબિહારી બ્રજપતી કુજબિહારી, કેવળ સુખકંદા. જય૦ ટે.
રાધાપતિ સુખરાશી, નટવર નવરગી નટવર નવરંગી;
મોર મુગટ મસ્તક ધરી, મોર મુગટ મસ્તક ધરી, છબી નૌતમ ચગી. જય૦ ૧
ગો ગોપી ગોકુળ હિત, કર ગિરિવર ધાર્યો, કર ગિરિવર ધાર્યો;
સેનસહિત સુરપતિકો, સેન સહિત સુરપતિકો, અતિ મદ ઉતાર્યો. જય૦ ૨
જમુના તટ જદુનદન, રોકત મહીઆરી, રોકત મહીઆરી;
બ્રજ જન મોદ બઢાવત, બ્રજ જન મોદ બઢાવત, ક્રીડા સુખકારી. જય૦ ૩

રાધાની સંગ ઉભા, લઈ બસી હાથે, લઈ બંસી હાથે;
બ્રહ્માનન્દ બલિહારી, બ્રહ્માનન્દ બલિહારી, મોહન છબી માથે. જય૦ ૪

## શયન પદસંગ્રહ.

### પદ ૪૨૨ મું-રાગ અડાણો.

પોઢો હો નાથ નવીન પલગપર, શ્રીઘનશ્યામ સુજાન સલુણે;
રેશમદાર ઉદાર રજાઇ, તાપર સુંદર પુલ બીછુને. પો૦ ૧
બહુત અવેર ભઇ બહુ નામી, અર્ધ નિશિ આઈ અબ હુને;
બ્રહ્માનન્દ કહત મનમોહન, સેન કરો દૃગ નિદ ભરુને. પો૦ ૨

### પદ ૪૨૩ મું.

સેન કરોહુ ઘનશ્યામ સુહાગી, સુંદર પુલન સેજ સમારી,
પલગ નવીન મનોહર પ્રીતમ, તાકે પર મખમલ પટ ડારી. સે૦ ૧
રત્નનકે દીપક અતિ રાજત, ઓપત સુંદર અજબ અટારી,
પોઢોહુ નાથ રસિક વર પ્રીતે, બ્રહ્માનંદ જાત બલિહારી. સે૦ ૨

### પદ ૪૨૪ મું.

રેન બહુત ગઈ સેન કરો અબ, શ્રીરાધાવર શ્યામ સુહાગી;
અંગ અંગ પ્રતિ આળસ દીસત, નેનન નિદ્રા આવન લાગી. રે૦ ૧
બાત કરત મુનિ મંડળ માંહી, અર્ધ રાત ઘડીયાવલ વાગી;
બ્રહ્માનંદ કહત હરિ પોઢો, મો મન પગ ચપન અનુરાગી. રે૦ ૨

### પદ ૪૨૫ મું.

આયકે સેન કરો મનમોહન, પુલનશું કરી સેજ બીછાઈ;
ભઈ અવેર આજ મન ભાવન, સુખસે સેન કરો સુખદાઈ. આ૦ ૧
કનક થભ મંડપ અતિ નૌતમ, રત્ન દીપ ઝગમગ દર્શાઈ;
બ્રહ્માનંદ એકાંતિક દાસી, ચરન કમળ રહી હું લપટાઈ. આ૦ ૨

### પદ ૪૨૬ મું-રાગ બિહાગ.

નર નારાયણ સ્વામી, પોઢો નર નારાયણ સ્વામી;
રસિક શ્યામ સુંદર વર રજની, બહુત ગઈ બહુ નામી. પો૦ ૧
નારદાદિ દર્શન કાજ આયે, મુકત વૃન્દ નિષ્કામી,
વદન વિલોક મગન ભયે સબહી, કછુકે રહે નહીં ખામી. પો૦ ૨

જન બધુ કરુણાકે સિન્ધુ, દઢ વ્રત અક્ષર ધામી,
સુખસેં અબ પોઢો સુખસાગર, મે તવ ચરન નમામી. પો૦ ૩
માન્યો બચન સુભગ માતાકો, તબ અતર સુખ પામી;
બ્રહ્માનન્દ કહે નવલ પલગ પર, પોઢે અંતરજામી. પો૦ ૪

## પદ ૪૨૭ મું.

નર નારાયણ દેવા પોઢે, નર નારાયણ દેવા;
અકળ અપાર સદા અવિનાશી, કોઉ નહિ જાનત ભેવા પો૦ ૧
જાકો નામ રટે તેં જાવે, અંતર ગત અહ મેવા;
જયજય શબ્દ કરત જન અગનિત, મુનિ નારદ શુક જેવા. પો૦ ૨
અજબ તલાઈ પલંગ ઓસીસા, જેહી અવસર રુચિ જેવા;
નંદન બનકે ફુલ બીછાયે, જન મન મોદ કરેવા. પો૦ ૩
શ્યામ મનોહર સુખ સજ્જાપર, પોઢે હરિ તતખેવા;
બ્રહ્માનન્દ એકાંતિક ચાકર, કરત કમલ પદ સેવા. પો૦ ૪

## પદ ૪૨૮ મું–રાગ બિહાગ.

મોહોલ રગ પોઢીએ ગિરિધારી, મોહોલ રગ પોઢીએ ગિરિધારી,
ઝાઝી રેણુ ગઈ જગજીવન, નેણે નિંદ્ર ખુમારી. મો૦ ૧
રત્ન જડિત મંડપ અતિ નૌતમ, કનક થભ છબી ભારી;
દીપમણિ ઝગમગતે માંહી, ઓપત અજબ અટારી. મો૦ ૨
ખાંતે ઢાળી ખાટ અલૌકિક, સુભગ તળાઈ સારી;
નદન વનનાં ફુલ લેઇને, સુંદર સેજ સમારી. મો૦ ૩
પ્રેમે પાવ પખાળુ પ્રીતમ, લે કંચનની ઝારી;
બ્રહ્માનન્દ પલગને પાસે, દાસી આજ્ઞાકારી. મો૦ ૪

## પદ ૪૨૯ મું.

રસિક પિયા પોઢીએ નવરગ, રસિક પિયા પોઢીએ નવરંગ;
નિંદ્રા જુકત થયાં હરિ નેણાં, આળસ દેખાય છે અગ. ર૦ ૧
કચન મોહોલ બીરાજત કાજુ, જડિત ખંભ બહુ નંગ;
અત્તર સુધા અવલ અરગજા, છાંટે સહિત ઉમગ. ર૦ ૨
ગાવત રાગ બિહાગ ગુણીજન, બાજત તાલ મૃદંગ;
દીપક જ્યોતિ ભુવન છબી દેખી, લાજત કોટી અનંગ. ર૦ ૩
બિબિધ સુગંધી ફુલ બીછાયાં, પ્રીતે કર્યો છે પલંગ;
બ્રહ્માનન્દ હજૂરી દાસી, સેવું ચરન રહું સંગ. ર૦ ૪

## પદ ૪૩૦ મું.

કૃપાનિધિ પોઢીએ બ્રજરાજ, કૃપાનિધિ પોઢીએ બ્રજરાજ;
પલંગ બીછાયો પ્રેમ કરીને, કહાન કુંવર તમ કાજ. કૃ૦ ૧
દિવસમાં કીધો જોર દાખડો, અશ્વ ફેરાવ્યા આજ;
મોહન પધારો રંગ મોહોલમે, યું કહે સંત સમાજ. કૃ૦ ૨
મોતીડે કરી મંડપ છાયો, સેજ મનોહર સાજ;
અદ્ભુત શોભા દેખ ભુવનની, રતિ પતિ રહેવે લાજ. કૃ૦ ૩
દીનાનાથ દીનના બંધુ, સકલ ભુવન શિરતાજ;
બ્રહ્માનન્દ કહે થઇ વેળા, સુણીએ ગરીબ નિવાજ. કૃ૦ ૪

## પદ ૪૩૧ મું.

મહા પ્રભુ પોઢે નંદકુમાર, મહા પ્રભુ પોઢે નંદકુમાર;
નિંદ્રા સહિત નયન જન દેખે, કરુણા અંતર ધાર. મ૦ ૧
નંગ જડિત શુભ પાલખી માંહી, બૈઠે દેવ મોરાર;
અગણિત મુકત કરે ચહું કોરે, જય જય શબ્દ ઉચ્ચાર. મ૦ ૨
મહા અલૌકિક રંગ મોહોલમાં, સેજ બિછાઈ સાર;
વામે અગ બિરાજત રાધે, સજી સોલ શણગાર. મ૦ ૩
બ્રહ્માદિક મુનિ મંડલ ગયે સબ, પોઢે હરિ યું વિચાર;
બ્રહ્માનન્દ શયનની શોભા, ચિત્તવત વારમવાર. મ૦ ૪



# ઉત્સવ પદસંગ્રહ.

## રામનવમીનાં પદ.

### પદ ૪૩૨ મું.—રાગ કાફી.

નૃપ દશરથ ગહર રઘુવર ખેલત, ડોલત બોલત હી તોતરાઈ. નૃ૦ ટેક.
ભઈયન સંગ લરે ઝગરે, બગરે સુધરે તાકી શુદ્ધ નાઈ. નૃ૦ ૧
દિન દિન જન મન મોદ બઢાવત, લલિત દેખાવત તન લરકાઇ. નૃ૦ ૨
ઠમક ઠમક પગ ધરત ધરની પર, ઝમક ઝમક નેપુર ધુન લાઈ. નૃ૦ ૩
તેહી સુનકે કછુ મુદિત મનોહર, કછુ ડરપત નિરખિત નિજ છાઇ. નૃ૦ ૪
કબહુક ધાય અનલ અહી પકરત, જોર છોડાત કૌશલ્યા માઈ. નૃ૦ ૫
એહી વિધિ રામ અવધપુર વિલસત, બ્રહ્માનંદ નિરખ બલ જાઈ. નૃ૦ ૬

### પદ ૪૩૩ મું.

ત્રિભુવન શ્યામ જ્યું રામ મનોહર, દશરથ ધામ વિનોદ કરે હો. ત્રિ૦ ટેક.
લલિત મૃદુલ છબી નૌતમ લાલન, બાલન સગ ઉમગ ભરે હો ત્રિ૦ ૧
મંદ મદ હસકે કછુ માગત, દેખત કૌતક લોક ખરે હો. ત્રિ૦ ૨
રત્ન જડિત કટિ કિંકની રાજત, પદ બાજત નેપુર ઘુઘરે હો. ત્રિ૦ ૩
અરુન કજ સમ ચરન હરન અઘ, કોમલ કમલ કરન પકરે હો. ત્રિ૦ ૪
દશરથ નદ ફંદ ભવ મેટન, જાકો ધ્યાન મુનીન્દ્ર ધરે હો. ત્રિ૦ ૫
બ્રહ્માનંદ કદ સુખ રઘુવર, કારન ચદ બરે ઝગરે હો. ત્રિ૦ ૬

### પદ ૪૩૪ મું.

બાલ ચરિત્ર નિરખી રઘુવરકે, કૌશલ્યા હરખત મેહતારી. બા૦ ટેક.
લકરીનકે કછુ અશ્વ બનાવત, તાપર આપ કરત અસવારી. બા૦ ૧
આપ હી દોરત આપ બખાનત, મીલ દેખત કૌતક નરનારી. બા૦ ૨
મૃત્તિકાકે ગઢ મહલ બનાવત, રાજ નીત સબ ન્યારી ન્યારી. બા૦ ૩
તામેહી આપ બનત અધિરાજા, ઓર બાલ અનુચર વ્રતધારી. બા૦ ૪
પ્રિય રઘુનાથ સાથ લરકનકે, હાથ કનક ભૂષણ છબી ભારી. બા૦ ૫
ભક્ત પાલ દશરથ લાલનપર, બ્રહ્માનદ જાત બલિહારી. બા૦ ૬

### પદ ૪૩૫ મું.

રઘુકુળ તિલક જ્યું રામ મનોહર, ખેલત દેખન સુર સબલ આવે. ટેક.
આપે શિવ લીને કર ડમરુ, શેષ ગલે શશી ભાલ સોહાવે. રઘુ૦ ૧

સો માંગત ખેલન કજ રાઘવ, દેખત આપ ઓર નહીં પાવે. રઘુ૦ ૨
તેહી કારન ધરનીપર લોટત, કૌશલ્યા સગ રાર બઢાવે. રઘુ૦ ૩
આજ ગઈ કર કાલ દેહું તોય, એસે કહી દશરથ સમજાવે. રઘુ૦ ૪
ધન ધન અવધ નગર ધન પુરજન, ધન જનની નિત્ય ગોદ ખેલાવે. રઘુ૦ ૫
નર નાટક લીલા મહા પ્રભુકી, બ્રહ્માનંદ સદા મન ભાવે. રઘુ૦ ૬

## શ્રીહરિ જયંતિનાં પદ.

### પદ ૪૩૬ મું.–રાગ ધન્યાશ્રી.

પ્રગટ ભયે દો વીર, બદ્રીપતિ પ્રગટ ભયે દો વીર;
નર નારાયણ રૂપ અલૌકિક, સુંદર ગૌર શરીર. બ૦ ૧
ચૈત્ર શુકલ નૌમીકી નિશિ, સબ જગ ટારી પીર;
બ્રાહ્મ મુહુર્ત જોગ સિદ્ધિ રવિ શુભ, જન્મેઉશ્યામ સુધીર. બ૦ ૨
ધર્મ અહિંસા કરત નુછાવર, ભઈ દેવનકી ભીર,
બાજા ભેર શરનાઈ નોબત, બાજત મૃદગ ગભીર. બ૦ ૩
ગાવત સુર ત્રિય ગીત મનોહર, ઉડત ગુલાલ અબીર;
બ્રહ્માનન્દ કહે હરિ પ્રગટે, અગણિત ભુવન અમીર. બ૦ ૪

### પદ ૪૩૭ મું.

ભયેઉ પ્રગટ દોઉ ભ્રાત, ધર્મ ઘર ભયેઉ પ્રગટ દોઉ ભ્રાત;
નર નારાયણ પુત્ર નિરખકે, હરખે અહિંસા માત. ધ૦ ૧
પ્રૌઢ પ્રતાપપ્રફુલ્લિત કાંતિ, છબી બરની નહીં જાત,
શેષ સુરેશ મહેશ્વર સારદ, નારદ મુનિ ગુન ગાત. ધ૦ ૨
ધર્મ ઋષિ ઘર હોત કુતૂહલ, દેવસુમન વરસાત,
નૌતમ રગ અપ્સરા નાચત, અન્તર અતિ હરખાત. ધ૦ ૩
અહિંસા માત મન મુદિત ભઈ જ્યું, દેખત દૃગન અઘાત,
બ્રહ્માનન્દ કહે જાકે સુતકો, પાર નિગમ નહીં પાત ધ૦ ૪

### પદ ૪૩૮ મું.

નર નારાયણ શ્યામ, પ્રગટ ભયે નર નારાયણ શ્યામ,
બાજત બાજા અધિક બધાઈ, ધર્મ ઋષિકે ધામ. પ્ર૦ ૧
ગૌર શરીર ધીર દોઉ શોભિત, સતનકે અભિરામ;
કોમળ કાંતિ નિરખી વદનકી, લાજત કોટિક કામ. પ્ર૦ ૨
નાટારંભ કરત સુર નારી, ગાવત ઉંચે ગ્રામ;
મહા પ્રભુ તનુ ધરકે અહિંસાકી, સબ બિધિ પૂરી હામ. પ્ર૦ ૩

ટોડે તોરણ બિબિધ બંધાયે, માણક મોતી દામ;
બ્રહ્માનન્દ રહો દગ આગે, દોઉ છબી આઠુ જામ. પ્ર૦ ૪

પદ ૪૩૯ મું.

નર નારાયણ દોય, પ્રગટ ભયે નર નારાયણ દોય;
ધર્મ ઋષિકે સદન અલૌકિક, આનન્દ ઓછવ હોય. પ્ર૦ ૧
અબીર ગુલાલકી ધુમ ભઈ હે, છાંટત કુંકુમ તોય;
મહી માંખનકી કીચ મચાઈ, દેખી રહે સુર મોય. પ્ર૦ ૨
મડપ રચે દ્વારકે આગે, થભ કેલકે બોય;
દેવ ત્રિયા મીલ મંગળ ગાવત, રંગ ભરે સબ કોય. પ્ર૦ ૩
જન્મ લેત સમ સબ જીવનકે, દીને પાતક ખોય;
બ્રહ્માનન્દ સુફળ ભઈ અંખિયાં, મૂરતિ મનોહર જોય. પ્ર૦ ૪

## રથ જાત્રાનાં પદ.

પદ ૪૪૦ મું-રાગ સારંગ.

રથ બેઠે બળવીર, દેખોરી માંઈ રથ બેઠે બળવીર;
ચદન માફો અજબ બન્યો હે, દોરી ગુથે હીર. દે૦ ૧
અંગ અંગ પ્રતિ ભૂષણ શોભે, સુંદર શ્યામ શરીર;
રૂપ નિરખી મોહે બ્રજબિનતા, અંતર હોત ન ધીર. દે૦ ૨
શ્યામ સુજાન સહલકું નિકસે, કાલિંદ્રીકે તીર;
હસત મદ મુખ રથકું હાંકત, હેરત જુથ આહીર. દે૦ ૩
શીતળ મંદ સુગંધ પવનસે, ઉઠત લહરી નીર;
બ્રહ્માનંદ હરિ બદન બિલોકિત, મીટતહે ભવકી પીર. દે૦ ૪

પદ ૪૪૧ મું.

રથ બેઠે ઘનશ્યામ, દેખોરી માંઈ રથ બેઠે ઘનશ્યામ;
સુંદર શ્યામ સુજાન સાંવરો, સંતનકો અભિરામ. દે૦ ૧
રતન જડે રથ ચક્ર અલૌકિક, જાળી મુક્તા દામ;
નિરખી છબી બ્રજરાજ કુંવરકી, લાજત કોટી કામ. દે૦ ૨
કહાન કુંવરકુ દેખન કારન, મીલ આયે સબ વામ;
રથકી શોભા નિરખી બઢયો હે, આનંદ ગોકુળ ગામ. દે૦ ૩
જોર મસ્ત સુંદર હય જોરે, બાગે હીર લગામ;
બ્રહ્માનંદ એહી મૂરતિકો, ધ્યાન રહો સબ જામ. દે૦ ૪

પદ ૪૪૨ મું.

કુંવર રંગીલે કહાન, બેઠે રથ કુવર રગીલે કહાન;
ધીરે ધીરે હાંકત રથકું, ગાવત સુદર તાન. બે૦ ૧
કંચનકો રથ બન્યો અલૌકિક, હય જોરે મસ્તાન;
નટવર નાથ સહલકું નીકસે, ગોકુલકે સુલતાન. બે૦ ૨
મીલ મીલ જુથ સબે બ્રજબિનતા, કરત હરખ મુખ ગાન;
નિરખ હરખ નિજ નિજ નૈનનસે, હોત રૂપકો પાન. બે૦ ૩
ઇન્દ્રાદિક સુર દેખન આયે, છાયે નભ વિમાન;
બ્રહ્માનન્દ નવલ પ્રીતમકો, રહો નિરંતર ધ્યાન. બે૦ ૪

પદ ૪૪૩ મું.

બેઠે નન્દકુમાર, દેખોરી માંઈ રથ બેઠે નન્દકુમાર;
નવલ પિયા રથ બેઠકે નીકસે, નિરખ હરખ વ્રજ નાર. દે૦ ૧
પ્રાણનાથ પુરુષોત્તમ પહીરે, શોભિતા શણગાર;
રસિક શ્યામ સુંદરકે રથકી, શોભા બની હે અપાર. દે૦ ૨
છત્રી મોતીનકી અતિ સુંદર, ચક્ર જડે નગ સાર;
પાંખ આંખ ધૂર કનક પેજની, ઉધે કનક ઉદાર. દે૦ ૩
ચતુર પિયાકે રથકી શોભા, નિરખત વારમ વાર;
અજબ નેન ઘનશ્યામકે ઉપર, બ્રહ્માનન્દ બલિહાર. દે૦ ૪

પદ ૪૪૪ મું-રાગ ધોળ.

બેઠા રથમાં સુંદર શ્યામળો, છોગાળો રે રગ ભીનડો છેલ,
રથમાં સુંદર શ્યામળો. ટેક.
સર્વે ભેળી તે વ્રજની સુંદરી, વાંસે રાધાની શોભે ઘોડવેલ. રથમાં૦ ૧
ભાળી ભાળી લીયે સરવે ભામણાં, કરે મુખથી રે બેહની જેજેકાર. રથમા૦ ૨
રુડા લાગે છે રથમાં બેઠડા, ડોલરિયો રે રસિયો સરદાર. રથમાં૦ ૩
માથે અજબ રંગીલુ મોળિયું, કાજુ શોભે રે ઉપરણીની કોર. રથમાં૦ ૪
ફાવે સુંદર ગજરા ફૂલના, કેસરીયેઃ રે રાજે નંદકિશોર. રથમાં૦ ૫
ગાવે મંગલ ગોપી ગોવાળિયા, રથ જાત્રામાં જામ્યો અતિ રંગ. રથમાં૦ ૬
બ્રહ્માનંદને વહાલે અલબેલડે, આભૂષણ રે પહેર્યાં નૌતમ અંગ. રથમાં૦ ૭

પદ ૪૪૫ મું.

ચાલો રથની શોભા નિરખિયે, માંહી બેઠા રે રસિયા બલવીર,
રથની શોભા નિરખિયે. ટેક.
નટ નાગર છેલો નંદનો, છોગાળો રે વહાલો શ્યામ શરીર. રથની૦ ૧

માફાળી ગુથી છે મોતીયે, સોના કેરાં રે પૈડા અતો સાર રથની૦ ૨
સોના કેરી ઉંધ્યુ ધૂરી પેજની, એની શોભા રે અતિ અધિક અપાર. રથની૦ ૩
સોના કેરા ઘોડાને ઘુઘરા, રુડી શોભે રે રેશમ કેરી રાસ. રથની૦ ૪
ઘેરે સાદે તે આવે ગાવતા, પ્રેમીજનનાં રે મડલ આસપાસ. રથની૦ ૫
આવી રથમાં બેઠા અલબેલડો, એની શોભા રે મુખ કહી નવ જાય. રથની૦ ૬
બ્રહ્માનદના વહાલાની મૂરતિ, મારે આવી રે વસી અંતર માંય. રથની૦ ૭

પદ ૪૪૬ મું.

શોભે રથજાત્રા ઘનશ્યામની, ગોપી આનદથી મુખ મંગલ ગાય,
રથજાત્રા ઘનશ્યામની. ટેક.
વાજે વાજા તે અનત પ્રકારના, હૈડામાં રે કાઈ હરખ ન માય. રથ૦ ૧
રુડી રથની શોભા રળિયામણી, માંહી બેઠો રે નવરગી નાથ. રથ૦ ૨
ઓપે નવલ જડાઉ ઉતરી, હેમ પુંચી રે મરમાળાને હાથ. રથ૦ ૩
રાજે કુડલ જડાઉ કાનમાં, હૈયે રાજે રે મોતીડા કેરો હાર. રથ૦ ૪
બાજુ કાજુ અલૌકિક બાંધીયા, કાજુ સોનેરી રે નગ જડિત કટાર. રથ૦ ૫
પેહેર્યાં વસ્ત્ર વહાલે ઝીણા પોતના, રગિલાં રે સુંદર જરીયાન. રથ૦ ૬
રથ બેશી ચાલ્યા અતિ રીઝમા, બ્રહ્માનદનો રે વહાલો ભીનેવાન. રથ૦ ૭

પદ ૪૪૭ મું.

સખી ધન્ય ધન્ય ભાગ્ય એ ભોમિનાં, રથ હાકે રે જ્યાં સુંદર શ્યામ,
ધન્ય ધન્ય ભાગ્ય એ ભોમિનાં. ટેક.
નટ નાગર નૌતમ નાથજી, કીધું વૈકુંઠને તોલે ગોકુલ ગામ. ધન્ય૦ ૧
મોટા મોટા મુનિવર આવિયા, રથ કેરી રે છબી દેખવા કાજ. ધન્ય૦ ૨
ગણ ગધર્વ સર્વ સાથે લઈ, જોવા આવ્યા રે વ્રજમાં સુર રાજ. ધન્ય૦ ૩
રથ જાત્રા છેલા વ્રજરાજની, એનો મહિમા રે અતિ અધિક અપાર. ધન્ય૦ ૪
જે ભાલે એને શુદ્ધ ભાવથી, તે નાવે રે ભવમાં નર નાર. ધન્ય૦ ૫
રથમાંહી બેઠા રગ ભીનડો, છોગાળો રે છેલો ઘનશ્યામ. ધન્ય૦ ૬
હેરે નિજ જનને અતિ હેતમાં, બ્રહ્માનંદનો રે વહાલો સુખ ધામ. ધન્ય૦ ૭

## આષાઢી એકાદશીનાં પદ.

### પદ ૪૪૮ મું.

ઓછવની પ્યારી કેશવની, આજ એકાદશી ઓચ્છવની.
કોટી ગૌ કેરુ દાન કરે પણ, નાવે તોલે એના લવની. આ૦ ૧
મંગળ રૂપ સદા સુખકારી, વહાલી નિધિ જન વૈષ્ણવની. આ૦ ૨
વચન પ્રમાણે કરે વ્રત તેને, ત્રાસ મટે રે મૃત્યુ ભવની. આ૦ ૩
બ્રહ્માનદ કહે વ્રત કરવું, એમ આજ્ઞા સ્વામી ઓદ્ધવની. આ૦ ૪

### પદ ૪૪૯ મું.

હરખ અતિ ભેટ્યા કૃષ્ણપતિ, આજ એકાદશી હરખ અતિ.
મનમોહન મારે મંદિર આવ્યા, અધિક થઈ હુ તો પુણ્યવતી. આ૦ ૧
પીતાંબર આભૂષણ પહેરી, ચાલતા વહાલો હસગતિ. આ૦ ૨
પુરુષોત્તમ પૂરણ વર પામી, રહી ન ખામી હવે એક રતિ. આ૦ ૩
બ્રહ્માનંદ કહે હરિ વરતાં, ચૌદ ભુવનમાં હું થઈ રે છતિ. આ૦ ૪

### પદ ૪૫૦ મું.

માવ મળ્યા તન ટાપ ટળ્યા, આજ એકાદશી માવ મળ્યા.
પૂરવ ભવની પ્રીત જાણીને, આવીને અમ પર અઢળ ઢળ્યા. આ૦ ૧
મુનિવર ધ્યાન ધરી ધરી થાકયા, કોઈથી વહાલો નવ જાય કળ્યા. આ૦ ૨
મારુ મંદિર પોતાનું રે જાણી, ભૂધર સુખ દુઃખમાંહી ભળ્યા. આ૦ ૩
બ્રહ્માનંદ કહે હરિ વર પામી, આનંદ કેરા ઓઘ વળ્યા. આ૦ ૪

### પદ ૪૫૧ મું.

સુફળ ફળી હું તો હરિને મળી, આજ એકાદશી સુફળ ફળી.
ચોંપ કરી નટનાગર સારુ, સેજ સજી કાજુ કુસુમ કળી. આ૦ ૧
રસ બસ હોય રહી રસિયા સગ, જ્યું મીસરી પયમાંહી ભળી. આ૦ ૨
નિત્ય નિત્ય પ્રેમ રહું ઉર ધરતી, હરિ ચરણે મન વૃત્તિ હળી. આ૦ ૩
બ્રહ્માનંદ કહે હરિ ઉર ધરિયા, જન્મ મરણ કેરી શંકા ટળી. આ૦ ૪

### પદ ૪૫૨ મું.–રાગ ગરબી.

એકાદશી આજનો દીન સારો રે, ગાઈયે નટવર નંદદુલારો. એ૦
એના વ્રતનો મહિમા ભારી રે, જાણે બ્રહ્માદિક ત્રિપુરારી રે;
મળે પ્રગટ પ્રમાણ મોરારી. એ૦ ૧

વ્રત રાખીને હરિવર વરિયે રે, દઢ અંતર આંટી ધરિયે રે;
કોડે આનંદ ઉત્સવ કરિયે. એ૦ ૨
બ્રહ્માનંદ કહે જે એ વ્રત રહ્યા છે રે, તે તો પાર સંસારને થયા છે રે;
એમ ઉદ્ધવજી કહી ગયા છે. એ૦ ૩

પદ ૪૫૩ મું.

એકાદશી ઉત્સવનો દિન રુડો રે, કોડે નિરખી એ છેલ કહાનુડો; એ૦
રસિયા સંગ રગ ભર રમીએ રે, દેહ પ્રાણ ઇંદ્રિય મન દમીએ રે;
ત્યારે ગિરિધરને મન ગમીએ. એ૦ ૧
નિત્ય પ્રેમ સુધારસ પીજે રે, કરી વ્રત નવ રાચીએ બીજે રે;
રસિયો નટનાગર રીઝે. એ૦ ૨
જેણે વચન થકી વ્રત કીધું રે, તેનું સઘળું તે કારજ સીધું રે;
બ્રહ્માનદ કહે જન્મ ફળ લીધુ. એ૦ ૩

પદ ૪૫૪ મું.

એકાદશી ઉત્સવનો છે દહાડો રે, ખુબ રચીએ તે રંગ અખાડો; એ૦
કરીએ વ્રત અતિ ઉછરંગે રે, પેરો વસન આભૂષણ અંગે રે;
રમીએ શ્યામ સુંદર વર સગે. એ૦ ૧
સખી શ્યામ ચરણ ચિત્ત લાઈએ રે, વિષરૂપ વિષય વિસરાઈએ રે;
ગિરિધર નટ નાગર ગાઇએ. એ૦ ૨
એનો મહિમા કહ્યામાં ન આવે રે, મોટા મોટા મુનિવર ગાવે રે;
બ્રહ્માનંદ કહે હરિને મેળાવે. એ૦ ૩

પદ ૪૫૫ મું.

એકાદશી પ્રગટ પ્રભુજીને પ્યારી રે, સર્વે હરિજનને સુખકારી. એ૦
રહેશે વ્રત જે વચન પ્રમાણે રે, એમાં અસત્ય ભાવ નવ આણે રે;
તે તો મોક્ષ મહાપદ માણે. એ૦ ૧
કાળુ સબ જગ મગળ કરણી રે, દુઃખ શોક સંતાપની હરણી રે;
સાચી મોક્ષતણી નિસરણી. એ૦ ૨
બ્રહ્માનન્દ કહે ટળે બ્રહ્મ ભીતિ રે, રહે વ્રત સનાતન રીતિ રે;
થાય પૂરણ હરિપદ પ્રીતિ. એ૦ ૩

પદ ૪૫૬ મું—રાગ ગરબી.

કોડે કોડે એકાદશી કીજીએ રે, એવું વ્રત જાવા નવ દીજીએ રે. કો૦ ૧
એ વ્રત કરે તે ધન્ય માનવી રે, તે તો નહાયો કોટિક વાર જાહ્નવી રે. કો૦ ૨

જેણે વચન પ્રમાણે વ્રત આદર્યું રે, તેણે કારજ પોતાનું સર્વે કર્યું રે. કો૦ ૩
એનો મહિમા મુનિવર ગાય છે રે, અવિનાશી મળ્યાનો ઉપાય છે રે. કો૦ ૪
બ્રહ્માનંદ કહે એમાં હરિ રહ્યા વસી રે, કીધી ઉદ્ધવ પ્રમાણે એકાદશી રે. કો૦ ૫

## પદ ૪૫૭ મું.

હરિજન હોય તે હરિને ભજે રે, વ્રત એકાદશી તે કેદી ન તજે રે. હ૦ ૧
જાણે માત સમાન પરનારને રે, ગણે તુચ્છ સરિખો સંસારને રે. હ૦ ૨
મદ્ય માંસ હરામ જેને નવ ખપે રે, જીભે રાત દિવસ પ્રભુને જપે રે. હ૦ ૩
માયા જીવ ઈશ્વરના જાણે ભ્રમને રે, રટે બ્રહ્મ થઈને પરબ્રહ્મને રે. હ૦ ૪
બ્રહ્માનંદના વહાલાની છબી ઉર ધરે રે, મતવાલો થઈને જગમાં ફરે રે. હ૦ ૫

## પદ ૪૫૮ મું.

ભલે આવી અનૂપમ એકાદશી રે, મારે વહાલે મું સામું જાયું હસી રે. ભ૦ ૧
આજ વાધી આનદ કેરી વેલડી રે, થઈ રસિયા સગાથે રંગ રેલડી રે. ભ૦ ૨
લટકાળા કુંવર નદલાલની રે, ચિત્તડામાં ખુતી છે છબી ચાલની રે. ભ૦ ૩
રંગભીનો રમે રસ રગમાં રે, અતિ આનદ થયો છે મારા અગમાં રે. ભ૦ ૪
પ્રીતિ જાણી રસીલો વચને પળ્યા રે, બ્રહ્માનંદનો વહાલો મુજને મળ્યા રે. ભ૦ ૫

## પદ ૪૫૯ મું.

ધન્ય ધન્ય એકાદશી આજની રે, રુડી નિરખી છબી વ્રજરાજની રે. ધ૦ ૧
ફુલડાંનાં છોગાં તે ચિત્તમાં ધર્યાં રે, તે જોઈને મારાં નેણાં ઠર્યાં રે. ધ૦ ૨
ભાળી કેસર તિલક રુડુ ભાલમાંરે, મારી લગની લાગી છે નદલાલમાંરે. ધ૦ ૩
વાંકી ભ્રુકુટીમાં મન મારુ ભમે રે, હુવે બીજું દીઠું તે મને નવ ગમે રે. ધ૦ ૪
બ્રહ્માનંદ કહે રૂપાળી એની આંખડીરે, પ્યારી લાલકમલ કેરી પાંખડી રે. ધ૦ ૫



# હિંડોરા.

## પદ ૪૬૦ મું–રાગ હમીર કલ્યાણ.

પિયા નવલ હિડોરે નટવર નાગર, ઝૂલત હી ચિત્ત ચોરે. પિ૦
કનક થભકો નવલ હિડોરો, રતન લગે ચહુ કોરે. પિ૦ ૧
રેશમ દોરી પકરકે ગોપી, તાનત થોરે થોરે. પિ૦ ૨
પ્રીતમકી નૌતમ લખી પગીયાં, રીઝત ફુલન તોરે પિ૦ ૩
બ્રહ્માનન્દ કહે ભીર ભઈ હે, નન્દ મહરકી પોરે. પિ૦ ૪

## પદ ૪૬૧ મું.

એરી નટવર ઝૂલે રતન હિડોરેમે, લખી બ્રજ ત્રિય મન ફૂલે. એ૦
મહા મનોહર નૌતમ મૂર્તિ, ત્રિભુવન માંહી અતૂલે. એ૦ ૧
અજબ અલૌકિક રાગ આલાપત, બાંધત પાઘ અમૂલે. એ૦ ૨
પ્યારી આય સખે પ્રીતમ મુખ, નિરખત તન સુધ ભૂલે. એ૦ ૩
બ્રહ્માનન્દ નવલ પ્રીતમ પર, તન કુરબાન કબૂલે એ૦ ૪

## પદ ૪૬૨ મું.

ગિરિધરકુ ઝુલૈયે ગાયકે ઝુલા, છબી લખીકે સુખ પૈયે. ગિ૦
મનમોહન ઘનશ્યામકું મીલકે, રસ બસ હો કરી રહૈયે. ગિ૦ ૧
સુંદર અધિક હિંડોરેકી શોભા, અતરમાંહી ધરૈયે. ગિ૦ ૨
આજ સખી મદિર આવનકી, કમળનેનકુ કૈયે. ગિ૦ ૩
બ્રહ્માનન્દ નિરખી પ્રીતમ મુખ, લાભ દ્રગનકો લૈયે. ગિ૦ ૪

## પદ ૪૬૩ મું.

ઝૂલત દિલજાની પ્રીતમ પ્યારો, ગિરિધર છેલ ગુમાની. ઝૂ૦
જમુનાકે તટ નટવર ઝૂલત, ભરન ગઇતી મે પાની. ઝૂ૦ ૧
થકિત ભઈ છબી દેખી અલૌકિક, ઘર આવન અલસાની. ઝૂ૦ ૨
ઝૂક રહી પાઘ હિડોરે ઝૂલત, બોલત સુંદર બાની. ઝૂ૦ ૩
બ્રહ્માનન્દ નવલ પ્રીતમકી, છબી નહીં જાત બખાની. ઝૂ૦ ૪

## પદ ૪૬૪ મું.–રાગ અડાણો.

ઝૂલત શ્યામ સુજાન હિડોરે, શ્રીબ્રખુભાન દુલારી ઝૂલાવે ઝૂ૦ ૧
રેશમ દોર મનોહર રાજત, દેખત દેવ ત્રિયા લલચાવે. ઝૂ૦ ૨
કનક થભ છબીદાર અલૌકિક, શોભા અજબ કહી નહિ જાવે. ઝૂ૦ ૩
બ્રહ્માનદ નવલ મનમોહન, બ્રજવિનતા ઉર મોદ બઢાવે. ઝૂ૦ ૪

## પદ ૪૬૫ મું.

શ્યામા શ્યામ હિંડોરેમે ઝૂલત, ઝૂલાવત લલિતા ગ્રહી દોરી. શ્યા૦ ૧
પ્રીતિ સહિત પ્યારી પ્રીતમકો, મુખ નિરખત જેહી ચદ ચકોરી. શ્યા૦ ૨
કુકુમ મુખ રજિત રાધેકો, પ્રિય કીની તન ચદન ખોરી. શ્યા૦ ૩
લલિત એહી છબી લાલ લલીકો, બ્રહ્માનદ ઉર માંહી રહોરી. શ્યા૦ ૪

## પદ ૪૬૬ મું.

હિંડોરો વ્રજરાજ કુવરકો, ચલહુ સખી નિરખનકુ જઇએ. હિં૦ ૧
પ્રીત સહિત નંદલાલ પિયાકું, ઝૂલા ગાયકે જાય ઝુલઇએ. હિં૦ ૨
હિંડોરો નગ લાલ જડ્યો હે, તાકુ દેખી મગન હોય રઇએ. હિં૦ ૩
બ્રહ્માનન્દ છબી નટવરકી, અખિયન માંહી છપાયકે લઇએ. હિં૦ ૪

## પદ ૪૬૭ મું.

કહાનકુવર મસ્તાન હિંડોરે, ઝૂલતહે જમુના જલ તીરે. ક૦ ૧
પગિયાં લાલ ધરી શિરકે પર, ચદન કીની ખોર શરીરે ક૦ ૨
બાજુબધ મનોહર બંધે, કમર કસી સુદર પટ પીરે. ક૦ ૩
બ્રહ્માનન્દ ઘનશ્યામ રીઝાવન, બ્રજ ત્રિય ગાન કરત સુર ધીરે. ક૦ ૪

## પદ ૪૬૮ મું–રાગ સોહણી.

હિંડોરે ઝૂલતહે જદુરાય, હિંડોરે ઝૂલતહે જદુરાય,
ઝૂલે જદુરાય શોભા બણી આય, હિંડોરે ઝૂલતહે જદુરાય. ટેક.
ઝૂલાવે રેશમ ગ્રહી દોરી. શ્રીબ્રખુભાન કિશોરી. હિં૦ ૧
પહેરે સુંદર હાર હજારી, રાજત કુંજવિહારી. હિં૦ ૨
શ્યામ પિયા હિંડોરેમે શોભે, નિરખતહિ મન લોભે. હિં૦ ૩
બ્રહ્માનન્દ કહત હરિ ઝૂલે, દેખી નયન ઉર ફૂલે. હિં૦ ૪

## પદ ૪૬૯ મું.

હિંડોરે ઝૂલતહે નવરંગ, હિંડોરે ઝૂલતહે નવરગ;
ઝૂલે નવરંગ રાધા પ્યારી સગ, હિંડોરે ઝૂલતહે નવરગ. ટેક.
શોભત હે પ્યારી સંગ પ્યારો, નટવર નંદ દુલારો. હિં૦ ૧
પ્યારે કે સુંદર શિર પગીયાં, પ્યારીકે ચુનર રંગીયાં. હિં૦ ૨
પ્રીતમકે પુંચી નગ પૂરી, પ્યારીકે સુંદર ચુરી. હિં૦ ૩
નન્દ નન્દન બ્રખુભાન કુમારી, બ્રહ્માનન્દ બલિહારી. હિં૦ ૪

## પદ ૪૭૦ મું.

હિંડોરે ઝૂલતહે નંદલાલ, હિંડોરે ઝૂલતહે નંદલાલ;
ઝૂલે નંદલાલ દેખે વ્રજબાળ, હિંડોરે ઝૂલતહે નંદલાલ. ટેક.
ગ્વાલ બાલ ઠાડે સબ દેખે, જનમ સુફલ કરી લેખે. હિં૦ ૧
રત્ન જડિત અનુપ હિંડોળો, ઝૂલે પ્રિયા શિર તોરો. હિં૦ ૨
બાજુબંધ બધે દો બાંઇયાં, ચન્દન ખોર કરાંઈયાં. હિં૦ ૩
બ્રહ્માનન્દકો શ્યામ સોહાગી, લગની એહિ સગ લાગી. હિં૦ ૪

## પદ ૪૭૧ મું.

હિંડોરે ઝૂલતહે બ્રજનાથ, હિંડોરે ઝૂલતહે બ્રજનાથ;
ઝૂલે બ્રજનાથ ગોપીજન સાથ, હિંડોરે ઝૂલતહે બ્રજનાથ. ટેક
દેખત જુથ સબે બ્રજનારી, ઝૂલતહે ગિરિધારી. હિં૦ ૧
પાઘ ધરી શિર નદદુલારે, રાધા લૂન ઉતારે. હિં૦ ૨
ગીત કતોહલ મંગલ ગાવે, રસિક પિયાને ઝૂલાવે; હિં૦ ૩
પ્રીતમ પ્યારીકી જોરી સલુણી, બલ જાવત બ્રહ્મ મુનિ. હિં૦ ૪

## પદ ૪૭૨ મું.—કવિત. રાગ મલાર.

માઈ ફુલન હિંડોરે ઝૂલે, ફુલે પ્રિય પ્યારી દોઉ
ફુલન સિંગાર કીયે, ફુલન બીછાયેરી. માઈ૦ ૧
ફુલન બનાયો છત્ર, ફુલનકી ચોકી નીકી;
ફુલન મેરાબ જાલી, ફુલન બનાયેરી. માઈ૦ ૨
પીયા ફુલ સજે પાગ, પ્યારી સજે ફુલ માંગ;
ફુલનકે હાર પેરે, દોનુ હુલસાયેરી. માઈ૦ ૩
બ્રહ્માનન્દ ફુલે મન, ઝુલે* શ્યામા શ્યામ લખી;
ફુલે વ્રજ ગોપી ગ્વાલ, બાલ હરખાયેરી. માઈ૦ ૪

## પદ ૪૭૩ મું.—કવિત.

માઈ નવલ બનાઈ પાઘ, નવલ ફુલન તોરે;
નવલ હિંડોરે ઝૂલે, નવલ વિહારીરી. માઈ૦ ૧
નવલ પ્રવાલ ખભ, નવલ રતન ડાંડી;
નવલ બનાય લીની, ફુલનકી જારીરી. માઈ૦ ૨

* હિંડોળામા

નવલ અંબેકી ડાળ, નવલ ઝૂલાવે ગ્વાલ;
નવલ બની હે બ્રખુ,-ભાનકી દુલારીરી. માઈ૦ ૩
બ્રહ્માનન્દ નવલ, પ્રીતમ ઘનશ્યામહુકી;
મૂરતિ નવલ મોય, લાગત અતિ પ્યારીરી. માઈ૦ ૪

પદ ૪૭૪ મું-કવિત.

માઈ ઝૂલત હિંડોરે દેખો, છેલો નન્દલાલ પ્યારો;
પ્યારી બ્રખુભાનકી, દુલારી જ્યું ઝુલાતરી. માઈ૦ ૧
કનક બન્યો હિંડાર, હીરહુકી નીકી દોર;
રતન જડિત ડાંડી, સુંદર સોહાતરી. માઈ૦ ૨
નીકે બને નંદલાલ, ફુલનકી નીકી માલ;
નીકી અલબેલી રાધે, ઝુલા સુખ ગાતરી. માઈ૦ ૩
શ્યામા શ્યામ રૂપ ધામ, દેખી લાજે કોટી કામ;
જુગલ જોરીપે બ્રહ્મા,-નન્દ બલજાતરી. માઈ૦ ૪

પદ ૪૭૫ મું-કવિત.

માઈ રસિક સલૂનો કહાન, ઝૂલત હિંડોરે શ્યામ;
ગોપી ગ્વાલ દેખનેકું, ઠાઢે સબ આયકે. માઈ૦ ૧
આભૂષણુ સજે અંગ, પ્રિય પ્યારો નવરંગ;
બેઠે બળવીર શિશ, પગીઆં બનાયકે. માઈ૦ ૨
ઝૂલત હિંડોરે નાથ, ફુલ ગેંદ લીયે હાથ;
નાખત હે ઝોલા રાધે, અતિ સુખ પાયકે. માઈ૦ ૩
બ્રહ્માનન્દ બલિહારી, ઝૂલે પિયા ગિરિધારી;
રીઝાવત ગ્વાલ બાલ, બંસરી બજાયકે. માઈ૦ ૪

પદ ૪૭૬ મું-રાગ કવિત. ગોડ મલાર.

ઝૂલત પ્રીતમ પ્યારી, હિંડોરેમે ઝૂલત પ્રીતમ પ્યારી;
પીયાજીકુ સોહત લાલ પગરિયાં, પ્યારીકુ નવરંગ સારી. હિં૦
રતન જડિત શુભ નવલ હિંડોરો, હીર દોર માંહી ડારી;
પ્રેમી જન કોઈ નિરખ ઝૂલાવે, હુલસત વારમવારી. હિં૦ ૧
કરત બિનોદ પરસપર મીલકે, શરણાગત સુખકારી;
નન્દ નન્દન બ્રજરાજ લાડિલો, અરુ બ્રખુભાન દુલારી. હિં૦ ૨
રાધે વદન હરિકો વિલોકિત, રાધે મુખ ગિરિધારી,
નવલ જોરી લખી લાલ લલીકી, બ્રહ્માનન્દ બલિહારી. હિં૦ ૩

### પદ ૪૭૭ મું.

ઝૂલત શ્યામ હિંડોરે, રાધે સંગ ઝૂલત શ્યામ હિંડોરે;
દંપતિ વદન વિલોકન કારણુ, ભીર મચી ચહુ ઓરે. રા૦
રતન હિંડોરે શ્યામ બીરાજત, સંગ પ્રિયા તન ગોરે;
પિયા પ્યારીકો રૂપ અલૌકિક, નિરખત જન મન ચોરે. રા૦ ૧
બાપૈયા મુખ પિયુ પિયુ બોલત, દાદુર મોર ઝીંગોરે;
ઝીણી ઝીણી બુંદન બાદર બરસત, ઘન ગરજત અતિ જોરે. રા૦ ૨
રાધેકો મન મગન ભયો હે, નવલ શ્યામકે તોરે;
બ્રહ્માનન્દ રસિક પ્રીતમકી, મૂરતિ વસી મન મોરે. રા૦ ૩

### પદ ૪૭૮ મું.

ઝૂલત પિયા નવરંગી, હિંડોરેમે, ઝૂલત પિયા નવરંગી;
જરકસી પાગ લસત શિર સુંદર, અજબ અનોપમ અંગી. હિં૦
વામ ભાગ બ્રખુભાન દુલારી, રાધે નયનકો રંગી,
અંગ અંગ પ્રતિ ભૂષણુ રાજત, ઝેણી ચૂનડ ચંગી. હિં૦ ૧
ભુજા પ્રલબ ગોર તન શોભિત, છાતિ અધિક ઉતંગી;
હરિસંગ ઝૂલત રતન હિંડોરે, મોહનલલ ત્રિભંગી હિં૦ ૨
નયન કમળ મુખ વેન મનોહર, પ્રેમી જનકે સંગી;
બ્રહ્માનન્દ નિરખ છબી પ્રીતમ, અખીઆ રહત ઉમંગી. હિં૦ ૩

### પદ ૪૭૯ મું.

ઝૂલત કુંજ વિલાસી, શ્યામરો ઝૂલત કુંજ વિલાસી;
રાધા સંગ ઉમંગ ભરી નિત્ય, નિરખ પ્રિયા મુખ હાસી. શ્યા૦ ૧
શ્યામા શ્યામ હિંડોરે ઝૂલત, આયે ખડે બ્રજવાસી;
નિજ જનકે મન મોદ બઢાવત, રસિક રાય સુખરાશી. શ્યા૦ ૨
ઇંદ્રાદિક બ્રહ્માદિક આયે, આયે સિદ્ધ ચોરાસી;
કહાન કુવરકો વદન વિલોકન, શિવ આયે તજ કાશી. શ્યા૦ ૩
સુર નર મુનિવર નિરખ હિંડોરો, હો ગયે સરવ હુલાસી;
બ્રહ્માનન્દકો નાથ રસીલો, નવલ છબી અવિનાશી. શ્યા૦ ૪

### પદ ૪૮૦ મું.—રાગ સોરઠ મલાર.

હાંરે મારો નાથ હિંડોરે ઝુલે રે;
ચાલો સખી જોવાને રે દુખડાં ખોવાને. હાંરે૦

વિશ્વકર્માએ હિંડોરો બનાયો, ચોંપ કરી ચતુરાયે રે;
શ્યામ સુંદર તે ઉપર રાજે, નિરખી સુખિયાં થાયે રે. ચા૦ ૧
હીરા મોતી જડેલ હિંડોલે, રેશમ કેરી દોરી રે;
ઝાઝું હેત કરીને ઝુલાવે, ગુણવંત રાધા ગોરી રે. ચા૦ ૨
આરે હિંડોળાની શોભા અલૌકિક, તીન લોકથી ન્યારી રે;
અખંડ જોડ પિયા પ્યારીને, ઉપર બ્રહ્માનન્દ બલિહારી રે. ચા૦ ૩

## પદ ૪૮૧ મું.

હાંરે છેલો સુંદર શ્યામ સોહાગી રે;
ઝૂલે હરિ હિંડોલે રે રાધા વા ઢોળે. હાંરે૦
હિંડોળો આંબલિયાની ડાળે, સુંદર નૌતમ છાજે રે,
મહીઆરી સર્વે જુથ મળીને, આવી છે ઝુલાવા કાજે રે. ઝૂ૦ ૧
હેત કરી કરી સામુંરે હેરે, મરમાલો વનમાળી રે,
સુંદર વરની શોભા જોઇને, મગન થઈ મતવાલી રે. ઝૂ૦ ૨
શ્યામ તણા હિંડોળાની સજની, છબી વર્ણવ્યામા નાવે રે,
બ્રહ્માનન્દના નાથને જોવા, ઇન્દ્રાદિક સુર આવે રે. ઝૂ૦ ૩

## પદ ૪૮૨ મું.

હાંરે ઝૂલે નવલ આંબલિયાની ડાળે રે,
રંગીલો વહાલો કહાનુડો રે લાગે છે અતિ રુડો. હાંરે૦
ભાલ તિલક કેસરનું રે કીધુ, મોર મુગટ ધર્યો માથે રે,
પ્રીત કરીને જડાઉ પોચી, હરિવર પેહેરી બેઉ હાથે રે. ર૦ ૧
છેલ છબીલો ચતુર શ્યામળો, ગાવે રાગ ઉમંગે રે;
હાસ વિલાસ કરે અતિ હેતે, વ્રજ વિનતાને સંગે રે. ર૦ ૨
મધુરે મધુરે સ્વર મોરલી વજાડે, લટકાળો નદલાલો રે;
બ્રહ્માનન્દના નાથને જોવા, ચોપ કરીને સખી ચાલો રે. ર૦ ૩

## પદ ૪૮૩ મું.

હાંરે સખી ચાલો સર્વે જૂથ મળીને રે;
ઝુલાવા જાઇએ વહાલાને રે નંદજીના લાલાને હાંરે૦
હિચકાવીશું હેત કરીને, સર્વે વારા ફેરી રે;
જન્મ સુફળ કરી લઇયે સજની, હરિવરનુ મુખ હેરી રે. ઝુ૦ ૧
એકાંતે અલબેલાને સાથે, ગુજ ગોઠડી કરીએ રે;
મન માન્યા મોહનને મળીને, તાપ હૈયાના હરીએ રે. ઝુ૦ ૨

રાગ મલ્હાર આલાપીને ગાઇયે, હેત કરી હિંડોળા રે;
બ્રહ્માનન્દના શ્યામ સંગાથે, કરીએ તે ઝાકમ ઝોળા રે. ઝુ૦ ૩

પદ ૪૮૪ મું.

હાંરે બદ્રીનાથ હિંડોરે ઝુલે રે;
બળવંત બહુ નામી રે જગ અંતરજામી. હાંરે૦

એશ અમૂલ્ય હિંડોળો રે બાંધ્યો, વિમળ વિશાલાની ડાળે રે;
નરનારાયણ નાથ બિરાજે, ઝુલતા રંગ ઢાળે રે. બ૦ ૧
શિવ બ્રહ્મા સનકાદિક સરખા, મુનિવર આવે જોવા રે,
સુંદર રૂપ બંને દોઉ બંધવ, મુક્ત તણાં મન મોવા રે. બ૦ ૨
કોઈ ગાવે કોઈ નાચે સુર મુનિ, જય જય વાણી ઉચ્ચારે રે,
બ્રહ્માનન્દનો નાથ અલૌકિક, જન મન સુખ વિસ્તારે રે. બ૦ ૩

પદ ૪૮૫ મું.

હાંરે ઝુલે નર નારાયણ દેવા રે,
નૌતમ અવિનાશી રે બદ્રી વનવાસી. હાંરે૦

શેષ સહસ્ર મુખ નામ ઉચ્ચારે, નિગમ નેતિ કરી ગાવે રે;
તે વહાલો નિજ જનને કારણ, દેહ ધરી ધરી આવે રે. નૌ૦ ૧
શરણાગત વત્સલ હરિ સમરથ, પ્રાણજીવન જન પ્યારા રે;
સુંદર શ્યામ હિંડોરે ઝુલત, મુક્ત ઝુલાવન હારા રે. નૌ૦ ૨
અગણિત જીવ ઉધારન કારણ, મનુષ્ય તણી તનુ ધારી રે;
પુરુષોત્તમના વદન કમલપર, બ્રહ્માનન્દ બલિહારી રે. નૌ૦ ૩

પદ ૪૮૬ મું.

હાંરે ઝુલે નવલ હિંડોરે નાથ રે;
સુંદર સુખકારી રે શોભા અતિ સારી. હાંરે૦

બદ્રીનાથ હિંડોળે ઝુલે, મહા મુક્ત ઝુલાવે રે;
નર નારાયણ મૂરતિને નિરખી, જન મન આનંદ પાવે રે. સું૦ ૧
સારદ નારદ શેષ મહેશ્વર, હિંડોળાની છબી હેરે રે;
ગગન ફૂલ સુરપતિ વરસાવે, ગાવે છે હેત ઘણેરે રે. સું૦ ૨
કરુણા સિંધુ અખંડિત કાયા, માયા પાર મોરારી રે;
બ્રહ્માનન્દ હિંડોરાની શોભા, તીન લોક દુઃખહારી રે. સું૦ ૩

પદ ૪૮૭ મું.

હાંરે ઝુલે નરનારાયણ શ્યામ રે;
હિંડોળે હરિ સુખ સિંધુ રે દીન તણા બંધુ. હાંરે૦

પરાપાર પૂરણ પુરુષોત્તમ, નેતિ નિગમ ઉચ્ચારે રે;
નૌતમ રૂપ અનૂપ નાથનું, ધ્યાન મુનિવર ધારે રે. હિં૦ ૧
જેનું નામ જપે જે પ્રાણી, તેના વૈભવ ફરવા રે;
તે મૂર્તિ ધરી જગમાં ડોલે, હરિજનનાં મન હરવા રે. હિં૦ ૨
હરિવરનો હિંડોળો જોઇને, મગન થયા ત્રિપુરારી રે;
બ્રહ્માનંદના નાથને નિરખ્યા, તે ધન્ય ધન્ય નર નારી રે. હિં૦ ૩

## પદ ૪૮૮ મું–રાગ સોરઠ મલાર.

ઝૂલતહે નંદલાલ, નવલ પિયા ઝૂલતહે નંદલાલ. ટેક.
બહુત બનાય હિંડોરો બાંધ્યો, નવલ કદમકી ડાળ. ન૦ ૧
સુંદર શ્યામ હિંડોરે ઝૂલે, ઝૂલાવત સબ ગ્વાલ. ન૦ ૨
જૂથ મળી નિરખત બ્રજનારી, ગાવત ગીત રસાળ. ન૦ ૩
બ્રહ્માનન્દ વસે ઉર માંઈ, ગુણ સાગર ગોપાળ. ન૦ ૪

## પદ ૪૮૯ મું.

નવલ પ્રીતમ ઘનશ્યામ, ઝૂલત પ્યારો નવલ પ્રીતમ ઘનશ્યામ. ટેક.
મોહનલાલ હિંડોરે ઝૂલત, બ્રજ જનકો વિશ્રામ. ઝૂ૦ ૧
રાધા આદિ ખડી બ્રજનારી, ઝૂલાવત કરી હામ. ઝૂ૦ ૨
સુંદર નવલ હિંડોરો શોભે, બાંધે મોતીન દામ. ઝૂ૦ ૩
બ્રહ્માનન્દ રહો ઉર અતર, એહી છબી આઠુ જામ. ઝૂ૦ ૪

## પદ ૪૯૦ મું.

રસિક શ્યામ નવરંગી, હિંડોરે ઝૂલે રસિક શ્યામ નવરંગી. ટેક.
હરિવર નવલ હિંડોરે ઝુલે, નિરખન અખીયાં ઉમગી. હિં૦ ૧
કેસર તિલક સો અજબ બન્યો હે, અજબ બની તન અંગી. હિં૦ ૨
સુંદર પેચ પાગકે છૂટે, સુંદર લટક કલગી. હિં૦ ૩
બ્રહ્માનંદ રસિક પીયા ઝુલત, શ્યામ ચતુર દિલ સંગી. હિં૦ ૪

## પદ ૪૯૧ મું.

ઝૂલત રાધા ગોરી, પીયા સગ ઝૂલત રાધા ગોરી. ટેક.
એક ઓર ઠાડી ગ્વાલ મંડળી, એક ઓર ગોપ કિશોરી. પી૦ ૧
વારા ફેરી દોય ઝુલાવત, પકર હીરકી દોરી. પી૦ ૨
પ્રીતમકો મુખ નિરખત પ્યારી, જેહી બિધિ ચંદ ચકોરી. પી૦ ૩
બ્રહ્માનંદ જાત બલિહારી, જુગ જુગ અવિચળ જોરી. પી૦ ૪

## પદ ૪૯૨ મું–રાગ સોરઠ.

ઝૂલે નવલ પ્રીતમ બલવીર હો વીર, ઝૂલે નવલ પ્રીતમ બલવીર હો વીર. ટેક.
જુથ મીલી વ્રજનાર ઝુલાવે, નિરખી નિરખી મન અતિ સુખ પાવે,
રતન જડિત હિંડોરા ઉપર, રાજત શ્યામ શરીર. ઝૂ૦ ૧
સુંદર નવલ હિંડોળો શોભે, છબી લખી મુનિવરકે મન લોભે;
ગ્વાલ બાલ સબ ઘેર રહે હે, ઠાઢે જમુના તીર ઝૂ૦ ૨
અજબ કલગી લટક રહી હે, નિરખત સબ ત્રિય મગન ભઇ હે;
મહા મનોહર નટવર મૂરતિ, નીરખત રહત ન ધીર ઝૂ૦ ૩
ઝૂલત નૌતમ નાથ હિંડોરે, કરી લટકે સબકે ચિત્ત ચોરે,
બ્રહ્માનંદ મદન મોહન લખી, મીટ ગઈ ભવકી પીર. ઝુ૦ ૪

## પદ ૪૯૩ મું

હેલી ઝૂલત રસિક વ્રજચંદ હો ચંદ, હેલી ઝૂલત રસિક વ્રજચંદ હો ચંદ. ટેક.
બાંધ્યો આંબાડાર હિંડોરો, રાજત નવલ મનોહર તોરો,
લટકત શિર પર નવલ કલગી, શ્યામ બને સુખકંદ. હે૦ ૧
ગોપી ગ્વાલ ખડે ચહુ ઓરા, બાજત તાલ મૃદંગ ટકોરા,
ઝૂલત રંગ ભર પ્રીતમ મોરા, ગુન સાગર ગોવિંદ. હે૦ ૨
ગરક કસુંબી પગિયાં ઘેરી, પુલ માલ સુંદર ગળ પેરી;
પ્રેમી જન મન ભમરન કારન, રચ્યો પ્રેમકો ફંદ હે૦ ૩
કાને કુંડળ જડિત બીરાજે, દેખી દેખી કંદર્પ છબી લાજે;
પ્રાણ પીયાકે વદન કમળ પર, વારી બ્રહ્માનંદ. હે૦ ૪

## પદ ૪૯૪ મું.

પ્યારો ઝૂલત નવલ વ્રજરાજ હો રાજ, પ્યારો ઝૂલત નવલ વ્રજરાજ હો રાજ. ટેક.
ઝૂલત પ્રાનપિયા ગિરિધારી, ઝૂલાવત હી મીલ બ્રજનારી;
અરસ પરસ રંગ વરસ રચ્યો હે, અધિક સરસ દિન આજ. પ્યા૦ ૧
ગાવત ગીત મનોહર ગોરી, પકર રહી સબ રેશમ દોરી;
શ્યામપીયાકે નવલ હિંડોરે, સબે રતનકો સાજ. પ્યા૦ ૨
ફુલન હાર બિરાજત નીકે, ઝલકત સુંદર વસન જરીકે;
નિરખ રૂપ નંદલાલ પીયાકો, રહત મદન છબી લાજ. પ્યા૦ ૩
બાજા નૌતમ ભાંત બજાવે, કૌ નાચે કૌ મંગળ ગાવે;
બ્રહ્માનન્દ દરશકે કારણ, આયે દેવ સમાજ. પ્યા૦ ૪

### પદ ૪૯૫ મું.

આવો હિંડોરે ઝૂલાવું મેરે મીત હો મીત, આવો હિંડોરે ઝૂલાવુ મેરે મીત હો મીત. ટેક.
કહાન કહાન મુખ નિશ દિન કહુંગી, હાથ જોર નિત્ય હાજર રઉગી;
પુલનકે બાજુબધ ગજરે, પેહેરાવું કરી પ્રીત. આ૦ ૧
પ્રેમ અધિક કરી પાવ પરુગી, હૈરેકે સબ તાપ હરુગી;
ભાંત ભાંતકે અન્ન ધરુગી, ભોજન ભાવ સહિત. આ૦ ૨
છબી તેરી અતરમેહી ધારુ, ઓર સબે જજાળ વિસારુ;
મોતીનકી નીકી પહેરાવું, માળ ગળ શોભિત. આ૦ ૩
નેનનકે તારે કરી રાખું, કઠીન વચન કબહુ નહીં ભાખુ;
બ્રહ્માનન્દ કેહે ચરનુમે, અરપ દેઉગી ચિત્ત. આ૦ ૪

### પદ ૪૯૬ મું–રાગ માલીગાડો.

નવલ હિંડોળે શ્રીનાથજી ઝુલે, ઝુલાવે રાધીકા ગોરી રે;
કનક થંભનો બન્યો રે હિંડોળો, રેશમ કેરી દોરી રે. ન૦ ૧
સર્વ સાહેલી ભેળી રે થઈને, ચાલો જોવા જાયે રે;
મનમોહન નટવરની રે મૂર્તિ, નિરખીને સુખીયાં થાયે રે. ન૦ ૨
બહુ હેતે હિંડોળો રે બાંધ્યો, આંબલિયાની ડાળે રે;
મોરલીમાં રાગ મલાર આલાપે, ગાવતા રગ ઢાળે રે. ન૦ ૩
છોગાળો ઘનશ્યામ છબીલો, હેત કરીને હેરે રે;
બ્રહ્માનદના વહાલાને જોઈને, મગન થઈ આ ફેરે રે. ન૦ ૪

### પદ ૪૯૭ મું.

રતન જડીત હિંડોળા માંહી, બેઠા છે પ્રીતમ પ્યારો રે;
હેત કરી વ્રજ જનને હેરે, નટવર નદ દુલારો રે. ર૦ ૧
કોઈકિ નાચે ને કોઈકિ ગાવે, કોઈકિ તાળ બજાવે રે;
જદુવરના હિંડોળાને જોવા, ઇંદ્રાદિક સુર આવે રે. ર૦ ૨
હિંડોળાની શોભા જોઈને, મોહી રહ્યાં નર નારી રે;
રાધા સહિત રસિક વર ઝુલે, ગુણવતો ગિરિધારી રે. ર૦ ૩
કનક તણો હિંડોળો સુંદર, સજની જોવા ચાલો રે;
બ્રહ્માનન્દ કહે રગભર ઝુલે, લટકાળો નન્દલાલો રે. ર૦ ૪

### પદ ૪૯૮ મું.

હરિવરના હિંડોળાની શોભા, સજની ચાલો જોઈયે રે;
મનમોહન નટવરની મૂર્તિમાં, લઈ ચીત્તડાંને પ્રોઈયે રે. હ૦ ૧

કનકતણા થંભા બેઉ કાજુ, રેશમ કેરી દોરી રે;
ઘેરે સૂર કરી ઝુલા ગાવે, શ્રી વ્રખુભાન કિશોરી રે. હ૦ ૨
માથે જરકસી પાઘ મનોહર, મોતીડાંની માળા રે;
બહુ નામી હિંડોળામાં બેઠા, લાગે છે રૂપાળા રે. હ૦ ૩
સુંદર વર છોગાળા કેરુ, મુખડું લાગે પ્યારુ રે;
બ્રહ્માનંદના વહાલાને ઉપર, સરવસ લઈને વારુ રે. હ૦ ૪

પદ ૪૯૯ મું.

સુંદર વર હિંડોળે શોભે, રંગ ભીનો રૂપાળો રે;
લટકાળો ખાંતે કરી ઝુલે, મોહન મોરલીવાળો રે. સું૦ ૧
સોનાનો હિંડોળો સુંદર, રેશમ દોરી રુડી રે;
રંગ ભીની રાધા ઝુલાવે, ખળકે છે ભુજ ચુડી રે. સું૦ ૨
પેચાળી પાઘડલી બાંધી, લટકે નવલ કલંગી રે;
રસીક પ્રીતમ લાગે છે રુડા, નાથ ઝુલે નવરંગી રે. સું૦ ૩
રતન જડીત ડાંડી હિંડોળે, લાગે છે રૂપાળી રે;
બ્રહ્માનંદનો વહાલો શોભે, વ્રજજીવન વનમાળી રે. સું૦ ૪

પદ ૫૦૦ મું.

ચાલ સખી જોવાને જાઇયે, ઝુલે છે મતવાલો રે;
મનમોહન રંગડાનો માતો, સુંદર વર છોગાળો રે. ચા૦ ૧
મોરલડીમાં રાગ મનોહર, ગાવે છે ગિરિધારી રે;
મનમોહન નટવરની મૂર્તિની, છબી બની અતિ ભારી રે. ચા૦ ૨
પેચાળી નૌતમ પાઘડલી, નવલ કલંગી લટકે રે;
નવલ ખભે શેલું એક નાખ્યું, ચોળ કસુંબી ચટકે રે. ચા૦ ૩
હરિવરનો હિંડોળો જોઇને, લાભ નયનનો લઇએ રે;
બ્રહ્માનન્દના વહાલાની ઉપર, સરવસ વારી દઇએ રે. ચા૦ ૪

પદ ૫૦૧ મું.

હિંડોળો ઘનશ્યામ હરિનો, અતિ રૂપાળો લાગે રે;
સજની અતર વાધે સુખડું, ભવનું દુઃખડું ભાંગે રે. હિં૦ ૧
છેલ ચતુરવર છોગાળા કેરી, મૂર્તિ મનોહર પ્યારી રે;
અલબેલા મનમોહન ઉપર, તન ધન નાખું વારી રે. હિં૦ ૨
હિંડોળાની શોભા હેલી, વર્ણવ્યામાં નવ આવે રે;
લટકાળા કેરુ છોગલીયું, ચીત્તડાને લલચાવે રે. હિં૦ ૩

કનક થંભ હિંડોળો કાજુ, દોરી રેશમ કેરી રે;
બ્રહ્માનંદનો વહાલો ઝુલે, લાલ મનોહર લેહેરી રે. હિં૦ ૪

પદ ૫૦૨ મું.

રસિયાનો હિંડોળો રૂડો, હેતે જોઈએ હેલી રે;
ચોપ કરી જલદીથી ચાલો, કામકાજ સર્વે મેલી રે. ર૦ ૧
આજે હેતે કરીને ઝુલાવે, ગિરિધરને ગોવાળા રે;
આસપાસ આવીને ઉભા, લાગે છે રૂપાળા રે ર૦ ૨
કોડીલા વર કહાનકુંવરની, મૂર્તિ સુંદર શોભે રે;
ભાલ તિલક સુંદર ભૂધરનું, જોઈ જોઈ મનડું લોભે રે. ર૦ ૩
ડોલરિયા કેરો હિંડોળો, નિરખ્યો હેત કરીને રે;
બ્રહ્માનંદ તે લાભ કમાણી, સુંદર દેહ ધરીને રે. ર૦ ૪

પદ ૫૦૩ મું.

વ્રજજીવન નટવર વહાલાનો, હિંડોળો રંગ ભરીયો રે;
સુંદર વર નટનાગર શોભે, કહાન કુવર કેસરીયો રે. વ્ર૦ ૧
રતન જડીત થભા રૂપાળા, ડાંડી પણ રૂપાળી રે;
ચિત્ર વિચિત્ર બન્યો હિંડોળો, મોતીડાની જાળી રે. વ્ર૦ ૨
મનમોહનની પાઘડલીમાં, છોગલિયાં લઈ ધરીયે રે;
નટનાગર પ્રીતમને નીરખી, સુફળ જનમારો કરીયે રે. વ્ર૦ ૩
રાધા સહીત રસીકવર ઝુલે, જગપતિ અતર જામી રે;
બ્રહ્માનંદના નાથને જોઈને, નયનતણું ફળ પામી રે. વ્ર૦ ૪

પદ ૫૦૪—રાગ ઠુમરી.

ઘનશ્યામ મંદિર મોરે રસીક પીયા, ઝુલો હો નવલ હિંડોરે. ઘ૦ ૧
હિંડોરે રતન જડાવું, કરી પ્રીતિ અધિક ઝુલાવું. ઘ૦ ૨
શિર બાંધો અલોકીક પગીયાં, તુમસે જો લગન મેરી લગીયાં. ઘ૦ ૩
તુમસેં બની મેરી જોરી, ઝુલાવું રેશમ ગ્રહી દોરી. ઘ૦ ૪
બ્રહ્માનન્દ કહે જીવન મેરા, ભવજલ તારનકા બેરા. ઘ૦ ૫

પદ ૫૦૫ મું.

ઘનશ્યામ શ્યામ હમારે પ્રીતમ, તુમ ઝુલો હિંડોરે પ્યારે. ઘ૦ ૧
તુમસે જો રતિ મેરી બાઢી, ઝુલાવું મે એક પગ ઠાડી. ઘ૦ ૨
હિંડોરા બન્યા હે નીકા, તુમ પેહેરો જ્યું વસન જરીકા. ઘ૦ ૩

સનકાદિક શકર આવે, છબી દેખી પરમ સુખ પાવે. ઘ૦ ૪
કમલાવર આનંદકારી, બ્રહ્માનદ કહે નિધિ હમારી. ઘ૦ ૫

પદ ૫૦૬ ઠું.

રંગરેલ કુંજવિહારી નવલપીયા, ઝુલો હો ગિરિવરધારી. ર૦ ૧
અતિ પ્યારી રગીલી અંખીયાં, લખી હૃદેકમલમે રખીયાં. ર૦ ૨
ચિત્ત મોચો અજબ રગ ચટકે, પચરગી કલગી લટકે. ર૦ ૩
ભ્રુકુટી અતિ સુંદર શોભે, દેખી દેખી ત્રિય મન લોભે. ર૦ ૪
બ્રહ્માનદ કહે શ્યામ સુહાગી, તુમસે જ્યું લગન મેરી લાગી. ર૦ ૫

પદ ૫૦૭ મું.

બલવીર કુંજવીલાસી ચતુર પીયા, ઝુલો નવલ અવિનાશી. બ૦ ૧
હિંડોરા ખુબ બનાયા, આય ઝુલો રસીક વ્રજરાયા. બ૦ ૨
મૂર્તિ નવલ મન માની, અબ હાથ તેહારે બેકાની, બ૦ ૩
તુમસે જો મેરા મન માના, કરી લીજે અપની અબ કહાના. બ૦ ૪
હિંડોરે આય બીરાજો, બ્રહ્માનન્દકું ખુબ નિવાજો. બ૦ ૫

પદ ૫૦૮ મું–રાગ ભૈરવી.

આવો ઘનશ્યામ ઝુલાઉરી, હિંડોરનામે, આવો ઘશ્યામ
ઝુલાઉરી, હિંડોરનામે. ટેક.
આય બીરાજો પીયા નવલ હિંડોરેમે, કલીયાં કુલ બીછાઉરી. હિં૦ ૧
મોતીનકે મેરાબ અલોકિક, ડાડી રતન જડાઉરી. હિં૦ ૨
ચોકી નંગ જડાવકી સુંદર, રેશમ દોરી બનાઉરી. હિં૦ ૩
બ્રહ્માનન્દ કહે તેરી મૂરતિ, નેનન બીચ છુપાવુરી. હિં૦ ૪

પદ ૫૦૯ મું

ઝૂલો ઘનશ્યામ હિંડોરમેરી, શ્યામળિયા, ઝુલો ઘનશ્યામ
હિંડોરમેરી, શ્યામળિયા. ટેક.
બહુત બનાય હિંડોરો બાંધ્યો, બેઠો મોઈહું ચંદન બોરમેરી. શ્યા૦ ૧
ગ્વાલ બાલ સબ ઘેરકે ઠાડે, ઝુલા દોઊ નાખતહે જોરમેરી. શ્યા૦ ૨
હીરા લાલ જડાવ હિંડોરે, મોચો મન કચન બોરમેરી. શ્યા૦ ૩
બ્રહ્માનંદ કહે શ્યામ ચતુરવર, રાખુ મેરે નેનનહુંકે કોરમેરી. શ્યા૦ ૪

પદ ૫૧૦ મું.

મેરે ઘરું બાલમ આવરે, ઝુલનકુ હો, મેરે ઘરુ બાલમ
આવરે, ઝુલનકું હો. ટેક.

તુમ ઝુલો મેરે મંદિર આયકે, રસીક સલુના વ્રજરાવ રે. ઝુ૦ ૧
હીરકી દોર હિંડોરે બાંધી, હીરા રતન જડાવ રે. ઝુ૦ ૨
સુંદર વિધિ વિધિ ફૂલ બીછાયે, અતરહુકા છટકાવ રે. ઝુ૦ ૩
બ્રહ્માનન્દ ચરનકી દાસી, હસી હરિ કંઠ લગાવ રે. ઝુ૦ ૪

પદ ૫૧૧ મું.

ઝુલો મેરે પ્રાન આધાર રે, પાતળિયા હો, ઝુલો મેરે પ્રાન
આધાર રે, પાતળિયા હો. ટેક.
સુંદર સાજ હિંડોરો સુંદર, સુંદર અંબલેકી ડાર રે. પા૦ ૧
આય વિરાજો નવલ હિંડોરેમે, પેહેરો ગલે પુલહુકે હાર રે. પા૦ ૨
તુમસે રંગીલે પીયા નેહરા લગ્યા હે, સલુને નન્દકુમાર રે. પા૦ ૩
અજબ છબીલી તેરી મૂર્તિ ઉપર, બ્રહ્માનન્દ બલિહાર રે. પા૦ ૪

## શ્રાવણ સુદ ૧૧. પવિત્રાં એકાદશીના પદ.

### પદ ૫૧૨-મું રાગ માલીગાડો.

શ્રાવણ સુદી એકાદશી સુંદર, નાથ પવિત્રાં પેહેરો રે;
આંગણમાં ઉભા રહીને, હેતે સામું હેરો રે. શ્રા૦ ૧
બહુ મૂલી મોલીડું બાંધો, શિર તોરા મરમાળા રે;
અલબેલાજી દરશન આપો, વહાલમ મોરલીવાળા રે. શ્રા૦ ૨
નટવરજી મૂરતિ નિરખ્યાની, આશ ઘણી છે અમને રે;
એક ઘડી આંખ્યું આગેથી, મેલ્યા ન જાય તમને રે. શ્રા૦ ૩
રસીક પીયા તમને રીઝાવા, ગીત મનોહર ગાવું રે;
બ્રહ્માનંદના નાથજી તમને, પવિત્રાં પેહેરાવું રે. શ્રા૦ ૪

### પદ ૫૧૩ મું.

પેહેર્યા નાથ પવિત્રાં સુંદર, પવિત્ર ત્રિયા પેહેરાવ્યાં રે,
નદતણે આગણ વ્રજવાસી, દરશન કરવા આવ્યાં રે. પે૦ ૧
મોહનજીને શોભે મસ્તક, પાઘડલી પેચાળી રે,
ગોપીજન ગુલતાન થઈ ગયાં, ભૂધરનુ મુખ ભાળી રે પે૦ ૨
લટકાળાનાં લટકાં જોઇને, મગન થઇ વ્રજ નારી રે,
આગણીયે આવીને ઉભા, વહાલો કુંજવિહારી રે. પે૦ ૩
નંદતણા નાનડીયાને ઉપર, સરવસ વારી નાખુ રે
બ્રહ્માનદના વહાલાને જોઇને, આજ ઠરે મારી આંખ્યું રે. પે૦ ૪

### પદ ૫૧૪ મું.

નટવર નાથ પવિત્રાં નૌતમ, પેહેર્યા પ્રીત કરીને રે;
સર્વે પેહેલાં જાઇને જોઇએ, હેતે સહિત હરિને રે. ન૦ ૧
એકાદશી અનોપમ આવી, શ્રાવણની અજવાળી રે,
પીતાંબર આભૂષણ પેહેરી, ઉભા છે વનમાળી રે. ન૦ ૨
ઘર ઘરથી ગોવાળા આવ્યા, હરિનું મુખડું જોવા રે,
વહાલેજી સુંદર વેશ બનાવ્યો, માનુનીનાં મન મોવા રે. ન૦ ૩
પાઘડલી નૌતમ પેચાળી, આંટાળી ઉપરણી રે,
બ્રહ્માનદના વહાલાને નિરખ્યા, ધન્ય ધન્ય તેની કરણી રે. ન૦ ૪

### પદ ૫૧૫ મું.

એકાદશી અનૂપ આજની, કોડે ઓછવ કરીયે રે;
સહિત પવિત્રાં સુંદર વરની, મૂરતિ અંતર ધરીયે રે. એ૦ ૧

પ્રાણજીવનના તોરા ઉપર, પ્રીતે ભમર ભમે છે રે;
લટકાળા મોહનનાં લટકા, મન મારે અધિક ગમે છે રે. એ૦ ૨
સુંદર વર શ્યામળીયા કેરું, રૂપ અલૌકિક જોયું રે;
ભૂધરજીની મૂરતિ ભાળી, સરવે ગોકુળ મોયું રે. એ૦ ૩
છેલ ચતુરવર છોગાળાંની, લાવન પ્યારી લાગે રે;
બ્રહ્માનંદના વહાલાને રાખું, આંખડલીની આગે રે. એ૦ ૪

## પદ ૫૧૬ મું.

પેહેર્યાં નટવર નાથ પવિત્રાં, છબી વર્ણવ્યામાં નાવે રે;
વહાલમને જોવા વ્રજવાસી, આનંદ ભરીયાં આવે રે. પે૦ ૧
બહુ મૂલી પાઘડલી બાંધી, રૂપાળે વ્રજરાજે રે;
ગુંથીને ગજરા લઈ આવે, કહાનકુંવરને કાજે રે. પે૦ ૨
આંખુની ટસરુ અણીયાળી, મુખની મીઠી વાણી રે;
છોગલીયાની શોભા જોઈને, દેવત્રિયા લોભાણી રે. પે૦ ૩
હીયડે હાર હજારી પેહેર્યો, કુણ્ડળ લળકે કાને રે;
બ્રહ્માનન્દ કહે ચિત્તડુ ચોર્યું, મોરલડીની તાને રે. પે૦ ૪

## પદ ૫૧૭ મું.

નવલ પવિત્રાં નાથજી પેહેર્યાં, કહાન કુંવર કેસરીયે રે;
ચાલ સખી નન્દજીને મંદિર, કોડે દરશન કરીયે રે. ન૦ ૧
સુંદર વર છોગાળા કેરુ, રૂપ અલૌકિક જોઇયે રે;
મહા મનોહર નૌતમ મૂર્તિ, આંખડલીમાં પ્રોઈયે રે. ન૦ ૨
આજ પવિત્ર એકાદશી આવી, પેહેર્યા પવિત્રાં વહાલે રે;
કોડીલા નંદલાલ કુંવરને, જોયા વિના નવ ચાલે રે. ન૦ ૩
માવો વ્રજનારીનાં મનડાં, હેતે કરીને હરે છે રે;
બ્રહ્માનંદના નાથની મૂર્તિ, નિરખી નેણુ ઠરે છે રે. ન૦ ૪

## પદ ૫૧૮ મું.

શ્યામ પવિત્રાં પહેરીને સુંદર, ઉભા છે અલબેલો રે;
શ્યામળીયાનાં દર્શન સારુ, કારજ ઘરનાં મેલો રે. શ્યા૦ ૧
અલબેલો ઉભા આવીને, નાથ પવિત્રાં પહેરી રે;
લટકાં અધિક કરે છે રૂડા, લટકાળા રંગ લેહેરી રે. શ્યા૦ ૨
ઓચ્છવનો દિન આજ અનોપમ, ફરી ફરી નવ આવે રે;
વ્રજજીવન રંગ ભીનો વહાલો, હેત કરી બોલાવે રે. શ્યા૦ ૩

કહાનુડાનાં દર્શન કાજે, લોક લાજ તજી દીજે રે,
બ્રહ્માનન્દના નાથની મૂરતિ, નેણુમા ધરી લીજે રે શ્યા૦ ૪

### પદ ૫૧૯ મું.

પુણ્ય પવિત્ર એકાદશી પૂરણુ, ગીત પવિત્ર તે ગાવે રે,
પ્રાણુ પ્રીતમને આવી પવિત્રાં, પવિત્ર ત્રિયા પહેરાવે રે. પુ૦ ૧
લટકાં પવિત્ર કરે લટકાળો, હેત પવિત્ર કરી હેરે રે,
પવિત્ર ગોવાળ ઉભા પાસે, કમળ પવિત્ર કર ફેરે રે; પુ૦ ૨
પાઘ પવિત્ર મનોહર માથે, પવિત્ર કલગી લટકે રે;
મહા પવિત્ર અલૌકિક મૂરતિ, પવિત્ર હીયામાં અટકે રે. પુ૦ ૩
પવિત્ર પવિત્ર પોતાના જનને, દરશન પવિત્ર દેવા રે,
બ્રહ્માનંદ પવિત્ર પ્રીતમને, પવિત્ર પહ્યો છે હેવા રે. પુ૦ ૪

---

## શ્રાવણુ સુદ ૧૫. રક્ષા બંધનના પદ.

### પદ ૫૨૦ મું.-રાગ માલીગાડો.

મોહનવરને બાંધે માતા, રાખડલી રૂપાળી રે,
ઝાઝે હેતે લીયે રે જશોદા, ભામણીયાં મુખ ભાળી રે. મો૦ ૧
ઘણી ખમા મારા લાડકડાને, વિઘન દુર સરવે થાજો રે,
શરણાગત તારાં થાજો સુખીયાં, વેરીડાં મરી જાજો રે. મો૦ ૨
રેશમનાં ફુમકડાં રૂપાળાં, રેશમ કેરી દોરી રે;
મોતીડાં પ્રોઇને માંહી, નિરખે રાધા ગોરી રે. મો૦ ૩
મરમાળા નટવરની મૂર્તિ, ત્રિભુવનથી છે ન્યારી રે.
અલબેલા ઘનશ્યામની ઉપર, બ્રહ્માનંદ બલિહારી રે. મો૦ ૪

### પદ ૫૨૧ મું.

બહુ હેતે જશોદાજી બાંધે, રસીક રાયને રાખી રે,
કહાનકુંવરને જોવાને કાજે, ગોપત્રિયા અભીલાખી રે. બ૦ ૧
હૈડા ઉપર શોભે હરિને, મોતીડાની માળા રે;
ગોપીના મંડળમાં ગિરિધર, લાગે છે રૂપાળા રે. બ૦ ૨
રાખી માંહી ગુંથીને રાખ્યો, મોતીડાંનો ઝુડો રે;
હેતાળા હરીવરને હાથે, લાગે છે અતિ રૂડો રે. બ૦ ૩
બાંહ્ય ગ્રહી પ્રીતે બોલાવે, સુંદર છેલ છબીલો રે;
બ્રહ્માનદને મનડે વસીયો, કહાનકુવર કોડીલો રે. બ૦ ૪

પદ ૫૨૨ મું.

રાખડલી વ્રજરાજ કુવરને, સુંદર કરમા શોભે રે,
મરમાળા નટવર મોહનનાં, લટકા જોઈ મન લોભે રે. રા૦ ૧
ભાવે જશોદા લીયે રે ભામણીયાં, નદજી ઉભા નિરખે રે;
ગોપી ગ્વાલ સબે મળી ગાવે, હરિને જોઇને હરખે રે. રા૦ ૨
ફુમકડાં નૌતમ અતિ ફાવે, મોટાં મોટાં મોતી રે;
વ્રજનારી તનની સુધ ભૂલી, શોભા જોતી જોતી રે. રા૦ ૩
એક ઘડી આંખ્યું આગેથી, દૂર જાવા નવ દેવા રે,
બ્રહ્માનંદનો વહાલો સજની, ઉરમાં રાખ્યા જેવા રે. રા૦ ૪

પદ ૫૨૩ મું.

રાખી અતિ લાગે રૂપાળી, હરિને જમણે હાથે રે;
પ્રીત કરી પીતાંબર પેહેર્યું, મુગટ જડાઉ માથે રે. રા૦ ૧
ઘર ઘરથી ગોપી સર્વે આવી, શોભા જોવા સારુ રે,
માતા કે દેખાડને માવા, રૂપ અલૌકીક તારુ રે. રા૦ ૨
હું ઘોળી તારા મુખડા ઉપર, લાડકડા વનમાળી રે;
મોહ પામી સરવે વ્રજનારી, મૂરતિ તારી ભાળી રે. રા૦ ૩
જે તારા વેરી હોય જગમાં, તે વેહેલેરાં ટળજો રે;
બ્રહ્માનંદ કહે દાસ તમારાંને, મહાસુખ નિત નિત મળજો રે. રા૦ ૪

પદ ૫૨૪ મું.

આજ બળેવ દિવસ ઓચ્છવનો, નંદ તણે ઘર જાઈયે રે;
નટવર છેલ છબીલાને નિરખી, અંતર સુખીયા થાઇયે રે. આ૦ ૧
ગર્ગાચારજ રાખી બાંધી, પૂરણ બ્રહ્મને પુંચે રે;
અમર સદા રહો અવિનાશી, એમ બોલ્યા સુર ઉચે રે, આ૦ ૨
પ્રેમ કરી પાથરણાં નાખ્યાં, બહુ બહુ વાના કીધાં રે;
વસ્ત્ર આભૂષણ સહિત ગર્ગને, દાન ધેનુનાં દીધાં રે. આ૦ ૩
રાજી અધિક થયાં નંદરાણી, ગોરાણી શણગાર્યાં રે;
બ્રહ્માનદ કહે કહાનકુવરનાં, સરવે વિઘ્ન નિવાર્યાં રે. આ૦ ૪

પદ ૫૨૫ મું.

રસિક રાયને હાથે રાખડી, બાંધી તે બહુ મૂલી રે,
સરવે જૂથ મળી વ્રજનારી, નિરખી તન સુધી ભૂલી રે. ર૦ ૧
મોતીડાંનો હાર મનોહર, બાંધ્યા સુંદર બાજુ રે,
મુખડુ પૂરણ ચંદ સરીખુ, કાને કુંડળ કાજુ રે. ર૦ ૨

રૂપાળો બાંધ્યો કટી રેટો, અંગરખી ફુલ કેરી રે;
રાખડલીની શોભા રુડી, ત્રિભુવનથી છે અનેરી રે. ૨૦ ૩
આંખડલી હરિની અણિયાળી, કેસર તિલક કરેલું રે;
બ્રહ્માનંદ કહે નટવરનું, છોગલિયું રંગ ભરેલું રે. ૨૦ ૪

### પદ ૫૨૬ મું.

રેશમ કેરી અજબ રાખડી, બાંધી છે બે ભાઈયે રે;
ચાલ સખી નન્દજીને ફળિયે, શોભા જોવા જાઈયે રે. રે૦ ૧
શ્યામ સલુણા શ્યામળિયાની, આંખડલી અણિયાળી રે;
બહુ અમૂલક મસ્તક બાંધી, પાઘડલી પેચાળી રે. રે૦ ૨
હેમ તણી પુંચી બેઉ હાથે, કુંડળ જડાઉ કાને રે;
ગોપી સઉ ગુલતાન થઈ છે, વહાલાજીને વાને રે. રે૦ ૩
નન્દતણા નટવરને સાથે, કોડે પ્રીતિ કરીયે રે;
બ્રહ્માનન્દના નાથને નિરખી, મતવાલા થઈ ફરીયે રે. રે૦ ૪

### પદ ૫૨૭ મું.

રાખડલી વ્રજરાજ કુંવરને, શોભે સુંદર હાથે રે;
બહુ મૂલી હેતે કરી બાંધ્યું, મોળીડું હરિ માથે રે. રા૦ ૧
હીયડે લેહેકે હાર હજારી, ઓઢયો નવલ દુશાલો રે;
આંગણીયે આવીને ઉભા, લટકાળો નંદલાલો રે. રા૦ ૨
બળ કહે મારી સરસ રાખડી, તારી નરસ બતાવે રે,
વ્રજવાસી સરવે દેખતાં, ખેલ કરે ને ખીજાવે રે. રા૦ ૩
ધન્ય ધન્ય આજ બળેવનો દહાડો, ધન્ય જેણે બાંધી રાખી રે;
બ્રહ્માનદના નાથને દેખી, વ્રજ વિનતા અભિલાખી રે. રા૦ ૪



## શ્રાવણ વદ ૮ ના પદો.



### શ્રીકૃષ્ણ જન્મ વધાઇ.

### પદ ૫૨૮ મું-રાગ ગરબી.

નદ તણે ઘેર નોબત વાજે, વદત વધાઇ વધાઈ રે;
જશોમતી જાયો પુત્ર સખી રે, હરખત લોક લુગાઇ રે. ૧

શોભિતા શણગાર સજો મળી, મંગળ વસ્તુ લાયે રે;
મોતીડાંના થાળ ભરીને, ચાલો વધાવા જાયે રે. ૨
નૌતમ ચોખા હળદર નાખી, કાદવ દહીંના કરીયા રે,
એક બીજાના અંગપર સીંચે, ગોવાળા રંગ ભરીયા રે. ૩
મોહનજીનું મુખડું રે જોઈને, આનંદ અંગ ન માય રે;
બ્રહ્માનંદ કહે હરિ વ્રજમાં, પ્રગટ્યા તે ત્રિભુવન રાય રે. ૪

## પદ ૫૨૯ મું.

ટોડલે ટોડલે તોરણુ બાંધ્યાં, રત્ને તે મડપ છાયો રે;
અખિલ ભુવનનો નાથ અલૌકિક, પુત્ર જશોમતી જાયો રે. ૧
સામવેદ ઉંચે સ્વર સુંદર, બ્રહ્મા તે ઉભા વાંચે રે;
તાંડવ નૃત્ય કરી ત્રિપુરારિ, નંદતણે ઘર નાચે રે. ૨
ચિત્ર વિચિત્ર ધજા પટ બાધ્યાં, મોતીડે ચોક પૂરાવ્યા રે;
નંદનવનનાં પુલ લેઈને, દેવ વધાવા આવ્યા રે. ૩
જુવતી જુથ કરીને જોવા, સૌ મળી આપણુ ચાલો રે;
આપણે કાજે પ્રગટ થયા છે, બ્રહ્માનંદનો વહાલો રે. ૪

## પદ ૫૩૦ મું.

આજ સખી જોને નદતણે ઘેર, આનંદ ઉત્સવ ભારી રે;
કનક તણી ગળે માળ નાખીને, ધેનુને શણુગારી રે. ૧
બ્રાહ્મણુ જુથ મળ્યા બ્રહ્મવેત્તા, વેદ જપે શુભ વાણીરે;
કોટી કોટી બ્રહ્માંડનો કર્તા, લાલ જાયો નંદ રાણી રે. ૨
નૌતમ વસ્ત્ર આભૂષણુ પહેરી, ગોપી ગોવાળા ગાવે રે;
અરસપરસ મુખ માંખણુ લીંપે, દધીના તે કીચ મચાવેરે. ૩
નંદતણે આંગણુ નર નારી, હરખ ભર્યાં સહુ ડોલે રે;
બ્રહ્માનંદના નાથને જોઈને, જય જય વાણી બોલે રે. ૪

## પદ ૫૩૧ મું.

નંદ જશોદાનાં ભાગ્યનો મહિમા, મુખ વર્ણવ્યો નવ જાવે રે;
પુરુષોત્તમ જેના પુત્ર થયા નિત્ય, ખોળામાં લઈને ખેલાવે રે. ૧
ધનધન વ્રજની ભોમ સખી, જેની રજ વંદે ત્રિપુરારિ રે;
અનંત બ્રહ્માંડ પતિ ત્યાં આવી, પ્રગટ્યા તે દેવ મોરારિ રે. ૨
બ્રહ્માદિક સિદ્ધરાજ મુનિ જેનું, ધ્યાન કરી કરી હાર્યા રે;
તે વહાલો ગોવાળાના ઘરમાં, પ્રીત કરીને પધાર્યા રે. ૩

અક્ષરધામથી અધિક થયું, આજ નદરાયનું ફળિયું રે,
બ્રહ્માનદના નાથને નિરખી, નેણુતણુ ફળ મળીયું રે. ૪

પદ ૫૩૨ મું–રાગ સામેરી.

બાવા નદતણે દરબાર, નોબત વાજે રે,
હરિ પ્રગટ્યા સરજણુ હાર, નિજ જન કાજે રે. નો૦ ૧
જનમ થયો જગદીશનો રે, હરખ વધ્યો ત્રિલોક;
કુબુદ્ધિ કસ સરીખડા, તેને અતર પેઠો શોક. નો૦ ૨
દેવ ત્રિયા ટોળે મળી રે, સુર તેત્રીસે ક્રોડ;
જશોમતી કેરે આંગણે ગાવે, જય જય ધુનિ કર જોડ. નો૦ ૩
તોરણુ બાંધ્યા ટોડલે રે, ચદન લીપ્યા ધામ
આનન્દકારી ઉપન્યા વહાલો, બ્રહ્માન્દનો શ્યામ. નો૦ ૪

પદ ૫૩૩ મું.

અતિ હરખ વધાઈ આજ, વદે વ્રજવાસી રે,
થયા પ્રગટ રસિક વ્રજરાજ, અકળ અવિનાશી રે. વ૦ ૧
ચોક પૂરાવ્યા મોતિયે રે, રોપ્યા થભ પ્રવાળ,
કાદવ દહીંના કીધલા રે, મળી ખેલત ગોપી ગ્વાલ. વ૦ ૨
અબર આભૂષણુ અગમાં રે, સર્વ સજી શણુગાર,
કહાન વધાવા કારણે, આવી ગોકુળીયાની નાર વ૦ ૩
લાલ અમર રહો નંદનો રે, આપે સહુ આશીષ,
અધમ ઓધારણુ અવતર્યા, વહાલો બ્રહ્માનંદનો ઇશ. વ૦ ૪

પદ ૫૩૪ મું.

સખી જશોમતી જાયો લાલ, વધાવા જાયે રે;
ભાળી સુંદર એનુ ભાલ કે, સુખીયાં થાયે રે. વ૦ ૧
મોતી મુંઘાં મૂલનાં રે, લઇ ભરીયે કચન થાળ;
નંદ મહરને આંગણે ગાયે, મગળ ગીત વિશાળ. વ૦ ૨
રસિક નક્ષત્ર ધન્ય રોહિણી રે, તીથિ આઠમ પરમ અનૂપ;
આહીર કુળમાં ઉપન્યા, વહાલો ચૌદ ભુવનનો ભુપ. વ૦ ૩
વાજે અધિક વધામણાં રે, ચાલો સૌ મળી સાથ,
નેણાં ભરી ભરી નિરખીએ, હેલી બ્રહ્માનદનો નાથ. વ૦ ૪

પદ ૫૩૫ મું.

આજ નન્દ મહરની પોળ, ઉત્સવ ભારી રે;
કરે મગળ ગીત કલોલ, સર્વ નર નારી રે. ઉ૦ ૧

મુનિ નારદ નૃત્ય માંડીયાં રે, તુંબરૂ ગાવે તાન;
ઈંદ્ર ઉતારે આરતી, ધરે શંકર ઉભા ધ્યાન. ઉ૦ ૨
પ્રેમે ઘડીયું પારણું રે, વિશ્વકર્મા શુભ સાજ;
બ્રહ્મા લાવ્યા ઝુલડી કાજુ, કહાનકુવરને કાજ. ઉ૦ ૩
રમવાનાં રમકડાં રે, લઈ આવ્યા શશિ સુર,
બ્રહ્માનન્દના નાથનુ જોઈ મુખ, થયા સુખ ભરપુર. ઉ૦ ૪

---

## જન્મનાં પદ.

### પદ ૫૩૬ મું-રાગ માલીગાડો.

શ્રાવણ વદી આઠમ બુધવારી, નક્ષત્ર રોહિણી આયો રે;
અર્ધ રાત જાતાં અવિનાશી, પુત્ર જશોદા જાયો રે. શ્રા૦ ૧
જયજયકાર થયો ત્રિલોકમા, દેવ ત્રિયા મળી નાચે રે;
આંગણીયે બ્રહ્માદિક આવીને, વેદ તણી ધૂની વાંચે રે. શ્રા૦ ૨
નદરાય ઘર ઉત્સવ ભારી, ઉલટયો ગોકુળ સારો રે;
ગોપી આય કહે જશોદાને, જીવો લાલ તમારો રે. શ્રા૦ ૩
જન્મ સુણી આવ્યા સિદ્ધ ચારણ, ગધર્વ ઉભા ગાવે રે;
બ્રહ્માનન્દના નાથને હેતે, વ્રજની નાર વધાવે રે. શ્રા૦ ૪

### પદ ૫૩૭ મું.

ભાગ્ય બડાં વ્રજની ભોમીનાં, જન્મ્યા અંતરજામી રે,
અખીલ ભુવનના કરતા હરતા, બ્રહ્માદિકના સ્વામી રે. ભા૦ ૧
ગુણીજન મંગળ ગીત ઉચ્ચારે, નન્દરાયની ડેલી રે,
મન ફુલ્યાં વ્રજની વિનતાનાં, ફુલી છે વનની વેલી રે. ભા૦ ૨
જાગ્રતમાન થયા દ્વિજ અગ્નિ, હેત મંગળ થઇ ડોલે રે,
ચિરંજીવી રહો લાલ નંદનો, જય જય વાણી બોલે રે. ભા૦

અધિક થઇ આનંદ કેરી હેલી, ગીત પરસપર ગાવે રે;
કોડીલા નટવરને કાજે, રમકડાં લઈ આવે રે. ન૦ ૩
ધન્ય ધન્ય ભાગ્ય નંદના સજની, ધન્ય જશોદા માતા રે;
બ્રહ્માનદનો વહાલો જન્મ્યા, અવિચળ સુખના દાતા રે. ન૦ ૪

### પદ ૫૩૯ મું.

ચાલ સખી જોવાને જાયે, મોહનજીનું મુખડું રે;
ખોળામાં તેડીને ખોયે, અનત જનમનું દુઃખડું રે. ચા૦ ૧
આગણીયામા ઉભા રહીને, ઘેરે સાદે ગાયે રે;
શ્યામળીયા નટવરને સારુ, રમકડાં લઈ જાયે રે. ચા૦ ૨
આનદ અધિક જાય ઉભરાણો, વાજા નૌતમ વાજે રે;
ઇંદ્રાદિક બ્રહ્માદિક આવ્યા, મુખડુ જોવા કાજે રે ચા૦ ૩
મહા અલોકિક ભીડ મચી હે, નન્દરાયને દ્વારે રે;
બ્રહ્માનન્દના વહાલાની ઉપર, તન મન ધન લઈ વારે રે. ચા૦ ૪

### પદ ૫૪૦ મું.

ગોકુળની સરવે મળી ગોપી, નાથ વધાવા આવી રે;
ઝણઝણીયાં ખણુખણીયાં ઝાઝાં, રમકડાં તે લાવી રે. ગો૦ ૧
એક કહે દેખોની બેહેની, બાળક લાગે છે વહાલો રે;
એક કહે ઝાઝા દિન જીવો, નદ જશોદાનો લાલો રે. ગો૦ ૨
દુધ દહીંના કીચ મચાવ્યા, માંખણુ દીલે લીંપે રે;
નંદરાયનું આંગણુ નૌતમ, કોટી રવિ જેવું દીપે રે. ગો૦ ૩
એકાંતે જો હાથ આવે તો, લાભ અલોકિક લીજે રે;
બ્રહ્માનદના નાથ સંગાથે, કોડે પ્રીતિ કીજે રે. ગો૦ ૪

### પદ ૫૪૧ મું.

વ્રજમાં ઘર ઘર હરખ વધાઈ, ગાવે નર ને નારી રે;
પ્રગટ થયા પુરુષોત્તમ પોતે, વહાલો કુંજવિહારી રે. વ્ર૦ ૧
ધેનુને મન હરખ થયો અતિ, આંચળ દુધ ન માવે રે;
વાછરડાં મન હરખ ભરાણાં, નંદ ઘર દોડી જાવે રે. વ્ર૦ ૨
દેવ ત્રિયા આંગણીયે આવી, કોઈ નાચે કોઈ ગાવે રે;
સુંદર વરને જોવા સારુ, ઈંદ્રાદિક સુર આવે રે. વ્ર૦ ૩
હરખ થયો ગોવર્ધન ગિરિને, વનવેલી હરખાણી રે;
બ્રહ્માનન્દ કહે જગજીવન, સુત જાયો નંદરાણી રે. વ્ર૦ ૪

## પદ ૫૪૨ મું.

આજ સખી ઉત્સવનો દહાડો, અવતરિયા અવિનાશી રે.
જેનો વેદ વખાણે છે મહિમા, તે આ કુંજવિલાસી રે. આ૦ ૧
ચાલો સખી સૌ મળી જઈએ, નન્દતણે આંગણીયે રે,
અંતરગત એકાંતિક વાતુ, ભૂધરજીને ભણીયે રે. આ૦ ૨
ગ્વાલબાળ સહુ મંગળ ગાવે, વદન વધાઈ વધાઈ રે;
પ્રેમીજન કારણ હરિ પ્રગટ્યા, સુંદર વર સુખદાઇ રે. આ૦ ૩
પાલણિયે નટવરજી પોઢયા, ચાલો પાસે જઈએ રે;
બ્રહ્માનન્દના વહાલા કેરાં, બાળ સગાથી થઈએ રે. આ૦ ૪

## પદ ૫૪૩ મું

નદભુવન આવી વ્રજનારી, વહાલાજીને વધાવા રે;
લાલતણાં વારણિયાં લઇને, ગીત મનોહર ગાવા રે. ન૦ ૧
ટોડે ટોડે તોરણ બાંધ્યાં, શેરી ફુલ વેરાવ્યાં રે;
દુધ દહીં ને માંખણ કેરાં, આંગણ કીચ મચાવ્યાં રે નં૦ ૨
પૂરણ મોતી ચોક પૂરાવ્યા, ધેનુને સણગારી રે;
કહાનકુંવરને જોવા આવે, ગોકુળિયાની નારી રે નં૦ ૩
ગોપી સરવે કહે જશોદાને, જીવો લાલ તમારો રે;
કંસ નિકંદન કરવા પ્રગટ્યા, બ્રહ્માનન્દનો પ્યારો રે. ન૦ ૪

## પદ ૫૪૪ મું–રાગ ગરબી.

ધન ધન આજ ઘડી આલી, વહાલો મારો આવ્યા વ્રજ ચાલી. ટેક.
ધન ધન નંદતણી કરણી, જશોદા ધન જેની ઘરુણી;
ધન ધન ગોકુળની ધરણી, ધ૦ ૧
શ્રાવણ વદ આઠમ બુધવારી, રોહિણી નક્ષત્ર ઘડી સારી,
અર્ધ નિશિ પ્રગટ્યા મોરારી, ધ૦ ૨
અનૂપમ ઓચ્છવ દિન આવ્યો, ચોપે કરી મંડપ રંગ છાયો,
જશોમતી કહાનકુંવર જાયો, ધ૦ ૩
ચાલો સખી સહુ ભેળાં થઇને, બોલાવીશું કાનુડો કહીને;
બ્રહ્માનન્દ કહે મીઠડાં લઈને, ધ૦ ૪

---

ગૃહિણી.

## પદ ૫૪૫ મું.

ધન ધન આજની રજની, જશોદાને પુત્ર થયો સજની. ટેક
ટોડે ટોડે તોરણિયાં છાજે, ઘેરે સ્વર ત્રબાળુ ગાજે;
સખી જોને નંદને દરવાજે, ધન૦ ૧
કાદવ દહીં દુધતણા કરીઆ, ગોપીજન આનન્દથી ભરીઆં,
વહાલો જોઇ લોચનિયાં ઠરીઆં, ધન૦ ૨
ભાવે મુખ ભૂધરનુ ભાળી, વધાવે સુંદર મહીવાળી,
મોતી ભરી કાચનની થાળી, ધન૦ ૩
કોઈની સુધ નહીં કોઇને, રહ્યાં છે મન સહુનાં મોહીને,
બ્રહ્માનન્દનો વહાલો જોઇને, ધન૦ ૪

## પદ ૫૪૬ મું.

વધાવા જાયે વહાલાને, લાડકડા નંદના લાલાને. ટેક.
સર્વે મળી સૈયરની ટોળી, ભરી ભરી મહીડાની ગોળી,
દેશું જઈ ફળીઆમાં ઢાળી, વધા૦ ૧
મોતીડાની ભેટ ધરી આગી, જશોદાને ચરણ કમળ લાગી,
મોહનજીને લઈ લેશું માગી, વધા૦ ૨
વહાલાજીને હેત ઘણે તેડી, ચડી જાશું નંદતણી મેડી,
હુલાવીને કરી લેશું હેડી, વધા૦ ૩
બ્રહ્માનન્દ કહે હરિ નિરખીશું, હૈયામાં ભીડીને હરખીશું.
પારણિયામાંથી પરખીશું, વધા૦ ૪

## પદ ૫૪૭ મું.

ચાલો સખી નંદતણે ફળીએ, ભૂધરજીની સેવામાં ભળીએ. ટેક.
નંદ ઘર ઓચ્છવ છે ભારી, ઈંદ્રાદિક આવ્યા ત્રિપુરારી,
સોને કરી ધેનુ શણગારી, ચા૦ ૧
જોડી કર હાજર સહુ રહેશું, કહાનુડો જીવો ઘણુ કહેશું,
વારે વારે વારણિયા લેશું, ચા૦ ૨
પીતાં દૂધ સાકર ભેળવશું, મોહનજીથી મનડું મેળવશું;
હૈયાપર રમવા હેળવશું, ચા૦ ૩
બ્રહ્માનન્દ કહે સૈયર સેણી*, જમાડીશું માંખણીયું ફેણી;
પેહેરાવીશું ઝુલડલી ઝેણી,† ચા૦ ૪

---

* શ્યાણી–ડાહી. † ઝીણી.

### પદ ૫૪૮ મું–રાગ ગરબી.

શ્રાવણ વદની રે, આઠમ બુધવારી આવી,
નક્ષત્ર અનોપમ રે, રોહિણી હરિને મન ભાવી. ૧
અર્ધી રાતે રે, નટવર જન્મ્યા અવિનાશી,
તેને જોઇને રે, સર્વે ફુલ્યાં વ્રજવાસી. ૨
નૌતમ નારી રે, ઘેરે સ્વર મગળ ગાવે,
નન્દને આગે રે, બહુ ભેટ ગોવાળા લાવે. ૩
બ્રહ્માનન્દના રે, વહાલાનુ જોઇને મુખડુ.
સર્વે પામ્યા રે, ગોકુળનાં વાસી સુખડુ. ૪

### પદ ૫૪૯ મું.

અગર ચંદનથી રે, ઓરડીએ ભીંતો ઓપી,
રતને છાયો રે, રંગમડપ કેળ્યું રોપી. ૧
મહી માંખણનાં રે, આંગણીએ કીચ મચાવ્યા;
નન્દનવનનાં રે, બહુ ફુલડલાં વેરાવ્યાં ૨
વ્રજના વાસી રે, આભૂષણ અંબર પહેરે;
મગળ ગાવે રે, ગોપી જન સાદે ઘેરે. ૩
દેવ મળ્યા છે રે, સહુ નન્દજીને દરવાજે,
બ્રહ્માનન્દના રે, વહાલાનાં દર્શન કાજે. ૪

### પદ ૫૫૦ મું.

સૈયર ચાલો રે, નન્દજીને મંદિર જાઇયે;
નૌતમ જાયો રે, હરિ પુત્ર જશોદા માઇયે. ૧
રુડા લેઇને રે, રમકડાં આગે ધરશું;
પ્રાણજીવનથી રે, પ્રીતડલી પહેલી કરશું. ૨
કહાનકુંવરને રે, હૈડામાં તેડી લેશું;
કેવું ઘટશે રે, તે એકાંતે જઈ કેહેશું. ૩
બ્રહ્માનન્દના રે, વહાલાનું વદન વિલોકી;
રાખી લેશું રે, આખ્યુંની પલમાં રોકી. ૪

### પદ ૫૫૧ મું.

સજની જોને રે, આ કહાનકુવરની કાંતિ;
નિરખી થાય છે રે, અંતરમાં નૌતમ શાંતિ. ૧
ચરણકમળમાં રે, એને ચિહ્ન બીરાજે સોળે;
કોટી મદનની રે, જાણે શોભા થઇ છે ટોળે. ૨

ઉદર અનોપમાં* રે, સુંદર છે પુખતી છાતી;
રુડું મુખડું રે, નેણુમાં ટસરુ રાતી. ૩
બ્રહ્માનન્દના રે, વહાલાનું વદન નિહાળી;
તરત વધાવો રે, ભરી મોતીડાંની થાળી. ૪

પદ ૫૫૨ મું-રાગ કાફી.

મેં ઢાઢી ઘનશ્યામ કુંવરકે, ઘરકો અસલ કહાયોરી; ટેક.
જન્મ સુન્યો વ્રજરાજ નંદ ગ્રહ, તબમે જાચન આયોરી. મે૦ ૧
ભલો ભલો તું નંદ મહાબલ, તેરો ભાગ સવાયોરી,
મુનિવરકે જો ધ્યાનમે નાવે, સો તે ઘરમહી પાયોરી. મે૦ ૨
ધન ધન ભાગ્ય જશોમતિ તેરે, ભયો તેરો મન ભાયોરી;
અનત કોટી બ્રહ્માંડકો કર્તા, સો તેં ગોદ ખેલાયોરી. મે૦ ૩
જાકુ રટત હે શેષ સહસ્રમુખ, નિગમ નેતિ કરી ગાયોરી;
બ્રહ્માનન્દ કહત ધન વ્રજ જન, તાકુ લાડ લડાયોરી. મે૦ ૪

પદ ૫૫૩ મું.

શ્રી ઘનશ્યામ કુંવરકો ઢાઢી, એહી હમારે દાતારી; ટેક.
યાકું છાંડકે ઓર ઠોર ઠઉ, જાચનકું નહીં જાતારી. શ્રી૦ ૧
નદરાય જ્યું ભાગ્ય તેહારેકી, કહી ન જાવત બાતારી,
તેહારે લાલકી નવલ વધાઇ, ગાવનકુ મે આતારી. શ્રી૦ ૨
જેહી દેખન ઇંદ્રાદિક આયે, શકર સહિત બિધાતારી;
સબ તેરે અગનમે હિ ઠાઢે, બોલત હે હરખાતારી. શ્રી૦ ૩
એહી માગત હું મોજ નિરંતર, સુનો જસોમતી માતારી;
બ્રહ્માનંદ કહે તેરે સુતકે, દરશનસે સુખસાતારી. શ્રી૦ ૪

પદ ૫૫૪ મું.

મે ઢાઢી અસલ અનાદિ, શ્રીઘનશ્યામ કુંવરકોરી;
ઓરનકુ જાચત નહીં કબહું, ગાવત ગુણુ એહી ઘરકોરી. મે૦ ૧
આજ હમારો ભાગ્ય જગ્યો હે, ભયો નદકે લરકોરી;
ગાય રિઝાય બજાયકે બાજા, દાનન લેહું હરકોરી. મે૦ ૨
જસોમતિ પાસ ઝગરકે લૈહું, હાર રુ કકન કરકોરી;
હય ગય દાન નંદતે લૈહું, કડાં કટાર કમરકોરી. મે૦ ૩
અબ મેરે કૌકો કામ નહિ હે, ઇંદ્રાદિક અમરકોરી;
બ્રહ્માનદ મગન હોય ડોલત, ઢાઢી રાધા વરકોરી. મે૦ ૪

---

* ઉપમા નહી અપાય તેવુ

### પદ ૫૫૫ મું.

સુંદર વર ઘનશ્યામ કુવરકો, ઢાઢી નામ કહાવેરી;
નંદરાયકે લાલ ભયો હે, હરખ વધાઈ ગાવેરી. સું૦ ૧
માત જસોમતિ તાત નંદકુ, સુતકે ચરિત્ર સુનાવેરી;
ઈંદ્રાદિક બ્રહ્માદિકકે ઘર, જાચન કબુ નવ જાવેરી. સું૦ ૨
જન્મ કર્મ કહીકે જગમાંઇ, સંતનકુ રીઝાવેરી;
પ્રાનપિયાકો દેખી પારનો, ચરણુકમલ ચિત્ત લાવેરી. સું૦ ૩
અનંત જન્મકો દરિદ્ર ગયો હે, હિયરેમે હુલસાવેરી;
બ્રહ્માનદ નવલ પ્રીતમકે, મોજ દરશકી પાવેરી. સું૦ ૪

### પદ ૫૫૬ મું–રાગ સારંગ વધાઈ.

વાજે નન્દ ઘર અધિક વધામને,
નન્દ દુવાર પર ભીર ભઈ હે, મગન જન આયે ઘને. વા૦ ૧
દુધ દહીં અરુ માંખણુહુકે, કીચ મચે રાય આંગને. વા૦ ૨
ગોપી ગ્વાલ બાળ નવનીતકુ, લીંપત તનપર આપને. વા૦ ૩
બ્રહ્માનન્દ કહત હરિ પ્રગટે, સુંદર કૃષ્ણુ સોહાવને. વા૦ ૪

### પદ ૫૫૭ મું.

ગોપી કહાન વધાવન આવહી, ગો૦
જીયો જશોદા પુત્ર તિહારો, એસે કહી બોલાવહી. ગો૦ ૧
રાય અગન ઠાઢે બંદીજન, સુંદર વચન સુનાવહી. ગો૦ ૨
દેવ ત્રિયા લીને સબ મંડળ, ગીત મનોહર ગાવહી. ગો૦ ૩
નિરખી નિરખી નટવરનાગરકું, બ્રહ્માનન્દ સુખ પાવહી. ગો૦ ૪

### પદ ૫૫૮ મું.

દેખો કહાનકુંવરકી મૂર્તિ, દે૦
જશોમતી જાયો પુત્ર પ્રતાપી, દુઃખ જાવત લખી દૂરતી. દે૦ ૧
લાલનકી સુંદર લાવણ્યતા, ચંચળ દૃગ ચિત્ત ચોરતી. દે૦ ૨
લખી વદન કોમળ લાલનકો, પ્રબળ હોત સુખ પૂરતી. દે૦ ૩
બ્રહ્માનન્દ કહે નાથકું સજની, એક પલ ન તજું ઉરતી. દે૦ ૪

### પદ ૫૫૯ મું.

સખી નન્દભુવન ચલ જાઈએ, સ૦
જગજીવન સુત જશોમતી જાયો, ગીત સુમંગળ ગાઇએ. સ૦ ૧
મનમોહન નટવરકી મુરતિ, અંતરમેં ઠહરાઈએ. સ૦ ૨

ગિરિવરધરકુ ગોદ ખેલાયકે, હીયરેમે હરખાઇએ. સ૦ ૩
બ્રહ્માનન્દ નન્દસુત લખીકે, પરમ નયન ફળ પાઇએ. સ૦ ૪

પદ ૫૬૦ મું.

જાયો માત જશોમતી લાલકુ, જા૦
સાધુ દેવ અરુ ગૌ બ્રાહ્મણુ, ઈનહીકે પ્રતિપાલકું. જા૦ ૧
ગોપી ગ્વાલ બાળ બ્રજવાસી, કીને પરમ નિહાલકું. જા૦ ૨
દરસ પરસ કરીકે દાસનકે, કાટન ભવ દુઃખ જાલકું. જા૦ ૩
બ્રહ્માનન્દ સકળ પ્રતિપાલક, કંસ રાયકે કાલકું. જા૦ ૪

પદ ૫૬૧ મું.

ચલો નિરખન નન્દકુમારકુ, ચ૦
ઘેરે સાદ વધાઈ ગાઇએ, નારી કહત મીલ નારકું. ચ૦ ૧
કેસર અરગ ઓર કસ્તુરી, લાઇએ પુલન હારકું. ચ૦ ૨
નટવરકું કરીહું હમારે, નેનનકે શણગારકું. ચ૦ ૩
બ્રહ્માનન્દ કસકું વધકે, કરહે જય જયકારકુ. ચ૦ ૪

પદ ૫૬૨ મું.

વદ શ્રાવન અષ્ટમી આજરી, વ૦
અવિનાશી અવતાર લીયો હે, ગૌબ્રાહ્મણુ કે કાજરી. વ૦ ૧
ગોપી ગોપ અરુ ગ્વાલ મંડળી, સગ લે સબહી સાજરી. વ૦ ૨
રોહિની નક્ષત્ર અરુ બુધવારે, રસિક થયા બ્રજરાજરી. વ૦ ૩
બ્રહ્માનન્દ કહત હરિ પ્રગટે, ગિરિધર ગરીબ નિવાજરી. વ૦ ૪

પદ ૫૬૩ મું.

નીકો કુવર ભયો નન્દરાયકે, ની૦
ગોપી ગ્વાલ બાલ મીલ ગાવત, અંગનકે બીચ આયકે. ની૦ ૧
અબ અશોક પત્રકે તોરણુ, ઘર ઘર બધે ચાયકે. ની૦ ૨
જબતે ભયે તબહીતે વ્રજમે, સંપત્તિ રહીહે છાયકે. ની૦ ૩
બ્રહ્માનન્દ નિરખી મન મોહન, પરમ નયન ફળ પાયકે. ની૦ ૪

પદ ૫૬૪ મું-રાગ ગરબી.

નદજીને મદિરીએ રે મદિરીએ,
ચાલો કહાનુડાનાં દર્શન કરીએ રે. નં૦
નૌતમ છબી રૂપ નવીને, ભાવીલો વાને ભીને;
એવો પુત્ર થયો નંદજીને રે. નં૦ ૧

જશોદાને પાસે જાઈયે, ઘેરે સ્વર મંગળ ગાઈએ;
એનો સુત જોઈ સુખીઆં થાઈએ રે. નં૦ ૨
ગજમોતીડે થાળ ભરાવો, વળી કુંમકુંમ ચોખા લાવો;
બ્રહ્માનંદનો નાથ વધાવો રે. નં૦ ૩

પદ ૫૬૫ મું.

નંદજીને આંગણીએ રે આંગણીએ;
ગોપી ગ્વાલ રમે માખણીએ રે. નં૦
આઠમ વદ શ્રાવણ કેરી, રોહિણી બુધવાર મીલેરી;
અર્ધ રાત થયા હરિ લેહેરી રે. નં૦ ૧
ત્યાં વેદ વિરિંચી વાચે, નારદ મુનિ રંગ ભર નાચે;
રસિયાજીનું મુખ જોઈ રાચે રે. નં૦ ૨
બ્રહ્માનંદ કહે નંદનું ફળિયું, જેમાં મહી માંખણ ઘૃત ઢળિયું;
ગૌલોકની પંક્તિમાં ભળિયું રે. નં૦ ૩

પદ ૫૬૬ મું.

નંદજીનો નાનડિયો રે નાનડિયો,
વ્રજ વાસીને ચિતડે ચડિયો રે. નં૦
કોઇ રમકડાં લેઇ આવે, કોઇ ગીત મધુરાં ગાવે;
કોઇ મોતીડાં લેઇને વધાવે રે. નં૦ ૧
કોઈ માથે કેશ સમારે, કોઇ નેણે કાજળ સારે;
કોઇ આવીને લુંણ ઉતારે રે. નં૦ ૨
કોઇ કહે પય સાકર પીવો, જગજીવન બહુ દિન જીવો;
બ્રહ્માનંદને દિલનો દીવો રે. નં૦ ૩

પદ ૫૬૭ મું.

માડી તારો કહાનુડો રે કહાનુડો,
હ્રદિયામાં લાગે રુડો રે. મા૦
ભવ કેરી ભાવટ ખોવા, પ્રીતે કરી ચિત્તડું પ્રોવા;
જશોદાજી દ્યોને મુને જોવા રે. મા૦ ૧
તારા સુતનું મુખડું પ્યારુ, લોભાણું મનડું મારુ;
જોઇ સરવસ એ પર વારુ રે. મા૦ ૨
બ્રહ્માનંદ કહે થઈ મતવાલી, તન ધનની શંકા ટાળી;
ભાવે કહાન કુંવરને ભાળી રે. મા૦ ૩

### પદ ૫૬૮ મું-રાગ ગરબી.

વ્રજનારી વધાવા જાયે રે, નાગર નન્દના નન્દાને;
ઘેરે સ્વર મંગળ ગાયે રે, કહાનકુવર સુખકંદાને. ૧
ચોખલિયા ચોડ્યા ભાલે રે, નાગર નંદના નંદાને;
જોઇ રૂપ થઇ નિહાલ રે, ગોકુલ કેરા ચંદાને. ૨
જય જય બોલે નરનાર રે, નાગર નદના નંદાને;
જાય વારણીએ બહુ વાર રે, કોમલ બાલમુકુંદાને. ૩
લઇ માત ઉતારે લૂણ રે, નાગર નદના નદાને;
બ્રહ્માનંદ કહે જાણે કુણ રે, ગૂઢ ચરિત્ર ગોવિંદાને. ૪

### પદ ૫૬૯ મું.

સખી જોને આ સુંદર બાલ રે, નૌતમ નંદજીનો નાનકડો;
છે જો કંસતણો એ કાળ રે, લાલ મનોહર લેહેરખડો. ૧
રગરેલ અલૌકિક રૂપ રે, નૌતમ નંદજીનો નાનકડો;
છે ભૂપનો પણ ભૂપ રે, પ્રેમ કરીને એને પાય પડો. ૨
ડોલરિયો દિલ દિવાન રે, નૌતમ નંદજીનો નાનકડો;
વ્રજ નારીનો જીવન પ્રાણ રે, મોહનમાં પ્રોવો મનડો. ૩
એની પ્રીતિ પ્રેમી સાથે રે, નૌતમ નંદનજીનો નાનકડો;
ભાળી બ્રહ્માનંદનો નાથ રે, જન્મતણો મટીયો ઝઘડો. ૪

### પદ ૫૭૦ મું.

આજ નંદ મહરને ધામ રે, પ્રગટ્યા પ્રીતમ પાતળિયો;
વ્રજ નારતણો વિશ્રામ રે, પોતાને વચને પળિયો. ૧
સર્વે હરખ્યાં ગોપી ગ્વાલ રે, પ્રગટ્યા પ્રીતમ પાતળિયો;
પ્યારો સંતતણો પ્રતિપાલ રે, આવીને અઢળક ઢળિયો. ૨
વહાલો ગોવાલાને ઘેર રે, પ્રગટ્યા પ્રીતમ પાતળિયો;
કરી નૌતમ લીલા લેહેર રે, વ્રજવાસીનો દિન વળિયો. ૩
અવિનાશી રૂપ અપાર રે, પ્રગટ્યા પ્રીતમ પાતળિયો;
બ્રહ્માનંદનો પ્રાણ આધાર રે, સુંદર શોભે શ્યામળિયો. ૪

### પદ ૫૭૧ મું.

પ્રગટ્યા છે પૂરણ બ્રહ્મ રે, કહાન કુવર લીલા કરવા;
કોઈક મુનિવર જાણે મર્મ રે, હરિજનનાં દુઃખડાં હરવા. ૧

વ્રજમાં જન્મ્યા વ્રજરાજ રે, કહાન કુંવર લીલા કરવા;
કોઇ પ્રેમીજનને કાજ રે, ગિરિધર અંતરમાં ગરવા. ૨
જાણી માન સરોવર હંસ રે, કહાન કુંવર લીલા કરવા;
કુબુદ્ધિ નિર્ભાગી કંસરે, ત્યાર થયો છે એ મરવા. ૩
બ્રહ્માનંદને રહો નિત્ય ધ્યાન રે, કહાન કુંવર લીલા કરવા;
હરવા સુરપતિનું માન રે, કર પર ગોવર્ધન ધરવા. ૪

## પારણાનાં પદ.

### પદ ૫૭૨ મું–રાગ ગરબી.

ઝુલે શ્યામળો રે ઝુલે શ્યામળો રે, પારણીએ પૂરણ બ્રહ્મ; ઝુ૦
રત્ન જડેલું પારણું ને, રેશમ કેરી દોર;
મોતીડે જડીયાં ફુમકા, માંહી સોનાં કેરાં બોર. ઝુ૦ ૧
વ્રજ નારી ટોળે મળી, આવે જોવા વારમવાર;
હેતે હીલો ગાવતી, ઝુલાવે નંદકુમાર. ઝુ૦ ૨
ઘડીક પોઢાડે પારણે ને, ઘડીએક ખોળામાંય;
માત જશોદા માવને, હાલરડાં હેતે ગાય. ઝુ૦ ૩
ઘણી ખમા મારા બાળને, એના શત્રુ પામો નાશ;
બ્રહ્માનંદ કહે લાલનું મુખ, જોઇને કરે વિલાસ. ઝુ૦ ૪

### પદ ૫૭૩ મું

નૌતમ નાથજી રે નૌતમ નાથજીરે, પોઢ્યા પારણીઆમાંય; નૌ૦
કાજળ સાર્યું આંખમાં, ટીબકડી કીધી ગાલ;
મુખ જોઇને જસોદા કહે, મારે કહાનુડો ધન ને માલ. નૌ૦ ૧
કરી ગલગલીયાં કહાનજીને, હસાવે ઝાઝે હેત;
પ્રેમ કરીને પ્રીતમજીને, મુખડે ચુંબા દેત. નૌ૦ ૨
હું ઘોળી તુજ ઉપરે, મારે તુજથી વહાલું કૃષ્ણ;
એમ કહીને ઉતાવળી, લઇ મા ઉતારે લૂણ. નૌ૦ ૩
હાથે નાખે હીંચકો ને, મુખથી ગાવે ગીત;
બ્રહ્માનંદના નાથને જોઇ, દિન દિન વાધે પ્રીત. નૌ૦ ૪

### પદ ૫૭૪ મું.

વ્રજની વિનતા રે વ્રજની વિનતા રે, હરિને ઝુલાવે કરી પ્યાર; વ્ર૦
પારણીઆને અડખે પડખે, નારી મળી દશ વીશ;

જીવો માતા લાલ તમારો, આપે સૌ આશીષ. વ૦ ૧
રોતા છાના રાખવા કરે, વાતે બાળ વિનોદ;
ક્હાન કુંવર કોડામણા ને, ગોપી લીધા ગોદ. વ૦ ૨
ચાંદા ઘી ગળ માંડા દેને, ગિરિધર સારુ ગોઠ;
હળુક પોળી હાથ જોઈને, હરિવર ફાડે હોઠ. વ૦ ૩
આ મારી આ તારી ગિરિધર, ગોરી ધોળી ગાય;
બ્રહ્માનંદના નાથનું જોઇ, મુખડું રાજી થાય. વ૦ ૪

### પદ ૫૭૫ મું.

સુંદર શ્યામને રે સુંદર શ્યામને રે, ઝૂલાવે જસોમતી માત; સું૦
વિશ્વકર્માં વેગે ઘડ્યું, પારણિયું રાખી ખાંત;
ઝીણી ટોપી ઝુલડી, બ્રહ્મા લાવ્યા એકાંત. સું૦ ૧
પલમાં મારી પુતના, તરણાવ્રત કીધો ઠીક;
મનમાં રાખે માવજી બહુ, બાઘડ કેરી બીક. સું૦ ૨
ઘડી એક માગે ચદ્રમા ને, ઘડી એક માગે સૂર;
આવ બાઘડ ઉતાવળી, થયો ગિરિધર ઘેલો તૂર. સું૦ ૩
બાઘડની બીકે કરી, દે ક્હાનુડો આડા હાથ;
કરે ચરિત્ર કોડામણાં, એવા બ્રહ્માનન્દનો નાથ. સું૦ ૪

### પદ ૫૭૬ મું–રાગ ગરબી.

હેત કરી જોઇ નેણુ ઠરી, હરિને ગાવે હીલો હેત કરી;
હેતે નાંખે ગોપી હીંચકો રે, હાથ રેશમ કેરી દોરી ધરી. હરિ૦ ૧
ઘણીરે ખમા મારા લાડકડા તુંને, શત્રુ તારા સર્વે જાવો મરી. હરિ૦ ૨
દર્શન કાજ મળી વ્રજ વિનતા, વારે વારે આવે ફરી રે ફરી. હરિ૦ ૩
બ્રહ્માનન્દ કહે ક્હાનકુવરને, નિરખે જશોદા હરખ ભરી. હરિ૦ ૪

### પદ ૫૭૭ મું.

મદિરીએ રંગને ભરીએ, ચાલો જશોદાને મદિરીએ;
પ્રાણજીવન પોઢ્યા પારણીએ, કોડે કોડે દર્શન કરીએ. ચા૦ ૧
ગલગલીઆં કરી ગોદ લઇને, તેડીને ફળીઆમાં ફરીએ. ચા૦ ૨
રમકડાં લઇ આપશું રે હરિને, હસાવીને દુઃખ હરીએ. ચા૦ ૩
બ્રહ્માનન્દના રે નાથને, બાળપણામાંહીથી વરીએ. ચા૦ ૪

### પદ ૫૭૮ મું.

હાલરડું અતિ વાલરડું, હરિને ગાવે ગોપી હાલરડું;
પારણીએ પુરુષોત્તમ પોઢ્યા, ભલકે છે સુંદર ભાલરડું. હરિ૦ ૧

વહાલે હસી વ્રજ વિનતાને, અંતરમાં સુખ આલરડું. હરિ૦ ૨
ઘી ગળ માંડા કારણે રે, મુખડું ફાડે પ્યારો ઠાલરડુ. હરિ૦ ૩
બ્રહ્માનન્દ કહે ચાંદલિયો લેવા, કજીઓ કરી બોલે ઠાલરડું. હરિ૦ ૪

પદ ૫૭૯ મું.

પારણીએ જગ તારણીએ, પોઢે વાહાલો મારો પારણીએ,
વ્રજ જુવતી સર્વે જોવાને કાજે, ઉભી જશોદાને બારણીએ. પો૦ ૧
બહુ નામી બાળક થઈ ખેલે, કંસ પછાડયાને કારણીએ. પો૦ ૨
હેત ઘણે માતા હરિને ઝુલાવે, હૈડું રાખી એક ધારણીએ. પો૦ ૩
બ્રહ્માનન્દના વહાલાને ઉપર, વારે વારે જાય વારણીએ. પો૦ ૪

પદ ૫૮૦ મું–રાગ ગરબી.

સોનાનાં બોર ઝુલે નદકિશોર, પ્યારાને પારણે સોનાનાં બોર;
હીરા માણેક બહુ જડિયા પારણીએ, કાજુ શોભે છે મોતીડાની કોર. પ્યા૦ ૧
કોડે ઝુલાવે પ્યારી કહાન કુંવરને, હાથે ગ્રહીને રુડી હીરડાની દોર. પ્યા૦ ૨
કોઇક કહાનાને નેણે સારે કાજળિયું, કોઇક બનાવે કસ્તુરીની ખોર. પ્યા૦ ૩
બ્રહ્માનન્દ કહે મુખ રસિયા વહાલમનું, ગોપી જુવે છે જેમ ચંદ ચકોર. પ્યા૦ ૪

પદ ૫૮૧ મું.

નન્દકુમાર મારા હૈડાનો હાર, ઝુલે પારણીએ નન્દકુમાર;
કંકુડા વરણા કહાન કુંવરનું મુખડું, જોઈને મોહી વ્રજડાંની નાર. ઝુ૦ ૧
કોડે કોડે રે ઝાઝું હેત કરીને, લુણ ઉતારે માતા વારમવાર. ઝુ૦ ૨
હીલો ગાવિને ગોપી હરિને ઝુલાવે, ભીડ મચી છે નન્દજીને દ્વાર. ઝુ૦ ૩
બ્રહ્માનંદનો વહાલો લટકાળો લાલો, અજબ રગીલો છેલો પ્રાણ આધાર. ઝુ૦ ૪

પદ ૫૮૨ મું.

સતોનો શ્યામ દોયલી વેળાનું દામ, પોઢે પારણીએ સતોનો શ્યામ;
મુખડું જોવા માવાનું આવે મુનીશ્વર, અરજ કરે છે નંદજીનેરે ધામ. પો૦ ૧
વારા ફેરી ઝુલાવે રસિયા બાલમને, ગોપી મેલીને ઘરડાનાંરે* કામ. પો૦ ૨
કાલું બોલે છે વહાલો મનડાને મોહોતા, રોતા રહે છે છાનાં રાધાને નામ. પો૦ ૩
બ્રહ્માનંદનો વહાલો જન્મ સંગાથી, વ્રજના વાસીને ઠરવાનું છે ઠામ. પો૦ ૪

પદ ૫૮૩ મું.

બાલુડે વેશ માથે શોભે છે કેશ, વહાલો રમે છે મારો બાલુડે વેશ;
અખિલ બ્રહ્માંડનો કરતા અખંડિત, નાથ કરે છે લીલા નંદજીને નેસ. વહા૦ ૧

* ઘરના.

રસિયા પ્રીતમને ગોપી તેડી રમાડે, જેના મહિમાનો પાર પામે ન શેષ. વહા૦ ૨
દેખી પખીને મારો શ્યામ ડરે છે, ધ્યાન ધરે છે જેનુ શિવજી હમેશ. વહા૦ ૩
બ્રહ્માનંદનો પ્યારો જીવન મારો, લાલ આંખડલિમાં રાખીને લેશ. વહા૦ ૪

## ભાદરવા શુદ ૪ ગણેશ ચતુર્થીનાં પદો.

### પદ ૫૮૪ મું–રાગ ગરબી.

સદા સુંડાળો સુખરૂપ, ગણપતિ ગાઇએ રે,
એને પૂજીને પરમ અનૂપ, સુખિયાં થાઇએ રે. ટેક૦
સુખરૂપી ગજદત સુંડાળો, એ તો દુઃખભંજન દુંડાળો રે. ગ૦ ૧
ગૌરી નદન સદા તન ગરવો, એને સર્વેથી પેહેલો સ્મરવો રે. ગ૦ ૨
વિઘ્ન સર્વે એને ભજતાં રે ભાગે, એને મોદક મીઠા લાગે રે. ગ૦ ૩
બ્રહ્માનદ કહે સુખદાયી છે, જો કાર્તિકસ્વામીનો ભાઇ રે. ગ૦ ૪

### પદ ૫૮૫ મું.

ગાવો ગૌરી પુત્ર ગણેશ, સૌથી આગે રે;
કેદી વિઘ્ન ન વ્યાપે લેશ, સકટ ભાંગે રે. ટેક૦
ભાવે છે મોદક સેવ સુંવાળી, લાગે ફાંદ અધિક રૂપાળી રે. સૌ૦ ૧
સુંદર બાળે વેશ સદાઈ, શોભા રહી છે જો તનપર છાઈ રે. સૌ૦ ૨
સુંડતણી છબી નૌતમ ભારી, જોઈ મગ્ન થયાં નરનારી રે. સૌ૦ ૩
બ્રહ્માનંદ કહે શી રહી ખાંમી, જેને બાપ શંભુ બહુ નામી રે. સૌ૦ ૪

### પદ ૫૮૬ મું.

તમે જશકારી જગમાંહે રે, ગણપતિ દેવા રે;
ગુણ સર્વે તમારા ગાય, મહા સુખ લેવા રે. ટેક૦
ગૌરી પુત્ર ગણેશ તમારી, પ્રેમી જનને લાગે છબી પ્યારી રે. ગ૦ ૧
ભાવે ભજે તેનાં વિઘ્ન વિનાશે, સદા રિદ્ધિ સિદ્ધિ ઉભી છે પાસેરે. ગ૦ ૨
ભાવ સહિત ગુણ જે નર ગાવે, તે તો પરમ મહા સુખ પાવે રે. ગ૦ ૩
બ્રહ્માનદ કહે અતિ સુખ આપો, કરી કરુણા વિઘ્ન સર્વે કાપો રે. ગ૦ ૪

### પદ ૫૮૭ મું.

વળી સુંડાળા ગણશ્યામ,* લાગો છો પ્યારા રે;
પ્રેમે ગાય છે આઠે જામ, ભક્ત તમારા રે. ટેક૦

* ગણોના શ્યામ કહેતા સ્વામી

માત પિતાને છો લાડકવાયા, તમે ભક્ત તણે મન ભાવ્યા રે. લા૦ ૧
દિલ દરિયાવ તમે એક દંતા, તમને સેવે તે પુણ્યવંતા રે. લા૦ ૨
પ્રેમેથી પૂજીએ ચરણ તમારા, તમે વારજો વિઘ્ન અમારાં રે. લા૦ ૩
બ્રહ્માનંદ કહે શિર નામી, તમે સિદ્ધિ બુદ્ધિના સ્વામી રે. લા૦ ૪

— ○○○ —

## ભાદરવા શુદ ૮. શ્રી રાધાષ્ટમીનાં પદ.

### પદ ૫૮૮ મું-રાગ માલીગાડો.

ભાદરવા શુદ આઠમને દિન, પ્રગટી રાધા પ્યારી રે;
બ્રખુભાણને ઘેર વધાઇ, ગાવે છે વ્રજનારી રે. ભા૦ ૧
ઘર ઘરથી આવે સર્વ ગોપી, મુખથી મગળ ગાતી રે;
રાધાનું મુખડું ભાળીને, શીતળ થાય છે છાતી રે. ભા૦ ૨
કીર્તિ માતાને સૌ કહે છે, પ્રગટ્યુ રતન તમારે રે;
એમ કહીને અતિ હેતે કરી, ઉભી લુણ ઉતારે રે. ભા૦ ૩
બ્રહ્માનન્દ કહે બ્રખુભાણનું, ભાગ્ય કહ્યામાં નાવે રે;
રસીક રાયની પ્યારી રાધા, તેને ગોદ ખેલાવે રે. ભા૦ ૪

### પદ ૫૮૯ મું.

શ્રી બ્રખુભાણતણે ઘર પ્રગટી, રાધાકુંવરી રૂપાળી રે;
ભાદરવા મહિનાની સુંદર, આઠમ તે અજવાળી રે. શ્રી૦ ૧
કીર્તિને ઘર કુંવરી પ્રગટી, સર્વ વધાવા આવે રે;
માનનીયુનાં જૂથ મળીને, મુખથી મગળ ગાવે રે. શ્રી૦ ૨
રાધા પ્રગટ થયાં જાણીને, ગોકુળ આવ્યું દોડી રે;
બહાર આવી સર્વે બોલ્યાં, નન્દ કુંવરની જોડી રે. શ્રી૦ ૩
કુંવરીને દેખી સહુ કહે છે, રૂપ અલૌકિક ભારી રે;
બ્રહ્માનન્દ કહે નિશ્ચે થાશે, કહાન કુંવરની પ્યારી રે. શ્રી૦ ૪

### પદ ૫૯૦ મું.

રાધા કુંવરી પ્રગટ થઇ જાણીને, ઇંદ્રાદિક સુર આવ્યા રે;
દેવ ત્રિયા ગાવાને સારુ, સરવે સાથે લાવ્યા રે. રા૦ ૧
ધન્ય ભાગ્ય બ્રખુભાણુ તમારાં, કુંવરી રુડુ કરશે રે;
હાવભાવ અતિ હેત કરીને, હરિનાં મનને હરશે રે. રા૦ ૨
કુંવરી કેરુ રૂપ અલોકીક, જોઇ જોઇ નેણ ઠરે છે રે;
ગોપી ગ્વાલ મળી આંગણામાં, ઉત્સવ અધિક કરે છે રે. રા૦ ૩

વ્રજનારી વ્રખુભાણુને આંગણુ, જૂથ મળીને આવી રે;
બ્રહ્માનંદ કહે લિયે વારણાં, કુંવરીને બોલાવી રે. રા૦ ૪

પદ ૫૯૧ મું.

આઠમ ભાદરવા સુદ આવી, તે દી રાધા જન્મ્યાં રે;
કીર્તિ ને વ્રખુભાણુ જગમાં, બડ ભાગી કહેવાયાં રે. આ૦ ૧
ગોપી મળીને મગળ ગાવે, વાજા નૌતમ વાજે રે;
પ્રગટ થઇ બરસાણે રાધા, કહાન કુંવરને કાજે રે આ૦ ૨
આંબા ને આસુપાલવનાં, તોરણ બાંધ્યાં ટોડે રે;
વિશ્વકર્માયે અજબ પાલણું, કીધું કોડે કોડે રે. આ૦ ૩
ધન્ય બરસાણો ધન્ય વૃન્દાવન, ધન્ય જમુનાનાં પાણી રે,
બ્રહ્માનદ કહે પ્રગટ્યાં રાધા, જીવન જન્મ્યા જાણી રે. આ૦ ૪

## ભાદરવા સુદ ૧૧. જળજાત્રાનાં પદ.

પદ ૫૯૨ મું–રાગ વેલાવલ.

જલમે ઝૂલત શ્યામળો, બ્રજરાજ બિહારી,
નિરખે હેતે નાથને, મળી ગોપ કુમારી. જ૦ ૧
રવિમંડળ વિલસી રહ્યો, કલિ કમળ વિકાસી;
જીવન જોવા કારણે, આવ્યાં વ્રજવાસી. જ૦ ૨
લહરી નિર્મળ નીરની, અતિ પ્યારી લાગે;
જોઇ વદન જદુરાયનું, ભવનું દુઃખ ભાગે. જ૦ ૩
સર્વ મળીને સુંદરી, ઘેરે સૂર ગાવે;
નટ નાગરને નિરખવા, ઈન્દ્રાદિક આવે. જ૦ ૪
જળ જાત્રા જગદીશની, ભાવે જોણે ભાળી;
બ્રહ્માનન્દ અંતર વશ્યા, તેને વનમાળી. જ૦ ૫

પદ ૫૯૩–મું

જળ જાત્રા જદુરાયની, સખી જોવા ચાલો;
જમુનાજીના નીરમાં, નહાય છે નંદલાલો. જ૦ ૧
સંગ સરવ ગોવાળીઆ, ગોપી સરવે સાથે;
નીર હીલોલે નાથજી, પોતાને હાથે. જ૦ ૨

ઇન્દ્રાદિક સુર આવીઆ, જોવાને કાજે;
રંગ ભર જળક્રીડા રચી, રસિયે વ્રજરાજે. જ૦ ૩
ગોપતણે ગળે બાંહડી, નટવરજી નાંખી;
એ છબી જોઈ અતિશય ઠરે, અતર ને આંખી. જ૦ ૪
બ્રહ્માનન્દના નાથની, જળ રમત જોઇને;
રસિયાજીને રાખીએ, નેણુમે પ્રોઇને. જ૦ ૫

પદ ૫૯૪ મું.

નટવર જમુનાના નીરમાં, ન્હાય છે નવરંગી,
મુખ જોઇ મોહનલાલનું, પ્રિય ગોપ ઉમંગી. ન૦ ૧
રમે રમાડે સાથને, કર નીર ઉછાળે;
કાંઠે ઉભી કામની, ભાવે મુખ ભાળે. ન૦ ૨
દેવ વજાડે દુંદુભી, જય શબ્દ ઉચ્ચારે;
રસિક પિયાની મૂર્તિ, અંતરમાં ધારે. ન૦ ૩
હસે હસાવે શ્યામળો, દેવત કર તાળી;
લાગે છે નન્દલાલની, સૂરત રૂપાળી. ન૦ ૪
આગે નાચે અપ્સરા, કર તાલ બજાવે;
બ્રહ્માનન્દના નાથને, મળી દેવ વધાવે. ન૦ ૫

પદ ૫૯૫ મું.

સ્નાન કરીને શ્યામળા, આવો જળ બારા,
અંગ લુઈને કોરુ કરુ, પ્રીતમજી પ્યારા. સ્ના૦ ૧
આવીને ઉભા રહો, જળ કેરે તીરે;
ઘસી ચંદન રાખ્યું ઘણું, કરુ લેપ શરીરે. સ્ના૦ ૨
સરવ સખાના સાથને, હેતે કરી હેરો,
કાજુ જરકસી કોરનું, પીતાંબર પહેરો. સ્ના૦ ૩
બહુ વિધિ પાક બનાવિયા, રસડાની રીતે;
આવી જમો અલબેલડા, પીરસું હું પ્રીતે. સ્ના૦ ૪
મુનિવર જોવા આવિયા, જળક્રીડા તારી;
વદન કમળ છબી ઉપરે, બ્રહ્માનંદ બલિહારી. સ્ના૦ ૫

## આશો શુદ ૧૦. વિજયાદશમીનાં પદ.

### પદ ૫૯૬ મું–રાગ ગરબી.

સખી આજ વિજયા દશમી રે, શોભા જોને શ્યામની રે;
કહાનુડાને ઘેરીને ઉભી રે, ગોકુળ કેરી કામની રે. ૧
આવ્યા વનમાંથી વહાલો રે, મોરલડી હાથમાં રે;
સુંદર વર શોભે છે સારા રે, સખાના સાથમાં રે. ૨
લોચનિયાં લાલ રંગીલાં રે, ફંકોલેલ કહાનનાં રે;
વારે વારે વારણું લે છે રે, વહાલાજીનાં વાનનાં રે. ૩
આવી મનમોહન ઉભા રે, ડોલરીઆ ડેલડી રે;
જવારાનાં છોગલાં જોઇને રે, થઇ સર્વે ઘેલડી રે. ૪
મોહનજીને મળવાને કાજે રે, કરે સર્વે ધાંખડી રે;
જોઇ બ્રહ્માનંદનો વહાલો રે, ઠરે મારી આંખડી રે. ૫

### પદ ૫૯૭ મું.

આલી આજ છે દશેરાવો રે, રુડો રળિયામણો રે;
ચાલો જોઇએ નદનો લાલો રે, કહાનો કોડામણો રે. ૧
કેસર કેરી આડ કરીને રે, ઉભો અલબેલડો રે;
સખાના મડળ સાથે રે, માંડ્યો રંગ ખેલડો રે. ૨
કરે છે સુંદર લટકાં રે, હરિવર હાથનાં રે;
કંકોલેલ લોચન કાજુ રે, નટવર નાથનાં રે. ૩
નંદજીના નદન સાથે રે, સનેડો જોડીએ રે;
એથી જે અવળાં ચાલે રે, તેથી સુખે તોડીએ રે. ૪
ખાંતીલાને સાથે એહની રે, જુની ઓળખાણ છે રે;
વહાલો બ્રહ્માનદનો મારે રે, પાતળિયો પ્રાણ છે રે. ૫

### પદ ૫૯૮ મું.

એની દશરાવો આવ્યો રે, વધાઇ વાંટીએ રે;
કુમકુમ કેસર લઈને રે, આંગણીઆં છાંટીએ રે. ૧
ટોડે ટોડે તોરણ બાંધો રે, કરો રંગરેલડી રે;
ઘેરે સ્વર મંગલ ગાવો રે, સર્વ સાહેલડી રે. ૨
આજ અલબેલો વહાલો રે, રગીલો આવશે રે;
નવો દિન જાણીને પ્યારો રે, હસી બોલાવશે રે. ૩

જવારાનાં છોગલાં લઇને રે, પાઘડલીમાં ઘાલશું રે,
શ્યામળિયાને સંગે સજની રે, વૃંદાવન ચાલશું રે. ૪
વારે વારે અધિક વારણિયાં રે, લાડીલાનાં લીજીએ રે;
સખી બ્રહ્માનંદનો પ્યારો રે, ન્યારો નવ કીજીએ રે. ૫

## પદ ૫૯૯ મું.

વહાલા દશરાનો દહાડો રે, ચાલો ઘોડે ચડી રે;
મગાવો મંગલ વસ્તુ રે, પૂજો હરિ ખીજડી રે. ૧
છબિલા નવલ છોગિલયા રે, મનોહર મેલિયે રે;
સર્વે વ્રજવાસી કેરી રે, પ્રણામ ઝેલિયે રે. ૨
સોનેરી સાજ કરીને રે, બેબેનાં જોડલાં રે;
બેલાડો* બાંઈ ગ્રહીને રે, દોડાવો ઘોડલાં રે. ૩
જુવો વ્રજ કેરી નારી રે, ઉભી છે આવીને રે;
વારણિયાં લઇને વધાવે રે, ઘેરે સ્વર ગાવીને રે. ૪
હેતે સર્વે સામું હેરો રે, શેરીએ ચાલતાં રે;
વહાલા બ્રહ્માનન્દના આવો રે, મારે ઘર મહાલતા રે. ૫

## પદ ૬૦૦ મું–રાગ માલીગાડો.

વિજયાદશમી કુંજવિહારી, આજ સપરમો દહાડો રે;
ત્રિભોવન મોહન રૂપ તમારુ, તે અમને દેખાડો રે. વિ૦ ૧
પાઘલડી બાંધો પેચાળી, જામા જરકસી પહેરો રે;
છેલ ચતુર દોડાવા ચાલો, ઘુમર ઘોડલાં કેરો રે. વિ૦ ૨
વાજાળા ઘોડા વ્રજજીવન, દોડાવંતા દેખુ રે;
ત્યારે નેણુ થાય મારાં ટાઢાં, જન્મ સુફળ કરી લેખું રે. વિ૦ ૩
હેમ કડાં પહેરો હરિ હાથે, ઓઢો સાલ દુસાલા રે;
પ્રીત કરી ખીજડલી પૂજો, બ્રહ્માનંદના વહાલા રે. વિ૦ ૪

## પદ ૬૦૧ મું.

વહાલા વિજયાદશમી આવી, આસુ પખ અજુવાળો રે;
ગોપીની સામું તમે ગિરિધર, ભાવ કરીને ભાળો રે. વ૦ ૧
ફુલતણું છોગલીયાં ફરતાં, મોલિડામાં ધરીયે રે;
બ્રહ્મવેત્તા બ્રાહ્મણુ તેડાવીને, સમડી પૂજન કરીયે રે. વ૦ ૨
મોતીડાંની પેહેરો માળા, કરો તિલક કેસરીયાં રે;
લટકાં અતિ પ્યારાં મુને લાગે, ભૂધર રંગનાં ભરિયાં રે. વ૦ ૩

---

* બેલ પકડીને.

રૂપાળી નલવટ કેરી રેખું, અતિ સુંદર ઉપડતી રે;
બ્રહ્માનંદના નાથ તમારી, સદા કળા રહો ચડતી રે. વ૦ ૪

### પદ ૬૦૨ મું.

સમડી પૂજન કરો શ્યામળા, વિજયાદશમી આવી રે;
ગોઠ કરો સુંદર ગીરધારી, ગોઠીડા તેડાવી રે. સ૦ ૧
જવારાના ઝુડા કેરાં, સુંદર છોગાં મેલો રે;
ગોપીજનને સંગે ગીરધર, ખાંત કરીને ખેલો રે. સ૦ ૨
બાર મહિને દિવસ સપરમો, આવ્યો છે દસરાવો રે;
વ્રજજીવન વ્રજની શેરીમાં, ઘોડલીયાં ખેલાવો રે. સ૦ ૩
મોરલીની પૂજા કરો મોહન, થિર નિજ કરમે થાપો રે;
બ્રહ્માનંદના નાથજી અમને, અધરામૃત રસ આપો રે. સ૦ ૪

### પદ ૬૦૩ મું.

દસરાવાનો દિવસ અનોપમ, રસીક મનોહર રૂડો રે;
મોલીડે શોભે મોહનને, જવારાનો ઝૂડો રે. દસ૦ ૧
કુડળિયાં સુંદર કાનોમાં, મોતીડાંની માળા રે;
ગોપીજનને મધ્યે ગીરધર, લાગે છે રૂપાળા રે. દસ૦ ૨
ભાલ તિલક કેસરનું નૌતમ, શોભે છે અતિ સારુ રે;
જગજીવનનું છોગું જોઈને, લોભાણું મન મારુ રે. દસ૦ ૩
સમડી પૂજન કરી શ્યામળો, ઉત્સવ કરતા આવે રે;
બ્રહ્માનંદનો વહાલો અમને, હેત કરીને બોલાવે રે. દસ૦ ૪

## આશો શુદ ૧૫. શરદ પૂર્ણિમાનાં તથા રાસલીલાનાં પદ.

### પદ ૬૦૪ મું–રાગ ગરબી.

શરદ પુનમની રજની રે, અજવાળી ભાળી;
રાસ રમ્યાનું રે મનમાં ધાર્યું વનમાળી. ૧
કાજુ પ્રસરી રે કિરણું ચાંદલીઆ કેરી;
લલીત મનોહર રે જમુનાના જલની લહેરી. ૨
વિધવિધ ફુલી રે વન કેરી સુંદર વેલી;
મહકે ચંપા રે વળી જાય જુઇ ચંબેલી. ૩
તાજા ફુલ્યાં રે બહુ કમળ નદીની તીરે;
વેણું વજાડી રે ત્યાં આવીને બળવીરે. ૪

બ્રહ્માનન્દના રે વહાલાની વંસી વાગી;
અજબ અલૌકિકરે ગઈ ચૌદ ભુવનથી આઘી. ૫

### પદ ૬૦૫ મું.

શ્યામ સલુણે રે, વાઈ સુંદર ઉંચે સાદે;
નાગ પીયાળે રે, મોહ્યા મોરલીને નાદે. ૧
વેણુ વજાડી રે અતિ નૌતમ ગીરિવરધારી;
વેહેતાં થંભ્યાં રે કાલિંદ્રી કેરાં વારી. ૨
બહુ નામીની રે મોરલી તીખે સ્વરે બોલી;
ડુગર ડગીયા રે સુણતાં સર્વે મહી ડોલી. ૩
મહાવન વાઇ રે મોહન વંસી મરમાલી;
તાન સુંણીને રે છુટી શંકરની તાલી. ૪
બ્રહ્માનન્દનો રે વહાલો ઉભા વનમાં આવી;
વેણુ વજાડી રે વ્રજનારીને બોલાવી. ૫

### પદ ૬૦૬ મું.

બસી વાઇ રે, સુંદર વર કુજવિહારી;
શબ્દ સુણીને રે વ્યાકુળ થઇ વ્રજની નારી. ૧
ફરતી ડોલે રે અગો અગ સરવે ફૂલી;
ભુધર મળવા રે, ઘરડાનો ધધો ભૂલી. ૨
એક એક આંખ રે કાજળ આતુર થઈ આંજ્યાં;
મેલ્યાં વાસણ રે ઘરમાં જેમ તેમ અણમાંજ્યાં. ૧
ધેનુ દ્વોતાં રે કોઇ દુણાં મેલ્યાં પડીયાં;
દુધ કઢંતાં રે રહ્યાં ચુલા ઉપર ચડીયાં. ૪
માત પિતા સુત રે પતિની ન રહી કોઇ ઝાલી;
બ્રહ્માનંદના રે, વહાલાની પાસે ચાલી. ૫

### પદ ૬૦૭ મું.

નિઃશંક થઇને રે આવી વનમાં વ્રજનારી;
મનમાં રાજી રે મુખ બોલ્યા એમ મોરારી. ૧
કોને અબળા રે તમે આ ટાંણે કેમ આવ્યાં;
સગાં કુટુંબી રે સાસરીયું પીયર લજાવ્યાં. ૨
પરપતિ પાસે રે રાત્રિમાં આવ્યાં વનમાં;
લજ્યા લોપી રે કાંઈ તોલ કર્યો નહી મનમાં. ૩

જેવો તેવો રે પોતાનો પતિ નવ તજવો;
પતિવ્રતાને રે જોઇ સારો અવર નવ ભજવો. ૪
બ્રહ્માનંદનો રે વહાલો કહે હેત તમારું;
કોઇ નથી જાણ્યું રે હજી પાછાં જાઓ તો સારુ. ૫

પદ ૬૦૮ મું.

વ્રજનો જીવન રે, એમ બોલ્યા કુંજવિલાસી;
અતિશય વાધી રે અબળાને મન ઉદાસી. ૧
બે પરવાહી રે જોયા વનમાં હરિને;
લજ્યા પામીરે રહી હેઠાં વદન કરીને. ૨
ગરજ વીનાનુંરે બેઠા બોલે ગીરિધારી;
તેને સુણિસુણિરે વહે લોચનિયામાં વારી. ૩
એ દુખડાનીરે કાંઇ વાત જાય નહીં વરણી,
નીચું જોઇનેરે ખણે પગ અંગુઠે ધરણી. ૪
બ્રહ્માનન્દનારે વહાલાથી અંતર ખોલી,
બ્હીક તજીને રે અબલા ભેળી થઈ બોલી. ૫

પદ ૬૦૯ મું.

ન ઘટે તમને રે એવું બોલ્યું બહુ નાંમી;
જીવન મનની રે જાણો છો અતર જામી. ૧
સગાં કુટુંબી રે તમ સારુ સરવે ત્યાગ્યાં;
એક તમારા રે ચરણૂમે મન અનુરાગ્યાં. ૨
તીખાં તાને રે સુણી મોરલી શ્યામ તમારી;
સનમુખ ચાલ્યાં રે અમો લાજ તજી સંસારી. ૩
ખ્વાર કરીને રે હવે બોલો મા ખલતાઇએ;
પાછાં ઘરમાં રે અમે શું મુખ લઇને જાઇએ. ૪
બ્રહ્માનન્દના રે વહાલા મનમાહી વિચારો;
નિઃશંક થઇને રે હૈડાનો તાપ નિવારો. ૫

પદ ૬૧૦ મું.

ભાવ અલૌકિક રે અબલાનો દીઠો ભારી;
મનમાં રીઝયા રે સુંદરવર દેવ મોરારી. ૧
ભીંઝ્યા પ્રેમે રે સરવેનાં અતર ભાળી;
મરકી જોયું રે સામું રસિયે વનમાળી. ૨

જાદવ વરનુંરે મુખ પ્રસન્ન મનોહર જોઇને;
પ્રેમ મગ્ન થઈનેરે મૂર્તિમાં મનડાં પ્રોઇને. ૩
બહુ વિધિ હાસેરે અંતરની દાઝ બુઝાવી;
લઇ હાથ તાળીરે વ્રજનારી કંઠ લગાવી. ૪
બ્રહ્માનંદનેરે વહાલે રસ પાયો પીધો;
કોડે આદરરે હરિ રાસ રમ્યાનો કીધો. ૫

પદ ૬૧૧ મું.

પ્રાણજીવનનેરે વ્રજ ત્રિય ઉભી ચહું પાસે;
સોળ કળા લઈનેરે ચંદ્ર ઉઠચો આકાશે. ૧
વનવેલીનીરે શોભા વર્ણવ્યામાં નાવે;
ગોપીસગેરે અલબેલો મોહન ગાવે. ૨
ગિરિધર વાઈરે મોરલી મધુરે સ્વર ઘેરી;
સુણતાં ધીરજરે ન રહી ઇંદ્રાદિક કેરી. ૩
ગાંધર્વ ગાવેરે વિદ્યાધર વાજા છેડ્યાં;
તુંબરુ સહીતારે નારદ આવ્યા વણુ તેડ્યા. ૪
ગજગતિ ચાલેરે વ્રજનારીને મન ગમવા;
બ્રહ્માનંદનોરે વહાલો તત્પર થયા રમવા. ૫

પદ ૬૧૨ મું-રાગ ગરબી.

શોભે શરદ્નિશા અતિ સારી, રમે ગોપી ને ગિરિધારી. ૧
વહાલે ખેલ રચ્યો વૃંદાવનમાં, જોઇ મગન થયા સુર મનમાં. ૨
તાતા થૈથૈ કૈ ચાલે ઠમકે, પાયે ઝાંઝર નુપુર ઝમકે. ૩
વળી ઘમ ઘમ ઘુઘરુ બોલે, સુંણી નાગ પીયાલે ડોલે. ૪
માવો કંઠ બાંહડલિ મેલે, ખાંતિલો રંગભર ખેલે. ૫
બહુ રૂપે થયા બહુ નામી, છેલો બ્રહ્માનન્દનો સ્વામી. ૬

પદ ૬૧૩ મું.

રમે રાસ મનોહર રસિયો, જરિયાન ફેંટો કટિ કસિયો. ૧
વહાલે પલવટ નૌતમ વાળી, તોડે તાન લેવે હાથ તાલિ. ૨
એક એક ગોપી એક એક કહાનો, મહા ખેલ રચ્યો મસ્તાનો. ૩
પીય પ્યારિ નૌતમ પ્રીતિ, રમે રાસ અલૌકિક રીતિ. ૪
હેતે મર્મ કરી કરે હાંસી, ખેલે નટવર કુંજવિલાસી. ૫
કોડે કોડે રમે કેસરિયો, બ્રહ્માનંદનો વહાલો રંગભરીયો. ૬

## પદ ૬૧૪ મું.

વાજાં વિવિધ ભાંતિ તહાં વાજે, કેઈ સિદ્ધ મલ્યા જોવા કાજે. ૧
વહાલે મચવિ છે રંગ ઝડીને, ભાળે દેવ વિમાન ચડીને. ૨
ગોપી મોહનનો કર ઝાલી, કરે ચુંબન મદમતવાલી. ૩
રૂડી શરદતણી જોઈ રજની, વહાલા સંગ રમે ત્રિયા વ્રજની. ૪
માંડ્યો રાસ મડળ મતવાલે, ઢાલા પ્રજના લાવી રંગ ઢાલે. ૫
બ્રહ્માનંદનો વહાલો રંગ ભીનો, ખેલે નવલ કુંવર નંદજીનો. ૬

## પદ ૬૧૫ મું.

ઝાલી બાંહી પરસ્પર ઝુબે, લતા લબતણીપર લુબે. ૧
કરે ગાન ઉમંગ કરીને, હાવે ભાવે રીઝાવે હરીને. ૨
કર ઝાલે બાજુબધ ઝલકે, જાણે વિજ ઘટા માંઈ સલકે. ૩
શોભે રમતી ત્રિયા હરિ સાથે, માંડી દેવ સુમન ઝડી માથે. ૪
ફરે ફરગટ નટવર ફેરી, બેઉ પાસ ત્રિયા રહી ઘેરી. ૫
ગુણવંત રમે ગોવિંદો, બ્રહ્માનંદનો વહાલો વ્રજ ચદો. ૬

## પદ ૬૧૬ મું.–રાગ ગરબી.

રસિયો રાસ રમેરે રાસ રમે, ગોપીને મનડે ગમે રે. ર૦ ટેક.
શોભે શરદ પુનમ નીશિ રૂડી, ફુલી વન જાયુ જુડી;
ભુજ ખલકે કાંકણુ ચુડી રે. ર૦ ૧
અતિ ગાવે નવલ ઉમંગે, રમે રાસ મનોહર રંગે;
ગિરિધર ગોપીને સંગે રે. ર૦ ૨
રાજેશ્વર રંગડો રેલે, કોઇનો કર ઝાલે મેલે;
બ્રહ્માનદનો વહાલો ખેલે રે. ર૦ ૩

## પદ ૬૧૭ મું.

ખેલે ખાંતિલોરે ખાંતીલો, નટનાગર છેલ છબિલો રે. ખે૦ ટેક.
વ્રજનારી જૂથ મળીને, ગાવે હરિને સંગ મળીને;
ત્યાં રચ્યો છે રંગ ઢળીને રે. ખે૦ ૧
થૈ થૈ થૈ થૈ મુખ બોલે, ડોલરીયાને સગ ડોલે;
આવ્યા સુર જોવા ઓલે રે. ખે૦ ૨
પગે ઘુઘુરુ નુપુર ઘમકે, વલિ અણુવટ વિંછિયા છમકે;
બ્રહ્માનંદ કહે ચાલે ઝિણે ઠમકે રે. ખે૦ ૩

## પદ ૬૧૮ મું.

વહાલો મારો વનમાલિરે વનમાલી, રમે જોડ બની રૂપાલિ રે. વ૦ ટેક.
રૂડી શરદની પૂરણ માસી, ચાંદલિયે કિરણ પ્રકાસી;
ખેલે રસિયો રાસ વિલાસી રે. વ૦ ૧
વાય તાલ મૃદંગ ઉમંગી, સરણાઈ ધ્રૂન મોરલી ચગી;
રમે ગોપીને સંગ નવરંગી રે. વ૦ ૨
રીઝયાં સૌ રંગડો ઢલિયો, લાગ્યો થાક પરસેવો વલિયો;
બ્રહ્માનંદનો વહાલો વેણે પલીયો રે. વ૦ ૩

## પદ ૬૧૯ મું.

શોભે છે શ્યામલિયોરે શ્યામલિયો, વ્રજનારીપર અઢલક ઢલિયોરે. શો૦ ટેક.
આજ શરદ પુનમ ભલી ઓપી, રમે લોક વેદ હદ લોપી;
ગિરિધર સંગ રસબસ ગોપી રે. શો૦ ૧
ધન ધન એ વ્રજની નારી, થઈ પ્રાણજીવનને પ્યારી;
જેને સંગ રમે ગિરિધારી રે. શો૦ ૨
મનમોહન ખેલ મચાયો, રસ નૌતમ પીધો પાયો;
એ રસ બ્રહ્માનદે ગાયો રે. શો૦ ૩

## પદ ૬૨૦ મું.—રાગ ગરબી.

આજ શરદ પુનમનો ચદોરે, અતિશે શોભે આકાશે;
રમે ગોપી સંગે ગોવિંદોરે, રંગડો ઝામ્યો છે રાસે. ૧
બહુ નુપુર ઝાંઝર વાજેરે, રમઝમ રમઝમ રૂપાલાં;
કરે મનડુ લેવા કાજેરે, મોહન લટકાં મરમાલાં. ૨
નાટારંભ માંડ્યો નાથેરે, વ્રજજીવન વન્દાવનમાં;
સુંદર વર ગોપી સાથેરે, મગન થયા રમતા મનમાં. ૩
બાહુડલિ બલવંત કેરીરે, ઝાલીને વિનતા ઝૂલે;
બ્રહ્માનંદનો વહાલો લેહેરીરે, જોઈને મનમાં ફૂલે. ૪

## પદ ૬૨૧ મું.

રાત્રિ શરદ પુનમનિ રાજેરે, અતિશે સુંદર અજવાલી;
વાજાં ત્યાં નૌતમ વાજેરે, વનમાં ખેલે વનમાલી. ૧
ગિરિધર ગોપીને સાથેરે, રસ બસ ખેલે રૂપાલો;
ધર્યો મુગટ મનોહર માથેરે, નવલ અલૌકિક મરમાલો. ૨

ગોવાલણી હરિ સગ ગાવેરે, કંઠ બાંહડલિ નાખીને;
મુખ સાથે મુખ મેળાવેરે, આંખ્યું સાથે આંખીને. ૩
નટવર નૌતમ ગતિ નાચેરે, રાસ મંડલમાં નવરંગી;
રસિયો જોઈ કૌતક રાચેરે, બ્રહ્માનંદ કેરો સંગી. ૪

પદ ૬૨૨ મું.

પગ ઝાંઝર ઝાલ્યું ઝલકેરે, કાન અકોટા ગોપીને;
કાનોમાં કુંડળ લળકેરે, અજબ રહ્યાં છે ઓપીને. ૧
જોઈ દેવત્રિયા મન લોભેરે, આભૂષણુ પહેર્યાં ભારી;
જાણે શ્યામ ઘટામાંહી શોભેરે, વીજ સરીખી વ્રજનારી. ૨
એક પ્યારી ને એક પ્યારોરે, રૂપ અનેક ધર્યાં રંગમાં,
લટકાળો નંદ દુલારોરે, અતી ખેલે આનંદ અંગમાં. ૩
લેહેરખડા નદ લાલાનેરે, વિંટાણી વ્રજની નારી;
બ્રહ્માનદના વહાલાનેરે, જોઈ જોઈ જાયે બલિહારીરે. ૪

પદ ૬૨૩ મું.

ધન્ય શરદ પુનમની રજનીરે, રસિક સલુણો રાસ રમે,
ધન્ય ધન્ય એ નારી વ્રજનીરે, ગિરિધરને મનમાંહી ગમે. ૧
ધન્ય ધન્ય જમુનાંનો આરોરે, ધન્ય ધન્ય વન કેરી વેલી;
ધન્ય ખેલે નદ દુલારોરે, લઈ સંગ રાધા અલબેલી. ૨
ભૂધર સંગ સુખમાં ભીંજીરે, પૂરણુ અતિ વર પામીને;
રસબસ થઈ રગમાં રીઝીરે, ચાલી ઘર શીર નામીને. ૩
એ કહાન કુંવરની ક્રીડારે, ગરવ તજી પ્રેમે ગાશે;
બ્રહ્માનંદ કહે મટે ભવ પીડારે, અતર નિષ્કામી થાશે. ૪

---

## આશો વદ ૧૩. ધનતેરશનાં પદ.

---

### પદ ૬૨૪ મું–રાગ ગરબી.

સખી ઓચ્છવનો દિન આજ, ધન્ય ધનતેરસને;
મળ્યા રગીલો વ્રજરાજ, ધન્ય ધનતેરસને. ૧
મારે મોહન આવ્યા ઘેર, ધ૦ આજ થઈ છે લીલા લેહેર. ધ૦ ૨
જેની નિત્ય જોતી હું તો વાટ, ધ૦ તે વહાલો મારો આવી બેઠા ખાટ. ધ૦ ૩
મારાં પુણ્યતણો નહીં પાર, ધ૦ આવ્યા મંદિરીએ મોરાર. ધ૦ ૪
બ્રહ્માનન્દ કહે થઈ નિહાલ, ધ૦ લટકાળો પધાર્યા લાલ. ધ૦ ૫

પદ ૬૨૫ મું.

આવ્યા રસિયો જાદવરાય, તેરસ ધન્ય તુંને;
હું તો પ્રેમે લાગી પાય, તેરસ ધન્ય તુંને. ૧
મે મોતીડે વધાવ્યા માવ, તે૦ થયો અંતર અધિક ઉછાવ. તે૦ ૨
કીધી મનની પૂરી હામ, તે૦ બોલાવી મુને સુંદર શ્યામ. તે૦ ૩
મે તો ચંદન કીધી ગાર, તે૦ સજ્યા શોભિતા શણુગાર. તે૦ ૪
ભેટ્યા શ્યામ ચતુર વ્રજચંદ, તે૦ બલિહારી બ્રહ્માનંદ. તે૦ ૫

પદ ૬૨૬ મું.

નેણે નિરખ્યા નટવર નાથ, દિન ધનતેરસને‌ા;
શોભે વ્રજવાસીને સાથ, દિન ધનતેરસનો. ૧
આજ ગાઇએ મંગળ ગીત, દિ૦ હરિને મળિયે ભાવ સહીત. દિ૦ ૨
હસી બોલ્યા શ્યામ સુજાણ, દિ૦ થઈ અલૌકિક ઓળખાણ. દિ૦ ૩
મારે હૈડે તે હરખ ન માય, દિ૦ જોઇ નેણાં શીતળ થાય. દિ૦ ૪
બ્રહ્માનન્દ કહે થઈ રગરેલ, દિ૦ કરીએ ખાંતિલાથી ખેલ. દિ૦ ૫

પદ ૬૨૭ મું.

પેહેરો અબર ઝીણાં અંગ, ધનતેરસ આવી;
વારી રસિયાજી નવરગ, ધનતેરસ આવી. ૧
તેડો ગોઠીડા ગોવાળ, ધ૦ ગાઇએ મોરલીમાં ગીત રસાળ. ધ૦ ૨
કરીએ ધેનુને શણુગાર, ધ૦ રંગિયે શીંગ અજબ રગ સાર. ધ૦ ૩
કરો લટકાં ભીને વાન, ધ૦ થાય વ્રજનારી ગુલતાન. ધ૦ ૪
માથે મુકુટ ધરો મહારાજ, ધ૦ કરો બ્રહ્માનન્દનું કાજ. ધ૦ ૫

## આશો વદ ૧૪. કાળીચૌદશનાં પદ.

પદ ૬૨૮ મું–રાગ સામેરી.

કાજુ આસો વદની કહાન, ચૌદશ સારી રે;
તમે નહાવોને મારા નાથ, જાઉં બલિહારી રે. ચૌ૦ ૧
જળ જમુનાનાં આણિયાં રે, ચોળો તેલ ફુલેલ રે;
બેસો બાજઠ ઉપરે, તમે રસિયાજી રંગ રેલ રે. ચૌ૦ ૨
હરિવર મુખડું હેરવા રે, મીલી આવી વ્રજ નાર રે;
શ્યામ મનોહર શ્યામળા, સજો નવલ પીયા શણુગાર રે. ચૌ૦ ૩

ઇંદ્રાદિક સુર આવિયા રે, દર્શન કરવા કાજ રે;
બ્રહ્માનંદના વહાલમા રુડો, ઉત્સવનો દિન આજ રે. ચૌ૦ ૪

### પદ ૬૨૯ મું.

આજ ચૌદશ પરવ અનૂપ, સુંદર છેલા રે;
વાડે ગાયુને વ્રજરાજ, ચાલો વેહેલા રે. સું૦ ૧
હળદર તેલ ને હરમજી રે, ઘોળી કીધી તયાર રે;
ધેનું કેરાં શિંગડાં કાજુ, રંગીએ નન્દકુમાર રે. સું૦ ૨
હેતે સામું હેરતા રે, છોગા મેલો શ્યામ રે;
ધોળી પીળી ધુમરી, ગાયુ બોલાવો લેઈ નામ રે. સું૦ ૩
આજ નવો દિન આવિયો રે, અધિક કરો ઉત્સવ રે;
બ્રહ્માનદના વહાલમા, મીઠી મોરલી વજાડો માવ રે. સું૦ ૪

### પદ ૬૩૦ મું.

વાઓ મોરલડી વ્રજરાજ, ધીરા રહીને રે;
ચાલો ગાયુમાં ગુણવંત, સખા સંગ લઇને રે. ધી૦ ૧
ચૌદશનો દિન શામળા રે, આજે દઇએ સુંદર દાન રે;
ધેનુને શણગારીયે વારી, કરીએ ઓચ્છવ કહાન રે. ધી૦ ૨
સારા કાને શંખલાં રે, ગળે ઘુઘરડાની માળ રે;
ચોપે રગીએ શીંગડાં, વહાલા પ્રીત કરી ગોપાળ રે. ધી૦ ૩
કાલ દિવાળી કહાનજી છેલા રે, હરિવર થાઓ હુશિયાર રે;
બ્રહ્માનંદના વહાલમા, કરો મેરાઈયાં મોરાર રે. ધી૦ ૪

### પદ ૬૩૧ મું.

રુડો ચૌદશનો દિન શ્યામ, કુંજવિહારી રે;
સજો શોભીતા શણગાર, ગિરિવર ધારી રે. કુ૦ ૧
પ્રીતમ બાંધો પાઘડી રે, આંટાદાર અનૂપ રે;
હરિવર દેખું હેતથી તારુ, રસીક મનોહર રૂપ રે. કું૦ ૨
ફરતાં મેલો ફુલનાં રે, છોગલીયાં ચહુકોર રે;
સભા કરીને શ્યામળા, બેસો નાગર નંદકીશોર રે. કું૦ ૩
લટકાવો શીર લાલજી રે, સુભગ કલંગી સાર રે;
બ્રહ્માનંદના વહાલમા, જાઉ બાનકને બલિહાર રે. કું૦ ૪

## આશો વદ ૧૪ નાં તથા ચૈત્ર સુદ ૧૫ ના હનુમાન જયંતિનાં પદ.

### પદ ૬૩૨ મું-રાગ ગરબી.

સર્વે જય બોલો હનુમતની, દુઃખ ભંજન રે મોટા હરિદાસ. જય૦ ૧
શૂરવીર ને સંત શિરોમણી, પ્રીતે ઉભા રે પ્રભુજીને રે પાસ. જય૦ ૨
જેણે સૂરજ પકડ્યો જન્મતાં, મારી રાહુને રે મનવી જેણે હાર. જય૦ ૩
કપિ કેસરી કુંવર કોડામણો, એના નાવે રે પરાક્રમ કેરો પાર. જય૦ ૪
વનમાં આવી મળ્યા રઘુવીરને, કીધો ઉદ્યમ રે સીતા લાવવા કાજ. જય૦ ૫
વાલી માર્યો તે વાતની વાતમાં, દેવરાવ્યું રે સુગ્રીવને રાજ. જય૦ ૬
ધન્ય ધન્ય તે અંજની માતને, સુત જાયો રે સર્વે વિધિ સુજાણ. જય૦ ૭
બ્રહ્માનંદ કહે એની વાર્તા, નિત્ય ગાવે રે કાંઈ વેદ પુરાણ. જય૦ ૮

### પદ ૬૩૩ મું.

પ્રીતે હનુમંત દેવને પૂજીએ, સારી પેઠે રે લેઈ તેલ સિંદૂર. હનુ૦ ૧
દુઃખદાયક દૈત્ય વિદારિયા, સાધુ જનના રે બંધુ અતિ શૂર. હનુ૦ ૨
તપ કીધું બહુ દિન અંજની, ત્યારે આપ્યું રે શિવજી વરદાન. હનુ૦ ૩
અવતરિયા તે રુદ્ર અગિયારમા, હાથાળા રે બળીઆ હનુમાન. હનુ૦ ૪
સુધ લેવા ગયા જ્યારે સતીની, ત્યારે વેઠ્યાં રે તન કષ્ટ અપાર. હનુ૦ ૫
સર્વે વલખા* થયા બીજા વાનરા, આપ્યો સહુને રે પોતે આધાર. હનુ૦ ૬
જ્યારે ઉદધિની રે ઉપર ઉડીઆ, ત્યારે પૌરુષ્ય રે તનમાં નહિ માય. હનુ૦ ૭
બ્રહ્માનંદ કહે કપિરાજનો, કાંઈ મહિમા વર્ણવ્યો નવ જાય. હનુ૦ ૮

### પદ ૬૩૪ મું.

એની ધન્ય ધન્ય માતા અંજની, ધન્ય ધન્ય રે કાંઈ કેસરી તાત. ધન્ય૦ ૧
દૈત્ય મારવા કપિના વંશમાં, પોતે પ્રગટ્યા રે શંકર સાક્ષાત. ધન્ય૦ ૨
સખા થઇને કપિ સુગ્રીવનું, કાંઈ કીધું રે અતિ ઉત્તમ કામ. ધન્ય૦ ૩
જઈ સીતાની સુધ લાવિયા, રાજી કીધા રે સુંદર શ્રીરામ. ધન્ય૦ ૪
એક પલકમાં સમુદ્ર ઉલ્લંઘિયો, મહા જોદ્ધામાં રે જોદ્ધો હનુમંત. ધન્ય૦ ૫
ચાલ્યા સુધ લેવા સીતાતણી, જય બોલે રે સિદ્ધ ચારણ સંત. ધન્ય૦ ૬
સમુદ્ર કુદી પડ્યો પર† લંકમાં, જઈ કીધો રે કુળ દૈત્યનો નાશ. ધન્ય૦ ૭
બ્રહ્માનંદ કહે મહાવીરનો, તન લાગ્યો રે દશસ્કંધને ત્રાસ. ધન્ય૦ ૮

* છૂટા થયા—વિલા થઈ ગયા, † પેલી તરફ

### પદ ૬૩૫ મું.

ગાઈએ સુંદર ગુણ કપિરાજના, વાયુનદન રે બળિયે મહાવીર. સુંદર૦ ૧
નિજ ભક્ત અયોધ્યા નાથના, ઉર્ધ્વરેતા રે અંતર મહાધીર. સુંદર૦ ૨
ક્ષણમાંહી પ્રજાળી લંકને, કુળ દૈત્યતણું રે કીધું હેરાન. સુંદર૦ ૩
દીધી વધાઈ શ્રીરામની, દીધું સીતાને રે જીવતર કેરું દાન. સુંદર૦ ૪
સીતા આજ્ઞાથકી ફૂળ ખાધલાં, ઉખાડ્યો રે રાવણ કેરો બાગ. સુંદર૦ ૫
સુ અક્ષય કુંવર આદિ બહુ અસુરને, મારીને રે રણમાં કીધો યાગ. સુંદર૦ ૬
મારી રાવણ લાવ્યા સીતાને, થયો જગમાં રે અતિ જય જયકાર. સુંદર૦ ૭
બ્રહ્માનંદ કહે હનુમતને, રીઝી રઘુપતિ રે મળ્યા વારવાર. સુંદર૦ ૮

## આશો વદ અમાસ. દીપાવળીનાં પદ.

### પદ ૬૩૬ મું–રાગ સામેરી.

સખી હૈડે તે હરખ ન માય, આજ દિવાળી રે;
હું તો મગન થઈ મનમાંય, ભુધર ભાળી રે. આ૦ ૧
સુંદર શ્યામ સોહામણો રે, સુંદર ગજ ગતી ચાલ;
સુંદર શોભા અંગની હું તો, નિરખીને થઈ છું નિહાલ. આ૦ ૨
નેણ મનોહર નાથનાં રે, હૈડે મનોહર હાર;
સુભગ મનોહર શ્યામળો વહાલો, નટવર નંદકુમાર. આ૦ ૩
બાજુ નૌતમ બેરખા રે, બેહદ નૌતમ બાન;
બ્રહ્માનંદના નાથનું થઈ, રૂપ જોઈ ગુલતાન. આ૦ ૪

### પદ ૬૩૭ મું.

મુને મળીઆ તે મોહનરાય, સપરમો દહાડો રે;
કરીએ આનન્દ ઓચ્છવ આજ, રંગ અખાડો રે. સ૦ ૧
થાળ ભરો ગજ મોતીએ રે, સર્વ લીયો શુભ સાજ;
વેલેરાં જાઇને વધાવીયે, વહાલો રંગભીનો વ્રજરાજ. સ૦ ૨
મંગળ ગાવો માનની રે, અધિક કરો ઉછાવ;
આપણે કાજે આવીયા ચાલી, નટવર સુંદર નાવ. સ૦ ૩
તોરણ બાંધો ટોડલે રે, સુભગ સજો સણગાર;
બ્રહ્માનંદના નાથને જાયે, વારણે વારમવાર. સ૦ ૪

### પદ ૬૩૮ મું.

હું તો હરખ ભરી મનમાંય, હરિને વધાવું રે;
સખી અહોનિશ બારે માસ, રેજો આવું આવું રે. હ૦ ૧
આગલ આવી ઉભલા રે, લટકાળો નન્દલાલ;
કુમકુમ કેરો ચાંદલો કીધો, ભુધરજીને ભાલ. હ૦ ૨
પરવશ થઈ હું તો પ્રેમમાં રે, હૈડે તે હરખ ન માય;
પૂરવ જનમના પુણ્યથી મને, મળ્યા તે મોહનરાય. હ૦ ૩
ધન્ય ધન્ય દહાડો આજનો રે, ધન્ય મુરત ધન્ય વાર;
બ્રહ્માનન્દને વહાલમે મારો, સફળ કર્યો અવતાર. હ૦ ૪

### પદ ૬૩૯ મું.

રુડો દિવાળીનો દિવસ કે, મગળ ગાયે રે;
ચાલો નંદજીને દરબાર, સૌ મળી જાયે રે. મ૦ ૧
કુંવર રંગીલો કહાનજી રે, વાયે છે સુંદર વેણુ;
નિરખી નટવર નાથને, આજ પાવન કરશું નેણ. મ૦ ૨
સૌ મળી કેશું સુંદરી રે, ભેટ્યાનો છે ભાવ;
માત જશોદા પાસલે, એહેની માગી લેશું માવ. મ૦ ૩
લઈ મેરાઇયાં લાલજી રે, આવશે આપણે ઘેર;
બ્રહ્માનન્દ કહે ઘી ઘણું માંહી, પૂરશું સારી પેર. મં૦ ૪

---

## કારતક શુદ ૧. શ્રી અન્નકુટોત્સવનાં પદ.

---

### પદ ૬૪૦ મું–રાગ સારંગ.

ઉત્સવકો દિન આજ, અન્નકુટ ઉત્સવકો દિન આજ;
સબ જનકું સમજાય કયો અસ, સુંદર શ્રી મહારાજ. અ૦ ૧
વ્યજન પાક બિબિધ અબ કીજે, લીજે શુભ સમાજ;
ગૌવન જુત ગિરિવરસો કરના, એહી હે ઉત્તમ કાજ. અ૦ ૨
વિવિધ ભાંત વાજિંત્ર બજાવહુ, સબ સજહુ તન સાજ;
બ્રહ્માનંદ એહી ભાંત કહ્યો, હરિ કૃષ્ણ સબહી શિર તાજ. અ૦ ૩

### પદ ૬૪૧ મું.

જ્યું બોલે ભગવાન, વચન મુખ જ્યું બોલે ભગવાન;
ત્યું સબહી જન કરત ભયે તબ, વ્યંજન અરૂ પકવાન. વ૦ ૧

મોતૈયા સેવૈયા જલેબી, દલ મરકી સુખદાન;
બરફી પેંડા બિરંજ બહુ બિધ, સુંદર ઓર રસાન. વ૦ ૨
હરિ મંદિર આગે ઓદનકો, પુંજ સબહી બીચ ઠાન;
બ્રહ્માનન્દ કહે બહુત ભાંતકે, આનેહે ભોજન આન. વ૦ ૩

પદ ૬૪૨ મું.

વ્યંજન વિવિધ પ્રકાર, કીયે શુભ, વ્યજન વિવિધ પ્રકાર;
જીમાવન જગદીશ મહા પ્રભુ, કૃષ્ણ પ્રગટ કિરતાર. કી૦ ૧
ભીડા દૂધી ડોડી રતાળુ, સુંદર સોહી સુધાર;
તાહીકે શુભ શાક બનાયે, પ્રભુ કારન કર પ્યાર. કી૦ ૨
ભાજી કણજ રુ પણજ સુવાકી, તાંદળજાકી તૈયાર;
બ્રહ્માનન્દ કહે નાથ નવલ હિત, ભાજન ભરેહે ઉદાર. કી૦ ૩

પદ ૬૪૩ મું.

પૂરન પ્રગટ પ્રમાન, જિમત પ્રભુ પૂરન પ્રગટ પ્રમાન;
પૂરેઉ પ્રભુ આગે અંન વ્યજન, જન મીલ પરમ સુજાન. જિ૦ ૧
અન્નકુટકી રચના અલૌકિક, અઇસી ન લખી કહુ આન;
તેહી બીચ બૈઠે સોહત શ્રીહરિ, ધરત જાહી મુનિ ધ્યાન. જિ૦ ૨
અવિનાશી જબ જીમકે અધાયે, તબહી નિરાજન ઠાન;
બ્રહ્માનન્દકું દેત ભયે હરિ, શીત પ્રસાદી દાન. જિ૦ ૩

## કારતક શુદ ૧૫. શ્રીધર્મદેવના જન્મ દિવસનાં પદ. ધર્મવંશના મહીમાનાં.

પદ ૬૪૪ મું–રાગ ગરબી.

બલિહારી ઘનશ્યામ સુંદરની, અક્ષરધામના સ્વામી રે;
ધર્મતણે ઘેર પ્રગટ થયા હરિ, જગપતિ અંતરજામી રે. ૧
કરુણા રસ અતિ પ્રગટ કરીને, પાર કર્યાં નર નારી રે,
ભાગ્ય બડાં તેને મન ભાવ્યા, અકળ કળા અવતારી રે. ૨
ધર્મવશનો મહિમા છે ભારી, જગમાં રહ્યો અતિ છાંઈ રે;
હરિના સબંધી તે હરિનીજપેરે, પૂજવા યોગ્ય સદાઈ રે. ૩
દેહધારી સરખાં દીઠામાં, એની વાતુ અતિ આઘી રે;
કોમળ સુંદર જેના રે કુળમાં, જન્મ્યા તે શ્યામ સુહાગી રે. ૪

પૂરવ ભવનાં પુણ્ય વિના કાંઈ, એવો તે લાભ ન આવે રે;
બ્રહ્માનંદના નાથની ભાભિયું, ભૈયાજી કહીને બોલાવે રે. ૫

## પદ ૬૪૫ મું.

કુણ જાણે તે શાં તપ કીધાં, ધર્મતણે પરિવારે રે;
બહુ વિધિ હેતે કરીને બોલાવે, વહાલોજી વારમવારે રે. ૧
ધર્મદેવના વંશનો મહિમા, મુખથી કહ્યો નવ જાય રે;
મનમોહનજીના કુટુંબનાં માણસ, થોડે પુણ્યે ન થવાય રે. ૨
માયાના જીવ તે મર્મ ન સમજે, સૌ સરખાં એને જાણે રે;
હરિના સબંધી હોય તેને હરખે, વિધિ વિધિ વેદ વખાણે રે. ૩
પૂરણ પુણ્ય હોય તે પ્રાણી, સ્નેહ કરે એની સાથે રે;
સર્વથી અધિક કરીને રે ટેવ્યા, નિશ દિન દીનાનાથે રે. ૪
જગજીવન પોતાના રે જાણી, પ્રાણથકી કીધાં પ્યારાં રે,
બ્રહ્માનદ કહે જીવો હરિને, દાદાજીનાં કહેનારાં રે. ૫

## પદ ૬૪૬ મું.

ધન્ય ભાગ્ય જે ધર્મવશમા, અવતરિયાં નરનારી રે;
સરજણહારે સગાં જેને માન્યાં, મહિમા તે વાધ્યો ભારી રે. ૧
દર્શન એનાં અતિશય દુર્લભ, પરસે તે પાતક જાવે રે,
પૂરણ પુણ્ય હોય જે પ્રાણી, તે ઘરમાં પધરાવે રે. ૨
મહામંત્ર દઇ મરમ બતાવે, મેહેર કરે જેને માથે રે;
દેહ છતે તે મુક્ત કેહેવાયે, સંબધ થાય હરિ સાથે રે. ૩
એનું શરણ લિયે જે પ્રાણી, ભવ દુઃખથી તે છૂટે રે;
અક્ષરધામનો થાય નિવાસી, અવિનાશી સુખ લૂટે રે. ૪
રામપ્રતાપ ને ઇચ્છારામ બેઉ, સતસંગમાં સુખદાઈ રે;
બ્રહ્માનંદ કહે શી રહી બાકી, ભૂધરજીના ભાઇ રે. ૫

## પદ ૬૪૭ મું.

કરુણાનિધિનાં થયાં રે કુટુંબી, તે મોટા પુણ્યવાળા રે;
સર્વે તે પૂજવા જોગ સદાઇ, બુઢાં તરુણાં બાળા રે. ૧
શ્યામળિયો જેના ઘરની રે ચિંતા, રાખે છે સાંજ સવારી રે;
ધર્મવંશનાં નર ત્રિય તેને, સુખિયા તે મોરારી રે. ૨
કોઇને રીસાવે ને કોઇને મનાવે, કોઇને કહે કાંઇ માંગો રે;
કોઇને કહે તમે છેટે રહીને, પ્રેમેથી પાયે લાગો રે. ૩

કોઇનાં ક્યારે કુવખાણ કરે વળી, કોઇને કહે તમે સારા રે;
એમ કરીને આનંદ ઉપજાવે, ચરિત્ર મનોહર પ્યારા રે. ૪
બહુનામી જેનાં બાળકડાંને, રાજી થઇને રમાડે રે;
બ્રહ્માનંદ કહે ભાભિયું હરિને, દહીંવડાં જમાડે રે. ૫

## માગશર શુદ ૧૧. મોક્ષદા એકાદશીનાં પદ.

### પદ ૬૪૮ મું–રાગ સામેરી.

રુડી મોક્ષદા પુણ્યરૂપ, એકાદશી આવી રે;
જેના કેશવદેવ અનૂપ, મુનિ મન ભાવી રે. એ૦ ૧
માગશર શુદ મહા પર્વણી રે, મળિયે સંત સમાજ રે;
પુલ મગાવો માલતિ, કાજુ કેશવ પૂજા કાજ રે. એ૦ ૨
પ્રીતે કેશવ પૂજીએ રે, શ્રીયા સહિત જગશ્યામ રે;
સુતાં બેઠાં ચાલતાં લૈયે, કેશવ કેશવ નામ રે. એ૦ ૩
નિયમ સહિત વ્રત ધારીએ રે, ગાઇએ કેશવ ગાન રે;
બ્રહ્માનન્દ કહે રાખીએ હિયે, કેશવ કેરુ ધ્યાન રે. એ૦ ૪

### પદ ૬૪૯ મું.

આવી માગસર સુદ પુણ્યધામ, એકાદશી સારી રે;
જેનું મોક્ષદા છે નામ, કેશવને પ્યારી રે. એ૦ ૧
કેશવ આગળ મેલીએ રે, કાજુ નૌતમ ફળ નારંગ રે;
માલતિ કેરાં ફુલડાં લેઈ, ધરીએ તે અંગો અંગ રે. એ૦ ૨
શ્રી કેશવ આગે ધરો રે, તળિયા મોદક ત્યાર રે;
દાન સાત અન્ન દીજીએ, મુખ કેશવનામ ઉચ્ચાર રે. એ૦ ૩
કામ ક્રોધ મદ ઇર્ષ્યા રે, તજી દીજે અહમેવ રે;
બ્રહ્માનંદ વ્રત રાખીએ, રીઝે સુંદર કેશવદેવ રે. એ૦ ૪

### પદ ૬૫૦ મું.

આજ ઉત્સવ હરખ અપાર, કેશવ કહીએ રે;
કાજુ મોક્ષદા વ્રત સાર, એકાદશી રહીએ રે. કે૦ ૧
આવી પરમ એકાદશી રે, ગાઇએ કેશવ ગીત રે;
કેશવ ચરણે કીજીએ, નીત પૂરણ અવિચળ પ્રીત રે. કે૦ ૨

તાળ મૃદંગ વજાડીએ રે, સજીએ ખુબ સમાજ રે;
કોડે કેશવ પૂજીએ અતિ, આનદ મંગળ આજ રે. કે૦ ૩
કેશવ કેરી મૂરતિ રે, ધરીએ અંતર માંય રે;
બ્રહ્માનંદ વ્રત રાખીએ, સર્વે જન્મ મરણુ દુઃખ જાય રે. કે૦ ૪

પદ ૬૫૧ મું.

નિત્ય રટીએ કેશવરાય, સબ જગ સ્વામી રે;
જેને નિગમ નેતિ કરી ગાય, અંતર જામી રે. સ૦ ૧
કેશવ મૂરતિ માધુરી રે, અતિ અદ્‌ભુત રૂપ અપાર રે;
નેણાં કમળ સરીખડાં, શોભે સુંદર શુભ ભુજ ચાર રે. સ૦ ૨
પદ્મ શંખ કર જમણે રે, ચક્ર ગદા બીજી કોર રે;
શ્રીયા સહિત અતિ શોભતા, કાજુ કેશવ નવલ કીશોર રે. સ૦ ૩
શ્રદ્ધા સહિત વ્રત રાખશે રે, મુખ કરી કેશવ ગાય રે;
બ્રહ્માનદ બ્રહ્મ મોહલમાં, તે તો અમર અખંડિત થાય રે. સ૦ ૪

પદ ૬૫૨ મું.–રાગ આશાવરી.

હો અઘહન શુદ એકાદશી, આઈ મોક્ષદા મહા નીકી હો;
નિગમ કહત મહિમા અતિ ભારી, પ્યારી કેશવજીકી હો. અઘ૦ ૧
માલતી હુંકે ફૂલ અલોકિક, સબ સામગ્રી લીજે હો;
શ્રીયા સહિત સુંદર સુખદાઈ, કેશવ અર્ચન કીજે હો. અઘ૦ ૨
કામ ક્રોધ મદ મચ્છર તજકે, કેશવ કેશવ કહીયે હો;
નારંગીકે ફલ અતિ નૌતમ, પૂજ પરમ સુખ પૈયે હો. અઘ૦ ૩
ભોજન મોદક ભોગ ધરીજે, વ્યંજન શીતલ વારી હો;
બ્રહ્માનંદ નામ મુખ રટીયેં, કેશવ મગલકારી હો. અઘ૦ ૪

પદ ૬૫૩ મું.

આજ એકાદશી પરમ અનૂપા, અઘહન સુદકી આઈ હો,
મંગલકી કરનાર મોક્ષદા, નીકે નામ ધરાઈ હો. આજ૦ ૧
કેશવદેવ સદા સુખકારક, શ્રીયા સહિત જગસ્વામી હો;
પુષ્પ માલતિ કરીકે પ્રીતે, યજીયે અંતર જામી હો. આજ૦ ૨
વાજા તાલ મૃદંગ બજાયકે, કથા કીરતન ગાવે હો;
એકાદશી અપોશન કરીકે, પરમ અચલ પદ પાવે હો. આજ૦ ૩
કેસર ચંદન મૃગમદ કરીકે, કેશવ મૂર્તિ પૂજે હો;
બ્રહ્માનન્દ કહે તેહી પદ તજી, મન જાવત ન દૂજે હો. આજ૦ ૪

### પદ ૬૫૪ મું.

માઘ શુકલ એકાદશીકે દિન, કેશવ કેશવ કહીયે હો;
મનવાંછિત ફળ દેન મોક્ષદા, રાજી હોય વ્રત રહીયે હો. માઘ૦ ૧
જથાશક્તિ કરી સાત ધાન લૈ, દાન વિપ્રકુ દીજે હો;
કરુણાનિધિ કેશવકી મૂર્તિ, અંતરમેં ધરી લીજે હો. માઘ૦ ૨
વિષે વિકાર સકલ વિસારી, તૃષ્ણા આશા ટાળી હો;
મહા પુણ્ય શુભ વ્રત મોક્ષદા, પ્રભુ કેશવકી પ્યારી હો. માઘ૦ ૩
આગે ફૂલ નારગી ધરીકે, ફુલ માલતી લાવે હો;
બ્રહ્માનન્દ કહે એહી વ્રત કરીકે, પરમ અભયપદ પાવે હો. માઘ૦ ૪

### પદ ૬૫૫ મું.

સરસ મોક્ષદા અઘહન સુદકી, એકાદશી અતી ભારી હો;
અધિક અધિક જેહી ઉત્સવ ઠાને, મુનિવર દૃઢવ્રત ધારી હો. સરસ૦ ૧
કેશવહુંકો ધ્યાન નિરતર, મુખ કરી કેશવ બોલે હો;
ઉમંગ સહિત અપોષણ રાખે, અંતર કબૂ ન ડોલે હો. સરસ૦ ૨
વિધિ સહિત નિશ્ચલ વ્રત કરનો, વેધ દશમકો ટારો હો;
ફૂલ નારંગ જાયફુલન કરી, પૂજીયે કેશવ પ્યારો હો. સરસ૦ ૩
પ્રગટ પ્રમાણુ મીલે પ્રભુ એહી, કરી અતિ સુખ પાવે હો;
બ્રહ્માનન્દ કહે એહી શુભ વ્રત, ભાગ્ય બડે તેહી ભાવે હો. સરસ૦ ૪

## મહાશુદ ૫ થી ફાગણુ શુદ ૧. વસંત પંચમીથી દોલોત્સવ સુધીનાં પદો.

### પદ ૬૫૬ મું–રાગ વસંત.

ઉઠ ઉઠ સખી રમવાને જાઇયે, શ્યામળિયાની સંગે;
ચુવા ચુવા ચંદન ઓર અરગજા, માટ ભર્યાં છે રગે. ઉઠ૦ ૧
જમુનાને કાંઠે જગજીવન, ખેલ રચ્યો મતવાલે;
ગોપીજનને સગે ગિરિધર, રંગની રેલું વાલે. ઉઠ૦ ૨
ખાંતીલો મનમોહન ખેલે, હાથ લીયે પીચકારી;
અંગ ઉમંગ ગુલાલ ઉડાવત, લુંબ ઝુંબ પીયુ પ્યારી. ઉઠ૦ ૩
ગોપી ગ્વાલ બાલ સબ ખેલત, ભીડ મચી મતવાલી;
મતવાલો કરમાં લઈ મોરલી, ગાવત દે દે તાલી. ઉઠ૦ ૪

માન કહ્યું તું આળસ તજીને, ચાલ ચાલ સહેલી;
બ્રહ્માનન્દના વહાલાને સંગે, ખેલશું લજ્યા મેલી. ૬૮૦

પદ ૬૫૭ મું.

આજ સખી અલબેલો વહાલો, રંગભર ખેલત હોરી;
પ્રીતમ હાથ લઈ પીચકારી, મારત જોરાજોરી. આજ૦ ૧
તાલ મૃદંગ ભેર શરણાઈ, વાજા બહુ વિધ વાજે;
ખેલ રચ્યો રગ રેલ અખાડો, રંગ ભીને વ્રજરાજે. આજ૦ ૨
વંશીમાંહી વસંત આલાપે, ઘેરે સ્વર અતિ ગાવે;
વ્રજનારી સાથે જગજીવન, રંગ રેલ મચાવે. આજ૦ ૩
પ્રેમ સહિત મારત પીચકારી, ગાવત મુખસે ગારી;
અરસ પરસ લપટાય રહે હે, ગોપી ને ગિરિધારી. આજ૦ ૪
પુરુષોત્તમને સગે પ્યારી, નાચત અતિ ઉતાલી;
બ્રહ્માનન્દ કહે વ્રજ વિનતાને, મગ્ન કરી વનમાલી. આજ૦ ૫

પદ ૬૫૮ મું.

પ્રાણજીવન ગોકુલમાં પધારો, કોડીલા વર કહાના;
મનમોહન મથુરામાં જાઇને, શું બેઠા છો છાનાં. પ્રાણ૦ ૧
ફાગણ આવ્યો કેસુરે ફૂલ્યાં, વનસપતિ સરવે મોરી;
વિલંબ હવે મા કરો વાલમજી, હોસે રમીયે હોરી. પ્રાણ૦ ૨
તમ સંગાથે ખેલ કર્યાની, અંતર આશા ભારી;
વસંત ઋતુ આવી છે વહાલા, વાટ જોયે વ્રજનારી. પ્રાણ૦ ૩
સામાસામી રંગ ભરીને, જુદ્ધ કરીયે કરી જોડી;
રમવાનો અવસર આવ્યો છે, અવધી રહી છે થોડી. પ્રાણ૦ ૪
તમસામી ચલવ્યાને સારુ, સજ કીધી છે પીચકારી;
બ્રહ્માનન્દના વહાલા આવો, ગુણવંતા ગિરિધારી. પ્રાણ૦ ૫

પદ ૬૫૯ મું.

આવો આવો અલબેલા વહાલા, રંગભર ફાગ રમાવો;
ઘેરૈયાને સંગે ગિરિધર, તાલી દેઈને ગાવો. આવો૦ ૧
પેચાળી બાંધો પાઘડલી, સુંદર પેહેરો જામા;
અબીર ગુલાલની ફાંટ ભરીને, આવી ઉભા રહો સામા. આવો૦ ૨
લાલ તમારાં લટકાં સુંદર, થાઇયે નિહાલ નિહાળી;
શૂર થઈને ખેલો સામા, વહાલાજી પલવટવાળી. આવો૦ ૩

વિવિધ ભાંત વાજા વજડાવો, રમત કરીયે ભારી;
પ્રીતમજી અતિ રંગ ભરીને, ઝડ મચાવો પીચકારી. આવો૦ ૪
હાર્યાંથી બીજો માં હરિવર, જીતાડીશું જાણી;
બ્રહ્માનન્દના નાથ પધારો, મુખનું રાખો પાણી. આવો૦ ૫

## પદ ૬૬૦ મું–રાગ વસંત.

વસંત વધાવા વ્રજની નારી, નદરાય ઘેર આવી;
કાજુ કહાન કુંવરને કાજે, વસન વસતી લાવી. વસત૦ ૧
ઝીણો કમર પટો પાય જામો, અંગરખી ફૂલકયારી;
ચોલ કસુંબી રંગમાં સુંદર, પાઘડલી છટકારી. વસત૦ ૨
કોઈ લાવી ફૂલડાંની માલા, કોઈ સોનાનો દોરો;
કોઈ લાવી સુંદર ગુંથીને, ફૂલડાં કેરો તોરો. વસત૦ ૩
કેસર ચદન ત્યાર કરીને, કંચન ભરી કચોલી;
ચતુર ત્રિયા ચાંદલિયા સારુ, લાવી કુમકુમ ઘોલી. વસત૦ ૪
કનક કલશમાં ધરીયાં કાજુ, આંબા મોર ને ઉબી;
બ્રહ્માનન્દના વહાલાની પાસે, રહી સર્વે લુંબી ઝુંબી વસંત૦ ૫

## પદ ૬૬૧ મું.

આ૦યો વસંત પીયા અલબેલા, બાંધો પાઘ વસંતી,
ચટકીદાર અજબ રંગ છાંટી, ઉપરણી ઝલકંતી. આયો૦ ૧
મોટાં મોટાં માટ લઇને, કેસર ઘોલી ભરીયે;
રસિયાજી રમવાને કાજે, પીચકારી સજ કરીયે. આયો૦ ૨
વ્રજજીવન પલવટવાળીને, અબીર ગુલાલ ઉડાડો;
આમાસામી મેળ કરીને, મચવો રંગ અખાડો. આયો૦ ૩
એક કોર સરવે ગોવાળા, એક કોર વ્રજનારી,
ખેલ કરો નટવર ખાંતીલા, સબ જગ મંગલકારી. આયો૦ ૪
મીઠી મીઠી મોરલી વજાડી, ઘેરે સ્વર હરિ ગાવો;
બ્રહ્માનંદના નાથ વિહારી, વહાલા વસંત વધાવો. આયો૦ ૫

## પદ ૬૬૨ મું.

વસત ઋતુ આવી મારા વહાલા, રંગભર ફાગ રમાડો;
કહાનકુંવર કરુણાના સાગર, પૂરણ રસ દેખાડો. વસત૦ ૧
નૌતમ ઠાઠ રચ્યો નટનાગર, કેસર માટ ભરાવો;
રગતણી પીચકારી લઈને, સનમુખ શ્યામ ચલાવો. વસંત૦ ૨

અબીર ગુલાલની ફાંટ ભરીને, ઉડાડો અલબેલા;
મોહન રંગની ધુમ મચાવો, રૂપાળા રંગરેલા. વસંત૦ ૩
હેમ કડાં પેહેરો બેઉ હાથે, પાઘ વસંતી બાંધો;
રાગ વસંત આલાપો રસિયા, વાલમ રહે નહીં વાંધો. વસંત૦ ૪
વસ્ત્ર તમારાં લઇ વનમાલી, રંગસું જોરાજોરી;
બ્રહ્માનન્દના નાથ વિહારી, હરિવર ખેલો હોરી. વસંત૦ ૫

### પદ ૬૬૩ મું.

ખાંતીલો જમુના તટ ખેલે, સુંદર શ્યામ સોહાગી;
ચાલ સખી રસિયા સંગ રમીયે, કુલ મરજાદા ત્યાગી. ખાં૦ ૧
રૂપાળો રગરેલ રમે છે, સરવ ગોવાળા સાથે;
નિરખ્યા જેવો વેશ કર્યો છે, નટવર સુંદર નાથે. ખાં૦ ૨
એક કોર સર્વે ગોવાળા, વ્રજનારી એક કોરે;
પીચકારી રંગડાની પ્રીતમ, મારે છે જોરા જોરે. ખાં૦ ૩
અબીર ગુલાલની ફાંટ ભરીને, નિશ્શક થઈ નાંખીશું;
રમત્યમાં રસિયાની ગાળ્યું, રાજી થઈ સાંખીશું. ખાં૦ ૪
પ્રીત કરી પાતળીયા પાસે, ફગુવા માંગી લેશું;
બ્રહ્માનન્દના નાથ સંગાથે, રસબસ થઇને રહેશું. ખાં૦ ૫

### પદ ૬૬૪ મું–રાગ વસંત.

ચલોહૂ સખી ઘનશ્યામ પીયા સગ, ખેલન જઇયે હોરી;
જમુના તીર જદુપતિ ખેલે, લોકવેદ હદ તોરી. ચ૦ ૧
મોહન હાથ લઈ મોરલીયાં, મધુરે મધુરે સ્વર ગાવે;
રંગભીનો વ્રજરાજ સાંવરો, અબીર ગુલાલ ઉડાવે. ચ૦ ૨
ગોપી ગ્વાલ બાલ સંગ લીને, ભરી પીચકારી દોરે;
જોર પકર છેલો શિર ઉપર, રંગ ગગરીયાં ઢોરે. ચ૦ ૩
જેલ કરત પકરત અતિ જોરે, હોરી હોરી બોલે;
વ્રજનારી ગલ બાંહ્ય ડારકે, મતવાલો હોય ડોલે. ચ૦ ૪
રસીક સ્યામસેં રમકે આલી, પરમાનન્દ સુખ પૈયે;
બ્રહ્માનન્દ નવલ પ્રીતમકી, મૂર્તિપર બલ જૈયેં. ચ૦ ૫

### પદ ૬૬૫ મું.

આજ સખી જમુનાકે તટમેં, ખેલત કુંજવિહારી;
પીતામ્બરસે કમર કસી હે, હાથ લીયે પીચકારી. આ૦ ૧

અજબ અલોકિક રચ્યો અખારો, નટવર નંદદુલારે;
ગોપીજનકી બાંઇયાં ગ્રહીકે, મુખ મિડત રંગ ડારે. આ૦ ૨
શ્યામ નવલકે સન્મુખ આઇ, સબ મીલકે વ્રજનારી,
અબીર ગુલાલ ડાર અખીયનમે, ઘેર લીયે ગિરિધારી. આ૦ ૩
ફેંટ પકરકે માગત ફગુવા, બોલત જોર દેખાવે;
અજબ રંગહુકી પીચકારી, કરકે જોર ચલાવે. આ૦ ૪
શ્યામાશ્યામ રમત દો રંગમેં, દેવ સબે મીલ દેખે;
બ્રહ્માનન્દ નિરખ એહી શોભા, લગ્યો જનમ અબ લેખે. આ૦ ૫

પદ ૬૬૬ મું.

શ્યામ સુંદર વ્રજવિનતન સંગે, રમત હે ફાગ રસીલો;
લાગત પ્યારો નંદદુલારો, ગિરિધર છેલ છબીલો. શ્યા૦ ૧
એક ઓર ઠાડે કહાન ચતુર વર, એક ઓર રાધા ગોરી;
પ્રેમ મગન પ્રીતમ પ્યારી દો, ખુબ બનીહે જોરી. શ્યા૦ ૨
અજબ રંગીલી ચુંનર ઓઢી, ચતુર ત્રિયા શોભતી;
નંદકુવર રંગ છેલ નવીને, પેહેરે વસંત વસંતી. શ્યા૦ ૨
પીય પ્યારી પીચકારી લીને, સુંદર રંગ ભરીહે,
શ્યામ ચતુર બ્રખુભાન નદની, ખેલત હોડ પરીહે. શ્યા૦ ૪
અરસ પરસ લપટાય રહેહે, દોનું રંગમે ભીંજે;
બ્રહ્માનન્દ પ્રાન પ્રીતમકી, છબી લખી અતર લીજે. શ્યા૦ ૫

પદ ૬૬૭ મું.

લાલ પીયા ઘનશ્યામ રમત હે, ફાગ અલોકિક રીતિ;
ખેલ કરત પ્રીતમ પ્યારીકે, પૂરન બાઢી પ્રીતિ. લા૦ ૧
કાલિંદ્રી તટ છેલ છબીલો, વિહરત કુંજવિલાસી;
ગોપી સગ રમત ગીરધારી, નટનાગર અવિનાશી. લા૦ ૨
રસબસ હોય રમત રાધા સગ, મન મોહન વનમાળી;
નંદકુવર બ્રખુભાન નંદની, લાગી રહી રગ તાળી. લા૦ ૩
દોનુ હો હો કર કર દોરત, દોનુ રગ શિર ડારે;
વાજત તાલ મૃદંગ ટકોરી, હોરી રમત નહીં હારે. લા૦ ૪
અબીર ગુલાલ સો ઉડ રહ્યો હે, ધુમ પરસ્પર લાગી;
બ્રહ્માનન્દ શ્યામ સુંદર સંગ, ખેલે સો બડ ભાગી. લા૦ ૫

પદ ૬૬૮ મું-રાગ વસંત.

વસત વધાવા ચલોરી ભામની, નન્દ મહર ઘર જૈયેં,
નટવર નાથ નીરખી મનમોહન, પરમાનન્દ સુખ પૈયે. વ૦ ૧

આછો નીકો જલ જમુનાકો, કનકકે કુભ ભરૈયેં;
નયે નયે ફૂલરુ મોહર અંબકે, તાકે બિચ ધરૈયેં. વ૦ ૨
મૃગમદ ચંદન ઓર કુમકુમ, કેસર માટ ભરૈયેં;
પ્રગટ લાલ પ્રીતમકે અંગપર, જોર પકર ચરચૈયે. વ૦ ૩
જશોમતીકું કહેગે ફગવામેં, કહાન હમારે ચૈયેં;
બ્રહ્માનન્દ નિરખ છબી પ્રીતમ, જનમ સુફળ કરી લૈયે. વ૦ ૪

પદ ૬૬૯ મું.

નવલ વસંત વધાવા જૈયે, સબ મીલકે વ્રજનારી;
રસીક રાય સંગ જાયકે રમીયે, લોક લજ્યા સબ ટારી. ન૦ ૧
લેહો સાજ ખેલનકો સજની, ચલોહુ જૂથ મીલ સારી;
રગ ઘોર ભર અજબ ગગરીયાં, દેઉ શ્યામ પર ડારી. ન૦ ૨
કહાન કુંવરસે જોર પકરકે, લેવેગે ફગુવા ભારી;
જો અપને હારેગે તો યાકુ, દેવેગે રાધા પ્યારી. ન૦ ૩
ભેલી હોયકે સરવ ભામનીયું, મનમાંહી વિચારી,
બ્રહ્માનન્દ નવલ પ્રીતમ સંગ, ચલવેગે પીચકારી. ન૦ ૪

પદ ૬૭૦ મું.

આજ વસંત અજબ જમુના તટ, ખેલ રચ્યો વનમાલી;
પાવન નેન કરીસું સજની, નટવર નાથ નિહાલી. આ૦ ૧
શ્યામ સુંદર વ્રજવિનતા સગે, ગાવે છે દેઈ દેઈ તાળી;
માનનીચુનાં મન હરવાને, પાઘ ધરી પેચાળી. આ૦ ૨
ગોપીજન ગુલતાન કરી સરવે, રસીયે રગ ઉછાળી;
પ્રાણજીવન પીચકારી લઈને, મારે છે ભાળી ભાળી. આ૦ ૩
કહાન કુંવર રંગભીનો કાજુ, મોરલી વાયે છે મરમાળી;
બ્રહ્માનંદના નાથ સઘાથે, રમીયે લજ્જા ટાળી. આ૦ ૪

પદ ૬૭૧ મું.

અજબ વસંત વધાવા ચાલો, સબ સખી સાજ કરીને;
નિશ્શંક થઈ નટવર સંગ રમીયે, અતર ધીર ધરીને. અ૦ ૧
અબીર ગુલાલ લીયો ભર ઝોરી, કેસર માટ ભરીને;
રુડી પેર રંગમાં રોળીશું, કહાન કુંવર પકરીને. અ૦ ૨
પાતળીયા સન્મુખ પીચકારી, ચલવીશું ફરી ફરીને;
નદતણા નાનડીયાને ઝાલી, લેશું તે ફગવા લરીને. અ૦ ૩

જો રમતાં આપણ હારીશું તો, છૂટીશું પાય પરીને;
બ્રહ્માનંદના નાથને નિરખી, રહેશું તે નયણ ઠરીને. અ૦ ૪

## પદ ૬૭૨ મું-રાગ વસંત.

અલબેલો ખેલત નવલ ફાગ, અતિ નવલ રંગ અરુ નવલ રાગ અ૦ ટેક.
ગાવત જયજય નવલ ગીત, અતિ રસિક શિરોમણી નવલ રીત;
નવલ નાગરી નવલ નાવ, રે નવલ વસત ને નવલ ભાવ. અ૦ ૧
નવલ વૃંદાવન નવલ વેલ, વળી નવલ ઘેરૈયા નવલ ખેલ,
નવલ ભાંતકે અબમોર, રે નવલ પીયો ખેલે નંદકિશોર. અ૦ ૨
નવલ ઝાંઝ ઝાલર મૃદંગ, વાજે નવલ શરનાઇ મોર ચંગ;
નવલ લીયે પીચકારી હાથ, રે નૌતમ ગતિ રમે નવલ નાથ. અ૦ ૩
નવલ સખી સર્વે લીન સગ, આભૂષણ સુંદર નવલ અંગ;
બ્રહ્માનદ કહે અતિ નવલ ખ્યાલ, રે મુખ ગાવત ગારી નવલ લાલ. અ૦ ૪

## પદ ૬૭૩ મું.

મતવાલો ઉભો જમુના તીર, હું તો કેમ કરી જાઉ એહની ભરવા નીર. મ૦ ટેક.
ખાંખત લાગો કરે ખેલ, ફાડે નવલ ઓઢણી ફોડે હેલ,
સાથે લઈને સર્વે ગ્વાલ બાલ, રે અતિ ગરવ ભર્યો મુખ બોલે ગાળ. મ૦ ૧
કેસર રગ ઘોળી ભર્યા છે માટ, બિચમાંય બેઠો છે બાંધી વાટ;
લેઈ પીચકારી ને દોડે કેડ, વે તો જોરજોરાયે કરે છે છેડ. મ૦ ૨
ખુબ અબીર ગુલાલની ભરી ફાંટ, આડો આવે છે મનમાં ધરી આટ;
બળ બીક દેખાડીને ઝાલે બાંહ્ય, મસ્તાનો રોળે રગમાંહ્ય મ૦ ૩
ઝગડે નિત્ય આવી કરે છે જેલ, ફાટે મુખ બોલે એલફેલ;
બ્રહ્માનંદ કહે નવરો ગાવે તાન, કજીયાળો ખેલે ફાગ કહાન. મ૦ ૪

## પદ ૬૭૪ મું.

રગ હોરી ખેલત નવલ નાથ, નીજ જન લે ગોપી ગ્વાલ સાથ. રંગ૦ ટેક.
વૃન્દાવન સો જહાં રહે શ્યામ, સોઇ રગ ભોમી સો પરમ ધામ;
પ્રેમ નેમ પીચકારી લીન, સનમુખ જન ખેલત અતિ પ્રવીન. રંગ૦ ૧
જમુના સરિતા તહાં શ્રદ્ધા જાન, શુભ ઇચ્છા કમલ તટ ઝુકે આન,
આશ્ચર્યમય વાજા વાજત અપાર, નાચત ગ્રહવાયક નરહી નાર. રંગ૦ ૨
ભઈ ભેટ ગ્યાનકી ગલીમાંય, હોય એકમેક ભીન્ન રહા નાંય;
અદ્‌ભુત અનોપમ મચ્યો ખ્યાલ, વિચ લુંબઝુંબ હોય રહે લાલ. રંગ૦ ૩

ઋત વસંત એહી નર દેહ પાય, મનમોહન પ્યારે મીલે આય;
બ્રહ્માનંદ ફગુવા દીયે આપ, તન ભેદ મીટાયે ત્રિવિધિ તાપ. રંગ૦ ૪

પદ ૬૭૫ મું.

મનમોહન ખેલત અજબ ફાગ, તહાં ગ્વાલ બાલ સબ સંગ લાગ. મ૦ ટેક.
સખી પકરે હે મિલ દોર દોર, ભઈ ભીર કતોહલ ઠોર ઠોર;
અદ્‌ભુત બન્યો રંગ અતિ અનૂપ, બિચ રાજત નટવર નવલરૂપ. મ૦ ૧
જાકો સારદ શેષ ન લેત પાર, કહે નેતિ નેતિ રહે નિગમ હાર;
સો નર વપુ ધરકે કરત ખ્યાલ, નિરખત જન હોવત અતિ નિહાલ. મ૦ ૨
સબ સખીયન મીલકે રહી ઘેર, અહીસું ફગુવા માગત ઘેર ફેર;
આશ્ચર્યમય શોભા અતિ અથાહ, ઉર અતર માવત નહીં ઉછાહ. મ૦ ૩
વાજત જય વાજા અતિ પુનીત, ગાવત જન જય જય સુભગ ગીત;
સુંદર વર ખેલત પ્રગટ શ્યામ, રહો ધ્યાન બ્રહ્માનંદ અષ્ટ જામ. મ૦ ૪

પદ ૬૭૬ મું.

આવો રમીયે હોરી નવલ શ્યામ, ધેગાણું સુંદર ધુમ ધામ. આ૦ ટેક
કેસર ઘોળાવી કરીયે રગ, અતિ અતરમાં ભરીયે ઉમગ,
આવીને મચાવો ખુબ ખેલ, રગ ભીના ચલવો રંગ રેલ. આ૦ ૧
ખાપરી ફૂલિત વનમાં પલાશ, આવ્યો ફાગણુ પૂરી કરો આશ;
તમ સાથે રમવા ઘણા કોડ, હરિ હોરી રમીયે કરીયે હોડ. આ૦ ૨
અમે જીતશું તો રાખશું તમને પાસ, તમે જીતો તો કરજો અમને દાસ,
વળી સામાસામી કરીયે મેલ, ભરી ઝોળીને થાઇયે સેળભેળ. આ૦ ૩
અમે ઘેરી કરશું તમને હાથ, મનમાન્યા ફગુવા લેશું નાથ;
બ્રહ્માનન્દના વહાલા ભીને વાન, કોડીલા પધારો રસીક કહાન. આ૦ ૪

પદ ૬૭૭ મું.

વહાલા આવોને રમવા જોઉં છું વાટ, રગ કેશર ઘોળી ભર્યાં છે માટ. વ૦ ટેક.
ફાગણુ આવ્યો કુલે ફૂલ, આંબે કોયલ બોલે સુર અમૂલ;
થયાં વન હરિયાં ઝુક રહે છેલ, ખાંતીલા આવો કરીયે ખેલ. વ૦ ૧
ભરો અબીર ગુલાલની ફ્રાંટ નાથ, સુંદર વર ઠલવો એક સાથ,
ખુબ રંગ ઉડાવો કરો ખ્યાલ, લટકાળા નટવર નંદલાલ. વ૦ ૨
વારી આવી છે રુડી ઋતુ વસંત, સરવે રમવા તતપર થયા છે સત;
ચલવો પીચકારી વારમવાર, ઢોળો રંગ આવી એક ધાર. વ૦ ૩
અમે જાણી તમારી કરશું જીત, બીહીશો માં બ્રહ્માનન્દના મીત;
દેશો તે ફગુવા લેશું શ્યામ, હૈડાંની પૂરી કરો હામ. વ૦ ૪

પદ ૬૭૮ મું–રાગ વસંત.

અદ્દભુત રસ ભરકે જો ઉડાવત, પ્રીતમ પ્રાણપીયા પીચકારી. અ૦ ૧
ખેલત લાલ ગુલાલ લીયે કર, નિરખ નિહાલ ભઈ વ્રજનારી. અ૦ ૨
બલભદ્રવીર અબીર ઉડાવત, ભીર કતોહલ હોવત ભારી. અ૦ ૩
મૂર્તિ શ્યામ મનોહરકે પર, બ્રહ્માનન્દ જાવત બલિહારી. અ૦ ૪

પદ ૬૭૯ મું.

પ્રીતમ પ્રાણપ્રિયે પીચકારી, જ્યું ડાર સબે સખીઆ રંગ ડારી. પ્રી૦ ૧
ખ્યાલ રચે ચરચે રગ કેસર, ધૂમ મચે વિલસે ગીરધારી. પ્રી૦ ૨
પલટત રગ ઉમગ ભરે ઉર, પ્રીતમ રૂપ ભઈ સબ પ્યારી. પ્રી૦ ૩
બ્રહ્માનંદ હૃદે સબ જામ જ્યું, શ્યામ છબી સુખ ધામ સદારી. પ્રી૦ ૪

પદ ૬૮૦ મું.

પ્રીતમ હાથ લીયે પીચકારી, જ્યું સંગ સખા રગ ખેલત હોરી. પ્રી૦ ૧
વરખત સુમન ગગન સુર ચકિત, રીત અનોપમ રાસ રચ્યોરી. પ્રી૦ ૨
સખીયન સાજ સમાસ સજે સબ, લાજ તજે કુમત ચહુ ઓરી. પ્રી૦ ૩
બ્રહ્માનદ આનંદ પીયા સગ, રગ રમતાં મમતા તન તોરી. પ્રી૦ ૪

પદ ૬૮૧ મું.

ખેલત સગ સખીનકે મોહન, હાથ વસી સોઈ નાથ હમારે. ખે૦ ૧
વસન સુરગ સચંગ આભૂષણ, લખ છબિ અંગ અનંગ લજારે. ખે૦ ૨
ખેલ મચ્યો રંગ રેલ પીયા સગ, લાજ તજે જન હો મતવારે. ખે૦ ૩
બ્રહ્માનદ વસો ઉર આયકે, પ્રીતમ શ્યામ સહજાનન્દ પ્યારે. ખે૦ ૪

પદ ૬૮૨ મું–રાગ સારંગ. ધુમાર.

શ્રી ઘનશ્યામ સુજાન ખેલત પ્રીતમ પ્યારો, શ્રી ઘનશ્યામ
સુજાન, ખેલત પ્રીતમ પ્યારો;
ફાગ રમત મિલ રાગ આલાપત, નાગર નન્દદુલારો. ખે૦ ટેક.
કાલિંદીકે તીર શ્યામબે, ખેલ સમાજ બનાયો,
ગ્વાલ બાલ સબહી સંગ લીને, છબી સુંદર રગ છાયો;
એક ઓર રાધે અપની સખીકો, સામો જૂથ મીલાયો,
ગાવત ગારી દોઉ પીય પ્યારી, આનંદ અધિક બઢાયો. ખે૦ ૧
બાજત બાજાં વિવિધ ભાંતીકે, તાલ મૃદંગ રૂ વીણા,
નીરતરંગ* ઉપંગ ચંગકે, ઉઠતહે સ્વર ઝીના;

---

* જળતરણ

ડફ ત્રાંસા અરુ ઝાંઝ ખંજરી, મોર ચંગ સરુ કીના,
ઢોલ દદામા ભેર વંસરી, સુની નાચત રંગભીના. ખે૦ ૨
ઉડત ગુલાલ અબીર અરગજા, બિધ બિધકે રગ ઘોરે,
કુંકું ગુલાલ અરુ કેસરકે, માટ ભરી શીર ઢોરે;
અરસહી પરસ કરત મનસુબા, પકરન જોરાજોરે,
કંચનકી સુંદર પીચકારી, ભરી ભરી સનમુખ દોરે. ખે૦ ૩
અપને જૂથકું કહત સાંવરો, હો હોશિયાર રહીજો,
ગર્વ ભરી હે સર્વ ગ્વાલની, તુમ વિશ્વાસ ન કીજો;
સાવધાન હોકે સબ મડળ, શિખામન સુની લીજો,
વેગહી વે કરહી મન ભાયો, તો મોય દોષ ન દીજો. ખે૦ ૪
તબ રાધે મનમાંય વિચારકે, એક સખીકુ બોલાઈ,
લેઈ એકાંત સબનતે છાંની, સબ વિધિસે સમજાઈ;
પેહેરાયો તેહી વેશ મરદકો, પઘડી શિશ બનાઈ,
મિલન તેને મિષ કુવર કહાનકું, પકર લે હો તુમ જાઈ. ખે૦ ૫
સુંદર વેશ બનાય સખાકો, પઠવી ગોપકુમારી,
અપને સખા કોઉ નહીં જાને, મિલન ચલે જ્યું મોરારી;
વ્રજનારી બતલાય અચાનક, ઘેર લીયે ગીરધારી,
તબ રાધે દગ સેન કરી, અબ લીજે વસ્ત્ર ઉતારી. ખે૦ ૬
એક સખીને પકર કટીસે, લીયો પીત પટ છોરી,
કોઉ સખી મુખ મિંડત હરીકો, દેવત ગુલછા ગોરી;
કોઉ સખી પગીયાં શીર લીની, તોરેકી લર તોરી,
કોઉ સખી રંગમે ગહી રોરત, બોલત હોરિ હોરિ. ખે૦ ૭
કોઉ ઓઢાવત શીશ ચુનરીયાં, કોઉ પગ નેપુર ધારે,
કોઉક લેઘો* આય બનાવે, કોઉક કાજલ સારે;
કોઉક નાક પેનાવત નથીયાં, કોઉક કેશ સમારે,
વ્રજનારી વ્રજરાજકુ, પ્યારી કહીકે પોકારે. ખે૦ ૮
કોઉક ઘુંઘટમેં મુખ દેખત, હસહે શ્યામ હસાતી,
કોઉક બુટ્ટાદાર બનાવે, સુંદર અંગીઆં રાતી;
હાથપરે હરિકું નહીં મેલત, ખેલત ગારી ગાતી,
રમત કછૂ નહીં રખત વડાઇ, ગોપ ત્રિયા મદમાતી. ખે૦ ૯

* ઘાઘરો.

એને ભાંગ ધંતુરો તે ભાવે રે, નિત્ય મોટા મુનિવર ગાવે રે;
એના મહિમાનો પાર ન આવે રે. સિ૦ ૩
છબી અજબ નવલ રંગી છાઈ રે, બ્રહ્માનંદ કહે સદા સુખદાયીરે;
નયણે કેફ તણી કરડાઇ રે. સિ૦ ૪

પદ ૮૨૨ મું.

સિદ્ધેશ્વર દેવ સુંદર સારારે, પ્રેમી જનને લાગે અતિ પ્યારા રે ટેક૦
ઉભા નંદી ભૃંગી જેવા આગે રે, મોટા દેવ આવી વર માગે રે;
એને ભજતાં તે સંકટ ભાગે રે. સિ૦ ૧
છે જો ભાંગ ધંતુરાના ભોગી રે, એનો જાણે છે મહિમા જોગી રે;
એને ભજતાં થવાય અરોગી રે. સિ૦ ૨
ફાવે સુંદર હાર ફણુાળા રે, જગજીવન દેવ જટાળા રે;
રુડા લાગે છે રૂપાળા રે. સિ૦ ૩
એને ભજતાં મીટે સર્વ ખામી રે, બ્રહ્માનંદ કહે શિર નામી રે;
નર રૂપ શંભુ બહુનામી રે. સિ૦ ૪

પદ ૮૨૩ મું.

સિદ્ધેશ્વર દેવની બલિહારી રે, એની મૂર્તિ મનોહર પ્યારી રે. ટેક૦
કાજુ કુંડળ કાને લળકે રે, વળી ચંદ્ર કપાળે ઝળકે રે;
એને ગંગ જટામાંહી ખળકે રે. સિ૦ ૧
એના ગાયા છે ગુણ શેષે રે, કંઇક અમર થયા ઉપદેશે રે;
શોભે નીલકંઠ નર વેશે રે. સિ૦ ૨
શોભે મસ્તક ફૂલના તોરા રે, ચિદધ્યાયી અધિક ચિત્ત ચોરા રે.
ગુણનાથ શંભુ તન ગોરા રે. સિ૦ ૩
એ તો દેવના દેવ કહાવે રે, એને પૂજે તે મહા સુખ પાવે રે;
બ્રહ્માનન્દ હેતે ગુણ ગાવે રે. સિ૦ ૪

પદ ૮૨૪ મું.

સિદ્ધેશ્વર દેવ પ્રગટ વિરાજે રે, નિજ જનને તે ખુબ નિવાજે રે. ટેક.
જગ થાય જાય† ભ્રુકુટી વિલાસે રે, એને ઇંદ્રાદિક દેવ ઉપાસે રે;
ભાવે ભજતાં તે જગત નવ ભાસેરે. સિ૦ ૧
રાજે અચળ સદા એક રંગે રે, શોભે પાર્વતી નિત્ય સંગે રે;

---

* શોભે. † જગ થાય (ઉત્પન્ન થાય), જાય (લય થઈ જાય).

અતિ ગૌર મનોહર અંગે રે. સિ૦ ૨
એની મૂર્તિ જે ઉરમાં આણે રે, તે તો મુક્ત મહા સુખ માણેરે;
વળી મહિમા તે વેદ વખાણે રે. સિ૦ ૩
હર સેવકના દુઃખ હારી રે, કરુણાનિધિ મગળ કારી રે;
બ્રહ્માનંદ જાય બલિહારી રે. સિ૦ ૪

### પદ ૮૨૫ મું-રાગ સોરઠ.

દેવ સિદ્ધેશ્વરકી બલિહારી દે૦
ગૌર અગ નવરંગ મનોહર, ગિરિજા સંગ સદા અતિ પ્યારી. દે૦ ૧
નીલકંઠ નરરૂપ નિરંજન, જન રંજન શંકર સુખકારી દે૦ ૨
લોચન લાલ ભાલ શશિ સુંદર, લાગી રહત નિત્ય ધ્યાન ખુમારી દે૦ ૩
બ્રહ્માનંદ સિદ્ધેશ્વરકી છબી, નિરખત મગન રહત નર નારી દે૦ ૪

### પદ ૮૨૬ મું.

ચાલ સિદ્ધેશ્વરકી મસ્તાની. ચા૦
ચાલ મસ્ત શશિ ભાલ મનોહર, શિશ જટા નહિ જાત બખાની. ચા૦ ૧
સદા ઉમગ ભરે શિવશંકર, વામ અંગ નવરગ ભવાની ચા૦ ૨
વૃષભારૂઢ ગૂઢ અતિ પ્રાક્રમ, નહીં જાનત નર મૂઢ અજ્ઞાની ચા૦ ૩
આનંદ કંદ મનોહર મૂર્તિ, બ્રહ્માનદ સદા સુખદાની ચા૦ ૪

### પદ ૮૨૭ મું-રાગ પ્રભાતિ આરતી.

જય શિવશંકર જય શિવશકર, પાપ ખયકર પ્યારે (૨);
ત્રિભુવનસે ગતિ રહિત નિરતર (૨), અગનિત ચરિત્ર તુમારે. જ૦ ૧
અકળ અપાર પાર કોઉ ન લહે, નેતિ નિગમ પોકારે (૨);
સબ જગસાર ઉદ્ધારણ સબકે (૨), ફીરત મનુજ તનુ ધારે. જ૦ ૨
ગૌર વર્ણ તનુ તરુણ હરણ અઘ, આયે શરણ ઉગારે (૨);
અભરાભરણ કરણ જગ મંગલ (૨), જનજ મરણ નિવારે. જ૦ ૩
ગૌરી સગ અંગ અતિ ઉમંગ, મુગટ ગંગ મતવારે (૨);
અપને રગ ઉમગ અનોપમ (૨), ભવ ભય ભજન હારે. જ૦ ૪
મેટન ફદ મદ જન કેરે, આનંદ કદ અપારે (૨);
સબ જગવિંદ* છંદ જસ ગાવન (૨), બ્રહ્માનંદ બલિહારે. જ૦ ૫



* જગવધ.

# શૃંગાર વિલાસ.

## સ્વરૂપ વર્ણન.

### પદ ૮૨૮ મું–રાગ ગરબી.

મારા મીઠડા બોલા માવ હો, નદના લાલ જાઉં તારે વારણે;
અલબેલા મંદીર મારે આવ હો, નં૦ ૧
ચંપા કળીયે બીછાવું હું તો સેજડી, કરુ ભોજનીયાં તમ કાજ હો નં૦ ૨
વાલા આવી બીરાજો મારે ઓરડે, રંગડાના ભીના વ્રજરાજ હો. નં૦ ૩
રસીયાજી બંદી છું હું તો રાજની, તક રાખી કરીશ સરવે ટેલ હો. નં૦ ૪
મારાં નેણાં સુફળ કરો નાથજી, છોગાવાળા મનોહર છેલ હો. નં૦ ૫
તમ સાથે બધાણી મારી પ્રીતડી, વારી સુંદર શ્યામ સુજાણ હો. નં૦ ૬
હવે જાણો પોતાની મુને જાદવા, બ્રહ્મમુનિના જીવણ પ્રાણ હો નં૦ ૭

### પદ ૮૨૯ મું.

લટકાળા કુંવર નંદલાલ હો, રસીઆ મુને લાગી છે તારી મોહની;
તમે ભુધર લખ્યા છો મારે ભાળ હો, ર૦ ૧
છોગાવાળા છબીલા તારે છોગલે, મારુ ચિત્ત જોઈ જોઈ લલચાય હો. ર૦ ૨
વ્રજનારીના જીવન વાલમા, તારી મુરતિ વસિ છે ઉરમાંય હો. ર૦ ૩
હું તો રીઝી સલુણા તારા રૂપમાં, મારા હૈડાંના નૌતમ હાર હો. ર૦ ૪
વારી રહો માં રસિક ક્ષણ વેગળા, છેલા ડોલરીઆ સરદાર હો. ર૦ ૫
સુખરાશી મનોહર શ્યામલા, આવી તમથી બંધાણા મારા પ્રાણ હો. ર૦ ૬
અલબેલા પ્રીતમ તારે ઉપરે, બ્રહ્મ મુની જાય કુરબાણ હો. ર૦ ૭

### પદ ૮૩૦ મું.

રગડાના ભીના રંગરેલ હો, વ્રજના જીવન રીઝી તારા રૂપમાં;
તારાં નેણાં અજબ અલબેલ હો, વ્ર૦ ૧
જોઈ ત્રપત ન થાય મારી આખડી, મારે હાથ ન લાગે ઘરકાજ હો. વ્ર૦ ૨
કહાના ચટક રંગીલી તારી ચાલમાં, માહારુ મનડું મોહ્યું છે મહારાજ હો. વ્ર૦ ૩
રુડી આડ કેસર કેરી શોભતી, કાને કુંડળ નવલ ચિત્ત ચોર હો. વ્ર૦ ૪
પ્યારા લાલ કસુંબી ઝીણી પાઘમે, ફૂલ તોરા બીરાજે બેઉ કોર હો. વ્ર૦ ૫
મરમાળી રૂપાળી તારી મૂરતી, જોઇ જીવે ગોકુળીયાની નારી હો. વ્ર૦ ૬
અલબેલા કુંવર તમ ઉપરે, બ્રહ્મમુનિ જાયે બલિહારી હો. વ્ર૦ ૭

### પદ ૮૩૧ મું.

નટનાગર બિહારી લાગો નેડો, હો ગુમાનીડા જાદુ કર્યા છે કાંઇ જાદવા;
હરિ તમથી બંધાણો મારો નેહડો, હો૦ ૧
મુને ભુરકી નાખીરે કોઇ ભાતની, ચિત્ત લીધું નયનમાં ચોરી. હો૦ ૨
જોયા વિના ન થાય સુખ જીવમાં, ગલે ડારી પ્રીતમ રસ દોરી. હો૦ ૩
છેલા નવલ રંગીલું તારુ છોગલું, જોયું ઘુઘટ કેરી ઓટ. હો૦ ૪
વાલા તેરે દહાડાથી તન માહરે, લાગી અતર અલૌકિક ચોટ હો૦ ૫
મરમાળી રસીલી તારી મોરલી, તેણે લીધું મોહન મન તાણી હો૦ ૬
રસ રૂપી સલુણા તારા રાગમે, બ્રહ્મ મુનિ કહે હું વેધાણી હો૦ ૭

### પદ ૮૩૨ મું-રાગ ગરબી.

તારી મુખની લાવણ્યતા મીઠીરે, મોહન વનમાળી;
એવી ત્રિભુવનમાંઈ નવ દીઠી રે, મુરતિ મરમાળી. તા૦ ટેક.
ચટક રંગીલા તારા મોલીડાને છેડે, મનડું ડોલે છે કેડે કેડે રે મો૦ ૧
રંગડો જામ્યો છે પુલડાંનેરે તોરે, ભમર ભમે છે ચહુ કોરે રે. મો૦ ૨
ભાલ તિલક કેસર કેરુ રાજે, મુખ જોઈ શશિયર લાજે રે. મો૦ ૩
બ્રહ્માનંદ કહે સરવસ વારુ, રૂપ જોઇને વહાલા તારુ રે. મો૦ ૪

### પદ ૮૩૩ મું.

તારાં લટકાં પ્યારાં મુને લાગેરે, લેહેરી લટકાળા;
હું તો રીઝી સલુણા ઘેરે રાગેરે, છેલા છોગાળા. તા૦ ટેક.
સુંદર નેણ કમળ દળ જેવી, ભ્રુકુટી ભ્રમર રહ્યા સેવીરે. લ૦ ૧
ગૌર કપોલ સુભગ તીલ ત્રાજુ, કોમળ નાસા કાજુરે. લ૦ ૨
અધર ઉપર જાણે કંકુ ઢળીયું, દાંત દાડમ કેરી કળીયુંરે. લ૦ ૩
બ્રહ્માનંદ કહે સામું જોઇને, મનડું લીધું છે મારુ પ્રોઇનેરે. લ૦ ૪

### પદ ૮૩૪ મું.

વહાલી લાગે છે મુખડાની વાણીરે, પ્રીતમજી પ્યારા;
મીઠે મરકલડે લોભાણી રે, સુન્દર વર સારા. વ૦ ટેક.
નટવર આડી નજરે નિહાળી, રંગડાની રેલું વાળીરે. પ્રી૦ ૧
મધુર મધુર મુખ હાસ કરીને, લીધા છે પ્રાણ હરીનેરે. પ્રી૦ ૨
મનમોહન તારી નૌતમ મૂરતિ, નીમખ ન મેલું મારા ઉરથીરે. પ્રી૦ ૩
બ્રહ્માનંદ કહે રીજી તારે રાગે, અહોનીશ રહેજો મારે આગેરે. પ્રી૦ ૪

## પદ ૮૩૫ મું.

તારાં છોગલીયાંની છબી ભારી રે, કુંવર કાનુડા;
છેલા ગુણવંતા ગિરિધારી રે, લાગો છો રુડા. તા૦ ટેક.
પ્રાણજીવન શીર કેશ રૂપાળા, કાળા ખીંતલીઆળા રે. કું૦ ૧
લાલ કસુંબી તારા મોલીડાને ચટકે, જોઇને મોહી છું કર લટકેરે. કું૦ ૨
કુંડલની છબી નથીરે કહેવાતી, નીરખી ઠરે છે મારી છાતી રે. કું૦ ૩
બ્રહ્માનન્દ કહે રહોને રંગીલા, આંખડલીમાં અલબેલા રે. કું૦ ૪

## પદ ૮૩૬ મું–રાગ ગરબી.

છેલા તારુ છોગલું અતી સારુંરે, જોઈ મોહી રહ્યું મન મારુ રે. છે૦ટેક૦
રુડા લટકાં કરો છો લેહેરીરે, બાંધી પાઘ ગુલાબી ઘેરી રે;
મારી નિરખી આંખડલી ઠેરી. છે૦ ૧
જોઇને મોહી છું ચંદન ખોરેરે, તારી મૂરતિ વસી દીલ મોરે રે;
કીધી ઘાયલ ફૂલાંકેરે તોરે. છે૦ ૨
કાજુ શોભે છે ભમર કાનસીયાંરે, બહુ અત્તરમે રસબસિયા રે;
બ્રહ્માનંદને આવી દીલ વસીયા. છે૦ ૩

## પદ ૮૩૭ મું.

આવો આવો લાલજી લટકાળારે, મોતીડાની પેરાવું હું માળારે. આ૦ ટેક.
કાજુ ફુલડે તે સેજ બીછાવુંરે, આગે પગભર ઉભી ગાવુંરે;
આવો મંદિરમાં પધરાવું. આ૦ ૧
દુધ પાઈશ ગાવડલી દોઇનેરે, માંઈ નાખીશ શાકર ધોઈનેરે;
રાખું આંખડલીમાં પ્રોઇને. આ૦ ૨
ભાવે આવોને રંગડાના ભરીયારે, હેતે પ્રાણ મારા તમે હરીયારે;
બ્રહ્માનંદના વાલા ડોલરીયા. આ૦ ૩

## પદ ૮૩૮ મું.

રસીલા લાલજી રંગભીનારે, આવો છેલ કુંવર નંદજીના. ર૦ ટેક.
તમને મળવાને મન મારું ધાંખ્યુંરે, લોકે જેમ કહ્યું તેમ સાંખ્યુંરે;
જોવા કાજે આતુર થાય છે આંખ્યું. ર૦ ૧
નિરખ્યા કાજ ઉભી ચઢી મેડેરે, મારુ મનડું ડોલે તમ કેડેરે,
હું તો મોહી છું પાઘડલીને છેડે. ર૦ ૨
નટનાગર છેલ નાનુડારે, માથે નવલ મોતીડાના જુડારે;
બ્રહ્માનંદના વાલા લાગો રુડા. ર૦ ૩

### પદ ૮૩૯ મું.

કહાના તારા રૂપની બલિહારીરે, મનવૃત્તિ લોભાણી છે મારી. ક૦ ટેક.
કાને કુંડળ નૌતમ રાજેરે, છોગાં નવલ કલંગી છાજેરે;
આવે દેવ ત્રીયા જોવા કાજે. ક૦ ૧
પુલ ગજરા બાજુબંધ ફાવેરે, છબી ચિત્તડાંને લલચાવે રે;
જોતાં નેણુ ત્રપત ન થાવે. ક૦ ૨
રંગે ખેલો છો પલવટ વાલીરે, વાઓ છો મોરલી રૂપાળી રે;
બ્રહ્માનંદના વહાલા વનમાળી. ક૦ ૩

### પદ ૮૪૦ મું–રાગ ગરબી.

રાતી રૂપાળી તારી આંખડી મેહેરમજી,
શરદ કમળ કેરાં ફુલરે રંગીલા વહાલા,
આવી બીરાજો મારે ઓરડે હો રસીઆ. ટેક
શોભે રંગીલું તારે છોગલું મેહેરમજી;
સોનેરી પાઘ અમુલ રે રંગીલા વહાલા, આ૦ ૧
જાદુગારી છે તારી મૂરતિ મેહેરમજી;
જોઈને લોભાણું મારુ ચિત્તરે રંગીલા વહાલા, આ૦ ૨
રૂપ તમારુ રળીઆમણું મેહેરમજી;
પ્રાણુ સનેહી વાધે પ્રીતરે રંગીલા વહાલા, આ૦ ૩
મુને લાગી છે તારી મોહની મેહેરમજી;
મુખડુ જોઇને સુખ થાય રે રંગીલા વહાલા, આ૦ ૪
વ્રજના જીવન તારે ઉપરે મેહેરમજી;
વારી બ્રહ્માનંદ જાય રે રંગીલા વહાલા, આ૦ ૫

### પદ ૮૪૧ મું.

ફુલડાંના હાર પેહેરી પુટડા હો કહાનજી;
લટકાં કરો છો નદલાલરે રસીલા વહાલા,
મુજને લાગે છે પ્યારી શ્યામ તારી મૂર્તી. ટેક.
અતીશે શોભે છે મારુ આંગણું હો કહાનજી;
ચાલો છો ગજગતિ ચાલરે રસીલા વહાલા, મુ૦ ૧
જગથી ન્યારી છે તારી બોલની હો કહાનજી;
રસિયા ન્યારી છે તારી રીતરે રસીલા વહાલા, મુ૦ ૨

આવી વસ્યા છો મારે અતરે હો કહાનજી;
ગુણીઅલ લોભાણી તારે ગીતરે રસીલા વહાલા, મુ૦ ૩
મનડુ ઘુમે છે તારા કેફમાં હો કહાનજી;
તનડું થયું છે ગુલતાન રે રસીલા વહાલા, મુ૦ ૪
જોઈને જાય છે તારા રૂપને હો કહાનજી;
બ્રહ્માનંદ તે કુરબાન રે રસીલા વહાલા, મુ૦ ૫

પદ ૮૪૨ મું.

મોહી છું રગીલા તારા રંગમાં હો માવજી;
વાલા લાગો છો વ્રજરાજરે કોડીલા કાના,
નેડો બધાણો મારા નાથ તારા નેણમાં. ટેક.
કહાન કુંવર તારે કારણે હો માવજી;
મેલી મે લોક કેરી લાજ રે કોડીલા કાના, ને૦ ૧
રંગડો ચડ્યો તમારા રૂપનો હો માવજી;
બારી કાઢી છે જગ બીક રે કોડીલા કાના, ને૦ ૨
મુને લાગી છે તારી આંખડી હો માવજી;
થઈ છું દીવાની ઠીકોઠીક રે કોડીલા કાના, ને૦ ૩
વેધી લીધી છે મને વાતમાં હો માવજી;
હૈડું રહ્યુ નહીં મારુ હાથ રે કોડીલા કાના, ને૦ ૪
ચટકી લાગી છે મારા ચિત્તમાં હો માવજી;
નીરખી બ્રહ્માનંદના નાથ રે કોડીલા કાના, ને૦ ૫

પદ ૮૪૩ મું.

હળવે હીંડો છો હેતે હેરતા હો નાથજી;
નીરખી ઠરે છે મારાં નેણ રે મરમાળા માવા,
વહાલી લાગે છે મુને છેલા તારી વાતડી. ટેક.
રટના લાગી તમારા રૂપની હો નાથજી;
કોઈનું ન માનું હવે કહેણ રે મરમાળા માવા, વ૦ ૧
ઘેલી ફરું તમારા ગીતમાં હો નાથજી;
ભૂલી શરીર કેરું ભાન રે મરમાળા માવા, વ૦ ૨
આઠો પહોર રહે છે અંતરે હો નાથજી;
રસિયા વાલમ તારુ ધ્યાન રે મરમાળા માવા, વ૦ ૩
બ્રહ્માનંદના વાલમા હો નાથજી;
સારા લાગો છો પ્યારા શ્યામ રે મરમાળા માવા, વ૦ ૪

નંદ નંદન તમ ઉપરે હો નાથજી;
વારી નાખ્યું છે ધન ધામ રે મરમાળા માવા, વ૦ ૫

પદ ૮૪૪ મું–રાગ ગરબી.

ઓરા આવો મારા લેરખડા લેરી, કીધો તમ સારુ મેં જગ વેરી. ઓ૦ ટેક.
કાજુ નૌતમ જામા જરકશીયા, શોભે પાઘડલિ શિર સોનેરી. ઓ૦ ૧
નંગ જડીએલ બાજુ બેરખડા, કર પોંચી હેમ કડાં પેરી. ઓ૦ ૨
તમે રસીયા રગડાના ભરીયા, મુખ મોરલડી વાતા ઘેરી. ઓ૦ ૩
બ્રહ્માનન્દના છેલા છોગાલા, ચાલો ચાલ મલપતા ગજકેરી. ઓ૦ ૪

પદ ૮૪૫ મું.

મરમાળા મન માન્યા માવા, શેને આંખડલી આગે આવા. મ૦ ટેક.
તારા મનમોહન મીઠાં વેણાં, આવો શ્યામ તમે મુને સંભળાવા. મ૦ ૧
નિત્ય વાલમ આવો મારે મંદીરીયે, રુડી ચાલ ચતુરાઈ શીખાવા. મ૦ ૨
તમે નાવો તો હું નંદજીને ફળીએ, બહુ હેત કરીને આવું બોલાવા. મ૦ ૩
બ્રહ્માનન્દના બાલ સનેહીડા, રાખું જોર કરીને નહીં દેવું જાવા. મ૦ ૪

પદ ૮૪૬ મું.

વાલું લાગે મુને મોહન મુખ તારુ, છે જો પુરણ ચદ્રથકી સારું. વા૦ ટેક.
તારા મુખડાની મીઠી લાવણ્યતા, જોઇ કોટી કોટી કદર્પ વારું. વા૦ ૧
શુભ ગૌર કપોલે તીલ ત્રાજુ, તેમાં લોભાણું મનડું મારું. વા૦ ૨
તારા મુખની શોભા મરમાલા, નિત્ય નિરખી અંતરમાં ધારું. વા૦ ૩
બ્રહ્માનન્દ કહે વશ કીધી મુજને, છે જો કોડીલું કામણ ગારુ. વા૦ ૪

પદ ૮૪૭ મું.

તારી મુરતી મન માની મારે, હવે શકા જગની કોણ ધારે. તા૦ ટેક.
લટકાળા તમને લાડકડા, મે તો દીઠેલ જમુનાને આરે. તા૦ ૧
મનમોહન સુંદર મોલીડે, તોરા કુલતણા ઝુકીયા તારે. તા૦ ૨
શુભ નાસા દીપ સમાન બણી, કંજુ નેણ કમલ કેરે અનુસારે. તા૦ ૩
બ્રહ્માનન્દના હાર હજારીડા, હું તો જીવું છું તુંને દેખું જયારે. તા૦ ૪

પદ ૮૪૮ મું–રાગ ગરબી.

છેલ છબીલા તારે છોગલે રે, મારું ચતુર લોભાણું ચિત્ત, છેલ છોગાળા;
ચટક રંગીલી રુડી ચાલને રે, જોઈ પ્રીતમ વાધે પ્રીત, લાલ લટકાળા. ૧
કામણગારી તારી મૂર્તિ રે, મારે અટકી અંતરમાંય, કહાન કેસરીયા;
નટવર તુજને નિરખતાં રે, મારાં નેણાં ત્રપત ન થાય, દીલડાના દરિયા. ૨

આવો છો નીત પ્રત્યે ઓરડે રે, મારા પ્રાણતણા આધાર, દર્શન દેવાને;
હાથ કડાં રે બેઉ હેમનાં રે, પેર્યા મોતીડાના હાર, મનડાં લેવાને. ૩
રુડા લાગો છો વારી રાજવી રે, પ્યારા સુંદર શ્યામ સુજાણ, ગુણીયલ ગિરિધારી;
નીમખ ન મેલું મારા નાથજી રે, બ્રહ્માનંદના જીવન પ્રાણ, તમપર બલિહારી. ૪

પદ ૮૪૯ મું.

અલવિલારે તારી આંખડીરે, છે જો કમલ તણે આકાર, મોહન મરમાળા;
લાવનતામાં તારી લાલજીરે, મારે લગન લગી એક તાર, હરીવંર હેતાળા. ૧
બોત રસીલી રુડી બોલણી રે, સુણી મોયું ગોકુળ ગામ, લટકાળાલેરી,
વ્રજજીવન વરણાગીઆરે, રુડા લાગો છો સુંદર શ્યામ, પિતાંબર પેરી. ૨
બાંધ્યા નૌતમ બેરખા રે, કાજુ કુંડળ પેરી કાન, શ્યામ શોભો છો;
વસ કીધી રે વ્રજવિનતા રે, તમે વાલમ ભીને વાન, મનડાં લોભો છો. ૩
ફેટાં ઉપર ફુટડાં રે, વારી ફરતાં છાયા પુલ, પ્રીતમ પાતલીયા;
બ્રહ્માનંદના વાલમા રે, તારી આ છબી અજબ અમુલ, છેલ શામળીયા.* ૪

પદ ૮૫૦ મું.

દાંત દાડમકેરા બીજડા રે, શોભે નાસા દીપ સમાન, વ્રજના અજુવાલા;
મોહન ગૌર કપોળમાં રે, થઈ વ્રજનારી ગુલતાન, મેરમ મતવાલા. ૧
કામણગારા કાનજી રે, તારુ રસીક મનોહર રૂપ, ઉભી જોવાને;
ભુધર કીધું ભાળમાં રે, તમે કેશર તિલક અનુપ, મનડાં મોવાને. ૨
અધર પ્રવાળાં સરખાં રે, તારું મુખડું પુરણ ચંદ, નટવર નાગરજી;
બહુ નામી રૂડી બની રે, તારી બાનક બાલમુકુદ, સુખના સાગરજી. ૩
કાજુ પેરી તમે કોટમાં રે, વારી મોતીડાંની માળ, સુંદર વર છેલા;
બ્રહ્માનંદનું મન ઝાલવા રે, માંડી પ્રેમ તણી એ જાળ, રંગડાના રેલા. ૪

પદ ૮૫૧ મું.

શ્વેત પેર્યા રે તમે શોભતાં રે, વાલા અબર ઝીણા અંગ, શ્વેતદ્વીપ વાસી;
શ્વેત કુસુમ માળા બણી રે, તાર રસીક છેલ નવરંગ, સુંદર સુખરાશી. ૧
શ્યામ નયણની સાનમાં રે, મુને વશ કીધી બલવીર, કુંજવિહારીજી,
તનની સુધ ભુલી ગઇ રે, હું તો ભુલી ભરવું નીર, જોઈ છબી તારીજી. ૨
અજબ નવલ શોભા બની રે, તારી અખીલ ભુવનના ઈશ, નંદજીના નંદા;
ચાલ ચતુર તારી શીખવા રે, ઉભા ગજ ડારે રજ શીશ, વાલમ વ્રજચંદા. ૩
મન મારુ મોઇને રહ્યું રે, તારા ગજરામાં ગોવિન્દ, મોહન મદમાતા;
નવલ રગીલી છબી ઉપરે રે, જાયે વારી બ્રહ્માનંદ, અવીચળ સુખદાતા. ૪

* "બ્રહ્માનંદના વાલમા રે, તારી છબી અજબ અમૂલ, છેલ વર શામળીઆ" પાઠાન્તર છે.

પદ ૮૫૨ મું.–રાગ ગરબી.

ઘોળી જાઉ ગિરિધારી, લાગી મુને લેરખડા આવી આંખડલી તારી રે. ઘો૦ ટેક

વ્રજના જીવન વાલમા, તારી અજબ આંખડી;
જોતાં પેલી જાદવા, હું તો ઘાયલ થઈ પડી રે. ઘો૦ ૧

અંબર ભૂલી ઓઢવાં, ભૂલી કાંબી ને કડલાં;
હરીવર રહ્યાં છે હાથમાં, મારે ઘરનાં કામડલાં રે. ઘો૦ ૨

રસિયા તારા રૂપમાં, રહ્યું છે મન મારું મોઈને;
બ્રહ્માનંદના વાલમા, લીધી નેણુમાં પ્રોઈને રે. ઘો૦ ૩

પદ ૮૫૩ મું.

સલુણા છોગાળા, શોભે તારે છેલ વર મોતીની માળા રે. સ૦ ટેક

રીઝી તારા રૂપમાં, હું તો રૂપાળા રસીયા;
છેલ છબીલા શ્યામળા, મારા અતરમાં વસીયા રે. સ૦ ૧

મીઠા બોલા મુરતી તારી, ભાવ કરી ભાળી;
આવી વસી અતરમાં, મારે મોહન વનમાળી રે. સ૦ ૨

નાસા તારી નમણી, કાજુ નેણાં કંકોળી,
બ્રહ્માનંદના વાલમા, જાઉ મુખ ઉપર ઘોલી રે. સ૦ ૩

પદ ૮૫૪ મું.

વારી જાઉ વનમાળી, મનડું મોહ્યુ મારુ તારી ભ્રુકુટી ભાળી રે. વા૦ ટેક.

લોચનીયાં અલબેલડા, તારાં ભવ તણાં ભરીયાં;
હેતે સામું હેરતાં, મારાં દુખડલાં હરીયાં રે. વા૦ ૧

વાલમ રહો મા વેગળા, ઘડી રગડાના રેલા;
ઠેરી અંતર ઠાવકી, આવી છબી તારી છેલા રે. વા૦ ૨

હરીવર હૈડામાં કર્યા, તમે આવી ઉતારા,
બ્રહ્માનન્દના વાલમા, વારી છો જીવન મારા રે. વા૦ ૩

પદ ૮૫૫ મું.

રસિયા નવરગી, ભાળી તુને ભુધરા મારી આંખ્યું ઉમગી રે. ર૦ ટેક

શરદ પુનમ શશી સારખું, છે જો મુખ તારુ માવા·
નટવર રાખ્યા નેણુમાં, મે તો આવા ને આવા રે. ર૦ ૧

મોહ બંધાણો માહરે, આવી છોગલીયે તારે;
જોઈ મગન થઈ જાદવા, જાણે ચિત્રી ચિતારે રે. ર૦ ૨

માણુસ ઘોલ્યાં મુજને, આવી કેહેતા મર કોટી;
બ્રહ્માનન્દના વાલમા, છબી ચિત્તડામાં ચોટી રે. ર૦ ૩

પદ ૮૫૬ મું-રાગ ગરબી.

મુને વાહી લાગે રંગીલા તારી મૂર્તિ રે,
રંગના ભિના રસિક વ્રજ રાજ રે;
કોડીલા છેલા કાનુડા તારે કારણે રે,
મેલી મેં તો સગા કુટુંબની લાજ રે. મુ૦ ૧
પ્રોવાણી મનમાં આવીને તારી પાઘડી રે,
છે જો કાંઇ ચટકે કસુંબી રંગચોળ રે;
બહુ રુડી લાગે અલોકીક બાંધણી રે,
આંટ્યો છે અજબ અલોકીક ડોળ રે. મુ૦ ૨
બની છે નવલ કલંગી વાંકડી રે,
જડીયલ હીરા લાલ ઝવેર રે,
રુડા છુટા પેચ દીસે છે રળીઆમણા રે,
લટકે ગજ મોતીડાંની લેર રે. મુ૦ ૩
ભાવે મે તો તીલક કેસર કેરુ ભાળીયું રે,
તે દીથી ચિત્તડું થયું છે ચકચૂર રે;
બ્રહ્માનંદ કહે રસીલા મારા વાલમાં રે,
ન કરુ લોચનીયાંથી ઘડી દૂર રે. મુ૦ ૪

પદ ૮૫૭ મું.

છોગું તારુ ખુલ્યું આવીને મારા ચિત્તમાં રે,
રટના લાગી છે દીન રાત રે;
થઈ મતવાળી ડોલું છુ આનદમાં રે,
ભાળી તારાં નવલ મોલીડાંની ભાત રે. છો૦ ૧
ભારી અતી શોભા અલોકીક ભાલની રે,
જાદવ મુખથી કહી નવ જાય રે;
ભ્રુકુટી વંકી રગીલી ભરી ભાવની રે,
જોઈ જોઈ દેવ ત્રિયા લોભાય રે. છો૦ ૨
અતી અણીઆળી ગુલાબી ઘેરી આંખડી રે,
હૈડે નવલ ગુલાબી હાર રે;
કાજુ ગજ મોતી બીરાજે બેઉ કાનમાં રે,
પ્યારા મારે જોઇને વાધે છે ઘણો પ્યાર રે. છો૦ ૩
નમણી ઉંચી અલોકીક નાસીકા રે,
ગીરધર શોભે ગૌર કપોલ રે;

છેલ છબીલા તારા રૂપ સમુદ્રમાં રે,
કરે છે બ્રહ્માનંદ કલ્લોલ રે. છો૦ ૪

પદ ૮૫૮ મું.

પાતળીયા સંગાથે બંધાણી મારે પ્રીતડી રે,
એ વિના ઘડી રહ્યું નવ જાય રે;
એની વણુ દીઠે વધે છે ઉર વેદના રે,
દીઠાથી તનડું ટાઢું થાય રે. પા૦ ૧
છોગાંવાળા રૂપાળા રંગ છેલની રે,
ચિત્તમાં ખુંતી અલોકીક ચાલ રે;
કામણગારો પ્યારો છે મારા પ્રાણથી રે,
નટવર લટકાળો નંદલાલ રે. પા૦ ૨
ફાવે છે ગજરા મનોહર ફુલના રે,
પેર્યા છે હેમ કડાં બેઉ હાથ રે;
મરમાળી જોઈને રૂપાળી એની મૂરતી રે,
મન મારુ મોયું સલુણા સાથ રે. પા૦ ૩
કેસરીયો જામો નવલ કોડામણો રે,
પેર્યો છે મનડાં લેવા કાજ રે;
માવે વ્રજનારીને લગાડી મોહની રે,
બ્રહ્માનંદને વાલે વ્રજરાજ રે. પા૦ ૪

પદ ૮૫૯ મું.

આવીને અચાનક લાગી મુને આંખ રે,
જોને એની કહાનકુંવરની જોર રે;
સાંજને ટાંણે આવતા વાલો સેરીયે રે,
સામો મળીએલ નંદકીશોર રે. આ૦ ૧
હસીને છેલ છબીલે સામું હેરીયું રે,
તેનો કોઈ ભેદુ જાણે ભેદ રે;
ચિત્તડું મોયું લખાણિ જાણું ચિત્રમાં રે,
થયાં છે કાંઈ છાતલડીમાં છેદ રે. આ૦ ૨
લાગતાં પેહેલી પડી હું તો પ્રેમમાં રે,
ધ્રુજે તન ધરણી ટકે નહીં પાવ રે;
બારલાં માણુસ ન જાણે એ વેદના રે,
થયો છે મારે અંતર અલોકીક ધાવરે. આ૦ ૩

હવે મારે ઓસડ ન આવે બીજા અરથમાંરે,
ભોળાં તમે માણુસ મેલો ભીડ રે,
જ્યારે બ્રહ્માનંદનો વાલો વૈદ્ય ભેટશે રે,
ત્યારે સરવે તનની જાશે પીડ રે. આ૦ ૪

પદ ૮૬૦ મું–રાગ ગરબી.

પાઘડલી તારી પ્યારી રે, નંદલાલ રંગીલા;
છબીદાર સોનેરી સારી રે, નદલાલ રંગીલા.
લુંબાલી અજબ કલગી રે. ન૦ રુડી ઉપરણી નવરંગી રે. ન૦ ૧
મોતિડાંની લેરુ મેલી રે. નં૦ શોભા જોઈ થઈ હું ઘેલી રે. ન૦ ૨
પેચુમાં પુલડાં ધરીયાં રે. નં૦ તેણે ગોપિનાં મન હરિયાં રે. ન૦ ૩
બ્રહ્માનંદ કહે તોરો લટકે રે. નં૦ જોઈ ઘર ખોયું નવ ખટકે રે. નં૦ ૪

પદ ૮૬૧ મું.

કાજુ ભાલ તીલક કેશરનું રે, વ્રજરાજ વિહારી;
જોઈ કારજ ભૂલી ઘરનું રે, વ્રજરાજ વિહારી.
ભ્રુકુટી અતિ રંગ ભરી છે રે, વ્ર૦ નિરખી મારી નજર ઠરી છે રે. વ્ર૦ ૧
કાંઈ આંખડલી ફંકોલી રે, વ્ર૦ જોઈ સરવસ નાખુ ઘોળી રે. વ્ર૦ ૨
નાસાની શોભા નોખી રે, વ્ર૦ નિરખે શિવ જેવા શોખી રે. વ્ર૦ ૩
બ્રહ્માનંદ કહે વદન રૂપાળું રે, વ્ર૦ જોઈ અંતર થાય અજવાળું રે. વ્ર૦ ૪

પદ ૮૬૨ મું.

કાને કુંડળીયાં નંગ જડીયાં રે, છેલા શ્યામ સુહાગી;
જોઈ જીવું હું એ વડીયાં રે, છેલા શ્યામ સુહાગી.
તીલ શ્યામ કપોલે તારે રે, છે૦ મનડામાં ખુતલ મારે રે. છે૦ ૧
રુડાં અધર પ્રવાલાં તોલે રે, છે૦ જોઈ વ્રજ ત્રીય ઘેલી ડોલે રે. છે૦ ૨
દાંતુની શોભા ભાળી રે, છે૦ મુખ લાવનતા મરમાળી રે. છે૦ ૩
બ્રહ્માનંદ કહે રીઝી રેખામાં રે, છે૦ આવ્યો જન્મ હવે લેખામાં રે. છે૦ ૪

પદ ૮૬૩ મું.

ભુજબધ જડાઉ ભારી રે, રગરેલ રસીયા;
બાંધ્યા મન હરવા મોરારી રે, રગરેલ રસીયા.
ગલે મોતી માળ અમૂલી રે, રં૦ જોઈ વ્રજ વીનતા તન ભૂલી રે. રં૦ ૧
સુંદર ઉપડતી છાતી રે, રં૦ તેની શોભા નથી કેવાતી રે. રં૦ ૨
રુડું પેટ પોયણનું પાનું રે, રં૦ દેખી ગોકુળ થયું દીવાનું રે. રં૦ ૩
બ્રહ્માનંદ કહે કમર કસી છે રે, રં૦ મારા અંતર માંહી વસી છે રે. રં૦ ૪

### પદ ૮૬૪ મું–રાગ ગરબી.

તારે ચટક રંગીલો છેડલો, અલબેલા રે;
કાંઈ નવલ કસુંબી પાઘ, રંગના રેલા રે.
શીર અજબ કલંગી શોભતી, અ૦ હૈડામાં રાખ્યા લાગ. રં૦ ૧
મોલીડું છાયું મોતીયે, અ૦ ફુલડાંની સુંદર ફોર. રં૦ ૨
ગેરે રંગે ગુચ્છ ગુલાબના, અ૦ જોઇ ભ્રમર ભમે તે ઠોર. રં૦ ૩
તારી પાઘડલીના પેચમાં, અ૦ મારૂં ચિત્તડું થયું ચકચૂર. રં૦ ૪
બ્રહ્માનન્દ કહે તારી મૂરતિ, અ૦ વણ દીઠે ઘેલડી તૂર. રં૦ ૫

### પદ ૮૬૫ મું.

કેસરનું તીલક સોહામણું, ગિરિધારી રે;
ઝળકે છે સુંદર ભાલ, જાઉ બલિહારી રે.
રસ રેખડલી વીલસી રહી, ગિ૦ નીરખીને થઇ છું નીહાલ. જા૦ ૧
વારી બેહદ ભ્રકુટી વાંકડી, ગિ૦ જાણે કરડી શ્યામ કબાણ, જા૦ ૨
રૂપાળી તસરુ રાતડી, ગિ૦ લોચનીયાં તીખાં બાણ. જા૦ ૩
નાસા અણીઆળી નમણી, ગિ૦ જોઇ લાજે દીપક કીર. જા૦ ૪
બ્રહ્માનન્દ કહે જોઇ રહેતી નથી, ગિ૦ ઉર દેવ ત્રિયાને ધીર. જા૦ ૫

### પદ ૮૬૬ મું.

કુંડળ બેઉ રાજે કાનમાં, વ્રજ ચદા રે;
સુંદર માહીં બિંદુ શ્યામ, નદના નંદા રે.
રગ ભીના તારા રૂપને, વ્ર૦ જોઇ લાજે કોટીક કામ. નં૦ ૧
તિલનુ એક નૌતમ ત્રાજવું, વ્ર૦ કંકોલેલ ગૌર કપોળ. નં૦ ૨
તારા અધર પ્રવાલા સારખા, વ્ર૦ છબી વદન કમળની ગોળ. ન૦ ૩
તારા દાંત ડોલરિયાની કળી, વ્ર૦ વળી દાડમકેરાં બીજ. નં૦ ૪
બ્રહ્માનન્દ કહે હાસ્યવિલાસમાં, વ્ર૦ રહી વ્રજનારી રગ ભીંજ. નં૦ ૫

### પદ ૮૬૭ મું.

બાંયે બાજુ કાજુ બેરખા, મને પ્યારા રે;
બહુ મૂલી લટકે બોર, કામણગારા રે.
હાથુમાં પોચી હેમની, મ૦ ખાસી તન ચંદન ખોર. કા૦ ૧
બણી શોભા વીંટી વેઢની, મ૦ હિયે નવલ ગુલાબી હાર. કા૦ ૨
તારુ રૂપ જોઇ ઘેલી ફરે, મ૦ ગોકુળીયા કેરી નાર. કા૦ ૩

જોઇ તેજ અલૌકિક અંગનું, મ૦ થયા ઝાંખા સુરજ ચંદ. કા૦ ૪
તારી નવલ છબીને ઉપરે, મ૦ બલિહારી બ્રહ્માનન્દ. કા૦ ૫

પદ ૮૬૮ મું.

છોગાળા તારે છોગલે, મન લીધું રે;
વળી પાઘડલીને તાર, કામણ કીધું રે.

નલવટની રેખું જોઈને, મ૦ ભુલી છું ઘર ને બાર. કા૦ ૧
રંગીલે નેણે રાતડે, મ૦ કાજુ અણીઆળી કોર. કા૦ ૨
હેતાલે લટકે હાથને, મ૦ બાજુડા કેરે બોર. કા૦ ૩
મનમોહન તારી મોરલી, મ૦ સાંભળતાં થઈ ગુલતાન. કા૦ ૪
લાવનતા મુખની જોઈને, મ૦ બ્રહ્માનંદ કહે ભીને વાન. કા૦ ૫

પદ ૮૬૯ મું.

રંગીલા તારા રૂપને, મે જોયું રે;
લટકાળા નંદના લાલ, મનડું મોયું રે.

ફેરાલું છોગુ પુલનું, મે૦ ચટકાળી તારી ચાલ. મ૦ ૧
વળી આડી નજરે દેખવું, મે૦ વશ કીધી વ્રજની નાર. મ૦ ૨
બાજુડા કેરાં બોરને, મે૦ હિયે મોતીડાનો હાર. મ૦ ૩
કરમાં એક પુલ ગુલાબનું, મે૦ હેરે છે હેત સહીત. મ૦ ૪
કાજુ તિલ ચિહ્ન કપોલમાં, મે૦ બ્રહ્માનંદ કહે ગેરે ગીત. મ૦ ૫

પદ ૮૭૦ મું

આજ દીઠી મુજને એકલી, ધૂતારે રે;
આવીને રોકી વાટ, જમુનાને આરે રે.

મારી નવરંગ ફાડી ચુનડી, ધૂ૦ મૈડાનું ફોડ્યું માટ. જ૦ ૧
કાંઈ લાજ ન રાખી લોકની, ધૂ૦ બોલે મુખમાંથી ગાળ. જ૦ ૨
સંગ લઈ છોકરાની મડળી, ધૂ૦ તોડી મોતીની માળ. જ૦ ૩
એની કાયર અમને કીધલાં, ધૂ૦ રોકે છે સાંજ સવાર. જ૦ ૪
બ્રહ્માનંદ કહે છોટે છોકરે, ધૂ૦ અમને મનવી છે હાર. જ૦ ૫

પદ ૮૭૧ મું.

કહોને આ ગોકુળ ગામમાં, કેમ રહીએ રે;
કરે વઢવા જેવી વાત, કેને કહીએ રે.

કટાંણે છોડે વાછરૂ કે૦ રંજાડે દી ને રાત. કે૦ ૧
નાનકડો છોરો નંદનો, કે૦ આવીને આપે આળ. કે૦ ૨

રોકે છે મારગ ચાલતા, કે૦ માગે મેંડાનાં દાણ. કે૦ ૩
છોરાની લઈ સંગ મડળી, કે૦ તાણે છે નવરંગ ચીર. કે૦ ૪
બ્રહ્માનંદ કહે કાયર કીધલાં, કે૦ નથી ભરવા દેતો નીર. કે૦ ૫

પદ ૮૭૨ મું–રાગ ગરબી.

નદલાલો રે નદલાલો, છે જો પ્રાણ થકી મુને વહાલો રે. ન૦ ૧
એના ચરણકમલની રેખુ, જોઈ જન્મ સફળ મારો લેખું રે. ન૦ ૨
નખ મંડળ અધિક તેજાળું, અંતરમાં કરે છે અજવાળું રે. નં૦ ૩
પગ ઘુંટી અજબ ગોળ પ્યારી, એનું ધ્યાન ધરે છે ત્રિપુરારી રે. ન૦ ૪
ગિરિધરની નવલ પીંડી ગોરી, બ્રહ્માનદની છે જીવનદોરી રે. નં૦ ૫

પદ ૮૭૩ મું.

રગભીનો રે રંગભીનો, એનો નિત્ય નિત્ય ભાવ નવીનો રે. રં૦ ૧
જાનું જુગલ જોઇને સુખી થાયે, નિત્ય કમલા ચાંપે છે ચતુરાયે રે. ર૦ ૨
દીલ હરખાવા છે ઉરુ દીઠે, તે તો શોભે ગરુડ કેરી પીઠે રે. રં૦ ૩
કટી નવલ પીતાંબર ભારી, કંદોરો જડીત સુખકારી રે. ર૦ ૪
નાભી અજને થયાનું ઠેકાણું, બ્રહ્માનન્દનું ત્યાં મન લોભાણું રે. ર૦ ૫

પદ ૮૭૪ મું.

અલબેલો રે અલબેલો, છોગાવાલો તે છેલ છબીલો રે અ૦ ૧
તુંડ ત્રિવલી અધિક રૂપાળી, જોઈ મગન રહે છે મહીવાળી રે. અ૦ ૨
પેટ નરમ પોયણ કેરું પાનું, માંહી રહે છે બ્રહ્માંડ જુથ છાનું રે. અ૦ ૩
છબીદાર ઉપડતી પહોળી છાતી, રહે લક્ષ્મી અખડ રંગ રાતી રે. અ૦ ૪
કઠ શંખ સરીખો કાજુ શોભે, બ્રહ્માનન્દનું તે મનડું લોભે રે. અ૦ ૫

પદ ૮૭૫ મું.

ગીરધારી રે ગીરધારી, એની મૂર્તિ લાગે છે મુને પ્યારી રે. ગી૦ ૧
ભુજ દંડ પ્રચંડ શોભે ભારી, કઠ નાખી ડોલે છે વ્રજ નારી રે. ગી૦ ૨
રુડાં કુડળ જડાઉ કાને રાજે, મુખ જોઇ કમલ શશિ લાજે રે. ગી૦ ૩
તિલ ત્રાજું છે ગૌર કપોલે, સુખ અનત રહ્યાં છે એને ઓળે રે. ગી૦ ૪
નાસા નેણ તિલક છબી જોઈને, બ્રહ્માનન્દ કહે રાખુ છું ચિત્ત પ્રોઇને રે. ગી૦ ૫

પદ ૮૭૬ મું–રાગ ગરબી.

વાલા મારી સુધબુધ તેં હરી લીધી રે, તારે લટકે વેરાગણ કીધી. વા૦ ટેક.
તારી નવલ કલગી દીઠી રે, મનડામાં લાગે અતી મીઠી રે;
જાણે જબર જાદુડાની ચીઠી, વા૦ ૧

જોયું મોલીડુ આંટે ફરતું રે, પલ એક નથી વીસરતું રે;
મારુ હૈડું ધીરજ નથી ધરતું, વા૦ ૨
ભાળે આડ કેસર કેરી ભાળી રે, રેખું ત્રણ ઉપડતી રૂપાળી રે;
જાણે મન પકડ્યાની છે જાળી, વા૦ ૩
બકી ભ્રુકુટી ઘણી મન ભાવીરે, બ્રહ્માનંદને વસી ઉર આવી રે;
જાણે શ્યામ કબાણુ ચડાવી, વા૦ ૪

## પદ ૮૭૭ મું.

પ્યારા તારી પ્યારી લાગે પાંપણીયાં રે, જોઇ લેખ લીધો મે જોગણીયાં. પ્યા૦ ટેક.
તારાં લોચન બાણુ તીખડીયાં રે, ઘણાં જાદુ હથોડીનાં ઘડીયાં રે,
આવી ઓચીંતાં મુજપર પડીયાં, પ્યા૦ ૧
તારી નાસીકા સુંદર નમણી રે, છે જો દીપક કીર લજમણી રે.
એ તો જીવન દોરી છે અમણી, પ્યા૦ ૨
કાને કુંડળ નૌતમ ધરીયાં રે, ભારી નગ વળી રગ ભરીયાં રે;
આવી અંતરમાં ઉડાં ગરીયાં, પ્યા૦ ૩
દીઠું મુખડું ચંદા કેરે ડોળે રે, તિલ દક્ષિણ ગૌર કપોલે રે;
બ્રહ્માનંદ કહે તેને મુની ખોળે, પ્યા૦ ૪

## પદ ૮૭૮ મું.

રુડી તારી મુંછની રેખ ઉપડતી રે, ચિત્ત ચોર્યું ચાલ્ય લડથડતી. રુ૦ ટેક.
હૈડામાં વસી મારે હાંસી રે, એને સમરે છે જોગ અધ્યાસી રે;
જાણે પ્રેમ તણી માંડી ફાંસી, રુ૦ ૧
હેતે દાંત બત્રીસી હેરી રે, ઠીક થૈને વૃત્તિ મારી ઠેરી રે,
કાજુ કળીયું તે દાડમ કેરી, રુ૦ ૨
વાલા મોરલી ધીરે સ્વર વાજો રે, પ્રીતે અધર અમૃત રસ પાજો રે;
જ્યાં જાઓ ત્યાં સાથે તેડી જાજો, રુ૦ ૩
જ્યારે ચાવો છો પાન સોપારી રે, છોલ આવે તબોલની બારી રે,
તેનો બ્રહ્માનન્દ અધિકારી, રુ૦ ૪

## પદ ૮૭૯ મું.

વ્હાલા તારો કઠ કહ્યામાં ન આવે રે, એ તો કૌસ્તુભમણીને શોભાવે. ક૦ ટેક.
હિયે પેર્યો છે હાર હજારી રે, ભુજ દંડ પ્રચંડ છે ભારી રે;
નાખી કંઠ જીવે વ્રજનારી, ક૦ ૧

શોભે કમરે રેટો સુધો સારો રે, જ્ઞાની ધ્યાનીનો દીવસ ગુજારો રે;
ચાલ જોઇ લાજે હુંસ બીચારો, કo ૨
રુડી લાગે છે પગની આંગળીયું રે, નખ તેજ જાય નહીં કળીયું રે;
જાણે ચંદ્ર તણી મંડળીયું, કo ૩
રાજે ચરણુ લાંબી ઉર્ધ્વ રેખુ રે, હું તો ધ્યાન વિના એને દેખું રે;
બ્રહ્માનંદ કહે જન્મ ધન્ય લેખું, કo ૪

પદ ૮૮૦ મું-રાગ ગરબી.

રંગભીના તારુ રૂપ જોઇ, રૂપાળાજી;
ચતુર લોભાણુ મારું ચિત્ત, રૂપાળાજી.

તમે આઝું શું કહેવરાવો છો, રૂ૦ જાણો છો સર્વે રસડાની રીત. રૂ૦ ૧
મોહનજી આવો મદીરીએ, રૂ૦ વાલપનાં આવી સભળાવો વેણુ. રૂ૦ ૨
છોગાળા તારુ છોગલિયું, રૂ૦ નિરખીને હરખ્યાં મારાં નેણુ. રૂ૦ ૩
વ્રજજીવન કરીએ વાતડલી, રૂ૦ આવોને ઓરા મળીએ એકાંત. રૂ૦ ૪
લાવો મળવાનો લીજીએ, રૂ૦ હવે ખાંતીલાજી કરીએ પુરી ખાંત. રૂ૦ ૫
હૈડામાં મારે હરખ ઘણો, રૂ૦ મુખડાથી કરી કહ્યો નવ જાય. રૂ૦ ૬
બ્રહ્માનંદ કહે હેરો હેત કરી, રૂ૦ તનડામાં મારે અતિ ટાઢું થાય. રૂ૦ ૭

પદ ૮૮૧ મું.

ચિત્તડામાં તારો રંગ ચડ્યો, રંગભીનાજી;
હૈડામાં વાધ્યું પ્રીતડલીનું પૂર, રગભીનાજી.

મરમાળા તારી મૂર્તિને, ર૦ જોઇને ફરુ છું ઘેલી તૂર. ર૦ ૧
આજ કાલની પ્રીત નહિ, રં૦ છે આગુની અમારે ઓળખાણુ. રં૦ ૨
છેટે તમે રહો મા શ્યામળિયા, રં૦ પાતલીયા મારા જીવન પ્રાણુ. ર૦ ૩
તમ સારુ મે સંસાર તજ્યો, ર૦ તજ્યો છે સર્વે નાતીલાનો નોર. રં૦ ૪
બીજું કોઇ મુને શું કરશે, રં૦ કર્યા તમને વાલા નદકિશોર. ર૦ ૫
દેખીને તમને ડોલરીઆ, ર૦ અંતરમાં અતિ થાય છે આનંદ. ર૦ ૬
અલવીલા રંગીલા તારે ઉપરે, રં૦ વારી ફેરી જાય છે બ્રહ્માનન્દ. રં૦ ૭

પદ ૮૮૨ મું.

કેશરના ભીના કહાન, કુંવર કેસરીયાજી;
રૂપાળા છોગાળા રંગરેલ, કેસરીયાજી.

લટકાં જોઈ તારા નંદલાલા, કે૦ ભૂલી હું તો પાણીડાંની હેલ. કે૦ ૧
મરમાળી તારી મોરલડી, કે૦ સુણીને લોભાણું મારું ચિત્ત. કે૦ ૨

ઘરડામાં રહેતાં નથી ગમતું, કે૦ ઘેલી થઇ ફરું તારે ગીત કે૦ ૩
મનમોહન તારી મુરતીમાં, કે૦ મનડું થયું છે ગુલતાન. કે૦ ૪
વણુ દીઠે તમને વાલમજી, કે૦ પળ એક કલપ સમાન. કે૦ ૫
પાતળીયા મુજને ટેવ પડી, કે૦ જોયા વિના જપ ન થાય. કે૦ ૬
જગજીવન તારું રૂપ જોઇ, કે૦ વારણીએ તારે બ્રહ્માનંદ જાય. કે૦ ૭

### પદ ૮૮૩ મું.

તમે દીલડાંને ડોલાવો છો, ડોલરીયાજી;
મોહન મોરલીની તીખી તાન, ડોલરીયાજી.

લટકાળા રંગડો લાગ્યો છે, ડો૦ કોડીલા છેલા તમ સંગ કહાન. ડો૦ ૧
તારી પાઘડલીના પેચ જોઈ, ડો૦ મારુ હૈડુ તો રહેતું નથી હાથ. ડો૦ ૨
તારી ઉપરણીમાં અટકાણી, ડો૦ મારું ચિત્તડું ડોલે છે તારી સાથ. ડો૦ ૩
તારી ભ્રુકુટી સુંદર રંગ ભરી, ડો૦ લોચનીયાં અણીઆળાં તીખાં બાણુ. ડો૦ ૪
આવીને ખુત્યાં અતરે, ડો૦ થયા પરવશ હવે મારા પ્રાણુ. ડો૦ ૫
હેતાળાં લટકાં હાથતણાં, ડો૦ ઠેરાણા આવી આંખડલીમાં ઠીક. ડો૦ ૬
બ્રહ્માનંદ કહે તમને રાખીને, ડો૦ બારી સરવે કહાડી મેલી બીક. ડો૦ ૭

### પદ ૮૮૪ મું–રાગ ગરબી.

શ્રી ઘનશ્યામને દક્ષિણુ પદમાં, ઉર્ધ્વરેખ અતિ છાજે રે;
પાનીની બેઉ કોરે પ્રસરી, રૂપાળી બહુ રાજે રે. ૧
અંગુઠા પાસે અંગુલી નૌત્તમ, તેની બેઉ કોરે શોભે રે;
અંગુઠા ઉર્ધ્વરેખની વચમાં, તિલ ચિહ્ન જોઈ મન લોભે રે. ૨
એ આદિક નવ ચિહ્ન અનોપમ, જમણા પગ તળે જોઇએ રે;
અંગુઠે નખ ચિહ્ન મનોહર, નિરખીને સુખીયાં હોઇએ રે. ૩
એ જ અંગુઠાની બારલી કોરે, તિલ એક સુંદર લેખો રે;
અગુલીમાંહી અંગુઠાને અડતો, દીલરજન તીલ દેખો રે. ૪
એ જ ચરણુની છેલી આંગળીયે, પ્રીત કરી પીછાણો રે;
તેની તે બારલી કોરે અલોકીક, નખ પાસે તિલ જાણો રે. ૫
ડાબે પગે ઉર્ધ્વરેખાની પાસે, બે ચિહ્ન દેખી લેજો રે;
બ્રહ્માનદ કહે એ પદ પંકજ, અતરમાં મારે રહેજો રે. ૬

### પદ ૮૮૫ મું.

રેખાને મળતું ફણુાના થડમાં, વ્યોમ ચિહ્ન દુઃખહારી રે;
એ આદી દેઈ ડાબા પગમાં, સાત ચિહ્ન સુખકારી રે. ૧

એ પગની ઘુંટીથી રે ઉંચો, પાંચ તસુ પરમાણો રે;
એક અનુપ નલીને રે ઉપર, તિલ મોટો ઉર આણો રે. ૨
તેને તે ઉપર લે રે પાસે, તિલ નાનો દેખાય રે;
એ પગના ઢેંચણુથી રે બાહર, ચિહ્ન લખી દુઃખ જાય રે. ૩
જમણા પગની ઘુંટીથી ઉંચો, પાંચ તસુ તિલ નાનો રે;
એ જ સાથળની બારલી કોરે, ચિહ્ન મોટો નહિ છાનો રે. ૪
નાભી તે ઉંડી ને ગોળ અનોપમ, તેને તે તિલ બેઉ પાસે રે;
ડાબી ને જમણી કોરે તિલ બે, દેખતાં દુઃખ નાસે રે. ૫
જમણી કુંખમાં બે તિલ સુંદર, એક નાનો બીજો મોટો રે;
બ્રહ્માનંદ કહે એને રે નિરખી, લાગે છે જગ ખોટો રે. ૬

પદ ૮૮૬ મું.

નાભીની ઉપર બે તસુ ઉંચા, ત્રણ તિલ છે સુખદાઈ રે;
બે તિલ ઉપર એક એક સુંદર, એક વીચમાં છબી છાઇ રે. ૧
વિચલા તિલથી રે બે તસુ ઉચો, એક તિલ શોભે છે સારો રે;
ઉદર તણી છબી અધિક અલોકિક, જોઇને લાગે જગ ખારો રે. ૨
વામે કોરે કુખ બગલની વચમાં, ચાર તિલની હાર રે;
તેની પાસે બાહારલી કોરે, છે નાના તિલ ચાર રે. ૩
હૃદય કમળની વચમાં રોમનું, શ્રીવત્સ ચિહ્ન અનુપ રે;
પ્રેમી જન જોઈ સુખ પામે, રસીક પીયાનું રૂપ રે. ૪
છાતીને વીચ અર્ધ ચંદ્ર આકારે, પોલું તે તસુ પંચ રે,
થોડુંક લાલ મોટું ચિહ્ન જોતાં, કષ્ટ રહે નહીં રચ રે. ૫
જમણી તે કોરે કાઇક ચઢીયાતું, એ ચિહ્ન છે અતિ સારુ રે;
લલીત મનોહર મનમાંરે લાગે, બ્રહ્માનદને પ્યારું રે. ૬

પદ ૮૮૭ મું.

એક ચિહ્ન વચમાં ડાબીરે કોરે, તિલ શોભે અતિ ભારી રે;
તેથી ડાબો વળી બે તસુ છેટે, તિલ એક આનદકારી રે. ૧
તેથી ડાબો વળી બે તસુ છેટે, વામ સ્તને તિલ એક રે;
બે સ્તન ઉપર છાપનાં ચિહ્ન છે, ધારે છે ભક્ત અનેક રે. ૨
જમણી ભુજા પાસે માંહેલી કોરે, ઉભી ઓળે તિલ ચાર રે;
તે ભુજ મૂળમાં ત્રણ તસુ હેઠુ, છાપ ચિહ્ન અતી સાર રે. ૩
તે છાપ પાસે બાહારલી રે કોરે, ચાર નાના તિલ શોભે રે;
તે ભુજ કુંણી કાંડાને રે વિચમાં, બે તિલ જોઈ મન લોભે રે. ૪

તે ભુજની છેલી આંગળી ઉપર, અર્ધ તસુ અનુમાને રે;
ત્યાં શોભે તિલ સુંદર નાનો, આવે મુની કેરે ધ્યાને રે. ૫
ડાબા ભુજના મુળથી ત્રણ તસુ, હેઠું ચિહ્ન એક છાપ રે;
બ્રહ્માનન્દ કહે તેને જોતાં જાય, અનંત જન્મનાં પાપ રે.

### પદ ૮૮૮ મું-રાગ ગરબી.

ડાબી કુંણી હેઠો બે તસુ, ભુજ ઉપલે ભાગે;
ત્યાંથી તિલ સુંદર શોભતો, પ્યારો અતી લાગે. ૧
એ ભુજની જ અનામીકા, મધ્યમાં વીચમાંય;
તિલ રુડો રળીઆમણો, જોતાં દુઃખ જાય. ૨
અનામીકા નખ પાછલે, વળી માંહેલી કોરે;
તિલ નાનો છબીદાર છે, જનનાં ચિત્ત ચોરે. ૩
તે ભુજ પુંચા ઉપરી, તિલ નૌતમ રાજે,
કઠ ખાડા વીચ એક તિલ, જોઇ સંકટ ભાજે. ૪
થોડેક છેટે તે થકી, તિલ એક રૂપાલો;
ડાઢીથિ હેઠો એક તિલ, બ્રહ્માનન્દ કહે ભાલો. ૫

### પદ ૮૮૯ મું.

ડાબા ખભા થકી બે તસુ, હેઠો વાંસા માંય;
તિલ એક સુંદર શોભતો, દેખી જન લલચાય. ૧
તેથી હેઠો તિલ એક છે, તે તળે તિલ બીજો;
મહા મનોહર મૂર્તિ, જોઇ જોઇ મન રીઝો. ૨
ડોકથી નીચે બે તસુ, કરોડાથી જમણી પાસે;
ત્યાં એક તિલ સોહામણો, દેખે ભક્ત હુલાસે. ૩
ડાબી ખરપડી ઉપરે, દિસે છે તિલ નાનો;
પ્રેમી રાખે પ્રેમથી, નયણામાં છાંનો. ૪
એ જ કોરે વાંસા વીચે, તિલ ચારની ઓલી;
એ છબી દેખી જાય છે, બ્રહ્માનન્દ ઘોલી. ૫

### પદ ૮૯૦ મું.

નાકની જમણી કોરમાં, તીલ મોટો અલોકી;
ચિહ્ન ઝીણું નાક ઉપરે, જન મગન વીલોકી. ૧
શ્યામ બીંદુ વામ કાનમાં, હરીજન ઉર ધારે;
ભાલ વીશાલમાં રેખ છે, કાજુ તિલક આકારે. ૨

જમણી કોરે ભાલમાં, ચિહ્ન કેશથી હેઠું;
તિલ ચિહ્ન જમણી કોર પર, જન ઉર થિર બેઠું. ૩
તિલ એક તાલુ ઉપરી, બીજો શિખાની સમીપે;
શિખા પાસે જમણી દીશા, તિલ ત્રણ અતી દીપે. ૪
એ વીના પણ ઝીણા બહુ, તિલ શ્યામ શરીરે;
બ્રહ્માનન્દ ઉર આણીએ, બેસી ધીરે ધીરે. ૫

પદ ૮૯૧ મું.

એવી રીતે સરવે ચિહ્ન છે, શ્રીજીને અંગે;
સ્મૃતિને અનુસારે લખ્યાં, ભજીયે ઉમંગે. ૧
મૂર્તિ શ્રીમહારાજ તેના, અવયવ છે એવા;
સામુદ્રીક શાસ્ત્રે કહ્યા, કર પદ તે જેવા. ૨
ચિહ્ન સર્વ ઘનશ્યામનાં, મનમાં સંભારે;
કાલ કર્મ પીડે નહીં, માયા ઝખ મારે. ૩
મહાપ્રભુની મૂર્તિ, સદા અખંડ સુહાવે;
જેનાં મોટાં ભાગ્ય છે, તેને મન ભાવે. ૪
સુંદર શ્રીઘનશ્યામનાં, ચિહ્ન છે સુખકારી;
એ છબી ઉપર જાય છે, બ્રહ્માનન્દ બલીહારી. ૫

પદ ૮૯૨ મું–રાગ ગરબી.

સખી રે જોને રે આજ અમારાં ભાગ્ય, પ્રીતમ ઘર પાઉણાં રે લોલ;
સખી રે એના વારમવાર વિચારી, લેઉ હું તો ભામણાં રે લોલ. ૧
સખી રે મારા અંતરમાં ન સમાય કે, આનંદ આજનો રે લોલ,
સખી રે મે તો નિરખ્યો અતીશે અનુપ, વદન વ્રજરાજનો રે લોલ. ૨
સખી રે જોને સાદૃશ શરદ સરોજ કે, શોભા નેણની રે લોલ;
સખી રે હરીને શોભીતા શણગાર, મધુરતા વેણની રે લોલ. ૩
સખી રે જોને કોમળ નન્દકીશોર, મનોહર મૂરતી રે લોલ,
સખી રે હું તો અધ ઘડી અલબેલ, ન મેલું ઉરથી રે લોલ. ૪
સખી રે જોને આભ્રણ શોભા અગ, સચગી ચાંખડી રે લોલ,
સખી રે જોને હરખ ભરી હુલસાય, ઠરી છે મારી આંખડી રે લોલ. ૫
સખી રે જોને ધન્ય મુરત ધન્ય વાર, ઘડી ધન્ય આજની રે લોલ;
સખી રે હું તો ભેટી ભુધર રાય, કે મેટી હદ લાજની રે લોલ. ૬
સખી રે જોને શોભા અધીક સોહાય કે, મારા ધામની રે લોલ;
સખી રે મારાં લોચન ત્રપત ન થાય, નિરખી છબી શ્યામની રે લોલ. ૭

સખી રે વાલો વાય મધુરી વેણુ કે, મન મારુ હરે રે લોલ;
સખી રે જોને વારી બ્રહ્માનન્દ, છબીલાજીને ઉપરે રે લોલ. ૮

પદ ૮૯૩ મું.

હેલી રે આપણુ જૈએ વૃન્દાવન, મળી સરવ સુંદરી રે લોલ;
હેલી રે વાલો ગોવાળાને સંગ, રમે ત્યાં શ્રીહરી રે લોલ. ૧
હેલી રે જોને રચ્યો અલોકીક ખ્યાલ, મનોહર ગાય છે રે લોલ;
હેલી રે એને મોરલડીને નાદ કે, મન લોભાય છે રે લોલ. ૨
હેલી રે જોને અરસ પરસ એક તાર કે, ખેલે સઉ મળી રે લોલ;
હેલી રે વાલે વૃન્દાવન મોજાર, માંડી છે મંડળી રે લોલ. ૩
હેલી રે જોને આભ્રણુ પેર્યાં અંગ કે, રગભર ખેલીએ રે લોલ;
હેલી રે આપણુ શ્યામળીઆને સંગ કે, લજ્યા મેલીએ રે લોલ ૪
હેલી રે એની લાલ કસુંબી પાઘ કે, ચોરે ચિત્તને રે લોલ;
હેલી રે જોને ઉપર છોગલું સાર, વધારે પ્રીતને રે લોલ. ૫
હેલી રે વાલે પેર્યાં પીતાંબર સાર કે, ઓઢી પામરી રે લોલ;
હેલી રે વાલો હેરે વારમવાર, પુરણુ પ્રેમે કરી રે લોલ. ૬
હેલી રે જોને રંગનો ભીનો કહાન, કરે રગ રેલડી રે લોલ;
હેલી રે એને આનંદ ઉમંગ્યો અંગ કે, સંગ સાહેલડી રે લોલ. ૭
હેલી રે જોને નેણાં કેરી ચોટ કે, નાખે શ્યામળો રે લોલ;
હેલી રે જોને બ્રહ્માનન્દનો શ્યામ, રમે ઉતાવળો રે લોલ. ૮

પદ ૮૯૪ મું.

બેની રે જોને લાલ કસુંબી પાઘ કે, જામો જરકસી રે લોલ;
બેની રે જોને કસુંબી ફેંટો કહાન, કમર લીધો કસી રે લોલ. ૧
બેની રે જોને મોતીડાંની માળ કે, કુંડળ કાનમાં રે લોલ;
બેની રે જોને વશ કીધી વ્રજનાર, વંશીની તાનમાં રે લોલ. ૨
બેની રે જોને પુદ્દડી ફરેરે અનુપ કે, સખીઓના સંગમાં રે લોલ;
બેની રે હમણાં છોગાંવાળો છેલ કે, આવ્યો રંગમાં રે લોલ. ૩
બેની રે એનું મુખડું પુનમના ચંદ, સરીખું શોભીયું રે લોલ,
બેની રે મારું ચિત્તડું થયુ રે ચકોર કે, એમાં લોભીયું રે લોલ. ૪
બેની રે એની દાડમ બીજ સમાન કે, શોભા દાંતની રે લોલ;
બેની રે એને નયણે રાતી રેખ કે, નૌતમ ભાતની રે લોલ. ૫
બેની રે એની નાશા દીપ સમાન, અધીક સોયામણી રે લોલ;
બેની રે એને દેખી થઈ ગુલતાન કે, વ્રજની કામની રે લોલ. ૬

એની રે જો ઝાંઝરનો ઝણુકાર કે, ઘમકે ઘુઘરી રે લોલ;
એની રે માંહી સુંદર શ્યામ સુજાણ, રમે લટકાં કરી રે લોલ. ૭
એની રે વાલે રચ્યો અલોકીક રાસ, ગોપીજન કારણે રે લોલ;
એની રે જોને દેખી બ્રહ્માનદ, કહે જાયે વારણે રે લોલ. ૮

પદ ૮૯૫ મું.

સજની રે દેખો ધન્ય ધન્ય વૃન્દ્રાવન કે, ધન્ય વૃક્ષ વેલડી રે લોલ;
સજની રે દેખો ધન્ય ધન્ય વ્રજની નાર, વળગ્યા હરી બેલડી રે લોલ. ૧
સજની રે દેખો ધન્ય ધન્ય જમુનાંનો તિર કે, ધન્ય એનાં નીરનેરે લોલ;
સજની રે જેણે નવરાવ્યા નીત નેમ કે, બળભદ્ર વીરને રે લોલ. ૨
સજની રે દેખો ધન્ય ધન્ય ગોપી ગ્વાલ કે, ધન્ય તે ગાયને રે લોલ,
સજની રે જેણે પ્રેમે પાયા દૂધ કે, જાદવરાયને રે લોલ ૩
સજની રે દેખો ધન્ય ધન્ય ગોકુળ ગામ કે, ધન્ય હરીની વાંસળીરે લોલ,
સજની રે ધન્ય વાતા નદકિશોર, સુરત દૈ સાંભળી રે લોલ. ૪
સજની રે દેખો ધન્ય ધન્ય વ્રજનો વાસ કે, ધન્ય વ્રજનારને રે લોલ;
સજની રે જેણે નીરખ્યા ભરી ભરી નેણ કે, નંદકુમારને રે લોલ. ૫
સજની રે દેખો ધન્ય ધન્ય વ્રજની ભોમ ત્યાં, વાલમ વીચર્યારે લોલ;
સજની રે દેખો પુરુષોત્તમ પરીબ્રહ્મ, તે ઉપર પગ ધર્યા રે લોલ ૬
સજની રે જેને નેતી ગાવે વેદ, ન પામે પારને રે લોલ;
સજની રે જોને તે વહાલો કરી વાલ, બોલાવે વ્રજનારને રે લોલ. ૭
સજની રે જોગી મુની જેને કાજ, વસે જૈ વનમા રે લોલ,
સજની રે દેખો બ્રહ્માનદ કહે શ્યામ, તે નદભૂવનમાં રે લોલ. ૮

પદ ૮૯૬ મું—રાગ ગરબી.

ચાલો ચાલો સૈયરનો સાથ, વૃન્દાવન જઇએ રે;
સખી છેલ છબીલાને સગ, હળી મળી ગાઈએ રે.* ૧
વહાલો જોયે છે આપણી વાટ, ઉભા છે વનમા રે,
સખી આપણે સાથે એકાત, મળ્યાનું છે મનમા રે. ૨
વહાલે મોરલી લીધી છે હાથ, વજાડે છે ઘેરી રે;
આવી ઉભા છે જમુનાને તીર, પીતાંબર પેરી રે. ૩
વહાલે પેર્યા છે પુલડાના હાર, બાંધ્યા છે બાજુ રે;
એને લલકે છે કાનો માંહી, કુડળીયાં કાજુ રે. ૪
વહાલે મૃગલાં પમાડ્યાં મોહ, વશીને નાદે રે;
હરી ગાવે છે સુંદર ગીત, મધુરે સાદે રે ૫

* "રહીએ રે" એવો પણ પાઠ બીજી પ્રતમા છે

હરીને હેત કરીને હાથ, ઝાલ્યાનો છે હેવા રે;
સખી બ્રહ્માનંદનો નાથ, કહે રમવા જેવા રે. ૬

પદ ૮૯૭ મું.

જોને જોને સખી એનું રૂપ, મનોહર રાજે રે;
મુખ લાવનતા જોઇ કામ કે, કોટીક લાજે રે. ૧
જોને પુલડાંનો તોરો શીશ, સુંદર શોભે રે;
જોઇ લાલ સુરંગી પાઘ, મનડુ લોભે રે. ૨
વહાલો નેણે જણાવે છે નેહ, હેતે હેરે રે;
મુને ન્યાલ કરી નંદલાલ, આજુને ફેરે રે. ૩
પેરી શોભીતા શણગાર, રૂડા લાગે રમતા રે;
વહાલો વ્રજનારીને ચિત્ત, ગિરિધર ગમતા રે. ૪
મારાં લોચનીયાં લોભાય, નટવર નિરખી રે;
હું તો મગન થઇ મનમાંય, દીવાની સરખી રે. ૫
ઉભા ગીત મધુરાં ગાય, ગોપીજન સંગે રે;
વહાલો બ્રહ્માનંદનો નાથ, રમે રસ રંગે રે. ૬

પદ ૮૯૮ મું.

આવો આવોને નંદજીના લાલ, આપણ રમીએ રે;
રૂડાં ભોજનીયાં બહુ ભાત, જમાડુ તે જમીએ રે. ૧
વારી શ્યામળીયા તમ સાથ, લાગી પ્રીતિ રે;
હવે શું કરશે સંસાર, કોઇથી નથી બીતી રે. ૨
મારા હેતુ છો હૈડાના હાર, તમપર વારી રે;
તમ કાજ કોડીલા કહાન, સેજ સમારી રે. ૩
મારે તમથી જગમાં કોઇ, બીજું નથી વહાલું રે,
જે જોઇએ તે જાદવરાય, આણી આણી આલું રે. ૪
લેઇ સરવસ સુંદર શ્યામ, તુજપર વારુ રે;
તારા છોગલીયામાં શ્યામ, મોહ્યું મન મારુ રે. ૫
બ્રહ્માનંદના વહાલા ગુણવાન, પધારોને પ્યારા રે;
તમને એક ઘડી અલબેલ, ન મેલું ન્યારા રે. ૬

પદ ૮૯૯ મું.

તારી આંખડલી અલબેલ, અતિ અણીઆળી રે;
હું તો ગરક થઇ ગુલતાન કે, ભુધર ભાળી રે. ૧

માથે લાલ કસુંબી પાઘ, તોરો લટકે રે;
છબી જોઇને સુંદર શ્યામ, મન મારુ ઝટકે રે. ૨
રૂડી કેશર કેરી આડ કે, ભાલ બીરાજે રે;
જોઇ મુખની શોભા માવ, પુરણ શશી લાજે રે. ૩
શોભે ઘુઘરડીનો ઘેર, કેડે કંદોરે રે;
ગળે મોતીડાંની માળ, ચિત્તડું ચોરે રે. ૪
શોભે સુંથણુલી સોરંગ, રૂપાળો રેટો રે;
વહાલા પેરીને પ્રાણ આધાર, ભાવેસું ભેટો રે. ૫
વહાલા બ્રહ્માનંદના નાથ, આવી સુખ આપો રે;
મુને મેહેર કરી મોરાર, પોતાની થાપો રે. ૬

પદ ૯૦૦ મું.

સખી નંદતણે દરબાર, મહા રંગ રેલે રે;
વાલો ગોવાળાની સાથ, ખાંતીલો ખેલે રે. ૧
મુને કહાનુડાનાં કોડ, ગઈતી જોવા રે;
વાલે કીધો અલોકીક ખ્યાલ, મારુ મન મોવા રે. ૨
કહાને ગોપી ગોવાલાને ઘેર કે, ગોપ જમાડ્યાં રે;
રૂડાં લટકાં કરી નદલાલ કે, ખુબ રમાડ્યાં રે. ૩
હસી હેત કરી હરીરાય, ઝાલી મુને હાથે રે;
વાલે દુધતણી લૈ હેલ, ઢોળી મારે માથે રે. ૪
મુને કીધી રસબસ કહાન, ભીંજી મારી સાડી રે;
મુને ચસકો લાગ્યો એ સાથ, જાઈશ હું તો દાડી રે. ૫
વાલો ડોલે ગોવાળીડા સંગ, બોલે સારુ સારુ રે;
હેલી બ્રહ્માનન્દને નાથ, મોયું મન મારુ રે. ૬

પદ ૯૦૧ મું.

ઓરા આવોને સુંદર શ્યામ, એકાંતે મળીએ રે;
વાલા દીન જાણીને દયાળ, અઢળક ઢળીએ રે. ૧
વારી મુરતી તમારી માવ, વસી દીલ મોરે રે;
હું તો જોઇને થઈ ગુલતાન, પુલાં કેરે તોરે રે. ૨
કહાના તમને મળ્યાનાં છે કોડ, કરીએ વાતું રે;
વહાલા તમ વીના પલ એક, નથી રેવાતું રે. ૩
તમે દીલડાના દરીયાવ કે, છેલ છોગાળા રે;
મારા મન માન્યા મોરાર, છો મરમાળા રે. ૪

આવી તમ સાથે અલબેલ, પ્રીત બંધાણી રે;
મુખ લાવનતા જોઈ માવ, હું લોભાણી રે. ૫
તમે મોટા થઈ મહારાજ, શું લલચાવો રે;
વાલા બ્રહ્માનન્દના નાથ, હસી બોલાવો રે. ૬

પદ ૯૦૨ મું.

તારાં મુખડાંની મોરાર, માયા લાગી રે;
મે તો લોકડીયાંની લાજ, સરવે ત્યાગી રે. ૧
હવે છેડો નાંખ્યો શીશ, થઇ દીવાની રે;
તારી છબી અલોકીક છેલ, મનડે માની રે. ૨
મેં તો તમથી બાંધી પ્રીત, બીજેથી તોડી રે;
હવે શ્યામળીય તમ સાથ, બની છે જોડી રે. ૩
વાલા ગાવો છો સુંદર ગીત, અલોકીક લટકે રે;
તારાં છોગલીયામાં છેલ, મન મારું અટકે રે. ૪
છબી જોઇને સુંદર શ્યામ, ઠરે છે નેણાં રે;
રુડાં લાગે છે રંગરેલ, વાલા તારાં વેણાં રે. ૫
અલબેલા પ્રાણ આધાર, પધારોને પ્રીતે રે;
વાલા બ્રહ્માનન્દના નાથ, રમો રસ રીતે રે. ૬

પદ ૯૦૩ મું

મારુ મનડું પમાડ્યુ મોહ, વંશીને તાને રે;
મુને ગરક કરી ગુલતાન, કોડીલે કાને રે. ૧
મુને સરવે સૈયરમાં શ્યામ, સુહાગણ કીધી રે;
વાલે હસી દેખાડી હેત, બાંહી ગ્રહી લીધી રે. ૨
સરવે પૂરી પ્રાણ આધાર, હિયાની હામું રે;
આજ મેહેર કરી મહારાજ, જોયું મુજ સામું રે. ૩
વાલે હેતે ઝાલ્યો હાથ, લીધી હાથ તાળી રે;
મારે જગપતિ સાથે જોડ, બની રૂપાળી રે. ૪
અતી હરખ ભરી ન સમાય, આનદ અંગે રે;
મારે રમતાં જામ્યો રંગ, શ્યામળીયા સગે રે. ૫
હું તો મગન થઇ મસ્તાન કે, બાંતે બેલું રે;
બાંધ્યું બ્રહ્માનન્દના નાથ, સગાથે બેલું રે. ૬

પદ ૯૦૪ મું-રાગ ગરબી.

ધન્ય ધન્ય મારી આંખડી, નીરખ્યા વ્રજપતી વાલો;
માથે સુંદર મોળીયું, ઓઢયો નવલ દુશાલો. ધ૦ ૧

ભાલ તીલક સોયામણુ, ભ્રુકુટી રૂપાળી;
લોચન તીખાં લાગણાં, નાસા મરમાળી. ધ૦ ૨
કુંડળ જડાઉ કાનમાં, મકરાકૃત ભારી,
તે જોઇને ફૂલી ફરે, સરવે વ્રજનારી. ધ૦ ૩
કાજુ ગૌર કપોલમાં, તીલ ત્રાજુ શોભે;
ગોકુળવાસી ગોપનાં, જોઈ જોઈ મન લોભે ધ૦ ૪
અધર લાલ શુભ દાંત છે, દાડમ કલી જેવા;
બ્રહ્માનન્દના નાથને, હસી બોલ્યાનો હેવા. ધ૦ ૫

પદ ૯૦૫ મું.

આજ મારે આનન્દ અતરે, જગજીવન જોઇને;
મનમોહનની મૂરતી, રાખુ નેણુમાં પ્રોઇને. આ૦ ૧
ઘોડલાંની વાસે ઘુમરુ, હાથીડાની હારુ;
અસવારી અલબેલની, જોઈ તન ધન વારુ. આ૦ ૨
ગિરિધર ગજ અબાડીએ, ચાલ્યા મથુરાની શેરી;
વિનતા લેવે વારણાં, ફુલડલાં વેરી. આ૦ ૩
વાજા બહુત પ્રકારનાં, નીશાણુ પટાળાં;
ચમર ઢળે શીર શ્યામને, લાગે રૂપાળાં. આ૦ ૪
ચોબદારે ઉંચે સ્વરે, જય વાણુ ઉચ્ચારી;
બ્રહ્માનદ છબી જોઇને, જાય બલીહારી. આ૦ ૫

પદ ૯૦૬ મું.

હરિવર બેશી હાથીએ, માણીગર માલે;
ચમર ઢળંતે શ્યામળો, છોગાળો ચાલે. હ૦ ૧
મથુરા નગરની માનની, હેતે અતી હેરે;
ગોખ ચડે ગજગામની, ફુલડલાં વેરે. હ૦ ૨
ડમરી અબીલ ગુલાલની, ઉડે અતી ભારી;
તે જોવાને આવીયા, બ્રહ્મા ત્રિપુરારી. હ૦ ૩
ઢોલ દદામાં ગડગડે, ત્રાંબાળુ વાજે;
કુબુદ્ધિ મન્ત્રી કંસના, દેખીને દાઝે. હ૦ ૪
બ્રહ્માનન્દના નાથની, ઓપે અસવારી;
કોટીક જન પાવન થયાં, નિરખી નરનારી. હ૦ ૫

પદ ૯૦૭ મું.

શી કહું શોભા આજની, વર્ણવ્યામાં નાવે;
ગીરધર ગજ અંબાડીએ, મલપંતા આવે. શી૦ ૧

પાઘ ઉપર શીર પેચની, શોભા અતી સારી;
અજબ દુશાલો ઓઢીઓ, વ્રજરાજ વીહારી. શી૦ ૨
હૈડા ઉપર હીંડલે, મોતીડાની માળા;
મથુરા કેરી શેરીએ, લાગે રૂપાળા. શી૦ ૩
કર્યું નિકદન કંસનું, નીજ જન સુખ આપ્યું;
દેવકી વસુદેવનુ, ભવ બધન કાપ્યું. શી૦ ૪
જોગી જતી જલે બલે, સનકાદીક ચાલે;
બ્રહ્માનન્દ પાવન કર્યા, લોચન નન્દલાલે. શી૦ ૫

## પદ ૯૦૮ મું–રાગ રામકલી.

વાલા મુને લાગે વાલો વાસુદેવ. ટેક.
જગજીવનને દેખું જ્યારે, નાચે છે મારા નેવ. વા૦ ૧
પ્રાત ઉઠી મારા પ્રાણજીવનનું, મુખડું જોયાની મારે ટેવ. વા૦ ૨
રુક્મિણી કંથ સત પ્રતિપાલન, કોઈ ન જાણે એનો ભેવ વા૦ ૩
બ્રહ્માનન્દ સદા ઉર ચાહે, ચરણ કમલ કેરી સેવ. વા૦ ૪

## પદ ૯૦૯ મું.

રુડા અતી લાગે છે જો રુક્મિણી કંત. ટેક.
શોભિત વદન શરદ શશી સરખુ, દાડમ કળી જેવા દંત. રુ૦ ૧
કાનુમાં કુડળ અતી નૌતમ, નૌતમ માળ ગળે વૈજંત. રુ૦ ૨
સાંજ સવારે દરશન સારુ, આવે મુક્ત અનંત. રુ૦ ૩
વાસુદેવ છબી નવલ મનોહર, બ્રહ્માનંદ નિરખંત. રુ૦ ૪

## પદ ૯૧૦ મું.

રસીયોજી વાસુદેવ રાજાધીરાજ. ટેક.
સારદ નારદ શેશ મહેશ્વર, આવે દરશન કાજ. ર૦ ૧
રુકિમણી નાથ હાથ શુભ આયુધ, સુંદર નૌતમ સાજ. ર૦ ૨
શ્યામ સુંદરનાં દરશન સારુ, તજી મે તો લોકની લાજ. ર૦ ૩
બ્રહ્માનન્દનો નાથ બીરાજે, નટવર ગરીબનિવાજ. ર૦ ૪

## પદ ૯૧૧ મું.

રુક્મિણી વાસુદેવ જોડી બની જોર. ટેક.
પ્યારી કે શીર નૌતમ ચુંનડ, પીયા શીર પાઘ કીશોર. રુ૦ ૧
પ્યારી તન કસ્તુરી લેપન, પીયા તન ચંદન ખોર. રુ૦ ૨

અરસ પરસ બેઉ બદન બીલોકત, શોભિત બેઉ તન ગોર. રુ૦ ૩
બ્રહ્માનદ કહે કોટી કદ્રપની, શોભા લીની ચોર. રુ૦ ૪

પદ ૯૧૨ મું.–રાગ ભેરવ.

વાસુદેવના વદન કમલ પર, વારવાર બલિહારી રે. વા૦ ૧
શંખ ચક્ર કર કમલ બીરાજે, ગદા મનોહર ધારી રે. વા૦ ૨
સોલે સહસ્ર અષ્ટ ત્રીય સુંદર, રુક્ષ્મિણી આદીક પ્યારી રે. વા૦ ૩
પ્રદ્યુમ્ન જેવા પુત્ર પ્રતાપી, કીરતી જગ વિસ્તારી રે. વા૦ ૪
સેનાપતી સાત્યકી સરખા, શત્રુને ભય ભારી રે. વા૦ ૫
ઉદ્ધવ જેવા આગળ ઉભા, સેવક આજ્ઞાકારી રે. વા૦ ૬
જેનાં દરશન કરવા આવે, બ્રહ્માદિક ત્રિપુરારી રે. વા૦ ૭
બ્રહ્માનંદના નાથને ભજતાં, તાપ મટે સંસારી રે. વા૦ ૮

પદ ૯૧૩ મું.

વાસુદેવ જગ પ્રગટ બીરાજે, હરીજનનાં દુઃખ હરવાને. વા૦ ૧
રુક્ષ્મિણી નાથ હાથ શુભ આયુધ, દુષ્ટ નીકંદન કરવાને. વા૦ ૨
સોળ હજાર ત્રીયા એક સાથે, ત્યાર થૈ જેને વરવાને. વા૦ ૩
કન્યા કન્યા પ્રતિ રૂપ કરીને, એક કાલ અનુસરવાને. વા૦ ૪
શોભીતા શણગાર સજે નિત, નિરખી લોચન ઠરવાને. વા૦ ૫
પ્રેમી જનના અંતરમાંહી, મૂરતી મનોહર ધરવાને. વા૦ ૬
ભરતખડ અગણીત નર નારી, આવે શરણ ઉગરવાને. વા૦ ૭
બ્રહ્માનંદના શ્યામને ભેટે, ફરી ન આવે ફરવાને. વા૦ ૮

પદ ૯૧૪ મું.

વાસુદેવ રંગ રેલ રસીક વર, રૂપ મનોહર રાજે રે. વા૦ ૧
શરણાંગત વત્સલ સુખસાગર, ભક્તતણાં દુઃખ ભાજે રે. વા૦ ૨
રુક્ષ્મિણી સત્યભામા પટરાણી, છત્ર ચમર શીર છાજે રે. વા૦ ૩
ચક્રાદિક આયુધ કર ધાર્યાં, અસુર વિનાશન કાજે રે. વા૦ ૪
ગાન તાન ગુણીજન નીત ગાવે, વાજા અહોનીશ વાજે રે. વા૦ ૫
દીન દીન અધીક પ્રતાપ અલોકીક, દેખી દુષ્ટ મન દાઝે રે. વા૦ ૬
ભુષણ વસન અમુલખ ભારી, શોભે સહીત સમાજે રે. વા૦ ૭
બ્રહ્માનદનો નાથ વિહારી, નિશ દિન દીન નીવાજે રે. વા૦ ૮

પદ ૯૧૫ મું.

વાસુદેવ વાલાજી દીસો, રુક્ષ્મિણી વર રૂપાળા રે. વા૦ ૧
અસુર વીનાશન આયુધ કરમાં, સાધુના રખવાળા રે. વા૦ ૨

મકરાકૃત કુંડળ કાનુમાં, મોતીની ગળે માળા રે. વા૦ ૩
ડોલરીયા તમને જોઈ ડોળે, પ્રેમી જન મતવાલા રે. વા૦ ૪
કરુણાસીંધુ મનોહર કાંતી, શરણાગત પ્રતીપાળા રે. વા૦ ૫
રંગીલી પાગડલીમાં તોરા, મેલ્યા છે મરમાળા રે. વા૦ ૬
વેશ અમુલક કમર કશી બાંધ્યા, રેટા શુભ તસાળા રે. વા૦ ૭
બ્રહ્માનદ કહે અખંડ બીરાજો, કોડીલા લટકાળા રે. વા૦ ૮

## પદ ૯૧૬ મું–રાગ વિભાસ.

મોરે મન ભાયે રે, આલી મોરે મન ભાયે;
નન્દકો દુલારો પ્યારો, મોરે મન ભાયે. ટેક.
રાતે મદમાતે નેન, બોલત મધુરે બેન;
શીરપે અમુલ નીકી, પગીઆં બનાયે. નં૦ ૧
હેમ પુંચી સોહે હાથ, ગ્વાલ બાલ લીયે સાથ;
નિરખી સલુણો નાથ, અતિ સુખ પાયે. નં૦ ૨
કેશર તીલક ભાળ, ગલ મોતીહુકી માળ;
રસકો રસીલો લાલ, સુંદર સોહાયે. નં૦ ૩
પેહેરી વસન પીત, રાજત અજબ રીત;
બ્રહ્માનન્દ હુકે મીત, ચિત્ત લલચાયે. નં૦ ૪

## પદ ૯૧૭ મું.

સાંવરો ગુમાની, દેખો, સાંવરો ગુમાની;
રસકો રસીલો છેલો, સાંવરો ગુમાની. ટેક.
ચલત અનોખી ચાલ, ઓઢકે લીયે દુશાલ;
શીરપે કલંગી લાલ, મોરે મન માની. રસ૦ ૧
સુંદર શ્રવન વામ, તીલ બીંદુ સોહે શ્યામ;
નિરખી લજીત કામ, છબી સુખદાની. રસ૦ ૨
ગોરેહી સલુને ગાત, છબી બરની ન જાત;
ચિત્તકું હરાત યાકી, મુખહુકી બાની. રસ૦ ૩
નીરખી નંદકો નદ, પર્યો ગલે પ્રેમ ફંદ;
બ્રહ્માનન્દ તન ધન, કીયે કુરબાની. રસ૦ ૪

## પદ ૯૧૮ મું.

નંદકો દુલારો પ્યારો, નંદકો દુલારો;
સાંવરો સુજાન પ્યારો, નંદકો દુલારો. ટેક.

અજબ રંગીલી અખી, પ્રફુલ્લ સરોજ પખી;
છેલો ગિરિધારી, વન માળી મતવારો. સાં૦ ૧
કેશર તીલક કીયે, મોતીહુકી માલ હીયે;
મેનકો હટાવે માન, નેનકો નજારો. સાં૦ ૨
ખેલે ગોપી ગ્વાલ સંગ, રાજે પીયા નવ રંગ;
ભુષન વસન અંગ, અતિસે ઉદારો. સાં૦ ૩
બંશીકી બજાવે તાન, કુવર છબીલો કાન;
બ્રહ્માનન્દહુકો, પ્રાણજીવન હમારો સાં૦ ૪

## પદ ૯૧૯ મું.

કુંજકો વિહારી કહાનો, કુંજકો વિહારી;
*મોરે મન માન્યો કહાનો, કુંજકો વિહારી.* ટેક.
ચંદનકી કીયે ખોર, અરુન દ્રગન કોર;
ચલત ગયંદ ચાલ, લાલ ગિરિધારી. મો૦ ૧
છબી રંગ છાંઈ જ્યું, કલગી શિર લટકાઈ;
શિરપે બનાવ પાઘ, અતિ સુખકારી. મો૦ ૨
ભાલકી વિશાલ રેખે, પ્રેમી પ્રેમહુંસે દેખે;
જનમ સુફળ લેખે, વ્રજહુકી નારી. મો૦ ૩
અતિસે ઉદાર સુખસાર,યાહી સંગ લગ્યો પ્યાર;
બ્રહ્માનન્દ વાર વાર, જાત બલિહારી. મો૦ ૪

## પદ ૯૨૦ મું–રાગ વિભાસ.

લાલચ લાગી રે, એની મુને લાલચ લાગી રે;
જોઇને જાદવરાય, મુને લાલચ લાગી રે. ટેક.
સુંદર મુખ સોયામણો, શોભે સુંદર વાણી રે;
સુદર વરની ચાલમાં, એની હું લોભાણી રે. જો૦ ૧
ગુણવતાના ગીતમાં, મારુ ચિત્ત ચોરાણું રે
એ વીના હું બીજુ, એની કાંઇ ન જાણું રે. જો૦ ૨
સાન કરી મુને શ્યામળે, આવીને ઓરે રે;
દીલડું મારુ ડોલવ્યું, એને પુલને તોરે રે. જો૦ ૩
જમુના પાણી હું ગઇ, મળ્યા વીચમાં માવો રે;
બ્રહ્માનંદના નાથથી, થયો નેણ મેલાવો રે. જો૦ ૪

### પદ ૯૨૧ મું.

પ્રાણુથી પ્યારો રે, વાલો મુને પ્રાણુથી પ્યારો રે;
છોગાવાળો છેલ, મુને પ્રાણુથી પ્યારો રે. ટેક.
સેજ સોહાગી શ્યામળો, જાણે રસની રીતી રે;
લટકાળા નદલાલથી, લાગી પૂરણ પ્રીતી રે. છો૦ ૧
છોગલું એનું ચિત્તમાં, મારે અટક્યું આવી રે;
હાથ ગ્રહીને હેતમાં, મુજને બોલાવી રે. છો૦ ૨
સુખ ના આવે ધામમાં, ઘર કામ ભૂલી રે,
જગનો જીવન જોઈને, ફરું છું હું ફૂલી રે. છો૦ ૩
શું કરે સંસારીયો, લજ્યા લોકની ટાળી રે;
બ્રહ્માનદના નાથથી, લાગી છે તાળી રે છો૦ ૪

### પદ ૯૨૨ મું.

મન લોભાણુ રે, હેલી મારુ મન લોભાણુ રે;
ચતુર વરની ચાલમાં મારુ મન લોભાણુ રે. ટેક.
ચગી રગી ચાખડી, ચાલે ગજની ચાલ રે;
છેલ છબીલા શ્યામને, જોતા થઈ નિહાલ રે. ચ૦ ૧
આંખડીયું અણીઆળીયું, વાલો ભીને વાને રે;
ચોરી લીધું ચિત્તડું, મોરલીની તાને રે. ચ૦ ૨
ફાવે ગજરા પુલના, શીર પુલની ટોપી રે;
ઠાવકી જોતાં થઇ ગઈ, ગુલતાન ગોપી રે. ચ૦ ૩
મોહનજીની મૂરતી, પલ એક ન મેલું રે;
બ્રહ્માનંદના સ્વામીયે, કીધી રંગની રેલું રે. ચ૦ ૪

### પદ ૯૨૩ મું.

પ્રીત બધાણી રે, હેલી મારે પ્રીત બધાણી રે;
શ્યામ સલુણા સાથ, મારે પ્રીત બંધાણી રે. ટેક.
આવીને ઉભો આગળે, પીતાંબર પેરી રે,
માલ ગળા વીચ માવને, શોભે પુલડાં કેરી રે. શ્યા૦ ૧
રસ ભર્યા લળકી રહ્યાં, કાને કુંડળ કાજુ રે;
બે ભુજામાં બાંધીયા, ફુલોના બાજુ રે. શ્યા૦ ૨
મીઠી વાયે મોરલી, વાલો તીખે તાને રે;
રસ બસ કીધી રગમાં, કોડીલે કાને રે. શ્યા૦ ૩

મઢીરીયામાં મુજને, મળ્યા શ્યામ સોહાગી રે;
બ્રહ્માનંદનો નાથ જોઇ, ભવ ભાવઠ ભાગી રે. શ્યા૦ ૪

પદ ૯૨૪ મું–રાગ કવિત ટોડી.

તેરીસું કનૈયા તેરે, નીકે જાદુગારે નેન;
જાદુહુંસે સબ બ્રજ, વશ કરી ડાર્યો હે. તેરી૦ ૧
જાદુ તેરે જોર જાન, પૂતનાકે હેરે પ્રાન;
બક અઘ આદી યાકો, કુલહી સંઘાર્યો હે. તેરી૦ ૨
જાદુહુંકી ચોટ ભારી, નથ્યો જલ પેઠ કારી,
એહી જાદુ કરી ગિરિ,–રાજ કર ધાર્યો હે. તેરી૦ ૩
જાદુસે બજાઇ બેન, કીની ખટ માસ રેન;
બ્રહ્માનંદહુંકે શ્યામ, કામ મદ ટાર્યો હે. તેરી૦ ૪

પદ ૯૨૫ મું.

પ્યારે રંગ ભીને કહાન, મોહી મેં તો ભીને વાન;
શ્યામરે સુજાન તેરી, છબી મોય પ્યારી હે. પ્યારે૦ ૧
પાઘકો બન્યો મરોર, છોગે ઝુકે ચહુ ઓર;
ભ્રમર ભ્રમત જોર, ફૂલકી ખુમારી હે. પ્યારે૦ ૨
કલંકી ધરી દયાળ, જરે હીરા મોતી લાલ;
કેશર તીલક ભાલ, શોભા જગ ન્યારી હે પ્યારે૦ ૩
ભ્રુકુટી વીનોદ એન, લાજત હે દેખી મેન;
બ્રહ્માનંદ કહે નેન, પ્રેમકી કટારી હે પ્યારે૦ ૪

પદ ૯૨૬ મું.

નીકે કરી દેખ આલી, નીકે બને વનમાલી;
નીકી પાઘહુંમે તોરા, નીકે લટકાયે હે. નીકે૦ ૧
નીકે ઓઢે હે દુસાલ, મોતીનકી નીકી માલ;
કેસરકો નીકો ભાલ, તીલક બનાયે હે. નીકે૦ ૨
નીકે હે કપોલ ગાત, મુખ નીકે મુસકાત,
દારમકે બીજ નીકે, દંત છબી છાયે હે. નીકે૦ ૩
નીકી લે બસી હાથ, નીકે સબ સખા સાથ;
નીકે વ્રજનાથ બ્રહ્મા,–નંદ મન ભાયે હે. નીકે૦ ૪

પદ ૯૨૭ મું.

સુંદર રસીલે નેન, સુંદરહી સુખ દેન:
સુંદર બની હે છબી, સુંદર જાનકી. સુંદર૦ ૧

સુંદર બસન સાર, સુંદર હી મોતી હાર;
સુંદર દેખાત શોભા, ભીને તન વાનકી. સુંદર૦ ૨
સુંદર અનુપ રીત, સુંદર બઢાત પ્રીત;
સુંદર બની હે છબી, ભ્રુહન કબાનકી. સુંદર૦ ૩
સુંદર મરોર સારી, બ્રહ્માનન્દ બલિહારી;
સુંદરતા મોય પ્યારી, રંગભીને કહાનકી. સુંદર૦ ૪

## પદ ૯૨૮ મું-રાગ ટોડી.

પ્રાણનાથ ઘનશ્યામ પીયાકે, વદન કમલપર જાઉં બલીહારી. પ્રા૦ ટેક.
મકરાકૃત કુંડળ કાનનમે, ફુલ માલ સુંદર ગલ ડારી. પ્રા૦ ૧
ચલની અતી ગજકી ચાતુરતા, હંસહુંકી ઉપમા લખી હારી. પ્રા૦ ૨
રૂપ અલોકીક દેખી પીયાકો, મગન ભઈ બ્રખુભાન કુમારી. પ્રા૦ ૩
બ્રહ્માનન્દ મુકુંદકી મૂરતી, નેનનકે પટમેં લે ધારી. પ્રા૦ ૪

## પદ ૯૨૯ મું.

લાલ લખે મગ જાત સખીરી, કહા જાનું મોકું કહા કીના. લા૦ ટેક.
મેરી ઓર દેખી મનમોહન, લટકહુંસે મનકું હર લીના. લા૦ ૧
એક હસ્ત કરી કમલ ફેરાવત, દુજો હસ્ત સખા ગલ દીના. લા૦ ૨
નેન બાન બ્રજરાજ કુંવરકે, લાગ ગયે ઉરમે નહીં ચીના. લા૦ ૩
બ્રહ્માનન્દ ભઈ મે રસબસ, યાકે રંગ મેરા મન ભીના. લા૦ ૪

## પદ ૯૩૦ મું.

લાગી લગન ઘનશ્યામ ચરનકી, ટરત નહીં અંતરસે આલી. લા૦ ટેક.
સુંદર વદન મનોહર શોભિત, લલીત અલોકીક નેનકી લાલી. લા૦ ૧
રૂપ મીલ્યો ઘનશ્યામ છબી મેહી, ચૌદ ભુવન અબ હો ગયે ખાલી. લા૦ ૨
શોભા ધામ દેખી સુખસાગર, નિશક ભઈ મે તો નીપટ નિહાળી. લા૦ ૩
બ્રહ્માનન્દ વસો અખીયનમે, મનમોહન છેલો વનમાળી. લા૦ ૪

## પદ ૯૩૧ મું.

નંદ કુંવર ઘનશ્યામ સાંવરો, મોહન આય બસ્યો દ્રગમાંઇ. નં૦ ટેક.
નિરખત વદન મદન છબી લાજત, મેં એહી ચરન કમલ લપટાઇ. નં૦ ૧
રેન દીવસ રહે નેનકી આગી, એક પલક તજી દુર ન જાઇ. નં૦ ૨
પ્રાણ પીયા ઘનશ્યામ વદનપર, શોભા અખીલ ભુવનકી છાંઈ. નં૦ ૩
બ્રહ્માનન્દ કમલ લોચનપર, વારમવાર સદા બલ જાઇ. નં૦ ૪

### પદ ૯૩૨ મું–રાગ વેલાવલ.

છબી સુભગ સલુણે શ્યામકી, મેરે આય વસી ઉર વીચરી,
રૂપ અલોકીક દેખ કેરી, કોટી લજત તનુ કામકી. છ૦ ટેક૦
અજબ લગત ઉરપરે અતી, શોભા મુક્તા દામકી;
નીરખ મગ્ન ભઇ પ્રેમમેરી, સબ ત્રીય ગોકુળ ગામકી. છ૦ ૧
બહુત રસીક મુખ બોલની, પીય સંતનકે અભીરામકી;
મોહન વદન વીલોકકે, મેં સુરત બીસર ગઇ ધામકી. છ૦ ૨
લાવનતા શુભ લાલકી હીય, પુરણુ સબ વીધી હામકી;
બ્રહ્માનદ ઉર અંતરે લગી, રટના નટવર નામકી. છ૦ ૩

### પદ ૯૩૩ મું.

બની મુરતી અજબ વ્રજરાજકી, એરી થકીત ભઇ મે દેખકે;
મોર મુગટ કર મોરલી અતી, શોભા સબ તન સાજકી. બ૦ ટેક૦
મંદ મધુર મુખ હાસ હે, દોઉ નેન કમલ રીપુ રાજકી;
અધુર સુધારસ પાનસે કરી, પ્રફુલ્લિત કાંતિ સમાજકી. બ૦ ૧
નિરખત પરવસ હો ગઈરી, સુધ જ્યું ભૂલી ગૃહ કાજકી;
ગેલ ચલી ગોવિંદકે વે, અટક તજી જગ લાજકી. બ૦ ૨
લાલ ચમનમે લગ રહી આલી, સુંદર ગુનકે ઝાંઝકી;
બ્રહ્માનન્દ બરને કહા છબી, અકલ અલોકીક આજકી બ૦ ૩

### પદ ૯૩૪ મું.

આજ સુંદર શોભીત શ્રીહરી, સખી દેખત મન લલચાયરી;
બનકે બેઠે આય કે એરી, અજબ સિંહાસન ઉપરી. આ૦ ટેક.
બદન કમળ વિકસી રહ્યો, દોઉ અખીઆં સલુની રગ ભરી;
રસીક મનોહર રૂપસેં એરી, કોટી મદન છબી તુચ્છ કરી. આ૦ ૧
રુચિર તિલક શુભ ભાલમે, શુભ પાઘ સુરંગી શિર ધરી;
લલિત કલંગી ઝુક રહી, મુક્તાફળ માનકસે જરી. આ૦ ૨
નૌતમ નટવર નાથકી છબી, નિરખત સમ નેનું ઠરી;
બ્રહ્માનન્દ યા રૂપકે જન, આશક ભવ નાવે ફરી. આ૦ ૩

### પદ ૯૩૫ મું.

માઈ દેખોરી સુંદર વર આયે કે, કર લેયોરી સુફલતા નેનકી;
તખત બીરાજત શ્યામરો, અંગ બહુ વીધી રૂપ બનાયકે. મા૦ ટેક.
વનમાલા નૌતમ બની, ઝુક ભમર રહે લલચાયકે;
લાલ કસુંબી પાઘપેં, શુભ તોરા શીર લટકાયકે. મા૦ ૧

અરુણ કમલવત નેન હે, અતી વિમલ રહે વીકસાયકે,
રસીક સલુને રૂપમે રહી, વ્રજ જુવતી લોભાયકે. મા૦ ૨
નીરખત મૂરતી નાથકી, નહીં રહત જ્યું નેન અઘાયકે;
બ્રહ્માનન્દ રસબસ ભઈરી, પ્રેમ મગન સુખ પાયકે. મા૦ ૩

## પદ ૯૩૬ મું–રાગ બીલાવલ.

આલીરી આઈ વશ્યો દ્રગ નદ દુલારો; આ૦ ટેક.
બેઠત ચલત જાગત સુપનમેં, નેક ન હોવત ન્યારો. આ૦ ૧
મંદ મદ મુખ હાસ મનોહર, નેન કમળ મતવારો. આ૦ ૨
બ્રહ્માનન્દકો નાથ રંગીલો, દીલકી જાનનહારો. આ૦ ૩

## પદ ૯૩૭ મું.

દેખોરી નવલ બને છબી લાલ કનૈયા, દે૦ ટેક.
મુગટ જરાવ માળ ગળે મોતીન, કુડળ કાન ધરૈયા. દે૦ ૧
નેન સકોમળ દેન સદા રસ, મધુર મધુર સુર મોરલી બજૈયાં. દે૦ ૨
બ્રહ્માનન્દ જાવત બલિહારી, વ્રજ જુવતીન સુખ દૈયાં. દે૦ ૩

## પદ ૯૩૮ મું.

માઈરી મન હર લીનો મેરો કુજવિહારી, મા૦ ટેક.
ટેડી ચાલ પાઘ શીર ટેડી, ટેડી નજર નીહારી. મા૦ ૧
મસ્તલાલ કર ગેદ ઉછારત, ભાલ તિલક છબી ભારી. મા૦ ૨
બ્રહ્માનદ મદ મુખ હસકે, વશ કીની વ્રજ નારી. મા૦ ૩

## પદ ૯૩૯ મું.

મોકુરી કહાન કુંવર આલી, કહો કહા કીનો, મો૦ ટેક.
વ્રજ જીવન બન બેન બજાય કે, તુરત પ્રાણ હર લીનો. મો૦ ૧
મે યાકી ગતી કછુવે ન જાની, ડગર ચલત ચિત્ત દીનો. મો૦ ૨
બ્રહ્માનન્દ વસે નેનનમેં, નન્દનન્દન રંગભીનો. મો૦ ૩

## પદ ૯૪૦ મું–રાગ વેળાવળ.

હાંરે, તારી માધુરી મૂર્તિપર બલિહારી,
છેલ ચતુર પીયા શ્યામ સનેહી;
તારી માધુરી મૂર્તિપર બલિહારી,
છેલ ચતુર પીયા શ્યામ સનેહી. ટેક.

છબી તો તેહારી મારા શ્યામ સોહાગી;
હાંરે હું તો નિરખીને થઇછું જગથી ન્યારી. છે૦ ૧
મોતીડાંની ઉર માળ મનોહર,
હાંરે કાજુબાજુની બની છે શોભા સુખકારી. છે૦ ૨
આંખડલી નૌતમ અણીયાળી,
હાંરે તેણે વેધીને લીધી છે વ્રજની નારી. છે૦ ૩
બ્રહ્માનન્દને અંતર વસીયા,
હાંરે ગુણસાગર નટવર ગિરિધારી. છે૦ ૪

પદ ૯૪૧ મું.

હાંરે, વહાલા છેલછબીલા પ્યારા વ્રજવાસી,
નાથ નયનથી નિમખ ન મેલું;
વહાલા છેલ છબીલા પ્યારા વ્રજવાસી,
નાથ નયનથી નિમખ ન મેલું. ટેક.
અંતરમાંહી વસી છે આવી,
હાંરે રૂડી હેત સહીત મુખની હાંસી. ના૦ ૧
ચાલ મનોહર ચિત્તડાંને ચોરે,
હાંરે કહાના રસીક સુંદર વર સુખરાશી. ના૦ ૨
ગજમોતી પુલડાં કેરા ગજરા,
હાંરે જાણું પ્રેમ તણી બાંધેલ ફાંસી. ના૦ ૩
બ્રહ્માનંદને નેણ વસીહે,
હાંરે તારી આ છબી સુંદર અવીનાશી. ના૦ ૪

પદ ૯૪૨ મું.

હાંરે, મારા શ્યામ મનોહર છોગાળા,
લાલ નવલ લોચનિયામાં રાખુ;
મારા શ્યામ મનોહર છોગાળા,
લાલ નવલ લોચનિયામાં રાખું. ટેક.
આંગણીએ રે મારે નીત નીત આવો,
હાંરે તમે રમઝમ કરતા રઢીઆળા. લા૦ ૧
તમ રે વીના મારે પળ નવ ચાલે,
હાંરે મારા મંદીરીયાના તમે રખવાળા. લા૦ ૨
ચાલ અજબ ચાલો ગજ કેરી,
હાંરે વારી મોહન રંગભર મચરાળા. લા૦ ૩

બ્રહ્માનંદને અટકી આવી,
હાંરે મનડામાં ગજ મોતીની માળા. લા૦ ૪

પદ ૯૪૩ મું.

હાંરે સુખસાગર નાગર શ્યામળિયા,
પ્રાણજીવન મારે મંદિર પધારો;
સુખસાગર નાગર શ્યામળિયા,
પ્રાણજીવન મારે મંદિર પધારો. ટેક.
પ્રીતડી કરીને મારા નાથ પેરાવું,
હાંરે હાથે સુવર્ણ જડાવું સાંકળીયાં. પ્રા૦ ૧
મન ગમેતા જમજો હરિ મેવા,
હાંરે મહીં માંખણ ઘૃત સાકર મળીયાં. પ્રા૦ ૨
સોનેરી શીર પાઘ બનાવું,
હાંરે પેહેરો પરમ સ્નેહી પીયા પાતળીયા. પ્રા૦ ૩
બ્રહ્માનંદના શ્યામ વિસામા,
હાંરે ઘણે હેતે લેઉં હું તારાં ઘાંઘળીયાં. પ્રા૦ ૪

પદ ૯૪૪ મું–રાગ વેરાવળ.

રાધારમણ રસીક વ્રજરાજ, રાધારમણ રસીક વ્રજરાજ;
મોર મુગટ શીરપર કર મુરલી, પ્રગટ ભયે નીજ જનકે કાજ. રાધા૦ ૧
અંગ ઉમગ રહત રગ અપને, સગ સખા સુંદર સબ સાજ;
ઉર બનમાળ વિશાળ અલૌકિક, નીરખત જાત કષ્ટ સબ ભાજ. રાધા૦ ૨
પ્રૌઢ પ્રતાપ અધિક પ્રભુતાઈ, દેખી હોત દુષ્ટન મન દાઝ;
મુખકી શોભા નવલ મનોહર, કોટી કોટી કંદ્રપ છબી લાજ. રાધા૦ ૩
નેન કમલ જદુકુળકે નાયક, તીન ભુવન પતિ દીન નીવાજ;
બ્રહ્માનન્દ મીલે મનમોહન, ભાગ્ય બડે મેરે ધન્ય આજ. રાધા૦ ૪

પદ ૯૪૫ મું.

રાધારમણ વસે દ્રગ આય, રાધારમણ વસે દ્રગ આય;
લાલ કમલ દ્રગ ભાલ મનોહર, વદન દેખી છબી ચંદ્ર લજાય. રાધા૦ ૧
મન રંજન મુખ મોરલી બજાવત, રસિક શ્યામ સુંદર જદુરાય;
નટવર તાન સુનાયકે નીકી, ગોપીનકુ કરી સાન રીઝાય. રાધા૦ ૨
પેચ અનૂપ અજબ શીર પગીયાં, સો લીની પુલન કરી છાય;
લટક રહી શુભ નવલ કલંગી, તેહી છબી મુખ કરી નાહીં કહાય. રાધા૦ ૩

શોભિત ગજ ગતિ ચલત શ્યામરો, સુર વનિતા દેખત સબ ધાય;
બ્રહ્માનન્દ નિરખી રાધાવર, થકિત રહે લોચન લલચાય. રાધા૦ ૪

પદ ૯૪૬ મું.

રાધારમણ નયન શનગાર, રાધારમણ નયન શનગાર;
નવલ છબી સુંદર નટનાગર, કરુણા સાગર નન્દકુમાર. રાધા૦ ૧
ફુલનકરી ઢકે શીર પગીયા, જરકસી લસત મનોહર તાર;
મદ મંદ ગતિ ચલત શ્યામરો, નિરખત મગન રહત વ્રજનાર. રાધા૦ ૨
કબહુક ફુલન ગેદ ઉછારત, કબહુ કરત ગોપીનસે રાર;
કબહુક મધુરી બેન બજાવત, એસે નૌતમ ચરિત્ર ઉદાર. રાધા૦ ૩
પ્રાણનાથ ઘનશ્યામ પીયાપર, કોટી મદન છબી ડારુ વાર;
રાધારમણ રસિકકે ઉપર, બ્રહ્માનન્દ જાવત બલિહાર. રાધા૦ ૪

પદ ૯૪૭ મું.

રાધારમણ રસિક વ્રજચદ, રાધારમણ રસિક વ્રજચદ,
મદ હસત મુખ બેન મનોહર, કમલ નયન કેવળ સુખકદ. રાધા૦ ૧
કીનો ભાલ તિલક કેસરકો, ઢાલ બને ઉર ચાલ ગયદ;
જાકે ગુન શેષાદિક ગાત, નિરખત વદન મીટત ભવ ફદ. રાધા૦ ૨
વ્રજ પ્રગટે વ્રજરાજ વિહારી, કસાદિક અઘ અસુર નિકંદ,
કરી કરી હરખ દરશકે કારણ, અમર સહિત આવત ચલી ઈદ. રાધા૦ ૩
ગો ગોપી ગુલતાન ભયે સુની, ગહરે સ્વર ગાવત ગોવિન્દ,
વારમવાર રાધા વરકે પર, બલ બલ જાવત બ્રહ્માનન્દ રાધા૦ ૪

પદ ૯૪૮ મું–રાગ ધન્યાશ્રી.

મારા કેશરીયાવર કહાન, જાઉ તારે વારણીયે,
મોહી છું મોરલડીને તાન, આવી ઉભી બારણીયે. ટેક
આવી વસ્યું છે મારે અતરે રે, વાલા રૂપ અલોકિક તારુ,
છેલ છબીલું તારુ છોગલુ રે, મુને પ્રીતમ લાગે પ્યારુ. જા૦ ૧
સુભગ સોના કેરા સાકળા રે, માંહે ચુની રતન જડાઉ,
નવલ રગીલા મારા નાથજી રે, હુ પ્રેમ કરીને પેરાવુ જા૦ ૨
પુલ તણી રે માળા પુટડી રે, વારી પ્રાણજીવન તમે પેરી,
બ્રહ્માનદના વાલમા રે, મારા લાડકડા રગ લેરી. જા૦ ૩

પદ ૯૪૯ મું.

મોહી છુ વાલમ ભીને વાન, મોહન મરમાળા રે,
થઈ રૂપ જોઇને ગુલતાન, રસિયા રૂપાળા રે. ટેક.

રસીક સલુણા રુડા રૂપમા રે, વારી મનડું આવી મોહ્યું;
છેલ છબીલા મારુ ચિત્તડુ રે, તારી પાઘડલીમાં પ્રોયું. મો૦ ૧
ભાલ તીલક સોયામણું રે, મીઠી મુખડા કેરી વાણી;
કુંડળીએરે તારે કાનજી રે, મારુ મનડું લીધું તાણી. મો૦ ૨
અંબર આભુષણ અગમાં રે, નીત પહેરીને દરશન દેવું;
બ્રહ્માનદના વહાલમા રે, વહાલા બીજું નહીં તમ જેવું. મો૦ ૩

## પદ ૯૫૦ મું.

મારા શ્યામળીયા સુખ ધામ, મોહી છુ મરકલડે રે;
તમને જોઈને સુંદર શ્યામ, ચિત્તડે રગ ચડે રે. ટેક.
તમ કારણ મારા નાથજી રે, મે તો જગની લજજા ત્યાગી;
રસીયા તારા રૂપમાં રે, મારી લગની અહોનિશ લાગી. મો૦ ૧
હાથ કડાં બેહુ હેમનાં રે, તમે પેર્યા પ્રીતમ પ્યારા;
નટવર રાખુ નયનમાં રે, નીત મોહન જીવન મારા. મો૦ ૨
છબી જોઈને તારી છેલવર, મારી મન વૃત્તિ લોભાણી;
બ્રહ્માનદના વાલમા રે, આવી તમ સંગ પ્રીત બંધાણી. મો૦ ૩

## પદ ૯૫૧ મું.

મારા લેરખડા નદલાલ, વાલી તારી વાતડલી રે,
જોઈને ચટક રગીલી રુડી ચાલ, ઠરે છે મારી છાતડલી રે. ટેક.
વ્રજજીવન તારી વાતડી રે, મારે પ્રીતમ અતર પેઠી;
નિમખ ન મેલું મારા નાથજી રે, હું તો સમરુ સૂતી બેઠી. વા૦ ૧
રાજેશ્વર તારા રૂપમાં રે, મે તો મનવૃત્તિ ઠેરાવી;
મોહન તારી મૂરતી રે, રહી આંખડલીમાં આવી. વા૦ ૨
અજબ સોનેરી પેહેરી ઉતરી રે, મહીં માણેક જડીયેલ મોતી;
બ્રહ્માનદના વાલમા રે, હુ તો જીવુ છુ નીશ દીન જોતી. વા૦ ૩

## પદ ૯૫૨ મું–રાગ ધન્યાશ્રી.

છેલા ચાલતા ગજ ચાલ, આવો મારે આંગણે;
હુ તો મોહી છું મોહનલાલ, તોરે ફુલડાંતણે. ટેક.
પ્રીતમ પેર્યો પ્રેમથી તમે, સોનેરી સુરવાળ;
જરકસીયા જામાતણી, મારા ચિત્તડામાં ખુતી ચાળ. આ૦ ૧
રૂપાળો રત્ને જડ્યો, કાજુ શોભે કમર કટાર,
ગુણીયલ ગજ મોતી તણો, રાજે હૈડા ઉપર હાર. આ૦ ૨

સુંદર મુખ સોયામણું, જોઈ લાજે શશીયર ક્રોડ;
બ્રહ્માનંદના વાલમા, તારા મોલીડાનો અજબ મરોડ. આ૦ ૩

પદ ૯૫૩ મું.

ઓરા આવોને પ્રાણુ આધાર, વાલા મારે ઓરડે.
હું તો મોહી છુ નન્દકુમાર, બાજુ કેરે બોરડે. ટેક.
સોના કેરાં સાંકળાં, પેર્યાં રસીયા જાદવ રાય;
હરીવર લટકાં હાથનાં, મારે અટકયાં અંતર માંય. વા૦ ૧
અજબ અલોકિક આંગળી, રાજે નખ મણી લાલ સમાન;
શોભા વીંટી વેઢની, કાજુ રાજે છે રસીયા કાન. વા૦ ૨
અગ અંગ પ્રતી ઓપતા, શોભે સુંદર વર શણગાર;
બ્રહ્માનન્દના વાલમા, તારી બાનકની બલિહાર. વા૦ ૩

પદ ૯૫૪ મું.

વાલી લાગે છે વ્રજચદ, પ્યારા તારી પાઘડી;
મરમાળા બાલમુકુંદ, જીવડલામાં જડી. ટેક.
ફુલ દડો ઉછાળતા, જયારે સામા આવો છો છેલ;
જાદવ સામું જોઈને, મારા નાથ ઠરે છે નેણુ. પ્યારા૦ ૧
અતી મરમાળી આખડી, કાંઇક સુંદર રાતી કોર;
આડી નજરે હેરતા, કાજુ લાગો છો નન્દકીશોર. પ્યારા૦ ૨
આંટો ઉપરણી તણો, ભાળી વાધે છે મનમાં ભાવ;
બ્રહ્માનન્દ જાયે વારણે, તારાં મુખડાં ઉપર માવ. પ્યારા૦ ૩

પદ ૯૫૫ મું.

રુડી લાગે છે વ્રજરાજ, છબી તારી શ્યામળા,
કહાના મનડુ લેવા કાજ, ચાલો છો ઉતાવળા. ટેક.
આવીશ હું અલબેલડા, વારી ગિરિધર તારી ગેલ;
કુબુદ્ધિડાં નિંદા કરી, છોને મૂરખ ધોતાં મેલ. છ૦ ૧
રસીયા તારા રગની, લાગી ચટકી ચિત્તડાં માંય;
શંક તજી સગ ડોલશું, હવે જગથી ડરે રે બલાય. છ૦ ૨
અચળ તમારો આશરો, મારે નહીં બીજાની આશ;
બ્રહ્માનદ કહે રાજના, અમે દામ વીનાના દાસ. છ૦ ૩

પદ ૯૫૬ મું–રાગ ધન્યાશ્રી.

મારા લેરખડા ગિરિધારી રે, હું બલિહારી;
વહાલા મૂરતી મનોહર તારી રે, હું બલિહારી. ટેક૦

ફેંટો બાંધ્યો પુટડો રે, શીરે લાલ કસુંબી લેરી;
આંખડીયું અણીઆળીયું રે, જોઇ તન ધન નાખુ ફેરી. હું૦ ૧
ગરક ગુલાબી ફુલના રે, તમે તોરા સુંદર ધરીયા;
નટવર રાખુ નેણુમાં રે, મારા કહાનડ વર કેસરીયા. હું૦ ૨
ગુણીઅલ ધીરે ગાવતા રે, તમે નાંખો છો રગ ઢાળી;
બ્રહ્માનંદના વહાલમા રે, તારી લાલ છબી લટકાળી. હું૦ ૩

### પદ ૯૫૭ મું.

છેલા કાનડ કામણુ ગારા રે, પ્રીતમ પ્યારા;
તમે નટવર નંદદુલારા રે, પ્રીતમ પ્યારા. ટેક૦
મોતીડે છાયું મોળીયું રે, વારી અંતર ભીજેલ અંગી;
શોભા તારી શી કહું રે, મારા લાલ પીયા નવરંગી. પ્રી૦ ૧
કુંડળ કાજુ કાનમાં રે, બાંયે બાજુ નગ જડેલાં;
ગજરા ફુલ ગુલાબના રે, મારા ચિત્તડામાંહી ચડેલાં. પ્રી૦ ૨
હાથ કડા બેઉ હેમનાં રે, વારી અજબ નવલ આંટાળાં;
બ્રહ્માનંદના વહાલમા રે, તારાં લોચનીયાં મરમાળાં. પ્રી૦ ૩

### પદ ૯૫૮ મું.

છેલા નટવર સાચા સંગી રે, હો નવરગી;
મારી જોઇને નજર ઉમગી રે, હો નવરંગી. ટેક૦
શ્યામ સનેહી શ્યામળા રે, તારે છોગલીયે ચિત્ત લાગ્યું;
નાથ અલોકિક નેણુનું રે, મારે બાણુ હૈયામાં વાગ્યું. હો૦ ૧
સાવ સોનેરી સેહરો રે, રૂડી ઉપરણી આંટાળી;
થકીત થઇ રે હું તો ઠાવકી રે, તારા ભાલ તીલકને ભાળી. હો૦ ૨
કાજુ ગૌર કપોલમાં રે, વહાલા તીબકડી સુખકારી;
બ્રહ્માનંદના વહાલમા રે, હું તો આદ્ય અત્ય મધ્ય તારી, હો૦ ૩

### પદ ૯૫૯ મું.

રૂડી મુરતી તારી રૂપાળી રે, હો વનમાળી;
મીઠી મુખવાણી મરમાળી રે, હો વનમાળી. ટેક૦
લોચનીયામાં લાલજી રે, વારી રસીક ચતુર વર રાખુ;
એક પગભર ઉભી રહું રે, કેદી કઠણુ વચન નવ દાખું. હો૦ ૧
મોહન મીઠી બોલની રે, મારાં ચિત્તડાંને નીત ચોરે;
હરીવર જોતાં હું થઈ રે, પ્યારા ગરક ગુલાબી તોરે. હો૦ ૨

ગોપી ગોકુળ ગામની રે, તમે મગન કરી મતવાલી;
બ્રહ્માનન્દના વાલમા રે, તારી આંખડલી અણીયાલી. હો૦ ૩

પદ ૯૬૦ મું-રાગ ધન્યાશ્રી.

મુગટહુકી શોભા સરસ બની, મુગટહુકી શોભા સરસ બની;
વીવીધ ભાત નંગ જડે અલોકીક, હીરા લાલ મની. મુ૦ ૧
રતન સિંહાસન શ્યામ બીરાજત, મુનીયન ભીર ઘની;
સુંદર સ્વર કરકે ઋષિ મંડળ, બોલત વેદ ધુની. મુ૦ ૨
કૌ ગાવત કૌ તાલ બજાવત, ઠાડે વીવીધ ગુની.
શ્યામ રીઝાવન સબ હી દેખાવત, ચતુરાઇ અપની. મુ૦ ૩
જાકી શોભા કહુત નિરંતર, શેષ હજાર ફની;
બ્રહ્માનંદ મુગટ છબી નિરખત, ભઇ અખી સુખની. મુ૦ ૪

પદ ૯૬૧ મું.

મુગટ શિર ધારે ગિરિધારી, મુગટ શિર ધારે ગિરિધારી;
કોટી કોટી કંદ્રપકી શોભા, જેહી દેખત હારી. મુ૦ ૧
કંચનહુંકો મુગટ અલોકીક, સુંદર સુખકારી;
ભાતભાતકે રંગ ભરે મહીં, નંગ જડીત ભારી. મુ૦ ૨
સુર નર મુનિવર દેખન આયે, આઇ સુરનારી;
નિરખત છબી મગન ભયે મનમે, બ્રહ્મા ત્રિપુરારી. મુ૦ ૩
ભૂષન વસન પહેર કનકાસન, બેઠે વનમારી;
બ્રહ્માનન્દ ઘનશ્યામ મુગટપર, જાવત બલિહારી. મુ૦ ૪

પદ ૯૬૨ મું.

મુગટ છબી દેખોરી માઇ, મુગટ છબી દેખોરી માઈ;
નીકે આજ બને નટનાગર, શોભા અંગ છાઇ. મુ૦ ૧
અંબર નવલ નવલ આભૂષણ, કમલ લીયે કરમાંઈ;
કાનનમે કુંડલકી કાન્તિ, બરની ન જાઇ. મુ૦ ૨
બેશ બનાય નવલ પિયા બેઠે, કનક સિંહાસન આઈ;
મોતીનકી ગલમાલ મનોહર, સુંદર સુખદાઈ. મુ૦ ૩
બાન સુભગ જન માન બઢાવત, પ્રફુલ્લ વદન સદાઈ;
બ્રહ્માનંદ શ્યામ ઘન મૂરતી, નેનનમે ઠેહરાઈ. મુ૦ ૪

પદ ૯૬૩ મું.

મુગટહુંકી શોભા કહી ન પરે, મુગટહુંકી શોભા કહી ન પરે;
અજબ અલોકીક મસ્તક ઉપર, સુંદર શ્યામ ધરે. મુ૦ ૧

ચારહી ઓર રતનકી ચોકી, બીચ બીચ લાલ જરે;
પ્રીત સહીત સનકાદીક નારદ, દરશન આય કરે. મુ૦ ૨
એહી મુગટકે ફેરે ફેરે, વ્રજત્રીય જુથ ફ્રરે;
શ્યામ છબી નિરખનકે કારન, આપસમે ઝગરે. મુ૦ ૩
જાકો ધ્યાન ધરત શિવ જોગી, અતર હરખ ભરે;
બ્રહ્માનંદ કહત એહી કરીકે, અગણીત જીવ તરે. મુ૦ ૪

*પદ ૯૬૪ મું.–(એરી એરી માયા જ રંગ, એ ઢાળ.)

મુગટકી શોભા વ્રજજનકે સુખકારી, એરી લાગત પ્યારી. ટેક.
મનમોહન શીર મુગટ મનોહર, ધારે ગિરિવર ધારી. એરી૦ ૧
નંગ જડીત માહીં રંગ રગકે, ભઈ શોભા અતી ભારી. એરી૦ ૨
ઉમગ ભરી સબહી ચલી આવત, નિરખન કુંજવિહારી. એરી૦ ૩
બ્રહ્માનદ મુગટ છબી ઉપર, સરવસ નાખુ વારી વારી. એરી૦ ૪

પદ ૯૬૫ મું–રાગ નાયકી.

ચતુર પીયારી, મેરા ચતુર પીયારી, મેરા ચતુર પીયા;
અખીયનકે બીચ રાખી લીયારી. મે૦ ટેક.
શોભિત ભાલ વિશાલ મનોહરરી, કેશરકો શુભ તિલક કીયારી. મેરા૦ ૧
શરદ કમલસે હય દૃગ સુંદર, સુંદર હાર હીયારી. મેરા૦ ૨
નટવર નાથ સુજાન નિહારતરી, બ્રહ્માનંદ ગરીબ જીયારી. મેરા૦ ૩

પદ ૯૬૬ મું.

રીઝ રઈરી, મે તો રીઝ રઈરી, મે તો રીઝ રઈ;
રસકે રસીલેસે ભેટ ભઈરી. મે૦ ટેક.
જમુના તીર સંગ સખીયન કેરી, નીર ભરન કેરી કાજ ગઈરી. મે૦ ૧
મોહનલાલ મીલે મોય મગ વિચ, શિરપર પાઘ નઈરી. મે૦ ૨
બ્રહ્માનંદ મગન ભઇ દેખતરી, સુધ બુધ મેરી યાને ચોર લઈરી મે૦ ૩

પદ ૯૬૭ મું.

ચિત્ત અટકીરી, મેરે ચિત્ત અટકીરી, મેરે ચિત્ત અટકી;
નવલ છબીરી નાગર નટકીરી. મે૦ ટેક.
મોતીનકો સેહરો મન મોહતરી, લર સુંદર નૌતમ લટકીરી. મે૦ ૧
જરકસી પાઘ લસત શિર ઉપરરી, રંગહુકી ચટકીરી. મે૦ ૨
બ્રહ્માનંદ લીયો ચિત્ત પ્રીતમરી, લોક લજ્યા સગરી પટકીરી. મે૦ ૩

---

* બહારથી મેળવેલુ નવુ પદ

### પદ ૯૬૮ મું.

હરખ ભરીરી, અંખિયાં હરખ ભરીરી, અંખિયાં હરખ ભરી;
શ્યામરી સુરત દેખ્યા પ્રગટ હરિરી. અં૦ ટેક.
ફુલન ગેન્દ લીયે કર સુંદરરી, શિરપર ટેડી જ્યું પાઘ ધરીરી. અ૦ ૧
રસિક પીયા મેરે ઘરુ આયે, ધન ધન આજ ઘરીરી. અ૦ ૨
બ્રહ્માનંદ કહત મનમોહનરી, પલકનમે રાખું જતન કરીરી. અ૦ ૩

### પદ ૯૬૯ મું–રાગ પૂરવ.

છબી સુંદર નૌતમ જદુવરકી. છબી૦ ટેક.
છુટે પેચ અજબ રંગ છાયે, ભ્રુહનપર આયે ઢરકી. છબી૦ ૧
લાલ મનોહર નવલ કલગી, લટકી રહી મોતી લરકી છબી૦ ૨
નિરખત થકીત ભઈ મેં સજની, શુદ્ધ ન રહી કછુ નીજ પરકી. છબી૦ ૩
બ્રહ્માનંદ કોટી કદ્રપ છબી, એહી કરી હોય રહી હરકી. છબી૦ ૪

### પદ ૯૭૦ મું.

મન મોહન મોહની ડાર દઈ. મન૦ ટેક.
અથમત અરક ખરક બીચ ઠાડી, આય અચાનક ભેટ ભઇ. મન૦ ૧
નીરખત નીકો છેલ ગુમાની, મન મસ્તાની હોય રહી. મન૦ ૨
ભાયે મન મેરે મન ભાવન, ધેનુ દોહાવન ભૂલ ગઈ. મન૦ ૩
બ્રહ્માનંદ મુકુદકી મૂર્તિ, અખીયનકે બીચ ધાર લઈ. મન૦ ૪

### પદ ૯૭૧ મું.

વસી મોહન મૂર્તિ અખીયનમે. વસી૦ ટેક.
નવલ કીશોર મોરે મન ભાયે, ચોરી રખું દોય પખીયનમે. વસી૦ ૧
રસ બસ પ્રીતમ સંગ રહીહું, સરસ ભઇ સબ સખીયનમે. વસી૦ ૨
કોમળ નેન બેન તન કાતિ, માનહું જરે નગ નખીયન મે. વસી૦ ૩
બ્રહ્માનદ મુકુદ મુખ નિરખત, ચિત્ત ન ટીકત કછુ વિષયનમે. વસી૦ ૪

### પદ ૯૭૨ મું.

વ્રજજીવન આવત વનહુંસે. વ્ર૦ ટેક.
સાંજકી વેર ટેર મૃદુ મોરલી, શોભતહે ગૌધનહુસે. વ્ર૦ ૧
કમલ નેન અતિ નીલ કલેવર, નીકે લાગત ઘનહુસે. વ્ર૦ ૨
ધેનુ બોલાત ગાત મધુરે સ્વર, પ્રસંન રહત વ્રજ જનહુસે. વ્ર૦ ૩
બ્રહ્માનદ નંદનદન છબી, વિસરત નહીં પલ મનહુસે. વ્ર૦ ૪

પદ ૯૭૩ મું-રાગ ગોડી ગરબી.

શ્યામની છબી રે સખી શ્યામની છબી;
જોને ફુલડાંથી છાંઇ સખી. શ્યા૦ ટેક.
ફુલોના તોરાની ફોરે, ભમર કરે ગુંજાર,
અંગો અંગ હરીને ઓપે, ફુલડાંના શણગાર. શ્યા૦ ૧
કાનુમે ફુલડાંનાં કુંડળ, ફુલોના ભુજ બન્ધ;
ફુલતણા ગજરા ફાવે છે, સુંદર માંહી સુગધ. શ્યા૦ ૨
ફુલતણો શીર મુગટ જોઇને, મગન ફીરે વ્રજનાર;
પુલતણી શોભાપર જાયે, બ્રહ્માનન્દ બલિહાર. શ્યા૦ ૩

પદ ૯૭૪ મું.

ફુલની માળા રે શોભે ફુલની માળા;
એની સુન્દર વરને શોભે ગળે ફુ૦ ટેક.
નવલ કલગી પટકા ઉપર, તોરે હદ વાળી;
પુલની પછેડી ઓઢી, ઉભા વનમાળી. પુ૦ ૧
ફુલડાંની વૈજયતી માળા, હરિવરને ફાવે;
એ માળાને જોવા સારુ, ઈન્દ્રાદિક આવે. ફુ૦ ૨
ફુલ કલગી માથે લટકે, છબી નૌતમ સારી;
બ્રહ્માનન્દ કહે નટવર મૂરતી, નેણુમે ધારી. ફુ૦ ૩

પદ ૯૭૫ મું.

પુલની બની રે પોંચી ફૂલની બની;
હેલી નટવરજીને હાથે પોંચી પુલની બની. ફુ૦ ટેક.
ફુલતણાં છોગલીયાં ફરતાં, મેલ્યાં મરમાળાં;
કાનુ ઉપર પુલડાં ખોશ્યાં, લાગે રૂપાળાં ફુ૦ ૧
ફુલ દડો ઉછાળે વહાલો, લટકે મન લેવા;
એ લટકાને જોવા આવે, ભવ બ્રહ્મા જેવા. પુ૦ ૨
પુલડાંની ટોપી ગુંથીને, પ્રેમે પેરાવી;
બ્રહ્માનન્દ કહે એ છબી મેં તો, અંતર ઠેરાવી. ફુ૦ ૩

પદ ૯૭૬ મું.

મન મારું મોહ્યું રે આલી મન મારુ મોહ્યું;
એની ફુલડાંની શોભા જોઇને મન મારુ મોહ્યું. મ૦ ટેક.
ફુલડાં કેરા ગજરા ધાર્યા, સુંદર વર છેલે;
તે ગજરાની ફોરે ભમરા, કેડો ન મેલે. મ૦ ૧

પુલડાં કેરા તોડા પેર્યા, વ્રજજીવન વાલે;
ભુધરજી ફુલાંને ભારે, લટકતા ચાલે. મ૦ ૨
અલબેલાને સર્વે અગે, ફુલી ફુલવાડી;
બ્રહ્માનંદ કહે એ છબી જોવા, આવીશ હું દાડી. મ૦ ૩

### પદ ૯૭૭ મું.–રાગ ગોડી.

સખી ઉઠ ઉઠ ચલ દેખરી, છબી સુન્દર નંદકુમારકી;
ઉરકે ઉપર વિલસ રહે, શોભા ફુલન હારકી. છ૦ ૧
કોમળ દેખ ધરે કાનનમે, કલીયું કર્ણીકારકી;
જીહ કરકે કછુ કહી ન જાવે, છબી નૌતમ શણગારકી. છ૦ ૨
નન્દરાયકુ આય દેખાવત, ગૌવાં અપની પારકી;
બ્રહ્માનન્દ જાત બલિહારી, ગોકુળકે સરદારકી. છ૦ ૩

### પદ ૯૭૮ મું.

સખી નિરખ નિરખ રહી લલચાઇરી, મેરી અખીયાં નદકીશોરમે;
આજ અચાનક મે જો ગઈથી, નન્દમહરકી પોરમે. મે૦ ૧
અજબ નવીન અગરખી ઝેની, પહરી તન ચિત્ત ચોરમે;
વસી કરી ગૌવનકુ ટેરત, હેરત દૃગભર જોરમે. મે૦ ૨
ફુલન ગેદ ઉછારત કરસે, છકે જોવાની તોરમે;
બ્રહ્માનદ મગન ભઇ દેખત, વકી પાગ મરોરમે. મે૦ ૩

### પદ ૯૭૯ મું.

એરી અબહી ગયો નદલાલરી, સખી ચિત્ત મેરો લલચાયકે;
સાંજકી બેરીયાં મધુર મધુર સુર, વસીકે ટેર સુનાયકે. સ૦ ૧
મદ મંદ ગતિ ચલત મનોહર, અગન નીકસે આયકે;
અરુણ કમળ સમ નેન અલોકિક, બંકી પાઘ બનાયકે. સ૦ ૨
કહાન કુવરકે દર્શન કારણ, મે દોરી ઉઠ ધાય કે;
બ્રહ્માનદ ચલે મનમોહન, બેઠે કૌ ઘર જાય કે. સ૦ ૩

### પદ ૯૮૦ મું.

મે તો મગન ભઈ મનમાંઇરી, મેરી લગન લગી વ્રજચદમે;
પલ છન મોહી ધરી નહિ વિસરત, પરી પ્રેમકે ફદમે. મે૦ ૧
નવલ તરુન મનમોહન નિરખત, ચિત્ત ચોર્યો સુખકદમે;
રસ લોભી અખીયાં પરવશ હો રહી, ગરક ભઈ આનદમે. મે૦ ૨

ચકિત હોય ગઇ મે સજની, મધુર ચલત ગતિ મદમે;
બ્રહ્માનદ ભૃગ મન મેરો, લુબ્ધ નયન અરવિંદમે. મે૦ ૩

પદ ૯૮૧ મું–રાગ ગોડી.

સખી ઘનશ્યામ સલુની છબી પ્યારી, હો બકે નવલ વિહારી. સ૦ ટેક.
વદન કમળ સુખ સદન મનોહર, નિરખી મે ભઇ મતવારી. હો૦ ૧
લાલ ગુલાબી પકજલોચન, મોચન ભવ દુઃખ ભારી. હો૦ ૨
સુંદર ગાવત બસી બજાવત, આવત ગૌવન ચારી. હો૦ ૩
બ્રહ્માનદ કહે પ્રાણપ્રિયાકી, એહી છબી ઉરમે ઉતારી. હો૦ ૪

પદ ૯૮૨ મું.

આવે ઘનશ્યામ વિહારી વનમારી, હો પ્યારો ગિરિધારી. આ૦ ટેક.
રૂપ વિલોકી રસિક રાયકો, મગન ભઈ વ્રજનારી. હો૦ ૧
શોભા ધામ કામ સબ પૂરન, અંગો અંગકી છબી ન્યારી. હો૦ ૨
નટવર નાગર રૂપ ઉજાગર, મુખપર મોરલી જ્યું ધારી. હો૦ ૩
બ્રહ્માનદ આનંદ અલોકિક, રસબસ રૂપ નિહારી. હો૦ ૪

પદ ૯૮૩ મું.

આવે સુખસાગર પ્યારો, હો નટવર મારો પીયા મત વારો. આ૦ ટેક.
ચટકત ચાલ એ લાલ મનોહર, સુખકર પ્રાણ પીયારો. હો૦ ૧
પીતાંબર કટીપર ધરકે, ઉરપર હાર હજારો. હો૦ ૨
મોરલી અધર ધર હરત મેરો મન, વાલમ વ્રજ ઉજીઆરો. હો૦ ૩
બ્રહ્માનંદ વસો ઉર અંતર, નૌતમ નદદુલારો. હો૦ ૪

પદ ૯૮૪ મું.

સખી ઘનશ્યામ મેરે મન ભાવે, હો બંસી અજબ બજાવે. મ૦ ટેક.
ગૌવનકે સગ ગુણનિધિ ગિરિધર, બન ઠન બનતે જ્યું આવે. હો૦ ૧
ભૂષન બસન સુભગ તન પહીરે, ગહેરે સ્વરસે જ્યું ગાવે. હો૦ ૨
કારી કાબરી ધુમરી પીયરી, કહી કહી ધેન બોલાવે. હો૦ ૩
બ્રહ્માનન્દ કહે પ્રીતમ પ્યારો, મોરો મન લલચાવે. હો૦ ૪

પદ ૯૮૫ મું–રાગ કલ્યાણ.

કેશર તીલક કરે, આવત હરી કેશર તીલક કરે; આવત હરી. ટેક.
ધરત શ્વેત ઝીને તન અંબર, ઝરત અમૃત નજરે. આ૦ ૧
દોનું ભુજા સખા ગળે નંખીયા, અખીયાં પ્રેમ ભરે. આ૦ ૨

પુલનકે ભુજબંધ મનોહર, કુલનકે ગજરે. આ૦ ૩
બ્રહ્માનન્દ ઘનશ્યામકી મૂર્તિ, નિરખી નજર ઠરે; આ૦ ૪

પદ ૯૮૬ મું.

ચદન ખોર કીયે, આવત હરી ચંદન ખોર કીયે; આવત હરી. ટેક.
સાથ સખા મંડળ અતિ શોભિત, મોરલી હાથ લીયે. આ૦ ૧
વામ શ્રવન તીલ શ્યામ મનોહર, નેનનસે લખીયે. આ૦ ૨
સુંદર વંકી ભ્રુહ અલોકીક, સુંદર હાર હીયે. આ૦ ૩
નિરખી છબી ઘનશ્યામ પીયાકી, બ્રહ્માનન્દ જીયે. આ૦ ૪

પદ ૯૮૭ મું.

ગૌવન સંગ હરિ, આવત માઇ ગૌવન સંગ હરી; આવત માઈ. ટેક.
ગૌ રજસેં લપટાય રયો મુખ, ઉર વન માલ કરી. આ૦ ૧
અતિ સુંદર નૌતમ તન અંગીયાં, પગીયાં રંગ ભરી. આ૦ ૨
નિજ જન નિરખ હોત સુખ અતર, ઉઠત દુષ્ટ બરી. આ૦ ૩
બ્રહ્માનન્દ છબી પ્રીતમકી, નેનન વીચ ધરી. આ૦ ૪

પદ ૯૮૮ મું.

લાલનકી લગિયાં, રસીક દ્રગ લાલનકી લગીયાં; રસીક દ્રગ. ટેક.
લાગત નેન પરી ધરનીપર, ચલત નહિ ડગીયાં. ર૦ ૧
મેરી ઓર નજર પીયે કીની, ઉર પ્રીતિ જગીયાં. ર૦ ૨
સુંદર હાર ગલે બીચ શોભીત, સુંદર શિર પગીયાં. ર૦ ૩
બ્રહ્માનન્દ અહોનિશ એહી છબી, રહો નેનન અગીયાં. ર૦ ૪

પદ ૯૮૯ મું–રાગ કલ્યાણ.

પુલ મડળી સારી, શોભે છે આજ કુલ મડળી સારી. શો૦ ૧
નરનારાયણ મધ્ય બીરાજત, સબ જનકે સુખકારી. શો૦ ૨
જુઇ જાય ગુલાબ ચમેલી, ચંપા કલી લે સમારી. શો૦ ૩
પુલતણી ચોકી ચોખંડી, ગુંથેલ જાલી ભારી. શો૦ ૪
પ્રગટ પ્રમાણ નવલ પ્રીતમ પર, બ્રહ્માનન્દ બલિહારી. શો૦ ૫

પદ ૯૯૦ મું.

કુલ મડળી રાજે, છબીલાજીની કુલ મડળી રાજે. છ૦ ૧
અજબ માલતી નવલ ડોલરની, કલીરે લાવ્યાં હરી કાજે. છ૦ ૨
પુલતણો મડપ અતિ નૌતમ, શીખર કેતકી છાજે. છ૦ ૩

વિધ વિધ પુષ્પના ગોખ બનાવ્યા, ઈંદ્રભુવન છબી લાજે. છ૦ ૪
બ્રહ્માનંદનો નાથ બીરાજત, સુંદર સહિત સમાજે. છ૦ ૫

પદ ૯૯૧ મું.

પુલ મંડળી જોવા, ચાલો રે સખી પુલ મંડળી જોવા. ચા૦ ૧
પુલ મડળ બીચ નટવર બેઠા, માનનીયુંનાં મન મોવા. ચા૦ ૨
પુલ તણા ગજરા ફોરાળા, કોમળ કળિયું પ્રોવા. ચા૦ ૩
નંદકુવર પ્રીતે નિરખીશું, અતરનાં અધ્ર ધોવા. ચા૦ ૪
બ્રહ્માનંદના નાથને ભજીયે, જગમાં જાહર હોવા. ચા૦ ૫

પદ ૯૯૨ મું.

મોહન પુલની માળા, પેરી છે પ્રીતે મોહન પુલની માળા. પે૦ ૧
પુલતણી શિર ટોપી ધારી, તોરા અધિક રૂપાળા. પે૦ ૨
પુલતણા બાજુ અતિ ફાવે, સુંદર સુગંધ સુંવાળા. પે૦ ૩
ફુલતણા કર ગેદ ઉછાળે, ચપળ નયણુના ચાળા. પે૦ ૪
બ્રહ્માનન્દનો નાથ વંશીમાં, લાવે છે નૌતમ ઢાળા. પે૦ ૫

પદ ૯૯૩ મું-રાગ કલ્યાણ.

સલુણી છબી સુંદર સહજાનંદ, સલુણી છબી સુંદર સહજાનંદ. ટેક.
જન અંતરકી જાનત સબે વિધિ, કરુણાનિધિ સુખકંદ. સ૦ ૧
ભાલ વિશાલ ચાલ પગ ઠવની, માનું હું મત્ત ગયદ. સ૦ ૨
જાકે ધ્યાન અજ્ઞાન વિનાસત, ત્રાસત હે ભવ ફંદ. સ૦ ૩
એ છબી આય વસો ઉર અંતર, નિશ દિન બ્રહ્માનંદ. સ૦ ૪

પદ ૯૯૪ મું.

વસે ઉર સહજાનંદ સુજાન, વસે ઉર સહજાનંદ સુજાન. ટેક.
નવલ કીશોર ચોર હે મનકે, જનકે જીવન પ્રાન. વ૦ ૧
દયાનિધાન સબે સુખદાયિક, માયિક તમકે ભાન. વ૦ ૨
ચરિત્ર અનૂપ ભૂપ ભૂપનકે, અદ્ભુત રૂપ બખાન. વ૦ ૩
બ્રહ્માનંદ રહો ઉર અંતર, નિશ દિન યાકો ધ્યાન. વ૦ ૪

પદ ૯૯૫ મું.

સહજાનંદ સ્વરૂપ, વસો દગ સહજાનંદ સ્વરૂપ. વસો દગ. ટેક.
નૌતમ લાલ પાલ સંતનકે, અદ્ભુત ખ્યાલ અનૂપ. વ૦ ૧
સબ વિધિ જાણુ સદા સ્વે સાગ્રથ, ભૂપનકે મહા ભૂપ. વ૦ ૨

જાકો રૂપ ધરે ઉર જો નર, પરત નહીં ભવ કૂપ. વ૦ ૩
બ્રહ્માનંદ રહો દીલમે નીત, છબી સલુની ખૂંપ. વ૦ ૪

### પદ ૯૯૬ મું.

સહજાનંદ જગ શ્યામ, મનોહર સજાનંદ જગ શ્યામ. મનોહર. ટેક.
સકલ સુહાવન ભાવન મનકે, સંતનકે વિસરામ. મ૦ ૧
નર નાયક લાયક હરિ સુખનિધિ, સબ વિધિ પૂરન કામ. મ૦ ૨
શરણાગત વત્સલ જન સૌહૃદ, નિગમ રટત તેહી નામ. મ૦ ૩
બ્રહ્માનદ હૃદે એહી મૂર્તિ, આય વસો સબ જામ. મ૦ ૪

### પદ ૯૯૭ મું–રાગ કલ્યાણ ચોતાલ.

નીકે તેરે નેન સુખકારી. ટેક.
નેન સુખકારી સુંદર સલુને, શોભે મન લોભે નૌતમ અનીયારે. ની૦ ૧
ચતુર સુજાન શ્યામ દેખી લાજે કોટી કામ, પ્રેમીજનહુકે અતી પ્રાન પ્યારે. ની૦ ૨
કુવર રગિલે કહાન ગાવત રસીલી તાન, દરસ પરસ વ્રજજન મન ભારે. ની૦ ૩
બ્રહ્માનંદ બલિહારી આઓ પીયા ગિરિધારી, રસીક ગોકુલચન્દ વશીવારે. ની૦ ૪

### પદ ૯૯૮ મું.

પીયા ઘનશ્યામ છબી ટેક.
સુખધામ છબી સુખ ગોકુળ આનંદકારી વનમારી, શ્યામરે સુજાન કહાન. પી૦ ૧
ગલે પુલ માર ધારી પગીયાંકી શોભા ન્યારી, દેખી મોહી વ્રજનારી નેન સાંન. પી૦ ૨
લટકે કલંગી શીશ અખીલ ભુવન ઇશ, સંગ સખા દસ વીશ કરે રસ પાન. પી૦ ૩
નવલ રગીલે નાથ, મેરા દીલ તેરે હાથ, બ્રહ્માનન્દ કીને કુરબાન પ્રાન. પી૦ ૪

### પદ ૯૯૯ મું.

પ્યારી તેરી પાગ ગાવે. ટેક૦
મુખ રાગ ગાવે મુખ હસની ચલની નીકી, ગોપીનાથ આનદ અગ અંગ. પ્યા૦ ૧
બાંહી બાજુબધ બાધે નેનહુંકે બાન સાંધે, નવલ રગીલી છબી ભીની રંગ. પ્યા૦ ૨
અલકુંકી શોભા એસી માનુ બાલ અહી જેસી, વદન કમળ દેખી
લાજત અનંગ. પ્યા૦ ૩
બ્રહ્માનદહુકે મીત અનોખી તીહારી રીત, શોભિત સલુને ગ્વાલ બાલ સંગ. પ્યા૦ ૪

### પદ ૧૦૦૦ મું.

આલી દેખો નદલાલ ચાલે. ટેક.
ગજહુકી ચાલે ચાલ ગજ ચટક ધરત પાવ, ગોપી સંગ ગિરિધર રંગભીનો. આ૦ ૧
શ્યામરે સલુને ગાત છબી બરની ન જાત, મૃગમદહુકો અગરાગ કીનો. આ૦ ૨

ફુલકે ઝુકેહે તોરે ભ્રુકુટી બંકી મરોરે, કેશર તીલક ભાલ નટવર કીનો. આ૦ ૩
બ્રહ્માનન્દ બલિહાર નંદકે કુમારપર, રાધિકાકો ઉરહાર હે પ્રવીનો. આ૦ ૪

પદ ૧૦૦૧ મું–રાગ કાફી.

આવીને બીરાજો મારે ઓરડે રે, રંગીલા રાજેંદ્ર હો. આવીને. ટેક.
લટકાળા તારાં લટકાં રે જોઈને રે, મનડું મોયું છે બાજુ ઓરડે રે. રં૦ ૧
જે જોઈએ તે હું આણી આણી આલું રે, વચને બધાણી કાચે દોરડે રે. રં૦ ૨
વાલી લાગે છે તારા મુખડાની વાણી રે, વાલમ લોભાણી ફુલડાં કેરે તોરડેરે. રં૦ ૩
બ્રહ્માનંદના શ્યામ સોહાગી રે, જાવા નહિ દેઉં હું રાખીશ જોરડે રે. રં૦ ૪

પદ ૧૦૦૨ મું.

કીધો મે તો જગ વેરી તુજ કારણે રે, છોગાળા છેલા હો. કીધો. ટેક.
દુરીજન લોકડાં કૈ કૈ થાકયાં રે, ધીરજ ધરીને રૈએ એક ધારણે રે. છો૦ ૧
અતર કેફ અલૌકિક મારે રે, માવા તારી મૂર્તિને સંભારણે રે. છો૦ ૨
રગ લાગો છે તારો શ્યામ સલુણા રે, બીક સર્વે કાઢી મેલી છે બારણે રે છો૦ ૩
પ્રીત સહિત મારે મંદિર પધારો રે, વહાલા બ્રહ્માનંદ જાય છે વારણે રે. છો૦ ૪

પદ ૧૦૦૩ મું.

માવા તારી મોરલડીની તાનમાં રે, વેધાણી વાલમ હો. માવા. ટેક.
ભાલ વિશાલ મનોહર શોભે રે, કુડળ શોભે છે સુંદર કાનમાં રે. વેં૦ ૧
ગરક થૈ છું છેલા ફુલડાંને ગજરે રે, ચિત્ત ચોર્યું આંખડલીની સાંનમાં રે. વે૦ ૨
નવલ રગીલી તારી મોરલીને નાદે રે, પ્રેમ મગન થઇ રસ પાનમાં રે. વે૦ ૩
બ્રહ્માનંદના શ્યામ સનેહી રે, વારી જાઉં રગ લાગો ભીંના વાનમાં રે. વેં૦ ૪

પદ ૧૦૦૪ મું.

ઘેલી મુને કીધી ગોવિંદે ગારડી રે, વંશીમાં વહાલે હો. ઘેલી. ટેક.
વશીનો નાદ સુણીને હું તો વનમાં રે, વશ થૈ ગઇ ન લાગી વારડી રે. વં૦ ૧
ગજગતિ ચાલ અલૌકિક જોઇને રે, પાણી ભરવું વિસરી છે પાણીઆરડી રે. વં૦ ૨
નટવર નાથ અજબ છબી નિરખી રે, વેચવુ મહી ભુલી મૈઆરડી રે. વં૦ ૩
બ્રહ્માનન્દના વહાલાની મનમાં રે, ખુબ ચડી ઉતરે નહીં ખુમારડી રે. વં૦ ૪

પદ ૧૦૦૫ મું–રાગ કાફી.

રાજ મારે મદીરીયે રહો રહો રે, મોહન. રાજ૦ ટેક.
દરસ પરશ કેરે દાન કરીને, દુર્મતિ દુબધા દહો દહો રે. મો૦ ૧
કહાન કુંવર અતિ હેત કરી, ગુણીયલ બાહ્યડી ગ્રહો ગ્રહો રે. મો૦ ૨

જગજીવન પોતાનાં રે જાણીને, કેવું હોય તે કહો કહો રે. મો૦ ૩
બ્રહ્માનન્દના નાથ રંગીલા, અવગુણ અમારા સહો સહો રે. મો૦ ૪

પદ ૧૦૦૬ મું.

વહાલા મારે મંદીરિયે વસો વસો રે, આવી. વ૦ ટેક.
નવલ પાઘ શીર અજબ કલંગી, ફેંટો કમર કસો કસો રે. આ૦ ૧
બાંહ્ય ગ્રહી મુજને બોલાવીને, હેતે સહિત હસો હસો રે. આ૦ ૨
પ્રાણજીવન રંગરેલ પધારો, અવસર નહીં મળે અસો અસો રે. આ૦ ૩
બ્રહ્માનંદના નાથ હઠીલા, જોરે હું તો રાખીશ ક્યાં જશો જશો રે. આ૦ ૪

પદ ૧૦૦૭ મું.

માવા તારી મૂર્તિમાં મોહી મોહી રે, પ્યારા. મા. ટેક.
તમ વિના નાથ ત્રિલોકમાંહી, વાલું બીજું નથી રે કોઇ કોઈ રે. પ્યારા૦ ૧
કમર કટારો લાગત પ્યારો, જીવું છું હું છોગલીયું જોઇ જોઇ રે. પ્યારા૦ ૨
મનમોહન તારી નવલ છબીમાં, રહી છું ચિત્તડું પ્રોઈ પ્રોઇ રે. પ્યા૦ ૩
બ્રહ્માનંદ કહે તમ સારુ, કુલ મરજાદા ખોઇ ખોઇ રે. પ્યા૦ ૪

પદ ૧૦૦૮ મું.

આજ હું તો મોહનને મળી રે, બેની. આ૦ ટેક૦
મનડાંની હામ પુરી મારે વાલે રે, તનડાની દાઝ ટળી ટળી રે. બે૦ ૧
ભાવ સહિત ભૂધરજીને ભેટીને, લાગી હું તો ચરણે લળી લળી રે. બે૦ ૨
રસ બસ થૈ રસીયાજીને સંગે રે, જાણે દુધ મિસરી ભળી ભળી રે. બે૦ ૩
બ્રહ્માનદના નાથ સંગાથે, રંગની રેલ વળી વળી રે. બે૦ ૪

પદ ૧૦૦૯ મું–રાગ કાફી.

આંખડલી જાદુગારી શ્યામની રે, આં ટેક૦
નવલલાલ નિરખી દગ વંકે, ઘેલી કરી નારી ગોકુળ હોજી ગામની રે. આં૦ ૧
નંદદુલારે પ્યારે નજરની જ્યારે, ભુરકી નાખી કીધી વશ હોજી ભામની રે. આં૦ ૨
પ્રેમ કટારી મારી ઘાયલ થૈ ગઈ, સુધ ભુલી મહીડા કેરાં હોજી ઠામની રે. આં૦ ૩
બ્રહ્માનંદ કહે દીન રાતી, રટના લાગી છે એનાં હોજી નામની રે. આં૦ ૪

પદ ૧૦૧૦ મું.

મૂર્તિમાં મોહી છુ પ્યારા લાલની રે. મૂ૦ ટેક.
મોર મુગટ શિર વદન મનોહર, ભાળી છબી નૌતમ એના હોજી ભાલની રે. મૂ૦ ૧
લાલ કસુંબી ફેંટો કમર બીરાજે, ચિત્તડામાં ખુંતી શોભા હોજી ચાલની રે. મૂ૦ ૨

મોતીડાંની ગળે માલ અલોકિક, ગરક થઇ જોઇને હોજી ગ્વાલની રે. મૂ૦ ૩
બ્રહ્માનન્દના નાથને ભેટી, શંકા મેટી છે કરમ હોજી કાળની રે. મૂ૦ ૪

પદ ૧૦૧૧ મું.

નટવરજી રહોને મારાં નેણુમાં રે. ન૦ ટેક૦
નાથ નિમખ એક દૂર ન મેલું, હાજર ઉભી છું શવળા હોજી કેણુમાં રે. ન૦ ૧
જાગત સોવત પિયા સુપનેમે, રટના લાગી છે દીન હોજી રેણુમાં રે. ન૦ ૨
તમ વિના બીજું ઝેર થયું છે, મનડું ન ગોઠે સગાં હોજી સેણુમાં રે. ન૦ ૩
બ્રહ્માનંદ કહે નટનાગર, વાલપ લાગી છે હોજી તારા વેણુમાં રે. ન૦ ૪

પદ ૧૦૧૨ મું.

પાતળિયા લાગી તમથી પ્રીતડી રે. પા૦ ટેક૦
શ્યામ સલુણા મુજને સમજાવી, નવલ રંગીલી રુડી હોજી નીતડી રે. પા૦ ૧
ગુણગ્રાહક તમે છેલ ગુમાની, જાણો સર્વે રસ કેરી હોજી રીતડી રે. પા૦ ૨
રસિક સુહાગી છેલા તમ સગ રમતાં, રંગભર રજની હોજી વીતડી રે. પા૦ ૩
બ્રહ્માનંદ કહે તમ સંગે, જગમાં થઇ છે મારી હોજી જીતડી રે. પા૦ ૪

પદ ૧૦૧૩ મું–રાગ હુસેનિ કાફી.

આવોને રે નન્દકુમાર, મારા સમ આવોને ઓરા. ટેક.
રઢ મેલોને રઢીઆળા રે રાજેદ્ર, વિનતિ કરુ છું વારમવાર. મા૦ ૧
અબલાની અરજી અલબેલા, મનમાં ધરીએ મોરાર. મા૦ ૨
પ્રીતડી લગાડી મારા રસિયા રે પ્રીતમ, છેટે નવ રહીએ રે લગાર. મા૦ ૩
બ્રહ્માનંદના નાથ પધારો, છેલા મારા છોગાળા સરદાર. મા૦ ૪

પદ ૧૦૧૪ મું.

છેટે નવ રહીએ મારા શ્યામ, સ્નેહડો કરીને છેટે. ટેક.
તમ વિના અલબેલા રે વહાલા, જંપ નથી થાતો આઠુ જામ. સ૦ ૧
મૂરખ લોક દાઝી છોને મરતાં, દુર્મતી માયાનાં ગુલામ. સ૦ ૨
પ્રાણજીવન લટકાળા તારે ઉપર, તન ધન વારી નાખું ધામ. સ૦ ૩
બ્રહ્માનન્દના નાથ વિહારી, આવો વ્રજનારીના વિશ્રામ. સ૦ ૪

પદ ૧૦૧૫ મું.

વહાલા તારો નટવર વેશ, વહાલો મુંને લાગે છે વહાલા. ટેક.
મનડાના રે માનેલ મરમાળા, કાળા શિર ખીતલીઆળા કેશ. વ૦ ૧
મોહન વર તારુ રૂપ મનોહર, નટવર વ્રજના નરેશ. વ૦ ૨
અજબ શોભે છે તારાં મોલીડાનો આંટો, બની છબી છોગલીયાંની બેશ. વ૦ ૩
બ્રહ્માનન્દના પીયા તારી મૂર્તિ, હૈડામાં રહી છે હંમેશ. વ૦ ૪

### પદ ૧૦૧૬ મું.

પ્યારા મારા જીવન પ્રાણ, પ્રીતડી બંધાણી રે પ્યારા. ટેક.
મીઠું મીઠું બોલી મારા મીઠડા રે માવા, ખાંતીલા કરી ઓળખાણ. પ્રી૦ ૧
શ્યામ સલુણા રંગભીના તમ સાથે, ચિત્તડાને થાયે છે સુવાણ. પ્રી૦ ૨
મોહન વર ક્ષણ દૂર ન મેલું, છેલા મારા ચતુર સુજાણ. પ્રી૦ ૩
બ્રહ્માનન્દના પ્રીતમ તમ ઉપર, કીધું મે તો તન મારુ કુરબાણ. પ્રી૦ ૪

### પદ ૧૦૧૭ મું-રાગ કાફી.

હાંરે, રંગ ભીના નંદકુમાર, તમપર વારી, વારી વારીરે જાઉ વારીરે. રં૦ ટેક.
હાંરે વહાલારે મુખડું જોઇને તારુ દુઃખડું ગયું છે મારુ, સ્વપ્ન થયો રે સંસાર. ત૦ ૧
હાંરે વહાલારે રસીક રસીલા, તારાં નેણાં રગીલાં જોઇ, મોહી વ્રજ કેરી નાર. ત૦ ૨
હાંરે વહાલા રે કુંડળ કાને મનોહર, કાજુ હૈડે શોભે મોતીડાંનો હાર. ત૦ ૩
હાંરે વહાલા રે બ્રહ્માનન્દના નાથ રગીલા, તમે મારા પ્રાણ આધાર. ત૦ ૪

### પદ ૧૦૧૮ મું.

હાંરે મતવાલા મોહનરાય, છબી તારી પ્યારી; પ્યારી, પ્યારી રે લાગે
પ્યારી. મ૦ ટેક.
હાંરે, વહાલારે નટવર રૂપ અલોકિક, નિરખતાં નેણાં મારાં ત્રપત ન થાય. છ૦ ૧
હાંરે વહાલારે મોહનલાલ છબીલા, તારી મૂર્તિ આવીને વસી છે ઉરમાંય. છ૦ ૨
હાંરે વહાલા રે જોવાને કાજે, નવલ જગજીવન લોચનીયાં રે અકળાય. છ૦ ૩
હાંરે વહાલા રે બ્રહ્માનન્દના શ્યામસનેહી, બળવંત ગ્રહી મોરી બાંય. છ૦ ૪

### પદ ૧૦૧૯ મું.

હાંરે, મીઠાં બોલા મનોહર માવ, રૂપે તારે રીઝી, રીઝી રીઝી રે
જોઇ રીઝી. મી૦ ટેક.
હાંરે વહાલા રે લોચનીયાં રંગચોળ, રંગીલા ભ્રુકુટીનો અજબ બણાવ. રૂ૦ ૧
હાંરે વહાલા રે શોભે છે ફેંટો અજબ, ગુલાબી કેશરના છટકાવ. રૂ૦ ૨
હાંરે વહાલા રે ગોળ કપોલ અલોકીક, નાસા મુખ તારુ સહિત ઉછાવ. રૂ૦ ૩
હાંરે વહાલા રે નેણ થકી ક્ષણું, દુર ન મેલું બ્રહ્માનન્દના રે નાવ. રૂ૦ ૪

### પદ ૧૦૨૦ મું.

હાંરે વંશીવાળા નદકીશોર, ગુણીયલ ગેરી, ગેરી ગેરી રે વાજો ગેરી. વં૦ ટેક.
હાંરે વહાલા રે સુર સુણતાં ચકચૂર થઇ છું, વંશી તારી જાદુગારી જોર. ગુ૦ ૧
હાંરે વહાલા રે હૃદીયા રે ભીંતર ઘાવ ન રુઝે, નહીં જો સૂઝેરે નિશ ભોર. ગુ૦ ૨

હાંરે વહાલા રે મોરલી સુણીને, જગ શકા મે તો મેલી, મેલ્યો સર્વે
કુલ કેરો નોર. ગુ૦ ૩
હાંરે વહાલા રે બ્રહ્માનંદ કહે કાંઈ કીધું, ચિત્તડું લીધું છે મારું ચોર. ગુ૦ ૪

### પદ ૧૦૨૧ મું–રાગ કાફી.

વાલીડા કુંજવિહારી, વદન કમલપર વારી રે. વા૦ ટેક.
અજબ અલૌકિક મસ્તક ઉપર, સુંદર પાઘ સમારીરે. વા૦ ૧
ફુલ તણાં છોગલીયાં ફરતાં, ધાર્યાં ગિરિવરધારીરે. વા૦ ૨
અંતરમાંહી વસી છે આવી, મૂર્તિ મનોહર તારીરે. વા૦ ૩
બ્રહ્માનન્દ કહે વ્રજજીવન, મોહન છો નિધિ મારીરે. વા૦ ૪

### પદ ૧૦૨૨ મું.

છેલા તારુ છોગું ભાળી, મોહી છું હું વનમાળી રે. છે૦ ટેક.
વ્રજવાસી નંદલાલ વિહારી, ચાલ તારી લટકાળી રે. છે૦ ૧
રસિક પીયા તારે ચટક રગીલે, મોલીડે હદ વાળી રે. છે૦ ૨
લેરખડા જોઈ લગની લાગી, કોઇની રહું ન હવે ખાળી રે. છે૦ ૩
બ્રહ્માનંદ કહે પરવશ થઈ છું, પગ ભર ડોલું કેડે પાળી રે. છે૦ ૪

### પદ ૧૦૨૩ મું.

કહાને મુને કીધી ઘેલી, હાથ રહ્યું ન મન હેલી રે. ક૦ ટેક.
શેરડિયે મળિયો મુને સાંમો, મોહન છોગલાં મેલી રે. ક૦ ૧
નિરખંતાં મન વશ કરી નાખ્યું, આંખ્યુ મરમ ભરેલી રે. ક૦ ૨
ભૂલી ચીર શરીર તણી સુધ, હૈડાંની ધીર હરેલી રે. ક૦ ૩
બ્રહ્માનંદ કહે એની છબીમાં, પ્રોવાણી જોયા પહેલી રે. ક૦ ૪

### પદ ૧૦૨૪ મું.

શ્યાને હવે રાખુ છાની, મૂર્તિ તમારી મન માની રે. શ્યા૦ ટેક.
દુરીજનિયાં પાડોશી દેખીને, છોને બળીને થાતાં વાંની રે. શ્યા૦ ૧
નટવર તમથી નેહ કરીને, પાછી ધરું નહીં પગ પાંની રે. શ્યા૦ ૨
રસિક સલુણા પીયા તમ સંગ રમવું, નથી વાતડલી એ નાની રે. શ્યા૦ ૩
બ્રહ્માનંદના નાથ તમારો, મહિમા જાણે છે મોટા જ્ઞાની રે. શ્યા૦ ૪

### પદ ૧૦૨૫ મું–રાગ કાફી.

આલી મેરે દીલકી જાનન વાત, મેરે યાર કનૈયા રંગભીનારી. આ૦ ટેક.
યાર કનૈયેકી વે બડી બડી અંખીયાં, દેખત દગ લલચાત. આ૦ ૧
પ્રાણજીવન મનમોહન પ્યારો, મધુરે મધુરે સ્વર ગાત. આ૦ ૨

વંકી વે ભ્રુકુટી જ્યું કલગી, શિર વકી પાઘ બનાત. આ૦ ૩
છેલ છબીલે જ્યુંકી નવલ છબીપર, બ્રહ્માનન્દ બલજાત. આ૦ ૪

પદ ૧૦૨૬ મું.

પ્યારે તેરી અખીઆં મોહન,જોર લગીયાં નિરખત સુધ હરી લીનીરી. પ્યા૦ ટેક.
આય અચાનક લગી તેરી અંખીયાં, શ્યામલીયા હો ચિત્ત ચોર. પ્યારે૦ ૧
કહા જાનું વે મોય કહા કરી ડાર્યો, કલ ન પરન નિશ ભોર. પ્યારે૦ ૨
નિરખી સલુની છબી ભઈ હું દીવાની, મન અટકયો એહી ઠોર. પ્યારે૦ ૩
બ્રહ્માનંદ કહે પીયા શ્યામ ચતુર વર, તુમ લગ મેરી દોર. પ્યારે૦ ૪

પદ ૧૦૨૭ મું.

નીકી તેરી મૂર્તિ મોહનલાલ, પ્યારે આય બસી દીલ મેરેરી. ની૦ ટેક.
શ્યામ સલુને તેરો વદન વિલોકિત, મેરા દીલ ખુશીઆલ. ની૦ ૧
છેલ રગીલે તેરી પાઘ છબીલી, ચટક રંગીલી તેરી ચાલ. ની૦ ૨
કહાનકુંવર રગ ભીને તેરે કારન, છોડ્યો જગ જંજાલ. ની૦ ૩
બ્રહ્માનંદ કહે પ્યારે મનમોહન, લીજો મોય સભાલ. ની૦ ૪

પદ ૧૦૨૮ મું.

વાગી તેરી મોરલી પ્યારે કહાન, વનમે ટેર સુનત મન લીધુ તરી. વા૦ ટેક.
નવલ કનૈયા તેરી મોરલીમે જાદુડા, પરવશ કીના મેરા પ્રાન. વા૦ ૧
ઓર સકલ વિસરાય દીયા હે, મેરે દર્શનસે ગુજરાન. વા૦ ૨
જબ દેખુરી તબ સુખ મેરે દીલમે, વિન દેખે હેરાન. વા૦ ૩
બ્રહ્માનંદ કહે વૃત્તિ મનકી, અટકીરી ભીને વાન. વા૦ ૪

પદ ૧૦૨૯ મું–રાગ કાફી.

શ્યામ ચતુર છોગાવાળા કેરી, આંખડલી અણીઆળી રે. શ્યા૦ ૧
આંખડલી અણીઆળીરે એની, વેધી લીધી છે મહીવાળી રે. શ્યા૦ ૨
સુંદર વરને મસ્તક શોભે, પાઘડલી પેચાળી રે. શ્યા૦ ૩
જમુના તીર જદુપતિ વાચે, મોરલડી મરમાળી રે. શ્યા૦ ૪
બ્રહ્માનંદ કહે વશ કરી લીધી, મોહન વર વનમાળી રે. શ્યા૦ ૫

પદ ૧૦૩૦ મું.

કહાનકુવર રંગભીના કેરી, મૂર્તિ નવલ અતિ પ્યારી રે. ક૦ ૧
રંગ ભીના ઘનશ્યામ સુંદરની, આંખ્યુ કામણગારી રે. ક૦ ૨
મહા મનોહર નૌતમ મૂર્તિ, નહી વિસરે વિસારી રે. ક૦ ૩
એ મૂર્તિને અંતર ધારીને, મગ્ન ફરે વ્રજનારી રે. ક૦ ૪
બ્રહ્માનન્દ કહે નટવર નિરખી, ખૂબ ચઢી છે ખુમારી રે. ક૦ ૫

### પદ ૧૦૩૧ મું.

છેલ છબિલો અલબેલો, સખી મોહન મોરલી બજાવે રે. છે૦ ૧
મરમ ભરી મોહન કેરી મોરલી, દીલડાની સુરત ડગાવે રે. છે૦ ૨
વાંસલડી વેરણ થઈ લાગી, આઠ પહોર અકળાવે રે. છે૦ ૩
સાંભળતાંરે મુંને શુંયે થઇ જાય છે, નેણે નિંદ્રા ન આવે રે. છે૦ ૪
બ્રહ્માનંદનો નાથ જોયા વિના, ભોજન પણ નવ ભાવે રે. છે૦ ૫

### પદ ૧૦૩૨ મું.

લાલ નવલ લટકાળા કેરુ, છોગલિયું ચિત્ત ચોરે રે. લા૦ ૧
મરમાળું મોહન કેરુ મોલીડું, કસબ સોનેરી ચહુ કોરે રે. લા૦ ૨
જોતાં નૌતમ રંગડો જામ્યો છે, સુંદર ફુલડાને તોરે રે. લા૦ ૩
ખોર કરી ચદન કેરી ખાસી, ગિરિધારી ચિત્ત ચોરે રે. લા૦ ૪
બ્રહ્માનંદના નાથની કેડે, મનડુ દોડે છે જોરે જોરે રે. લા૦ ૫

### પદ ૧૦૩૩ મું–રાગ કાફી.

સહજાનદ છબી શ્યામ મનોહર, નિરખત નૌતમ ગતિ લલચાની. સ૦ ટેક.
નૌતમ રૂપ અનુપ નિરખ સખી, હરખ ભયો અંતર હુલસાની;
તીખે નેન બેન મુખ ઉત્તમ, મિત મિત હાસ મનોહર બાની. સ૦ ૧
સુંદર શ્યામ ધામ છબિ શોભિત, પૂરન કામ સદા સુખદાની;
નટવર ભેષ શેષ શ્રુતિ ગાવત, પાર ન આવત અતિ અપ્રમાની. સ૦ ૨
વિશ્વાધાર ધાર તન વિચરત, પાર કરત અધમન જગ પ્રાની;
ચરિત્ર અપાર ઉદાર કથા તેહિ, ધન્ય નરનાર જેનું સત્ય માની. સ૦ ૩
વિકસિત અમલ કમલદલ સાદૃશ, કોમલ મુખ કાંતિ દિલજાની;
એસી છબી અનૂપ અલૌકિક, બ્રહ્માનન્દ હૃદે ઠેરાની. સ૦ ૪

### પદ ૧૦૩૪ મું.

સહજાનન્દ શ્યામ સુંદર પર, વાર વાર મે જાઉં બલિહારી. સ૦ ટેક
મન ભાવન પાવન અઘમોચન, લોચન છબી અંબૂજ અનુસારી;
શોભિત ગાત જાત નહીં વરની, નાથ નવલ છબી લાગત પ્યારી. સ૦ ૧
ભાલ વિશાલ રસાલ વચન મુખ, સદા દયાલ સંતન સુખકારી;
મોતીન માલ તમાલ સરસ તન, કાલ વ્યાલ મેટન ભય ભારી. સ૦ ૨
જરકસ લસત સુપાઘ શિર શોભિત, જામા જરકસ અધિક બનારી;
નિરખ નિરખ મન મગન ભઇહું, વિઘ્ન નિવારન શ્યામ વિહારી. સ૦ ૩
કંચન જટિત અજબ આભૂષન, વસન અનોપમ અંગ સુહારી;
બ્રહ્માનન્દ નવલ મોહનકી, અતોલિત છબિ ઉપમા સબ હારી. સ૦ ૪

### પદ ૧૦૩૫ મું–રાગ કાનડો.

દેખો રે માઇ શ્યામ, દેખો રે માઈ શ્યામ. ટેક.
ચતુર વર વ્રજત્રીય મન ભાવે, નટવર મોરલી બજાવે. દે૦ ૧
મોરલી બજાવે પ્યારો નંદકોદુલારો, ચિત્ત મેરો લલચાવે. દે૦ ૨
છેલ ચતુર વર વ્રજરાજ સાંવરો, દિન દિન પ્રીત બઢાવે. દે૦ ૩
મોહન લાલ મોરલી અધર ધર, ગીત મધુરાં ગાવે. દે૦ ૪
અજબ રંગીલા સાંવરીયાકે ઉપર, બ્રહ્માનન્દ બલિ જાવે. દે૦ ૫

### પદ ૧૦૩૬ મું.

કુંવર નીકો કહાન, કુંવર નીકો કહાન. ટેક.
રગીલો ગિરિવરધારી, વ્રજપતિ કુજવિહારી. કુ૦ ૧
નીકે નેન બેન મુખ નીકે, નીકી છબી જગ ન્યારી. કું૦ ૨
ભાલ વિશાલ તીલક છબી સુંદર, પાઘડલી લાગે અતિ પ્યારી. કું૦ ૩
ભ્રુહુ કબાન વકે દ્રગ કરકે, વેધ લઈ વ્રજનારી. કુ૦ ૪
છેલ ચતુર વ્રજરાજ શ્યામપર, બ્રહ્માનન્દ બલિહારી. કું૦ ૫

### પદ ૧૦૩૭ મું.

ચતુર વર છેલ, ચતુર વર છેલ. ટેક.
છબીલો લાગત પ્યારો, નાગર નંદદુલારો. ચ૦ ૧
મોતીન માલ વિશાલ મનોહર, નીકો કમર કટારો. ચ૦ ૨
ફુલનકે ભુજબંધ અલોકિક, વ્રજપતી મોતીન વારો. ચ૦ ૩
કુડળ આય ઝુકે દોઉ કાનન, તોરો શીશ અટારો. ચ૦ ૪
બ્રહ્માનન્દકો નાથ સાંવરો, ન કરુ દ્રગહુસે ન્યારો. ચ૦ ૫

### પદ ૧૦૩૮ મું.

વાલમ મોરો કુંજ વિહારી, છબી મનમાની ગિરિધર છેલ ગુમાની. વા૦ ૧
અખીયાસો રંગી લાલ કેશર તીલક ભાલ, રેખ અધીક સુખદાની. વા૦ ૨
નવલ કલંગી નીકી ચિત્તકું હરાવે, પાઘ ન જાય બખાની. વા૦ ૩
રૂપ અલોકિક ચતુર પીયાકો, લખી મોરી અંખીયાં લોભાની. વા૦ ૪
બ્રહ્માનંદ કહે નાથકી મૂર્તિ, અંતરમાંય ઠેરાની. વા૦ ૫

### પદ ૧૦૩૯ મું–રાગ અડાણો.

મો મન ભમર નિરંતર ચાહત, વદન કમલ ઘનશ્યામ પીયાકોરી. મો૦ ૧
મધુર મનોહર વચન સુધારસ, અધીક જતન કરી રાખી લીયાકોરી. મો૦ ૨
ભરતખડકે માંહી નિરંતર, તન ધરીકે એહી કામ કીયાકોરી. મો૦ ૩
બ્રહ્માનન્દ કન્દ સુખ મૂર્તિ જીવન, હે શિવ આદિ શ્રીયાકોરી. મો૦ ૪

### પદ ૧૦૪૦ મું.

સુંદર શ્યામ વદનકી શોભા, નિરખ ઠરત લોચન અરુ છતીયાંરી. સું૦ ૧
શરદ સરોજ પ્રફુલ્લિત દૃગ દોઉ, તામેહી રેખ અલોકિક રતીયાંરી. સું૦ ૨
અધર અરુન ફળ બિંબ મનોહર, બીજ દંત પગતીયાંરી. સું૦ ૩
બ્રહ્માનન્દ કહત ભઇ રસબસ, શ્રીઘનશ્યામ સુનત મુખ બતીયાંરી. સું૦ ૪

### પદ ૧૦૪૧ મું.

શ્રીઘનશ્યામ ચરન શોભાપર, યા તન વાર ફેરી ડારુરી. શ્રી૦ ૧
અંકુશ કુલીશ અર્ધશશી અંબુજ, ઉર્ધ્વરેખ અંતર નીત ધારુરી. શ્રી૦ ૨
પદ પલ્લવ અંગુલિકા નખ મની, તેહી ચિંતત ઉરકો તમ ટારુરી. શ્રી૦ ૩
બ્રહ્માનંદ મુકુંદ ચરન છબી, નેન નિકટ રખી અખંડ નિહારુરી. શ્રી૦ ૪

### પદ ૧૦૪૨ મું.

વાત કહો ઘનશ્યામ પીયા તુમ, રાત રસિક કુનકે સંગ જાગેરી. વા૦ ૧
શીથળ હોય રહી પદ ગતીયાં, કાજળ રેખ કપોલન લાગેરી. વા૦ ૨
કેસો ધામ નામ કહા વાકો, જ્યાકે સંગ એસે અનુરાગેરી. વા૦ ૩
બ્રહ્માનન્દ કહત રસ મૂર્તિ, આજ દરિદ્ર કુનકે તુમ ભાગેરી. વા૦ ૪

### પદ ૧૦૪૩ મું–રાગ બીહાગ.

શોભિત શ્રીઘનશ્યામ, મહાપ્રભુ સંત મડળમે. શો૦ ટેક.
મહામનોહર મૂર્તિ લખીકે, લાજત કોટિક કામ. મ૦ ૧
શિશ કલંગી શોભતી અતિશે, ઉપર મુક્તા દામ. મ૦ ૨
પુંચી નંગ જડાવકી કરમે, છબિ સુંદર સુખધામ. મ૦ ૩
બ્રહ્માનંદ કહે નાથકો અંગમે (?),* રૂપ રહો સબ જામ. મ૦ ૪

### પદ ૧૦૪૪ મું.

દૃગમેં શ્યામ સુજાન, વસો મેરે કુંજવિહારી. દ૦ ટેક.
લોચન મેરે લાલચુ ભયેહે, ગજરામે ગુલતાન. વ૦ ૧
શોભા ધામ સુજાનકી મૂર્તિ, સુંદર નવ ઘનવાન. વ૦ ૨
બહુત રસીલી બોલની મુખહે, પૂરન ચંદ્ર સમાન. વ૦ ૩
બ્રહ્માનંદ કહે નાથકી છબિકો, નેન કરત રસ પાન. વ૦ ૪

### પદ ૧૦૪૫ મું.

પાર નિભાઇયો પ્રીત, પીયા ઘનશ્યામ સનેહિ. પા૦ ટેક.
અવગુણ મેરે નાથજી કબહુ, શ્યામ ન ધરિયો ચિત્ત. પી૦ ૧

* અંખમેં. (?)

તોડી સબ સંસારસેં અબ તો, તમસંગ મોહબત કીત. પી૦ ૨
જેસે નાર કુનારને શરનો, સાબ્રથ નરકો લીત. પી૦ ૩
મોહન મોય ન ભુલીઓ મનસે, બ્રહ્માનંદકે મીત. પી૦ ૪

### પદ ૧૦૪૬ મું.

લાવન તેરી લાલ, વસી મેરે અંતર માંહિ. લા૦ ટેક.
રસિક રસિલી બોલની હસની, ચટક રંગીલી ચાલ. વ૦ ૧
પાઘ રગિલી શિશપે બનીહે, તિલક મનોહર ભાલ. વ૦ ૨
દક્ષિણ ભાગ કપોલમે તીલકી, શોભા અધિક વિશાલ. વ૦ ૩
વામ શ્રવણ તીલ દેખકે ભઈ હું, બ્રહ્માનંદ નિહાલ. વ૦ ૪

### પદ ૧૦૪૭ મું–રાગ ખશાચ.

મોલીડામાં મન મોયું રે, હેલી મારા વિસામાના. મો૦ ટેક.
અંતરમાં વસિયું મારે આવી, જે દહાડાથી મે તો જોયું રે. હે૦ ૧
કુળ લજ્જા સગપણ જગ કેરુ, એ સારુ મે સર્વે ખોયું રે. હે૦ ૨
વણ દીઠે તન તાપ વધે છે, જેમ મીન નિર વિછોયું રે. હે૦ ૩
બ્રહ્માનંદ કહે એના મોલિડામાં, પ્રિત સહિત ચિત્ત પ્રોયું રે. હે૦ ૪

### પદ ૧૦૪૮ મું.

મોલીડું રંગ ભરિયું રે, હેલિ રંગભિના કેરુ. મો૦ ટેક.
ચોલ કસુંબિ ચટક રંગિલું, શ્યામ પીયે શિર ધરીયું રે. હે૦ ૧
જગના જીવન કેરુ મોલિડું જોઇને, બીજું મુંને સર્વ વિસરિયું રે. હે૦ ૨
અલવિલે નૌતમ આંટામાં, હરિવર મન મારુ હરિયું રે. હે૦ ૩
બ્રહ્માનંદના નાથનું મોલિડું, અંતરમાં આવિ ગરિયું રે. હે૦ ૪

### પદ ૧૦૪૯ મું.

છોગલિયું મરમાળું રે, સખિ જોને શામળિયાનું. છો૦ ટેક.
ડોલરિયાને રંગભર દેખતાં, અતર થયું છે અજવાળું રે. સ૦ ૧
અતિ આનંદ વધે મારે અંતર, ભાવ સહિત નિત્ય ભાળું રે. સ૦ ૨
પ્રેમ ભરી હરિની પાઘડલીમાં, રુડું દીસે છે રૂપાળું રે. સ૦ ૩
બ્રહ્માનન્દને ચિત્તડે ચોટયું, કામણગારું લટકાળું રે. સ૦ ૪

### પદ ૧૦૫૦ મું.

છોગલિયું મન ભાવ્યું રે, સખિ મારા શ્યામળાનું. છો૦ ટેક.
ચતુર પીયાને નવલ છોગલિયે, ચિત્ત મારું લલચાવ્યું રે. સ૦ ૧
વ્રજનારીનાં મન વશ કરવા, લાલ પીયે લટકાવ્યું રે. સ૦ ૨

નંદકુંવર કેરું છોગું નિરખી, જગનું મેં સુખ વિસાર્યું રે. સ૦ ૩
બ્રહ્માનંદ કહે જતન કરીને, અંતરમાં ઠેરાવ્યું રે. સ૦ ૪

### પદ ૧૦૫૧ મું–રાગ ખમાચ.

નિરખે નંદકુમાર, નેનુ નિરખે નંદકુમાર;
લાલ સુરંગી પાઘ મનોહર, ગોકુલકે શિરદાર. ને૦ ૧
શ્યામ સુંદરવર છેલ પિયાકી, શોભા બની હે અપાર;
મનરંજન કાને ગજમોતિ, હિયડે મોતિન હાર. ને૦ ૨
મનમોહનકી મૂર્તિ ઉપર, વારુ મે મદન હજાર;
બ્રહ્માનંદ કહે મન મોહ્યો, ઉપરણીકે તાર. ને૦ ૩

### પદ ૧૦૫૨ મું.

રસિયોજી વ્રજરાવ, પ્યારો રસિયોજી વ્રજરાવ;
પુલનકી ગલે માલ બીરાજે, બેહદ પાઘ બનાવ. પ્યા૦ ૧
કેશર તિલક અનોપમ કરકે, મન હર લીનો માવ;
અધિક અધિક નીત બાઢત અંતર, ભૂધરજીકો ભાવ. પ્યા૦ ૨
ગોપિજન વલ્લભ ગિરિધારી, નટવર સુંદર નાવ;
બ્રહ્માનંદ નિરખ છબિ પ્રીતમ, ચિત્ત મેરે હોત ઉછાવ. પ્યા૦ ૩

### પદ ૧૦૫૩ મું.

છબી તેરી સુંદર શ્યામ, નીકી છબી તેરી સુંદર શ્યામ;
વ્રજજીવન મેરે આય વસી હે, અંતર આઠુ જામ. ની૦ ૧
ગુણસાગર વ્રજરાજ ગલે બિચ, પેરી જ્યું મુક્તા દામ;
નાથ મનોહર મૂરતિ નિરખત, હોત ન પૂરણ હામ. ની૦ ૨
પ્રાણનાથ પુરુષોત્તમ પ્યારે, નિજ જનકે વિસરામ;
બ્રહ્માનંદ કહે તેરી ઉપર, વારુ મે કોટિક કામ. ની૦ ૩

### પદ ૧૦૫૪ મું.

રસિક મનોહર રૂપ, તેરો રસિક મનોહર રૂપ;
આય બસ્યો અંતરમેં મેરે, આઠું જામ અનૂપ. તે૦ ૧
ચરણ કમલ નખ મંડળ શોભા, ખૂબ રહિ ચિત્ત ખૂપ;
જો યહ છબિ ધરે હઇરેમેં, સો ન પરે ભવ કૂપ. તે૦ ૨
નંદકુંવર તુમ છેલ નવિને, ભૂપનકે મહા ભૂપ;
બ્રહ્માનન્દ વદન અનુરાગત, નહિ વ્યાપત જગધૂપ. તે૦ ૩

### પદ ૧૦૫૫ મું.–રાગ ખમાચ.

છબિ સુભગ સલુને શ્યામકી, બંકી કલંગી હરી લીયોવે ચિત્ત. છ૦ ટેક.
વંકે નેન ભ્રુકુટી પુનિ બંકી, નિરખત મન લોભિતવે. છ૦ ૧
જામા જરિહા પાઘ પુનિ જરકસી, શોભિત તુરરા સહિતવે. છ૦ ૨
મોતિન માળ વિશાલ વિનોદિત, જરકસી કટિ કસી લિતવે. છ૦ ૩
સહજાનંદ મનોહર મૂરતિ, બ્રહ્માનન્દકે ચિત્તવે. છ૦ ૪

### પદ ૧૦૫૬ મું.

રંગભીને રસીલે લાલકી, અજબ રૂપ છબિ બની હે આજ. ર૦ ટેક.
વસન સુરંગ અગ પ્રતિ ભૂષણ, દેખ લજિત સુરરાજવે. રં૦ ૧
સુંદર નેન વેણુ પુનિ સુંદર, સુંદર સબ તન સાજવે. ર૦ ૨
જર કસ લસિત સુભગ શિર સેહરો,અજબ બને હે મહારાજવે. રં૦ ૩
સહજાનન્દ પ્રગટ ભયે સમૃથ, બ્રહ્માનન્દકે કાજવે. રં૦ ૪

### પદ ૧૦૫૭ મું

હોરી નવલ રંગીલે કહાનસે, ખેલનકી રત બની હે આય. હો૦ ટેક.
લાલ છબિ નિરખત ચિત્ત લોભા, શોભા વરણી ન જાયવે. હો૦ ૧
પ્રેમયુક્ત છુટત પીચકારી, ઉમગ રંગ ન સમાયવે. હો૦ ૨
સતન ભીર અલિ તહાં સતત, રત વસંત જહુરાયવે. હો૦ ૩
બ્રહ્માનન્દ લાલ છબી નિરખત, પ્રેમ મગન સુખ પાયવે. હો૦ ૪

### પદ ૧૦૫૮ મું.

કહી જાત ન શોભા આજકી, છબી અજબ બની મહારાજકી. ક૦ ટેક.
ઉડત ગુલાલ અબીલ અનોપમ, સખિયન ભીર સમાજકીવે. ક૦ ૧
બાજત તાલ મૃદંગ ડફ, ઝીણી તાંત રવાજકીવે. ક૦ ૨
શ્યામ મનોહર હોરી ખેલત, લજિત છબી સુરરાજકીવે. ક૦ ૩
બ્રહ્માનંદ શ્યામ સગ ખેલત, મીટ ગઈ આંટી લાજકીવે. ક૦ ૪

### પદ ૧૦૫૯ મું–રાગ ખમાચ.

ચિત્તડા હમારા ચોર, સુંદર શ્યામને લીયા હે;
ગુલતાન ભઈ મેં આલી, પ્યાલા અજબ પીયા હે. ટેક.
જરકસકા સુંદર જામા, મોતીયનસે જર લીયા હે,
પટકા અજબ રંગીલા, શિર મુગટ ઝુક રીયા હે. ચિ૦ ૧
પેહરે કડા ઓર પહુંચી, અતિ જટિત નંગ કીયા હે,
બાંઇયાં બંધે દો બાજુ, મોતીયનકી લર હીયા હે. ચિ૦ ૨

અરકું મનોહર લટકે, કરનન કુંડલ દીયા હે;
બલ જાત બ્રહ્માનન્દ, છબી દેખકે જીયા હે. ચિ૦ ૩

પદ ૧૦૬૦ મું.

શ્યામરેકી સૂરત દેખ, મે તો બાવરી ભઈરી;
માધુરી અનોપમ મૂર્તિ, સબ રીત જયુ નઈરી. ટેક.
સબ સખીયનકે સંગમે, જલ ભરનકું ગઈરી;
મગ વિચ મોહન અટકી, બાંઈયાં પકર લઈરી. શ્યા૦ ૧
નટવરકી શોભા લખકે, મે થકિત હો રઈરી;
મે કયા કરુરિ આલિ ગૃહકી, જુ સુધ ન રઈરી. શ્યા૦ ૨
કહે બ્રહ્માનન્દ વનમે, વશી કહાનકે અઈરી;
મિલકે લગાઈ છતિયાં, બતિયાં અજબ કઈરી. શ્યા૦ ૩

પદ ૧૦૬૧ મું.

વંશોકી તાન સુનકે, મન કહાનસે લગા હે,
અબ આય ખડા હે આલી, મેરે નેનકે અગા હે. ટેક.
મે ભુલ ગઈ નિજ ઘરકું, વિસર્યા કુટુંબ સગા હે;
નિઃશંક ભઈ મે ડોલું, ડર લોકકા ભગા હે. વં૦ ૧
અતિ સુંદર સુખ અંગમેં, રંગ અજબસે રંગા હે;
મોતિયનકી માલા ગલેમે, નિત્ય પ્રેમમે પગા હે. વં૦ ૨
મેહેરમ મળ્યા મોય મનકા, તનકા મમત તગા હે;
મીલ બ્રહ્માનન્દ પીયસે, ધન્ય ભાગ જુ જગા હે. વં૦ ૩

પદ ૧૦૬૨ મું.

વંશરી મનોહર વાય, મેરે ચિત્તકું હર્યા હે;
છબી દેખકે રંગીલી, વર એહિ મે વર્યા હે. ટેક.
પેહેરી સુરંગી કચ્છનિ, વિછમે ભરથ ભર્યા હે;
અંગીયાં બની અદરસહુકી, શિર મુગટ જયુ ધર્યા હે. વં૦ ૧
કુંડલ લસત કાનનમેં, ઝલપુંસે જાય લર્યા હે;
અરવિંદ બને દોઉ અંખીયાં, ભ્રૂહ ભમર ધૂન કર્યા હે. વ૦ ૨
આભુષણુ સુંદર અંગમેં, ઝોહર કનક જર્યા હે;
છબી બ્રહ્માનન્દ લખકે, આય ચરનમેં પર્યા હે. વં૦ ૩

પદ ૧૦૬૩ મું–રાગ પરજ ખમાચ.

આંગણિયે ઝાઝું શું ભણિયે, આવો કહાના મારે આંગણિયે. ટેક.
ભાવ કરી નટ નાગર ભેટો, હૈડાના તાપ પીયા હણિયે. આ૦ ૧

હાથ કડાં મોતીડાં કેરી માલા, સુંદર છેલ બણીઠણીયે. આ૦ ૨
નૌતમ સુન્દર પાઘડલીના, પેચ ઝુકયા આવી પાંપણીયે. આ૦ ૩
બ્રહ્માનન્દ કહે પ્રેમ કરીને, ત્રપત કરુ મહી માંખણીયે. આ૦ ૪

### પદ ૧૦૬૪ મું.

ઓસરિયે મનડાં હરિયે, આવો પ્યારા મારી ઓસરિયે. ટેક.
મારુ મંદીરીયું તે શ્યામ તમારુ, છેટે છેલા શીદને ફરિયે. આ૦ ૧
પ્રીતમ નૌતમ પાઘડલીમાં, સુંદર છોગલીયાં ધરીયે. આ૦ ૨
ફુલડાંના હાર અનોપમ પેરી, કોડે કોડે લટકાં કરીયે. આ૦ ૩
બ્રહ્માનંદના નાથ છબી તારી, જોઇ જોઇ અંતરમાં ઠરીયે. આ૦ ૪

### પદ ૧૦૬૫ મું.

ડોલરિયા રંગના ભરિયા, હસીને બોલો હરિ ડોલરિયા. ટેક.
નટવર સુંદર નાથજી રે, તમને મેં અંતરમાં ધરિયા. હ૦ ૧
મિથ્યા જગની લાલચ મેલી, પ્રાણ થકી પ્યારા કરીયા. હ૦ ૨
જગજીવન તારાં રૂપને જોઇને, સર્વે વિષય રસ વિસરિયા. હ૦ ૩
બ્રહ્માનંદના છેલ છબિલા, કહાન ચતુર વર કેશરીયા. હ૦ ૪

### પદ ૧૦૬૬ મું.

વાતડલી રેને રાતડલી, વાલા પૂછું એક વાતડલી. ટેક.
પિતાંબર સાટે મારા પ્રીતમ, સાડી લાવ્યા નવી ભાતડલી. વા૦ ૧
મોરલડી લઇને મનમોહન, દીધું વેલણુ કોણે દાતડલી. વા૦ ૨
જેને ઘેર રજની તમે જાગ્યા, કોણ હતી તેની જાતડલી. વા૦ ૩
બ્રહ્માનન્દ કહે સંશે થયો નહીં, ધન્ય છે તમારી છાતડલી. વા૦ ૪

### પદ ૧૦૬૭ મું-રાગ ખમાચ ગરબી.

શ્યામ સલુણા, રંગ છેલા રે, આવોને મદીર મારે;
મદીર મારે છેલા, મંદીર મારે રે, આવોને મદીર મારે. ટેક.
હેતુ છોરે પ્યારા હાર હરિવર, મોહી છું મોલિડે હું તો તારે. રંગ૦ ૧
મુજને લાગે છે વાલાં વેણુ મનોહર, નેણ કમલ છબિ ધારે. રંગ૦ ૨
તમ વિના રે મારા રસિયા વાલમ, લોચનિયાં કુણ ઠારે. રંગ૦ ૩
બ્રહ્માનદ કહે મન મારુ મોયું, કાન્જુ કમર કટારે. રંગ૦ ૪

### પદ ૧૦૬૮ મું.

શ્યામ સનેહી, છબી તારી રે, અટકી અતર આવી;
અંતર આવી છબી, અંતર આવી રે, અટકી અંતર આવી. ટેક.
મરમાલી રે રૂડી ચાલ મનોહર, ભુધર મનડે મારે ભાવી રે. છબી૦ ૧

વ્રજજીવન મુને વશ કરી લીધી, સુંદર વચન સુણાવી રે. છબી૦ ૨
અજબ અલૌકિક મોલિડા ઉપર, નવલ કલગી લટકાવી રે. છબી૦ ૩
બ્રહ્માનન્દ કહે નટવર મૂરતિ, લોચનીયાંમાં ઠેરાવી રે. છબી૦ ૪

પદ ૧૦૬૯ મું.

મૂર્તિ તારી, મરમાલી રે, વાલિડા લાગે છે વાલિ;
લાગે છે વાલિ તારી, લાગે છે વાલિરે, વાલિડા લાગે છે વાલિ. ટેક.
શોભિતારે શણગાર સજીને, શ્યામ મંદીરીયે આવો ચાલી. મ૦ ૧
તમ વિનારે મારે પલ નવ ચાલે, તાણુ કરાવો શિદ ઠાલી. મ૦ ૨
મનડું લીધુંરે મારુ મોહન પ્યારા, પાઘડલીમાં તોરા ઘાલી. મ૦ ૩
બ્રહ્માનંદ કહે તમને વર્યાની, ટેક અચલ એક ઝાલી. મ૦ ૪

પદ ૧૦૭૦ મું.

નાથ રંગીલા, નેણાં તારાં રે, કાનુડા કામણગારાં;
કામણગારાં નેણાં, કામણગારાં રે, કાનુડા કામણગારાં. ટેક.
લોચનિયાંરે રંગ ચોલ ગુલાબિ, પ્રીતમ લાગે મુને પ્યારાં. ને૦ ૧
કમલ તણાંરે કાજુ ફૂલ સરીખાં, સુંદર શોભે અતિ સારાં. ને૦ ૨
આંખડલીમાં પ્યારા જાદુડાં ભરીયાં, તિન ભુવન થકી ન્યારાં. ને૦ ૩
બ્રહ્માનંદ કહે ઘાયલ થઇ છું, અજબ અનુપ અટારાં. ને૦ ૪

પદ ૧૦૭૧ મું–રાગ મલાર ચોતાલ.

હે આલી દેખરી છબી પ્યારે શ્યામકી;
અતી નીકી નવ ઘન બને નંદજુકો લાલ. હે૦ ટેક.
શ્યામ ઘટા બની શ્યામકી સુરત, બરસત વચન રસાલ પાલ. હે૦ ૧
પૌઢ પ્રતાપ ગરજ ધૂન ગેહરી, મોર બપૈયા ગોપી અરુ ગ્વાલ. હે૦ ૨
બ્રહ્માનંદ પ્રીતમ મેઘહુકી શોભા, લખ નિરખ વદન જન હોત ન્યાલ. હે૦ ૩

પદ ૧૦૭૨ મું.

હે સખિયાં રત આઈ મેરે આનંદ ભયો;
એરી સાવન આયો આયે પ્યારે શ્યામ. હે૦ ટેક.
મેઘહુકી ગરજન લાગત હે મોયે પ્યારી, બપૈયા પોકારત પીયુકો નામ. હે૦ ૧
ઝીની ઝીની બુંદન મેહારી બરસત, બોલત પીક મોર ઉછેરી ગ્રામ. હે૦ ૨
બ્રહ્માનંદ ઉમંગ ઉર નહીં માવત, ભુજભર ભેટે પીયા સુખ કે ધામ. હે૦ ૩

પદ ૧૦૭૩ મું.

હે આલી ભિંજત આયે આજ શ્યામ પ્યારે.
અટપટી પાઘહુકે છુટે પેચ. હે૦ ટેક.

નીગલ કસુંબી રંગ અંગ છાય રહે, શીરપે બીરાજત નીકે કેશ. હે૦ ૧
લાલ સબ બને લાલ મોતીન માલ ગળે, લપટે વસન કછુ શીત આવેશ. હે૦ ૨
બ્રહ્માનંદ નવલ પ્રીતમ પીયા છબી, વસો મેરે ઉર આયકે હમેશ. હે૦ ૩

### પદ ૧૦૭૪ મું.

દેખોરી આયકે સખી સબ વ્રજહુકી અટા.
ગોખ બેઠે પીયા નંદનંદ. દે૦ ટેક
ઘટા ચહુ ઓર લુંબી દામની ચમકત, વરસત આય મેઘ મદ મંદ. દે૦ ૧
હરીત વસન પેરી અતીરી શોભત શોભા દેખ, લજ્યાજુત હોત હે સુરિંદ. દે૦ ૨
બ્રહ્માનંદ બલિહારી મૂરતિ માધુરીપર, અતુલીત છબી આનદકંદ દે૦ ૩

### પદ ૧૦૭૫ મું-રાગ બાર મલાર.

પાવને પાહુને જુને, સખીરી મેરે આજ પ્રીતમ ઘરુ પાવને. સ૦ ૧
શ્યામ મનોહર સાગર સુખકે, ભવ દુઃખ કે વીસરાવને. સ૦ ૨
નૌતમ પ્રીતી રીતી સજની, રજની દીન રળીઆવને. સ૦ ૩
મોર મુગટ શીર છત્ર બીરાજે, બોલત વચન સોહાવને. સ૦ ૪
બ્રહ્માનદ આનંદ છબી નિરખત, હરખ લગીગી ભાવને. સ૦ ૫

### પદ ૧૦૭૬ મું-રાગ સોરઠ.

કાંઇ હઠ રાખો છો જી માંકા રાજ. કાં૦ ટેક.
ચુન ચુન કલીયાં પીયા અજબ રગીલી, સેજડી બીછાઇ થારે કાજ. કાં૦ ૧
હું છુ દાસી રાવલી, હુકમ હજુરી થે માંકે શીરતાજ. કાં૦ ૨
હું છુ નારી અતી અવગુનગારી, થે છો વારી ગુન કેરા ઝાઝ. કાં૦ ૩
બ્રહ્માનન્દરા શ્યામ સોહાગી, આજો પીયા માંકે ઘર ગાજ. કાં૦ ૪

### પદ ૧૦૭૭ મું.

કાંઈ લલચાવો છો જી માંકો ચીત. કાં૦ ટેક.
હાસ વિલાસ મનોહર કરકે, પેલી થે લગાઇ પીયા પ્રીત. કાં૦ ૧
દૂર રહો તબ પુર હીયે દુખ, જાણો છોજી રસડારી રીત. કાં૦ ૨
દીલ દરીઆવ પીયા દેખાડો, સુંદર વદન શોભીત. કાં૦ ૩
બ્રહ્માનદરા નાથ રંગીલા, મીલીયે જ્યુ મોહન મીત કાં૦ ૪

### પદ ૧૦૭૮ મું.

માંકે મોલે આજોજી હો સુંદર શ્યામ. માં૦ ટેક.
હાથ જોડ રહું હાજર ઉભી, તન ધન વારું થાકે નામ. માં૦ ૧
પ્રાણજીવન રગરેલ પધારો, મારે છે થાસું ઢોલા કામ. માં૦ ૨

થાંકો મુખ દેખ્યાસું માંકે, અંતર હોવે છે આરામ. માં૦ ૩
બ્રહ્માનંદરા પ્રીતમ પ્યારા, પૂરો મારા મનડારી હામ. માં૦ ૪

પદ ૧૦૭૯ મું.

થારાં માંને લાગાં છે જી ગાઢા મારુ નેણ. થા૦ ટેક.
કામકાજ દૂજો કાંઈ નવ સુજે, રટના લાગી છે દીન રેણ. થા૦ ૧
સુભગ સલુણી રાવલી મોરલી જુ સુંનકે, મન મારો હોય ગયો છે મેણ. થા૦ ૨
હાસ વિલાસ સહિત નહિ વિસરે, વાલાજી રંગીલા વાંકાં વેણ. થા૦ ૩
આયે એકાંત મીલો અવિનાશી, બ્રહ્માનંદરા જો સેણ. થા૦ ૪

પદ ૧૦૮૦ મું–રાગ સોરઠ ગરબી.

રહ્યુ છે મારા હ્રુદિયામાં રૂપ તમારુ. ર૦ ટેક.
રૂપ તમારુ એક હ્રુદિયામાં રાખ્યું, મે તો બીજું સર્વે કાઢયું છે બારુ, ર૦ ૧
જગના જીવન વાલા તમને જોઈને, વારી મનડુ લોભાણું છે જો મારુ. ર૦ ૨
તમ વિના શ્યામળીયા રે વાલા, મુને બીજું નથી લાગતું સારુ; ર૦ ૩
દુરીજન લોક ઘોળ્યાં દાઝી મરે છે, તેની ધડક હૈયામાં શીદ ધારુ. ર૦ ૪
માથું જાતાં મન માન્યારે માવા, કેદી હેત માંઇથી નવ હારું; ર૦ ૫
બ્રહ્માનંદ કહે મારા પ્રાણુ સંગાથી, ઘડી તમને તે કેમ વીસારુ. ર૦ ૬

પદ ૧૦૮૧ મું

હૈડામાં મુને વહાલા લાગો છો વનમાળી. હૈ૦ ટેક.
વહાલા લાગો છો લટકાળારે લાલા, મારાં નેણાં ઠરે છે ભાળી ભાળી;
આઠો પોહોર આવી વસી અંતરમાં, વહાલા મૂર્તિ તમારી મરમાળી. હૈ૦ ૧
બાંધ્યા છે બાજુ કાજુ ફુલડાંની માળા, ગળે લાગે છે અતિ રૂપાળી;
મનડાં હરો છો તમે મોરલી વજાડતાં, વળી ગાતાં નાંખો છો રગ ઢાળી. હૈ૦ ૨
શુંરે કરે સસારીયો કુડો, મે તો લોકની તે લજ્યા સર્વે ટાળી;
બ્રહ્માનન્દના વહાલા તમ સંગ રમતાં, મારે દહાડી દહાડી તે દીવાળી. હૈ૦ ૩

પદ ૧૦૮૨ મું.

ભુધરજી આવી મનડે અમારે તમે ભાવ્યા. ભુ૦ ટેક.
અક્ષરાતીત અલબેલા રે વહાલા, તમે અમ કારજ વ્રજ આવ્યા;
ચિત્તડાં અમારાં તમે લેવાને કાજે, માથે ફુલડાંના તોરા લટકાવ્યા. ભુ૦ ૧
એક ઘડી શ્યામળીયા સનેહી, વારી વીસરો નૈ વીસરાવ્યા;
સર્વે તે લોકમેં સૌ જાણે છે કહાના, કંથ અમારા તમે કાવ્યા. ભુ૦ ૨
માયાના જીવ તે તો મરમ ન જાણે, તેણે સૌ સરખા ઠેરાવ્યા;
બ્રહ્માનન્દના વહાલા શ્યામ સુંદર વર, જેવા છો તેવા અમને ફાવ્યા. ભુ૦ ૩

### પદ ૧૦૮૩ મું.

પ્રીતમજી પ્યારા જીવું છું તમને જોઈને, પ્રી૦ ટેક૦
મૂર્તિ તમારી મન માની રે માવા, તેમાં હેતે રહી છું ચિત્ત પ્રોઈને;
તમ સગાથે મારે નેડો બંધાણો, તેની ખબર નહીં બીજા કોઈને. પ્રી૦ ૧
નિઃશંક થઇ માથે છેડો રે નાંખ્યો, છોને કેહેતાં તે લોક વગોઈને;
માથાને સાટે તમને વર્યાં મોરારી, વારી કુલની મરજાદા સર્વે ખોઈને. પ્રી૦ ૨
સમજી વિચારી મે તો પગલાં ભર્યાં છે, ચાલી મન મતવાલી હોઈને;
બ્રહ્માનન્દના વહાલા તમને દેખીને, મારુ મનડુ રહ્યું છે જો મોઇને. પ્રી૦ ૩

### પદ ૧૦૮૪ મું–રાગ સોરઠ.

આવો હરિ મંદિરિયે મારે, આ૦ ટેક.
કુંવર રંગીલા કહાનજી, મોહી છોગલીયે તારે. આ૦ ૧
આંગણે મારે આવજો, તમે સજ્યા સવારે. આ૦ ૨
સુખ થાય છે શ્યામળા, તમને જોઉં છું જ્યારે. આ૦ ૩
સાસુ સસરો સૌ મળીને, મુજને નીત વારે. આ૦ ૪
જીવન તમને જોઇને, એની શકા તે કુણ ધારે. આ૦ ૫
તોડી સૌ સસારથી રે, જોડી તમ હારે. આ૦ ૬
બ્રહ્માનન્દના વાલમા, હવે જાણ્યું જગ સારે. આ૦ ૭

### પદ ૧૦૮૫ મું.

રેહેજો મારી આંખડલી આગે. રે૦ ટેક.
નિરખી તમને નાથજી, મારી ભુખડલી ભાંગે. રે૦ ૧
ચમકા કરતી ચાંખડી રે, કેસરીએ વાગે. રે૦ ૨
શિશ કલંગી શોભતી વાલા, જરકસીયે પાગે. રે૦ ૩
રસીક સલુણા રાજને, હું તો રીઝી છુ રાગે. રે૦ ૪
જોઈ જોઈ તમને જાદવા, નીત પ્રીતડલી જાગે. રે૦ ૫
કમર કટારો વંકડોરે, અતી પ્યારો લાગે. રે૦ ૬
અધ ક્ષણું રહો મા વેગળા, એમ બ્રહ્માનન્દ માગે. રે૦ ૭

### પદ ૧૦૮૬ મું.

વાલાજીનાં લટકામાં લોભાણી. વા૦ ટેક.
લાગે છે વાલી લાલની, રુડી મુખડાની વાણી. વા૦ ૧
સર્વે સૈયરના સાથમાં, ગઇતી તટ જમુના પાણી. વા૦ ૨
સાન કરી મુને શ્યામળે, મારું લીધું ચિત્ત તાણી. વા૦ ૩

છેલ છબીલો નંદનો રે, મહીડાનો દાણી. વા૦ ૪
મીઠી વાઈ મોરલી, સુણી પ્રીતે પ્રોવાણી. વા૦ ૫
લટકાળા નદલાલની હું, ઠાવી ડેરાણી. વા૦ ૬
બ્રહ્માનદના વાલમા મુને, પોતાની જાણી. વા૦ ૭

પદ ૧૦૮૭ મું.

પધારોને મોહન મરમાલા. ૫૦ ટેક.
મનમાં ચોટ્યા મારે રાવળા, નેણુના ચાળા. ૫૦ ૧
સેજ બીછાઈ પુલડે, અતી દિપક અજુવાળા. ૫૦ ૨
નટવર તારા નામની, ઉભી ફેરુ છું માળા. ૫૦ ૩
જામા પેરો જરકસી, બાંધો રેટા રૂપાળા. ૫૦ ૪
મીઠી વાજો મોરલી, લાવી પરજતણા ઢાળા. ૫૦ ૫
તમ વીના ખુલતા નથી, મારા અંતરનાં તાળાં ૫૦ ૬
બ્રહ્માનન્દના નાથજી, આવો સુંદર છોગાળા. ૫૦ ૭

પદ ૧૦૮૮ મું–રાગ સોરઠ.

મોહન મનડું મોહ્યુ મારુ, તારુ રૂપ જોઈ વ્રજરાજ;
સુધ ભુલી સસારની રે, બીજું કાંઈ નવ સુજે કાજ. મો૦ ૧
અલવીલા તારી આંખડી, છે જો કામણગારી કોય;
ચિતવણીમાં ચિત્તડુ રે મારુ, પ્રીતમ લીધું પ્રોય. મો૦ ૨
કેસર આડ કરી કોડામણી, તેણે શોભે છે સુંદર ભાલ,
હેતે સામું હેરતાં રે, લીધુ ચિત્તડુ મારુ લાલ. મો૦ ૩
માથે લાલ કસુંબી મોળીયું, વળી જોડ કલંગી જોર;
બ્રહ્માનન્દના નાથજી વહાલા, લાગો છો નદકિશોર. મો૦ ૪

પદ ૧૦૮૯ મું.

સુંદર છેલ રંગીલા શ્યામળા, છોજી પ્રીતમ જીવન પ્રાણ;
વાલમ રહો માં વેગળા, મારી આંખડલીના ભાણ. સું૦ ૧
તારા મુખની લાગી મોહિની, અધ ક્ષણ મેલ્યું નવ જાય;
ચિત્તમાં ખુત્યું છોગલું, તારુ રસીયા જાદવરાય. સું૦ ૨
જીવન રૂપ તમારુ જોઇને, હું તો ભૂલી ભોજન પાન;
પાઘડલીના પેચમાં, મારું મન થયું ગુલતાન. સું૦ ૩
મારે તમથી લાગી પ્રીતડી, હવે ઝેર થયો સંસાર;
બ્રહ્માનન્દના વાલમા, મારા હૈડાના નૌતમ હાર. સું૦ ૪

### પદ ૧૦૯૦ મું.

મીઠી વાઓને આવી મોરલી, મારે આંગણીએ અલબેલ;
ઢાળા લાવો પરજના, વારી રસીયાજી રંગ રેલ. મી૦ ૧
રુડી ગાવો નૌતમ રાગણી, માંઈ તાનતણા ડેરાવ;
છુટાં મેલો છોગલાં મારા, મુંધા મુલા માવ. મી૦ ૨
નાખો જોર(?) નજારા નેણુના, મુજ સામું જોઇને શ્યામ;
આંખડલીને આગળે રહો, જાદવ આઠો જામ. મી૦ ૩
જામા પેરો સુંદર જરકસી, માથે પાઘ બાંધો જરીયાન;
બ્રહ્માનન્દના વાલમા, હું તો મોહી છું ભીને વાન. મી૦ ૪

### પદ ૧૦૯૧ મું.

કાજુ છેલ મનોહર કહાનજી, વહાલા રહો મારે ઘેર રાત;
મનડુ તમથી માનીયું, છોને નીંદા કરતી નાત. કા૦ ૧
સુંદર શ્યામ આવી મુને, શીખવો રુડા ચતુરાઇના ચોજ;
મારા સમ જો માવજી, મારે આવજો મંદીર રોજ. કા૦ ૨
ગુથી પેરાવું હું તો ગોઠતા, હરી પુલડાં કેરા હાર;
પાઈશ મૈડું પ્રેમથી, વારી કરી કરી મનુવાર. કા૦ ૩
વહાલા હેતે સામું હેરતા, કરો ગેરે નાદે ગાન;
બ્રહ્માનંદના વાલમા, મોઈ મોરલડીને તાન. કા૦ ૪

### પદ ૧૦૯૨ મું–રાગ સોરઠ.

આવે લાલ બનો* ગીરધારી, આ૦ ઘોડલાકી ઘુંમર ભારી. આ૦ ટેક.
કંચનહુકે સાજ મનોહર, હિંસત અસ્વ હજારી;
છડીદાર શુભ બાંન ઉચારે, અજબ બની અસ્વારી. આ૦ ૧
શ્યામ સલુને સુંદર વરકું, નિરખત હે નર નારી;
વિમલ કરત પુલનકી વૃષ્ટી, ચડી ચડી ગોખ અટારી. આ૦ ૨
ગાન તાન મુખ ગાત ગુનીજન, છત્ર ચમર સુખકારી;
બ્રહ્માનદ મદનમોહનકી, મૂર્તિ લાગત પ્યારી. આ૦ ૩

### પદ ૧૦૯૩ મું.

વ્રજરાજ બનોજી મેરે આયે, વ્ર૦ બડ ભાગ બરાતી લાયે. વ્ર૦ ટેક.
જરકસી લસત મનોહર જામો, લલીત સુગંધ લગાયે;
અગ અંગ પ્રતી ભુષણ નૌતમ, સુંદર સાજ બનાયે. વ્ર૦ ૧

---

* "બનો"=વરરાજા.

ગાવત મંગલ લોક લુગાઈ, વાજાં વિવિધ બજાયે;
બંદીજન ગુનવાન બહુ મીલ, સુંદર રાગ સુનાયે. પ્ર૦ ૨
પુલનકી વર માળ ગળે બીચ, મસ્તક મોર સુહાયે;
મોતીન થાળ ભરે મોહનકુ, બ્રહ્માનન્દ વધાયે. પ્ર૦ ૩

### પદ ૧૦૯૪ મું.

નંદલાલ બનો દીલ જાની, નં૦ જાકી મહીમા વેદ બખાની. ન૦ ટેક.
સુધો અત્તર પુલેલ લગાયે, વાટ સુગંધ ફહરાની;
જરકસી પાઘ મનોહર ટેડી, નવલ કલગી ઠાની. ન૦ ૧
અજબ અલૌકિક સાજ બનાયો, પુર ત્રિય હરખ ભરાની;
બેહદ નૌત્તમ રૂપ બનાકો, લખી દુલહન લોભાની. નં૦ ૨
હસી હસી લેત સખા સગ તાળી, ગાઢો છેલ ગુમાની;
બ્રહ્માનન્દ છબી નટવરકી, નિરખત દૃગ અટકાની. ન૦ ૩

### પદ ૧૦૯૫ મું.

દુલહેકું દેખોરી માંઈ, દુ૦ છબી નૌત્તમ નવલ બનાઈ. દુ૦ ટેક.
ફુલનકે ગજરે શુભ તાપર, ભમર રહે લપટાઈ;
પુચી કનક જડીત હસ્તનમે પ્રેમીજન પેહેરાઈ. દુ૦ ૧
અંગ અંગ પ્રતી વસન આભુષણ, સુંદર નવલ સુહાઈ;
લલીત ગતિ મુનિવર મન લોભા, શોભા સબ તન છાઈ. દુ૦ ૨
લાલ મનોહર નિરખી લાડીલો, ઘર ઘર હોત વધાઈ;
બ્રહ્માનન્દ નવલ પ્રીતમકી, મૂરતી મો મન ભાઈ. દુ૦ ૩

### પદ ૧૦૯૬ મું–રાગ સામેરી.

નન્દલાલા રે તારી બાનકની બલિહારી,
નન્દલાલા રે મારા ગુણવતા ગિરિધારી, ટેક.
કાજુ શોભે છે પુલડાંના હાર હિયે,
નન્દલાલા રે કાને કુંડલ મકરાકારી. નં૦ ૧
રગ રેલ વહાલા તારુ રૂપ જોઈ,
નન્દલાલા રે હું તો થઈ છું જગતથી ન્યારી. નં૦ ૨
લેહેરી છેલ અનૂપમ લાડકડા,
નન્દલાલા રે વહાલા લાગો છો કુંજવિહારી. નં૦ ૩
આવો બ્રહ્માનન્દના વાલમજી,
નન્દલાલા રે નાખું સરવસ તમપર વારી. ન૦ ૪

### પદ ૧૦૯૭ મું.

રંગભીના રે મારા મનગમતા વનમાળી,
રંગભીના રે મારાં નેણાં ઠરે ભાળી ભાળી. ટેક.
વારી શોભીતા શણગાર સજી,
રંગ ભીના રે હું તો ઉભી છુ પથ નિહાળી. રં૦ ૧
કર ચટક રંગીલી લાલ છડી,
રંગભીના રે માથે પાઘડલી પેચાળી. રં૦ ૨
છબી સુંદર નૌત્તમ અજબ બની,
રંગભીના રે તારી આંખડલી મરમાળી. રં૦ ૩
હું તો બ્રહ્માનન્દ કહે તમને વરી,
રંગભીના રે હવે તનડાની લાલચ ટાળી. રં૦ ૪

### પદ ૧૦૯૮ મું.

લટકાળા રે તારાં લટકામાં લલચાણી,
લટકાળા રે લીધુ છોગલીયે મન તાણી. ટેક.
નન્દલાલ મનોહર નાનકડા,
લટકાળા રે તારુ રૂપ જોઈ અટકાણી. લ૦ ૧
છેલા નવલ કલગી શીશ ધરી,
લટકાળા રે મુખ બોલો છો અમૃત વાણી. લ૦ ૨
તારી લેરખડા રંગરેલ છબી,
લટકાળા રે આવી અંતરમાં ડેરાણી. લ૦ ૩
વારી બ્રહ્માનંદના નાથ રાખ્યું,
લટકાળા રે મારા મુખડા કેરુ પાણી. લ૦ ૪

### પદ ૧૦૯૯ મું.

મરમાળા રે મારા મનડાના મેરમ માવા,
મરમાળા રે આવો પ્રેમ અધર રસ પાવા. ટેક.
તમ કાજ સજું હું તો સેજલડી,
મરમાળા રે લાવું કોમળ પુલ બીછાવા. મ૦ ૧
ગજ મોતીડાંનો થાળ ભરી,
મરમાળા રે આવું સનમુખ તર્ત વધાવા. મ૦ ૨
મેવા માંખણ સાકર દુધ મહી,
મરમાળા રે ખાંતે ખાતે હું આપું ખાવા. મ૦ ૩
બ્રહ્માનંદના સુંદર શ્યામ પીયા,
મરમાળા રે રહેજો રાખીશ નહીં દઉ જાવા. મ૦ ૪

### પદ ૧૧૦૦ મું-રાગ વેરાડી.

સનેહી શ્યામળો સનેહી શ્યામળો, મારા નેણુનો શણગાર;
સુંદર શ્યામ રગીલો શ્યામળો. ટેક.
બાંધેલ બાજુ બેરખા કાજુ, કુંડળ લળકે કાન;
જોઇને જાદવરાયને મારુ, મન થયું ગુલતાન. સું૦ ૧
આંખડલી અણીઆળીયું, રુડી શોભીત ભાલ વિશાળ;
હઈડા ઉપર હીંડલે, ગજ મોતીડાંની માળ. સું૦ ૨
માધુરતા અતી મુખની, વાલાં લાગે છે સુંદર વેણુ;
બ્રહ્માનદના નાથને, મારાં નિરખીને હરખે નેણુ. સું૦ ૩

### પદ ૧૧૦૧ મું.

નટવર નદનો નટવર નંદનો, મારા દીલડાનો દીવાન;
નાગર છેલ છબીલો નન્દનો. ટેક.
હાથ કડાં બેઉ હેમના, સુંદર પુંચી નગ જડાવ;
આગળ આવી ઉભલો, મારે મીઠડાં બોલો માવ. ના૦ ૧
શીશ કલગી વકડી શોભે, નેણે વરસે નૂર;
મોહન આડી મીટમાં, મારુ ચિત્ત કર્યું ચકચૂર. ના૦ ૨
જે મુખને નીત જોઇને, ઝાંખો થાય છે પુરણુ ચંદ;
તે મુખડાંને ઉપરે, વારી જાય છે બ્રહ્માનદ. ના૦ ૩

### પદ ૧૧૦૨ મું.

કકોલેલ કહાનસે કંકોલેલ કહાનસે, મારી પુરણુ લાગી પ્રીત,
સાચા સેણુ કોડીલા કહાનસે. ટેક.
હેલ ઉપાડીને એકલી, એની ભરવા ગઈતી નીર;
નાગર દીઠો નદનો, મે તો કાલિંદીને તીર. સા૦ ૧
મોતીડાનાં ઝુમખાં માથે, વેણુ મનોહર હાથ;
ગેરે સાદે ગાવતાં જોયા, નટવર સુંદર નાથ. સા૦ ૨
અગી ચંગી ઓપતી શોભે, લાલ કસુંબી પાઘ;
બ્રહ્માનંદ કહે વશ થઇ હુ તો, રસીયા કેરે રાગ. સા૦ ૩

### પદ ૧૧૦૩ મું.

માણીગર માવની માણીગર માવની, લાગી આંખડલીની ચોટ;
મીઠડા બોલા ઙેલા માવની. ટેક.
ઘાયલ થૈ ઘરમાં પડી, મારા પરવશ થઈ ગયા પ્રાણુ;
કુંવર રંગીલા કહાનનાં, લાગ્યાં નેણાં કેરાં બાણુ. મી૦ ૧

ઠાવકી ઘેલી હું થઈ, મેલ્યો નાત તણો સર્વ નોર;
લોચનીયાં નંદલાલનાં, કાંઇ જાદુગારાં જોર. મી૦ ૨
લજ્યા ભૂલી લોકની, ભૂલી પાંણીડાંની હેલ;
બ્રહ્માનંદના નાથની, કાંઈ મીટમા મોહન વેલ. મી૦ ૩

### પદ ૧૧૦૪ મું-રાગ મેવાડી.

શ્યામળા સોહાગી રે, તારી રે માયા મુને લાગી જી;
જીયો રે વારી પ્યારી પ્યારી રે, તારી૦ ટેક.
મોરલી વજાજો રે રુડી વાંસલડી રે, ગેરી વાજો જી. જી૦ ૧
નંદજીના નંદા રે છોજી રે, ગોકુળ ચંદા જી જી૦ ૨
મીઠે મીઠે વેણે રે કહાના રે, નેડો લાગ્યો નેણે જી. જી૦ ૩
ભીને ભીને વાને રે વહાલા રે, ગાજો ગેરે ગાંને જી. જી૦ ૪
બ્રહ્માનન્દના વહાલા રે, તમે રે લટકાળા લાલા જી. જી૦ ૫

### પદ ૧૧૦૫ મું.

બાંયે રુડા બાજુ રે, કાને રે કુડળ કાજુ જી;
જીયો રે હેલી જોને જોને રે, કાને૦ ટેક.
વર શોભે વહાલો રે રગડાનો ભીનો રે, નીકો શોભે જી. જી૦ ૧
કસુંબલીયે વાઘે રે ઝીણી રે, જરકસી પાઘે જી. જી૦ ૨
સુંથણી સુરંગી રે પહેરી રે, અનોપમ અગી જી. જી૦ ૩
પુલડાંને તોરે રે મારાં રે, ચિત્તડાંને ચોરે જી. જી૦ ૪
બ્રહ્માનદ કહે લહેરી રે વાયે રે, વંશી મુખ ગેરી જી. જી૦ ૫

### પદ ૧૧૦૬ મું.

મુખ તારુ જોઇને રે, કહાના રે રહી છું હું મોહીને જી;
જીયો રે પ્યારા લાગી લાગી રે, કહા૦ ટેક.
મુખડાની માયા તારા વદનની લાગી રે, મુને માયા જી. જી૦ ૧
મધુરીસી વાણી રે વારી રે, સુંણી હું લોભાણી જી. જી૦ ૨
મોતીડાંની માળા રે પેરી રે, લાગો છો રૂપાળા જી. જી૦ ૩
કાને ગજ મોતી રે રહું છું રે, નિશ દિન જોતી જી. જી૦ ૪
બ્રહ્માનન્દ વારી રે વંકા રે, નવલ વિહારી જી. જી૦ ૫

### પદ ૧૧૦૭ મું.

અમ પાસે તારે તારે રે, આવીને શું કહેતા જી;
જીયો રે ઉધા કેજો કેજો રે, આ૦ ટેક.
કહાનાને છાનું એમ રે વહાલાને કેહેજો રે, જાઇ છાનું જી. જી૦ ૧

મહીડાં પીને ફાવ્યા રે કામે રે, કુબ્જાને આવ્યા જી. જી૦ ૨
મથુરામાં જઇને રે બેઠા રે, કુબ્જાને લઇને જી. જી૦ ૩
દાસી દેખી લોભ્યા રે તમે રે, સુંદર શોભ્યા જી. જી૦ ૪
બ્રહ્માનંદના પ્યારા રે તમે રે, સાચા બોલા સારા જી. જી૦ ૫

### પદ ૧૧૦૮ મું–રાગ કરાઇડો.

મોહન તારી મૂર્તિ રે, મારા મનમાં વસી; ટેક.
નવલ કલગી શીર વંકડી રે, મનમાં વસી,
પ્યારી ને રંગીલી ઝીણી પાઘ, મારા મનમાં વસી; ૧
મરમની તો ભરેલી તારી મોરલી રે, મનમાં વસી,
રુડોને આલાપે ગેરો રાગ, મારા મનમાં વસી; ૨
અતી અણીઆળી તીખી આંખડી રે, મનમા વસી,
ભ્રુકુટીનો અધિક બનાવ, મારા મનમાં વસી; ૩
નમણીને મરમાળી શોભે નાસિકા રે, મનમાં વસી,
ભાળી ભાળી વાધે છે જો ભાવ, મારા મનમાં વસી; ૪
મુખડાંની શોભા બહુ મૂલની રે, મનમાં વસી,
જોઇ જોઇ થઇ ગુલતાન, મારા મનમાં વસી; ૫
બ્રહ્માનદના વહાલા તારી બોલણી રે, મનમાં વસી,
ધરે એનુ મહા મુનિવર ધ્યાન, મારા મનમાં વસી, ૬

### પદ ૧૧૦૯ મું.

વાલીડો મુને વાટમાં રે, પ્યારો કહાન મળ્યો; ટેક.
જમુના ગઈ હું તો ઝીલવા રે, કહાન મળ્યો,
સર્વે સાહેલી લઇને સાથ, પ્યારો કહાન મળ્યો; ૧
સોનેરી બીરાજે એને સાંકળાં રે, કહાન મળ્યો,
હેમની જડાઉ પોંચી હાથ, પ્યારો કહાન મળ્યો; ૨
કુંડળ જડાઉ શોભે કાનમાં રે, કહાન મળ્યો,
હૈડે મોતીડા કેરો હાર, પ્યારો કહાન મળ્યો; ૩
બાંયેને ગુલાબી બાંધ્યા બેરખા રે, કહાન મળ્યો,
જોઇને ભુલી છું ઘરબાર, પ્યારો કહાન મળ્યો; ૪
ગેરેને મધુરે સ્વર ગાવતા રે, કહાન મળ્યો,
અલવ કરતો અલબેલ, પ્યારો કહાન મળ્યો; ૫
સલુણો વહાલો બ્રહ્માનન્દનો રે, કહાન મળ્યો,
રૂપાળો ડોલરીઓ રંગરેલ, પ્યારો કહાન મળ્યો; ૬

### પદ ૧૧૧૦ મું.

રૂપાળા કેરા રૂપને રે, હું તો જોઇને રહી; ટેક.
સામોને મળ્યો કહાનો શેરીયે રે, જોઇને રહી,
ચટક રંગીલી એની ચાલ, હું તો જોઇને રહી; ૧
ફુલ કેરી માળા પેરી ફુટડી રે, જોઇને રહી,
લટકાળો પ્યારો નંદલાલ, હું તો જોઇને રહી; ૨
હસીને બોલાવી મુને હેતમા રે, જોઇને રહી,
વાલાં વાલાં લાગે છે જો વેણ, હું તો જોઇને રહી; ૩
મોઘાંને મુલું રે એનું મોળીયું રે, જોઇને રહી,
નિરખી લોભાણું મારાં નેણ, હું તો જોઇને રહી; ૪
નવલ રંગીલો છેલો નંદનો રે, જોઇને રહી,
ગેરે ને મધુરે સ્વર ગાય, હું તો જોઇને રહી; ૫
બ્રહ્માનંદના વહાલાની મૂરતી રે, જોઇને રહી,
આવીને વસી છે ઉરમાય, હું તો જોઇને રહી, ૬

### પદ ૧૧૧૧ મું.

મોહન મારા મોલમારે, આવો શ્યામ પીયા; ટેક.
જોઇને ઉભી છું હું તો વાટડી રે શ્યામ પીયા,
સેજડી બીછાવી તમ કાજ, આવો શ્યામ પીયા; ૧
રસીક લોભાણી તારા રૂપમાં રે, શ્યામ પીયા,
રંગડાના ભીના વ્રજરાજ, આવો શ્યામ પીયા; ૨
ભોજન જમાડું તમને ભાવતાં રે, શ્યામ પીયા,
કોડીલાજી નન્દકુમાર, આવો શ્યામ પીયા; ૩
નેડાને બધાણો તારા નેણમાં રે, શ્યામ પીયા,
સલુણા ડોલરીઆ સરદાર, આવો શ્યામ પીયા; ૪
તન ધન વારુ તારા ઉપરે રે, શ્યામ પીયા,
પ્રેમેને પખાળું રાવલા પાવ, આવો શ્યામ પીયા; ૫
બ્રહ્માનંદ લેછે હેતે વારણાં રે, શ્યામ પીયા,
રસીલા રંગીલા વ્રજરાવ, આવો શ્યામ પીયા, ૬

### પદ ૧૧૧૨ મું–રાગ કરાઇડો.

તારુ છોગુ મારે આવીને ચિત્તમાં રયું. તા૦ ૧
જગના જીવન રુડુ છોગું જોઈને, અતરમાં અજવાળું થયું. તા૦ ૨
સુંદર શ્યામ સોહાગી તારુ, મુખ નિરખીને દુઃખ દૂર ગયું. તા૦ ૩

આનન્દ સહીત થયું સુખ અતર, એકે જીભે નવ જાય કહ્યું. તા૦ ૪
બ્રહ્માનંદ કહે એ છોગા સારુ, લોકડીયાનું અમે મેણું સહ્યું. તા૦ ૫

પદ ૧૧૧૩ મું.

કાના નેણે તારે કીધાં મુને કામણીયાં. કા૦ ૧
નેણાં તારાં નાગર નંદના, બાણુ સરીખાં તીખાં બણીયાં. કા૦ ૨
જાદવ રંગભર સામું જોઇને, હેત કરીને મનડાં હણીયાં. કા૦ ૩
ઘાયલ થઇને હું તો ઘેલી ફરુ છું, શું જાણું જે મંત્ર શું ભણીયાં. કા૦ ૪
બ્રહ્માનન્દના નાથ રંગીલા, ભાવે હું લેઉ તારાં ભામણીયાં. કા૦ ૫

પદ ૧૧૧૪ મું.

તારુ મોલીડું જોઇને, હું તો ઘેલી થઈ. તા૦ ૧
મોંઘા મુલનું નૌતમ મોલીડુ, નવલ કલંગી શીર ઝૂકી રઈ. તા૦ ૨
ભુધર તારુ મોલીડું ભાળી, ઘાયલ થઇને સુધ ભુલી ગઇ. તા૦ ૩
ઔષધ મૂળી અંગ ન લાગે, કુટી કુટીને થાકયા વૈદ કઈ. તા૦ ૪
બ્રહ્માનંદના નાથ ન મેલું, શિરને સાટે રે મે તો કીધું સઈ. તા૦ ૫

પદ ૧૧૧૫ મું.

માવે મોરલી વજાડીને મનડાં હર્યાં. મા૦ ૧
બેહદ નૌતમ વેણુ વજાડી, શબ્દ સુણાવી જાદુડાં રે કર્યાં. મા૦ ૨
પાઘ બાંધીરે રંગચોળ કસુંબી, મનગમતાંરે છોગાં શીશ ધર્યાં. મા૦ ૩
અલવીલા નટનાગર કેરાં, લોચનીયાંરે જાદુડે જો ભર્યાં. મા૦ ૪
રૂપ અલોકીક જોઇને સજની, બ્રહ્માનન્દના વાલાને વર્યાં. મા૦ ૫

પદ ૧૧૧૬ મું-રાગ રાયચો.

શુભ ગુણ સાગર સંત પ્રિય, સુખદાયક ઘનશ્યામ;
પ્રગટ ભયે હરિ ભોમીપર, ધર્મનંદ છબી ધામ. શુ૦ ૧
પ્રથમ પરાજય કામકો, કીનો કૃપાનિધાન;
પ્રેમી જન પ્રફુલ્લિત ભયે, કરી વચનામૃત પાન. શુ૦ ૨
મહા મનોહર મૂર્તિ, કીને ચરિત્ર ઉદાર;
નૌતમ લીલા દેખકે, પતિત ભયે ભવ પાર. શુ૦ ૩
મદ મંદ હસી મહાપ્રભુ, બોલત સુંદર વેણ;
નાસા માનું કીરકી, શરદ કમલ દલ નેન. શુ૦ ૪
અધર પ્રવાલા તુલ્ય હે, દાડમ કળીયાં દંત;
નીકી શોભા વદનકી, નિરખી મગન રહે સંત. શુ૦ ૫

કુંડળ કુલન કાનમે, હીયેપર પુલન હાર;
અતિ શોભા લખી અંગકી, મગન રહત નર નાર. શુ૦ ૬
પુલનકે બાજુ બને, સુંદર ભુજા પ્રચંડ;
મુનિવર કનક કડાનકો, ધરત હે ધ્યાન અખંડ. શુ૦ ૭
ઉદર પોયનકે પાન સમ, નાભી ગોળ ગંભીર;
ત્રિવિધ તાપ વિસારવા, ધરત હે મનમે ધીર. શુ૦ ૮
જીન (યહ) મૂર્તિ અંતર ધરી, સો ઉધરે તતખેવ;
બ્રહ્માનન્દ કહે ઉર વસે, દીનબંધુ જગદેવ. શુ૦ ૯

## પદ ૧૧૧૭ મું.

ભક્તિ ધર્મ સુત ભોમિપર, પ્રગટ ભયે જ્યું સુર;
પાખંડી મત પંથકો, તિમિર ભગ્યો સબ દૂર. ભ૦ ૧
પ્રગટ પ્રતાપ જનાયકે, તારે જત અનત;
વચન સુધારસ પાનસે, તૃપ્ત કરે સબ સત. ભ૦ ૨
મગન કરે નર નારકુ, દે દે દરશન દાન;
નૌતમ મૂર્તિ નાથજી, પ્રેમી જનકે પ્રાન. ભ૦ ૩
બેશ અલૌકિક બોલની, સુંદર ભાલ અનૂપ;
શોભા નિધિ ઘનશ્યામકી, મૂર્તિ મનોહર રૂપ. ભ૦ ૪
નર તનુ ધરીકે વિચરે, સંતનકે પ્રતિપાલ,
દિન દિન પ્રતિ સુખ દેત હે, લલિત ધર્મકે લાલ. ભ૦ ૫
પૃથ્વી સબ પાવન કરી, ચરન કમલ ધરી શ્યામ;
ચિત્ત લીનો નિજ મૂર્તિમે, કીને જન નિષ્કામ. ભ૦ ૬
પ્રગટ કર્યો હરિ આપનો, પુરન તેજ પ્રતાપ;
આશ્રિત જનકે અંતરે, નિજ મૂર્તિ દઈ સ્થાપ. ભ૦ ૭
સુંદર બેન સુનાયકે, નિજ જનકુ સુખ દેત;
પ્રેમ સહિત દૃગ હેરકે, સબકે મન હરી લેત. ભ૦ ૮
હુલસાવત જન વૃંદકું, કરુનાસિંધુ કૃપાલ;
બ્રહ્માનદ પ્રગટ દેવકુ, ભેટત ભયે નિહાલ. ભ૦ ૯

## પદ ૧૧૧૮ મું.

જગપતિ જીવન પ્રાન હે, અખીલ ભુવન આધાર;
ચરન કમલ નીજ નાવ કરી, જન ભયે ભવ જલ પાર. જ૦ ૧
અગનીત નર ત્રિયે દેખીકે, મગન રહત મનમાંય;
રાખત અપને દાસકું, હસ્ત કમલકી છાંય. જ૦ ૨

ભક્તિ જ્ઞાન વૈરાગ્યકો, કીનો અતિ વિસ્તાર
જાકે શરને આયતે, સ્વપ્ન હોત સંસાર જ૦ ૩
ફુલનકે ભુજ બધકી, શોભા ચોરત ચિત્ત;
છબી લખીકે અતિ બઢત હે, પ્રેમીજનકુ પ્રીત. જ૦ ૪
નંગ જડીત શીર પેચ હે, સુંદર જરકસી પાઘ;
સિંહાસન સન્મુખ રહી, જન દેખત બડ ભાગ્ય. જ૦ ૫
મીઠી બાની વદનકી, સુનત હોત ગુલતાન;
નીજ જન છબીકુ દેખીકે, ભૂલત તનકો ભાન. જ૦ ૬
લાલી તીખે નેનમે, લગત રસાલી જોર;
સંતનકે ઉરમાં વસે, વિસરત નહીં નિશી ભોર. જ૦ ૭
શોભાનિધિ ઘનશ્યામકે, અગપર રૂપ અથાગ;
નિરખી નિરખી ભૂલે ફીરે, જન ભૂલે જગ રાહ. જ૦ ૮
ભાવ સહિત નીજ ભક્તકુ, હેરત વારમવાર;
બ્રહ્માનન્દ પ્રગટ દેવકી, મૂરતીપર બલિહાર. જ૦ ૯

## પદ ૧૧૧૯ મું.

જય જય નાથ દયાનિધિ, રૂપ નવલ મહારાજ,
અતુલીત શોભા અગકી, નિરખત સત સમાજ જ૦ ૧
પ્યારી ફુલ કયારીનકી, અગરખી છબીદાર;
કમર લાલ ફેટો કસ્યો, શોભા બની અપાર. જ૦ ૨
બાતાં કરત વિનોદકી, કરી કરી લટકાં હાથ;
મગન રહત રસ પાનસેં, સબ નર ત્રિય જન સાથ. જ૦ ૩
ગજરે નવલ ગુલાબકે, છોગે પુલન શીશ;
રૂપ અલૌકિક રાજહી, અખીલ ભુવનકે ઇશ. જ૦ ૪
જયાકુ નીશદીન ખોજહી, ધરી ધરી મુનિવર ધ્યાન;
એહી દગ કરી દેખાત હે, સો હરી પ્રગટ પ્રમાન. જ૦ ૫
કોઉક પ્રેમી ભક્તકુ, દેખાવત નિજ ધામ;
મહા નૌતમ મૂર્તિ તહાં, શોભાનિધિ ઘનશ્યામ. જ૦ ૬
લલિત છબી ગોલોકમેં, અગનિત તેજ અંબાર;
રત્ન સિંહાસન રાજહી, કૃષ્ણ નવલ સુકુમાર. જ૦ ૭
મોર મુગટ કર મોરલી, શોભિત શ્યામ સુજાન;
એસે દરસ સમાધીમેં, દેખાવત સુખ દાન. જ૦ ૮

આશ્રિત અચરજ દેખહી, કરત હે રંગ વિલાસ;
બ્રહ્માનંદ જગ દેવકું, દેખી મીટે ભવપાશ. જ૦ ૯

પદ ૧૧૨૦ મું–રાગ કેરવા.

બનકે આવત આવત હો જી બન આવત હો. બ૦ ટેક.
બન આવત રંગ શ્યામરો, લીને સંગ સખા દસ વીશ;
માલ રહી ઝૂક ફુલકી, અજબ કલંગી શીશ. બ૦ ૧
અંતરમે અટકી રહી, ઝીંણી ઉપરનીકી કોર;
બેહદ ભ્રુકુટી વંકડી, નીકે ચપળ નેન ચિત્ત ચોર. બ૦ ૨
લટક મનોહર લાલકી, શુભ ભાલ તિલક છબી એન;
ડોલત વંસી હાથ લે, મુખ બોલત સુંદર વેન. બ૦ ૩
નાશા નૌતમ કીરસી, અરુ મુખ માનુ પુરન ચંદ,
એહી નવલ છબી ઉપરે, બલિહારી બ્રહ્માનંદ. બ૦ ૪

પદ ૧૧૨૧ મું.

નટવર નાગર નાગર હો જી નટનાગર હો. ન૦ ટેક.
નટવર નાગર શ્યામરો, આય ઠાડો જમુના ગેલ,
નવલ પીતાંબર કસી લીયો, કટી છબી સુંદર રંગ છેલ. ન૦ ૧
તોરે પુલન ઝૂક રહે, શીર ચોલ કસુંબી પાઘ;
ગેરે સુર કરી ગાતહે, મુખ રસીક મનોહર રાગ. ન૦ ૨
પેરી માલા ફુલકી, દોઉ પુલનકે ભુજ બંધ,
છકે સુગંધી પાયકે, ભમે ભમર ભઈ મદ અંધ. ન૦ ૩
નવલ રંગીલે નેનસે, પીયા હેરત વારમવાર;
પ્રગટ પ્રીતમકી મૂરતીપર, બ્રહ્માનંદ બલિહાર. ન૦ ૪

પદ ૧૧૨૨ મું.

હરી દગ વંકે વંકે હો જી દગ વંકે હો. હ૦ ટેક.
વંકી બાનક બન રહી, યાકી સુંદર વંકી ચાલ;
કમર કટારો વંકડો, કસ્યો વંકે વિહારીલાલ. હ૦ ૧
વંકી બોલી વદનકી, નીકે કુંડળ વંકે કાન;
વંકી વ્રજ ત્રીયા વશ ભઈ, સુણી વંકી વંશી તાન. હ૦ ૨
આડ કેશર વંકી રહે, શુભ વંકી ભ્રુકુટી બેશ;
ચતુર પીયા ઘનશ્યામકે, શીર કોમલ વંકે કેશ. હ૦ ૩
કનક કલંગી વંકડી, પ્યારી વંકી પાગ બનાય;
બ્રહ્માનંદ વંકી છબી, મેરે અટકી અંતરમાંય. હ૦ ૪

### પદ ૧૧૨૩ મું.

દગ મોય લાગે લાગે હો જી દગ લાગે હો. દ૦ ટેક.
નવલ ગગરીયાં શીશ લે, મે ગઇતી ભરને નીર;
ટેડી નેન નિહારકે, મોય મારી રસીક બલવીર. દ૦ ૧
લોચન તીખે લાલકે, મેરે લગે કલેજે માંય;
ઘાંસી જેસી ગડ ગઇ, આલી અબ નીકસનકી નાંય. દ૦ ૨
લાગત સમ લટકી ગઇ, મેરો ધરની ટીકત નહીં પાવ;
નંદકુંવરકે નેનકો, સખી લગો અલોકીક ઘાવ. દ૦ ૩
પડદા કછુવે ના રહ્યા, અબ અંતર દીના ભેદ;
બ્રહ્માનંદ રતીયા દગન, કરી હો ગયે છતીયાં છેદ. દ૦ ૪

### પદ ૧૧૨૪ મું-રાગ કેરવા.

આલી કાનકુંવર મોરે મન ભાયે. આ૦ ટેક.
પ્યારી લગત રગીલી પગીયાં, સુંદર ફુલનસે છાંયે. આ૦ ૧
ધુમત ભમર છકે મતવારે, કરત શબ્દ માનુ ગુણ ગાયે. આ૦ ૨
મુખ કરી છબી જાત નહીં બરની, નવલ કલગી શીર લટકાયે. આ૦ ૩
બ્રહ્માનન્દ નન્દનન્દનકી, અખીયનમે છબી ઠહરાયે. આ૦ ૪

### પદ ૧૧૨૫ મું.

ઘનશ્યામ સુંદર મોરે હીયરે વસે. ઘ૦ ટેક.
ભ્રુકુટી કુટીલ શ્યામ સુખકારી, માનું હું કમળપર ભમર ધસે. ઘ૦ ૧
અતી તીખી અખીયા અણીઆલી, કુંડલ કાનનમે વિલસે. ઘ૦ ૨
દાડમ બીજ દાંતકી પકતી, હેત સહીત મુખ મદ હસે. ઘ૦ ૩
બ્રહ્માનન્દ નવલ છબી પ્રીતમ, પીતાંબર કટી લીન કસે. ઘ૦ ૪

### પદ ૧૧૨૬ મું.

ઘનશ્યામ સૂરત મોરે મન માની. ઘ૦ ટેક.
નવલ ગગરીયાં શીરપર લેકર, ભરન ગઇ જમુના પાની. ઘ૦ ૧
છેલ ચતુર વ્રજરાજ શ્યામકું, નિરખત અંખીયાં લલચાની. ઘ૦ ૨
તહાં ઠાડો નન્દલાલ બજાવત, મોરલી મનોહર મસ્તાની. ઘ૦ ૩
બ્રહ્માનન્દ કહે નાથ નવલ પીયા, દીલમે વસ્યો મેરે દીલ જાની. ઘ૦ ૪

### પદ ૧૧૨૭ મું.

ઘનશ્યામ સૂરત પર બલિહારી. ઘ૦ ટેક.
લલીત મનોહર લાલ કલંગી, શીરપર લાગતહે પ્યારી. ઘ૦ ૧
નીકે નેનબાન નટવરકે, ચૂર ચૂર ભઈ વ્રજનારી. ઘ૦ ૨

જમુના તીર રસીક વ્રજજીવન, મોરલી બજાવત વનમારી. ઘ૦ ૩
બ્રહ્માનન્દ મનોહર મૂર્તિ, ન કરુ મેં નેનનસેં ન્યારી. ઘ૦ ૪

પદ ૧૧૨૮ મું–રાગ ઠુમરી.

દેખોરી મોહનકી નીકી બની પગીયા. દે૦ ટેક.
પગીયાં બની નીકી જીવન જીયકી, રંગ કસુંબી અલોકીક રંગીયાં. દે૦ ૧
જરકસી તારી છબી અતી ભારી, અતર બીચ પ્યારી મોય લગીયાં. દે૦ ૨
ગઇતી મે પાની ઠાડી રહી જાની, નિરખી કલગી ધીરજ મેરી ડગીયાં. દે૦ ૩
ટેડીસી બાંધી રહે દૃગ સાંધી, બ્રહ્માનન્દ રહો દૃગ અગીયાં. દે૦ ૪

પદ ૧૧૨૯ મું.

સખી ઘનશ્યામ છબી દૃગ અટકી. સ૦ ટેક.
નિરખી ગુમાંની મે ભઈ હું દીવાની, શિશહુતે ગીર ગૈ જલ મટકી. સ૦ ૧
કમર કટારો લગત અતિ પ્યારો, સુંદર પાઘ કસુંબેકી ચટકી. સ૦ ૨
ભ્રકુટી લખી વંકી ભઈ હું નીશંકી, નવલ કલંગી રહી શીર લટકી. સ૦ ૩
બ્રહ્માનન્દ વારી છબી પ્યારી, નિરખત લોક લાજ દીની પટકી. સ૦ ૪

પદ ૧૧૩૦ મું.

સખી ઘનશ્યામ છબી મોય પ્યારી. સ૦ ટેક.
નવલ કલગી પાઘ પચરગી, ફુલન માલ ગલે બીચ ડારી. સ૦ ૧
ચલત મરોરે અજબ દૃગ જોરે, સુંદર વદન શશી અનુસારી. સ૦ ૨
દેખરી આલી બને વનમાલી, નિરખત કોટીક કામ લજારી. સ૦ ૩
ચોડીસી છતીયાં અખી દોઈ રતીયાં, બ્રહ્માનન્દ જાત બલિહારી. સ૦ ૪

પદ ૧૧૩૧ મું.

સાંવરેકી સૂરત વસી મેરે દૃગમે. શ્યા૦ ટેક.
મધુરીસી બાંની અતી સુખ દાંની, એસી છબી કોઉ નહિ યા જગમેં. શ્યા૦ ૧
નેનકી રેખી અરુણ શુભ દેખી, રીઝકે ભીંજ રહી રગરગમે. શ્યા૦ ૨
પાઘ સમારી અગી ફુલ કયારી, મોહનલાલ ઠાડો આય મગમેં. શ્યા૦ ૩
બ્રહ્મમુનિ લખી મૂર્તિ સલુની, ઉર્ધ્વરેખ સુંદર દોઉ પગમે. શ્યા૦ ૪

પદ ૧૧૩૨ મું–રાગ પરજ.

મોલીડામાં મોહી રે, છેલાજીના મોલીડામાં મોહી. ટેક.
રસીક સલુણાનું મોલીડું રગીલું, નિરખતાં તૃપ્ત ન હોઇ રે. છે૦ ૧
નૌતમ રગ ચઢયો મારા મનમાં, જગના જીવનને જોઈ રે. છે૦ ૨
શ્યામળીયા સંગ જાતાં રે સજની, કુણ રે રાખે મુને ઠોઇ રે. છે૦ ૩
બ્રહ્માનન્દના વાલાની મૂર્તિ, રાખુ આંખડલીમાં પ્રોઈ રે. છે૦ ૪

### પદ ૧૧૩૩ મું.

છોગલીયે ચિત્ત ચોર્યુંરે, શ્યામળીયાને છોગલીયે ચિત્ત ચોર્યું. ટેક.
છેલ છબીલાનું નવલ છોગલિયું, મોતિડેથી મોર્યું રે. શ્યા૦ ૧
પાઘ બાંધી શિર અજબ અલોકિક, કાજુ સોનેરી કોર્યું રે. શ્યા૦ ૨
અધીક અધીક માંઈ નૌતમ ઉઠે, પુલડાંના હારની ફોર્યું રે. શ્યા૦ ૩
બ્રહ્માનન્દના નાથની કેડે, દીલડું રહે છે હાર્યું દોર્યું રે. શ્યા૦ ૪

### પદ ૧૧૩૪ મું.

લાગી નેણુ કટારી રે, કાનુડાની લાગી નેણુ કટારી. ટેક.
જમુનાને મારગ પાણીડે રે જાતાં, ઘાયલ કરી ગીરધારી રે. કા૦ ૧
જોર નજર ભર સનમુખ જોઈને, મનમાં અચાનક મારી રે. કા૦ ૨
કોટીક વૈદ મથી મથી હાર્યા, કોઇની ન લાગે કારી રે. કા૦ ૩
બ્રહ્માનન્દ કહે પરવશ થૈ છું, તનડાંની સુરત વીસારી રે. કા૦ ૪

### પદ ૧૧૩૫ મું.

આંખડલીની અણીયે, વેધ્યા વાલે આંખડલીની અણીયે. ટેક.
નટવર લાલ રંગીલાનાં નેણાં, બાણુ સરીખાં ગણીયે. વે૦ ૧
ભીંતર ઘાવ લાગો અતી ભારી, રાત દીવસ કણુકણીયે. વે૦ ૨
દરદીની વાતુ તે દરદીડાં જાણે, બેદરદીને શું ભણીયે. વે૦ ૩
બ્રહ્માનન્દ કહે એણીપેરે વેધ્યાં, મણિને ભેદે જેમ મણીયે. વે૦ ૪

### પદ ૧૧૩૬ મું–રાગ પરજ.

મુજને વાલી તારી મૂરતી રે, શ્યામલિયા સરદાર;
નેડો લાગ્યો તારા નેણુમાં રે. ટેક.
વાલા ન મેલું ઘડી વેગળા રે, પ્રાણુતણા આધાર. ને૦ ૧
રસીયા મોઈ તારા રૂપમાં રે, રૂપાળા રાજન્દ. ને૦ ૨
છેલા શોભો ધીરે ચાલતા રે, નાગર નન્દના નન્દ. ને૦ ૩
રુડા લાગો રંગ રેલતારે, મનડાના માનેલ માવ. ને૦ ૪
બ્રહ્માનન્દના વાલમા રે, પ્રીતે પૂજું પાવ. ને૦ ૫

### પદ ૧૧૩૭ મું.

છેલ છબીલા પ્યારા શ્યામળા રે, રસીક પીયા રંગરેલ;
મનડું મોયું તારે મોલિયે રે. ટેક.
કાનકુંવર કોડામણારે, બાંધલ તમ સગ બેલ. મ૦ ૧

શરદ કમલ સરીખડાંરે, લોચનીયાં નવરંગ. મ૦ ૨
રૂપ જોઇને રળીઆમણુરે, લાજે કોટી અનંગ. મ૦ ૩
જતન કરીને રાખુ જાદવારે, લોચનીયાંને માંય. મ૦ ૪
બ્રહ્માનન્દના વાલમારે, રસીયા મોહુન રાય. મ૦ ૫

પદ ૧૧૩૮ મું.

શ્યામ સલુણા સોયામણા રે, મતવાલા મગરુર,
ચતુર લોભાણી તારી ચાલમાં રે. ટેક.
નેહ લગાડીને નાથજી રે, પલ એક રહો મા દૂર. ચ૦ ૧
પ્રોવાણી તારા પ્રેમમાં રે, જોઇ મુખ હાસ વિલાસ. ચ૦ ૨
મુજપર નાખેલ માવજી રે, પ્રીતલડીનો પાસ. ચ૦ ૩
ગિરિધર છેલ ગુમાનીડા રે, મનડાંના મેરાણ. ચ૦ ૪
બ્રહ્માનંદના વાલમા રે, તમસંગ બાંધેલ પ્રાણ. ચ૦ ૫

પદ ૧૧૩૯ મું.

સૌથી મે તોડીને સાયબા રે, તમસંગ જોડી પ્રીત;
નવલ વિહારી મારા નાથજી રે. ટેક.
વાલમજી જે તમને વરે રે, તેની જગમાં જીત. ન૦ ૧
લટકાં જોઇને તારાં લાલજી રે, ચિત્તડામાં લાગલ ઘાવ. ન૦ ૨
છેલ થયો આ સંસારનો રે, અતર માંહી અભાવ. ન૦ ૩
થઇ મતવાલી હું તો ઠાવકી રે, મસ્તક લીધલ હાથ. ન૦ ૪
બ્રહ્માનન્દ કહે વિઠુલા રે, સગપણ છે તમ સાથ. ન૦ ૫

પદ ૧૧૪૦ મું–રાગ પરજ.

છોગલીયે તારે છેલ રે, મોહી છુ હું તો છોગલીયે તારે છેલ રે. ટેક.
માથે ઝુકીને રહ્યું નૌતમ મોલીડુ, રંગડામાં અજબ રગેલ રે. મો૦ ૧
ભાલ વિશાલ મનોહર ભારી, કેશર તીલક કીધેલ રે. મો૦ ૨
પુલડાંના હાર વિહાર અલોકીક, હાથ કમલ લીધેલ રે. મો૦ ૩
લટકાળારે તારે સુંદર લટકે, બ્રહ્માનદ રીઝેલ રે. મો૦ ૪

પદ ૧૧૪૧ મું.

રાજેશ્વર નવરગરે, છોગાંવાળો રાજેશ્વર નવરગ રે. ટેક.
કાનકુવરની મૂરતી જોઇને, લાજે કોટી અનંગ રે. છો૦ ૧
રૂપાળીરે આંખડલી રાતી, છાતી ગૌર ઉતગ રે. છો૦ ૨
પ્રીત કરીને પાતળીયે પેર્યા, અબર ઝીણાં વાલે અગ રે. છો૦ ૩
બ્રહ્માનદ કહે મનડું મોયું, શ્યામળીયાને સંગ રે. છો૦ ૪

### પદ ૧૧૪૨ મું.

ડોલરીયો દીલદાર રે, કાનો મારો ડોલરીયો દીલદાર રે. ટેક.
આ જોને એની અજબ બની છે, છોગલીયાની છબી સાર રે. કા૦ ૧
આંટાદાર અલૌકિક એની, પાઘડલીમાં મારે પ્યાર રે. કા૦ ૨
મરમાળો રે માવો મોઘા મૂલો, હરિવર મોતીડાંનો હાર રે. કા૦ ૩
બ્રહ્માનંદ કહે એને સારુ, સમજીને મેલ્યો સંસાર રે. કા૦ ૪

### પદ ૧૧૪૩ મું.

નાગર નંદકીશોર રે, વાલો લાગે નાગર નદ કીશોર રે. ટેક.
મરમાળી રે એની આંખડલીમાં, જાદુ ભરીયેલ જોર રે. વા૦ ૧
મન હરવા રે આવે મંદિર મારે, સાંજ સવાર બપોર રે. વા૦ ૨
ઘુમે ભમર થયા મતવાલા, ફુલડાંના તોરા કેરી ફોર રે. વા૦ ૩
બ્રહ્માનદને ચિત્તડે ચોંટી, ઉપરણીની ઝેણી કોર રે. વા૦ ૪

### પદ ૧૧૪૪ મું–રાગ પરજ.

અલબેલારે રંગભીના પીયા, હાંરે રગ ભીના પીયારે રંગભીના પીયા. અ૦ ૧
ગિરિધર શોભે રુડી પાઘ ગુલાબી, હાંરે તોરા ફુલતણારે શીરપર ઝુકીયા. અ૦ ૨
ફુલતણારે ગજરાની ફોરે, હાંરે માથે ભમર ભમેરે મદના છકીયા. અ૦ ૩
અજબ નવલ સિંહાસન ઉપર, હાંરે આવી બેસોને નાખી ગાદી તકીયા. અ૦ ૪
બહુનામીરે મુને હેતે બોલાવો, હાંરે બ્રહ્માનદનારે વાલા રસીયા. અ૦ ૫

### પદ ૧૧૪૫ મું.

વાલો જોઇનેરે રંગ રેલું વળી, હાંરે રંગ રેલું વળી રે રગ રેલું વળી. વા૦ ૧
નેણ કમલ મુખ ચદ્ર સરીખું, હાંરે કાજુ દાંત ડોલરીયા કેરી કળી. વા૦ ૨
ગૌર નવલ બેઉ હાથ મનોહર, હાંરે આંગળીયું રે જાણે ચોળાની ફળી. વા૦ ૩
હરિજનને મન હરખ વધે છે, હાંરે કુબુદ્ધિડાંરે દેખી રહે છે બળી. વા૦ ૪
બ્રહ્માનદ કહે ન્યાલ થઇ છું, હાંરે નિર્ધનને રે જેમ મણિ પારસ મળી. વા૦ ૫

### પદ ૧૧૪૬ મું.

તારી મૂર્તિ રે હૃદીયામાં ધરું, હાંરે હૃદીયામાં ધરુ રે હૃદીયામાં ધરુ. તા૦ ૧
મરમાળીરે નટવર તારી મૂર્તિ, હાંરે હું તો નિરખીને નેણાં હરખ ભરુ. તા૦ ૨
મેહેણું તારું માગી લીધું, હાંરે સઇ કીધું રે માથાથી પરું. તા૦ ૩
મન કર્મ વચને હું નાથ તમારી, હાંરે તેમાં ખોટું નહીં રે કહું અદલ ખરુ. તા૦ ૪
બ્રહ્માનન્દ કહે તમને મળતાં, હાંરે મતવાલી થઇને જગમાંહી ફરું. તા૦ ૫

## પદ ૧૧૪૭ મું.

હેતે રાખીએ રે હૈડામાં હરિ, હાંરે હૈડામાં હરિ રે હૈડામાં હરિ. હે૦ ૧
વ્રજજીવન લટકાળાને વરતાં, હાંરે દુરિજનિયાંથી રે શીદ રહીએ ડરી. હે૦ ૨
રસીક સલુણો મારે રાજી જોયે, હાંરે શું કરશે રે કોઈ નિંદા કરી. હે૦ ૩
કોડીલા રે વર કહાનકુંવરનું, હાંરે મે તો લીધું રે શિર મેણું ધરી. હે૦ ૪
બ્રહ્માનન્દના નાથને ભજીએ, હાંરે આવો અવસર રે નહીં આવે ફરી. હે૦ ૫

## પદ ૧૧૪૮ મું–રાગ પરજ.

આજ ગઈતી હુ તો જમુનાનાં પાણી, માથે હેલ ઉપાડી રે;
ઓચિંતે આવીને મારે વાલીડે, મોહન વેણુ વજાડી રે. ૧
સાભળતામાં મારી સુધ બુધ વિસરી, દીલમાં થઈ છું દીવાની રે;
અંતર લાગી મારે પ્રેમની કટારી, કેમ કરી રાખું છાની રે. ૨
ઘાયલ થઈને હુ ઢળી ધરણીપર, ઉઠું તોય ન ઉઠાય રે;
કહાનકુવરને મળવાને કાજે, મન મારુ અકળાય રે. ૩
પરવશ થઈને પડ્યું છે મારુ તનડું, મનડું ડગ નવ ચાલે રે;
મંત્ર ભણીને નાખી મને મોહની, બ્રહ્માનન્દને વહાલે રે. ૪

## પદ ૧૧૪૯ મું.

જમુના તીરે જદુપતિ ઉભો, સુંદર છેલ છોગાળો રે;
વ્રજનારીના મનડા લેવા, લટકાં કરે લટકાળો રે. ૧
આખડલી નૌતમ અણીયાળી, ભાલ તીલક છબી ભારી રે;
વ્રજજીવનનું મુખડુ જોતાં, સરવસ નાંખું વારી રે. ૨
પાઘડલી પેચાળી રે બાંધી, રસીક પીયે નવ રગી રે;
રતન જડેલી લટકી રહી છે, કાજુ નવલ કલગી રે. ૩
સામો મળ્યો મુને શ્યામ સલુણો, સુંદર વ્રજની શેરી રે,
બ્રહ્માનન્દના નાથની મૂર્તિ, આવીને અતર ઠેરી રે. ૪

## પદ ૧૧૫૦ મું.

વનમાંહી રે મોરલડી વાગી, ભણુક પડી મારે કાને રે;
લટકાળે રે મુને વશ કરી લીધી, તીખી તીખી તાને રે. ૧
વાંસલડી રે પડી મારે વાંસે, વેરણુને કોઈ વારો રે;
મોડી રે વેલી મોરલડી આ, લેશે પ્રાણુ અમારો રે. ૨
નાદ ભેળી રે નટવરની મૂર્તિ, હૈડામાં દેખાય રે;
તે જોઈને ઘરડાનો રે ધંધો, ઝેર સરીખો મુને થાય રે. ૩

કામણીયું રે મોરલીમાં કાંઈ કીધું, ચિત્તડુ લીધું મારુ ચોરી રે;
બ્રહ્માનન્દના નાથની રે વંશી, નાખ્યું કાળજ મારું કોરી રે. ૪

પદ ૧૧૫૧ મું.

શેરડીયે રે મુને સામો રે મળીયો, વાલીડા કુંજવિહારી રે;
અજબ દુસાલો ઓઢી રે લીધો, અંગરખી પુલકયારી રે. ૧
એશ અલોકીક લીધું રે બાંધી, મોલીડું મરમાળે રે;
લટકાળે મનડુ લલચાવ્યું, આંખડલીને ચાળે રે. ૨
ગોરાં લોચન રંગ ગુલાબી, હેતાળાં જાણે હસતાં રે;
તે જોઈને મારાં પણ નેણાં, છેટે પળ નથી ખસતાં રે. ૩
ભીને વાન રંગીલે ભુધરે, આડી નજરે હેરી રે;
બ્રહ્માનન્દ વસી ઉર અંતર, મૂરતિ નટવર કેરી રે. ૪

પદ ૧૧૫૨ મું–રાગ પરજ.

મોરલીવાળા રે, મીઠી મોરલી બજાવ;
મોરલી બજાવ ઢાળા, પરજ કેરા લાવ. મો૦ ટેક.
મોરલી સુણવા હું આવી, મેલી ઘરડા કેરુ કામ;
વાલમ રાજી થઈ વજાડો, છોગાળા ઘનશ્યામ. મો૦ ૧
સુણ્યા વિના ચિત્તડામાં, નહીં આવે નિરાંત;
તે માટે હું સૌથી છાની, આવી છું એકાંત. મો૦ ૨
મોરલી સુણીને મેલ્યો મેં તો, સૈયરુ કેરો સાથ;
પ્રેમ સુધારસ પાવોને વહાલા, બ્રહ્માનંદના નાથ. મો૦ ૩

પદ ૧૧૫૩ મું.

તારી મૂરતિ રે, છે જો નેણુંનો શણગાર;
નેણુંનો શણગાર, મારા હૈડાકેરો હાર તા૦ ટેક૦
મોહન તારી મૂર્તિ જોઈને, ભુલી છું તન ભાન;
નિરખતાં નજરામાં થઈ છું, ગજરામાં ગુલતાન. તા૦ ૧
માથે ઝીણી પાઘ મનોહર, સુંદર શ્યામ શરીર,
નથી રહેતી તારુ રૂપ નિહાળી, વ્રજનારીને ધીર. તા૦ ૨
બાંય જડાવું બાંધેલ બાજુ, કાજુ નંદકિશોર;
બ્રહ્માનંદ કહે મોહી છું વેણે, નેણે જાદુ જોર. તા૦ ૩

પદ ૧૧૫૪ મું.

નાગર નંદનારે, મારે તમથી લાગી પ્રીત;
તમથી લાગી પ્રીત, મારું ચોરી લીધું ચિત્ત. ના૦ ટેક.

પુલનો તોરો સુન્દર ફાંચ્યો, પાગનો આંચ્યો તાલ;
પાતળિયા અતિ લાગે છે પ્યારાં, લટકાં તારા લાલ. ના૦ ૧
મોતીડાંના હારની શોભા, વર્ણવી નવ જાય;
ખાંતીલા તારી આવીને ખુતી, મૂરતિ અંતરમાંય. ના૦ ૨
અધર ઉપર જાણે કંકુડું ઢળીયું, દાડમ કળીયુ દાંત;
બ્રહ્માનંદના વાલમા, તમથી ખેલ કર્યાની ખાંત. ના૦ ૩

### પદ ૧૧૫૫ મું.

સુંદર શ્યામળા રે, આવો છોગાવાળા છેલ;
છોગાવાળા છેલ, વાલા આવીશ તારી ગેલ. સું૦ ટેક.
છેલ છબીલા રંગના રેલા, કેસર ભીંના કહાન;
સંભળાવો મુને શ્યામ સલુણા, મોરલડીની તાન. સું૦ ૧
મોહન તારી મૂરતિ મારા, નેણાંમાં રાખીશ;
ભુધર તારી ચાલ ત્રિભગી, લાલ કલંગી શીશ. સું૦ ૨
તમ વિનારે મારે ઘડી ન ચાલે, પડી પટોલે ભાત;
બ્રહ્માનદના વાલમા, આવી રહો મારે ઘેર રાત. સું૦ ૩

### પદ ૧૧૫૬ મું–રાગ પરજ.

લાગી શ્યામળિયા વહાલા છેલની હો, આ જોને એની નૌતમ આંખડી. લા૦ ટેક.
હેત કરી મુને પરવશ કીધી, જાણી વાતડલી એના જેલની હો. આ૦ ૧
પ્રાણ સહિત મન લીધું મારુ પ્રોઇને, ખબર રહી ન એના ખેલની હો. આ૦ ૨
ચોટ લગાડી ચકચૂર કરી મુને, સુરત ભુલી છું ઘર ટેલની હો. આ૦ ૩
બ્રહ્માનંદ કહે ખુંતી છબી અતરે, રૂપાળા રંગરેલની હો. આ૦ ૪

### પદ ૧૧૫૭ મું.

લાલ સુરંગી આંખુ લાગણી રે, કેસરીઆ છેલા નંદકુંવરની. લા૦ ટેક.
હરિવર વંશી હાથ લઇને, રુડી આલાપે વાલો રાગણી રે. કે૦ ૧
જુથ મળી મૈયારી જોવા, સુંદર રૂપ સોહાગણી રે. કે૦ ૨
વંશી સુણીને વ્રજનારી સરવે, શીશ ડોલાવે જેમ નાગણી રે. કે૦ ૩
બ્રહ્માનંદ કહે હેરી મારે વાલીડે, અધિક થઇ છું બડભાગણી રે. કે૦ ૪

### પદ ૧૧૫૮ મું.

લાગી રસીલા નદલાલની રે, આવીને આંખુ તીખી મારે અંતરે. લા૦ ટેક.
શ્યામ ચતુરવર છેલ ભમરની, દીઠલ ભાન દુશાલની રે. (?) આ૦ ૧
અહોનિશ નીત ચિત્તડે ચડી આવે, રેશમ કોર રુમાલની રે. આ૦ ૨

હેત કરીને હરિવર મુને હેરી, હિંમત રાખી મારા હાલની રે. આ૦ ૩
બ્રહ્માનંદ કહે જનમ સનેહી સંગ, નથી પ્રીતડલી આજ કાલની રે. આ૦ ૪

### પદ ૧૧૫૯ મું.

લાગ્યાં કાળજડા કેરી કોરમાં રે, અણીયાળાં લોચનીયાનાં બાણુ કહાનનાં. લા૦ ટેક.
જમુના તીરે મુજ સામું જોઇને, જાદવ માર્યાં આવી જોરમાં રે. અ૦ ૧
મનડું ઘાયલ કરી નાખ્યું મારે વાલીડે, તનડું ઘુમે છે એના તોરમાં રે. અ૦ ૨
ડોલરીયે મુને કીધી દીવાની, ન રહી સંસારીડાના તોરમાં રે. અ૦ ૩
બ્રહ્માનંદ કહે મારુ ચિત્તડું, ચોંટયું નંદકિશોરમાં રે. અ૦ ૪

### પદ ૧૧૬૦ મું-રાગ પરજ.

વાલી લાગે મુને મુરતિ તારી રે, છેલા સુંદર છોગાળા.
મારા ગુણવતા ગિરિધારી રે, છેલા મોહન મરમાળા. ટેક.
તારી વાલપમાં વેંધાણી રે. છે૦ સું૦ ૧
જગ મેલ્યો મે તુચ્છ જાણી રે. છે૦ મો૦ ૨
તારા મોલીડામાં મોહન વેલી રે. છે૦ સું૦ ૩
જોઇ છોગલિયું થઈ ઘેલી રે. છે૦ મો૦ ૪
તારા રંગની ચટકી લાગી રે. છે૦ સું૦ ૫
અંતરમાં ઉંડી વાગી રે. છે૦ મો૦ ૬
રસિયા તારી બાંનક રુડી રે. છે૦ સું૦ ૭
બ્રહ્માનંદને જીવન મુડી રે. છે૦ મો૦ ૮

### પદ ૧૧૬૧ મું.

વ્રજજીવન કુંજવિલાસી રે, કહાના મોહી તારે મરકલડે;
હેતાળી તારા મુખની હાંસી રે, કહાના જોઇને રંગ ચડે. ટેક.
કાજુ કેશર તિલક કરેલું રે. કહા૦ મો૦ ૧
ભારે મોલીડું અતર ભરેલું રે, કહા૦ જો૦ ૨
છેડાળું નૌતમ સારું રે. કહા૦ મો૦ ૩
બાંધ્યું તીન ભુવનથકી ન્યારુ રે. કહા૦ જો૦ ૪
ઓપે ઉપરણી આંટાળી રે. કહા૦ મો૦ ૫
રુડી સોનેરી રૂપાળી રે. કહા૦ જો૦ ૬
બ્રહ્માનંદ કહે છોગુ છાજે રે. કહા૦ મો૦ ૭
ધર્યું મનડું લેવા કાજે રે. કહા૦ જો૦ ૮

### પદ ૧૧૬૨ મું.

ઓરા આવોને સલુણા મારે છેલા રે, પ્યારા રીઝી તારા લટકામાં;
બહુ રસબસ થઇ અલબેલા રે, પ્યારા રંગના ચટકામાં. ટેક.
વંકી ભ્રુકુટીમાં મન વળગ્યું રે. પ્યા૦ રી૦ ૧
એક નિમખ રહે ન હવે અળગુ રે. પ્યા૦ રં૦ ૨
તારી દીપ સરીખી નાસા રે. પ્યા૦ રી૦ ૩
તેની બ્રહ્માદિકને આશા રે. પ્યા૦ રં૦ ૪
રુડા ગૌર કપોલ રગીલા રે. પ્યા૦ રી૦ ૫
જુવે શંકર થઈને હઠીલા રે. પ્યા૦ રં૦ ૬
તારા અધર પ્રવાળા જેવા રે. પ્યા૦ રી૦ ૭
બ્રહ્માનદને નિરખ્યાનો નીત હેવા રે. પ્યા૦ રં૦ ૮

### પદ ૧૧૬૩ મું.

પુલડાંના મેલ્યા છોગલા ફરતાં રે, વાલા છબી રગ છાઇને રહી;
હાથે હેમ કડાં મન હરતાં રે, વાલા નિરખીને ન્યાલ થઈ. ટેક.
મોંઘા મૂલા કાનુમાં ગજ મોતી રે. વા૦ છ૦ ૧
પ્રીતે રહું છું માંય ચિત્તડાંને પ્રોતી રે. વા૦ નિ૦ ૨
ફુલડાંની રુડી માળા ગળે ફાવે રે. વા૦ છ૦ ૩
તેની શોભા વર્ણવ્યામાં નાવે રે. વા૦ નિ૦ ૪
કાંઇક ઉચી અતિ પુખતી છાતી રે. વા૦ છ૦ ૫
નિરખીને નથી ત્રપતિ થાતી રે. વા૦ નિ૦ ૬
તારું ઉદર પોયણુ દળ ઢાળે રે. વા૦ છ૦ ૭
ભાવે બ્રહ્માનંદ નિત્ય ભાળે રે. વા૦ નિ૦ ૮

### પદ ૧૧૬૪ મું–રાગ પરજ.

મનડુ લીધુ છે મારુ નન્દને રે લાલે;
મારે એ રે વિના નવ ચાલે રે. સૈયો મ૦ ટેક.
નદના લાલામાં મારી આંખ્યુ લોભાણી;
મારા વહાલાને હાથે વેચાણી રે. સૈયો મ૦ ૧
જગનુ માયિક સુખ લાગે મુને ખોટું;
એનુ છોગું મારા ચિત્તમાં ચોટયું રે. સૈયો મ૦ ૨
રાત દિવસ હિંડુ કહાન કેડે ફરતી;
હું તો લોક થકી નથી ડરતી રે. સૈયો મ૦ ૩

વશ કરી છે બ્રહ્માનન્દને નાથે;
વણ તેડી ડાલું એને સાથે રે. સૈયો મ૦ ૪

પદ ૧૧૬૫ મું.

દીલમાં વશ્યો છે મારે નન્દદુલારો;
છેલો કાનુડો કામણગારો રે. એની દી૦ ટેક.
રગમાં ભરી છે અતિ આંખ્યુ એની રાતી;
નીત નિરખી ઠરે છે મારી છાતી રે. એની દી૦ ૧
નવલ રગીલું શીર મોલીડુ ધરીયું;
શોભે છોગલિયું રંગ ભરીયું રે. એની દી૦ ૨
નવલ કલંગી મારે વહાલે લટકાવી;
મારા અંતરમા ડેરાવી રે. એની દી૦ ૩
બ્રહ્માનન્દના વહાલાની છબી ભાળી;
હું તો ડાલું થઇને મતવાળી રે. એની દી૦ ૪

પદ ૧૧૬૬ મું.

નન્દના નન્દન સાથે પ્રીત બધાણી;
એની લાવણ્યમાં લોભાણી રે. હેલી ન૦ ટેક.
તીલક કેસર કેરું ભાલ બનાવ્યું;
મારા અતરમાં ડેરાવ્યું રે. હેલી નં૦ ૧
કોટે શોભે છે રુડી ફુલડાની માળા;
ધુમે ભમર થૈને મતવાળા રે. હેલી નં૦ ૨
ખોર ચંદનની કરી છે તન ખાસી;
એને જોઇને મગન વ્રજવાસી રે. હેલી નં૦ ૩
બ્રહ્માનન્દના વહાલાની છબી પ્યારી;
મારાં લોચનીયામાં ધારી રે. હેલી ન૦ ૪

પદ ૧૧૬૭ મું.

નંદના નંદન કેરી આંખ્યું અટારી;
મુને આવી અચાનક મારી રે. આલી ન૦ ટેક.
અતીશે રુપાળી મરમાળી એની આંખી;
જોતાં મુજને ઘાયલ કરી નાંખી રે. આલી ન૦ ૧
હેત કરીને મારે વહાલે મુને હેરી;
તેણે સુરત ભુલી છું તન કેરી રે. આલી નં૦ ૨

ચોટ લગાડી મુંને છેલ ગુમાની;
તેને દરદે ડોલું છું દીવાની રે. આલી નં૦ ૩
બ્રહ્માનન્દના વહાલાનું રૂપ જોઈને;
રાખું લોચનિયામાં પ્રોઈને રે. આલી નં૦ ૪

## પદ ૧૧૬૮ મું–રાગ સોલા.

રંગભીના હો વ્રજના રાવ, રાવ તારા મોલીડાપર વારી રે;
ગુણીયલ ગીરધારીજી હો, નટવર નાથ. ટેક.
રંગભીના હો વ્રજના રાવ, રાવ તારો નૌતમ કટારો રે;
લાગે મુને અતી પ્યારોજી હો, ન૦ ૧
રંગભીના હો વ્રજના રાવ, રાવ તારી આંખડલી અણીયાળી રે;
રંગ ભર રૂપાળીજી હો, ન૦ ૨
રંગભીના હો વ્રજના રાવ, રાવ તારે છોગલીયે ચિત્ત લીધું રે;
કાંઈ મુને કામણુ કીધુંજી હો, ન૦ ૩
રંગભીના હો વ્રજના રાવ, રાવ છોજી બ્રહ્માનન્દને પ્યારા રે;
નાગર નન્દદુલારાજી હો, ન૦ ૪

## પદ ૧૧૬૯ મું.

છોગાવાળા હો સુંદર છેલ, છેલ તારી નવલ કલગી સારી રે;
જોઈ મોહી વ્રજનારીજી હો, પીયા રંગ રેલ. ટેક.
છોગાવાળા હો સુંદર છેલ, છેલ તમે લાડકડા ડોલરીયા રે;
દેખી મે તો ઉર ધરીયાજી હો, પી૦ ૧
છોગાવાળા હો સુંદર છેલ, છેલ તારા લોચનીયા તેજાળાં રે,
મોહન મરમાળા જી હો, પી૦ ૨
છોગાવાળા હો સુંદર છેલ, છેલ તારી ભ્રુકુટીમાં જાદુડા ભરીયા રે;
હેરી મનડા હરીયાં જી હો, પી૦ ૩
છોગાવાળા હો સુંદર છેલ, છેલ બ્રહ્માનંદના શ્યામ સુહાગી રે;
તારી મુને રઢ લાગી જી હો, પી૦ ૪

## પદ ૧૧૭૦ મું.

મરમાળા હો માણીગર માવ, માવ તારે શીરપર મોતીડાનો ઝુડો રે;
લાગે છે અતી રુડો જી હો, કંઠ લગાવ. ટેક.
મરમાળા હો માણીગર માવ, માવ તારે લટકે છે પુલડાનો તોરો રે;
જણુવે છે બહુ જોરો જી હો, કંઠ. ૧

મરમાળા હો માણીગર માવ, માવ તમે રૂપાળા રંગ ભરિયા રે,
કહાન વર કેશરિયા જી હો, કં૦ ૨
મરમાળા હો માણીગર માવ, માવ તારે કાજુ અજબ કલંગી રે;
રસીયા નવરંગી જી હો, ક૦ ૩
મરમાળા હો માણીગર માવ, માવ તારે ઉરપર હાર હજારી રે;
બ્રહ્માનન્દ જાયે વારી જી હો, ક૦ ૪

### પદ ૧૧૭૧ મું.

કેશરિઆ હો નટવર કહાન, કહાન તારી નૌતમ મૂર્તિ ભાળી રે;
થઈ છું મતવાળી જી હો, વહાલા ગુણવાન. ટેક.
કેશરિયા હો નટવર કહાન, કહાન તારે નેણે રેખા રાતી રે;
નિરખી ઠરે છે છાતી જી હો, વ૦ ૧
કેશરિયા હો નટવર કહાન, કહાન તારાં વેણાં ઉપર વારી રે;
સુંદર સુખકારી જી હો, વ૦ ૨
કેશરિયા હો નટવર કહાન, કહાન તારા અધર પ્રવાલા તોલે રે;
જોઈ દીલ ડોલે જી હો, વ૦ ૩
કેશરિયા હો નટવર કહાન, કહાન બ્રહ્માનંદના પ્રીતમ છેલા રે;
રસિયા રંગ રેલા જી હો. વ૦ ૪

### પદ ૧૧૭૨ મું–રાગ સોલા.

પ્યારા તારા રૂપમાં લોભાણી હો લાલ, વારીરે સુંદર જોઇને ચાલ. પ્યા૦ ટેક.
રાજેસર રંગીલા છેલ હો કહાન, મોઈ છું વાલમ ભીને વાન. પ્યા૦ ૧
તું તો મારો હૈડાનો પીયા હો હાર, છો જી રે ડોલરીયા સરદાર. પ્યા૦ ૨
છોગાવાળા ગિરિવરધારી હો છેલ, ઘોળીરે આવીશ હું તારી ગેલ. પ્યા૦ ૩
બ્રહ્માનન્દના લટકાળા લેહેરી હો મીત, તમથી પૂરણ લાગી પ્રીત. પ્યા૦ ૪

### પદ ૧૧૭૩ મું.

માણીગર મીઠાં બોલા પ્યારા હો માવ, ગેરીરે મોરલડી બજાવ. મા૦ ટેક.
વાલા તારાં વાલા મુને લાગે હો વેણ, નૌતમ શોભે છે સુંદર નેણ. મા૦ ૧
નાસા તારી દીપક સરીખી હો નાથ, રાજે રે હેમ કડાં બેઉ હાથ. મા૦ ૨
તમે મારા નવલ સનેહી હો શ્યામ, ઉરપર રાખું હું આઠો જામ. મા૦ ૩
બ્રહ્માનંદ કહે તમ સંગ લાગો હો નેહ, પરવશ ડોલે છે મારો દેહ. મા૦ ૪

## પદ ૧૧૭૪ મું.

વાલા તારી પ્યારી મુને લાગે હો વાત, રટના લાગી છે દીન રાત. વા૦ ટેક.
રીઝી હું તો રાજેશ્વર તારે હો રૂપ, ભાળી રે મોહન વ્રજના ભુપ. વા૦ ૧
છેલા તારા નેણુનો નજારો હો જોર, પ્યારા કોડીલા નંદકિશોર. વા૦ ૨
મોઘા મૂલાં મોતીડાંની શોભે હો માળ, તારીરે આંખડલી વિશાળ. વા૦ ૩
પ્રીતે મારા લટકાળા લીધા હો પ્રાણ, બ્રહ્માનંદના શ્યામ સુજાણ. વા૦ ૪

## પદ ૧૧૭૫ મું.

રાધેવર ઓરા આવો મારા હો રાજ, સજીરે સેજલડી તમ કાજ. રા૦ ટેક.
સામું જોઇને કીધી નેણાં કેરી હો સાન, મોહી છું મોરલડીને તાન. રા૦ ૧
કાજુ તારા રેટાની સોનેરી હો કોર, તારુ રે છોગલીયું ચિત્ત ચોર. રા૦ ૨
રસિયાજી કરો રંગડાની હો રેલ, આવીને આંગણીયે અલબેલ. રા૦ ૩
દીનબંધુ તમે સુખડાંના હો દેણુ, બ્રહ્માનદના સાચા સેણુ. રા૦ ૪

## પદ ૧૧૭૬ મું-રાગ સોલા.

મરમાળા રે મારા શ્યામ સોહાગી, માણીગર માયા લાગી; હો રાજ૦ ટેક.
લેરખડા રે નદલાલ રંગીલા, છોગાળા છેલ છબીલા; હો રાજ૦ ૧
આંખડલી રે તારી કામણગારી, હરિવર લાલ વિહારી; હો રાજ૦ ૨
મરમાળી રે તારી મુખડાંની હાંસી, પાતળીઆ પ્રેમની ફાંસી; હો રાજ૦ ૩
બ્રહ્માનદના રે દીલદાર ડોલરીયા, હું વારી જાઉ કહાન કેશરીયા; હો રાજ૦ ૪

## પદ ૧૧૭૭ મું.

શોભે નાસા રે દીવલા કેરી જોતી, કાનુમાં મુંઘાં મોતી; હો રાજ૦ ટેક.
નેણુમાં રે રાતી ટસરુ રુપાળી, ભુધરજી ભાવે ભાળી; હો રાજ૦ ૧
તારી ભ્રુકુટી રે રંગડાની ભરી છે, જોઇને નેણું ઠરી છે; હો રાજ૦ ૨
છોગલીયે રે તારે ગરક થઇ છું, ગુમાની રીઝી રહી છું; હો રાજ૦ ૩
મોલીડે રે સોના કેરી કોરુ, બ્રહ્માનંદનું મન ચોર્યું; હો રાજ૦ ૪

## પદ ૧૧૭૮ મું.

લટકાળા રે મનડુ મારુ લીધું, કોડીલા કામણ કીધું; હો રાજ૦ ટેક.
મોહોલે આવોરે પુરષોત્તમ પ્યારા, મીઠા બોલા જીવન મારા; હો રાજ૦ ૧
પીયા રાજે રે તારા અધર પ્રવાળા, વેણુ મુખ અતિ મરમાળા; હો રાજ૦ ૨
લાવનતારે જોઈ હું લોભાણી, વહાલી લાગે સુંદર વાણી; હો રાજ૦ ૩
બ્રહ્માનંદના રે રંગરેલ બનાજી, દેખી હં રહં છુ રાજી; હો રાજ૦ ૪

### પદ ૧૧૭૯ મું.

તારા મુખમાં રે હરી મોહન વેલી, મોહી છે વ્રજની સાહેલી; હો રાજ૦ ટેક.
મોલીડું રે મોતીડે ઢંકાણું, જોઈને ચિત્ત લોભાણું; હો રાજ૦ ૧
ઉપરણી રે રંગ ચોળ બીરાજે, ધરી મન લેવા કાજે; હો રાજ૦ ૨
ફુલડાંનારે હૈયે હાર હીંડળતા, ભમર ભમે ટોળે વળતા; હો રાજ૦ ૩
બ્રહ્માનંદના રે રસીયા રગ ભીના, જામા શોભે નવલ જરીના; હો રાજ૦ ૪

### પદ ૧૧૮૦ મું–રાગ સોલા.

મારે મોહોલે આવો હસીને બોલાવોરે, રંગભીના છેલા નદજીના; છોજી રાજ૦ ૧
પાઘડલી પેચાળી બાંધી છે રુપાળી રે, લટકાળા મોતીઠાવાલા; છોજી રાજ૦ ૨
કહાના ગીરધારી મૂર્તિ તારી રે, મન માની છેલ ગુમાની; છોજી રાજ૦ ૩
બ્રહ્માનંદના પ્યારા શોભો છો સારા રે, કેશરીઆ રંગના ભરીઆ; છોજી રાજ૦ ૪

### પદ ૧૧૮૧ મું.

નંદજીના લાલા લાગો છો વાલા રે, નવરંગી લેહેર તુરંગી; છોજી રાજ૦ ૧
નેણુંનો નજારો મુને અતિ પ્યારો રે, અલવીલા છેલ છબીલા; છોજી રાજ૦ ૨
કુંજના વિહારી મૂર્તિ તારી રે, હરિ મોરી જીવન દોરી; છોજી રાજ૦ ૩
બ્રહ્માનંદ કહે છે મન મારુ રહે છે રે, વેણુમાં મારા નેણુંમાં; છોજી રાજ૦ ૪

### પદ ૧૧૮૨ મું.

આંખ્યું અણીઆળી માવા મરમાળી રે, કાંઈ કીધું મન મારુ લીધું; છોજી રાજ૦ ૧
મંદિર પધારો જનમ સુધારો રે, છોગા મેલી બળવત બેલી; છોજી રાજ૦ ૨
સુંદર સોહાગી લગની લાગી રે, તમ સંગે ભીના રંગે; છોજી રાજ૦ ૩
બ્રહ્માનંદ ગાવે મૂર્તિ સોહાવે રે, રહો તાજા વ્રજના રાજા; છોજી રાજ૦ ૪

### પદ ૧૧૮૩ મું.

શોભે માથે તોરા આવોને ઓરા રે, ધીરે ગાતા રંગના રાતા; છોજી રાજ૦ ૧
કોટે પરવાળા લાગે છે રુપાળા રે, નેણું ગેરી લાલજી લેહેરી; છોજી રાજ૦ ૨
શ્યામ સલુણા નેણુંમાં ટુંણા રે, વ્રજના દાણી હું લોભાણી; છોજી રાજ૦ ૩
બ્રહ્માનંદ વારુ તન મન મારુ રે, તમ માથે સદા મારે સાથે; છોજી રાજ૦ ૪

### પદ ૧૧૮૪ મું–રાગ જંગલો.

શ્યામરી સલુની છબી, દૃગન વસી હે હો. શ્યા૦ ટેક.
નેણુંકો નજારો જોર, ચિતવની ચિત્ત ચોર;
પીર પટહુસે નીકી, કમર કસી હે હો. શ્યા૦ ૧

સુંદર વિશાલ છાતી, ગલે મોતી માલ રાતી;
દાંતકી બતીસી મુખ, મધુર હસી હે હો. શ્યા૦ ૨
શ્યામરે સલુને ગાત, ચિત્ત મિલનેકું ચહાત;
નિરખ છબીલો મેરી, પીર નસીહે હો. શ્યા૦ ૩
કુડલકી છબી ન્યારી, બ્રહ્માનંદ બલિહારી;
મુખકી બની જ્યું શોભા, પુરન શશી હે હો. શ્યા૦ ૪

## પદ ૧૧૮૫ મું.

કુંવર કનૈયા જુકી, નજર અટારીવે હો. કું૦ ટેક.
ભરન ગઈતી નીર, ઠાડો જમુનાકે તીર;
આડી મીટે હેરી મોય, છેલ ગિરિધારીવે હો. કુ૦ ૧
જલ મે તો ભૂલ ગઈ, દેખીકે થકીત ભઈ;
નિરખી સલુને મોપે, મોહનીસી ડારી વે હો. કું૦ ૨
રસકે રસીલે તોરે, મોહ લગો ચિત્ત મોરે;
નવલ સોનેકી શીર, પગીયાં સમારી વે હો કુ૦ ૩
શ્યામકી રગીલી છબી, ઉરમે વસી હે અબી;
બ્રહ્માનદ કબી પલ, ન કરુ મે ન્યારી વે હો. કુ૦ ૪

## પદ ૧૧૮૬ મું.

તેરીસુ કનૈયા તે તો, મોહની લગાઈ વે હો. તે૦ ટેક.
અગીયાં સુરંગી પેરી, અંખીયાં લોભાની મેરી;
મધુરે મધુરે સૂર, મોરલી બજાઈ વે હો. તે૦ ૧
પાઘકો બન્યો મરોડ, લસત સોનેકી કોર;
લલિત કલગી શીર, પર લટકાઈ વે હો. તે૦ ૨
ફુલ ગેંદ લીયે હાથ, સોહત સખાકે સાથ;
બન માળા નીકી ઉર, ગુથકે બનાઈ વે હો. તે૦ ૩
નીકે અનિયારે નેન, દેખે વીન નાંહી ચેન;
બ્રહ્માનંદહુકે પ્રાણુ, છબી રંગ છાઇવે હો તે૦ ૪

## પદ ૧૧૮૭ મું.

શ્યામ રે તિહારી છબી, દગન મે ધરુગી વે હો. શ્યા૦ ટેક.
શ્યામ રે સનેહી પ્યારે, નેનતે નહોના ન્યારે;
ચરન ઉજારે દીલ, તિમિર હરુગી વે હો. શ્યા૦ ૧

ધરે દ્રગ ગિરિધારી, ભઈ મેં તો મતવારી;
લોકનકે ડરહુસે, અબ ન ડરુંગી વે હો. શ્યા૦ ૨
દરસ તિહારે જાની, ભઈ સબ દુઃખ હાની;
પીયરા ગુમાની તેરે, પાયમે પરુંગી વે હો. શ્યા૦ ૩
બ્રહ્માનંદહુકે મીત, શરણુ તિહારો લીત;
જગમેં ભઇ હે જીત, મગન ફીરુંગી વે હો. શ્યા૦ ૪

## પદ ૧૧૮૮ મું–રાગ જંગલો.

મેરે નવલ પીયા ગિરિધારી, મેરે નવલ પીયા ગિરિધારી;
રંગ ભીને શ્યામ રે. મે૦ ટેક૦
નવલ પીયા નવ ઘન નવ રંગી, શીરપે રાજત હો કલંગી;
અરુન કમલ દ્રગ રેખકી, મોય ખુબ ખુમારી રે. ર૦ ૧
શ્યામ ચતુર છેલ છબીલે, મન મેરો મોહ્યો હો રગી લે;
મરમ ભરી તેરી મોરલીયાં, મોય વશ કરી ડારી રે. ર૦ ૨
પેચાળી નૌતમ તેરી પગીયાં, ભ્રુહનકે પર હો લગીયાં;
બ્રહ્માનંદ કહે શ્યામ છબી, તેરી લાગત પ્યારી રે. રં૦ ૩

## પદ ૧૧૮૯ મું.

રંગભીના વાલમ મેરા, રંગ ભીના વાલમ મેરા;
ગુણુવંતા પીયરા. રં૦ ટેક.
ચંદનકી તન ખોર કરાઇયાં, બાજુન બધે હો બાંઈયાં;
ગજરા ગિરિધર પેરાઇયાં, ગલે ફુલન કેરા રે. ગુ૦ ૧
નટવર નાગર નંદદુલારો, મોહન લાગત હે પ્યારો;
વ્રજજીવન ઘનશ્યામકું, રખું નેનન નેરા રે. ગુ૦ ૨
વ્રજ જનકે સંગ પ્રીત બઢાવે, ગહીરે સ્વરસે હો ગાવે;
બ્રહ્માનંદકા નવલ પીયા પ્યારા, ભવજલ બેરા રે. ગુ૦ ૩

## પદ ૧૧૯૦ મું.

શ્યામરેને જાદુ કીના, શ્યામરેને જાદુ કીના;
વંશીવારે સજની. શ્યા૦ ટેકં.
જબતેં હેરી છેલ ગુમાની, મેં હોય ગઇરીહો દીવાની;
બેન બજાઇ કહાનને, મેરા મન હરી લીના રે. વં૦ ૧
લાલન લોચન બાંન લગાઈયાં, સાલત ઉરકે હો માઇયાં;
દેખી દીવાની હો રહી, માનું ચિત્રલ ચિતારે. વં૦ ૨

બ્રહ્માનન્દ કહે નૌતમ પીયરા, મોહન જાદુ હો કીયરા;
નટવર સુંદરશ્યામને, અબ તન ધન દીતા રે. ૧૦ ૩

### પદ ૧૧૯૧ મું.

પ્રાનનસે પ્રીતમ પ્યારા, પ્રાનનસેં પ્રીતમ પ્યારા;
કરી રખુ ઉરમેં. પ્રા૦ ટેક.
પ્રીતમ વદન કમલની બતીયાં, સુનત ઠરત હે હો છતીયાં;
શ્યામસુંદરકી મૂર્તિ, મેરે નેન ગુજારા રે. ક૦ ૧
પરમ ચતુર નટવરકી પગીયાં, રહત હે દ્રગકે હો અગીયાં;
લોચનીયાં નન્દલાલકાં, અતિશય અનીયારાં રે. ક૦ ૨
જ્યું ઘનકુ ચાહત અતિ મોરા, શશીકું ચાહત હે ચકોરા;
બ્રહ્માનંદ કહે નાથસે, લગ્યા ચિત્ત હમારા રે. ક૦ ૩

### પદ ૧૧૯૨ મું–રાગ જંગલો.

મૂર્તિ લગત પ્યારી રે, રસીક તેરી. મૂ૦ ટેક.
મૂર્તિ સલુની તેરી નવલ વિહારી પીયા, ત્રિભુવનહુંસે ન્યારી રે. ર૦ ૧
આજુકી બની હે શોભા જીયસે ન જાત કહી, ગલ મોતી માલ ડારી રે. ર૦ ૨
ભ્રુહુકી બની હે છબી દેખી કે મગન ભઈ, અખીયાં સો અનીયારી રે. ર૦ ૩
બ્રહ્માનંદહુંકે રગરેલ છબીલે છેલા, મુખપર બલિહારી રે. ર૦ ૪

### પદ ૧૧૯૩ મું.

નિરખી નિહાલ ભઇ રે, મોહન મુખ. નિ૦ ટેક.
જમુનાકે તીર સુજાન ચતુર લખી, દીલહુંકી ગીર ગઇ રે. મો૦ ૧
અજબ લગત શિર પાગ કલંગી નીકી, મોરલીસું હાથ લઈ રે. મો૦ ૨
અધિક શોભિત નદલાલ મનોહર, ઓઢત દુસાલ નઈ રે. મો૦ ૩
બ્રહ્માનંદહુંકે ઘનશ્યામકી મૂર્તિ, ઉરમે અટકી રહી રે. મો૦ ૪

### પદ ૧૧૯૪ મું.

લગન લગી હે મોરી રે, મોહન તોસે. લ૦ ટેક.
લગન લગી હે મેરી શ્યામરે સલુને પ્યારે, ઓર સબઇસે તોરી રે. મો૦ ૧
પરમ સનેહી પીયા નિરખી મગન ભઈ, મૂર્તિ તિહારી જીય દોરીરે. મો૦ ૨
મદનમોહન નીકો વદન વિલોકી તેરો, ચિત્ત મેરો લીયો ચોરી રે. મો૦ ૩
બ્રહ્માનન્દહુંકે રંગરેલ રસીલા છેલા, તુમ સંગ પ્રીતિ જોરી રે. મો૦ ૪

## પદ ૧૧૯૫ મું.

આજ મે ગઇતી આલી રે, કાલિંદી તટ. આ૦ ટેક.
આજ મે ગઇતી પાની સૈયર સયાની સગ, બીચ ઠાડો વનમાળી રે. કા૦ ૧
મોરલી બજાઈ નીકી શ્યામરે સુજાન છેલે, કરી મોય મતવાળી રે. કા૦ ૨
કુંવર રગીલે કાન બંસરીમે કીની સાન, હસી લીની હાથ તાલી રે. કા૦ ૩
બ્રહ્માનન્દકુકે ઘનશ્યામ ચતુર પીયા, નિરખી ભઇ નીહાલ રે.* કા૦ ૪

## પદ ૧૧૯૬ મું-રાગ ધોળ.

હેલી ચાલોરે કાલિંદ્રીને કાંઠડે, છેલો જોવાને જાદવરાય રે;
કહાનડવર કોડામણો. ટેક.
રુડી લાલરે કસુંબી એની પાઘડી, ગજ મોતીડાં કલગી માય રે. કા૦ ૧
સુંદર શોભેરે ગોઠીડાના સાથમાં, વાલો નાગર નટવર વેશ રે. કા૦ ૨
અતી કામણગારીરે રુડી આંખડી, કાળા ખીતળીયાળા કેશ રે. કા૦ ૩
વાલે પેર્યાંરે આભુષણ ઓપતાં, સજ્યા શોભીતા શણગાર રે. કા૦ ૪
લેરી લાલરે અલોકીક લાડડો, બ્રહ્માનન્દ કહે નદ કુમાર રે. કા૦ ૫

## પદ ૧૧૯૭ મું.

રાજે ભાલ તીલક સોહામણું, કાને કુંડળ મકરાકાર રે,
કુવર શોભે કાનજી. ટેક.
બાંધ્યા બાજુ કાજુ બેઉ બાંહ્યમાં, હૈડે મોતિડાનો હાર રે. કુ૦ ૧
જોને જામા પેર્યા છે જરકસી, સારી અજબ કલંગી શીર રે. કુ૦ ૨
ચાલો ચોંપ કરીને વધાવીયે, વાલો અખીલ ભુવનનો ઈશ રે. કુ૦ ૩
છેલે ફૂલ દડોરે લીધો હાથમાં, ઉછાળે છે વારમ વાર રે. કુ૦ ૪
ઉભા બ્રહ્માનન્દનો વાલમો, જોઇ મગન થઈ વ્રજનાર રે. કું૦ ૫

## પદ ૧૧૯૮ મું.

એની નિરખ્યા જેવોરે કુંવર નંદનો, એના પ્રફુલ્લિત નયણ વિશાલ રે;
સુંદર વર શ્યામલો. ટેક.
ચાલો મોતીડાથી જાઇને વધાવીયે, પ્યારો ડોલરીયો ભુપાળ રે. સું૦ ૧
કાજુ કુંડળ બીરાજે બેઉ કાનમાં, પેર્યા સોનેરી શીરપાવ રે. સું૦ ૨
વાલો પ્રીતડી કરીનેરે પધારીયા, મીઠા બોલા મનોહર માવ રે. સું૦ ૩
માથે મોલીડું શોભેરે મોઘા મૂલનું, ઓઢી નવલ દુસાલાની જોડ રે. સું૦ ૪
બ્રહ્માનંદના વાલાના મુખ ઉપરે, વારી નાખું હું ચંદ કરોડ રે. સું૦ ૫

---

* "મુદિત ભઈ નિહાળી રે" પાઠાન્તર છે, પણ તે હસ્તલિખિત પ્રતોમા ન હોવાથી ઉપર ફેરવ્યો નથી.

### પદ ૧૧૯૯ મું.

હાથે સોનાનાં શોભેરે એને સાંકલાં, પેરી મોતીડાંની માળ અનુપ રે;
નાગર નટવર નંદનો. ટેક.
જોઇને જન્મ સુફળ કરી લીજીયે, રસીયાજીનું નૌતમ રૂપ રે. ના૦ ૧
ધરી નવલ કલંગી પાઘમેં, લજ્જા પામે છે કોટીક કામ રે. ના૦ ૨
મહા અજબ અલોકીક મૂરતી, દેખી મોયું છે ગોકુળ ગામ રે. ના૦ ૩
ઝાઝા મૂલનાં મોતીડાંનો ઝૂમખો, રુડાં કમલ સરીખાં નેણુ રે. ના૦ ૪
બ્રહ્માનંદના વાલાનું છોગલું, રહ્યું અંતરમાં દાન રેણુ રે. ના૦ ૫

### પદ ૧૨૦૦ મું-રાગ ધોળ.

હેલી જોને આ નન્દ કુમાર, સલુણો શોભતા;
ચાલે મદઝર ગજની ચાલ, રસીક ચિત્ત લોભતા. ૧
પ્યારી લાલ સુરંગી પાઘ, અનોખી બાંધણી;
છુટા પેચ ઝૂકયા ચહુ કોર, અધીક શોભા બણી. ૨
રુડી રાજે છે નલવટ રેખ, મનોહર માવને;
જોતાં કેશર તીલક અનુપ, વધારે ભાવને. ૩
ઉભા અલવ કરે અલબેલ, સખાના સંગમેં;
ખેલે બ્રહ્માનંદનો નાથ, રાજેશ્વર રંગમે. ૪

### પદ ૧૨૦૧ મું.

શોભે નટવરજીને શીશ, કલંગી વાંકડી,
પુખરાજ પિરોજા લાલ, મોતીડેથી જડી. ૧
તોરો ફૂલ તણો નવરંગ, મોલીડા ઉપરે;
જોઇને કહાનકુવરનું રૂપ, મારાં નેણાં ઠરે. ૨
સખી આંટાદાર અનૂપ, પીયાજીની પાઘડી;
તે તો વિસરે નહીં પલ એક, જીવડલામાં જડી. ૩
લળકે કુંડળ કાનું માંય, મોઘાં મુલનાં;
બાંધ્યાં બ્રહ્માનંદને નાથ કે, બાજુ ફૂલનાં. ૪

### પદ ૧૨૦૨ મું.

આંખડલી શરદ સરોજ, રસીલા લાલની;
દેખી મનડું પામે મોહ, તિલક છબી ભાલની. ૧
નાસા સુંદર દીપ સમાન, અધીક શોભી રહી;
મુખ નિરખીને શશીયર, જયોત ગગન ઝાંખી થઈ. ૨

લીધી લટકાળે નદલાલ કે, હાથ કબાંણુને,
એની ચટક રંગીલી ચાલ, હરે મન પ્રાણુને. ૩
કાજુ મોતીડે જડીત કટાર, કમર કસી લીધલો;
નિરખી બ્રહ્માનદ કહે, જન્મ સુફલ મારો કીધલો. ૪

પદ ૧૨૦૩ મું.

સખી કેશરભીનો કહાન, ઠરે જોઈ છાતડી;
રુડી આંખડલીમાં રેખ, મનોહર રાતડી. સ૦ ૧
એની સાંભળતાં ગુલતાન, થઈ એના ગીતમાં;
રસીયા વર કેરો રંગ, ચડ્યો મારા ચિત્તમાં. સ૦ ૨
સમજાવી મુજને શ્યામ, નેણું કેરી સાનમાં;
મુને મગન કરી મસ્તાન, અમૃત રસ પાનમાં. સ૦ ૩
કાજુ રાજે છે ગૌર કપોલ, સુભગ તીલ ત્રાજવી;
શોભે બ્રહ્માનંદનો નાથ, રસીલો રાજવી. સ૦ ૪

પદ ૧૨૦૪ મું.

પ્યારી લાગે છેલાજીની પાઘડી રે, ચોટી છે ચિત્તડા માંય;
છબી ઘનશ્યામની રે. ટેક.
નિરખીને નટવર નાથને રે, લોચનીયાં લોભાય. છ૦ ૧
માથે નવલ કલંગી વકડી રે, ફૂલે થયા લટ એર. છ૦ ૨
જોઈ જોઈ વ્રજની ભામની રે, ઘૂમે ભમર કેરી પેર. છ૦ ૩
કેશર તીલક સોહામણું રે, લોચનીયા રંગચોળ. છ૦ ૪
રેખ અલોકિક ભાલમાં રે, સુંદર ગૌર કપોલ. છ૦ ૫
ગોપ ત્રિયા ટોળે મળી રે, નિરખવા નંદકુમાર. છ૦ ૬
જદુવર ઉપર જાય છે રે, બ્રહ્માનંદ બલિહાર. છ૦ ૭

પદ ૧૨૦૫ મું.

જોને સખી છબી આજની રે, વેશ બનાયો નાથ;
મનોહર મૂર્તિ રે. ટેક.
કુંડલ જડાઉ કાનમાં રે, મોરલી લીધી છે હાથ. મ૦ ૧
મુગટ જડાઉ માંથડે રે, તીલક અલોકીક ભાલ. મ૦ ૨
ભ્રુકુટી ભમર કેરી પાંખડી રે, નેણુ ગુલાબી લાલ. મ૦ ૩
નમણી અલૌકિક નાસીકા રે, દાંત દાડમ કેરાં બીજ. મ૦ ૪
અધર પ્રવાલાં જોઈને રે, રાધા રહી મન રીઝ. મ૦ ૫

હૈડે ફૂલાં કેરો હારડોરે, પેહેર્યો છે પ્રાણઆધાર. મ૦ ૬
બ્રહ્માનંદનો વાલમો રે, નેણ તણો શણગાર. મ૦ ૭

પદ ૧૨૦૬ મું.

આજ સખી અલબેલડો રે, ઉભા છે જમુનાને તીર;
નટવર નાથજી રે. ટેક.
નેણ કમલ કેરી પાંખડી રે, સુંદર શ્યામ શરીર. ન૦ ૧
શોભા બની શીર પેચની રે, પ્યારી અલોકીક પાઘ. ન૦ ૨
મોરલી મનોહર સાંભળી રે, ડોલે પીયાલે નાગ. ન૦ ૩
મુખની શોભા સોહ્યામણી રે, કુંડળ કાન જડાવ. ન૦ ૪
બેઉ ભુજા માંહી બાંધીયા રે, બાજુ તે ખુબ બનાવ. ન૦ ૫
જદુવર મૂર્તિ જોઇને રે, લાજે છે કોટીક કામ. ન૦ ૬
બ્રહ્માનંદનો વાલમો રે, છેલ ચતુર ઘનશ્યામ. ન૦ ૭

પદ ૧૨૦૭ મું.

વેહેતાં રોકો માં વાટમાં રે, જાવું છે ભરવા નીર;
કોડીલા કહાનજી રે. ટેક.
જાણો માં મુજને એકલીરે, તાણો માં નવરંગ ચીર. કો૦ ૧
જો જો અજાણે ત્રોડતારે, બાજુડાનું બોર. કો૦ ૨
વહાલા જણાવો છો વાતમાં રે, દુઝાણાનું જોર. કો૦ ૩
નાર પરાઇ જોઇનેરે, હૈડુ રેતું નથી હાથ. કો૦ ૪
આવા થાઓ માં આકળારે, નાના હજી તમે નાથ. કો૦ ૫
છેલ થયા તમે કારમા રે, રસીયાજી વ્રજરાજ. કો૦ ૬
બ્રહ્માનદના વાલમારે, લોકની રાખો લાજ. કો૦ ૭

પદ ૧૨૦૮ મું–રાગ ધોળ.

ચાલ ચાલ સખી વૃન્દાવન જાયે, ત્યાં વાલો વજાડે વેણ;
સલુણો શ્યામળીયો. ટેક.
એની મહા રે મનોહર મૂર્તિ, એનાં કમલ સરીખાં નેણ. સ૦ ૧
માથે ફૂલડાનો તોરો ઝૂકી રહ્યો, વળી કુંડળ લળકે કાન. સ૦ ૨
ગળે માળ બિરાજે ફૂલની, વહાલો સુંદર ભીને વાન. સ૦ ૩
શોભે અજબ સુરંગી સુંથણી, અંગરખી અંગ અનૂપ. સ૦ ૪
નખ શીખ ફૂલડે છાઇ રહ્યો, એનું જોયા સરખું રૂપ. સ૦ ૫
અતી મધુરી લાવનતા મુખની, લટકામાં મન લોભાય. સ૦ ૬
એનાં ચરીત્ર સુણી સુખ ઉપજે, દીઠાથી દુઃખડું જાય. સ૦ ૭

મુને ઘરમાં રેહેતા ગમતું નથી, વેધાણી હું મોરલીની તાન. સ૦ ૮
વહાલે લલિત ત્રિભંગી ચાલમાં, વ્રજનાર કરી ગુલતાન. સ૦ ૯
સખી જમુનાને તીરે જાદવે, માંડ્યો છે પ્રેમનો ફંદ. સ૦ ૧૦
વહાલે ઘેલી કરી સર્વે ગ્વાલણી, બલિહારી બ્રહ્માનન્દ. સ૦ ૧૧

પદ ૧૨૦૯ મું.

એના મુખની લાગી મુને મોહની, અધક્ષણુ મેલ્યો નવ જાય;
છબીલો છોગાળો. ટેક.
વાલો મીઠી વજાડે મોરલી, માંહી મધુરે મધુરે સૂર ગાય. છ૦ ૧
મુને ભુરકી નાખી કઇ ભાતની, ઘર કામ ન લાગે હાથ. છ૦ ૨
ચિત્ત લીધું નયણુની ચોટમાં, નિશદીન ડોલે એની સાથ. છ૦ ૩
રાતો માતો ગોવાળાના સંગમાં, કરે વનમાં નવલ વિહાર. છ૦ ૪
મુને લાલચ લાગી લાલની, મારા નયનતણો શણગાર. છ૦ ૫
એની કામણગારીરે આંખડી, વળી કામણગારી ચાલ. છ૦ ૬
મુને ઘેલી કીધી રે ગોવાલીડે, હેલી જોને તું મારા હાલ. છ૦ ૭
વહાલે વનમાં વજાડીરે વાંસળી, કાંઇ મંત્ર ભણ્યા તે માંય. છ૦ ૮
મારી સાંભળતાં સુધ વિસરી, મુને એ વીના ક્ષણુ ન રેહેવાય. છ૦ ૯
એને દીઠા થકી સુખ ઉપજે, વણુ દીઠે સુખ નવ હોય. છ૦ ૧૦
બ્રહ્માનન્દ કહે મુને વીઠુલે, એવાં કામણુ કીધાં કોય. છ૦ ૧૧

પદ ૧૨૧૦ મું.

વાઇ વેણુ* અલોકીક વીઠુલે, મારે ભણુક પડી છે કાન;
મોહનની મોરલી. ટેક.
સુણી સુધ હું ભૂલીરે શરીરની, હેલી વિસરી ભોજન પાન. મો૦ ૧
હું તો ઘેલી થઇ સૂર સાંભળી, મારા ઘરમાં રહ્યું નવ જાય. મો૦ ૨
વહાલે ચટકી લગાડી ચિત્તને, મારે અંગ ઉતાપો થાય. મો૦ ૩
માંહ્ય મંત્ર ભણ્યા કોય મરમના, તેણે મોહી રહ્યું છે મન. મો૦ ૪
સખી સુતાં બેઠાં સુખ ન રહે, વળી તપીરે આવ્યું છે તન. મો૦ ૫
એને ચિત્ત દેઇને જે કોઇ સાંભળે, તેનું હૈડું ન રહે હાથ. મો૦ ૬
તેની દશારે ફરી જાય દેહની, ચિત્ત ડોલે કહાનુડાને સાથ. મો૦ ૭
સખી મુનીવરનાં મન ડોલવે, વળી ડોલે સાંખ્ય વિચાર. મો૦ ૮
એની મોરલડીના નાદમાં, વશ થઇને રહી વ્રજનાર. મો૦ ૯

* પ્ર. આ. માં "વેણ" પાઠ છે પણ બીજી પ્રતનો આ પાઠ વધારે સારો લાગવાથી અહીંઆં દાખલ કીધો છે

એવી બ્રહ્માનંદ કહે વાંસળી, આવી અજબ વજાડી કહાન. મો૦ ૧૦
સરવે શબ્દ સુણીને સુંદરી, મોહી ગરક થઈ ગુલતાન. મો૦ ૧૧

પદ ૧૨૧૧ મું.

મે તો અગરે લીંપાવ્યા ઓરડા, વળી ખાંતે ઢાળી ખાટ;
પધારો પાતળિયા. ટેક.
મે તો ફૂલડાં વેરાવ્યાં શેરીએ, હું તો જોઇને રહી છું વાટ. પ૦ ૧
વહાલા ભોજન નવલી ભાતનાં, હું તો રાખી રહી તમ કાજ. પ૦ ૨
મુને પોતાની જાણી પધારીયે, મારે મંદિરીયે મહારાજ. પ૦ ૩
અંગ આભ્રણ પેહેર્યાં ઓપતાં, વળી સરવ સજ્યા શણગાર. પ૦ ૪
વારી શું લલચાવો શ્યામળા, આવો પ્રાણતણા આધાર. પ૦ ૫
મારા નયણા હરખે નિરખવા, આલિંગન લેવાને અંગ. પ૦ ૬
મારી વામે સરવે વેદના, વળી રમતા જામે રંગ. પ૦ ૭
આવી જનમ સૂધારો માહરો, વાલા હસીને વધારો વાલ. પ૦ ૮
વારી મેહેર કરો મુજ ઉપરે, મારા લેર તુરંગી લાલ. પ૦ ૯
મે તો સેજ બીછાઇ ફૂલડે, આવી આનન્દ આપો આજ. પ૦ ૧૦
વારી બ્રહ્માનન્દના વહાલમા,* રસમાં ચતુરા છો રાજ. પ૦ ૧૧



* પ્ર આ મા "વાલાજી" પાઠ છે પણ આ બીજી તરફ છપાયેલો પાઠ વધારે બધ બેસ્તો હોવાથી અમે દાખલ કરેલો છે.

# લીલા વર્ણન.

## પદ ૧૨૧૨ મું–રાગ ગરબી.

ગઈતી હું પાણીડુ ભરવા રે, ઉપાડી હેલડી રે,
સરખી સમાણી લેઈને રે, સાથે સાહેલડી રે. ૧
જમુનાને આરે ઉભા રે, ડોલરીયો દીઠડા રે;
લજ્જા મેં તો મેલીને લીધા રે, મોહનજીનાં મીઠડાં રે. ૨
તબોલની રેખ અધરે રે, અલોકિક ભાતની રે;
કળી જાણે દાડમ કેરી રે, શોભા છે દાંતની રે. ૩
શોભે મુખહાસ મધુરુ રે, નાસા છે નામણી રે;
આંખડલીમાં અમૃત વરસે રે, રુડી રળીઆમણી રે. ૪
કલંગી સુંદર લટકે રે, પેચાળી પાઘમાં રે;
વહાલો બ્રહ્માનન્દનો ગાવે રે, અલોકિક રાગમાં રે. ૫

## પદ ૧૨૧૩ મું.

જાણી મુજ સામું જોયું રે, પાતળીયે પ્રીતમાં રે,
ખાંતીલાનું આવીને ખુતું રે, છોગું મારા ચિત્તમાં રે. ૧
બાંધ્યા બાંહ્યે સુંદર બાજુ રે, કુંડળિયા કાનમા રે;
સુણી ગુલતાન થઈ છું રે, વંશી કેરી તાંનમાં રે. ૨
બોલે મુખ સુંદર વાણી રે, વળી વળી વહાલમાં રે;
જોઈ હું તો મોહીને રહી છું રે, છેલાજીની ચાલમાં રે. ૩
ઉભા અલબેલો વહાલો રે, સખામાં શોભતા રે;
નેણું કેરી સાન કરીને રે, મન મારુ લોભતા રે. ૪
જોયું ચંદ પુરણ જેવું રે, મોહનજીનું મુખડું રે;
વહાલો બ્રહ્માનન્દનો જોઈ રે, ગયું ભવ દુઃખડુ રે. ૫

## પદ ૧૨૧૪ મું.

એની એની લાલચ્ય લાગી રે, વેંધાણી વાતમાં રે;
જોયા વીના જપ ન થાયે રે, મુને દીન રાતમાં રે. ૧
હેલી નંદજીનો લાલો રે, વહાલો વ્રજનારનો રે;
રહું છું હું નિશ દિન જોતી રે, મોતી મારા હારનો રે. ૨
હેતે હું તો પરવશ થઇ છું રે, વિસામાના વેણમાં રે;
છૂપાવીને રાખીશ છાનો રે, નટવર નેણમાં રે. ૩

નંદજીના નંદન સાથે રે, લાગી છે પ્રીતડી રે;
છબીલો છેલ છોગાળો રે, જાણે રસ રીતડી રે. ૪
કરી કરી હાસ અલૌકિક રે, રસ બસ કીધલી રે;
વહાલે બ્રહ્માનંદને બેની રે, સુધ બુધ લીધલી રે. ૫

## પદ ૧૨૧૫ મું

કહાનુડે પ્રેમ કટારી રે, મારી મારે અંતરે રે,
કોટી કોટી ઓસડ કરીએ રે, તોય નવ નિસરે રે. ૧
છબી મારા ચિત્તમાં ચોંટી રે, ફુલા કેરા હારની રે;
તે દહાડાની ઘાયલ થઇ છું રે, ટળી સંસારની રે. ૨
લાગી મુને ચોટ અચાનક રે, નેણું કેરા બાણુની રે;
વિચારીને લાલચ મેલી રે, તન મન પ્રાણુની રે. ૩
અચાનક આજ અસૂરી રે, પાણીડે નિસરી રે;
કહાને મુને કામણ કીધા રે, બીજું સર્વે વિસરી રે ૪
ઘરડાનો ધંધો ભૂલી રે, ભૂલી જલ હેલડી રે,
વહાલો બ્રહ્માનન્દનો રે, જોઇને થઇ છું ઘેલડી રે. ૫

## પદ ૧૨૧૬ મું.

જશોદાનો જીવન ખેલે રે, જમુનાના તીરમાં રે;
છોટા છોટા છોરા શોભે રે, ભુધરજીની ભીરમાં રે. ૧
રમે રઢિયાળો વહાલો રે, આળસ નહિ અંગમાં રે;
છબીલો લાગે છે સારો રે, ગોવાળાના સગમાં રે. ૨
દડાને વાંસે દોડે રે, ગેડી લીધી હાથમાં રે;
રગીલો લાગે છે રુડા રે, ગોઠીડાના સાથમાં રે. ૩
ધીંગાણાની ધૂમ મચાવી રે, થઈ બહુ વારડી રે;
પાણીડું ભરવું ભૂલી રે, જોઇ પાણીઆરડી રે. ૪
વહાલે બ્રહ્માનદને લીધો રે, દડો ખુબ દોટમાં રે;
ગોપી કંઈ ઘાયલ કીધી રે, નેણું કેરી ચોટમાં રે. ૫

## પદ ૧૨૧૭ મું.

બહુ હેત કરીને બોલાવે, જશોદા માવડી રે;
કહાના શી ટેવ પડી તુંને રે, રમ્યાની આવડી રે. ૧
ઘોળી જાઉ વાર ઘણી થઈ રે, લાગી હશે ભુખડી રે;
તારે સારુ કીધલ તાજી રે, શાકર કેરી સુખડી રે. ૨

કાજુ મેં તો દુધ કઢીને રે, રાખ્યું દહી જામણી રે;
આવી કરો શ્યામ સોહાગી રે, થોડી શીરામણી રે. ૩
ચતુરાઇયે ચોખા રાંધ્યા રે, કે આંબાસાલના રે;
વડાં મે તો ખુબ બનાવ્યા રે, ધોઇ મગદાળનાં રે. ૪
માંખણુમાં મીસરી ભેળી રે, કહાના તારે કારણે રે;
આવો બ્રહ્માનંદના વહાલા રે, જાઉં તારે વારણે રે. ૫

## પદ ૧૨૧૮ મું.

જશોમતી જોરે બોલાવે રે, નટવર નાથને રે;
વહાલો રમવાને દોડે રે, મૂકાવી હાથને રે. ૧
જોને તારા સરવે સગાતીરે, જમી જમી આવીયારે;
એમની માતાએ સુંદર રે, નીરે નવરાવીયા રે. ૨
તમે પણ ચાલો જીવન રે, જમો રસ રોટલી રે;
ચદન કેરી કાંગસી લૈને રે, ઓળુ તારી ચોટલી રે. ૩
મહી ઝાઝું મોંણુ નાંખી રે, કીધી હાથ બાટડી રે;
તમારો તાત ભુખાળુ રે, જુવે છે વાટડી રે. ૪
આરોગો નાથ અલૌકિક રે, સારાં સારાં સુખડા રે;
આવો બ્રહ્માનંદના વહાલા રે, લેઉં તારાં દુઃખડા રે. ૫

## પદ ૧૨૧૯ મું.

આવોને નવરાવુ કહાના રે, જમુનાને પાણીયે રે;
જમો મહી માખણુ ઝાઝુ રે, બોલો મીઠી વાણીયેરે. ૧
કાજુ તારે રેશમ કેરી રે, શીવાડું ચોરણી રે;
અંગરખી અજબ બનાવું રે, કશીદાની કોરણી રે. ૨
દડુલો ગુંથીને આપીશ રે, ખાસો તારે ખેલવા રે;
જમાડીને આવીશ જીવન રે, અહીયાં તુને મેલવા રે. ૩
રુડી તારે રમવા સારુ રે, ઘડાવીશ ગાડલી રે;
પરણાવીશ પ્રાણજીવનને રે, રૂપાળી લાડલી રે. ૪
પરણ્યાને નામે પ્રીતમ રે, રાજી થયા ચિત્તમાં રે;
વહાલો બ્રહ્માનંદનોરે, જમવા પધાર્યા પ્રીતમાં રે. ૫

## પદ ૧૨૨૦ મું–રાગ ગરબી.

ગઇતી ગઇતી ભરવાને નીર, સૈયરના સંગમાં રે લોલ;
રમતા દીઠા શ્યામ સુજાણ, રંગીલો રંગમાં રે લોલ. ૧

જોયું રસિયાજીનું રૂપ, અલૌકિક આજનું રે લોલ;
જાણે શરદ પુનમનો ચંદ, વદન વ્રજરાજનું રે લોલ. ૨
સનમુખ આવે ગજગતિ ચાલ, કે અંગ મરોડતા રે લોલ;
રસિયો નેણું સાથે નેણુ કે, જોરે જોડતા રે લોલ. ૩
નાખી બ્રહ્માનદને નાથ, અચાનક આંખડી રે લોલ;
મારા ચિત્તમાં લાગી ચોટ કે, ઘાયલ થઈ પડી રે લોલ. ૪

### પદ ૧૨૨૧ મું.

રુડી કેસર કેરી આડ, મનોહર ભાલમાં રે લોલ;
ચોર્યાં વ્રજનારીનાં ચિત્ત, લટકતી ચાલમાં રે લોલ. ૧
શોભે નટવરજીને સંગ, મનોહર મંડળી રે લોલ;
કરે છે જમુના તીરે ખેલ, સખા સરવે મળી રે લોલ. ૨
હેલી મારાં લોચન પામ્યાં લોભ કે, નિર્ખી નાથને રે લોલ;
કીધાં સુખડામાં ગુલતાન, ગોપીજન સાથને રે લોલ. ૩
જોતા આડી નજરે જોર કે, કાંઇક કો (?) રાખતાં રે લોલ;
શોભે બ્રહ્માનંદ કે ચોટ, નયનની નાખતાં રે લોલ. ૪

### પદ ૧૨૨૨ મું.

હેલી મારે મદીરીએ મોરાર, પધાર્યાં પ્રીત ધરી રે લોલ;
રસિયે બોલાવી ગ્રહી બાંહ્ય કે, રસની રીતથી રે લોલ. ૧
સુંદર છોગા મેલ્યા શીશ, કલંગી શોભણી રે લોલ;
પેહેર્યા ફુલડા કેરા હાર, અલૌકિક છબી બની રે લોલ. ૨
અતીશે આનંદ વાધ્યો અંગ, થઇ રંગ રેલડી રે લોલ;
આવી અલબેલાને સાથ, બંધાણી બેલડી રે લોલ. ૩
સજની આમા સામા આજ, અધર રસ પીધલા રે લોલ,
નિરખી બ્રહ્માનંદનો નાથ કે, ઉર પર લીધલા રે લોલ. ૪

### પદ ૧૨૨૩ મું.

હેલી હું તો સંધ્યા ટાણે આજ, ઉભીતી ઘર બારણે રે લોલ;
રસિયો છેલ છબીલો શ્યામ કે, જોવા કારણે રે લોલ. ૧
આવે ગાયું કેડે નાથ, અલૌકિક ગાવતા રે લોલ;
ઘેરી મોરલડીને સાદ કે, ધેન બોલાવતા રે લોલ. ૨
પેહેરી વનમાળા વ્રજરાજ, કુંડલિયા કાનમાં રે લોલ;
જોઇ મારુ મનડું પામ્યું મોહ, સલુણાના વાનમાં લોલ. ૩

જાણી મુજને આડી મીટ કે, હેતે હેરતા રે લોલ;
ચાલ્યા બ્રહ્માનંદનો નાથ, કમલ કર ફેરતા રે લોલ. ૪

## પદ ૧૨૨૪ મું-રાગ ગરબી.

માનો હઠીલા કુંવર નંદના રે, મારે માથે છે જલડાની હેલ રે. મા૦ ૧
વાલા દુરીજન દેખે છે લોકડાં રે, ઘોળ્યાં ઢાલી ચડાવશે આળ રે. મા૦ ૨
આ વાટે રોકો માં મને વિઠુલા રે, દેશે દેશે સાસુડી મુને ગાળ રે. મા૦ ૩
ભાર લાગે છે માથે ભૂધરા રે, ખોટી થઇએ છે ઘરડાનું કામ રે. મા૦ ૪
જોર જણાવો શીદ જાદવા રે, નથી લીધી વેચાતી નાખી દામ રે. મા૦ ૫
હલકાં વેણુ ન કાઢીએ રે, રહીએ સમજી પોતા કેરી રીત રે. મા૦ ૬
વનમાં રોકો છો પર વિનતા રે, તમે થાશો એમાંથી ફજીત રે. મા૦ ૭
મારગ મેલીને રહોને વેગળા રે, શીદ અમને કરો છો હેરાન રે. મા૦ ૮
બ્રહ્માનદના સ્વામી શ્યામળા રે, કેડો મેલોને આલીગારા કહાન રે. મા૦ ૯

## પદ ૧૨૨૫ મું.

મેલોને મારગ માવજી રે, મારે લાગે છે મહીડાનો ભાર રે. મે૦ ૧
વહાલા કેડે કેડે આવો શીદ કહાનજી રે, શું સમજીને રોકો છો વાટ રે. મે૦ ૨
નવરા નિશદિન નાથજી રે, આવી ઘેરો છો જમુનાનો ઘાટ રે. મે૦ ૩
અમે મહીયારા રાવલા રે, વળી રહીએ રાજા કેરે વાસ રે. મે૦ ૪
રીસ જણાવો છો આંખમાં રે, શાનું દાણુ માગો અમ પાસ રે. મે૦ ૫
આવી બાઝો માં તમે ઓઢણે રે, જાશે રાજ દરબારમાં વાત રે. મે૦ ૬
મોટાં મોટાં વેણુ ન બોલીયે રે, અમે જાણી તમારી જાત રે. મે૦ ૭
દાણુને નામે નાપું દોકડો રે, નહી પાઉ મહીડું નવટાંક રે. મે૦ ૮
બ્રહ્માનંદના સ્વામી વાટમાં રે, અમને રોકી ઉભા છો શે વાંક રે. મે૦ ૯

## પદ ૧૨૨૬ મું.

આવોને સુંદર શ્યામળા રે, વહાલા કેહેવી છે કાંઇએક વાત રે. આ૦ ૧
વહાલા વારે વારે જોઉ છુંહું વાટડી રે, વારી સેજ બીછાઈ તમ કાજ રે. આ૦ ૨
તમથી બાંધી છે પ્રીતડી રે, મેં તો મેલી સંસારીડાની લાજ રે. આ૦ ૩
ઘરના સૌ કહે છે ઘેલડી રે, મારે તમ સંગાથે લાગી તાન રે. આ૦ ૪
મળવા તમને માવજી રે, મુને કોડ ઘણા છે કહાન રે. આ૦ ૫
નેણા હરખે છે નિત્ય નિરખવા રે, હરખે આલિંગન કાજે અંગ રે. આ૦ ૬
મંદિર પધારોને મલપતા રે, વારી છેલ છબીલા નવરંગ રે. આ૦ ૭
તાપ નિવારો મારા તનના રે, વહાલા મનડાની પૂરો આવી આશ રે. આ૦ ૮
બ્રહ્માનંદની એ છે વિનતિ રે, પીયા પ્રીત કરીને રાખો પાસ રે. આ૦ ૯

### પદ ૧૨૨૭ મું.

કોડીલા કુવર કહાનજી રે, મારે તમ સગ લાગી પ્રીત રે. કો૦ ૧
વહાલા જોઇને તમને જાદવા રે, મારા શીતળ થાય છે નેણુ રે. કો૦ ૨
નટવર સુંદર નાથજી રે, તુજથી રટના લાગી છે દીન રેણુ રે. કો૦ ૩
ફૂલી ફરુ છું તારા કેફમાં રે, હું તો ભૂલી છું તનડાનું ભાન રે. કો૦ ૪
ઘેરી મુખ વાઓ છો મોરલી રે, તેણે સુણતાં થઈ છું ગુલતાન રે. કો૦ ૫
વારે વારે હેરો છો હેતમાં રે, ભીને વાને ચોરો છો મારુ ચિત્ત રે. કો૦ ૬
મનમાં વસી તારી મૂર્તિ રે, મારે પૂરણ લાગી છે પ્રીત રે. કો૦ ૭
શોભો છો ગોપીજન સાથમાં રે, હાથે લટકાં કરતા નંદલાલ રે. કો૦ ૮
બ્રહ્માનન્દ જાયે નિત્ય વારણે રે, તારુ નિરખી વદન થઈ ન્યાલ રે. કો૦ ૯

### પદ ૧૨૨૮ મું–રાગ ગરબી.

મન લીધું મોરલડીની તાનમાં રે;
હું તો મોહી છું છેલાજીની વાનમાં રે. મ૦ ટેક.
સખી આજ ગઈતી હું તો પાણીએ રે;
વહાલે મુજને બોલાવી મીઠી વાણીએ રે. મ૦ ૧
વહાલો ઉભાતા ગોવાલીડાના સાથમાં રે;
લીધી વશી મનોહર હાથમાં રે. મ૦ ૨
રુડા છોગા મેલ્યા રળીઆમણા રે;
ભાલી લીધા ભુધરજીના ભામણાં રે. મ૦ ૩
મારી લગની લાગી છે નંદલાલમાં રે;
બ્રહ્માનન્દને વહાલેજી જોયું વહાલમાં રે. મ૦ ૪

### પદ ૧૨૨૯ મું.

ઓરા આવોને નાગર નંદના રે;
આવી વાળોને ઓઘ આનદના રે. ઓ૦ ટેક.
વહાલા હુંસ ઘણી છે મારા મનમાં રે;
તમ આવે ટાઢું થાય તનમાં રે. ઓ૦ ૧
વહાલા એકલાં તે કેમ કરી રીજીએ રે;
કહાના આવોને ગોઠડી કીજીએ રે. ઓ૦ ૨
તમ સાથે બધાણી પ્રીત ઘાટડી રે;
મારે ઉઘડી હૈડા કેરી હાટડી રે. ઓ૦ ૩
બ્રહ્માનદના તે શ્યામ સુજાણ છો રે;
પ્યારા પરમ સ્નેહી મારા પ્રાણ છો રે. ઓ૦ ૪

### પદ ૧૨૩૦ મું.

મન માની મોહન તારી મૂરતિ રે;
એક નિમિષ ન મેલું ઉરતી રે. મ૦ ટેક.
મુને નેહડો જણાણો તારા નેણમાં રે;
રઢ લાગી ન ભૂલું દીન રેણમાં રે. મ૦ ૧
જોયુ રૂપ તારુ રળીઆમણું રે;
બીજું સરવે થયું અળખામણું રે. મ૦ ૨
હું તો ગરક થઈ તારા ગીતમાં રે;
ચડ્યો કેફ અલોકીક ચિત્તમાં રે. મ૦ ૩
પીયા પ્રેમેથી સેજડી પધારજો રે;
બ્રહ્માનદને ઘડી મા વિસારજો રે. મ૦ ૪

### પદ ૧૨૩૧ મું.

વહાલી લાગે વહાલા તારી વાતડી રે;
છેલા મળીયે ઠરે મારી છાતડી રે. વા૦ ટેક.
રગભીના રગાણી તારા રંગમાં રે;
અતી આનંદ થયો છે મારા અગમાં રે. વા૦ ૧
હું તો જીવું મોહન તૂને જોઇને રે;
વળી રાખું આંખડલીમાં પ્રોઈને રે. વા૦ ૨
કહાના નેણુંમાં કામણ કીધલાં રે;
રુડા લટકાં કરી મન લીધલાં રે. વા૦ ૩
વારી એકાંતે રંગભર આવજો રે;
બ્રહ્માનન્દને હસીને બોલાવજો રે. વા૦ ૪

### પદ ૧૨૩૨ મું.

ઘેલી કીધી ગોવિંદે ગારડી રે;
મન લેતાં ન લાગી વારડી રે. ઘે૦ ટેક.
એની આજ અસૂરી પાણીડે ગઈ રે;
રંગ ભીનો દેખી મોહીને રઈ રે. ઘે૦ ૧
લાગી ચોટ નયન કેરા બાણની રે;
હરી લીધી હિંમત મારા પ્રાણની રે. ઘે૦ ૨
છેલે લટકાં કરીને ચિત્ત ચોરીયું રે;
લાગો ઘાવ કાળજ મારુ કોરીયું રે. ઘે૦ ૩

બ્રહ્માનન્દ કે સુધ બુધ લીધલી રે;
મુને કહાનુડે રસબસ કીધલી રે. ઘે૦ ૪

### પદ ૧૨૩૩ મું.

જશોદા મારે મંદિર મેલો કહાનને રે;
જાણે દીધું જીવત કેરા દાનને રે. જ૦ ટેક.
મારે મહીડું વલોવું દોવી ગાવડી રે;
મોહન મેલો જશોદા માવડી રે. જ૦ ૧
સામા સામું તે નેતરુ તાણુશું રે,
સરવે પાડ તમારો જાણુશું રે. જ૦ ૨
ઝાઝું મહી ને માંખણીયું જમાડશું રે;
રુડી રીતે વાલમને રમાડશું રે. જ૦ ૩
રાજી થાશે તો રાખશું રાતડી રે;
બ્રહ્માનન્દના વહાલાથી કરશું વાતડી રે જ૦ ૪

### પદ ૧૨૩૪ મું.

વારી વેહેતા રોકો માં આવી વાટમાં રે;
મારે મહીડું ભર્યુ છે જો જો માટમાં રે. વા૦ ટેક.
કહાના આવા તે ફેલ ન કીજીએ રે;
પ્રીતે રીતે માંગી મહી પીજીએ રે. વા૦ ૧
અમે જોર તમારુ જાણીયે રે;
શીદ બોલો છો વઢવાની વાણીયે રે. વા૦ ૨
હેડો વનમાં પગેરાં ખોલતા રે;
જો જો મસ્ત થઇને મહી ઢોળતા રે. વા૦ ૩
કહાના લોક લજ્યા ઉર ધારીયે રે;
બ્રહ્માનન્દના વહાલા તમને વારીયે રે. વા૦ ૪

### પદ ૧૨૩૫ મું.

કહાના જાવા દ્યો મારે ઘર કામ છે રે;
મારે માથે તે મહીડાનું ઠામ છે રે. ક૦ ટેક.
દીને રાત આ વાટે અમે ચાલીએ રે;
દહાડી દહાડી તે દાણુ કયાંથી આલીએ રે. ક૦ ૧
વહાલા ભુંડું તે મુખથી નવ ભાંખીએ રે;
કાંઇક રીત માણુસ કેરી રાખીએ રે. ક૦ ૨

કોઇક દેખી ભરમ મન ધારશે રે;
મુને સાસુડી મેહેણાં મારશે રે. ૪૦ ૩
તમો જવાનીના તોરમાં રે;
બ્રહ્માનન્દના વહાલા બોલો જોરમાં રે. ૪૦ ૪

પદ ૧૨૩૬ મું–રાગ ગરબી.

મેલો મેલો મારગડો રે માવા, જેલ કરો માં દીયો મુને જાવા. ૧
માથે લાગે છે મહીડાનો ભાર, કર જોડી કહું છું નંદકુમાર. ૨
કહ્યું માનો નન્દજીના રે લાલા, ઠામડું ભાંગશે બાઝો માં ઠાલા. ૩
લેવા દેવા વિના મ કરો લડાઇ, ખુંચી મારું મહી નહિ શકો ખાઈ. ૪
કેડો મેલી તમે રહોને રે કોરે, મોહનજી મહી નહિ જડે જોરે. ૫
બ્રહ્માનદ કહે નહિ શકો ઢોળી, મુંઘી છે મારી મહીડાની ગોળી. ૬

પદ ૧૨૩૭ મું.

મોહનજી શું જાણો છો મનમાં, પર નારીને રોકો છો વનમાં. ૧
વાત એ તો દરબારમાં ચડશે, એમાંથી તમને ઓલભો જડશે. ૨
જો જો વિચારીને મોરથી કહું છું, રાજાના હું રાજમાં રહું છું. ૩
વાટમાં આવીને બાઝો માં વહાલા, કોઇક દેખશે થાઓ માં કાલા. ૪
ગરવ ભર્યા ગાયડનાં રે ગાંડા, અલવ કરંતા આવો છો આડા. ૫
બ્રહ્માનન્દના નાથ હું વારુ, ચાવું થાશે આ ચરિત્ર તમારુ. ૬

પદ ૧૨૩૮ મું.

રો રો હું તમને ઓળખુ કહાના, છપી રો છો તમે કંસ થકી છાના. ૧
જાણું તમારી નાત ને જાત, મોટી મોટી નવ કીજીએ વાત. ૨
ગોકુળ આવીને ચારો છો ગાયું, શું જાણી બોલો છો લાડકવાયું. ૩
જોતા નથી કાંઇ ટાણુ કટાણું, ધોળે દહાડે આવી કરો છો ધેંગાણું. ૪
રીઝે બૂઝે સરવે કારજ થાશે, જોર કર્યામાં વાત ચોવટે જાશે. ૫
બ્રહ્માનંદ કહે મેલો પાલવ મારો, છાના માના જઇ ગાવડી ચારો. ૬

પદ ૧૨૩૯ મું.

મથુરામાં મહી વેચવા જાયે, દહાડી દહાડી ખોટી કેમ કરી થાયે. ૧
નવરા તમે એજ કામ તમારે, મહીયારી રોકવી સાંજ સવારે. ૨
એમ કર્યા* તો ટાંક નવ આલું, શ્યાને કાજે એવું બોલો છો કાલું. ૩
વાટમાં આવીને રોકો માં વેહેતાં, વાર ઘણી થાય છે મુને સેહેતાં. ૪

* "એમ કરે તો" પાઠાન્તર છે.

વુઢા જાઓ તમે પાધરા વાટે, મોહન બાઝો માં મહીનેરે માટે ૫
બ્રહ્માનન્દ કહે સમજાવુ છું વાતે, મહીડું પાછું ઘરે આવજો રાતે. ૬

પદ ૧૨૪૦ મું-રાગ ગરબી.

માથે લાગે છે મહીડાનો ભાર રે, કાના જાવા દ્યો મારે ઘેરે કામ છે રે. ટેક.
ઘરના માણુસ કોઈ ઘર નથી, મુને થઈ છે તે ઝાઝી વાર રે. કા૦ ૧
મનમાં તમે શું સમજીને મોહન, વનમાં રોકો છો પરનાર રે. કા૦ ૨
ફેલ કરતા જો જો બેડલું રે ફોડતા, તોડતા તે નવસર હાર રે. કા૦ ૩
બ્રહ્માનન્દના વહાલા છેલ છબીલા, કહ્યું માનો નંદકુમાર રે. કા૦ ૪

પદ ૧૨૪૧ મું.

આવી બાઝોમાં જમુનાને તીર રે, શ્યામ મારગ મેલીને રોને વેગળા રે. ટેક.
ઘરના તે કામ તમે કરવા દેતા નથી, ભરવા દેતા નથી નીર રે. શ્યા૦ ૧
મહીડુ વલોતાં આવી માટ ફોડો છો, વળી દોતાં ઢોળો છો આવી ખીર રે. શ્યા૦ ૨
વેતાં રોકો છો તમે છેલાજી વાટમાં, ફાડો છો નવરંગ ચીર રે. શ્યા૦ ૩
બ્રહ્માનંદના વાલા મ કરો બડાઇ, અમે જાણ્યું તમે જાતના આહીર રે. શ્યા૦ ૪

પદ ૧૨૪૨ મું.

વુઢો જાય છે સૈયરનો સંગ રે લાલ, કહ્યું માનોને તમે કહાનજી રે. ટેક.
નારી પરાઇ તમે સેહેલી જાણો માં, આવાં ચુંદડી તાણો માં નવરગ રે. લા૦ ૧
આડા આવો છો તમે ગાંડા ગાયડના, પેહેરી આભુષણ અંગ રે. લા૦ ૨
નેણુ વેણુમાં રીતી બીજી દેખાય છે, નથી જણાતો એકો ઢગ રે. લા૦ ૩
બ્રહ્માનદના વહાલા જો જો વિચારી, જોર કર્યે થાશે રગ ભગ રે. લા૦ ૪

પદ ૧૨૪૩ મું.

તમને કહું છું માણુસ કેરી રીત રે આજ, વહાલા રોકો માં મુને વાટમાં રે. ટેક.
હુયા* જોરે તે આવી હાથ નાખો માં તમે, થાશો તે લોકમાં ફજેત રે. આ૦ ૧
લજ્યા મેલીને કોઇનું નામ ન લીજીએ, આવી નવ કીજીએ અનીત રે. આ૦ ૨
મુને એકલી જોઇ વનમાં મોહનજી, ચાળા કરે તમારુ ચિત્ત રે. આ૦ ૩
બ્રહ્માનન્દ કહે કેમ થાશે જોરાયે, પર નારી સગાતે પ્રીત રે. આ૦ ૪

પદ ૧૨૪૪ મું-રાગ ગરબી.

આવોને ઓરા છેલ છબીલા મારી શેરીએ.
આવોને ઓરા હેત કરીને સામું હેરીએ. ૧
આવોને ઓરા લાવો મળ્યાનો આપણુ લીજીએ,
આવોને ઓરા કહાના એકાંતે વાતુ કીજીએ ૨

* અહિઆ

આવોને ઓરા ખાંત કરીને આપણ ખેલીએ;
આવોને ઓરા માથે કલંગી સુંદર મેલીએ. ૩
આવોને ઓરા પુલે બીછાવી મે તો સેજડી;
આવોને ઓરા હાથ જોડીને આગે છું ખડી. ૪
આવોને ઓરા મનડાં મળ્યાં તે નથી છૂટતાં;
આવોને ઓરા દૂરિજન દેખીને છોને કૂટતાં. ૫
આવોને ઓરા પ્રગટ થયા અમારે કારણે;
આવોને ઓરા બ્રહ્માનન્દ જાયે તમારે વારણે. ૬

## પદ ૧૨૪૫ મું.

પધારો નાથ વાટ જોઇને ઉભી કયારની,
પધારો નાથ શંકા તજી મે સંસારની. ૧
પધારો નાથ મંદિર અમારે રંગ માણીએ;
પધારો નાથ અવગુણ અમારા ચિત્ત નાણીએ. ૨
પધારો નાથ તમને વધાવું મોતીડે કરી;
પધારો નાથ પ્યારા રાખીશ હૈયા ઉપરી. ૩
પધારો નાથ માથા સાટે વરી છું રાજને;
પધારો નાથ મેલી લોકડીઆંની લાજને. ૪
પધારો નાથ ચિત્તડુ મોહ્યુ તમારી ચાલમાં;
પધારો નાથ ભુધર લખ્યા છો મારા ભાલમાં. ૫
પધારો નાથ છેલ છબીલા કુંવર નદના;
પધારો નાથ વહાલા રસીલા બ્રહ્માનંદના. ૬

## પદ ૧૨૪૬ મું.

છબીલા છેલ દૂર ફરો છો શીદ ડોલતા;
છબીલા છેલ અમથી શા માટે નથી બોલતા. ૧
છબીલા છેલ અમને તમારો એક આસરો;
છબીલા છેલ મનમાં ન ગોઠે પીયર સાસરો. ૨
છબીલા છેલ વાલપ લાગી તમારા વેણુમાં;
છબીલા છેલ આવોને રાખશું જો નેણુમાં. ૩
છબીલા છેલ મુજને લાગી તમારી આંખડી;
છબીલા છેલ પ્યારા પધારો પેરી ચાંખડી. ૪
છબીલા છેલ ભાવ કરીને આવો ભેટવા;
છબીલા છેલ મનડાની દાઝ સરવે મેટવા. ૫

છબીલા છેલ આળસ મેલી હવે આવીએ;
છબીલા છેલ બ્રહ્માનન્દને હસી બોલાવીએ. ૬

પદ ૧૨૪૭ મું.

રંગીલા કહાન અરજી અમારી એક જેલીએ;
રંગીલા કહાન મનની આંટી તે હવે મેલીએ. ૧
રંગીલા કહાન રહોને આવીને અહીં રાતડી;
રંગીલા કહાન વાલપની કરીએ જો વાતડી. ૨
રંગીલા કહાન ઝાઝું તમને શું કહી દાખીએ;
રંગીલા કહાન રાંકુથી રીસ નવ રાખીએ. ૩
રંગીલા કહાન છેટે રહેવું તે વારી નવ ઘટે;
રંગીલા કહાન મળ્યા વીના તે પીડા નવ મટે. ૪
રંગીલા કહાન પ્રીત કરીને અમને પરહર્યા;
રંગીલા કહાન કુબ્જાનાં ઘર તે પોતાના કર્યાં. ૫
રંગીલા કહાન બ્રહ્માનન્દની તે અરજી સાંભળો;
રંગીલા કહાન આવીને એકાંતે મુજને મળો. ૬

પદ ૧૨૪૮ મું–રાગ ગરબી.

પ્રીતમજી વેલા પધારો રે, વાટ જુએ છે વ્રજનારી;
તનડાના તાપ નીવારો રે, વાટ જુએ છે વ્રજનારી. ટેક.
તમ વીના વ્રજ સુનું લાગે રે, વાટ૦ ભુધર દેખી દુઃખ ભાગે રે. વાટ૦ ૧
આવો સુંદર શ્યામ સોહાગી રે, વાટ૦ શું બેઠા થઈ ત્યાગી રે. વાટ૦ ૨
આળસ મેલીને આવો રે, વાટ૦ શું છેટે રઈ લલચાવો રે. વાટ૦ ૩
જીવન તમે મથુરા જઈને રે, વાટ૦ રયા નાથ નમેરા થઈને રે. વાટ૦ ૪
આવો અરજી અંતર ધારી રે, વાટ૦ જાયે બ્રહ્માનંદ બલિહારી રે. વાટ૦ ૫

પદ ૧૨૪૯ મું.

મોહન મથુરાના વાસી રે, વ્રજમાં આવો વહાલમજી;
હવે મેલો કુબ્જા દાસી રે, વ્રજમાં આવો વહાલમજી. ટેક.
તમે પેલી પ્રીતિ કીધી રે, વ્ર૦ વાલા વળતી ખબર ન લીધી રે. વ્ર૦ ૧
તન પરસી ચિંતા ટાળો રે, વ્ર૦ ભુધરજી સામું ભાળો રે. વ્ર૦ ૨
વહાલા છૈયે દાસ તમારા રે, વ્ર૦ આવી પૂરો કોડ અમારા રે. વ્ર૦ ૩
વારી ગુણવતા ગીરધારી રે, વ્ર૦ આવો અવગુણીયા વિસારી રે. વ્ર૦ ૪
બ્રહ્માનંદની અરજી સુણીને રે, વ્ર૦ કાંઇ કુબ્જા પાસ ભણીને રે. વ્ર૦ ૫

### પદ ૧૨૫૦ મું.

મથુરાના વાસી આવા રે, પ્રીતમ આવો પાતળીયા;
અમે નોતા જાણ્યા આવા રે, પ્રીતમ આવો પાતળીયા. ટેક.
બળવંત કુબ્જાના બેલી રે. પ્રી૦ મોહનજી આળસ મેલી રે. પ્રી૦ ૧
તમ સાથે પ્રીતી બાંધી રે. પ્રી૦ વ્રહડાંની વેલી વાધી રે. પ્રી૦ ૨
એકલડાં કેમ કરી રહીએ રે. પ્રી૦ દુઃખ કેને આગે કહીએ રે. પ્રી૦ ૩
અંતરગતની જાણો છો રે. પ્રી૦ છેટે રહી ચિત્ત તાણો છો રે. પ્રી૦ ૪
બ્રહ્માનંદ કહે જુગલ થઈને રે. પ્રી૦ કુબ્જાને સંગ લૈને રે. પ્રી૦ ૫

### પદ ૧૨૫૧ મું.

નિરમોહિડા શ્યામ હમારા રે, ભુધર કેણે ભરમાવ્યા,
ડોલરીયા નંદદુલારા રે, ભુધર કેણે ભરમાવ્યા. ટેક.
કેના તમે કારજ સાર્યા રે. ભુ૦ વ્રજવાસીને વીસાર્યા રે. ભુ૦ ૧
કુબ્જામાં મન લોભાણું રે. ભુ૦ હવે ઠીક જડ્યું ઠેકાણું રે. ભુ૦ ૨
વહાલા સરખે સરખું મળીયું રે. ભુ૦ શીદ ચિત્ત ચડે ગોકળીયું રે. ભુ૦ ૩
નટવરજી ભૂરકી નાખી રે. ભુ૦ મંદિરમાં લીધા રાખી રે. ભુ૦ ૪
બ્રહ્માનંદના નાથ પધારો રે. ભુ૦ જાણીશું પાડ તમારો રે. ભુ૦ ૫

### પદ ૧૨૫૨ મું-રાગ ગરબી.

પ્રીતમ પધારો રે, ઘેર મારે ગિરિધારી. પ્રી૦ ટેક.
પ્રાણ થકી પ્યારા કરી રાખું, નિમખ રહું નહિ ન્યારી. પ્રી૦ ૧
તમ કારણ શ્યામળીયા રે વહાલા, ફુલડે સેજ સમારી. પ્રી૦ ૨
મન કર્મ વચને હું તમને વરી છું, સગુ કુટુંબ વિસારી. પ્રી૦ ૩
મળવાની નિત્ય મને મોહન, અન્તર આશા ભારી. પ્રી૦ ૪
બ્રહ્માનન્દના વહાલા તમ ઉપર, સરવસ નાખું વારી. પ્રી૦ ૫

### પદ ૧૨૫૩ મું.

મારે ઘેર આવો રે, મોહન મુગટ ધરીને. મા૦ ટેક.
જે જોઇએ તે આણી આણી આલું, રાખુ જતન કરીને. મા૦ ૧
નંદકુંવર તમને નિત્ય નિરખી, રહે છે નયણ ઠરીને. મા૦ ૨
મંદિરમાં રાખું મનમોહન, જાવા ન દેઉં ફરીને. મા૦ ૩
અવર પુરુષની આશ તજીને, રહી છું તમને વરીને. મા૦ ૪
બ્રહ્માનન્દના વહાલા વધાવું, મોતીડે થાલ ભરીને. મા૦ ૫

### પદ ૧૨૫૪ મું.

મારે ઘેર આવો રે, મોહન મોરલી વાતા. મા૦ ટેક.
ફુલડાંના ગજરા પેહેરીને, ગીત મધુરાં ગાતા. મા૦ ૧
પ્રાણજીવન નટવર પાતળીઆ, રસીયા રંગના રાતા. મા૦ ૨
હેત સહિત મુખ મંદ હસીને, પ્રેમ અમૃત રસ પાતા. મા૦ ૩
વ્રહુવંતી વ્રજની નારીને, જોઇ સામું જીવાતા. મા૦ ૪
બ્રહ્માનન્દના વહાલાજી જો જો, વીચમાં ક્યાંઈક લોભાતા. મા૦ ૫

### પદ ૧૨૫૫ મું.

મારે ઘરે આવો રે, મનમોહન વનમાળી. મા૦ ટેક.
સજ કીધી તમ સારુ વહાલા, સેજડલી રૂપાળી. મા૦ ૧
મનમાં હરખ થાય અતિ મારે, ભુધર લટકાં ભાળી. મા૦ ૨
ઘરડાનો ધંધો મેલીને, બેઠી છું પંથ નિહાળી. મા૦ ૩
જગ કેરી શંકા જગજીવન, તમ સારુ મે ટાળી. મા૦ ૪
બ્રહ્માનન્દના વહાલા હસાવો, વાત કરો મરમાળી. મા૦ ૫

### પદ ૧૨૫૬ મું–રાગ ગરબી.

મારે સગપણ નટવરજી સંગે, હું તો રિઝુ નહિ જો બીજે રંગે રે. મા૦ ૧
હવે જગથી મન મારુ હટક્યું, આવી શ્યામ સુંદર સાથે અટક્યું રે. મા૦ ૨
મે તો નિરખ્યા નટવર નાનડીયો, મુને તે દહાડાથી રંગડો ચડીયો રે. મા૦ ૩
ખોટા જગની શંકા શીદ આણું, મારુ ચિત્તડું પ્રીતમજીમાં પ્રોવાણું રે. મા૦ ૪
બ્રહ્માનંદ કહે વરીયા મોરારી, મેં તો જગ લજ્યા જગમાં ડારી રે. મા૦ ૫

### પદ ૧૨૫૭ મું.

વહાલા આવોને કરીએ વાતડલી, તમને જોઈને ઠરે છે મારી છાતડલી રે. વા૦ ૧
અણીઆળી રે તારી આંખડલી, જાણે લાલ કમલ કેરી પાંખડલી રે. વા૦ ૨
રુડાં લાગે છે કાનોમાં મોતી, તારી નાસા દીપતણી જ્યોતી રે. વા૦ ૩
મુખ જોઇને દુઃખ મારુ ટળીયું, તારા દાંત દાડમ કેરી કળીયું રે. વા૦ ૪
બ્રહ્માનંદ કહે રીઝી છું જોઈને, હવે દેખું નહીં જો બીજા કોઇને રે. વા૦ ૫

### પદ ૧૨૫૮ મું.

મોહનને જોવા દે માડી, મુને લાગલ રંગડાની રાડી રે. મો૦ ૧
મારી એમાંરે લોભાણી આંખી, મુને ભુરકી તે કોઇ પેરની નાખી રે. મો૦ ૨
મોહનમાં વેધાણું મનડું, મારું પરવશ થઈ ગયું છે તનડું રે. મો૦ ૩
મુને જાવા દે કહાનુડા સાથે, મારું હૈડું છે જો એને હાથે રે. મો૦ ૪
બ્રહ્માનન્દ કહે નથી રેહેવાતું, છોને એ સારુ તે માથુ જાતું રે. મો૦ ૫

### પદ ૧૨૫૯ મું.

માડી જાવા દે કાનુડાને કેડે, એના મોહી છું મોલીડાને છેડે રે. મા૦ ૧
જે દહાડેથી થઈ મુંને ઝાંખડલી, લીધી અવર પુરુષની આખડલી રે. મા૦ ૨
નથી ગમતું ધન ને ધામડલું, મારે હાથ ન લાગે ઘર કામડલું રે. મા૦ ૩
સંસારથી મન મારુ ફરીયું, એનું રૂપડલું તે હૃદયામાં ધરીયું રે. મા૦ ૪
બ્રહ્માનંદ કહે કોઇથી નથી ડરતી, એને વાંસે વાંસે તે હીંડું ફરતી રે. મા૦ ૫

### પદ ૧૨૬૦ મું.

ઓરા આવોને ગુણીયલ ગિરિધારી, તારા મુખડા ઉપર જાઉં વારી રે. ઓ૦ ૧
વાલી લાગે છે મુખડાની વાણી, તારા છોગલીયામાં હું તો લોભાણી રે. ઓ૦ ૨
તમ સાથે રે મારે પ્રીત જડી, વણુ દીઠે થાય છે જુગતુલ્ય ઘડી રે. ઓ૦ ૩
હું તો બેઠી છું જગ લજ્યા ખોઇને, બીજું જોવું નથી તમને જોઇને રે. ઓ૦ ૪
બ્રહ્માનન્દના વહાલાજી લેરી, તમ સારુ તે જગ કીધો વેરી રે. ઓ૦ ૫

### પદ ૧૨૬૧ મું–રાગ ગરબી.

અલબેલાજી પ્રાણુ આધાર રે, તમપર વારી રે;
તારે નેણે તે નંદકુમાર રે, મોહી વ્રજનારી રે. ૧
છોગાવાલા મનોહર છેલ રે, નંદજીના લાલા રે;
ગુણવંતા આવીશ તારી ગેલ રે, વ્રજપતી વહાલા રે. ૨
મીઠાં બોલા રંગીલા માવ રે, લાગ્યો છે નેડો રે;
નહી મેલું હું નટવર નાવ રે, કહાન તારો કેડો રે. ૩
છબી જોઇને અલોકીક શ્યામ રે, મોહ્યું મન મારુ રે;
બ્રહ્મમુનિ કહે ધન તન ધામ, તારા નામપર વારુ રે. ૪

### પદ ૧૨૬૨ મું.

મારા જનમ સંગાથી જદુરાય રે, ગિરિવરધારી રે;
તારી મૂર્તિ વસી છે મનમાંય રે, ન મેલું ઘડી ન્યારી રે. ૧
તમ સાથે રંગીલા નાથ રે, બાંધી છે બેલી રે;
મારો હેતે ઝાલ્યો છે તમે હાથ રે, મ દેશો મેલી રે. ૨
મારા પ્રીતમ જીવન પ્રાણુ રે, જીવું છું જોઇને રે;
તમસંગે કરી છે ઓળખાણુ રે, લોકલજ્યા ખોઇને રે. ૩
રસીયાજી મારે ઘેર રાત રે, આવીને રોને રે;
બ્રહ્મમુનિ કહે દીલડાંની વાત રે, એકાંત આવી કોને રે. ૪

### પદ ૧૨૬૩ મું.

આજ ગઈતી કાલિંદીને તીર રે, ભરવાને પાણી રે;
મે તો જોયા ત્યાં બળભદ્ર વીર રે, મોહન દાણી રે. ૧
શોભે ફુલડાનો તોરો એને શીશ રે, કસુંબલ ફેંટો રે;
ઉભો ડોલરીઓ જુગદીશ રે, રંગીલો ઓઢી રેંટો રે. ૨
કર્યું તીલક કેશર કેરુ ભાલ રે, ફુલડાની માળા રે;
વહાલો ચાલે છે હંસ કેરી ચાલ રે, લાગે છે રૂપાળા રે. ૩
ખેલે સરવે ગોવાળાને સાથ રે, આનંદી અલબેલો રે;
જોયા બ્રહ્મમુનિનો નાથ રે, રગડાનો રેલો રે. ૪

### પદ ૧૨૬૪ મું.

તારી નવલ છબી નંદલાલ રે, પ્રીતમ પ્યારા રે;
હું તો નિરખીને થઇ છું નિહાલ રે, જીવન મારા રે. ૧
મુખ બોલો મનોહર વેણુ રે, અતિ સુખકારી રે;
મારી લગની લાગી છે દીન રેણુ રે, કુંજવિહારી રે. ૨
શોભે સોનેરી શીરપાવ રે, કાનમાં મોતી રે;
મારા રસીયા માણીગર માવ રે, હું નીત જોતી રે. ૩
મારા હૈડામાં નાથ હમ્મેશ રે, દરશન દેજો રે;
બ્રહ્મમુનિ કહે નટવર વેશ રે, આંખડલીમાં રેજો રે. ૪

### પદ ૧૨૬૫ મું–રાગ મેવાડી.

શોભે નવલ બંનો ઘનશ્યામ, ગૌર અલબેલડી;
જાણે તરુરે તમાલની જોડ, કનક કેરી વેલડી. ૧
ઓપે પીયાજીને સુંદર પાઘ, બનીને ઓઢણી;
વર કન્યાની નૌતમ જોડ, અધીક શોભા બણી. ૨
રાજે કૃષ્ણ વદન રવી તેજ, કમલ મુખ સુંદરી;
ઉભા અરસપરસ લોભાય, નયન પ્રેમે ભરી. ૩
જોવા આવ્યા સુર નર નાગ, મગલ ધુનિ ઉચ્ચરે;
બ્રહ્મમુનિ કહે કોટીક કામ, વારુ બેઉ ઉપરે. ૪

### પદ ૧૨૬૬ મું.

માથે મોતીડાંનો મોડ, કલંગી કેવડા;
બાંધ્યા નૌતમ બાજુબંધ, કનક કેરાં કડાં. ૧
કર રાજત વીંટી વેઢ, અંગુઠી ઉછીઆ;
નંગ હીરા લાલ જડાવ, પ્રીતમજીને પુછીઆ. ૨

મહા રતન તણી વરમાલ, સુંદર ગળે શોભતી;
નિરખે રાધા નંદકુમાર, રસીક ચિત્ત લોભતી. ૩
પેહેર્યો પ્રેમે પ્રાણઆધાર કે, જામો જરકસી;
એ છબી બ્રહ્મ મુનિને ઉર વીચ, અખંડ આવી વસી. ૪

પદ ૧૨૬૭ મું.

થયા અરધ માંડવે દેવ, અરધ થયા જાનૈયા;
ગાવે અરસપરસ અતી પ્રીત, ગીત મન માનૈયાં. ૧
ઉડે અંતર અબીર ગુલાલ, રમે આનંદમાં;
શોભે જ્યું તારા બીચ ચંદ, શ્યામ સુરવૃન્દમાં. ૨
આવી રંભા આદીક અનંત, અપસરા ગાવવા;
લાવે સુંદર નૌતમ તાન, કહાન રીઝાવવા. ૩
વાજે વાજાં બહુત પ્રકાર, અધિક ઉત્સાહમાં;
બ્રહ્મમુનિ કહે જામ્યો રંગ, નવલ વિવાહમાં. ૪

પદ ૧૨૬૮ મું.

સૂત ગાંધર્વ ચારણ સિદ્ધ, ઉમંગ કરી આવીયા;
દીધા માણક મોતી મોજ, પરમ સુખ પાવીયા. ૧
બ્રખુભાણ સુતા નંદલાલ, પરણીયાં પ્રીતમાં;
થયો વનમાંહી વિવાહ, અલોકીક રીતમાં. ૨
આવ્યા વ્રજમાંહી વ્રજરાજ, સર્વ મન ભાવતા;
માથે વ્યોમ ઘટા વિમાન, અનંત સુર ગાવતા. ૩
ગયા દેવ કરી પરણામ, અજબ રસ જોઈને;
એની બ્રહ્મમુનિને ખબર, બીજા નહીં કોઇને. ૪

પદ ૧૨૬૯ મું–રાગ ગરબી.

તારા નેણાં કામણગારાં રે, કામણગારાજી;
તેણે હરીઆં મનડા અમારા રે, પ્રીતમ પ્યારાજી;
જાદુગારી રે અલવીલા તારી આંખી, તમે નટવર મુજપર નાંખી રે. કા૦ ૧
સામું જોતાં રે સુધ ભૂલી ગઇ છું, વહાલા અંતર ઘાયલ થઇ છું રે. કા૦ ૨
નાથ રંગીલા તારે નવલ નજારે, વહાલા મોહ બંધાણો દીલમાં રે. કા૦ ૩
બ્રહ્માનંદ કહે મોહી છું હું વહાલા, તારા લોચનીયામાં નંદલાલા રે. કા૦ ૪

પદ ૧૨૭૦ મું.

તારા છોગલીયામાં લલચાણી રે, છેલા છોગાળા;
હું તો ભરવું ભૂલી ગઇ પાણી રે, કાનુડા કાળા.

આજ આવીતી હું તો જમુનાને આરે, કીધી ઘાયલ છોગલીયે તારેરે. છો૦ ૧
છેલછબીલા તારુ છોગલુંરે ભાળી, મે તો શકા જગની ટાળીરે. છો૦ ૨
છોગલીયું રે તારુ રંગડાનું ભરીયું, વહાલા જોતાં તનડુ વીસરીયું રે. છો૦ ૩
છોગલીયાંની છબી નૌતમ સારી, જાયે બ્રહ્માનંદ બલિહારી રે. છો૦ ૪

પદ ૧૨૭૧ મું.

મારા નવલ સનેહિડા નાવરે, ઓરા આવોને;
મારે ભેટ્યાનો છે અતિ ભાવરે, કઠ લગાવોને.

સુંદર બાંધો શીર પાઘ સોનેરી, આવી લટકાં કરોને રંગ લેરી રે. ઓ૦ ૧
પુલતણા રે છોગા મેલોને ફરતાં, દેખી દુર્જન છોને દાઝી મરતાં રે. ઓ૦ ૨
મનમાં વસી મારે મૂર્તિ તારી, વારી બંકા નવલ વિહારી રે. ઓ૦ ૩
બ્રહ્માનંદના શ્યામ સોહાગી, વહાલા રૂપ તારે અનુરાગી રે. ઓ૦ ૪

પદ ૧૨૭૨ મું.

તારુ રૂપ જોઇને હું તો રીઝી રે, રૂપાળા રસીયા;
મુને વાત ગમે નહી બીજી રે, અતરમાં વસીયા.

ચાલ રંગીલી મન પ્રાણુ હરે છે, મારા નિરખીને નેણાં ઠરે છે રે. રૂ૦ ૧
ભાલ તીલક મુખની છબી ભારી, તારા મોલીડાપર વારી રે. રૂ૦ ૨
કાજુ બાજુ રે શોભા કુંડલ કેરી, મીઠી મોરલી વજાડો છો ગેરી રે. રૂ૦ ૩
બ્રહ્માનદ કહે શું કહી દાખું, મારી આંખડલીમાં નિત રાખું રે. રૂ૦ ૪

પદ ૧૨૭૩ મું.

હું તો ગઇતી જમુના પાણી રે, દીઠો ડોલરીયો;
ખેલે જળમાં મોહન દાણી રે, રંગડાનો ભરીયો.

ગરવ ભરી વહે જમુના ગેરી, માંઈ ઉઠે છે સુંદર લેરી રે. દી૦ ૧
અલવ કરંતો વહાલો નીર ઉછાળે, હેતે ભાવ કરીને સામું ભાળે રે. દી૦ ૨
ગોવાલાને મનડેરે ગમતા, વહાલો રંગડો ઢાળે છે જલ રમતા રે. દી૦ ૩
બ્રહ્માનંદનો વહાલો શોભે, એના લટકાંમાં મન મારું લોભે રે. દી૦ ૪

પદ ૧૨૭૪ મું.

ખેલે જમુનામાં નંદદુલારો રે, મોહન વનમાળી;
આ જન્મ સુફલ થયો મારો રે, ભુધરને ભાળી.

મેઘ ઝરે શીર ધીરે ધીરે, રૂડા લાગે છે ગૌર શરીરે રે. મો૦ ૧
રાગ આલાપે પ્યારો અતિ ઉછરંગે, ગાવે કહાન ગોવાલીડા સંગે રે. મો૦ ૨
બળવત વહે જળ જમુનાનું ઓહોળું, છેલો ઉડાડે છે અતિ છોળું રે. મો૦ ૩
બ્રહ્માનન્દનો નાથ વિહારી, જોઇને ગરક થઈ વ્રજનારી રે. મો૦ ૪

### પદ ૧૨૭૫ મું.

રૂડા લાગો છો નટવર નાતા રે, પ્રીતમજી પ્યારા;
ગેરે રાગે મધુર સુર ગાતા રે, શોભો છો સારા.
ચલકે છે સુંદર જલમાંહી છાતી, જોતાં આંખડલી નથી ધ્રાતી રે. પ્રી૦ ૧
ક્રોડે ક્રોડે રે કર લટકાં કરો છો, તેણે હૈડાની ધીરજ હરો છો રે. પ્રી૦ ૨
જલ ક્રીડા મોહન તારી જોઈને, રેહે છે ઇંદ્રાદિક સુર મોહીને રે. પ્રી૦ ૩
બ્રહ્માનન્દના નાથ વિહારી, તારી આ છબી અંતર ધારી રે. પ્રી૦ ૪

### પદ ૧૨૭૬ મું.

સખી ધન ધન જમુનાનાં વારી રે, ખેલે ખાંતીલો;
વહાલો નૌતમ લીલા ધારી રે, રસીયો રંગીલો.
જમુનાનો જશ મોટા મુનિવર ગાવે, એના મહિમાનો પાર ન આવે રે. ખે૦ ૧
ડોલરીયો રે એમાં રંગભર ડોલે, બીજું તીરથ નાવે એને તોલે રે. ખે૦ ૨
પામર નર મહાતમ શું પ્રીછે, એને ઇન્દ્રાદિક સુર ઇચ્છે રે. ખે૦ ૩
બ્રહ્માનંદ કહે જમુનાનો આરો, છે જો તીન લોક થકી ન્યારો રે. ખે૦ ૪

### પદ ૧૨૭૭ મું–રાગ ગરબી.

મા જમુનાને આરે ઉભો છેલ છબીલો, મુને જાવા દે ભરવા પાણી રે. મા૦ ૧
મધુરે મધુરે સૂર મોરલી વજાડે, તેણે લીધું છે મનડું મારુ તાણી રે. મા૦ ૨
નંદનો કુંવર રંગીલો નિરખ્યા જેવો, એને હેમ કડા બેઉ હાથે રે. મા૦ ૩
કોડે કોડે રે છેલો ખેલ કરે છે, સરવે ગોવાળા સાથે રે. મા૦ ૪
મનમાં આવે તેમ કહેજો મુજને, મારી લગની એ સાથે લાગી રે. મા૦ ૫
કામ નથી મારે બીજા કોઇનું, લોક લજ્યા મે તે' ત્યાગી રે. મા૦ ૬
માથા સાટાની જોને વાત થઇ, મારા જીવ સંગાથે આવી જડીયો રે. મા૦ ૭
બ્રહ્માનન્દ કહે મારા દીલમાં અલોકીક, ચટકી સહિત રંગ ચઢીયો રે. મા૦ ૮

### પદ ૧૨૭૮ મું.

બેની પાણીડે ગઇતી હું જમુનાને તીરે, ડોલરીયો વર દીઠો રે. બે૦ ૧
લટકાં જોઇને મારુ મનડું લોભાણું, મુખનો મરકલડો મીઠો રે. બે૦ ૨
કમર કટારો શોભે સાવ સોનેરી, કાને કુંડળ મકરાકારી રે. બે૦ ૩
રાજે છે સુંદર પાઘ રંગીલી, નવલ કલંગી ભારી રે. બે૦ ૪
માનનીયુંના મનડા રે મોવા, રૂપ અલોકીક ધાર્યું રે. બે૦ ૫
છેલ છબીલાનું છોગું જોઇ મેં તો, બીજું તે સર્વ વિસાર્યું રે. બે૦ ૬
ભાલ તીલક અતિ શોભી રહ્યું છે, ચાલ મનોહર ચાલે રે. બે૦ ૭
પ્રેમ સહિત માળા પુલડાંની પેરી, બ્રહ્માનન્દને વાલે રે. બે૦ ૮

### પદ ૧૨૭૯ મું.

હેલી નંદના નંદન સાથે નેહડો બંધાણો, બીજું તે કાંઇ નવ જાણું રે. હે૦ ૧
છેલ છબીલાનું છોગું રંગીલું, અંતરમાંહી પ્રોવાણું રે. હે૦ ૨
એરે વીના મુને બીજું કાંઇ નવ સૂઝે, ઘરમાં રેતાં નથી ગમતું રે. હે૦ ૩
રાત દીવસ કહાનુડાની કેડે, રે છે મારુ મન ભમતું રે. હે૦ ૪
જગના જીવન કેરા લટકાં જોઇ હું તો, દીલમાં થઈ છું દીવાની રે. હે૦ ૫
રગના ભીના મનોહર શ્યામ સલુણાની, મૂર્તિ નવલ મન માની રે. હે૦ ૬
વ્રજના જીવન કેરી વંશી સુણી મુને, થયો છે સંસારીયો ખારો રે. હે૦ ૭
બ્રહ્માનંદનો વાલો રસીક સુંદર વર, ન કરુ પલ એક ન્યારો રે. હે૦ ૮

### પદ ૧૨૮૦ મું.

સખી મનડું હર્યું મારું નંદને નાનડીયે, ચતુર નયન કેરી સાને રે. સ૦ ૧
શ્રવણે સુણીને ગુલતાન થઈ, એની મોરલડીની તાને રે. સ૦ ૨
રાત દિવસ આવી રટના લાગી, એનું મુખડું મેલ્યું નવ જાયે રે. સ૦ ૩
જગના જીવન અલબેલાને જોતાં, મારાં લોચન ત્રપત ન થાયે રે. સ૦ ૪
ગેરો શોભે છે માથે ફેટો ગુલાબી, માંઇ ચોલ રસીલી રંગ ચટકી રે. સ૦ ૫
લટકાં કરે છે કાજુ નવલ કલગી એની, અંતરમાં આવી મારે અટકી રે. સ૦ ૬
મધુરે મધુરે મુખ હાસ કરીને, પ્રીત લગાડી પ્યારે રે. સ૦ ૭
બ્રહ્માનંદ કહે મુજને વશ કીધી, કાનુડે કામણગારે રે. સ૦ ૮

### પદ ૧૨૮૧ મું-રાગ ગરબી.

લટકાળા તારે લટકે રે, લેરખડા હું લોભાણી;
વાંસલડી કેરે કટકે રે, ચિત્તડાંને લીધું તાણી. ૧
છોગલિયું તારુ છેલા રે, આવી અટક્યું અંતરમાં;
વણ દીઠે રંગના રેલા રે, બેઠી અકળાઉ ઘરમાં. ૨
રાતી આંખડલીની રેખું રે, મનડામાં ખુંતી મારે;
ડોલરીઆ હું નવ દેખું રે, જંપ નથી થાતો ત્યારે. ૩
મરમાળી મૂરતિ તારી રે, વાલમ મારે ચિત્ત ચડી;
બ્રહ્માનંદના હાર હજારી રે, કેમ કરી મેલું એક ઘડી. ૪

### પદ ૧૨૮૨ મું.

રુડું ભાલ તીલક રૂપાળું રે, કોડે કીધું કેશરનું;
ભાવે હું સુંદર ભાળું રે, કામડલું મેલી ઘરનું. ૧
વાંકી ભ્રુકુટી જોઇ વનમાળી રે, મારુ લોભાણું મનડું;
મોહન નાસા મરમાળી રે, દોઇલી વેળાનું ધનડું. ૨

તારાં લોચનીયાં નંદલાલા રે, રંગભીનાં રંગના ભરીયાં;
વ્રજ જીવન નટવર વહાલા રે, ગુણીયલ અંતરમાં ગરીયાં. ૩
લટકાળા મોહની લાગી રે, ભાવે મુખડું ભાળીને;
બ્રહ્માનંદના શ્યામ સુહાગી રે, બેઠી જગ ભય ટાળીને. ૪

પદ ૧૨૮૩ મું.

માણીગર મોલીડુ તારુ રે, સુંદર પુલડેથી છાયું;
મોહન તેમાં મન મારુ રે, ઠીક કરીને ઠેરાયું. ૧
રૂપાળું રંગનું ભરીયું રે, શોભે કોર્યું સોનેરી;
છોગલીયું નૌતમ ધરીયું રે, લાડકડા વાલમ લેરી. ૨
કાજુ નવલ કલંગી નિરખી રે, ચિત્તડામાં લાગી ચટકી;
થઈ ગઇ દીવાની સરખી રે, લોકલજ્યા સરવે પટકી. ૩
બહુ અંતરમાં રસબસીયું રે, ગરક કસુંબે બોળીડું;
બ્રહ્માનંદના મનમાં વસીયું રે, મોહન તારુ મોલીડું. ૪

પદ ૧૨૮૪ મું.

વ્રજજીવન શ્યામ વિહારી રે, લાવણ્યમાં હું લેવાણી;
મે તો મેલ્યો જગ વિસારી રે, કહાનડ તારી કેવાણી. ૧
સુંદર વર રંગડો ચડીયો રે, મરમાળા મોહન તારો;
જગ તૃણ સરખો ત્રેવડીયો રે, કુંણ માને એનો ડારો. ૨
મારે તમથી પ્રીતિ બાંધી રે, કોઇની શંકા કેમ ધરુ;
ચિન્તામણી સુંદર લાધી રે, રાંક થઇને શીદ ફરુ. ૩
તમ સાથે રંગના ભીંના રે, દીલડું માન્યું ડોલરીયા;
બ્રહ્માનંદના નાથ નવીના રે, વહાલમ મે તમને વરીયા. ૪

પદ ૧૨૮૫ મું–રાગ ગરબી.

કોડીલા નન્દકુમાર, વહાલા મનમાં વસી તારી મૂરતિ;
મારા હૈડાના નૌતમ હાર, વહાલા ક્ષણું ન મેલું ઉરથી. ટેક.
ફેંટો અજબ રંગીલો પુટરો, કાજુ નવલ સોનેરી કોર. વ૦ ૧
કોઇક પ્રેમી તે જનની કીધલી, રુડી શોભે છે ચંદન ખોર. વ૦ ૨
છોગાવાળા છેલા તારું છોગલું, આવી ખુતું અંતરમાં ખૂબ. વ૦ ૩
જોઇ ગરક થઈ હું તો જાદવા, મારા મન માન્યા મેહેબૂબ. વ૦ ૪
કામણગારી પ્યારા તારી આંખડી, ઘેલું કીધું છે ગોકુળ ગામ. વ૦ ૫
બ્રહ્માનંદના પ્યારા તારે ઉપરે, વારી નાખું હું કોટીક કામ. વ૦ ૬

પદ ૧૨૮૬ મું.

મારા શ્યામળીયા સરદાર, કહાના મનડું મોહ્યું તારા અંગમાં;
જાઉં વારણે વારમવાર, કહાના રસબસ થઈ હું તો રંગમાં. ટેક.
બાંયે બાજુ જડાઉ બાંધીયા, તેમાં લટકે સોનેરી બોર. ક૦ ૧
વાલા આવીને ખુત્યાં અંતરે, તારાં કુંડલ નન્દ કીશોર. ક૦ ૨
બહુ મૂલા સોના કેરા સાંકળા, કાજુ શોભે છેલા તારી કોટ. ક૦ ૩
જાદુગારી પ્યારી તારી મૂરતિ, જોતાં ચિત્તડાંને લાગલ ચોટ. ક૦ ૪
રુડી હંસ સરીખી ચાલને, ભાળી વ્યાકુળ થઈ વ્રજનાર. ક૦ ૫
બ્રહ્માનંદનું લોભાણું ચિત્તડું, તારી પાઘડલીને તાર. ક૦ ૬

પદ ૧૨૮૭ મું.

મારા લેરખડા નન્દલાલ, છેલા રટના લાગી તારા રૂપની;
ભાળી તીલક મનોહર ભાલ, છેલા અંતર પ્રીતિ ઉપની. ટેક.
ફાવે હૈડાને ઉપર ફુટડી, મુંઘા મૂલા મોતીડાંની માળ. છે૦ ૧
રંગભીના રસીલા રાજવી, મારા ભમર પીયા ભુપાળ. છે૦ ૨
છુ[illegible] પેચ પાઘડલીના સાયબા, તેની શોભા કહી નવ જાય. છે૦ ૩
મોતીડાંનો ઝૂડો રુડો માવજી, મારે આવી વશ્યો મનમાંય. છે૦ ૪
બલવંત નેણું કેરા બાણુથી, મારુ તનડું વેધ્યું તે કીક. છે૦ ૫
બ્રહ્માનંદના વહાલા તારી મૂરતિ, આવી ઠેરી આંખડલીમાં ઠીક. છે૦ ૬

પદ ૧૨૮૮ મું.

છેલા ડોલરીઆ દીવાન, પ્યારા નેડો લાગ્યો તારા નેણમાં;
મારા પ્રીતમ જીવન પ્રાણ, પ્યારા રસીક વેધાણી વેણમાં. ટેક.
રુડી શોભે અતી રળીઆમણી, રાતી આંખડલીમાં રેખ. પ્યા૦ ૧
તારી એ રેખડલીને કારણે, ફરે શંકર પેહેરી ભેખ. પ્યા૦ ૨
મોંઘા મૂલે છેલા તારે મોલીયે, ભાળી નવલ સોનેરી મે ભાત. પ્યા૦ ૩
તારા એ રે મોલીડાનું અંતરે, ધરે ધ્યાન મુનિ દીન રાત. પ્યા૦ ૪
ગેરા ફુલડાંની હારની ફેરમાં, ઘૂમે ભમર થયા ગુલતાન. પ્યા૦ ૫
બ્રહ્માનન્દના રગીલા વહાલમા, કેશરના ભીના કહાન. પ્યા૦ ૬

પદ ૧૨૮૯ મું–રાગ ગરબી.

વેણુ વજાડો રે હરી લટકે, મોહી છું લાલ કસુંબી પટકે. ૧
મોલીડું તારુ રે વનમાળી, ભૂધર ગરક થઇ છું ભાળી. ૨
શોભે કોરું રે સોનેરી, નવલ કલંગી મોતીડાં કેરી. ૩

માથે છોગું રે મરમાળું, રુડું લાગે છે રૂપાળું. ૪
બ્રહ્માનંદના પ્રીતમ પ્યારા, છેલા લાગો છો અતિ સારા. ૫

પદ ૧૨૯૦ મું.

માયા લાગી રે તારા મુખની, નૌતમ મૂર્તિ કારણ સુખની. ૧
જોઇ મારા લોચન રે સુખ પામે, મોહી છું લાલ સુરંગી જામે. ૨
આંખ્યુ તારી રે અણીઆળી, જોતાં રંગ નાંખો છો ઢાળી. ૩
નાસા શોભે રે અતી તીખી, સુંદર દીપક જ્યોત સરીખી. ૪
બ્રહ્માનંદના રે વહાલાજી, વાતુ કહોને તાજી તાજી. ૫

પદ ૧૨૯૧ મું.

મોહન મૂરતિ રે મુને તારી, વહાલી લાગે કુજવિહારી. ૧
લાવણ્ જોઈને રે લોભાણી, પ્રીતે પરવશ થઈ પ્રોવાણી. ૨
લટકાં તારાં રે લટકાળા, કાન્જી લાગે કહાનડ કાળા. ૩
તમને નિરખીને ડોલરીઆ, જતન કરી અંતરમાં ધરીયા. ૪
બ્રહ્માનન્દના રે હરી બેલી, તમને રાખ્યા સહુને મેલી. ૫

પદ ૧૨૯૨ મું.

મીંઠા બોલા રે મોરારી, છબી તારી લાગે છે અતી પ્યારી. ૧
તમપર વારી રે અલબેલા, સાચા પ્રાણ સનેહી છેલા. ૨
જોયું મે તો છોગુ રે હરી તારુ, લાગે મુને બીજું સરવ નઠારુ. ૩
માથે મોલીડું રે હરી ધર્યું, ભુધર નૌતમ પુલડે ભર્યું. ૪
બ્રહ્માનન્દના રે રંગ લેરી, ગીરધર વેણુ વજાડો ગેરી. ૫

પદ ૧૨૯૩ મું–રાગ ગરબી.

આવો અલવિલા અલબેલ, મંદિરિયે મારે;
વારી રૂપાલા રંગ રેલ, મોહી લટકે તારે. ટેક.

વહાલી લાગે પ્યારા નૌતમ વાતુ, તારુ મુખડું મેલ્યું નથી જાતું રે. મં૦ ૧
હેમ કડામાં જડીયલ હીરા, પેહેરી ચાલો છેલા ધીરા ધીરા રે. મં૦ ૨
મોલીડાની શોભા જાયે નહીં વરણી, ઓપે સાવ સોનેરી ઉપરણી રે. મં૦ ૩
બ્રહ્માનંદ કહે રંગભર રમવા, ઝાઝું મહી માંખણ ધૃત જમવા રે. મં૦ ૪

પદ ૧૨૯૪ મું.

આવો રસીઆજી વ્રજરાજ, કહાના કેસરીયા;
મારા મન ગમતા મહારાજ, રંગડાના ભરીયા. ટેક.

બહુ મૂલી શીર પાઘ બનાવો મારા, દીલડાને ડોલાવો રે. ક૦ ૧
ચિત્તમાં ખુંતો તારાં મોલીડાંનો છેડો, મારે લાગલ નટવર નેડો રે. ક૦ ૨

પ્રાણુપીયા જામા જરકસી પેહેરો, હસી સામું આવી મુને હેરો રે. ક૦ ૩
બેરખડા બાંયે સુંદર બાંધો, બ્રહ્માનંદ કહે તો રહે નહીં વાંધો રે. ક૦ ૪

પદ ૧૨૯૫ મું.

આવો ડોલરીયા દિવાન, મેરમજી મારા;
માવા માણીગર મેરાણુ, પ્રાણુથકી પ્યારા. ટેક.

પ્રાણુથકી મૂર્તિ તારી પ્યારી, મનમોહન છે નિધિ મારી રે. મે૦ ૧
લાલ મનોહર નવલ કલંગી, શોભે શ્યામળીયા નવ રગી રે. મે૦ ૨
અરુણુ વિશાલ અનોપમ આંખ્યું, જોતા તનડું વારી મારું નાંખ્યું રે. મે૦ ૩
બ્રહ્માનન્દના બલવંત બેલી, આવી મહાલો છોગા શીર મેલી રે. મે૦ ૪

પદ ૧૨૯૬ મું.

આવો રગ ભીના જદુરાય, મહોલે મરમાળા;
જોઈ તમને મારું દુઃખ જાય, રાજેન્દ્ર રઢીઆળા. ટેક.

હાથ તણે લટકે મન હરતા, મારા હૈડામાં મૂરતિને ધરતા રે. મ૦ ૧
કેસરની શુભ આડ કરીને, હેરો લોચન પ્રેમ ભરીને રે. મ૦ ૨
પ્રાણુ પીયા રગ રેલ પધારો, મારી વીનતડી ઉર ધારો રે. મ૦ ૩
બ્રહ્માનન્દના સુંદર છેલા, આવો વહાલમ વેહેલા વેહેલા રે. મ૦ ૪

પદ ૧૨૯૭ મું–રાગ ગરબી.

ઘેર આવોને ગીરધારી, વાલીડા કુંજવિહારી. ૧
રુડા લાગો છો રૂપાળા, માણીગરજી મરમાળા. ૨
તારુ છોગલીયું મે જોયું, જોઇને મન મારુ મોહ્યું. ૩
તારી મૂર્તિ મારે મન માની, છોગાળા છેલ ગુમાની. ૪
તારું મોલીડું ચિત્ત ચડીયું, બ્રહ્માનન્દને જીવડલે જડીયું. ૫

પદ ૧૨૯૮ મું.

આવો નાથ પ્રસન્ન મન થઇને, લલચાવો શું છેટે રહીને. ૧
વહાલી લાગે છે નટવર વારી, રુડી લટકતી ચાલ તમારી. ૨
તારી લગની અલોકીક લાગી, રસીયા વર શ્યામ સોહાગી. ૩
તમે રંગભીના રંગરેલા, અતી શોભો છો અલબેલા. ૪
બ્રહ્માનંદના વહાલા બહુ રંગી, છો છેલ જન્મના સંગી. ૫

પદ ૧૨૯૯ મું.

મરમાળા આવો છોગા મેલી, બહુ નામી અલોકિક બેલી. ૧
લટકાળા ચાલો ધીરે લટકે, પ્રોયું મનડું ગુલાબી પટકે. ૨

પેહેરી નવલ મોતીડાની માળા, લાવો વ્રજના મોરલડીમાં ઢાળા. ૩
ફુલડાંના તોરા શીર ફાવે, ગુંજે ભમર માથે ગુણ ગાવે. ૪
બ્રહ્માનંદના વહાલા રંગ ભરીયા, મેં તો પ્રાણ થકી પ્યારા કરીયા. ૫

પદ ૧૩૦૦ મું.

અલવીલા મંદિરીએ આવો, તોરા ફુલ તણા લટકાવો. ૧
તારું રૂપ સદા રસ ભરીયું, નિરખી અંતરમાં ધરીયું. ૨
પ્રેમે વસન આભૂષણ પેરો, ફેંટો બાંધો ગુલાબી ગેરો. ૩
તારાં લોચનીઆં કરુણાથી ભરીયાં, જાણે કનકતણાં ડાબરીયાં. ૪
બ્રહ્માનંદના વહાલા સુખકારી, તારા વદન કમલપર વારી. ૫

પદ ૧૩૦૧ મું–રાગ ગરબી.

ચાલો સૈયો જાયે જમુના કાંઠડે રે, ખાંતીલેને માંડ્યો સુંદર ખેલ રે;
મોહનને જોવાને જાયે મલપતાં રે, પાણીડાંની માથે લૈને હેલ રે. ચા૦ ૧
બાજુને કાજુ રે બાંહે બાંધીયા રે, હીડલતોં પેર્યો હૈડે હાર રે;
હસીને કરે છે લટકાં હાથનાં રે, લટકાળો નંદનો કુમાર રે. ચા૦ ૨
છેલાનાં મોતીડાં કેરા છોગલાં રે, પ્યારી તે રંગીલી રુડી પાગ રે;
મીઠીને વજાડે કાનો મોરલી રે, સુણીને પીયાલે ડોલે નાગ રે. ચા૦ ૩
રસની જાણે રે સર્વે રીતડી રે, વહાલો મારો ચતુર સુજાણ રે,
બ્રહ્માનંદ જાય રે એને વારણે રે, વ્રજની નારીનો જીવન પ્રાણ રે. ચા૦ ૪

પદ ૧૩૦૨ મું.

મરમાળાજી આવો મારા મોલમાં રે, પાતળીયા રંગીલા મારા પ્રાણ રે;
આવીને શોભાવો મારો ઓરડો રે, છેલ છબીલા ચતુર સુજાણ રે. મ૦ ૧
ચિત્તડામાં ખૂત્યું છે તારું છોગલું રે, રુડીને કલંગી ખૂબીદાર રે;
સોનેરી કોર્યું રે મોર્યું મોતીયે રે, મોલીડું દેખીને વાધે પ્યાર રે. મ૦ ૨
મનડામાં પ્રોવાણી તારી મૂર્તિ રે, હાથ ન લાગે ઘરડા કેરું કામ રે;
હસીને બોલાવો મુને હેતમાં રે, શ્યામળિયા રંગીલા મારા શ્યામ રે. મ૦ ૩
કહાનકુંવર રંગભીના તારે કારણે રે, લોક તણી મેલી મે સર્વે લાજ રે;
બ્રહ્માનંદના નાથ પધારો સેજડી રે, રસિક સલુણા છોગાળા વ્રજરાજ રે. મ૦ ૪

પદ ૧૩૦૩ મું.

જમુનામાં ઝીલે રે સુંદર શ્યામળો રે, સર્વે ગોવાલીડાને સાથ રે;
છોળ્યુંને ઉછાળે વાલો નીરની રે, હીલો લાવે જળમાં બેઉ હાથ રે. જ૦ ૧
આસપાસ સખા કેરી મંડળી રે, ગેરેને મધુરે સ્વરે ગાય રે;
હેલડલી ઉપાડી ચાલો પાણીયે રે, રસીયો જોવાને જાદવરાય રે. જ૦ ૨

દેખંતાં દેખંતાં મારે ડુબકી રે, સખા સરવે ઝીલે ચારે કોર રે;
ઝીણી ઝીણી બુંદ પડે છે મેઘની રે, મોહનને જોઈ નાચે બોલે મોર રે. જ૦ ૩
જલની લીલા રે છેલા કહાનની રે, જેણે દીઠી તેનાં મોટાં ભાગ્ય રે;
શોભા રુડી બ્રહ્માનંદના શ્યામની રે, રાત દીવસ હૈડામાં રાખ્યા લાગ રે. જ૦ ૪

## પદ ૧૩૦૪ મું.

કોડીલો ઝીલે રે છેલો કહાનજી રે, નિર્મળ રુડાં જમુના કેરા નીર રે;
નિર્મળ ખેલે પાસ સખાની મંડળી રે, નિર્મળ નેણે હેરે છે બળવીર રે. કો૦ ૧
કાંઠેને ઉભી રે વ્રજની કામની રે, ગાવે છે મધુરે સાદે ગીત રે;
હાથેને ઉછાળે પાણી હેતમાં રે, પ્રેમી જનને વાધે જોઈ જોઈ પ્રીત રે. કો૦ ૨
ઇંદ્રાદિક જોવાને કાજે આવીયા રે, છાઈ રહ્યાં આકાશે વિમાન રે;
ઉત્સાહ કરીને ગાવે અપછરા રે, શંકર જોવા આવ્યા મેલીને ધ્યાન રે. કો૦ ૩
શોભે છે ગોઠીડા કેરા સાથમાં રે, તારાના મંડળમાં જાણું ચંદ રે;
જળની લીલા જોઈને જાદવરાયની રે, બલિહારી જાય છે બ્રહ્માનંદ રે. કો૦ ૪

## પદ ૧૩૦૫ મું—રાગ ગરબી.

રંગીલા રંગડાને ચટકે રે, કે મારું મન લીધું છે લટકે રે. ૧
બીરાજે ફુલડાનો તોરો રે, મનોહર કેડે કંદોરો રે. ૨
બની છે ફુલડાની ટોપી રે, અનોપમ અંગરખી ઓપી રે. ૩
સુરંગી સુંથણલી સારી રે, લોભાણી જોઈને વ્રજનારી રે. ૪
બાંધ્યા છે ફુલડાના બાજુ રે, કાનોમાં કુંડળીયાં કાજુ રે. ૫
સોનેરી ફેંટો કટિ કસીયો રે, કહે બ્રહ્માનન્દને મન વસીયો રે. ૬

## પદ ૧૩૦૬ મું

મારે ઘેર અલબેલો આવ્યા રે, કે પ્રેમ કરી મે પધરાવ્યા રે. ૧
પલંગ મે તો પુલડાથી કસીયો રે, તે ઉપર બેઠા છે રસીયો રે. ૨
હસી જોયું છે મુજ સામું રે, કે પૂરી મારા હૈડાંની હામું રે. ૩
અગોઅંગ આલિંગન લીધું રે, કે કરવાનું સરવે કીધું રે. ૪
રંગડાની લાગી છે તાળી રે, કે જોડ બની છે રૂપાળી રે. ૫
બ્રહ્માનંદનો સ્વામી નિરખી રે, ઘણું મારા હૈડામાં હરખી રે. ૬

## પદ ૧૩૦૭ મું.

વારી જાઉં સાચું કહેો વહાલા રે, કે આજ કયાં ગયાતા નંદલાલા રે. ૧
રમીયા કે સંગે રાતે રે, કે અમ ઘેર આવ્યા પરભાતે રે. ૨
બોલો છો બીતા મુખ વેણાં રે, નિદ્રામાં ઘેરાણાં નેણાં રે. ૩
હિયે ઉઠી મોતીડાની માળા રે, કે તેણે લાગો છો રૂપાળા રે. ૪

કપોલે કાજલની રેખા રે, દીસો છો ચોળાણા સરખા રે. ૫
બ્રહ્માનંદ કહે સમ છે તમને રે, થયું તેમ કહો સર્વે અમને રે. ૬

## પદ ૧૩૦૮ મું.

તમે નહીં કહો પણ હું જાણું રે, તમારુ મન ત્યાં લોભાણું રે. ૧
પડ્યું આવી તે સાથે પાનું રે, છપાડયું કેમ કરી રહે છાનું રે. ૨
તમારે તે સાથે સાજું રે, જણાય છે નયનોમાં ઝાઝું રે. ૩
તે સારુ વેણી વન ફૂલ લેઈ આવો રે, ગુથી ગુંથી ગજરા પેહેરાવો રે. ૪
કુડું કુડું અમ આગે કહો છો રે, રાતલડી તે પાસે રહો છો રે. ૫
બ્રહ્માનંદ કહે સાચું વહાલા રે, ચતુરાઈ મ કરો નંદલાલા રે. ૬

## પદ ૧૩૦૯ મું.

અલ્યા કેમ વાર્યું નથી કરતો રે, કે કોઇની લાજ નથી ધરતો રે. ૧
ધાર્યું છે શું તારા મનમાં રે, રોકીને ઉભો વનમાં રે. ૨
એકલડી જાણી તે મુજને રે, શીખામણ આપીશ હું તુજને રે. ૩
મુજમાં નહીં તારુ ફાવે રે, જશોદાને કહે જઈ પરણાવે રે. ૪
પરણી એક પોતાની કરીએ રે, બીજી કેડે નવ ફરીએ રે. ૫
બ્રહ્માનંદ સાચુ બતાવે રે, પરણ્યા વિના પાર નહીં આવે રે. ૬

## પદ ૧૩૧૦ મું.

રહો રહો નંદતણા લાલા રે, આવા તમે શું થાઓ છો કાલા રે. ૧
સૌને દેખતાં છળીઆ રે, કે આવી બાઝો મા બળીઆ રે. ૨
કહાવો છો બાલબ્રહ્મચારી રે, દિસો છો લખણના ભારી રે. ૩
લખણ તમારા છે આવા રે, કે કરશો અમને જગ ચાવા રે. ૪
હજી તો દીઠામાં નાના રે, વિચારી બોલો મુખ કહાના રે. ૫
બ્રહ્માનંદ કહે જાઉં હું વારી રે, ન રોકો વનમાં પરનારી રે. ૬

## પદ ૧૩૧૧ મું.

વજાડી વાંસલડી વનમાં રે, કે ચટપટી લાગી છે તનમાં રે. ૧
સુણી સુણી આતુર અતી થાઉં રે, કે જાણી હું તો સર્વે મેલી જાઉં રે. ૨
ચાલી હું તો ઘર ધંધો મેલી રે, ઘરને ઠેરાવી ઘેલી રે. ૩
જોયા મેં વહાલાને જ્યારે રે, કે તનડું ટાઢું થયું ત્યારે રે. ૪
માવાની મોરલીમાં મોહી રે, કે કુલની મરજાદા ખોઈ રે. ૫
બ્રહ્માનન્દ થૈ છે રંગ રેલું રે, હવે કેમ મોહનને મેલું રે. ૬

### પદ ૧૩૧૨ મું.

થૈને લીલતણા લાડા રે, કે આવી ઉભા છો કેમ આડા રે. ૧
દેખાડો છો એવડો જોરો રે, કે માથે ઘાલી કુલડાનો તોરો રે. ૨
કસુંબી પાઘડલી બાંધી રે, ડરાવો છો લોચનીયાં સાંધી રે. ૩
જાણો છો મહી એનું ખાશું રે, ખાઇને ખેમ કુશલ જાશું રે. ૪
એમાં તો વાર ઘણી વહાલા રે, ખોશો માં લાજડલી ઠાલા રે. ૫
બ્રહ્માનંદનો સ્વામી રસીયો રે, ગોપીનાં વચન સુણી હસીયો રે. ૬

### પદ ૧૩૧૩ મું–રાગ ગરબી.

રગભીના રંગની રેલ છો, રંગીલાજી;
મારા અલવીલા અલબેલ છો, રંગીલાજી. ટેક.
રસની જાણો છો રીતડી, રં૦ પાતળીયા તમથી પ્રીતડી. રં૦ ૧
તારું છોગું ચિત્ત ખુંચી રહ્યું, રં૦ મુખ દેખી દુઃખ મારું ગયું. રં૦ ૨
તારી મોરલીને નાદે કરી, રં૦ સરવે મોહ પમાડી સુંદરી. રં૦ ૩
તારી મોરલીમાં જાદુ ઘણાં, રં૦ તેણે તાણ્યાં મન અબળા તણાં. રં૦ ૪
બ્રહ્માનંદ કહે વહાલ વધારિયે, રં૦ પ્રીતમજી સેજ પધારિયે. રં૦ ૫

### પદ ૧૩૧૪ મું.

રૂપ તમારું જોઇને, રૂપાળાજી;
મારું મનડું રહ્યું છે મોહીને, રૂપાળાજી. ટેક.
હું વારી જાઉં તુજ ઉપરે, રૂ૦ મારા દેખીને નેણાં ઠરે. રૂ૦ ૧
તારી આંખડલી પ્રેમે ભરી, રૂ૦ હરી હેરો છો હેતે કરી. રૂ૦ ૨
મુને શું જાણું જે શું કર્યું, રૂ૦ હેરીને ચિત્ત મારું હર્યું. રૂ૦ ૩
તારાં મુખડાની માયા ચડી, રૂ૦ મેલ્યું નવ જાયે અધ ઘડી. રૂ૦ ૪
રસની વાતુના જાણ છો, રૂ૦ બ્રહ્માનંદના જીવન પ્રાણ છો. રૂ૦ ૫

### પદ ૧૩૧૫ મું.

મનની તે આંટી મેલીયે, મરમાળાજી;
ખાંતે એકાંતે ખેલીયે, મરમાળાજી. ટેક.
મે સેજ બીછાઇ સજ કરી, મ૦ આવો તો આરત છે ખરી. મ૦ ૧
શણગાર સજ્યા તમ કારણે, મ૦ વહાલમ આવો જાઉં વારણે. મ૦ ૨
રમીયે તે રંગ ભર રાતડી, મ૦ વળી રસની કરીએ વાતડી. મ૦ ૩
આલિંગન ચુંબન લીજીએ, મ૦ કરી પ્રેમ અધર રસ પીજીયે. મ૦ ૪
બ્રહ્માનંદની અરજી સાંભળો, મ૦ આવીને એકાંતે મળો. મ૦ ૫

## પદ ૧૩૧૬ મું.

દહી દેખી તારી દાઢ ચળી, કહાનુડા રે;
મુને દેખી વનમાં એકલી, કહાનુડા રે. ટેક.

કેમ બાઝે છે મહીને ઘડે, ક૦ એમ ડુંગાઇયે દહી નહિ જડે. ક૦ ૧
આવી ઉભા છો ક્યાં થકી, ક૦ મહી નહિ જડે એ માંહ્યથી. કા૦ ૨
આજ હું તારુ નહિ સહું, ક૦ જઈ નન્દ જશોદાને કહું. ક૦ ૩
શું કહાડીશ એમાંથી મથી, ક૦ કાંઈ હું તુજથી ડરતી નથી. ક૦ ૪
કહે બ્રહ્માનંદ હું કહું ખરુ, ક૦ બોલીશ નહિ મુજને અરુપરુ. ક૦ ૫

## પદ ૧૩૧૭ મું-રાગ ગરબી.

હો નટવરજી હજી તમે નાનકડા, કાંઇ લોકની રાખો લાજ. હો૦ ૧
અમે કહ્યું નથી ક્યાંઈ કાલનું, વળી આવી ઉભા છો આજ. હો૦ ૨
વહાલા વેહેતાં રોકો માં વાટમાં, સરવે દેખે સૈયરનો સાથ. હો૦ ૩
મુને સાસુ દેશે મેણુલાં, તમને જોડી કહું છું હાથ. હો૦ ૪
એમાં જડશે તે તમને ઓલંભો, તમે જુવો વિચારીને જાણ. હો૦ ૫
તમે આજથી ખોશો આબરુ, પછે કન્યા તે દેશે કુણ. હો૦ ૬
આડા આવો છો જાણીને એકલી, વહાલા તાણો માં નવરંગ ચીર. હો૦ ૭
તમે છેલ થયા તે જાણીયે, આવી બાઝો માં જમુનાને તીર. હો૦ ૮
એવા લખણ તમારા લાલજી, કરશે ઉજડ ગોકુળ ગામ. હો૦ ૯
કોઇનું ઘર ભંગવી શું કાઢશો, માનો બ્રહ્માનન્દના શ્યામ. હો૦ ૧૦

## પદ ૧૩૧૮ મું.

હો નટવરજી હું તમને વારુ છું, આવી ઝાઝુ કરો માં જોર. હો૦ ૧
વાલા મહિડાં અમારાં મુંઘાં છે, કેડો મેલીને રેહેજો કોર. હો૦ ૨
કહાના કહું છું હું તમને કરગરી, મારી વાલાજી માનોને વાત. હો૦ ૩
શ્યાને કાજ ધિંગાણું આદરો, હું જાણું તમારી જાત. હો૦ ૪
અહીં રાત દિવસ અમે ચાલીયે, વળી મહીનાં લઈ લઈ માટ. હો૦ ૫
અમે દાંણ કેદિ નવ દીધલાં, વૃન્દાવન મથુરાની વાટ. હો૦ ૬
તમે દાણી થયા છો કારમા, દાણ લીધાનો ઝાઝો હોડ. હો૦ ૭
કોઇ મળશે તમારા માથાની, તો કરશે પૂરાં કોડ. હો૦ ૮
વહાલા વનમાં આવી નવ રોકીયે, જોઈ સમજીને કહીયે વેણ. હો૦ ૯
કહાના બાંધી તે મુઠી લાખની, માનો બ્રહ્માનન્દના સેણ. હો૦ ૧૦

## પદ ૧૩૧૯ મું.

હો નટવરજી જોર ન કીજીએ, આવા બોલો માં મોટા બોલ. હો૦ ૧
વાલા હાંસી તે તેની કીજીએ, જે હોય પોતાની તોલ. હો૦ ૨
અમે રહિયે રાજાની વાડમાં, કરીયે ગાયુ ચારી ગુજરાન. હો૦ ૩
દહાડી મથુરા જાઇએ મહી વેચવા, નિત્ય કેમ કરી દઇયે દાણ. હો૦ ૪
તમે શું સમજીને શ્યામળા, આવી બોલો છો એવા ફેલ. હો૦ ૫
અમે જાણી નથી કાંઈ બોલતાં, હમણાં સુધા થયા છો છેલ. હો૦ ૬
તમે દીઠામા છો નાનકડા, મુખ બોલો છો મોટી વાત. હો૦ ૭
અમે જોર તમારુ જાણીએ, આવ્યા નાશીને અધરાત. હો૦ ૮
વળી બીક દેખાડીને બાઝો છો, કરી ઉભા છો લોચન ચોળ. હો૦ ૯
બ્રહ્માનન્દ કહે કરશો કહાનજી, તમે નન્દને માથે રોળ. હો૦ ૧૦

## પદ ૧૩૨૦ મું.

હો નટવરજી રહોને પાધરા, તમે મ કરો ખેચા તાણ. હો૦ ૧
કરશો લાખુ વાતુ લાલજી, નહી આપું મહીનું દાણ. હો૦ ૨
અમે છૈયે મૈયારા કસનાં, માથે લાગે છે મહીડાનો ભાર. હો૦ ૩
તમે જાણો છો મહીડુ લૂટશું, એમાં વહાલાજી લાગશે વાર. હો૦ ૪
પરનારીનું નામ ન પૂછીએ, નવ કીજીએ ઝાઝી છેડ. હો૦ ૫
આજ સાચી કહું છું આપને, થાશે વાલમજી વઢવેડ. હો૦ ૬
પરનારીને મોહ પમાડવો, તેનો શીખવું એક ઉપાય. હો૦ ૭
જઈ મુખ ધોઇ આવો મોહનજી, જમુનાનાં પાણી માંહ્ય. હો૦ ૮
પૂછી આવો જશોદા નન્દને, પછે મહીનાં ફોડો માટ. હો૦ ૯
બ્રહ્માનંદ કહે લીધો નથી વેચાતો, તમે જમુનાજીનો ઘાટ. હો૦ ૧૦

## પદ ૧૩૨૧ મું.

હો પ્રીતમજી સેજ પધારીએ, વાલા જોઈને રહી છું વાટ. હો૦ ૧
હું તો આવીને ઉભી છું આંગણે, તમે આવો નહિ શા માટ. હો૦ ૨
મેં તો કુસુમે બીછાવી સેજડી, સજ્યા શોભિતા શણગાર. હો૦ ૩
મારે આશા ઘણી છે અંતરે, આવો હેતુ હૈયાના હાર. હો૦ ૪
મે તો તોડી સબ સંસારથી, એક તમથી જોડી પ્રીત. હો૦ ૫
તમને શું કહી દાખું શ્યામળા, સર્વે જાણો છો રસની રીત. હો૦ ૬
મુને બોલાવો ગ્રહી બાંહલડી, રસીયા આવો રંગરેલ. હો૦ ૭
હું તો જોઉ છું તમારી વાટડી, અતિ આતુર છું અલબેલ. હો૦ ૮

મારે કામ બીજા નથી કોઇનું, એક સગપણ છે તમ સાથ. હો૦ ૯
આવી એકાંતે સુખ આપીએ, નિત્ય બ્રહ્માનન્દના નાથ. હો૦ ૧૦

### પદ ૧૩૨૨ મું.

હો વાલમજી તમે મુને વહાલા, છો મારા મન માન્યા મોરાર. હો૦ ૧
કહાના તમને મળ્યાનાં કોડ છે, કોડીલા નન્દકુમાર. હો૦ ૨
તમ સાથે બંધાણી પ્રીતડલી, મારા પ્રીતમ જીવન પ્રાણ. હો૦ ૩
વારી અલબેલા તમ ઉપરે, કરી નાખું તન કુરબાન. હો૦ ૪
જોઇ શ્યામ મનોહર મૂર્તિ, વળી સુંદર ગજગતિ ચાલ. હો૦ ૫
અતિ વાલપણાની વાતમાં, મુને લાલચ્ય લાગી લાલ. હો૦ ૬
તમને જોઈને ઠરે મારી આંખડી, આલિંગન લઈને અગ. હો૦ ૭
વાલમજી તમારા વેણુથી, ચડે ચિત્તને ગેરો રગ. હો૦ ૮
મારે ભાંગી અંતરની ભીતડી, એક તમથી લાગી તાન. હો૦ ૯
આવી નિત નિત દરશન આપીએ, બ્રહ્માનંદના વહાલા ગુણવાન. હો૦ ૧૦

### પદ ૧૩૨૩ મું.

હો પ્રીતમજી મુને તમે પ્યારા, છો મારા હૃદય કમલના સુર. હો૦ ૧
જગજીવન તમને જોઈને, મારે વાધે છે નિત નિત નુર. હો૦ ૨
મુને શું કરશે સસારીયો, તમે હેતે ઝાલ્યો હાથ. હો૦ ૩
હવે નહી ઓશીઆળી કોઇ તણી, મારે જોડ બધાણી તમ સાથ. હો૦ ૪
સર્વે વારી નાખું તમ ઉપરે, સર્વે સગુ કુટુંબ સસાર. હો૦ ૫
વારી ભુધર તમને ભેટીને, મારો સફળ થયો અવતાર. હો૦ ૬
હુ તો પામી છું પુરણ પુણ્યસું, કહાના તમ સરીખો કંથ. હો૦ ૭
હવે થઇ છું હું અખંડ સોહાગણી, સરવે આવ્યો છે દુઃખનો અંત. હો૦ ૮
વહાલા અધક્ષણ રહો માં વેગળા, મારા દીલડાના દીવાન. હો૦ ૯
બ્રહ્માનન્દના સનેહી વિઠુલા, મારા તમથી બાંધ્યા પ્રાણ. હો૦ ૧૦

### પદ ૧૩૨૪ મું.

હો સુંદર વર સુંદર શોભો છો, પેહેરી ફુલડા કેરા હાર. હો૦ ૧
વહાલા રૂપ તમારુ જોઇને, સર્વે મગન થઈ વ્રજનાર. હો૦ ૨
રુડી લાલ કસુંબી પાઘમાં, શોભે ફુલડાનો તોરો શીશ. હો૦ ૩
ચિત્ત ચોરો છો રંગ ભર ચાલમાં, મારા ડોલરીઆ જુગદીશ. હો૦ ૪
પેહેર્યા હેમ કડા બેઉ હાથમાં, હીરા માણુક લાલ જડાવ. હો૦ ૫
જોઈ નવલ મનોહર મૂર્તિ, મારુ મન લોભાણું માવ. હો૦ ૬

ઓપે અજબ જડાઉ ઉતરી, ગલે મોતીડાની માળ. હો૦ ૭
ચિત્ત ચોરે છે જલદી ચાલતાં, રુડી અગરખીની ચાળ. હો૦ ૮
તમે માનનીયુનાં મન હર્યાં, અંગે પેહેરીને વસ્ત્ર અનૂપ. હો૦ ૯
બ્રહ્માનંદ જાયે નિત્ય વારણે, જોઈ રસીક મનોહર રૂપ. હો૦ ૧૦

### પદ ૧૩૨૫ મું–રાગ ગરબી.

કહાનુડે મેલ્યું એમ કહાવી, સૈયર મુને કહાનુડે મેલ્યું એમ કહાવી;
ગ્વાલણી મારે મન ભાવી, સૈયર મુને કહાનુડે મેલ્યું એમ કહાવી. ટેક.
સર્વે કરીશ તારા મનનુ ગમતું રે, જે માગીશ તે આપીશ લાવી. સૈ૦ ૧
સારી પેઠે હું તુજને રાખીશ રે, ઘરેણાં વસ્ત્ર પેહેરાવી. સૈ૦ ૨
તું તો મારે મનડે માંની રે, છાની નથી વાત ચાવી. સૈ૦ ૩
બ્રહ્માનંદ કહે માબાપને કેજે રે, ખોટી થશો બીજે પરણાવી. સૈ૦ ૪

### પદ ૧૩૨૬ મું.

કહાનુડો આવી એમ કહે છે, સૈયર મુને કહાનુડો આવી એમ કહે છે;
કેની છોડી કયાં રહે છે, સૈયર મુને કહાનુડો આવી એમ કહે છે. ટેક.
કઈ શેરીમાં ઘર છે તારુ રે, પૂછી ખબર સર્વે લે છે. સૈ૦ ૧
મોટી દેખાય છે રે મહીની મટુકડી રે, તારે દૂધ ગાય કેટલુંક દે છે. સૈ૦ ૨
ઉભી રહે ગોવાલણી અલબેલી રે, શીદ બીહે છે આંઇ કેનો ભે છે. સૈ૦ ૩
બ્રહ્માનદ કહે હસી હેત દેખાડી રે, પુછે બેન તારે એક કે બે છે. સૈ૦ ૪

### પદ ૧૩૨૭ મું.

કહાનુડાને શું કરીએ, સૈયર હવે કહાનુડાને શું કરીએ;
દેખી દેખી મનમાં ડરીયે, સૈયર હવે કહાનુડાને શું કરીએ ટેક.
આવી રોકે જમુનાનો આરો રે, કેમ કરી પાણીડાં ભરીયે. સૈ૦ ૧
કાંઈ ન કેહેવાયે એવું આવી બોલે રે, જો કહીયે તો લાજી મરીયે. સૈ૦ ૨
જ્યાં જાઈએ ત્યાં કેડ ન મેલે રે, અમે રાત દીન ભાગતાં ફરીયે. સૈ૦ ૩
બ્રહ્માનંદ કહે એ તો વરવા ઉભો રે, કોને વર્યા તે કેમ કરી વરીયે. સૈ૦ ૪

### પદ ૧૩૨૮ મું.

કહાનુડે ઘેલડી કીધી, સૈયર મુને કહાનુડે ઘેલડી કીધી;
સુધ બુધ સર્વે હરી લીધી, સૈયર મુને કહાનુડે ઘેલડી કીધી. ટેક.
ના ના કરતાં મહીની મટુકી રે, પરાણે લેઈને પીધી. સૈ૦ ૧
નદતણે છોરે નાનડીએ રે, સઉ દેખતાં ગાળ દીધી. સૈ૦ ૨
જેમ કહીયે તેમ અવળો ચાલે રે, સમજે નહી વાત સીધી. સૈ૦ ૩
બ્રહ્માનન્દ કહે અણ તેડયો આવે રે, કાચું નહી કોઇ વીધી. સૈ૦ ૪

### પદ ૧૩૨૯ મું.

કહાનુડાને શું કહીએ, સૈયર હવે કહાનુડાને શું કહીએ;
જો કહીએ તો નિર્લજ્જ થઇએ, સૈયર હવે કહાનુડાને શું કહીએ. ટેક.
બળ દેખાડી વાટજ બાંધે રે, નાખે છે હાથ માટ મહીયે. સૈ૦ ૧
આવી બોલે નિત વાત ઉઘાડી રે, દહાડીનું કેટલું સહીયે. સૈ૦ ૨
જમુનાજીને આરે ઉભો રે, જળ ભરવા નિત જઈએ. સૈ૦ ૩
બ્રહ્માનન્દ કહે કાંઈ કહ્યું ન માને રે, કેમ કરી ગોકુળ રહીએ. સૈ૦ ૪

### પદ ૧૩૩૦ મું.

કહાનુડે ચુંદડી તાણી, સૈયર મારી કહાનુડે ચુદડી તાણી;
કોઈની લાજ નવ આણી, સૈયર મારી કહાનુડે ચુદડી તાણી. ટેક.
સર્વે સાહેલી સાથે લઇને રે, ગઇતી જમુના પાણી. સૈ૦ ૧
મન મસ્તાન થઇને ડોલે રે, જેમ તેમ બોલે મુખ વાણી. સૈ૦ ૨
નવ જોબનવતી હું નારી રે, દેખી એની આંખ લોભાણી. સૈ૦ ૩
બ્રહ્માનન્દ કહે એની મુજ માથે રે, ઠાવકી વાત ઠેરાણી. સૈ૦ ૪

### પદ ૧૩૩૧ મું.

કહાનજીને કુબજા પ્યારી, સૈયર લાગી કહાનજીને કુબજા પ્યારી;
સર્વે વ્રજ વિનતા વિસારી, સૈયર લાગી કહાનજી કુબજા પ્યારી. ટેક
ત્રણ વાંકે એનું તનડું વળ્યું છે રે, કુલ પણ એનું બહુ ભારી. સૈ૦ ૧
મથુરામાં જઇને મોહનજી રે, લોક લાજ લેઇ દૂર ટારી. સૈ૦ ૨
પતિવ્રતા સર્વે વાતે પુરી રે, શીલ લક્ષણ ગુણ સારી. સૈ૦ ૩
બ્રહ્માનન્દ કહે કુબજા સંગે રહીને રે, ઠાવકા થયા ઘરબારી. સૈ૦ ૪

### પદ ૧૩૩૨ મું.

કહાનજીને કુબજા વહાલી, સૈયર લાગી કહાનજીને કુબજા વહાલી;
જઇ બેઠા એનુ ઘર ઝાલી, સૈયર લાગી કહાનજીને કુબજા વહાલી. ટેક.
આપણ સાથે પ્રીત કરીને રે, દઇ ગયા દાઝ હીયે ઠાલી. સૈ૦ ૧
દામોદર દાસીમાં મોહ્યા રે, વાતડી લોકમાં હાલી. સૈ૦ ૨
કુણ જાણે એણે શાં તપ કીધા રે, છબીલો ગયા ત્યાં ચાલી. સૈ૦ ૩
બ્રહ્માનન્દ કહે હરિ હાથ કરીને રે, ફરે છે નિત ફુલી ફાલી. સૈ૦ ૪

### પદ ૧૩૩૩ મું–રાગ ગરબી.

મુને રોકો માં મહારાજ, માણીગર માવજી રે;
મારે ઘેર છે ઝાઝું કાજ, નટવર નાવજી રે. ટેક.
તમે લ્યો માં મારુ નામ, મા૦ મારે કૂટશે મહીનું ઠામ. ન૦ ૧

મારે માથડે લાગે છે ભાર, મા૦ મુને થઇ છે ઝાઝી વાર. ન૦ ૨
કોક નાંખશે ઠાલી આળ્ય, મા૦ મુને સાસુ દેશે ગાળ્ય. ન૦ ૩
લોક દેખીને ધરશે ભરમ, મા૦ એમાં આપણો જશે ધરમ. ન૦ ૪
તમને જોડીને કહું છું હાથ, મા૦ માનો બ્રહ્માનંદના નાથ. ન૦ ૫

પદ ૧૩૩૪ મું.

તમે મ કરે ઝાઝા ફેલ, વારી જાઉં વહાલજી રે.
વળી થાઓ માં સુધા છેલ, લાડીલા લાલજી રે. ટેક.
તમે કેમ પડ્યા છો કેડ, વા૦ ઝાઝી મ કરો મારી છેડ. લા૦ ૧
કેમ ઉભા છો રોકી વાટ, વા૦ જો જો મહીનું ફોડતા માટ. લા૦ ૨
તમે મ કરો એવી વાત, વા૦ થાશે એમાંથી ઉતપાત. લા૦ ૩
કેડો મેલીને રહેજો કોર, વા૦ તમે મ કરો ઝાઝુ જોર. લા૦ ૪
સૌ જાણે તમારાં કામ, વા૦ માનો બ્રહ્માનંદના શ્યામ. લા૦ ૫

પદ ૧૩૩૫ મું.

આવા છેલ ન થૈયે શ્યામ, કોડીલા કહાનજી રે;
નવ લઈએ કોઇનું નામ, વહાલા ગુણવાનજી રે. ટેક.
તમે મોટા છો મહારાજ, કો૦ કાંઇ લોકની રાખો લાજ. વ૦ ૧
તમે મ થાઓ મેવાર, કો૦ સૌ દેખે છે સંસાર. વ૦ ૨
હજી નાના છો તમે નાથ, કો૦ આવી બાઝો માં અમ સાથ. વ૦ ૩
આવી શીદ કરો છો તાણ, કો૦ નહી આપુ મહીનુ દાણ. વ૦ ૪
કહો છો વઢવા જેવાં વેણ, કો૦ તમે બ્રહ્માનન્દના સેણ. વ૦ ૫

પદ ૧૩૩૬ મું.

અમે ઓળખ્યા તમને આજ, તમે ધૂતારડા રે;
આવી બાઝો છો શા કાજ કે, પ્રીતમ પ્યારડા રે. ટેક.
સૌ જાણે છે સસાર, તમે૦ સરવ વશ કીધી વ્રજનાર. પ્રી૦ ૧
શીખ્યા ધૂતપણાનાં કામ, તમે૦ વહાલા ધૂત્યું ગોકુલ ગામ. પ્રી૦ ૨
વારી કહ્યું માનોને કહાન, તમે૦ શીદ અમને કરો હેરાન. પ્રી૦ ૩
શાને રોકી ઉભા વનમાંય્ય, તમે૦ જાવા દ્યો જાદવરાય. પ્રી૦ ૪
આવી શાને કરો છો રીસ, તમે૦ વહાલા બ્રહ્માનંદના ઇશ. પ્રી૦ ૫

પદ ૧૩૩૭ મું.

વનમાંય્ય વજાડે વેણુ, ગોવિંદો ગારડી રે;
સુણી મનડું થઇ ગયું મેણ, મોહી મૈયારડી રે. ટેક.
ગાવે માંહી મધુરા ગીત, ગો૦ ચાલમાંહી ચોરાણું ચિત્ત. મો૦ ૧

કરી નેણાં કેરી ચોટ, ગો૦ સુધ ભુલી થઇ લોટપોટ. મો૦ ૨
કરી સામું જોઇને સાન, ગો૦ થઇ ગીત સુણી ગુલતાન. મો૦ ૩
આવી ઉભલો જમુના તીર, ગો૦ જોઇ ભરવું ભૂલી નીર. મો૦ ૪
અતિ કરે છે ખ્યાલ અનૂપ, ગો૦ બ્રહ્માનન્દ કહે સુંદર રૂપ. મો૦ ૫

## પદ ૧૩૩૮ મું.

હેલી હેમ કડા બે હાથ, સલુણો શ્યામળો રે;
રમે ગ્વાલિડાને સાથ, એનો જોને આમળો રે. ટેક.
વળી છોગલા મેલે શીશ, સ૦ ચડે રમતાં જમતાં રીસ. એ૦ ૧
કરે વાંક વિના વઢવેડ, સ૦ જાઇએ બહાર તો હોડે કેડ. એ૦ ૨
કરવા દે નહી ઘરના કામ, સ૦ હેરે હેરણાં આઠો જામ. એ૦ ૩
ન્હાયે જમુના ખેલે ખેલ, સ૦ જળ પૂરમાં ઠેલાઠેલ. એ૦ ૪
બ્રહ્માનન્દ કહે જો એની રીત, સ૦ કરે જોર જોરાયે પ્રીત. એ૦ ૫

## પદ ૧૩૩૯ મું.

ઓરા આવોને સુંદર શ્યામ, પૂછું એક વાતડી રે;
હૈડાંની પુરો હામ, ઠરે મારી છાતડી રે. ટેક.
સરવે જાણીને થાઓ અજાણ, પૂ૦ છે આગુની ઓળખાણ. ઠ૦ ૧
આવી કરો અલોકીક ખ્યાલ, પૂ૦ રુડાં લટકાં દેખું લાલ. ઠ૦ ૨
તમે જાઓ માં બીજે ઘેર, પૂ૦ કરો આવીને લીલા લેહેર. ઠ૦ ૩
આજ રાતાં થયાં છે નેણ, પૂ૦ વહાલા બોલોને સુંદર વેણ. ઠ૦ ૪
પેહેરો કેશરીયા શીરપાવ, પૂ૦ નિત બ્રહ્માનન્દના નાવ. ઠ૦ ૫

## પદ ૧૩૪૦ મું.

મારે તમથી લાગી પ્રીત, નટવર નદના રે;
ગુલતાન થઈ તારે ગીત, મેટાવણ ફદના રે. ટેક.
કરુ તન મારુ કુરબાન, ન૦ તમ ઉપર જીવન પ્રાણ. મે૦ ૧
કીધો જગ વેરી તમ કાજ, ન૦ મે તો લોકની મેલી લાજ. મે૦ ૨
તમ કાજ સજ્યા શણગાર, ન૦ આવો મંદિરીયે મોરાર. મે૦ ૩
લાગ્યો રસીયા તારો રંગ, ન૦ મારે આનન્દ વાધ્યો અંગ. મે૦ ૪
તમથી જોડ બની જગદીશ, ન૦ છો બ્રહ્માનંદના ઇશ. મે૦ ૫

## પદ ૧૩૪૧ મું—રાગ ગરબી.

નાનકડા રે નાનકડા તમે નદકુમાર, આવો તે ફેલ ન કીજીએ. ના૦ ૧
માં રોકો રે માં રોકો વનમાં પરનાર, પાઇએ તે ગોરસ પીજીએ. ના૦ ૨

તમે થયા છો રે તમે થયા છો મોહન મેવાર, અમે તમથી બહુ બીજીએ. ના૦ ૩
માથે લાગે રે માથે લાગે મેંડાનો ભાર, કેમ કરી ઉભાં રીજીએ. ના૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના વહાલા લાગે છે વાર, રીત માગો તે લીજીએ. ના૦ ૫

પદ ૧૩૪૨ મું.

સહુ જાણે રે સહુ જાણે વહાલા તારી વાત, ચોરી છે તારા ચિત્તમાં. સ૦ ૧
દીસે છે રે દીસે છે દીલડામાં ઘાત, બહાર બોલાવો છો પ્રીતમાં. સ૦ ૨
નવ કરીએ રે નવ કરીએ આવડી ઉતપાત, મળે નહીં લાભ ફજીતમાં. સ૦ ૩
હું જાણુ રે હું જાણું જાદવ તારી જાત, રહેજે પોતાની રીતમાં. સ૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના વહાલા દી ને રાત, ઘેલી ફરુ તારા ગીતમાં. સ૦ ૫

પદ ૧૩૪૩ મું.

નહીં આપુ રે નહીં આપું મહીડાનું દાણ, સમજીને વેણ ઉચારીએ. ન૦ ૧
નવ કરીએ રે નવ કરીએ હૈયા જોર હલાંણુ, વિનતડી ઉર ધારીએ. ન૦ ૨
નથી લીધી રે નથી લીધી મુજને વેચાણ, મેહેણાં દેઈ નવ મારીએ. ન૦ ૩
તમે આવડી રે તમે આવડી શીદ રાખો છો તાણ, જાઇ ગોકુલ ગાયુ ચારીએ. ન૦ ૪
બ્રહ્માનદના રે બ્રહ્માનંદના વહાલા ચતુર સુજાણ, વાત હૃદે વિચારીએ. ન૦ ૫

પદ ૧૩૪૪ મું.

છેટે રેહેજે રે છેટે રેહેજે મહીડાના ચોર, દાણ જોરાએ નહીં જડે. છે૦ ૧
જાણુ છુ રે જાણુ છુ જાદવ તારુ જોર, તું મોટો તે અમ વડે. છે૦ ૨
નવ ચડીએ રે નવ ચડીએ પરનારીને નોર, શું જાણે શુ નિવડે. છે૦ ૩
ફાટે છે રે ફાટે છે સાલુડાની કોર, એમાં તારુ નહીં ઉઘડે. છે૦ ૪
બ્રહ્માનદના રે બ્રહ્માનદના વહાલા નફ્ટ નઠોર, બાઝીશ માં મહીને ઘડે. છે૦ ૫

પદ ૧૩૪૫ મું.

તારે શું છે રે તારે શું છે મોહન મનમાય, બાઝ માં મહીની ગોળીએ. તા૦ ૧
એ વાતે રે એ વાતે કોઇનુ ઘર જાય, વનમા પગેરાં ન ખોળીએ. તા૦ ૨
તું તો નવરો રે તું તો નવરો વનમા મોરલી વાય, ચઢાવ્યાં તેં ચકડોળીએ. તા૦ ૩
શાને બોલે રે શાને બોલે અહીંયા ખોટી થાય, નદની ગાયુ ટોળીએ. તા૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનદના વહાલા આ શી બલાય, દહાડી દહાડી નવ રોળીએ. તા૦ ૫

પદ ૧૩૪૬ મું.

તારો પિતા રે તારો પિતા છે નદ આહીર, તું તે રાજા કયાયનો. તા૦ ૧
શાને બોલે રે શાને બોલે ફાડે છે ચીર, મર્મ હું સમજી માંયનો તા૦ ૨
ખાધી ઝાઝી રે ખાધી ઝાઝી ગોકુલમાં ખીર, એ પરતાપ તો આંયનો. તા૦ ૩

થઇ બેઠો રે થઇ બેઠો કારમો અમીર, વાતે મોટો દીસે નાંચનો. તા૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના વહાલા જમુનાને તીર, છલ કેમ રહેશે છાંયનો. તા૦ ૫

પદ ૧૩૪૭ મું.

છોરા નંદના રે છોરા નંદના તારે નહી લાજ, વણુ સમજે તું બાઝ માં. છો૦ ૧
નથી આવ્યું રે નથી આવ્યું તારે ઘેર રાજ, મહીની મટુકી ભાંજ માં. છો૦ ૨
સર્વે તારે રે સર્વે તારે વઢવાનો સાજ, તતપર છો એ કાજમાં. છો૦ ૩
જાણે બોલે રે જાણે બોલે મહારાજાધીરાજ, ગાયુ ચારીને ગાજ માં. છો૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનદના વહાલા વઢવા કાજ, આવી છું ઝાઝી દાઝમા છો૦ ૫

પદ ૧૩૪૮ મું.

તુંને કહું છું રે તુંને કહું છું કુડા બોલા કહાન, આડો ઉભો શીદ વાટમાં. તું૦ ૧
અમને કીધાં રે અમને કીધાં વનમાં હેરાન, જળ જમુનાના ઘાટમાં. તું૦ ૨
દીસે છે રે દીસે છે મનમાં સેતાન, દૃષ્ટિ છે મહિના માટમાં. તું૦ ૩
કોણ કેહેશે રે કોણ કેહેશે તુજને ભગવાન, નવરો ફરતો લાટમાં. તું૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના વહાલા મોરલીના તાન, થકીત ભઇ તારા ઘાટમાં. તું૦ ૫

પદ ૧૩૪૯ મું.

વાલા લાગો રે વાલા લાગો છોગાળા છેલ, પ્રીતમ જીવન પ્રાણુ છો. વા૦ ૧
આવી વળગો રે આવી વળગો બળીયા મારી બેલ, બાવન સુખની ખાણુછો. વા૦ ૨
રૂપાળા રે રૂપાળા રસીયા રંગરેલ, આખલડીના ભાણુ છો. વા૦ ૩
હું તો આવીશ રે હું તો આવીશ ગીરધર તારી ગેલ, મારી સેજડલીની
સુવાણુ છો. વા૦ ૪
બ્રહ્માનંદના રે બ્રહ્માનંદના વહાલા અલબેલ, જગપતિ અતર જાણુ છો. વા૦ ૫

૧૩૫૦ મું–રાગ ગરબી.

જાણ્યાં જાણ્યાં રે અમે જાણ્યાં, મારા વાલીડાનાં જાદુડાં સરવે
અમે જાણ્યાં. ટેક.
જમુનાને તીરે વહાલે રાસ રચીને, વશી વજાડી ચિત્ત તાણ્યાં. મા૦ ૧
મધ રાતે અમને વનમાં તેડાવ્યાં, તરછોડીને પત વાણ્યાં. મા૦ ૨
હવે જાઈ મથુરામાં બેઠા, અમને ચિત્તમાં નવ આણ્યાં. મા૦ ૩
બ્રહ્માનંદ કહે કુબજા સંગાથે, મનગમતા સુખ માણ્યા. મા૦ ૪

પદ ૧૩૫૧ મું.

જોયું જોયું રે અમે જોયું, મારા વાલીડાનું હેતડલું અમે જોયું. ટેક.
અમે એથી કાંઇ પાછું નવ રાખતાં, દેતાં સર્વે દોયું ને વલોયું. મા૦ ૧

લોક લાજ ઘર કાજ વિસારીને, અમે એમાં ચિત્ત પ્રોયું. મા૦ ૨
અમે એ સારુ રોઇ રોઇને, બાળું જોબન ખોયું. મા૦ ૩
બ્રહ્માનદ કહે મથુરાં જાઈને, મન કુબજા સંગ મોહ્યું. મા૦ ૪

## પદ ૧૩૫૨ મું.

ભાળી ભાળી રે અમે ભાળી, મારા વાલીડાની માયા બેની અમે ભાળી. ટેક.
એક થઇ અમ સાથે વહાલો, રમતા લેઇ હાથ તાળી. મા૦ ૧
જોગીની પેઠે પછી ઉઠી ચાલ્યા, પાછું જોયું નહી વાળી. મા૦ ૨
કુડો સાચો સદેશો ન કહાવ્યો, મથુરા જાઇ વનમાળી. મા૦ ૩
બ્રહ્માનંદ કહે હવે શાને આવે, કુબજા મળી રૂપાળી. મા૦ ૪

## પદ ૧૩૫૩ મું.

દીઠી દીઠી રે અમે દીઠી, મારા વાલીડાની માયા બેની અમે દીઠી. ટેક.
મથુરા જાઇને લખી ન મેલી, કાગળીયાની અમને ચીઠી. મા૦ ૧
પ્રીત કરી પરજાલી ગયા વહાલો, અંતરમાં અંગીઠી. મા૦ ૨
કાળા હતા તે ગોરા થયા હવે, કુબજાએ કીધી જ્યારે પીઠી. મા૦ ૩
બ્રહ્માનન્દ કહે એને આગે જાઇ, વાતુ કરે છે મીઠી મીઠી. મા૦ ૪

## પદ ૧૩૫૪ મું-રાગ ગરબી.

સખી મારુ ચિત્ત ચોર્યું રે, મોહન મોરલીવાળે. સ૦ ૧
મીઠી મીઠી મુખ મોરલી વાઈને, રગભીને રૂપાળે. સ૦ ૨
ભોળી દેખી મુજને ભરમાવી, આંખડલીને ચાળે. સ૦ ૩
ગાયાં રે ગીત અનોપમ સજની, લટકાં કરીને લટકાળે. સ૦ ૪
બ્રહ્માનન્દ કહે મુજને વશ કીધી, છળી એ છેલ છોગાળે. સ૦ ૫

## પદ ૧૩૫૫ મું.

કાનુડો કેડે પડ્યો રે, શું કરીએ હવે હેલી. કા૦ ૧
સૌ દેખતાં આવે મારે મદિરીએ, બળવત બારણું ઠેલી. કા૦ ૨
એક ઘડી જપવા નવદેવે, જગવે આવી વેલી વેલી. કા૦ ૩
પ્રથમ તો એ મરજાદમાં રેહેતો, હવે થયો બહુ ફેલી. કા૦ ૪
બ્રહ્માનંદ કહે એનાં દુઃખથી, અમે જાઇશું ગોકુલ મેલી. કા૦ ૫

## પદ ૧૩૫૬ મું.

સખી મુને ઘેલી કરી રે, કામણગારે કહાને. સ૦ ૧
મન હર્યું મારુ મોરલી વાઈ, માંઈ મત્ર ભણ્યો છાંને છાંને. સ૦ ૨

સરવે ગોકુલીયાને ચાક ચડાવ્યું, એણે નંદને છોકરે નાને. સ૦ ૩
સૌ દેખતાં છેડ કરે મારી, કહું પણ કહ્યું ન માને. સ૦ ૪
બ્રહ્માનંદ કહે શું કરીએ બાઇ, આવી પડ્યાં એને પાને. સ૦ ૫

## પદ ૧૩૫૭ મું.

જશોદા પુત્ર તારો રે, કેડો નથી મેલતો મારો. જ૦ ૧
જયારે જોઉં ત્યારે આંગણે આવીને, ઉભો રહે સાંજ સવારો. જ૦ ૨
કેદીક બેસે ઘરમાંહી ગરીને, કેદી બોલે ગાળ્યુ રહી બારો. જ૦ ૩
ઢોળે ફોડે વળી ઘર ઢઢોળે, આળ્યું કરે આલીગારો. જ૦ ૪
બ્રહ્માનદ કહે અમને ગોકુલમાં, વસવા દીયો તો એને વારો. જ૦ ૫

## પદ ૧૩૫૮ મું.

આ નંદનો નાનડિયો રે, અલવ કરે છે આવી આવી. આ૦ ૧
સજની મારુ ચિત્ત એણે ચોર્યું, ગિત મધુરાં ગાવી ગાવી. આ૦ ૨
ડાહ્યો થઈને ડોક હલાવે, બોલે છે વેણુ ચાવી ચાવી. આ૦ ૩
એકલી જોઇને છાનો ઘેર આવે, એમ એને લવ ફાવી. આ૦ ૪
બ્રહ્માનન્દ કહે મુજને કાનુડે, ભૂરકી નાંખીને ભરમાવી. આ૦ ૫

## પદ ૧૩૫૯ મું.

બેની એને શું કહીએ રે, પેસે છે ઘર રેઢુ જોઈ. બે૦ ૧
હુકમ સહીત પોતાને હાથે, દુધ પીયે છે ગાવડી દોઇ. બે૦ ૨
નિર્લજ સરખે નન્દને છોરે, મુજને લોકમાં વગોઈ. બે૦ ૩
શું જાણીયે એણે શું કરીને, વ્રજ વિનતા એને મોઈ. બે૦ ૪
બ્રહ્માનન્દના સ્વામીની સંગે, લોક લાજ સર્વે ખોઈ. બે૦ ૫

## પદ ૧૩૬૦ મું.

આવો ઓરા અલબેલા રે, ગીરધર ગોઠડી કીજે. આ૦ ૧
છેલ છબીલા મારી સેજ પધારો, પ્રેમ અધર રસ પીજે. આ૦ ૨
કરુણાના ભડાર તમે છો, દયા કરીને સુખ દીજે. આ૦ ૩
રંગ વધે તમ સગેજ રમતાં, અંગ આલિંગન લીજે. આ૦ ૪
બ્રહ્માનન્દ કહે તમને ભેટંતાં, સરવે કારજ સીજે. આ૦ ૫

## પદ ૧૩૬૧ મું.

પધારો પાતળીયા રે, સુંદરશ્યામ સોહાગી. પ૦ ૧
તમ કારણુ શ્યામળીયા રે વહાલા, સેજડી બીછાઈ રેણુ જાગી. પ૦ ૨

હસી રમી પેહેલી પ્રીત કરીને, હવે થયા કેમ ત્યાગી. ૫૦ ૩
બીજે તે મારૂં મન નવ માને, તમ સાથે રઢ લાગી. ૫૦ ૪
બ્રહ્માનન્દ કહે તમ સંગે રમતાં, હવે હું થઇ બડ ભાગી. ૫૦ ૫

### પદ ૧૩૬૨ મું.

છબીલા છબી તારી રે, જોઇને લાગે છે મુને પ્યારી. છ૦ ૧
ફેંટો કસુંબી ફૂલડે છાયો, વળી સુંથણીની શોભા ન્યારી. છ૦ ૨
અંગોઅંગ આભૂષણુ શોભે, કાને કુંડલ મકરાકારી. છ૦ ૩
નખ શીખ શોભા બની રે અલોકિક, દેખી મોહી છે વ્રજનારી. છ૦ ૪
છેલ છબીલા તારી છબીના ઉપરે, જાય બ્રહ્માનંદ બલિહારી. છ૦ ૫

### પદ ૧૩૬૩ મું.

મોહીલા મન મોહ્યું રે, મન મોહ્યુ છે કાંઇ મારુ. મો૦ ૧
સગુ કુટુંબ પિયર સાસરીયું, સર્વે લાગે છે મુને ખારુ. મો૦ ૨
શું જાણું મુજને શું કીધું, મુખ મેલ્યું ન જાય હવે તારુ. મો૦ ૩
આઠે પોહોર શ્યામળીયા રે વહાલા, તારુ ચરણુ કમલ હૈયે ધારુ. મો૦ ૪
બ્રહ્માનન્દના વહાલા તમ ઉપર, તન મન ધન લઇ વારુ. મો૦ ૫

### પદ ૧૩૬૪ મું.

હઠીલા હઠ મેલો રે, હઠ મેલીને આવો ઓરા. હ૦ ૧
આવો મોંઘા શું થાઓ અલબેલા, તમે છો નદજીના છોરા. હ૦ ૨
ફૂલડાની માળા પેરી ફૂલો માં, વળી ફૂલોમાં માથે ઘાલી તોરા. હ૦ ૩
ઉભી હું કયારની અરજ કરુ છુ, નિર્દય નફટ નિઠોરા. હ૦ ૪
બ્રહ્માનદના વહાલા વિચારો, હું જાઇશ તો રહેશો તમે કોરા. હ૦ ૫

### પદ ૧૩૬૫ મું.

કહાનુડા સત્ય કહેજો રે, કુણુ છે તમને વહાલી. ક૦ ૧
તેડા વિના તેને મદિરીયે, છાંના જાઓ છો ત્યાં ચાલી. ક૦ ૨
અની ઠની રુડી પાઘ બાધીને, વળી જાઓ છો છોગલા ઘાલી. ક૦ ૩
તેની આગળ ઓશીયાળા થઈને, વાતુ કરો છો કાલી કાલી. ક૦ ૪
બ્રહ્માનન્દના સ્વામી વહાલીડા, તમને લીધા શું આલી. ક૦ ૫

### પદ ૧૩૬૬ મું–રાગ ગરબી.

એકલડાં કેમ રહેવાય, તમ વીના વહાલાજી;
મદિરીયું ખાવા ધાય, તમ વીના વહાલાજી. ટેક.
હૈયાંની પુરે કુણુ હામ. ત૦ મારે હાથ ન લાગે કામ. ત૦ ૧

કુણ જાણે દીલની વાત, ત૦ સુખ નાવે દી ને રાત. ત૦ ૨
મારે જુગ તુલ રજની જાય, ત૦ મહા દુઃખ છે હૈડામાંય. ત૦ ૩
બ્રહ્માનંદના સ્વામી જાણુ, ત૦ હું કેમ કરી રાખું પ્રાણ. ત૦ ૪

## પદ ૧૩૬૭ મું.

મરમાળા મારે મોહોલ, આવો અલબેલા;
છોગાળા સુંદર છેલ, આવો અલબેલા. ટેક.
હું સજી રહી શણગાર, આ૦ મારા પ્રાણતણા આધાર. આ૦ ૧
હું જોઇને રહી છું વાટ, આ૦ મે ખાંતે ઢાળી ખાટ. આ૦ ૨
જાણો છો રસની રીત, આ૦ પાતળીઆ તમથી પ્રીત. આ૦ ૩
બ્રહ્માનદ કહે મચે ખેલ, આ૦ રંગડાની કરવા રેલ. આ૦ ૪

## પદ ૧૩૬૮ મું.

નયણાને ચાળે નાથ, પ્રીતમ પાતળીયા,
મન ફરે તમારે સાથ, પ્રીતમ પાતળીયા. ટેક.
કામણીયાં કીધાં કોય, પ્રી૦ વણ દીઠે સુખ નવ હોય. પ્રી૦ ૧
મારે હાથ ન લાગે કામ, પ્રી૦ શું કીધું સુંદર શ્યામ. પ્રી૦ ૨
કારણ છે મોરલી માંય, પ્રી૦ સાંભળતાં સુધ વિસરાય. પ્રી૦ ૩
બ્રહ્માનદના સ્વામી છેલ, પ્રી૦ હું આવીશ તારી ગેલ. પ્રી૦ ૪

## પદ ૧૩૬૯ મું.

આવોને રમીએ આજ, જગના જીવનજી;
રસમાં ચતુરા છો રાજ, જગના જીવનજી. ટેક.
સેજડી બની છે સાર, જ૦ માણોને નન્દકુમાર. જ૦ ૧
મુજ દાસી ઉપર મેહેર, જ૦ આવીને કરોને લીલા લેહેર. જ૦ ૨
મારુ તનડુ ટાઢું થાય, જ૦ હૈડામાં હરખ ન માય. જ૦ ૩
બ્રહ્માનદ કહે વારમવાર, જ૦ તમ સાથે લાગ્યો પ્યાર. જ૦ ૪

## પદ ૧૩૭૦ મું.

મે જાણી છે તારી વાત, કપટી કાનુડા;
છે દીલમાં તારે ઘાત, કપટી કાનુડા. ટેક.
વન તેડ્યાં વજાડી વેણુ, ક૦ રઝળાવ્યા સારી રેણ. ક૦ ૧
તું સાથે કરતા પ્રીત, ક૦ જગમાંહી થયા ફજીત. ક૦ ૨
તારા પ્રાક્રમનો નહી પાર, ક૦ તું હુન્નર કરે હજાર. ક૦ ૩
બ્રહ્માનંદ કહે ન કરીશ છેડ, ક૦ નહી તો થાશે વઢવેડ. ક૦ ૪

### પદ ૧૩૭૧ મું.

મુને એકલડી નવ જાણુ, નંદના નાનડીયા;
નહી આપું મહીનું દાણુ, નદના નાનડીયા. ટેક.
જાણું છું તારો તોલ, નં૰ મુખ વિચારીને બોલ. નં૰ ૧
આવડી કેમ માંડી આળ, નં૰ તું ગાયુંનો ગોવાળ. ન૰ ૨
સૌ જાણે તારી વાત, ન૰ ન્હાસી આવ્યો અધરાત. ન૰ ૩
બ્રહ્માનદ કહે વઢવા કાજ, ન૰ જાણીને આવી છું આજ. ન૰ ૪

### પદ ૧૩૭૨ મું.

કેમ માંડી બેઠો ફેલ, છોટા છોકરડા;
દોડે છે પરનારી ગેલ, છોટા છોકરડા. ટેક.
તુંને કોય નથી કેનાર, છો૰ માટે થયો છે મેવાર. છો૰ ૧
તે મેટી જગ મરજાદ, છો૰ આવડલી શી ઉદમાદ. છો૰ ૨
ગાયુના ચારણહાર, છો૰ રોકે છે કેમ પરનાર. છો૰ ૩
બ્રહ્માનંદ કહે મહીના ચોર, છો૰ જાણું છુ તારુ જોર. છો૰ ૪

### પદ ૧૩૭૩ મું.

નવ ડરશો મુજથી નાથ, સુંદર શ્યામળીયા;
હુ હવે તમારે હાથ, સુંદર શ્યામળીયા. ટેક.
કરજો મન ગમતું કાન, સુ૰ પ્રીતમ અધરામૃત પાન સુ૰ ૧
કે આગે નહી કહું વાત, સું૰ જેમ પડી પટોળે ભાત. સું૰ ૨
બોલ્યાની ઉપર રીત, સું૰ તમથી લોભાણું ચીત. સું૰ ૩
બ્રહ્માનદના સ્વામી સેણુ, સું૰ નિરખી હરખે છે નેણુ. સું૰ ૪

### પદ ૧૩૭૪ મું–રાગ ગરબી.

સાચું બોલો શ્યામ સલુણા, કુણ તમને વહાલી વારી;
વણ તેડ્યા તેને મંદિરીયે, જાઓ છો ચાલી વારી. ૧
સમ છે તમને કેજો સાચું, અમથી મ ડરજો વારી;
પછે તમારા મનમા આવે, તેમ જાઇને કરજો વારી. ૨
અમે તમારી અટકળ કીધી, મન બીજે માન્યું વારી;
હીયે હોય તે હોઠે આવે, કેમ કરી રહે છાનું વારી. ૩
અમે તમારે કેડે ફરીયે, તે મનમાં નાણો વારી;
તેને ઘેર જઈ મહી વલોતાં, નેતરડુ તાણો વારી. ૪
તેને તમે તમારે એથી, પ્રીતડલી બાંધી વારી;
કોઈ પેરની આવી એણે, કામ કળા સાધી વારી. ૫

કુણ જાણે જે શાં તપ કીધાં, જે એ તમને ભાવી વારી;
એને સાથે જોર બંધાણી, પ્રીતડલી આવી વારી. ૬
સૌ સૈયરમાં હળતા મળતા, રસીયાજી રહો છો વારી;
ઉંડી વાતુ અંતરગતની, જાઇ તેને કહો છો વારી. ૭
હરતા ફરતા તેના ઘરની, રાખો છો રખવાળી વારી;
બ્રહ્માનન્દ કહે જોડ બની છે, રુડી રૂપાળી વારી. ૮

પદ ૧૩૭૫ મું.

આવ સખી એકાંતે કહું, તુંને વહાલાની વાતું એની,
પાડોશણુસું પ્રીત કરી, તે નથી ખમાતું એની. ૧
દહાડી એના મંદિરીઆમાં, અણુતેડ્યો આવે એની;
એનું મુખડું ભાળી ભાળી, તાળી દેઈ ગાવે એની. ૨
જેવે તેવે મન નવ માને, રંગ નવલે રાચે એની;
એને આગે આંટી મેલી, નચવે તો નાચે એની. ૩
બીજાના તો મેવા મીસરી, મીઠાં નવ લાગે એની;
એને આગે ઓશીયાળા થઈ, મહી માંખણુ માગે એની. ૪
કંઈ પેરના કહાનકુંવરને, કામણીયા કીધાં એની;
એ આગે તો એમ વરતે, જાણે વેચાતા લીધા એની. ૫
એના ઘરની સરવે ચિન્તા, ઉપાડી માથે એની;
બીજા શું તો અવળા વરતે, સુધા એ સાથે એની. ૬
એને આગે ડરતા ડરતા, છોગાળો ચાલે એની;
એને ઘેર એકાંતે જઇને, મન ગમતું માલે એની. ૭
વાલોજી એને મન વસીયા, એને એ પ્યારી એની;
બ્રહ્માનંદનો વાલો વશ કીધા, ધન્ય તે વ્રજનારી એની. ૮

પદ ૧૩૭૬ મું.

ચાલ સખી સાંભળવા જાઈએ, વશી વાલાની હેલી;
મધુરે સુર મન પ્રાણુ હરે છે, નન્દલાલાની હેલી. ૧
ચાલ અનોપમ એની મારુ, ચીત્તડુ ચોરે છે હેલી;
લટકાળાના લટકાં માંહીથી, કાળજ કોરે છે હેલી. ૨
ગોવાળા સંગ રાતો માતો, રગડાનો ભીનો હેલી;
હું જોઇને ગુલતાન થઈ મુખ, મરકલડો એનો હેલી. ૩
મુખડાને મરકલડે મારુ, મનડુ લોભાણું હેલી;
બેઠા સુતા એ વીના બીજું, કાંઈ નવ જાણું હેલી. ૪

આંખ્યુંને ઉલાળે વ્રજવિનતાને, વશ કીધી હેલી;
પ્રેમ અધર રસ પાઇને જાણે, વેચાતી લીધી હેલી. ૫
ચાલ ચાલ શું બેશી રહી, જલદીથી જઈએ હેલી;
મોહનજીની મૂર્તિ નિરખી, અતિ સુખીયા થઇએ હેલી. ૬
શુ કહું શોભા સુંથણલીની, કેડે કંદોરો હેલી;
લાલ કસુંબી ફેટા ઉપર, પુલડાનો તોરો હેલી. ૭
ચસકો લાગ્યો શ્યામળીયાથી, સુંદર સવાદે હેલી;
બ્રહ્માનન્દ કહે મન વેધાણુ, મોરલીને નાદે હેલી. ૮

## પદ ૧૩૭૭ મું.

આજ સખી અલબેલો મુજને, મારગમાં મળીયા સજની;
મેહેર કરી મુજ ઉપર વહાલો, અઢળક ઢળીયા સજની. ૧
હેત ઘણે હૈડામાં ભીડી, આલીંગન લીધું સજની;
જે જે મારા મનનુ ગમતું, તે સરવે કીધું સજની. ૨
અચરજ સરખો આનંદ મારા, ઉરમાં ન માયો સજની;
આમા સામો પ્રેમ મધુર* રસ, પીધો ને પાયો સજની. ૩
પ્રેમ સહીત નિરખીને વહાલે, લીધી હાથ તાળી સજની;
તેણે મારા મનમાં હું તો, થઈ છું મતવાળી સજની. ૪
હું તો વહાલાને કંઠે વળગી, મરજાદા મેલી સજની;
શ્યામળીયાને સંગે થઇ છે, આનદની એલી સજની. ૫
સર્વ મળીને જાતી હતી, સૈયરની ટોળી સજની,
તેમાંથી મુજને કર ઝાલી, રગડામાં રોળી સજની. ૬
વહાલાના મુખડાની વાતુ, વર્ણવી નવ જાયે સજની;
જેવું છે તેવું સમજીને, જાણી રેહેવાયે સજની. ૭
મોહનજીને મળતાં આનદ, વાધ્યો છે અગે સજની;
બ્રહ્માનદ મહાસુખ પામી, શ્યામળીઆ સગે સજની. ૮

## પદ ૧૩૭૮ મું-રાગ ગરબી.

ઓરા ઓરા આવો રે, મોહન મતવાળા;
રગના રગીલા રે, કે સુંદર છોગાળા. ૧
તમને નિરખીને રે, ઠરે મારાં લોચનીયાં;
સર્વે લટકાં તમારાં રે, કે મન મારે રોચનીયાં. ૨

* "પ્રેમે અવર રસ" પાઠાન્તર છે

જોઇ મુખડું તમારું રે, કે મન મારું મોહીને રહ્યું;
અંતર સુખ ઉપન્યું રે, કે દુઃખ મારું દૂર ગયું. ૩
રસીયા સરવ જાણો રે, કે રસની રીતલડી;
તમ સાથે બાંધી રે, કે પુરણ પ્રીતલડી. ૪
બહુ કામકળામાં રે, કે જીવન જાણો છો;
નેણુંને ચાળે રે, કે મન મારુ તાણો છો. ૫
સહુને દેખંતાં રે, કે ઠાલા નવ વળ ચડીએ;
બ્રહ્માનંદના સ્વામી રે, કે પધારોને સેજડીએ. ૬

## પદ ૧૩૭૯ મું.

અલબેલા આવો રે, કે મળીએ એકાંતે;
સુંદર સેજડીએ રે, કે ખેલાડું ખાંતે. ૧
જુગતીથી જીંવન રે, કે તમને જમાડું;
મારા હ્રદીયા ઉપર રે, કે રૂડે* રમાડું. ૨
નૌતમ સુખ આપો રે, કે નટવર નાવલીયા;
પલંગે પોઢાડી રે, કે ચાંપું હું પાવલીયા. ૩
જે જે કાંઈ જોઇએ રે, કે આપું તે આણી;
હું તો હાથ તમારે રે, કે વાલમ વેચાણી. ૪
છું દાસી તમારી રે, કે પોતાની જાણો;
મારે મંદિર આવી રે, કે મનગમતું માણો. ૫
મારું તે તમારું રે, કે દીલમાં શાને ડરો;
બ્રહ્માનંદના સ્વામી રે, કે લીલા લેહેર કરો. ૬

## પદ ૧૩૮૦ મું.

એકલડી જાણી રે, કે પાલવ તાણો છો;
તમે મનમાં તમારા રે, કે વહાલા શું જાણો છો. ૧
એમાંથી મોટી રે, કે ફજેતી બહુ થાશે;
સરવે ખબર તમારી રે, કે કંસ કને જાશે. ૨
કંસને ઓળખીને રે, કે ચડજો એ વાતે;
એની બીકે ભાગી રે, કે આવ્યા અધ રાતે. ૩
આ લખણે તમારે રે, કે નંદનું ઘર જાશે;
વારૂ કોઇ હશે રે, કે તે તમને જોશે. ૪

* "હેતે" એવો પાઠાન્તર છે.

વનમાં માંડી છે રે, કે અનીતિ આવડલી;
તમને રાખ્યા છે રે, કે ચારવા ગાવડલી. ૫
ગાવડલી ચારીને રે, કે પાધરા પેટ ભરો;
બ્રહ્માનંદના સ્વામી રે, કે વિચારીને જોર કરો. ૬

પદ ૧૩૮૧ મું.

કે દહાડાનો દાણી રે, કે હું તુંને જાણું છું;
નંદનો જાણીને રે, કે મલાજો આણુ છું. ૧
જેને તેને કેડે રે, કે દહાડી દોડે છે;
મહીની મટુકી રે, કે જોરાઇએ ફોડે છે. ૨
મારગડે વેહેતાં રે, કે લૂટે છે મહીઆરી;
કસ પાસે જઇને રે, કે કરાવું વલે તારી. ૩
દોલતને દેખી રે, કે રખે મન ફુલાતો;
તું તો લીધો રે, કે જશોદાએ વેચાતો. ૪
એક હું જાણું રે, કે બીજાને તો છાનો છું;
આવો થા માં ઉતાવળો રે, કે હજી તો નાનો છું. ૫
બ્રહ્માનંદ કેહે વારૂ રે, કે મેલો પરઘરૂણીને;
એવા થાઓ હુંસીલા રે, કે તો બેસોને પરણીને. ૬

પદ ૧૩૮૨ મું.

નાનકડો જાણી રે, કે ઝાઝુ કેહેતી નથી;
કહે તો લક્ષણુ તારા રે, કે દેખાડું સર્વે કથી. ૧
નાનોશો દીસે રે, કે જરા નવ લાજતો;
ગોવાળાના સંગે રે, કે આવે ગાજંતો. ૨
નંદ ને જશોદા રે, કે ગોરાં ગાત્ર વડે;
તું કાળો કેમ છો રે, કે સૌને ભરમ પડે. ૩
તારા માતપિતા તો રે, કે ભોળા બેઉ જણા;
તુજમાં દીસે છે રે, કે ઘાતલડી ને ફેલ ઘણાં. ૪
માબાપમાંયે કોઇનો રે, કે સ્વભાવ નથી એવો;
આવો અલવીલો રે, કે થયો તું કો જેવો. ૫
બ્રહ્માનંદના વહાલા રે, કે પાલવ મેલ મારો;
લખણુંનો પુરો રે, કે ત્યારે હજી કુંવારો. ૬

પદ ૧૩૮૩ મું.

આણે આચારે રે, કે ગોકુલ કેમ રહેવાશે;
નીત નીત ઉઠી રે, કે કેટલુંક સહેવાશે. ૧

તારે દાડી આવી રે, કે બેસવું એ ઘાટે;
અમારે દાડી રે, કે ચાલવું એ વાટે. ૨
રોકી રાખ્યાની રે, કે તુજને ટેવ પડી;
રોકયાં કેમ રહીએ રે, કે અમે ત્યાં એક ઘડી. ૩
તું તો નિર્લજ સરખો રે, કે અમારે તો લાજ ખરી;
તુજ સરખી હશે રે, કે તે રહેશે તુજને વરી. ૪
હેવા તુજને પડીઓ રે, કે પગેરાં જોવાનો;
આદર માંડ્યો છે રે, કે લજ્યા ખોવાનો. ૫
મુજને જે કહ્યું રે, કે બીજીને મા કહેજો;
બ્રહ્માનન્દના વહાલા રે, કે પાધરા થઈ રહેજો. ૬

## પદ ૧૩૮૪ મું.

ઉપરથી બોલું રે, કે માંહી તો હેત ઘણું;
શું ભાર છે વહાલા રે, કે દહી ને દુધ તણું. ૧
મારા વચન સુણીને રે, કે રખે તમે બી જાતા;
મનગમતું કરજો રે, કે રંગડાના રાતા. ૨
ઉપરથી આમે રે, કે બોલું છું બળમાં;
તમ સારુ આવી રે, કે વસી છું ગોકુલમાં. ૩
કંઇ ઘેલી નથી રે, કે સુધી સાજી છું;
રોકીને રહ્યા છો રે, કે એમાં હું રાજી છું. ૪
ડારો દેખીને રે, કે ન ડરશો કાનુડા;
વહાલા લાગો છો રે, કે નટવર નાનુડા. ૫
કો આગળ જાઇને રે, કે આ નહીં વાત કરુ;
બ્રહ્માનન્દના વહાલા રે, કે ખોટું નહિ કહું છું ખરુ ૬

## પદ ૧૩૮૫ મું.

તમારે ને મારે રે, કે બધાણી પ્રીતડલી;
તે દેખીને દાઝે રે, કે ઓલી સોકલડી. ૧
મારા ઘરના સરવે રે, કે કળો મુને રોજ કરે;
નણુદી ધૂતારી રે, કે સૌના કાન ભરે. ૨
સર્વે કહે છે ઘરના રે, કે મન તારું બીજે છે;
લેતા નામ તમારું રે, કે મુજને ખીજે છે. ૩
જમુના જલ ભરવા રે, કે આવીશ અલબેલા;
તક રાખીને ટાંણે રે, કે આવજો ત્યાં વેહેલા. ૪

વનમાં એકાંતે રે, કે કરશું વાતડલી;
રસબસ થઈ રંગમાં રે, કે ઠરશે છાતડલી. ૫
કાંઈ મીષ લઈ કેહેજો રે, કે આંગણીએ આવી;
મારા મનમાં હું સમજીશ રે, કે વહાલે બોલાવી. ૬
દુણી લઈ આવીશ રે, કે ગાવડલી દોવાને;
બ્રહ્માનંદના વહાલાનું રે, કે મુખડું જોવાને. ૭

પદ ૧૩૮૬ મું—રાગ ગરબી.

ઓરા ઓરા ઓરા આવો, રસના રંગીલા વારી;
મોરલી વજાડો મીઠી, છોગાળા છેલા વારી. ૧
મોહની લાગી છે મુને, તારું મુખ જોઈ વારી;
નંદના નાનડીઆ તારુ, છોગુ દેખી મોહી વારી. ૨
નેહમાં ભર્યા છે નેણાં, લાગે વહાલા વહાલા વારી;
લટકાં કરીને તે તો, અમને કીધાં કાલાં વારી. ૩
આંખુને ઉચાળે ચાળે, ચિત્તડું ચોરાણું વારી;
એકાંતે આવી મુજ સાથે, કરોને ધીંગાણું વારી. ૪
આજ મે તો તારે કાજે, સેજડી સમારી વારી;
આભ્રણુ અંગ પેહેરી જોઉ, વાટડી હું તારી વારી. ૫
બ્રહ્માનન્દના સ્વામી વહાલા, સર્વે મનની જાણો વારી;
તમે છો દયાના સિંધુ, દયા દીલમાં આણો વારી. ૬

પદ ૧૩૮૭ મું.

પધારો પધારો ઓરા, સેજડી પધારો કહાના;
મુજને પોતાની જાણી, જનમ સુધારો કહાના. ૧
તમ કાજે સહ્યાં મેં તો, લોકડીયાના મેહેણાં કહાના;
છેટે રહીને શું બોલો છો, વઢવા જેવાં વેણાં કહાના. ૨
તમ કાજે મેલું સરવે, કુટુંબ વીસારી કહાના;
પાતળીયા આવોને પાસ, આશ છે તમારી કહાના. ૩
હું છું તારી તું છો મારે, હૈડાનો હાર કહાના;
આવીને બોલાવો મુને, વહાલા વારમવાર કહાના. ૪
નીર ઉને નવરાવી, જુગતે જમાડું કહાના;
વળી હું તમારુ માનીશ, શ્યામળીયા સપાડું કહાના. ૫
આવો તો આલિંગન દેઈ, તનડું ટાઢું કરીયે કહાના;
બ્રહ્માનદના સ્વામી વહાલા, અરજી કાને ધરીયે કહાના. ૬

પદ ૧૩૮૮ મું.

ક્હોને આજ કેને સંગે, રંગમાં રોળાણા પ્યારા;
બીતા મુખ બોલો જાણે, સેજડીએ ચોળાણા પ્યારા. ૧
લડથડતા માંડો છો પગલાં, નિદ્રામાં ઘેરાણા પ્યારા;
કુચને કુમકુમે કરી, છાતીમાં રંગાણા પ્યારા. ૨
પાઘડલીના પેચ છુટા, હાર ઉગ્ર હૈયે પ્યારા;
હવે તો લજાતા હશો, દેખાય તે કહીએ પ્યારા. ૩
વેલણ સાટે મેલી આવ્યા, મોરલી મરમાળી પ્યારા;
પીતાંબર વીસારી લાવ્યા, ચુંદડી રૂપાળી પ્યારા. ૪
તમે ચતુરાઈ કરો, તે હું કેમ માનું પ્યારા;
ગાલ ઉપર કાજળ લાગ્યું, તે કેમ રહેશે છાનું પ્યારા. ૫
આજ નથી રાખી આવ્યા, કોઈ વાતે કાચું પ્યારા;
બ્રહ્માનંદના સ્વામી વહાલા, હસી ક્હોને સાચું પ્યારા. ૬

પદ ૧૩૮૯ મું.

શું લલચાવે છેલ છબીલા, દેને મુજને જોવા મીઠા;
છોગલું ધર્યું છે માથે, મનડું મારું મોવા મીઠા. ૧
આવી આગે ઉભો રહેતાં, શું જાય છે તારુ મીઠા;
જીવન તુંને જોઇને હું તો, જનમ સુધારુ મીઠા. ૨
ઉપર વાડે ઉભો રહીને, મોરલી વજાડે મીઠા;
ઓચીંતાનો આવી મુજને, સુતીને જગાડે મીઠા. ૩
મેં તો માથે છેડો નાંખ્યો, લજ્યા તો સંકેલી મીઠા;
હવે કોઇથી ડરતી નથી, આવો છોગા મેલી મીઠા. ૪
તુંને જોયા વીના મારે, સુખ નથી થાતું મીઠા;
મંદિરીયામાં મુંઝાઉં છું, નથીને રે રેહેવાતું મીઠા. ૫
બ્રહ્માનંદના વહાલા કહું છું, જે દીસે તે તારુ મીઠા;
તન મન ધન સર્વે, તુજ માથે વારું મીઠા. ૬

પદ ૧૩૯૦ મું-રાગ ગરબી.

વનમાળી વનમાંથો આવે, વેણુ મધુરી વાતો રે. વ૦ ૧
ફુલડાની વનમાળ બીરાજે, ગોવાળા સંગ ગાતો રે. વ૦ ૨
ગોરજનો ભીનો ગિરિધારી, રૂપાળો રંગ રાતો રે. વ૦ ૩
વાલપણે વ્રજનારને વાંસે, ધાંખ કરી કરી ધાતો રે. વ૦ ૪
બ્રહ્માનન્દનો સ્વામી વાલીડો, હૈડામાં હુલસાતો રે. વ૦ ૫

## પદ ૧૩૯૧ મું.

મોહ્યુ રે મન મારું સજની, શ્યામળીયાની સાથે રે. મો૦ ૧
એ વીના ક્ષણુ ન રેહેવાયે સજની, હું વેચાણી એના હાથે રે. મો૦ ૨
બાંધ્યા છે ફુલડાના બાજુ, મેલ્યાં છે છોગલા માથે રે. મો૦ ૩
આંગણીએ મારે નિત્ય આવીને, ગાવી તે પ્રેમની ગાથે રે. મો૦ ૪
શું જાણું મુને શું કરી નાખ્યું, બ્રહ્માનન્દને નાથે રે. મો૦ ૫

## પદ ૧૩૯૨ મું.

આવે રે અલબેલો વહાલો, સુંદર છેલ છોગાળો રે. આ૦ ૧
લાલ કસુંબી ફેંટા ઉપર, તોરો છે મરમાળો રે. આ૦ ૨
સુંદર ચાલ અલોકીક સજની, સુંદર નેણુનો ચાળો રે. આ૦ ૩
ગોવાળાને સગે ગાતો, મનમોહન મતવાળો રે. આ૦ ૪
બ્રહ્માનંદનો સ્વામી વાલીડો, લાગે છે રુડો રૂપાળો રે. આ૦ ૫

## પદ ૧૩૯૩ મું.

વાલાની વાટડલી જોઇને, બેઠી છું સેજ બીછાઈ રે. વા૦ ૧
મુજને કહે કોઇ એ હરી આવ્યા, તો આપુ હું પ્રાણુ વધાઈ રે. વા૦ ૨
મળવાને કાજે તનડુ તપે છે, જુગતુલ્ય પળ એક જાઈ રે. વા૦ ૩
છળ કીધો શ્યામળીયે મુજને, વાયદો કરી ગયા વાઈ રે. વા૦ ૪
બ્રહ્માનન્દ કહે કેદી હું દેખીશ, હલધરજીનો ભાઈ રે. વા૦ ૫

## પદ ૧૩૯૪ મું–રાગ ગરબી.

મારે મદિર આવો માવજી, હું વારી જાઉ;
મારે ભેટ્યાનો છે ભાવજી, હું વારી જાઉ. ટેક.

પ્રીતમજી સેજ પધારીયે. હું૦ કંઈ ધડક ન મનમાં ધારીયે. હું૦ ૧
આ તન મન ધન છે તમતણુ. હું૦ શું કહી દાખુ મુખથી ઘણું. હું૦ ૨
કાંઈ લોક થકી નથી લાજતી. હું૦ મારુ મનડુ મોયું રાજથી. હું૦ ૩
મારે તમથી લાગી પ્રીતડી. હું૦ તમ વીના ન ચાલે અધ ઘડી. હું૦ ૪
બ્રહ્માનદ કહે તમે સાચા ધણી. હું૦ હું આદે અંતે તમતણી. હું૦ ૫

## પદ ૧૩૯૫ મું.

આવોને ઓરા અમ ભણી, લેઉ વારણીયાં;
મનુવાર કરાવો શું ઘણી, લેઉ વારણીયાં. ટેક.

મારા દીલડાના દીવાન છો. લે૦ વળી સેજતણી સુવાણુ છો. લે૦ ૧
બીજુ તમથી વહાલું નહિ કશું. લે૦ મારુ ચિત્તડું તમ ચરણે વસ્યું. લે૦ ૨

હું મોહી તમારી ચાલમાં. લે૦ વાલમ બોલાવો વાલમાં. લે૦ ૩
તમે કહાન કુંવર કોડામણા. લે૦ સુખ સાગર અતિ સોયામણા. લે૦ ૪
ધુરંધર સુખના ધામ છો. લે૦ વહાલા બ્રહ્માનંદના શ્યામ છો. લે૦ ૫

પદ ૧૩૯૬ મું.

અલબેલા વર તમ ઉપરે, હું ઘોળી રે;
તમને જોઇને નેણાં ઠરે, હું ઘોળી રે. ટેક.

જાણો છો રસની રીતમાં. હું૦ હું મોહી તમારા ગીતમાં. હું૦ ૧
થીર કરી પોતાની થાપીએ. હું૦ વહાલા એકાંતે સુખ આપીએ. હું૦ ૨
અવિચળ સુખના દાતાર છો. હું૦ મારા પ્રાણતણા આધાર છો. હું૦ ૩
ભુધર છો મનમાં ભાવતા. હું૦ આવો ગીત મધુરા ગાવતા. હું૦ ૪
આપો છો અતી આનંદને. હું૦ વહાલા છો બ્રહ્માનન્દને. હું૦ ૫

પદ ૧૩૯૭ મું.

વાલમજી ભીના વાનને, બલીહારી રે;
ગુણવત મધુરા ગાનને, બલીહારી રે. ટેક.

વ્રજરાજ તમારા વેણુને. બ૦ વળી નિરમળ સુંદર નેણુને. બ૦ ૧
રંગરેલ તમારા રાગને. બ૦ પેચાળી સુંદર પાઘને. બ૦ ૨
હિંડલતા સુંદર હારને. બ૦ વળી શોભીતા શણગારને. બ૦ ૩
પોતે પીરસવાના પ્રેમને. બ૦ નીત નીત વઢવાના નેમને. બ૦ ૪
અતી ડહાપણના ઉપદેશને. બ૦ બ્રહ્માનન્દ કહે નટવર વેશને. બ૦ ૫

પદ ૧૩૯૮ મું.

અલબેલા મંદિર આવીએ, લેઉં ભામણલાં;
બહુ હેત કરી બોલાવીએ, લેઉં ભાંમણલાં. ટેક.

મારા નેણતણા શણગાર છો. લે૦ કોડીલા નન્દકુમાર છો. લે૦ ૧
સુંદર વર આવો સેજડી. લે૦ રહું એક પગે આગે ખડી. લે૦ ૨
લલચાવો શું લાલજી. લે૦ વેગેથી આવો વાલજી. લે૦ ૩
મનગમતી મોજું માણીએ. લે૦ અવગુણ મનમાં નવ આણીએ. લે૦ ૪
બ્રહ્માનન્દની અરજી સાંભળો. લે૦ હેતેથી આવી હળો મળો. લે૦ ૫

પદ ૧૩૯૯ મું.

મારી સેજલડી શોભાવતા, ઓરા આવોને;
વહાલા લોચનીયા લોભાવતા, ઓરા આવોને. ટેક.

નેણુંની ચોટું નાખતા. ઓ૦ આલિંગન કરવા ધાંખતા. ઓ૦ ૧

બહુ હેત કરી બોલાવતા. ઓ૦ મારા દીલડાંને ડોલાવતા. ઓ૦ ૨
ભાવેસું સામું ભાળતા. ઓ૦ રંગડાની રેલુ વાળતા. ઓ૦ ૩
વળી માથે છોગા મેલતા. ઓ૦ ખાંતેસું વાલમ ખેલતા. ઓ૦ ૪
બ્રહ્માનંદ કહે વહાલ વધારતા. ઓ૦ સુંદર વર જનમ સુધારતા. ઓ૦ ૫

### પદ ૧૪૦૦ મું.

પ્રીતમજી મુજને પ્રાણથી, વહાલા છો જી;
મારી નેણનાં બાણથી, વહાલા છો જી. ટેક.
મારા મનગમતા મોરાર છો. વા૦ હેતુ હૈડાના હાર છો. વા૦ ૧
તમે ભુપુના પણ ભુપ છો. વા૦ રાધા વર સુંદર રૂપ છો. વા૦ ૨
તમે દીલડાના દરીયાવ છો. વા૦ નટવર છોગાળા નાવ છો. વા૦ ૩
દામોદર દીન દયાળ છો. વા૦ તમે ગુણવંતા ગોપાળ છો. વા૦ ૪
તમે નિર્મળ કમળદળ નેણ છો. વા૦ વારી બ્રહ્માનંદના શેણ છો. વા૦ ૫

### પદ ૧૪૦૧ મું.

કજીયા ઝાઝા નવ કીજીએ, કજીઆળાજી;
પ્રેમેસું ગોરસ પીજીએ, કજીઆળાજી. ટેક.
કજીઆના મનમાં કોડ છે. ક૦ ડાપણનો ઝાઝો ડોડ છે. ક૦ ૧
કજીઓ કરવાની ટેવ પડી. ક૦ કજીઆ વિના ચાલે નહીં ઘડી. ક૦ ૨
કજીઓ હવે મેલો કહાનજી. ક૦ શીદ લઈ બેઠા તુફાનજી. ક૦ ૩
કજીઆમાં કરવા કામ કૈ. ક૦ નવરાં બેઠા દીન જાયે નૈ. ક૦ ૪
કજીઓ કરવો શા કારણે. ક૦ જોઈ બ્રહ્માનંદ જાય વારણે. ક૦ ૫

### પદ ૧૪૦૨ મું.

ગિરિધારી બેઠા ગોખમાં, શોભો છો જી;
સુંદર પોતાની શોખમાં, શોભો છો જી. ટેક.
પેહેરીને માળા ફુલની. શો૦ વળી વાત કરંતાં હુલની. શો૦ ૧
ડોલરીઆ સરખા દીસતા. શો૦ રંગભર ગોપીસું રીસતા. શો૦ ૨
હરી હેત કરીને હેરતા. શો૦ ફળીઆમાં ઘોડી ફેરતા શો૦ ૩
અંગ ગુઢો રેંટો ઓઢતા. શો૦ પ્રીતમ સુખ સેજે પોઢતા. શો૦ ૪
બ્રહ્માનન્દને સામું દેખતા. શો૦ મુજને પોતાની લેખતા. શો૦ ૫

### પદ ૧૪૦૩ મું.

હુંસે તમે વ્રજમાં આવીયા, હુંસીલાજી;
વ્રજનારીને મન ભાવીયા, હુંસીલાજી. ટેક.

હુસે માસીનો જીવ હર્યો. હું૦ હુંસે ગોવરધન કર ધર્યો. હું૦ ૧
હુંસે બાળક થઈને રમ્યા. હું૦ હુંસે ગોપીને મન ગમ્યા. હું૦ ૨
હુંસે તે ચારી ગાયને. હું૦ હુંસે માર્યો કંસ રાયને. હું૦ ૩
હુંસે ગોપીનાં ચીર હર્યાં. હું૦ કે કૌતક નૌતમ ભાત કર્યાં. હું૦ ૪
હુંસે ગોવાળા સંગ હસ્યા. હું૦ હુંસે બ્રહ્માનંદને મન વસ્યા. હું૦ ૫

પદ ૧૪૦૪ મું.

જાણી ધુતાઈ રાવલી, ધુતારાજી;
વચમાં કોઈ ધુતી નાર મળી, ધુતારાજી. ટેક.

આવા ધુતા તમે કેમ થયા. ધુ૦ અમને કહીને બીજે ગયા. ધુ૦ ૧
કે પાસે શીખ્યા ધુતપણું. ધુ૦ ધુતી લીધું મન અમતણું. ધુ૦ ૨
તમે ધુતા છો તે સૌ જાણે. ધુ૦ અતબાર તમારો કુણ આણે. ધુ૦ ૩
ધુતી કૈયે તેને ખરી. ધુ૦ જેણે તમને રાખ્યા છેતરી. ધુ૦ ૪
બ્રહ્માનંદ કહે ધુતા ઘરના. ધુ૦ હવે આંક ભણો તે મેહેરના. ધુ૦ ૫

પદ ૧૪૦૫ મું.

મારે મંદિર મોજું માણવી, માણીગરજી;
મુજને પોતાની જાણવી, માણીગરજી. ટેક.

અણુતેડા ચાલી આવવું. મા૦ વળી વઢવાનું વીસરાવવું. મા૦ ૧
તમે બહુ ચતુરા અલબેલ છો. મા૦ રૂપાળા રંગની રેલ છો. મા૦ ૨
એક અરજી અંતર ધારવી. મા૦ મુને છેટે રહી નવ મારવી. મા૦ ૩
આવી ભોજન જમો ભાવતાં. મા૦ બહુ હેત કરો બોલાવતાં. મા૦ ૪
બ્રહ્માનંદ કહે હું છું રાજતણી. મા૦ ઠાકરીયા આવો બણી ઠણી. મા૦ ૫

પદ ૧૪૦૬ મું–રાગ ગરબી.

અમને ગયા છો વાઈને રે, વહાલા અમને ગયા છો વાઈને;
તમે ખોટા ખોટા સમ ખાઈને રે, વહાલા અમને ગયા છો વાઈને. ટેક.
એક પગ ભર અમે ઉભલાં રે, ત્યાં કેતા તે કરતાં ધાઈને રે. વ૦ ૧
આળી ગાળી સર્વે તમારી સાંખી રે, મોટા કીધા દુધ પાઈને રે. વ૦ ૨
મથુરાથી લઈ આવજો માવા રે, કુડનું ગાડલું કમાઈને રે. વ૦ ૩
બ્રહ્માનંદ કહે તમને ભરમાવ્યા રે, ધન્ય ધન્ય છે તે બાઈને રે. વ૦ ૪

પદ ૧૪૦૭ મું.

લાજતા નથી એવું બોલતા રે, વહાલા લાજતા નથી એવું બોલતા;
અમથી તે દૂર દૂર ડોલતા રે, વહાલા લાજતા નથી એવું બોલતા. ટેક.

રાત દિવસ મુજ પાસે રેહેવું રે, ક્યાંઈ ન જાવું એવા કોલતા રે. વ૦ ૧
જાવાનું નામ હવે લ્યો છો વહાલા રે, છરીએથી કાળજું છોલતા રે. વ૦ ૨
નિર વીના મીન કેઇ પેરે જીવે રે, તે તો હૃદે નથી તોલતા રે. વ૦ ૩
બ્રહ્માનદ કહે અમ સગે પ્રીતમજી રે, અતરની વાત નથી ખોલતા રે. વ૦ ૪

પદ ૧૪૦૮ મું.

મથુરા ગયા તે અમે જાણિયું રે, તમે મથુરા ગયા તે અમે જાણીયું;
વહાલા વ્રજને તે ચિત્તમાં નાણીયું રે, તમે મથુરા ગયા તે અમે જાણીયું. ટેક.
મનડું તે આહીં કેમ ગોઠે માવા રે, ત્યાંથી તે કુબજાએ તાણીયું રે. ત૦ ૧
કુબજાને કાજે કહાનજી પ્યારા રે, અતર તમારુ ઉફાણીયુ રે. ત૦ ૨
ઓઢવું કે પેરવું અંગ આભુષણ રે, અમારુ તો કાંઈ ન વખાણીયું રે. ત૦ ૩
બ્રહ્માનદ કહે કુબજાને સગ રહીને રે, મનગમતું સુખ માણીયું રે. ત૦ ૪

પદ ૧૪૦૯ મું.

શ્યાને લીધા છે અમથી અબોલડા રે,વહાલા શ્યાને લીધા છે અમથી અબોલડા,
મારા અલવીલા શ્યામ અમોલડા રે,વહાલા શ્યાને લીધા છે અમથી અબોલડા. ટેક.
તમ સારુ અમ ઉપરે વાગ્યા રે, નિંદા તણા બહુ ઢોલડા રે. શ્યા૦ ૧
હેતે કરીને તમથી હસ્યા રમ્યા વિના રે, દીલ દુ ખાય છે મારુ ડોલડા રે. શ્યા૦ ૨
જેમ ગમે તેમ કરો જગજીવન રે, તમને સુંપ્યાં અમારા ખોલડાં રે. શ્યા૦ ૩
બ્રહ્માનદ કહે હવે સામું જુવો વાલા રે, મોલ વિનાનાં છીએ ગોલડાં રે. શ્યા૦ ૪

પદ ૧૪૧૦ મું.

ઓરા આવો તમારા લેઉં ભાંમણાં રે, ઓરા આવો તમારા લેઉ ભાંમણાં;
રુડા લટકાં કરો રળીઆમણાં રે, ઓરા આવો તમારા લેઉ ભાંમણાં. ટેક.
સગાં કુટુબ વળી પીયર ને સાસરાં રે, સરવે થયાં અળખામણાં રે. ઓ૦ ૧
કહ્યું માનો મારુ છેલવર કહાના રે, મેલી રીસ કીજીએ મનામણાં રે. ઓ૦ ૨
પ્રાણજીવન મારી સેજડી પધારો રે, બોલો મુખ વેણ સોહામણાં રે. ઓ૦ ૩
બ્રહ્માનંદના રંગ ભીનડા વહાલા રે, તમ આવે થાય આનંદ વધામણાં રે. ઓ૦ ૪

પદ ૧૪૧૧ મું.

ઓરા આવોને આપણ ખેલીએ રે, ઓરા આવોને આપણ ખેલીએ;
રંગભીના વાલા રંગ રેલીએ રે, ઓરા આવોને આપણ ખેલીએ રે. ટેક.
તમ વીના ગુણવંતા સુંદર વર રે, કેમ જાએ રાતડી અકેલીએ રે. ઓ૦ ૧
તન મન ધન મારુ સરવે તમારું રે, કોઈના કમાડ શીદ ઠેલીએ રે. ઓ૦ ૨
અમે તમારું શું લીધું ઓરુ રે, શું દીધું ઓલી અલબેલી રે. ઓ૦ ૩
બ્રહ્માનંદ કહે કાંઈ શંકા ન કરવી રે, માથે તે છોગલા મેલીએ રે. ઓ૦ ૪

### પદ ૧૪૧૨ મું.

તમથી લાગી છે મારી પ્રીતડી રે, વાલા તમથી લાગી છે મારી પ્રીતડી;
તેણે કરી થઇ છું નચીંતડી રે, વાલા તમથી લાગી છે મારી પ્રીતડી. ટેક.
પ્રીતડી લાગી છે તમ સાથે મારા પ્યારા રે, ભાંગી ભરમ કેરી ભીંતડી રે. વા૦ ૧
લટકાં તમારાં જોઇને લોભાણી રે, રૂપ મનોહર રીતડી રે. વા૦ ૨
આનદ અતી નહીં માય મારા અંગમાં રે, રંગમાં તે રજની વીતડી રે. વા૦ ૩
બ્રહ્માનંદ કહે તમ સાથે રમતાં રે, જગમાં થઈ છે મારી જીતડી રે. વા૦ ૪

### પદ ૧૪૧૩ મું.

પિયા પ્રેમેથી સેજડી પધારીએ રે, પિયા પ્રેમેથી સેજડી પધારીએ;
મારા વહાલાજી વાલ વધારીએ રે, પિયા પ્રેમેથી સેજડી પધારીએ. ટેક.
ગુણતણા ભડાર ગીરધારી રે, અવગુણ મારા વિસારીએ રે. ૧
* * * * * * * ૨
અંગ સંગ આલિંગન લૈને રે, તનડાનો તાપ નીવારીએ રે. ૩
બ્રહ્માનદના સ્વામી અલબેલા રે, પેહેલાની પ્રીત સંભારીએ રે. ૪

### પદ ૧૪૧૪ મું–રાગ ગરબી.

વાલા તમારી જોઇને રહી છું વાટ રે, હો શ્યામળીયા;
મદિરિએ મારે નાવ્યા શા માટ, પ્રીતમ પાતળીયા. ૧
સજી રહી શણગાર તમારે કાજ રે, હો શ્યામળીયા;
લોક તણી મે મેલી સર્વ લાજ, પ્રીતમ પાતળીયા. ૨
લાજ તજી હું ચરણ તમારે લાગી રે, હો શ્યામળીયા;
ભ્રાંતી મારા મનની સર્વે ભાંગી, પ્રીતમ પાતળીયા. ૩
મળવા કાજે આતુર થયું છે મન રે, હો શ્યામળીયા;
તમ વીના તે દાઝે મારું તન, પ્રીતમ પાતળીયા. ૪
અંતરમાં છે મોટી તમારી આશ રે, હો શ્યામળીયા;
પ્રાણજીવન તમે રેહોને મારે પાસ, પ્રીતમ પાતળીયા. ૫
પાસ રહો તો દીન દીન વાધે પ્રીત રે, હો શ્યામળીયા;
રસીયાજી જાણો છો રસની રીત, પ્રીતમ પાતળીયા. ૬
તમ વીના તે કેમ કરી રજની જાય રે, હો શ્યામળીયા;
મળવાની અભીલાખા અંતરમાંય, પ્રીતમ પાતળીયા. ૭
રીત સબે જાણો છો રસની રસીયા રે, હો શ્યામળીયા;
બ્રહ્માનન્દના હૃદય કમલમાં વસીયા, પ્રીતમ પાતળીયા. ૮

પદ ૧૪૧૫ મું.

મોહન પધારો મનની આંટી મેલી રે, હો મન ગમતા;
સુખ પામે મુખ જોઇને સર્વ સાહેલી, રસીયા રસ રમતા. ૧
તમ વીના તે મંદિર ખાવા ધાય રે, હો મન ગમતા,
રજની તે એકલડાં કેમ રહેવાય, રસીયા રસ રમતા. ૨
આલિંગન લીધા વીના દાઝે અંગ રે, હો મન ગમતા;
રસીઆજી આવો તો વાધે રંગ, રસીયા રસ રમતા. ૩
આવો તો આલિંગન આપણુ લીજે રે, હો મન ગમતા;
કહાન કુંવર મારા મનનું ગમતું કીજે, રસીયા રસ રમતા. ૪
એકાંતે દિલડાની વાતુ કરીએ રે, હો મન ગમતા;
રસ બસ થૈને ભેલાં આપણુ રહીએ, રસીયા રસ રમતા. ૫
ભેલા રહ્યા વીના ભુખડલી નવ ભાગે રે, હો મન ગમતા,
તમ વીના તો ગોકુલ સુનું લાગે, રસીયા રસ રમતા. ૬
ગોકુલીયાની નાર તણા આધાર રે, હો મન ગમતા;
વાલમજી આવોને આણી વાર, રસીયા રસ રમતા. ૭
કરુણાસિંધુ કરો કૃપા તમે કહાન રે, હો મન ગમતા;
બ્રહ્માનદને દીજે દરશન દાન, રસીયા રસ રમતા. ૮

પદ ૧૪૧૬ મું.

વાલો વજાડે વન રઢીઆળી વેણુ રે, હો સાહેલી;
તેણે મારુ મન થયું છે મેણુ, સાંભળ સાહેલી. ૧
મેણુ થયું મન મારુ મોહન મળતાં રે, હો સાહેલી;
ભવની વ્યાધી ભાગી તનડું ભળતાં, સાંભળ સાહેલી. ૨
લટકાળાનાં નેણાંમાં લોભાણી રે, હો સાહેલી;
જગજીવન પોતાની મુજને જાણી, સાંભળ સાહેલી. ૩
નટવરજીની ચાલ અનોખી નિરખી રે, હો સાહેલી;
સુધ બુધ ભુલી થૈ હું ઘેલી સરખી, સાંભળ સાહેલી. ૪
મે મરજાદા લોકતણી સરવે મેલી રે, હો સાહેલી;
અલબેલાને સંગ થઇ અલબેલી, સાંભળ સાહેલી. ૫
અલબેલોજી મારે મંદીર આવે રે, હો સાહેલી;
વાલપ દૈને મુને નીત બોલાવે, સાંભળ સાહેલી. ૬
વાલપણાની શી કહું તુજને વાત રે, હો સાહેલી;
રસીયોજી મારે મંદિર રહે દીન રાત, સાંભળ સાહેલી. ૭

મુખડું જાણે શરદ પુનમનો ચંદ રે, હો સાહેલી;
તે મુખ ઉપર વારી બ્રહ્માનન્દ, સાંભળ સાહેલી. ૮

પદ ૧૪૧૭ મું.

અલબેલોજી મારે મંદિર આવ્યા રે, હો સુણ આલી;
પાતળીયોજી પ્રેમે શું પધરાવ્યા, મોહન વનમાળી. ૧
લાજ તજી આલિંગન મેં તો લીધું રે, હો સુણ આલી;
કરી કૃપા મારા મનનું ગમતું કીધું, મોહન વનમાળી. ૨
ન્યાલ થઈ છોગાળાને હું નિરખી રે, હો સુણ આલી;
છેલછબીલે કીધી પોતા સરખી, મોહન વનમાળી. ૩
મનગમતું કીધું મરજાદા મેટી રે, હો સુણ આલી;
ભાવ કરી ભુધરસું હું તો ભેટી, મોહન વનમાળી. ૪
નિશ્શંક થઈ હું ગળે બાંહડલી નાખી રે, હો સુણ આલી;
અલબેલાને જોઈ ઠરી મારી આંખી, મોહન વનમાળી. ૫
આજ સખી મુને રસીયે મહાસુખ આપ્યું રે, હો સુણ આલી;
કલ્પીત દુઃખ મારા મનનું સર્વે કાપ્યું, મોહન વનમાળી. ૬
વેધાણી હું વહાલાજીને વેણે રે, હો સુણ આલી;
નેહ લગાડ્યો મુજને કોમળ નેણે, મોહન વનમાળી. ૭
પાતળીયાની ચાલ અનોપમ પ્યારી રે, હો સુણ આલી;
હરખ સહીત જાય બ્રહ્માનંદ બલિહારી, મોહન વનમાળી. ૮

પદ ૧૪૧૮ મું.

તમ સંગાથે રમવાની છે ખાંત રે, ખાંતીલા;
આવી મુજને સુખ આપો એકાંત, સુંદર ખાંતીલા. ૧
ખાંત મુજને તમ સંગ કરવા ખેલ રે, ખાંતીલા;
રંગભીન જી વાળો રંગની રેલ, સુંદર ખાંતીલા. ૨
તમ સંગાતે લાગી મારે પ્રીત રે, ખાંતીલા;
છોગલાયું ખુતું છે મારે ચીત, સુંદર ખાંતીલા. ૩
લાલ તમારા લટકામાં લોભાણી રે, ખાંતીલા;
પ્રીતમ આવી રાખો મુખનું પાણી, સુંદર ખાંતીલા. ૪
નાથ તમારા પ્યારા લાગે નેણ રે, ખાંતીલા;
વાલપ દૈ બોલોને સુંદર વેણ, સુંદર ખાંતીલા. ૫
બ્રહ્માનન્દના સ્વામી સુણો એક વાત રે, ખાંતીલા;
રસીય તમ વીના કેમ કરી કાઢું રાત, સુંદર ખાંતીલા. ૬

## પદ ૧૪૧૯ મું.

જાતીતી હું જમુના ભરવા પાણી રે, કહાનુડા;
તારી વશીનો હું નાદ સુંણી, વેધાણી નટવર નાનુડા. ૧
વશી વાઈ અજબ અલોકીક રીત રે, કહાનુડા;
ઘેલી થઈ હું ગીરધર તારે ગીતે, નટવર નાનુડા. ૨
કામણ કીધાં વશીમાં મુંને કોય રે, કહાનુડા,
તારુ મુખ દીઠા વીના સુખ મુને નવ હોય, નટવર નાનુડા. ૩
ઘેલી થઈ ઘર કામ ન લાગે હાથ રે, કહાનુડા;
દીલડુ ડોલે નીશ દીન તારે સાથ, નટવર નાનુડા. ૪
વંશી તારી કામણગારી શ્યામ રે, કહાનુડા;
જપ ન થાયે સુણતાં આઠો જામ, નટવર નાનુડા. ૫
તન મન ધન તુજપર કીધાં કુરબાન રે, કહાનુડા;
વહાલા બ્રહ્માનદના પ્રીતમ જીવન પ્રાણ, નટવર નાનુડા. ૬

## પદ ૧૪૨૦ મું.

વાલપણાની કોને મુજને વાત, ગુણીયલ ગીરધારી;
રઢ લાગી તમ સાથે દીન ને રાત, વાલમ જાઉ વારી. ૧
નટવર મારો તમશું લાગો નેહ, ગુણીયલ ગીરધારી;
દીઠા વીન દાઝે છે દીલ ને દેહ, વાલમ જાઉ વારી. ૨
આવો તો આલિંગન લીજે અંગ, ગુણીયલ ગીરધારી;
રંગભીનાજી વાધે રમતાં રંગ, વાલમ જાઉ વારી. ૩
અલબેલાજી આવો મદીર આજ, ગુણીયલ ગીરધારી;
સરવે સજી બેઠી રમવાનો સાજ, વાલમ જાઉ વારી. ૪
તમ સંગાથે આવી લાગો પ્યાર, ગુણીયલ ગીરધારી;
કોડીલા આવોને નંદકુમાર, વાલમ જાઉ વારી. ૫
સરવે જાણો બ્રહ્માનન્દના સેણ, ગુણીયલ ગીરધારી;
નાથ તમને નિરખી હરખે નેણ, વાલમ જાઉ વારી. ૬

## પદ ૧૪૨૧ મું.

રસીયાજી વાળોને રંગની રેલ રે, રંગીલા;
બાંહડલી ઝાલીને વળગો બેલ, શ્યામ ઉમંગીલા. ૧
રંગડો વાધે તમ સંગ પ્રીતમ રમતાં રે, રંગીલા;
લાલ તમારા લટકા મુજને ગમતા, શ્યામ ઉમંગીલા. ૨

લોચન જોઇને લાલચ અમને લાગી રે, રંગીલા;
સુંદર વર આવોને સેજ સોહાગી, શ્યામ ઉમંગીલા. ૩
અલબેલા આપણ મળીએ એકાંતે રે, રંગીલા;
ખાંતીલા રગ રાસ રમાડો ખાંતે, શ્યામ ઉમગીલા. ૪
તમ સારુ મે સેજડલી સમારી રે, રગીલા;
ભુધરજી મળવાની આશા ભારી, શ્યામ ઉમંગીલા. ૫
બ્રહ્માનંદના વહાલા વિલંબ ન કીજે રે, રંગીલા;
પ્રેમ અધર રસ સુંદર પાઈ પીજે, શ્યામ ઉમંગીલા. ૬

### પદ ૧૪૨૨ મું–રાગ ગરબી.

ઓરા આવો નટવર નાનડીઆ;
તમે મારા જીવ સાથે જડીઆ. ઓ૦ ટેક.

શોભો છો સોનેરી પટકે, છબી રંગ ચોળતણે ચટકે;
લીધુ મન હાથ તણે લટકે. ઓ૦ ૧
કરી મેં તમ અર્થે કાયા, લાગી છે મુખડાની માયા;
જીવો ઘણુ જશોદાના જાયા. ઓ૦ ૨
સુંદર વર લાગો છો સારા, ન મેલું એક ઘડી ન્યારા;
છોજી મારે પ્રાણ થકી પ્યારા. ઓ૦ ૩
વાતુ થકી દુઃખડાં વીસરીયે, જોઈ જોઈ અંતરમાં ઠરીયે;
ઠહાના આવો ગોઠડલી કરીયે. ઓ૦ ૪
કટીપર પીતાંબર કસીયા, હેતે નીત બોલો છો હસીયા;
બ્રહ્માનન્દના વાલા રસીયા. ઓ૦ ૫

### પદ ૧૪૨૩ મું.

વાઓ હરી વાંસલડી વાલા;
લાડીલા નંદતણા લાલા. વા૦ ટેક.

મોહ્યું મન વંશીના સ્વરમાં, ભરી છું આનદના ભરમાં;
નથી હવે રેહેવાતું ઘરમાં. વા૦ ૧
બુઝી સરવે અંતરની બલગુ (?),* વંશીમાં ચિત્ત આવી વલગ્યું;
અધ ક્ષણ નવ થાયે અલગું. વા૦ ૨
વેધાણી વંશીને નાદે, સુણું છું સુંદર સ્વાદે;
ગાવો હરી ઉંચે રે સાદે. વા૦ ૩
આવી છું સાંભળવા ઓળે, વંશી અતી મરમાળી બોલે;
સુણી દીલ વસીયર જ્યું ડોલે. વા૦ ૪

*"આગ્યુ" એવો પાઠાન્તર સૂચવેલો છે.

વંશી મુને લાગે છે પ્યારી, ગેરી ગેરી વાજે ગીરધારી;
બ્રહ્માનન્દ જાયે બલિહારી. વા૦ ૫

### પદ ૧૪૨૪ મું.

આવો આવો સુંદર વર ઓરા;
જોઉં માથે પુલોના તોરા. આ૦ ટેક.

મારુ સરવે આવ્યું છે મજરે, દેખો છો અમૃતની નજરે;
ગોઠ્યું મન ફુલાંને ગજરે. આ૦ ૧
શોભે મુખ ઉપર તીલ ત્રાજુ, કપોલે ટીબકડી કાજુ;
બહુ રુડા લાગે છે બાજુ. આ૦ ૨
મનોહર મૂર્તિ મનમાની, છપાડી કેમ કરી રહે છાની;
દેખી હું તો થઈ છું દીવાની. આ૦ ૩
કેશરની આડ કરી ભાલે, વળી વળી બોલો છો વહાલે;
ચાલો છો હસતણી ચાલે. આ૦ ૪
સુરંગી સુંથણુલી ચંગી, અનોપમ પેહેરી છે અંગી;
બ્રહ્માનદના વહાલા રંગી. આ૦ ૫

### પદ ૧૪૨૫ મું.

છો જી તમે નંદતણા નંદા;
ચતુર વર ગોકુલના ચદા. છો૦ ટેક.

કોડીલા કુંવર કહાનુડા, નટવર સુંદર નાનુડા;
રાજેસર દીસો છો રુડા. છો૦ ૧
આંખ્યું તારી અતીશે અણીઆળી, મનોહર સુંદર મરમાળી;
રંગીલી મૂર્તિ રૂપાળી. છો૦ ૨
આવો ઘરે આવા ને આવા, ખાંતે મહી માંખણીયું ખાવા;
મીઠું મીઠુ બોલોને માવા. છો૦ ૩
પેહેરી તન જરકસીયા જામા, ચાલી આવો વાલમજી સામા;
વાઓ રુડી વંશી વીસામા. છો૦ ૪
કોઈ વીધ જાઓ નહીં કળીયા, હેતે તમે કુંણતણે હળીયા;
વારી બ્રહ્માનંદના વહાલા છળીયા. છો૦ ૫

### પદ ૧૪૨૬ મું.

વાલા તમપર જાઉં વારી;
લાગી મુને લાલચડી તારી. વા૦ ૧ ટેક.

છબીલા સુંદર છોગાળા, મનોહર દીસો મરમાળા;
ચોરે ચિત્ત નેણુતણા ચાળા. વા૦ ૧
જોઇ જોઈ ત્રપત નથી થાતી, રહું છું ગુણુ નીશદીન ગાતી;
મળો તો ખુબ ઠરે છાતી. વા૦ ૨
કેહેવાતી વાત નથી કોઇને, રહી છું ચિત્ત તમમાં પ્રોઇને;
ઘરનાં સરવે રાખે છે ઠોઇને. વા૦ ૩
લોભાણી હું પાઘતણે છેડે, તાકુ હું મળવા વણુ તેડે;
દીવાની થઈ ડોલું કેડે. વા૦ ૪
વેરો કરી પાછા નવ વળીએ, મુજપર અઢળક ઢળીએ;
વહાલા બ્રહ્માનંદના આવો મળીએ. વા૦ ૫

પદ ૧૪૨૭ મું.

પધારોને સેજલડી પ્યારા;
મનોહર જીવન છો મારા. ૫૦ ટેક.
જ્યારે તમે જાઓ છો વનમાં, ત્યારે અતી તાપ થાયે તનમાં;
મળ્યાની હુંસ ઘણી મનમાં. ૫૦ ૧
પરવારી છું ગાવડલી દોહીને, નેણામાં કાજળીયું ટોઇને;
બેઠી છું વાટલડી જોઇને. ૫૦ ૨
સજી છે સેજલડી સારી, સુગંધી પુલે સમારી;
આવીને ઉભી છું બારી. ૫૦ ૩
શોભીતા શણુગાર સજીઆ, તમે મારા અંતરમાં રજીયા;
ક્હાના આવો મેલોને કજીયા. ૫૦ ૪
વહાલાજી દુઃખડું વીસમીયે, જમાડું ભાવ કરી જમીયે;
વારી બ્રહ્માનંદ કહે આપણુ રમીયે. ૫૦ ૫

પદ ૧૪૨૮ મું.

વહાલા આવો પૂછું વાતડલી;
રહોને આંહીં રંગભર રાતડલી. વ૦ ટેક.
કસુંબી ફેંટા કેસરીયા, તોરા શીર પુલતણા ધરીયા;
કેનાં આજ કારજ કરીયાં. વ૦ ૧
જામા પેરી સુંદર જળહળતા, રો છો ઓલી સૈયરને મળતા;
અમથી કેમ ચાલો છો ટળતા. વ૦ ૨
અમ સાથે રાખો છો છેટો, રૂપાળો પેરીને રેંટો;
ભાવે કરી બીજીને ભેટો. વ૦ ૩

બીજે ઘરે બારણીયાં બાંધો, જારે કરો પ્રીતતણો સાંધો;
વારી જાઉ અમથી શો વાંધો. વ૦ ૪
બોલી તો પુરણ વર પામી, ખરુ કહોને અમમાં શી ખામી;
બોલો બ્રહ્માનંદતણા સ્વામી. વ૦ ૫

## પદ ૧૪૨૯ મું.

ચારી આવો ગાવડલી મારી;
ટકો દેશું રીત તણો તારી. ચા૦ ટેક.
મલાજો રાખું છું કેહેતી, અમારે હાથ નથી રેહેતી;
તમ વિના દોવા નથી દેતી. ચા૦ ૧
સાચું બોલું ખાઇને સમને, આવે છે મારવાને અમને;
ટાઢી થાય દેખીને તમને. ચા૦ ૨
હેતે તમે પેલી હેલાવી, છાની નથી વાત કહું છું ચાવી;
હવે નહીં પૂરવે અટકાવી. ચા૦ ૩
જો અતિ જીવાળા (?) થાશો, બ્હારે જાઈ દોઈ કોઇને પાશો;
તો ગિરિધરજી ગાળ્યું ખાશો. ચા૦ ૪
ઝાઝું ખડ નીલું ત્યાં જાઇને, ચારી આવો પાણીડું પાઈને;
વહાલા બ્રહ્માનંદના સીધા થાઈને. ચા૦ ૫

## પદ ૧૪૩૦ મું–રાગ ગરબી.

તમે મીઠું બોલીને મન લીધું રે, મીઠડા બોલાજી;
કાંઈ કામણ મુજને કીધું રે, મીઠડા બોલાજી.
સુણી મુખની મીઠી વાણી રે. મી૦ કરું તન મન ધન કુરબાણી રે. મી૦ ૧
તારું રૂપ અલોકીક જોયું રે. મી૦ જોઈ મનડું મારું મોહ્યું રે. મી૦ ૨
મે તો સેજડી બીછાઈ તમ સારુ રે. મી૦ આવો કોઈ નથી કેહેનારું રે. મી૦ ૩
શીદ ડરતા ડરતા ચાલો રે. મી૦ મારા મંદિરીઆમાં મહાલો રે. મી૦ ૪
સર્વે વશ કીધી વ્રજનારી રે. મી૦ જાય બહ્માનદ બલિહારિ રે. મી૦ ૫

## પદ ૧૪૩૧ મું.

મુને રસ બસ કીધી રસ રંગે રે, રસીયા રંગીલા;
મારુ ચિત્તડું ડોલે તમ સંગે રે, રસીયા રંગીલા. ટેક.
હું તો ઘરનો ધંધો ભૂલી રે. ર૦ જોઈ ફરું છું નીશદીન ફૂલી રે. ર૦ ૧
બેઠુ મારે તમારું આવી બ્હાનું રે. ર૦ હવે કેમ કરી રાખું છાનું રે. ર૦ ૨
મે તો મેહેણું તમારુ લીધું માથે રે. ર૦ એક સગપણ કીધું તમ સાથે રે. ર૦ ૩

મારે તમથી જોઇએ સાજું રે. ર૦ શાને લોકડીયાંથી લાજું રે. ર૦ ૪
વળી હસી હસી વહાલ વધારો રે. ર૦ બ્રહ્માનન્દનો જનમ સુધારો રે. ર૦ ૫

પદ ૧૪૩૨ મું.

તમે કોડે કોડે પ્રીતડી કીધી રે, કહાનવર કોડીલા;
મારી બુડતાં બાંહ્ય ગ્રહી લીધી રે, કહાનવર કોડીલા. ટેક.

આવી કોડે કોડે જુઓ મુજ સામું રે. ક૦ સર્વે પુરો મારા હૈડાની હામું રે. ક૦ ૧
કોડે કોડે આવીને કાંઈ કેહેજો રે. ક૦ વહાલા દરશન નીત નીત દેજો રે. ક૦ ૨
કોડે કોડે કરો આવી આળુ રે. ક૦ તારાં ભુધર લટકાં ભાળું રે. ક૦ ૩
કોડે કોડે પેહેરોને હાર કોટે રે. ક૦ ચિત્ત ચોરો નયનની ચોટે રે. ક૦ ૪
કોડે કોડે બોલોને કાલું કાલું રે. ક૦ લાગે બ્રહ્માનન્દને વહાલું રે. ક૦ ૫

પદ ૧૪૩૩ મું.

હુંસે હુંસે આવી હેરણા હેરો રે, હરીવર હુંસીલા;
. માથે તોરો ઘાલી પુલડાં ફેરો રે, હરીવર હુંસીલા. ટેક.

હુંસે હુંસે લેઇ મોરલી હાથે રે. હ૦ રુડા શોભો છો ગોપીજન સાથે રે. હ૦ ૧
હુંસે હુંસે મધુરે સૂરે ગાતા રે. હ૦ આવો વાલમ મોરલી વાતા રે. હ૦ ૨
હુંસે હુંસે કરો છો આવી હાંસી રે. હ૦ તેણે વશ કીધા વ્રજવાસી રે. હ૦ ૩
હુંસે હુંસે ફ્રાડા છો આવી હેલું રે. હ૦ કીધું ગોકુલ સરવે ઘેલું રે. હ૦ ૪
હુંસે હુંસે ચાલો છો તમે જોતા રે. હ૦ બ્રહ્માનંદનું મનડું મોહતા રે. હ૦ ૫

પદ ૧૪૩૪ મું.

તારી મોરલડીને તાને રે, લાલચ લાગી છે;
વળી સુંદર ભીંને વાને રે, લાલચ લાગી છે. ટેક.

અતી છબી અલોકિક ભાળિ રે. લા૦ રસ રીત ઘણી રૂપાળી રે. લા૦ ૧
ખાસી અવલ પછેડી ખેસે રે. લા૦ વળી નટવર સુંદર વેસે રે. લા૦ ૨
જોઈ રૂપ અલૌકિક તારું રે. લા૦ લેઈ તન ધન સર્વે વારું રે. લા૦ ૩
કર્યું તીલક મનોહર ભાલે રે. લા૦ સુંદર વર તારી ચાલે રે. લા૦ ૪
નૌતમ અણીયાળે નેણે રે. લા૦ બ્રહ્માનંદ કહે રસને વેણે રે. લા૦ ૫

પદ ૧૪૩૫ મું.

તમે અલવ કરો છો આવી રે, નાગર નટવરજી;
છાની નહીં રહે વાત થાશે ચાવી રે, નાગર નટવરજી. ટેક.

વન એકલડી મુને જાણી રે. ના૦ કેમ બોલો છો નિર્લજ વાણી રે. ના૦ ૧
તમે છેલ થયા તે સહુ જાણ્યું રે. ના૦ કાંઈ ગણો નહીં ટાણું કે કુટાણું રે. ના૦ ૨
રીતે કહું છું જે વેગળા રેહેજો રે. ના૦ કાંઈ એલફેલ મુખથી ન કેહેજો રે. ના૦ ૩

શાને વેહેતા રોકો છો તમે વાટે રે. ના૦ આવી બાઝો માં મહીને માટે રે. ના૦ ૪
બ્રહ્માનદ કહે તમને હું વારુ રે. ના૦ નહી લેઈ શકો નામ તમે મારું રે. ના૦ ૫

### પદ ૧૪૩૬ મું

સખી ચાલો જાઈ જશોદાને કહીએ રે, વાતું વહાલાની;
દહાડી કેટલીક આવ્યું સહીએ રે, વાતું વહાલાની. ટેક.
એ વાટે નીત આપણે જાવુ રે. વા૦ એ આદરી બેઠો છે કામ આવું રે. વા૦ ૧
હૈયે લોકની લાજ નથી ધરતો રે. વા૦ રહે છે કેડે મૈયારાને ફરતો રે. વા૦ ૨
સરવે છોકરાંને ઘેર લેઈ સાથે રે. વા૦ આવી મટુકી ઉતારી લીયે હાથે રે. વા૦ ૩
એ પેહેલો એવો કાંઇ નો'તો રે. વા૦ હવે નાના મોટા નહી જોતો રે. વા૦ ૪
કયાંઈ લૂટયા કુટયા ને કયાંઈ પીધાં રે. વા૦ બ્રહ્માનદ કહે કાયર કીધાં રે. વા૦ ૫

### પદ ૧૪૩૭ મું

જાઓ જાઓ તમે પાધરા વાટે રે, જાદુગારાજી;
આહીં ખોટી થાઓ છો શા માટે રે, જાદુગારાજી. ટેક.
જાણ્યુ જાણ્યું અમે તમારું હેત રે. જા૦ અમને કીધેલાં તમે ફજેત રે. જા૦ ૧
જે હોય તમને બહુ પ્યારી રે. જા૦ તેને ઘેર જાઈ રહો ગીરધારી રે. જા૦ ૨
તેના ઘરનું કામ સર્વે કરજો રે જા૦ નવરા રહો તો તેને કેડે કેડે ફરજો રે. જા૦ ૩
તે બેસે ત્યારે ઉભા ઉભા ગાજો રે. જા૦ તેના ઘરના ગરાસીયા થાજો રે. જા૦ ૪
તેને ઘેર જઈ પુલડાં પેહેરો રે. જા૦ બ્રહ્માનદ કહે અમથી કીધો વેરો રે. જા૦ ૫

### પદ ૧૪૩૮ મું–રાગ ગરબી.

ચાલ સખી જોવાને રે જાઇએ, બાંતીલો વનમાં ખેલે રે;
લટકાં કરી નદજીનો રે લાલો, રગભીનો રગ રેલે રે ૧
મોરલીને તાને મનોહર વાને, ચિત્તડાંને લલચાવે રે;
વ્રજનારીનો જીવન વહાલો, ગીત મધુરા ગાવે રે. ૨
જોરે જોરે ગળે બાંહડલી રે નાખે, હેત કરી ઝાલે હાથે રે;
પુલડાના હાર પેહેર્યાં છે રે કોટે, મેલ્યા છે છોગલા માથે રે. ૩
ગોવાળાને મનડે રે ગમતાં, ચરીત્ર કરે વનમાળી રે;
જલદીથી જાઇએ તો સુખીઆં રે થાઇએ, ભુધરજીને ભાળી રે. ૪
ઉઠ મારી હેલી જાઇએ વેહેલી વેહેલી, ધીરજ નથી ખમાતી રે;
બ્રહ્માનન્દના સ્વામીને ભેટી, શીતળ કરશું છાતી રે. ૫

### પદ ૧૪૩૯ મું.

આજ સખી અલબેલો રે વહાલો, ઉભા છે જમુનાને તીરે રે;
સુંદર મોરલી હાથ લેઇને, વહાઇ તે બળભદ્રવીરે રે. ૧

સાંભળતાં ગુલતાન થઈ હું, શું જાણું શું કીધું રે;
ઘરડાનો ધંધો હાથ ન લાગે, લટકાળે મન લીધું રે. ૨
મોરલીને નાદે મૃગલાં રે મોહ્યાં, ઉભાં છે તૃણ જળ મેલી રે;
વેહેતાં થભ્યાં જમુનાજીનાં પાણી, થકીત થયાં વનવેલી રે. ૩
વહાલાની વંશી સુણીને વનમાં, મગન થયાં છે પંખી રે;
શબ્દ સુણીને રે શ્રવણ લોભાણાં, રૂપે લોભાણી આંખી રે. ૪
બ્રહ્માનન્દના વહાલાની વંશી, જે સુણશે નરનારી રે;
કેડે કેડે કહાનુડાને ફરશે, ઘરના તે કાજ વીસારી રે. ૫

### પદ ૧૪૪૦ મું.

સુંદર વર મારા પ્રાણના જીવન, અલબેલા ઘરે આવો રે;
હું છું દાસી ચરણ કમલની, બાંહ્ય ગ્રહી બોલાવો રે. ૧
લટકાળા તારા લટકા રે જોઈને, મોહી રહ્યું મન મારુ રે;
તન મન ધન હું તો સર્વે લેઈને, વાલમ તુજપર વારુ રે. ૨
મારુ તે સર્વે તમારું છે મોહન, અતર રંચ મ આણો રે;
સુંદર નેણે સકોમળ વેણે, મુજને પોતાની જાણો રે. ૩
તમ કારણ શ્યામળીયા રે વહાલા, લોકની લજ્યા ત્યાગી રે;
રાત દીવસ સુતા સુપનામાં, રટના તમારી લાગી રે. ૪
સગાં કુટુંબ પીયર સાસરીયાં, સર્વે મેલ્યાં વીસારી રે;
બ્રહ્માનન્દ કહે શ્યામ મનોહર, મન વસીયા મોરારી રે. ૫

### પદ ૧૪૪૧ મું.

મનમોહન મારે મંદિરીએ, ખાંતે આવીને ખેલો રે;
બાંધો બાજુ કાજુ ગજરા રે પેહેરો, માથે તે છોગલા મેલો રે. ૧
વીધવીધના હું તો પાક કરાવી, જુગતીથી તમને જમાડુ રે;
હૈડા ઉપર લેઈને હરીવર, રુડી તે રીતે રમાડું રે. ૨
મૂર્તિ તમારી શ્યામ મનોહર, નિરખી ઠરે મારાં નેણાં રે;
મનમોહન લાગે અતિ મીઠાં, વહાલા તમારાં વેણાં રે. ૩
મુજ ઉપર અલબેલા રે વહાલા, બેહું તમારું બા'નું રે;
સરવે લોકમાં સહુ કોઈ જાણે, કેમ કરી રાખું છાનું રે. ૪
અંતર આશ ઘણી છે રે વહાલા, આવીને સુખ આપો રે;
બ્રહ્માનન્દના શ્યામ સોહાગી, પોતાની કરી થાપો રે. ૫

### પદ ૧૪૪૨ મું–રાગ ગરબી.

કેહેજો કહાનાને, કુબજાને વશ થઇને કેમ બેશી રહ્યા;
કેમ ભૂલી ગયા, મહી માંખણ ખાઇને ગોકુલ મોટા થયા. ટેક.

જે દી નાથ તમે હુતા નાના, છુપી રહેતા કંસ થકી છાના;
તે દી અમે કર્યાં ઝાઝાં વાનાં. કે૦ ૧
પ્રીતમ છબી અંતરમાં પ્રોતા, દુધ પાતાં ગાવડલી દોતાં;
અમે કુલતણી બીટે જોતા. કે૦ ૨
અમે જાણ્યું તમે અમારા છો, વળી પાડોશણના પ્યારા છો;
તમે સાચા બોલા પણ સારા છો. કે૦ ૩
કહે બ્રહ્માનન્દ મનડે ભાવ્યા, બહુ રુડી રીતે બોલાવ્યા;
જઈ કામે કુબજાને આવ્યા. કે૦ ૪

## પદ ૧૪૪૩ મું.

કેહેજો કુબજાને, કામણિયાં કહાનાને એવાં શાં કર્યાં;
તારે વશ થઈને, વ્રજવાસી સરવે રે એને વીસર્યાં. ટેક.
આંખ્યુ અતિ સુંદર અણીઆળી, મુખ મોરલી વાય છે મરમાળી;
તે ભોળવીયો નાનો ભાળી. કે૦ ૧
ભૂરકી તે નાખી મત્ર ભાંખ્યો, વળી ચસકો લાગ્યો રસ ચાખ્યો;
તે રૂપાળો જોઈને રાખ્યો. કે૦ ૨
એ વાત ઘણી નવ ચોળવી, તે થાપણ અમારી ઓળવી;
ભુધરને રાખ્યા ભોળવી. કે૦ ૩
તારે કરવાનું હોય તે કહેજે, વળી જોએ તો નાણુ લેજે;
કહે બ્રહ્માનન્દ પાછો દેજે. કે૦ ૪

## પદ ૧૪૪૪ મું.

કેહેજો કુબજાને, કામણિયાં શીખાવે જો મારા નાથને;
શીખી તુજ પાસે, આવીને શીખવશે વ્રજના સાથને. ટેક.
અલવીલા નટવર આવાને, ચિત્ત ગોપીના ચોરાવાને,
એવા મંત્ર ભણાવે માવાને. કે૦ ૧
તું કપટ તજી સરવે કેજે, વળી ન ભણે તો ડારો દેજે;
થઈ પંડ્યાણી પાસે રેજે. કે૦ ૨
માંજી* દેજે પાટી મોટી, જો પાઠ ભણે મુખથી ખોટી;
તો સબકાવે લૈને સોટી. કે૦ ૩
કહે બ્રહ્માનંદ આળસ મેલી, વિદ્યા શીખાવે વેહેલી વેહેલી;
એને તું જેવો કરજે હેલી. કે૦ ૪

---

* સાફ કરી દેજે

## પદ ૧૪૪૫ મું.

કેહેજો કુબજાને, કહાનાની કરજે જો ચોંપે ચાકરી;
નાનો જાણી, આંખ ચડાવી એની મ બોલે આકરી. ટેક.
જે જોઈએ તે લેજે આણે, એને પ્રાણ થકી પ્યારો જાણે;
વળી મનગમતી મોજું માણે. કે૦ ૧
જે બોલે તે રેહેજે સાંખે, એને જોજે ફુલતણી આંખે;
નીત જમતા ઉભી વા નાખે. કે૦ ૨
એને પરભાતે જોઈએ પોળી, બહુ ઝાઝા ઘૃતમાંહી બોળી;
ગોરસ પાજે સાકર ઘોળી. કે૦ ૩
પુરણ સુખ સેજે પામીને, નીત ચરણે માથું નામીને;
સેવે બ્રહ્માનંદના સ્વામીને. કે૦ ૪

## પદ ૧૪૪૬ મું–રાગ ગરબી.

કહાનુડો રે કહાનુડો રે, જમુનાજીને આરે;
પાણીડાં વાળે રે, એ'ની કહાનુડો. ટેક.
કહાનુડો રે કહાનુડો રે, ઓચીંતાનો આવે આવી બોલાવે રે. એ૦ ૧
કહાનુડો રે કહાનુડો રે, ફોડે જળની હેલ્યું બોલે ઘેલું ઘેલું રે. એ૦ ૨
કહાનુડો રે કહાનુડો રે, વૃન્દાવનની વાટે આઝે મહીને માટે રે. એ૦ ૩
કહાનુડો રે કહાનુડો રે, ડોલરીયો થઇ ડોલે જેમ તેમ બોલે રે. એ૦ ૪
કહાનુડો રે કહાનુડો રે, બ્રહ્માનદ કહે હેલી કીધી મુને ઘેલી રે. એ૦ ૫

## પદ ૧૪૪૭ મું.

છોગાળો રે છોગાળો રે, મોરલી લીધી હાથે;
છોગા મેલે માથે રે, છેલ છોગાળો. ટેક.
છોગાળો રે છોગાળો રે, ગોપીજનને સગે આનદ અંગે રે. છે૦ ૧
છોગાળો રે છોગાળો રે, ખાંતે ખાંતે ખેલે રંગડો રેલે રે. છે૦ ૨
છોગાળો રે છોગાળો રે, કસુંબલિયે ફેટે રાતે રેટે રે. છે૦ ૩
છોગાળો રે છોગાળો રે, રંગભીનો રૂપાળો અતી મરમાળો રે. છે૦ ૪
છોગાળો રે છોગાળો રે, બ્રહ્માનંદનો પ્યારો કમર કટારો રે. છે૦ ૫

## પદ ૧૪૪૮ મું.

વહાલાજી રે વહાલાજી રે, મારે મદિર આવો;
હસીને બોલાવો રે, મારા વહાલાજી. ટેક.
વહાલાજી રે વહાલાજી રે, રૂપ તમારુ જોઇને રહીછું મોહીને રે. મા૦ ૧
વહાલાજી રે વહાલાજી રે, લેઈને સરવસ મારુ તમપર વારુ રે. મા૦

વહાલાજી રે વહાલાજી રે, આવો મોરલી વાતા મધુરે ગાતા રે. મા૦ ૩
વહાલાજી રે વહાલાજી રે, તમથી પ્રીતી લાગી ભ્રમણા ભાંગી રે. મા૦ ૪
વહાલાજી રે વહાલાજી રે, બ્રહ્માનંદના બેલી આવો છોગા મેલી રે. મા૦ ૫

## પદ ૧૪૪૯ મું.

રંગીલો રે રંગીલો રે, રંગડાનો છે રેલો;
અતી અલબેલો રે, રંગ રંગીલો. ટેક.

રંગીલો રે રંગીલો રે, નેહ જણાવે નેણે વાલપ વેણે રે. રં૦ ૧
રંગીલો રે રંગીલો રે, અલવ કરંતો આવે ચિત્ત લલચાવે રે. રં૦ ૨
રંગીલો રે રંગીલો રે, બોલે સુંદર વાણી હું લોભાણી રે. રં૦ ૩
રગીલો રે રંગીલો રે, ધુન્ય સુણાવે ઘેરી મોરલી કેરી રે. રં૦ ૪
રંગીલો રે રંગીલો રે, બ્રહ્માનંદનો વહાલો નંદજીનો લાલો રે. રં૦ ૫

## પદ ૧૪૫૦ મું.

કોડીલો રે કોડીલો રે, કોડે આવ્યું કરતો;
આવે મન હરતો રે, કહાન કોડીલો. ટેક.

કોડીલો રે કોડીલો રે, કોડે સામું ભાળે રગડો ઢાળે રે. કો૦ ૧
કોડીલો રે કોડીલો રે, કોડે છાનું કહાવે મુને બોલાવે રે. કો૦ ૨
કોડીલો રે કોડીલો રે, કોડે ચાલે કાલો લાગે મુને વહાલો રે. કો૦ ૩
કોડીલો રે કોડીલો રે, કોડે રગનો ભરીયો મારો ઠાકરીયો રે. કો૦ ૪
કોડીલો રે કોડીલો રે, બ્રહ્માનંદનો સ્વામી અતરજામી રે. કો૦ ૫

## પદ ૧૪૫૧ મું.

લટકાળો રે લટકાળો રે, લટકે મનડું લેતો;
આવે સુખ દેતો રે, લાલ લટકાળો. ટેક.

લટકાળો રે લટકાળો રે, લટકા સુંદર લાવે મનડે ભાવે રે. લા૦ ૧
લટકાળો રે લટકાળો રે, વેણુ વજાડે લટકે સુણી મન અટકે રે. લા૦ ૨
લટકાળો રે લટકાળો રે, લટકા પ્યારાં લાગે આવી બેસે આગે રે. લા૦ ૩
લટકાળો રે લટકાળો રે, લટકામાં મન લોભે સુંદર શોભે રે. લા૦ ૪
લટકાળો રે લટકાળો રે, બ્રહ્માનંદ કહે બેની આશા મુને એની રે. લા૦ ૫

## પદ ૧૪૫૨ મું.

મરમાળો રે મરમાળો રે, મરમ કરંતો બોલે;
આવે મુજ ઓળે રે, માવ મરમાળો. ટેક.

મરમાળો રે મરમાળો રે, મર્મની વાતુ જાણે આવે સંજ્યા ટાણે રે. મા૦ ૧
મરમાળો રે મરમાળો રે, મર્મ કરી કરી હેરે ઘાટે આવી ઘેરે રે. મા૦ ૨

મરમાળો રે મરમાળો રે, શોભે જળમાં રમતો મનડે ગમતો રે. મા૦ ૩
મરમાળો રે મરમાળો રે, પેહેરે જરકસી જામો આવે મુજ સામો રે. મા૦ ૪
મરમાળો રે મરમાળો રે, બ્રહ્માનંદ કહે રંગી સાચો મારો સંગી રે. મા૦ ૫

## પદ ૧૪૫૩ મું.

શ્યામળિયા રે શ્યામળિયા રે, વહાલી લાગે વાતું;
નથી રેહેવાતું રે, સેણુ શ્યામળિયા. ટેક.

શ્યામળિયા રે શ્યામળિયા રે, આવો આવો ઓરા માથે ઘાલી તોરા રે. સે૦ ૧
શ્યામળિયા રે શ્યામળિયા રે, તમથી લાગો નેહડો ડોલે મારો દેહડો રે. સે૦ ૨
શ્યામળિયા રે શ્યામળિયા રે, તમ વીના કેમ કરી રહીયે દુઃખ કેને કહીયે રે. સે૦ ૩
શ્યામળિયા રે શ્યામળિયા રે, તમથી સગપણ કીધું સરવસ દીધું રે. સે૦ ૪
શ્યામળિયા રે શ્યામળિયા રે, બ્રહ્માનંદના પ્યારા રહો માં ન્યારા રે. સે૦ ૫

## પદ ૧૪૫૪ મું–રાગ ગરબી.

આવો હરી મહી વલોવા, મીષે મંદિરીયું જોવા. ટેક.
મહી વલોવા મંદિરીયું જોવા, ગાવડલી દોહવા કાજ;
ઘરનાં માણસ ઘેર નથી કોઇ, આપણુ બેનુ રાજ. આ૦ ૧
ભાવથી ઝાઝા ભોજન આપીશ, તાજા તર્ત તયાર;
પીશો તેટલું ગોરસ પાશું, કરી કરી મનવાર. આ૦ ૨
પલંગ ઉપર પોઢજો પ્યારા, પ્રેમે ચાંપીશ પાય;
એક પગ ભર ઉભી ઉભી, વીંજણે ઢોળીશ વાય. આ૦ ૩
કેહેશો તે વીચાર કરી કરશું, રેહેશો તો રાખશું રાત;
બ્રહ્માનન્દ કહે આપણ કરશું, બાળપણાંની વાત. આ૦ ૪

## પદ ૧૪૫૫ મું.

મારે ઘેર આવજો કહાના, છપાડીને રાખશું છાના. ટેક.
આવજો કહાના રાખીશું છાના, કરશું વાનાં ક્રોડ;
એકલા બેઠા અકળાઓ તો, આવીને બેશીશ જોડ. મા૦ ૧
ખડકીએ બેશીને ખબર રાખીશ, થાવા નહી દઉં ભીડ;
કોઈ ન જાણે એવું કરશું, પંડની હરશું પીડ. મા૦ ૨
મનમાં આવે તો જમજો મેવા, દુધની રેડારેડ;
નવરા બેઠા નાથજી કરજો, વાંક વિના વઢવેડ. મા૦ ૩
મંદિરમાં પધરાવીશ આઘા, કરીશ બંધ કમાડ;
બ્રહ્માનન્દ કહે માનશું અમે, તોય તમારો પાડ. મા૦ ૪

### પદ ૧૪૫૬ મું.

મારે ઘરે આવજો માવા, મીઠી મીઠી મોરલી વાવા. ટેક.
આવજો માવા મોરલી વાવા, ચાવા આવા સેણુ;
હેત કરી કરી મનડું હરવા, પાવન કરવા નેણ. મા૦ ૧
આગળ મારે ઉભા રહીને, કરજો લટકા કહાન;
વાલમ આપણુ તાળી વજાડી, તોડશું ભેળી તાન. મા૦ ૨
મારા સમ જો આવજો મોહન, પ્રીતમ મારે પાસ;
જોડાજોડે બાંહ્યડી ઝાલી, રમશું આપણુ રાસ. મા૦ ૩
આળસ મેલીને આવજો, જો જો મનમાં ધરતા બીક;
બ્રહ્માનન્દ કહે રજની સારી, રમશું ઠીકાઠીક. મા૦ ૪

### પદ ૧૪૫૭ મું.

વાલા એક કામ છે મારે, કેહેશું ઘેર આવશો ત્યારે. ટેક.
કામ છે મારે આવશો ત્યારે, કેહેવું છે એકાંત;
સુણતાં તમને શ્યામળા, થાશે અંતરમાં નીરાંત. વા૦ ૧
હરતા ફરતા હેરણું હેરો, રસીયા દી ને રાત;
તેણે કાંઇક કહી મેલ્યું છે, તે કેહેવી છે વાત. વા૦
વાલમ તમને જે છે વહાલું, તેની તમથી પ્રીત,
ભેળાં થયાંની ભુધરા તમને, બતાવી દેશું રીત. વા૦ ૩
જેને કારણુ તમને રહે છે, અંતરમાં ઉતાપ;
બ્રહ્માનન્દ કહે તે સંગાથે, કરી દેશું મેળાપ. વા૦ ૪

### પદ ૧૪૫૮ મું.

વારે વારે કહું છું વહાલા, મહી જોઈ થાશો મા કાલા. ટેક.
કહું છું વહાલા થાઓ માં કાલા, લ્યો મા મારુ નામ;
એમાંથી તો એવું થાશે, જાણશે બાધું ગામ. વા૦ ૧
જારે જોયે ત્યારે વાટમાં આડા, ઉભા છો સાંજ સવાર;
માવજી તમને હું સરીખી, નથી મળી કોઈ નાર. વા૦ ૨
મારગ વેહેતાં લૂટશો અમને, નથી તમારુ રાજ;
મહીને માટે ખોઈને જાશો, લુગડાં સોતી લાજ. વા૦ ૩
મુખ સંભાળી બોલીયે, રહીએ માણુસ કેરી રીત;
બ્રહ્માનંદ કહે વનમાં માંડી, આવડી કેમ અનીત. વા૦ ૪

પદ ૧૪૫૯ મું.

જશોદા કહાન તમારો, રોકે છે સાંજ સવારો. ટેક.
કહાન તમારો સાંજ સવારો, આવીને રોકે વાટ;
બળ દેખાડીને આવીને બાઝે, મહીડા કેરે માટ. જ૦ ૧
વાછરું છોડે ઠામડાં ફોડે, રોળે છે દી ને રાત;
અમે તમારે આગળે આવી, કેટલીક કહીએ વાત. જ૦ ૨
આવીને દહાડે ખાતર પાડે, દુધ દહીને કાજ;
જોર જણાવે થયો છે જેલી, લોકની મેલી લાજ. જ૦ ૩
ભરવા દે નહિ જમુના પાણી, કરવા દે નહી કામ;
બ્રહ્માનંદ કહે લાલ તમારો, કરશે ઉજડ ગામ. જ૦ ૪

પદ ૧૪૬૦ મું.

કહાના મારો મેલને કેડો, સહાયો શીદ ચીરનો છેડો. ટેક.
મેલને કેડો ઝાલ માં છેડો, ખોટી થયે કામ;
ઘર રેઢું મારે સૌ ગયા છે, ઘરના માણસ ગામ. ક૦ ૧
આડો આવી શીદ ઉભો છું, મારગ મારો મેલ;
ફેલ કરંતો ફોડતો, જોજે મહીડા કેરી હેલ. ક૦ ૨
કહું છું તુને કર માં કહાના, સૌ દેખંતાં છેલ;
નિર્લજ છોરા નંદના મારી, કેમ પડ્યો છો ગેલ. ક૦ ૩
જમુના આરે રાત દી ઉભો, નવરો આઠો જામ;
બ્રહ્માનંદ કહે રીતથી બા'રું, લે માં મારુ નામ. ક૦ ૪

પદ ૧૪૬૧ મું.

હેલી જોને નંદનો છોરો, જણાવે છે કેટલો જોરો. ટેક.
નંદનો છોરો જણાવે છે જોરો, તોરો ઘાલે શીશ;
દીલમાં રાજી બહાર દેખાડે, આંખડલીમાં રીશ. હે૦ ૧
ટાંણે કટાંણે આવીને ટોકે, વેહેતાં રોકે વાટ;
જળ ભરંતાં જેલ કરે છે, જમુનાજીને ઘાટ. હે૦ ૨
કામણગારી મોરલી એની, કામણગારાં નેણ;
બહુ પ્રકારે વનમાં બોલે, વાંકાં વાંકાં વેણ. હે૦ ૩
કેડે કેડે રાત દી ડોલે, મુખથી બોલે ગાળ;
બ્રહ્માનંદ કહે ઉપરે નાખે, ઠાલી ઠાલી આળ. હે૦ ૪

પદ ૧૪૬૨ મું—રાગ ગરબી.

સજ્યા શણગાર શોભતા રે, અજ સખી વ્રજરાજ;
થયા પ્રગટ મનડું લોભતા રે, વ્રજનારીને કાજ. સ૦ ૧

હરીએ રૂડી પેહેરી હીરની રે, સુંથણલી સોરંગ;
આણી રીત અમીરની રે, ગોવાળાને સંગ સ૦ ૨
કાજુ કોરેલ કેવડા રે, અંગરખી અનૂપ;
સખા નિરખે તેવતેવડા રે, રસીયાજીનું રૂપ. સ૦ ૩
પ્રીતમ પ્રીતસું પેહેરીયાં રે, હેમ કડા બેઉ હાથ;
પુંચી સુવર્ણ કેરીયાં રે, વેંઢ વીંટી કર નાથ. સ૦ ૪
હીરા લાલ જડાવના રે, બાંધ્યા બાજુબંધ;
ભુધર ભાવીક ભાવના રે, સુંદર અંગ સુગંધ. સ૦ ૫
આંટો લીધો ઉતાવળો રે, અસમાની શીર પાઘ;
જોયા સુંદર શ્યામળો રે, બ્રહ્માનંદનાં ભાગ્ય. સ૦ ૬

પદ ૧૪૬૩ મું.

પ્રીતમજીને પેહેરાવીઆ રે, ફુલડા કેરા હાર;
ભુધરજી મન ભાવીયા રે, ન્યાલ થઈ વ્રજનાર. પ્રી૦ ૧
શોભે સુંદર શ્યામને રે, સોનેરી શીરપાવ;
સરવે ગોકુલ ગામને રે, મોહ પમાડો માવ. પ્રી૦ ૨
રૂડાં રૂપાળાં રળીઆમણાં રે, છોગલા મેલ્યાં શીશ;
કરે ચરિત્ર કોડામણા રે, દીન બંધુ જગદીશ. પ્રી૦ ૩
વહાલો ચિત્તડાંને લલચાવતા રે, ચાલે સુંદર ચાલ,
શોભે ગીરધર ગાવતા રે, લટકાળો નંદલાલ. પ્રી૦ ૪
આવ્યા જોવાને કારણે રે, સર્વે ગોપી ગ્વાલ;
આવી ઉભલા બારણે રે, ઓરડાની પરસાળ. પ્રી૦ ૫
રુડી વાયે છે રંગમાં રે, મોરલી લીધી હાથ;
રમે ગોવાળાના સંગમાં રે, બ્રહ્માનદનો નાથ. પ્રી૦ ૬

પદ ૧૪૬૪ મું.

આનન્દ ઓચ્છવ થાય છે રે, નંદતણે દરબાર;
મળી મંગળ ગાય છે રે, હરખ ભર્યાં નરનાર. આ૦ ૧
ટોડે તોરણ બાંધીયાં રે, આઠમ ઓચ્છવ પ્રીત;*
રુડાં ખાંતેસું રાંધીઆં રે, ભોજનીયાં બહુ રીત. આ૦ ૨

* જન્માષ્ટમીનો મ્હોટો ઉત્સવ "શ્રીજી મહારાજે" ગઢડામા કરેલો તે વિષે આ પદ છે. આ ઉત્સવ "જીવુંબાએ ને લાડુબાએ" આગ્રહપૂર્વક કરાવેલો ને શ્રીજી મહારાજે સર્વે પરમહંસની પંગતિ બેસાડીને સ્વહસ્તે અત્યાગ્રહપૂર્વક સર્વે સતને જમાડેલા તથા સંતોપર અતિશય રાજી રાજી થઈ કરુણા કરી તેમના છાતીમા અને મસ્તક ઉપર પોતાના ચરણ આપેલા તથા બીજી અનેક લીલા કરેલી, તેનું આમા સ્વામીએ વર્ણન કરેલુ છે

સરવે તેડાવ્યા જમાડવા રે, ગોઠીડા ગોવિંદ;
રુડી ભાત રમાડવા રે, સુખ દેવા વ્રજચંદ. આ૦ ૩
લઈ મોતૈયા સુંદર હાથડે રે, પીરસે પ્રીતમ આપ;
મેલી ગોવાળાને માથડે રે, ચરણકમલની છાપ. આ૦ ૪
મારે જમતાં જમતાં લાડવા રે, અંગ ઘણો ઉછાવ;
લઇ દુધ દહીના ઘાડવા રે, માથે ઢોળે માવ. આ૦ ૫
ઘેલા થઇને ગોવાળીયા રે, ખુબ જમ્યા કરી ખેલ;
બ્રહ્માનન્દ થયા મતવાલિયા રે, જોઈ વહાલો રંગરેલ. આ૦ ૬

## પદ ૧૪૬૫ મું.

ન્હાવા જમનાજીના નીરમાં રે, કોડ કર્યાં મોરાર;
પેર્યાં વસ્ત્ર કસુંબી હીરનાં રે, અશ્વે થયા અસ્વાર. ન્હા૦ ૧
ચાલ્યા ધવલ મંગલ ગાવતા રે, સરવ ગોવાળા સંગ;
જોઇ ઘોડલીયા ખેલાવતા રે, છોગાળો નવરંગ. ન્હા૦ ૨
શોભા ગોકુલ ગામની રે, વર્ણવી નવ જાય;
ભાળી મગન થઈ ભામની રે, રસીયો જાદવરાય. ન્હા૦ ૩
અબર આભુષણ ઉતારીયાં રે, જાઇને જમુના તીર;
ન્હાવા કાજ પધારીયા રે, જળમાંહી બળવીર. ન્હા૦ ૪
શોભે ખાંતીલો ખેલતા રે, ઉપરવાહ હજુર;
સખા એક બીજાને ઠેલતા રે, પાણી મધ્યે પુર. ન્હા૦ ૫
ન્હાયીને રમવા લાગ્યા રાસમાંરે, સરવ ગોવાળા સાથ;
કરે ખ્યાલ અલોકીક દાસમાં રે, બ્રહ્માનંદનો નાથ. ન્હા૦ ૬

## પદ ૧૪૬૬ મું–રાગ ગરબી.

મારાં નેણતણા શણગાર રે, મંદિર પધારો તમે માવજી રે. ટેક.
હાંરે વહાલા તમ રે વીના ગમતું નથી રે;
મારા હરીવર હૈડાના હાર રે. મં૦ ૧
હાંરે વહાલા ચટક રંગીલી પેહેરી ચાંખડી રે;
ઓરા આવોને પ્રાણ આધાર રે. મં૦ ૨
હાંરે વહાલા પ્યારી રંગીલી બાંધી પાઘડી રે;
રુડા ઝળકે સોનેરી મહીં તાર રે. મં૦ ૩
હાંરે વહાલા બ્રહ્માનંદ કહે હવે તમ વીના રે;
મુને ઝેર થયો સંસાર રે. મં૦ ૪

## પદ ૧૪૬૭ મું.

મારા મનડાના માનેલ માવ રે, સેજ પધારો તમે શ્યામળા રે. ટેક.
હાંરે વહાલા માથે અલોકીક મોળીયું રે;
માહીં ફુલડાંનો અધીક ભરાવ રે. સે૦ ૧
હાંરે વહાલા ઓરા આવોને હવે અમ ભણી રે;
પ્રેમે ધરતા ધીરે ધીરે પાવ રે. સે૦ ૨
હાંરે વહાલા હેતે કરોને લટકા હાથના રે;
મારા નવલ રંગીલા નાવ રે. સે૦ ૩
હાંરે વહાલા બ્રહ્માનન્દના નાથજી રે;
તમે દીલડાંના દરીઆવ રે. સે૦ ૪

## પદ ૧૪૬૮ મું.

મારા છોગાવાળા ઘનશ્યામ રે, કરુણાના સાગર કહાનજી રે. ટેક.
હાંરે વહાલા છોગું તમારુ ચિત્તડે વસ્યું રે;
માટે રટના લાગી છે આઠુ જામ રે. ક૦ ૧
હાંરે વહાલા તમથી લાગી છે મારે પ્રીતડી રે;
કાંઈ નથી બીજા કેરુ કામ રે. ક૦ ૨
હાંરે વહાલા રુડાં લટકાં કરોને રળીઆમણાં રે;
તે જોઇને થાય છે આરામ રે. ક૦ ૩
હાંરે વહાલા બ્રહ્માનન્દના રંગ છેલડા રે;
તમે દોહ્યલી વેળાનું મારુ દામ રે. ક૦ ૪

## પદ ૧૪૬૯ મું.

વંશીવાળા રૂપાળા બલવીર રે, આવી બીરાજો મારે ઓરડે રે. ટેક.
હાંરે વહાલા મનમાં વસી તમારી મૂર્તિ રે,
છેલા સુંદર શ્યામ શરીર રે. આ૦ ૧
હાંરે વહાલા ઘોડલાં ખેલાવો આવી ચોકમાં રે;
અલબેલાજી વ્રજના અમીર રે. આ૦ ૨
હાંરે વહાલા અવગુણ અમારા વીસરાવીએ રે;
તમે ગુણના સાગર ગંભીર રે. આ૦ ૩
હાંરે વહાલા બ્રહ્માનન્દ કહે નિરખ્યા વીના રે;
નથી રેહેતી હૈડે મારે ધીર રે. આ૦ ૪

## પદ ૧૪૭૦ મું-રાગ ગરબી.

ઓરા આવો આવોને સુંદર શ્યામ, કે રંગભર સેજડીયે રે;
કે રમીયે રે પુરો મારાં હૈડાં કેરી હામ, કે જમાડું ભાવ કરી જમીયે રે. ૧
કે છબીલા આવોને ચાલી, કે પગલાં પ્રેમતણાં ભરતા રે;
કે માથે છોગલીયાં ઘાલી, કે હૈડે ભાવ ઘણો ધરતા રે. ૨
કે તમને દેખીને પ્યારા, કે ટાઢું અંતરમાં થાય છે રે;
કે મોહનજી જીવન છો મારા, કે મળ્યાથી દુઃખ મારું જાય છે રે. ૩
કે મળવા હીસે છે મનડું, કે આપોને નૌતમ સુખ આવી રે;
કે તાપે દાઝે છે તનડું, કે ઠારો બાંહી ગ્રહી બોલાવી રે. ૪
કે સમારી છે સેજડલી સારી, કે આવીને અલબેલા માંણો રે;
કે અંતરમાં આશા છે ભારી, કે જીવન પોતાની જાણો રે. ૫
કે કરુણાના સાગર કહાવો રે, કે ભાવે મુજ સામું ભાળો રે;
કે બ્રહ્માનંદ કહે વેહેલા આવો રે, કે રેલું રંગડાની વાળો રે. ૬

## પદ ૧૪૭૧ મું.

રમઝમ કરતા રંગ રસિયા, કે પધારો પ્રીતમજી પ્રીતે રે;
કે જામા અત્તર રસબસીયા, કે રમાડો રજની રસ રીતે રે. ૧
કે સગપણ કીધું રે તમ સગે, કે બીજે મનડું નવ માને રે;
કે રસબસ થઇ છું રસ રગે, કે મોહી છું મોરલીને તાને રે. ૨
કે સલુણા નટવર તમ સાથે, કે મોહ્યું છે મનડું મારુ રે;
કે મનોહર મૂર્તિને માથે, કે સર્વે તન મન ધન વારુ રે. ૩
કે સુરંગી પાઘડલી શોભે, કે પીતાંબર સોનેરી પટકે રે;
કે જોઇ જોઈ મન મારુ લોભે રે, કે સુંદર હાથ તણે લટકે રે. ૪
કે આવો તો રંગ જામે રમતાં રે, કે રાખું ઉર ઉપર ધરીને રે;
કે જમાડું ભોજન મન ગમતાં રે, કે મોહનજી મનુવારુ કરીને રે. ૫
કે તમારી વાતડલી પ્યારી રે, કે છબીલા છોગાળા છળીયા રે;
કે બ્રહ્માનંદ જાયે બલિહારી રે, કે પધારો પ્રીતમજી પાતળીયા રે. ૬

## પદ ૧૪૭૨ મું.

સાચું બોલોને શ્યામ સુધીર, રજની ક્યાં રમી આવ્યા રે;
કે પામરલી મેલી સુંદીર, કે ચીર કહોને ક્યાંથી લઈ આવ્યા રે. ૧
કે વાસે જુઓ છો વારંવાર, કે ખરો કાંઇક અંતરમાં ખટકો રે;
કે મોરલી વીસારી મોરાર, કે લાવ્યા વેલણનો કટકો રે. ૨

કે મોજડીયું બદલાવી મહારાજ, કે બીકે થડકે છાતડલી રે;
કે આવા આતુર છો કેમ આજ, કે વહાલા કહોને વાતડલી રે. ૩
કે ચોરી છતી થઈ છળીયા રે, કે કાંટા કપડામાં લાગ્યા રે;
કે બોલો છો બીકેથી બળિયા રે, કે જણાવો છો રાતડલી જાગ્યા રે. ૪
કે કરો માં વાતડલી કુડી રે, કે બીયો માં વહાલા સત્ય બોલો રે;
કે રૂપાળી એવી કોણ રુડી રે, કે તેના ઘર પછવાડે ડોલો રે. ૫
કે અમ ઘર આવંતા પેહેલાં રે, કે ત્યારે તમે થાતા બહુ મુંઘા રે;
કે બ્રહ્માનન્દના સ્વામી છેલા રે, કે તેને તો થયા છો અતી સુંઘા રે. ૬

## પદ ૧૪૭૩ મું.

ધન્ય ધન્ય ગોકુલની નારી, કે હેતે વહાલો વશ કીધા રે;
કે ગુણીયલ સુંદર ગીરધારી, કે તેડી ઉર ઉપર લીધા રે. ૧
કે લજ્યા લોકતણી લોપી રે, કે રસીયાને રંગે રાતી રે;
કે ગીરધરને સંગે ગોપીરે, કે પ્રેમરસ પીતી ને પાતી રે. ૨
કે ધન્ય ધન્ય ગોકુલની ગાયું, કે ચુંપે છોગાળો ચારી રે;
કે પ્રેમે દુધ ઘણું પાયું, કે પુરણ કીધા મોરારી રે. ૩
કે ધન્ય ધન્ય ગોકુલ ગોવાળા, કે સંગે રસીયાને રમતા રે;
કે કરી કરી ચિત્ત ગમતા ચાળા, કે ગીરધરને સુધા ગમતા રે. ૪
કે ધન્ય ધન્ય વહાલાની વેણું, કે અધર રસ પીધો એકાંતે રે;
કે લટકાળા પાસે લેહેણું ખરુ, કે સુખ ભોગવીયું ખાંતે રે. ૫
કે ધન્ય ધન્ય ગોકુલના વાસી, કે સભાગી નરનારી સોતાં રે;
કે બ્રહ્માનન્દ થયા તે અવિનાશી, કે પરમ પદને સેજે પોતાં રે. ૬

## પદ ૧૪૭૪ મું–રાગ ગરબી.

વેણુ વજાડી રે વનમાં, ચટપટી લાગી મારા મનમાં;
સુંણી સુંણી તનડું રે દાઝે, આતુર મોહન મળવા કાજે. ૧
ગીત મધુરાં રે ગાવે, રસીયો ચિત્તડાંને લલચાવે;
સર્વે મેલી રે ચાલી, હવે હું ન રહું કેની ઝાલી. ૨
એનો કેમ મેલું રે કેડો, સાહ્યો મેં તો પાતળીયાનો છેડો;
બ્રહ્માનન્દને રે નાથે, હેત કરી ઝાલી મુજને હાથે. ૩

## પદ ૧૪૭૫ મું.

ઓરા આવો રે અલવીલા, વારી જાઉં સુંદર છેલ છબીલા;
નેણુ ઠરે છે રે નિરખી, હૈડું રહ્યું છે મળવા હરખી. ૧

મનોહર મૂર્તિ રે તારી, દેખી મોહ પામી વ્રજનારી;
મોરલી મધુરી રે વજાડો, લટકાં કરી કરી પ્રીત લગાડો. ૨
તમ વીના કેમ કરી રે રહીયે, દીલની વાતુ કેને કહીયે;
બ્રહ્માનન્દના રે સ્વામી, આવો મળીએ અંતરજામી. ૩

પદ ૧૪૭૬ મું.

મારે ઘર આવતા રે રસીયા, કહોને કેમ વચમાં આળસીયા;
કહોને કેઇ સખીએ રે વાર્યા, પ્રીતમ શા માટે ન પધાર્યા. ૧
કુણ મળી તારે રે પ્યારી, જાદુગારી ને ધૂતારી;
ધૂતી પાસે રે ધૂતાણા, આજથી મુજને પણ ઓળખાણા. ૨
હેત તમારૂ રે દીઠું, મુંઢે આવી બોલો મીઠું;
કેટલુંક સાંખી રે રહીયે, કહે બ્રહ્માનન્દ સાચું કહીયે. ૩

પદ ૧૪૭૭ મું.

જમુના ભરવા રે પાણી, જાતાં વહાલે મુજને જાણી;
ઓડો બાંધ્યો રે આવી, વાંકાં વેણુ કાંઈ બતલાવી. ૧
કુંણુ છો જાતે રે તું કહેની, સગપણ કરતાં લજ્યા શેની;
ફરને મુજને રે તું ફેરા, અમે છૈયે ગોકુલના ગરઢેરા. ૨
ગાય ઘણી છે રે ઘેરે, તુંને હું રાખીશ રૂડી પેરે;
બ્રહ્માનંદ ભાંગ્યો રે વાંધો, વચમાં કર્યો સગાઇનો સાંધો. ૩

પદ ૧૪૭૮ મું—રાગ પંચમ.

મંદિરીયે મારે રે પીયુજી પધારીયા રે, આજ મારે નવલા વાધ્યા રે નેહ;
હરખ ન માયે રે બેની મારે હૈડે રે, જોઇ મારી નવ પલ્લવ થઈ દેહ. મં૦ ૧
સેજડી બીછાઇરે બેની મેં તો સજ કરી રે, સજી કાંઈ બેઠીતી શણગાર;
વાટડલીને જોતાં રે અલબેલો આવીયા રે,વહાલો મારો અવિચલ સુખનો દાતાર.મં૦ ૨
અલબેલાને મળવું રે બેની એકાંતમાં રે, હતી મારા હૈડામાં હામ;
મનના મનોરથ રે સર્વે સિદ્ધ થયા રે, વહાલે મારે કીધાં પુરણ કામ. મં૦ ૩
સોહાગણ કીધી રે બેની મુને શ્યામળે રે, હસી મારો હેતે સહાયો હાથ;
રંગેને વિયાણી રે રજની આજની રે, સેજે સુખ પામી પીયુજીને સાથ. મં૦ ૪
છેલ છબીલે રે બેની એણે શ્યામળે રે, વાલપ વધાર્યો દેઇ દેઇ વહાલ;
હવે હું ઓશીયાળીરે નહી બેની કોઈ તણીરે,બ્રહ્માનંદને સ્વામીએ કીધી નિહાલ. મં૦ ૫

પદ ૧૪૭૯ મું.

આજુની રજની રે શી કહું વારતા રે, રમીયા મારી સેજલડી રે મોરાર;
રસ બસ કીધી રે બેની મુને રંગમાં રે, વહાલે મારે કીધો નવલો વિહાર. આ૦ ૧

હું સુતીતી રે એની ઘર માહરે રે, ઓચીંતાના આવ્યા પ્રાણજીવન;
આંગળીયેને વાગી રે હરજીની ચાંખડી રે, સુણી મારુ આતુર થયું રે મન. આ૦ ૨
પંથડાને જોતાં રે પીયુજી પધારીયા રે, રંગ વાધ્યો મહાજામ ગલતી રે રાત;
સેજે સુખ આપ્યું રે એની મુને શ્યામળે રે, વાલપ દઇને કીધી મુજને રે વાત. આ૦ ૩
નેણુ લોભાણા રે બાઇ એના રૂપમાં રે, શ્રવણ લોભાણાં સુણતાં રે વેણુ;
મીઠીને લાવનતા રે બાઇ એના મુખતણીરે, તેણે મારુ મન થયું છે રે મેંણુ. આ૦ ૪
મરજાદાને મેલીરે વહાલાજીને હું મળી રે, આલીંગન લીધું ભેળીરે અંગ;
મહા સુખ પામી રે વામી સર્વે વેદનારે, બ્રહ્માનંદના સ્વામીને રે રંગ. આ૦ ૫

## પદ ૧૪૮૦ મું.

વહાલોજી વજાડે રે વનમાં વાંસળી રે, સુણતાં એની અંતર ન રહી રે ધીર;
થિરતા તજીને રે મન વ્યાકુળ થયું રે, સુધ ભૂલી શીતલ થયું રે શરીર. વ૦ ૧
ચટકીને રે લાગી રે એની મારા ચિત્તમાં રે, આતુર થઇ છું મોહન મળવા રે કાજ;
નિશ્શંક થઇને રે માથે છેડો નાંખીયો રે, મેલી મે તો લોકડીયાંની રે લાજ. વ૦ ૨
દીવાની થઇને રે એની હું તો નિસરી રે, કોઈનું મેં નવ માન્યું રે કે'ણ;
મગન થઈને રે વહાલાજીને હું મળી રે, નિરખી મારાં પાવન કીધાં રે નેણ. વ૦ ૩
અતીને મરમાળુ રે બાઈ એનું બોલવું રે, મરમાળી મોરલી વહાલાજીને હાથ;
મહાને મનોહર રે મરમાળી એની મૂર્તિ રે, શોભે વહાલો ગોવાળાને સાથ. વ૦ ૪
ક્યારેક ખેલાવે રે એની વાલો ઘોડલાં રે, કયારેક તાણે કરહી કબાણ;
બ્રહ્માનંદનો સ્વામી રે અતિ સોયામણો રે, પ્રેમીજનનો છે જો જીવનપ્રાણ. વ૦ ૫

## પદ ૧૪૮૧ મું.

નંદને નાનડીયે રે બાઈ ઘેલાં કર્યાં રે, કરી કરી નેણાંની રે સાન;
મીઠું મીઠું બોલી રે બાઇ મનડુ હર્યું રે, તનડું વેધાણું મોરલીની તાન. નં૦ ૧
સર્વેને સઇયરના રે એની હું તો સાથમાં રે, જાતી હુતી જમુના ભરવારે નીર;
આડોને આવીને રે ઉભો એની એકલો રે, બાંહડી મરોડી ફાડયોરે ચીર. નં૦ ૨
ગમતુંને કીધું રે બાઇ એના મનતણું રે, કરવા ન દીધું ઘરડાનું કાજ;
છોટેને છોકરડે રે બાઇ મુને જે કહ્યું રે, તે તો મુને કેતાં આવે રે લાજ. નં૦ ૩
કેણીપેરે રહીયે રે ગોકુલ ગામમાં રે, નીત નીત કરે આવી રે છેડ;
હરતો ને ફરતો રે કરે એની હેરણાં રે, કહાનુડો ન મેલે મારી કેડ, નં૦ ૪
આવીને કુટાંણે રે છોડે એની વાછરું રે, મહીડાંના ફોડે આવી રે માટ;
બ્રહ્માનંદનો સ્વામી રે અતી ઉછાંછળો રે, વૃંદાવનની રોકે આવી રે વાટ. નં૦ ૫

પદ ૧૪૮૨ મું–રાગ રામગ્રી.

રાધા રીસાણી કહાનથી, લલીતા સમજાવે;
ઉઠ સખી તુને તેડવા, મેલી મુને માવે. રા૦ ૧
માન ન કીજે માનની, જોબનિયું દેખી;
વાંકાં કેહેવા વેણડાં, કે પાસે તું શીખી. રા૦ ૨
ઉઠ ઉઠ અલબેલડી, માની લે કહ્યું મ્હારું;
રસિયાથી રંગ રુસણું, થોડું તેમ સારું. રા૦ ૩
તુજ કારણે તલફે ઘણું, સેજે સુખ નાવે;
તારા સમ તારે કારણે, હરિ હાર બનાવે. રા૦ ૪
રાધા રાધા મુખ રટે, બેઠા પંથ નિહાળી;
બ્રહ્માનન્દ કહે તુજ વિના, વ્યાકુલ વનમાળી. રા૦ ૫

પદ ૧૪૮૩ મું.

રાધા ભરાણી રોસમાં, લલીતા સંગ બોલે;
તુંજ રે ધૂતીને હું ઓળખું, આવી ધૂતવાને ઓલે. રા૦ ૧
તુમાં ને તારા શ્યામમાં. કાંઈ ન મળે કાચું;
બેઉ જણાં બોલો નહી, સુપનામાં સાચું. રા૦ ૨
હું તારે વચને કરી, ભોળી ભરમાણી;
મેં તુને કપટણ મોરથી, આવી નવ જાણી. રા૦ ૩
એ કપટીને હું ઓળખું, પાડોસણનો પ્યારો;
આંટી ન મેલે અંતરે, શીખાવેલ ત્હારો. રા૦ ૪
ધૂર્ત વિદ્યા મુને નાવડે, એ ધૂતાની પેરે;
બ્રહ્માનન્દ વહાલી હોયે, તું જા તેને ઘેરે. રા૦ ૫

પદ ૧૪૮૪ મું.

માનીતીને મનાવવા, પોતે હરિ આવ્યા;
રાધા કાજે ફૂલના, ગજરા ગુથી લાવ્યા. મા૦ ૧
સૂર* ઉગા લગે સુંદરી, જોઇ વાટ મેં તારી;
રાત થઈ જુગ જેવડી, તુજ વિના પ્યારી. મા૦ ૨
માન કહ્યું તું માહરુ, જોઇએ તે આલું;
તારા સમ તુજ સરીખું, બીજું નહિ વાલું. મા૦ ૩
કુડું નાહ એ કામની, જાણે સરવ સાચું;
કહે તો રાધા તારે આગળે, એક પગભર નાચું. મા૦ ૪

* સૂર્ય.

રાધા અતિ રાજી થઇ, મન ભ્રાંતી ભાંગી;
બ્રહ્માનંદના વહાલાતણે, ચરણે જાય લાગી. મા૦ ૫

### પદ ૧૪૮૫ મું.

રાધાનું રગ રુસણું, ત્રિકમજીયે ટાળ્યું;
સુંદરી સાથે શ્યામળે, બોલ્યા તે પાળ્યું. રા૦ ૧
વહાલ વધાર્યું વાલમે, રંગડાની રીતે;
આપ્યું સુખ એકાંતનું, પાતળીયે પ્રીતે. રા૦ ૨
રમતા સગ રાધાતણે, લાગે રૂપાળા;
હેત કરી આપી હરિ, મોતીડાની માળા. રા૦ ૩
રંગભીની રાધા રમે, શ્યામળીયા સંગે;
હેત ન માયે હૈડે, આનંદ અતિ અંગે. રા૦ ૪
પીય પ્યારીને ઉપરે, વારુ ચંદ કરોડી;
બ્રહ્માનન્દ જાયે વારણે, રહો અવિચળ આ જોડી. રા૦ ૫

### પદ ૧૪૮૬ મું–રાગ રામકલી.

મળિયો મારગમાહ્ય, મોહન રે મુંને મળિયો. ટેક.
નિરખતાં તૃપત થયાં અતિ નેણાં, ચિત્તડું મારુ લલચાય. મો૦ ૧
જગના જીવનનું મુખડું રે જોતાં, અધીક અધીક સુખ થાય. મો૦ ૨
સોનેરી પાઘ કલંગીની શોભા, કહોને હવે કેમ રે કહેવાય. મો૦ ૩
બ્રહ્માનન્દના નાથનું સજની, મુખ મેલ્યું નવ જાય. મો૦ ૪

### પદ ૧૪૮૭ મું.

જમુનાજીને રે ઘાટ, ગઇતી હું તો જમુનાજીને ઘાટ. ટેક.
અલવીલે નટવર આવીને, વહાલે મારે રોકી રે વાટ. ગ૦ ૧
જોર કરીને ફોડ્યું જદુનંદન, મહીડા કેરુ રે માટ. ગ૦ ૨
શ્યોરે જવાબ દેઇશ સાસુડીને, એનો મુને થાય છે ઉચાટ. ગ૦ ૩
બ્રહ્માનંદના વહાલાની વાતું, ગવાશે હાટો હાટ. ગ૦ ૪

### પદ ૧૪૮૮ મું.

નટવર નિરખવા કાજ, આવી છું હું તો નટવર નિરખવા કાજ. ટેક.
નટનાગરને નિરખ્યા રે વિના, દિલડામાં થાય છે રે દાઝ. આ૦ ૧
જગજીવનને ઉઠ્યા રે જાણી, ઉઠી હું તો વેહેલેરી આજ. આ૦ ૨
ચિત્તડુ મારુ ચોરીને લીધું, રૂપાળે વ્રજરાજ. આ૦ ૩
બ્રહ્માનદના નાથને સારુ, તજી મે તો લોકની લાજ. આ૦ ૪

## પદ ૧૪૮૯ મું.

મોહન મુખડાની પ્યાસ, હેલી રે મારે મોહન. ટેક.
મનમોહન લટકાળાની મૂર્તિ, સમરુ હું સાસઉસાસ.* હે૦ ૧
કહાનકુંવરનું મૂખડું રે જોતાં, હૈડામાં થાય છે હુલાસ. હે૦ ૨
બીજું મારે કાંઇ નવ જોયે, એકજ એની રે આશ. હે૦ ૩
બ્રહ્માનંદના વહાલાને સારુ, વશ્યાં અમે વ્રજમાં રે વાસ. હે૦ ૪

## પદ ૧૪૯૦ મું–રાગ રામકલી.

આજ હું આવી છું મુખ માવાનું જોવા, ઘરનાં જાણે છે ગઈ છે ગાવડલી દો'વા. આ૦
મુખની લાવનતા મીઠીરે વાણી, સાંભળતામાં એની હું તો મનમાં લોભાણી રે. આ૦
ભાલ તીલક કેશરનું રે કીધું, નયણુંને ચાળે મારુ મન હરી લીધું રે. આ૦
માયા લાગી છે મુને એના રે મુખની, શું કહું વાત અલોકીક સુખની રે. આ૦
બ્રહ્માનંદના સ્વામીને નિરખી, હેત ઘણે રે મારા હૈડામાં હરખી રે. આ૦

## પદ ૧૪૯૧ મું.

આજ મારો જનમ સુફલ થયો આલી, છેલછબીલો આવ્યા મારે મંદિરે ચાલીરે. આ૦
માથે મુગટ ગળે મોતીડાંની માળા, ચિત્તડાંને ચોરે એના નયણાંના ચાળા રે. આ૦
જરકસી પાઘ કેસરીયે રે વાગે, અલબેલો આવી ઉભા નયણુંને આગે રે. આ૦
હેત કરી હસીને તાળી રે લીધી, કરુણા કરીને મુને સોહાગણ કીધી રે. આ૦
બ્રહ્માનંદનો સ્વામી શ્યામળીયો, આજ મારો વહાલો આવી અઢળક ઢળીયો રે. આ૦

## પદ ૧૪૯૨ મું.

આજ અલબેલો રંગ રમીયા રે રજની, સુખની વાત કહું મારી સજની રે. આ૦
મોલીડાને ઉપર છોગલા રે મેલી, વહાલોજી પધાર્યા મારે મંદિર હેલી રે. આ૦
નૌતમ રૂપ અનૂપમ જોઈને, મનડું રહ્યું છે મારુ વહાલાજીશું મોહીને રે. આ૦
લોકની લાજ મરજાદા રે મેલી, ખાંત કરીને મારા પીયુજીશું ખેલી રે. આ૦
બ્રહ્માનંદના સ્વામીને સંગે, આનંદ વાધ્યો અલોકીક અંગે રે. આ૦

## પદ ૧૪૯૩ મું.

ધન્ય વ્રજનારી જેણે વહાલો વશ કીધા, પ્રાણજીવનજી અધર રસ પીધા રે. ધ૦
જેનું રે ધ્યાન ધરે ત્રિપુરારી, તે આંગણુ નચવે વ્રજનારી રે. ધ૦
જે કારણ મુનિ મુખ નવ બોલે, તે ગોપી જન સંગે ડોલે રે. ધ૦
જેનો પાર વેદ નહી પાવે, તે ગ્વાલ સંગ રંગભર ગાવે રે. ધ૦
બ્રહ્માનંદ કહે ધન્ય નારી, જેને હેતે હળ્યા ગિરિધારી રે. ધ૦

* "શ્વાસોશ્વાસ" પાઠાન્તર છે.

### પદ ૧૪૯૪ મું-રાગ પ્રભાતી.

આજ સખી મુને સુપનું લીધું, અવિનાશી ઘેર આવ્યા રે;
ભુધરજીને ભાવ કરીને, મંદિરમાં પધરાવ્યા રે. આ૦ ૧
જરકસી પાઘે જરકસી વાગે, અત્તરમાં રસબસતા રે;
આવીને ઉભા મારી આગે, હરીવર સુંદર હસતા રે. આ૦ ૨
રમઝમ કરતા મનડું હરતા, સુંદર મોરલી હાથે રે;
લલિત નવીન કલગી લટકે, મેલ્યા છોગા માથે રે. આ૦ ૩
મૂર્તિ નવલ મનોહર મીઠી, મીઠી મુખની વાણી રે;
સુંદર વરની સુંદર શોભા, જોઇને હું લોભાણી રે. આ૦ ૪
મોહનજીને મળતા હું તો, અતિશય આનંદ પામી રે;
આવી વહાલો અઢળક ઢળીયા, બ્રહ્માનન્દનો સ્વામી રે. આ૦ ૫

### પદ ૧૪૯૫ મું.

આજ સખી આનંદ મારા અંગમાં, રસીયો રંગભર રમીયા રે;
અલવીલો અલબેલો વહાલો, ગિરિધર મનડે ગમીયા રે. આ૦ ૧
કુણુ જાણે જે શાં તપ કીધાં, ભુધરને મન ભાવી રે;
જગજીવન પોતાની જાણી, બાંહ્ય ગ્રહી બોલાવી રે. આ૦ ૨
માન દેઈ સુંદર વર મુજને, કહાન સોહાગણુ કીધી રે;
ભાવ કરી હઈડામાં ભીડી, બીડી મુખમાં દીધી રે. આ૦ ૩
ગુણુવંતે સુંદર ગિરિધારી, અવગુણીયા વીસાર્યા રે;
મતવાલો મારે મંદિરીએ, પ્રીત સહિત પધાર્યા રે. આ૦ ૪
રંગભીનો મનમોહન રમીયો, સેજલડી મુજ સાથે રે;
સજની મારો જનમ સુધાર્યો, બ્રહ્માનંદને નાથે રે. આ૦ ૫

### પદ ૧૪૯૬ મું.

આવોને અલબેલા વહાલા, રંગભર ભેળા રહીએ રે;
મળ્યાનો નટવર મોહનજી, લાભ અમોલક લઇએ રે આ૦ ૧
મનમાં કોડ઼ ઘણા છે મુને, મળવા તમને માવા રે;
મેર કરી મારે મંદિર આવો, પ્રેમ અધર રસ પાવા રે. આ૦ ૨
છબી તમારી છેલ છબીલા, લાગે મુજને પ્યારી રે;
ઓરા આવો રમીએ આપણુ, ગુણુવંતા ગિરિધારી રે. આ૦ ૩
તમ સારુ સહીયાં* ત્રિકમજી, લોકડીયાનાં મેહેણાં રે;
સેજડીયે આવી સુંદર વર, તૃપ્ત કરો મારા નેણાં રે. આ૦ ૪

* "સહ્યલા" પાઠાન્તર છે.

ઝાઝું શું કહી દાખું જીવન, પ્રાણ થકી છો પ્યારા રે;
બ્રહ્માનન્દના શ્યામ સનેહી, નટવર રહો માં ન્યારા રે. આ૦ ૫

પદ ૧૪૯૭ મું.

આવોને અલબેલા આપણ, વાલમ કરીએ વાતુ રે;
જોયા વિના તમને જગજીવન, અંતર સુખ નથી થાતું રે. આ૦ ૧
મનમાં હુંસ ઘણી છે મારે, મળવાને મોરારી રે;
આવોને હવે આલસ મેલી, વાલમ જાઉં હું વારી રે. આ૦ ૨
બીજે મારુ મન નવ માને, તમ સાથે એક સાજું રે;
અંતરની જાણો અવિનાશી, શું કહીએ મુખ ઝાઝું રે. આ૦ ૩
નટવર આવો કંઠ લગાવો, ભાવે સામું ભાળો રે;
રગભીના મોહન રંગીલા, રંગની રેલું વાળો રે. આ૦ ૪
અવગુણ મારા ચિત્તમાં ધરજો, જો જો બિરદ તમારુ રે,
બ્રહ્માનન્દ કહે વદન દેખાડી, મેટો દુઃખડું મારુ રે. આ૦ ૫

પદ ૧૪૯૮ મું–રાગ પ્રભાતી.

આજ ઉજાગરો નેણ દીસે હરિ, પ્રાત સુધી કેની સાથે જાગ્યા;
પાઘના પેચ ચઉ દીશ છૂટી રહ્યા, વદન કાજલ તણા દાઘ લાગ્યા. આ૦ ૧
આલસ અંગમાં થાક લાગ્યો અતિ, અધર તંબોલની રેખ રાતી;
ફૂલ ગળે માળ તે અતિ ચોળાઈ ગઈ, માળ મોતી તણાં ચિહ્ન છાતી. આ૦ ૨
કપટ મેલો હવે નાથ સાચું કહો, આજ કેને તમે હાથ આવ્યા;
પાલટી મોજડી પડી રહી પાંભડી,* લાલજી ચીર કયાં થકી લાવ્યા. આ૦ ૩
કામરૂ દેશની મળી કોઇ કામિની, મંત્રે બાંધ્યા તેની કેડ ડોલો;
બ્રહ્માનદ કહે હરિ વાત પૂછું ખરી, બીઓ માં અમ થકી સાચું બોલો. આ૦ ૪

પદ ૧૪૯૯ મું.

આજ પરભાતના અસુરા આવીયા, લાલ કયાં એવડી વાર લાગી;
કુસુમની સેજ મેં સજી તમ કારણે, જોઈ જોઇ વાટડી રેણુ જાગી. આ૦ ૧
અમ ઘરે આવતા દુઃખ શું દીઠલું, ત્યાં જઈ અધિક શું સુખ માણ્યું;
કોલ મુજને દેઈ ગયા ઘેર કોઇને,† જાદવા તમારું સાચ જાણ્યું. આ૦ ૨
વીશ ગાળ્યું દઇએ તોય નવ વદાડો, રીશ મેલી કરી ઇશ રહો છો;
સાચ તેને ઘરે રળો‡ છો શ્યામળા, કપટની વાત અમ પાસે કહો છો. આ૦ ૩
જડી બુટી દેઈ કાંઇક જાદુ કરી, તમારુ લીધલું ચિત્ત તાણી;
બ્રહ્માનંદ કહે તેનું વદન જોયા વિના, નાથ લેતા નથી અન્ન પાણી. આ૦ ૪

* પામરી. † "કોલ મુજને દેઈ ઘેર ગયા કોઈ"–પાઠાન્તર છે ‡ "વદો" પાઠાન્તર છે

પદ ૧૫૦૦ મું.

પધારો પધારો નાથ કરુણા કરી, શ્યામળા એકલા સુખ નાવે;
મળી એકાંત ગળ બાંહી નાખ્યા વિના, ઘોર તમ રાત તે કેમ જાવે. પ૦ ૧
દીનબંધુ તમે સમુદ્ર છો દયાના, લાલ મુજ ઉપરે દયા લાવો;
પ્રીત રીતે કરી સેજ મે પાથરી, આપવા સુખ રંગરેલ આવો. પ૦ ૨
વાટડી જોઈને રહી છું વાલમા, ભેટવા તણી મન આશ ભારી;
સુખ તણા ધામ આરામ છો સંતના, શ્યામ પુરી કરો હામ મારી. પ૦ ૩
હેતની વાત કરી બાંહી ઝાલો હશી, ભુધરા ભાવની દૃષ્ટિ ભાળો;
બ્રહ્માનંદ કેરડા નાથ રંગે રમીને, વાલમા રંગની રેલ વાળો. પ૦ ૪

પદ ૧૫૦૧ મું.

કુણ તપ કીધલાં વ્રજતણી વિનતા, રંગભીનો જેને સંગ રાતા;
ઝળકે તે વદન નિત્ય રંગ મચવે ઝડી, ઘડી મેલી નથી દૂર જાતા. કુ૦ ૧
કોટી કલ્પાંત લગ નીમ વ્રત કરતાં, જેનો લક્ષ ઉરમાંહી નાવે;
તે વ્રજ વિનતાતણે વાંસે ફરે, કહાનુડો કહાનુડો કઈ બોલાવે. કુ૦ ૨
કાળના કાળ ભુપાલ ભુપુ તણા, બિવાર્યા અલ્પ ભય થકી બીવે;
મહાજજ્ઞતણા અન્નની રુચી નહી, પ્રેમદા તણી લે છાસ પીવે. કુ૦ ૩
પરાપર પાર તે પરા પરમાત્મા, વેદની ન પહોંચે તહાં વાણી;
બ્રહ્માનંદ કહે વ્રજનારને વાટમાં, દાણ રોકી લીએ થઈ દાણી. કુ૦ ૪

પદ ૧૫૦૨ મું–રાગ ભૈરવ ચોતાલો.

મોહન પૂછત હમ તુમ ક્યું નહિ બોલત, કહો સાચી પીયા કહાં જાગે રેન. મો૦
કાજળ કપોલ લાગે નિકસત વેહા ભાંગે, વાહી સંગ લાલ અનુરાગે નેન. મો૦
રહે રાત કોઉ ઠોર ઇત આયે ભયે ભોર, ઉરપે દેખાત મોતી માળઉકે ચેન. મો૦
બ્રહ્માનંદહુંકે શ્યામ જાઓ અબ વાહી ધામ, જાહી સંગ કીનો નીકે લેન દેન. મો૦

પદ ૧૫૦૩ મું.

પ્રીતમ પ્રાત ભયો વન પંછી બોલત, જાન દીજે ગઇ રેન વીત. પ્રી૦
બિકસી કમલ પંખી* દીપ જ્યોતિ ભઇ ઝંખી, હારઉકે મોતી દેખો ભયે સીત. પ્રી૦
ગાવત ભૈરવ રાગી દેવલ ઝાલરી વાગી, ચકવી કરન લાગી ચકવેસે પ્રીત. પ્રી૦
નિરખો લોકકી ઓર કહત હું હાથ જોર, ભઈ ભોર પ્યારે બ્રહ્માનંદ કે મીત. પ્રી૦

પદ ૧૫૦૪ મું.

ચાતુર નાયક અતી સુખદાયક, રીઝબુઝકી કહો લાલ વાત. ચા૦
કેસો પીયા પાયે ચેન કેસે મુખ બોલે વેણ, કેસો ભયો લેન દેન આજ રાત. ચા૦

* પાંક્ત,

કેસો વાકો રંગ રૂપ ભુવન છબી અનુપ, કેસોહી સહુનો નીકો ગાત. ચા૦
બ્રહ્માનંદહુકે મીત જાવો જહાં નહી પ્રીત, ઇતઆયે સો તો અબ ભયો પ્રાત. ચા૦

પદ ૧૫૦૫ મું.

વાલમજી વન વ્રજહુકે નાયક, નહી મેલું દ્રગનસે નિખમ દૂર. વા૦
તુમ સંગ મેરી પ્રીત તુમહુસે જગજીત, તુમહુસે જીયમેં સુખ પૂર. વા૦
મોરહુકું મેઘ જેસે ચાત્રકકું સ્વાંત જેસે, ચકોરકું ચંદ અરુ કમલકું સૂર. વા૦
બ્રહ્માનંદહુકે નાથ જીયરા તુમારે હાથ, બીન દેખે હોવે ચિત્ત ચૂરચૂર. વા૦

૧૫૦૬ મું–રાગ ગરબી.

સૌ મળી સુંદરી રે, વાટે જાતાતાં વ્રજરાજ;
ઘેરી લીધા વિચમાં રે, રમી આવ્યા કેને સંગ આજ. સૌ૦ ૧
કહ્યા વિના કહાનજી રે, નહી અમે જાવા દેશું નાથ;
કેમ કરી જાશો રે, હવે હરિ આવ્યા અમારે હાથ. સૌ૦ ૨
અમથી શ્યાને ઓઝંપો રે, કોઇને નહી કહીએ અમે વાત;
સાચું બોલો શ્યામળા રે, રહી આવ્યા કેને સંગ રાત. સૌ૦ ૩
પેહેલું અમે પૂછતાં રે, ત્યારે સમ ખાતા તમે શ્યામ;
હવે અમે ઓળખ્યા રે, કુડા બોલા તમારા કામ. સૌ૦ ૪
એવી કુણ કામિની રે, તેને કેડે ડોલો કહાન;
વહાલા બ્રહ્માનંદના રે, તમારે તેશું લાગી તાન. સૌ૦ ૫

પદ ૧૫૦૭ મું.

કહોને આજ કયાં હતા રે, કાજલ રંગાણા કપોલ;
જણાય છે ઉજાગરો રે, લોચન થયાં છે રાતાં ચોળ. ક૦ ૧
આલસ અંગમાં રે, કીધો રજની રસ સંગ્રામ;
બોલો છો તમો બીકમાં રે, લ્યોને ગયાતા તેનું નામ. ક૦ ૨
અમથી ઓઝંપી રે, મુખથી બોલો આળપંપાળ;
ઘેરાઇ રહ્યા નિદ્રામાં રે, હીયે ઉઠી મોતીડાની માળ. ક૦ ૩
અધર રંગ રાતડા રે, રાતા કપડે કુંકું દાઘ;
ચોળાણા તમે સેજમાં રે, શિથલ થઈ છે શીરની પાઘ. ક૦ ૪
ખુમારી લાગી છે ખેલની રે, અત્તરમાં મ્હેકે છે કાંઇ અંગ;
વહાલા બ્રહ્માનન્દના રે, તમને ચડયો છે તેનો રંગ. ક૦ ૫

પદ ૧૫૦૮ મું.

અંગમાં દેખાય છે રે, વહાલા પ્રકટ તમારે ચેન;
ચાલતે કહાના લડથડો રે, આંખડલીમાં નિદ્રાનું ઘેન. અં૦ ૧

જાણે તેને આગળે રે, ઝાઝાં નવ કરીયે કાંઇ ફેલ;
વાંસળી વીસારીને રે, વેલણુ ક્યાંથી લાવ્યા છેલ. અં૦ ૨
ખોટા સમ ખાવતા રે, વહાલા લાજો નહી લગાર;
પડી મેલી પાંભડી રે, પટોળી લાવ્યા નંદકુમાર. અં૦ ૩
મનમાં માવજી રે, જાણી સરવે તમારી વાત;
બોલોને હવે પાધરું રે, રમી આવ્યા કેને સંગ રાત. અં૦ ૪
થયું તેમ ઠાવકું રે, કહોને કુડા બોલા કહાન;
વહાલા બ્રહ્માનન્દના રે, તમને લાગ્યું તેનું ધ્યાન. અં૦ ૫

## પદ ૧૫૦૯ મું.

મધુરે બોલ્યા માવજી રે, સુણો તમે સુંદરી સાચી વાત;
આંખમાં ઉજાગરો રે, રમાડ્યા ભવૈયા મે રાત. મ૦ ૧
રમતમાં રીઝીયો રે, તેણે સુંદર ગાવી તાન;
મોરલી ને પાંભરી રે, દીધાં તેમને રાતે દાન. મ૦ ૨
કોઇને આંગણે રે, મારી જાય છે બલાય;
પટોલી ને વેલણું રે, મુને જડીયા મારગ માંય. મ૦ ૩
તમે એવી માનની રે, મનમાં તમને એવો ઘાટ;
ત્યારે મુજ ઉપરે રે, તમે એવો બાંધ્યો ઠાઠ. મ૦ ૪
ભાળી ભાળી ભામની રે, હશી તાલી લે લે હાથ;
વહાલો બ્રહ્માનદનો રે, નહિ બોલ્યા ખોટું કાંઇ નાથ. મ૦ ૫

## પદ ૧૫૧૦ મું.

બાઝો માં બોઢણે રે, સૌ દેખે સહીયેરુંનો સાથ;
કહ્યું નથી માનતા રે, આવા નિર્લજ થયા શું નાથ. બા૦ ૧
સાસરીયામાં સાલ છે રે, મારે સાસુનું નહી ઠીક;
નણદી ધૂતારડી રે, તેની મનમાં મારે બીક. બા૦ ૨
હેરે છે હેરણાં રે, વનમાં આવી વારમવાર;
સૌને સુણાવશે રે, વઢશે કહી કહી નિર્લજ નાર. બા૦ ૩
જાવા દિયો જાદવા રે, મારે ઘેર છે ઝાઝું કામ;
નણંદી દેશે મેહેણુલાં રે, વહાલા લઇ તમારુ નામ. બા૦ ૪
એકાંતે તમે આવજો રે, કરશું વાલપણાની વાત;
વહાલા બ્રહ્માનન્દના રે, રગભર રમશું બાધી રાત. બા૦ ૫

### પદ ૧૫૧૧ મું.

સુંદરી સૌ મળી રે, આપણ જાઇએ ભરવા નીર;
વાયે છે વાંસળી રે, વહાલો ઉભા જમુના તીર. સું૦ ૧
ખાંતે ખેલીયે રે, એની શ્યામળીયાને સંગ;
નન્દના લાલથી રે, રુડો રમતાં જામે રંગ. સું૦ ૨
હસીને હેરશે રે, હેતે લેશે ઝાલી હાથ;
રમશું રીઝમાં રે, હેલી છેલ છબીલા સાથ. સું૦ ૩
ચાલો ચોંપથી રે, જાઇયે વેહેલાં વહાલા પાસ;
સંગે શ્યામને રે, રમીયે રંગભર ખાંતે રાસ સું૦ ૪
ઝુંબી ઝાલશું રે, ખુબ કરીશું મોટો ખેલ;
વહાલો બ્રહ્માનન્દનો રે, વાળી દેશે રંગની રેલ. સું૦ ૫

### પદ ૧૫૧૨ મું.

મારગ ચાલતાં રે, આવી ખાઝો માં અલબેલ;
જો જો ફોડતા રે, મારે માથે મહીની હેલ. મા૦ ૧
જશોદાને આગળે રે, અમે જઈ કરશું ફરીયાદ;
કરજો કહાનજી રે, અમથી એવું જાણી વાદ. મા૦ ૨
થાશે ઠાવકી રે, વહાલા એમાંથી વઢવેડ;
ગાળ્યું ખાશો રે, જો તમે કરશો મારી છેડ. મા૦ ૩
એ મહી નહિ ઉઘડે રે, આમેં ખોશો ઠાલા લાજ;
રેહેજો વેગળા રે, નથી પોપાંબાઈનું રાજ મા૦ ૪
શ્યાને રોકીયે રે, આવી જમુનાજીનો ઘાટ,
વહાલા બ્રહ્માનન્દના રે, ચાલ્યા જાઓ પોતાની વાટ. મા૦ ૫

### પદ ૧૫૧૩ મું.

ન થઈયે આકળા રે, હજી તો નાના નન્દકુમાર;
કહું છું કહાનજી રે, વનમાં મ રોકો પરનાર. ન૦ ૧
માંડયો માવજી રે, તમે આવો કેમ ઉતપાત,
હાંસી ખેલવી રે, એ તો ઘર જાવાની વાત. ન૦ ૨
નાથ ન બોલીયે રે, આવાં ફાટે મુંઢે ફેલ;
તમને જાણીયે રે, થયા છો છોગા મેલી છેલ. ન૦ ૩
જોઇ મુને એકલી રે, તમારે હુંસ થઈ મનમાંય;
વાંસે વાર છે રે, મારે રઢીયાલો કંસરાય. ન૦ ૪

થયા છો ઠાવકા રે, હમણાં મોહનજી મગરુર;
વહાલા બ્રહ્માનંદના રે, એમાં જાશે લાજ જરુર. ન૦ ૫

પદ ૧૫૧૪ મું.

ગોકુલ ગામમાં રે, કહોને કેમ કરી રહીયે બેન;
કેટલીક સાંખીયે રે, ઉઠી નીત નીત આળ્યુંકેન. ગો૦ ૧
કેદીક એકલો રે, છાનો ઘરમાં પેસે આય;
દો'ણી દૂધની રે, સૌ દેખતાં લઇને જાય. ગો૦ ૨
મારગ ચાલતાં રે, વનમાં બેસે પગલાં હેર;
છોરા સાથ લઈ રે, ઘાટ જમુનાને લે ઘેર. ગો૦ ૩
આવી વાતડી રે, કહોને કેને કહીયે હાલ;
કાયર કીધલાં રે, અમને નન્દજીને લાલ. ગો૦ ૪
બીતાં ચાલીયે રે, આવે વનમાં કેડે દોડ,
વહાલો બ્રહ્માનન્દનો રે, નાખે માટ મહીનાં ફોડ. ગો૦ ૫

પદ ૧૫૧૫ મું.

આજ હું એકલી રે, બેની ગઈતી વૃન્દાવન;
દેખી મુજને રે, એને લાલચ્ય લાગી મન. આ૦ ૧
મારગ રોકીયો રે, આવી ઉભો બાંધીને આડ;
બળમા બોલતો રે, માંહીં જોર જણાવે લાડ. આ૦ ૨
ઘેરીને મુજને રે, સાથે લઈ સરવે ગોવાળ;
જોઈને જાદવે રે, કીધા આંખડલીના ખ્યાલ. આ૦ ૩
વળગ્યો મુજને રે, આવી જમુનાજીને તીર;
હું તો એકલી રે, સરવે છોરાં એની ભીર. આ૦ ૪
મહીડું માહેરું રે, પરાણે લઈ કીધી હેરાન;
વહાલે બ્રહ્માનંદને રે, ન કર્યાનું તે કીધું કહાન. આ૦ ૫

પદ ૧૫૧૬ મું.

આવોને ઓરડા રે, વહાલા કામણગારા કહાન;
મોટા થાઈને રે, એવડું શું રાખો છો માન. આ૦ ૧
પધારો પ્રેમથી રે, મારા અલવિલા અલબેલ;
નંદના લાલજી રે, મારે તમથી બાંધી બેલ. આ૦ ૨
તમ સંગે ખેલવા રે, મારે હુંસ ઘણી મનમાંહ્ય;
અતર પ્રીતડી રે, સર્વે જાણો છો જદુરાય. આ૦ ૩

સુંદર શ્યામળા રે, આવી તમથી બાંધી પ્રીત;
તમારી ચાલમાં રે, મારુ લોભાણું છે ચિત્ત. આ૦ ૪
દીવાની હું થઈ રે, મેં તો છેડા નાંખ્યો શીશ;
વહાલા બ્રહ્માનન્દના રે, તમશું જોડ બની જગદીશ. આ૦ ૫

### પદ ૧૫૧૭ મું.

સુણુ સાહેલડી રે, ગઇતી વૃન્દાવન હું કાલ;
ત્યાં મે દીઠડા રે, નાગર નન્દજીનો લાલ. સુ૦ ૧
કીધી કહાનજી રે, મુને નેણાં કેરી સાન;
લટકાં લાલના રે, જોઈને હું થઈ ગઈ ગુલતાન. સુ૦ ૨
રુડા રાગમાં રે, વહાલે વાઇ સુંદર વેન;
શ્રવણે સાંભળી રે, મારુ મનડું થઇ ગયું મેણ. સુ૦ ૩
ખુતું છે ખરુ રે, એનું છોગુ ચિત્તડા માંહ્ય;
હવે તો મુજને રે, એની એ વિના રહ્યું ન જાય. સુ૦ ૪
ફૂલી હું ફરુ રે, ભૂલી જોઇને ભોજન પાન;
વહાલે બ્રહ્માનન્દને રે, મુજને કીધી ઘેલી કહાન. સુ૦ ૫

### પદ ૧૫૧૮ મું–રાગ ધનાશ્રી.

રંગડાનો ભીનો રે, નંદનો દુલારો. રં૦ ટેક.
હાથ કડાં બેઉ હેમનાં રે, કાજુ શોભે કમર કટારો રે. રં૦ ૧
નવલ કલગી શોભતી રે, ફૂલ તોરો કામણગારો રે. રં૦ ૨
જાદવ સામું જોઇને રે, હરી લીધો પ્રાણ હમારો રે. રં૦ ૩
બ્રહ્માનંદનો વાલમો રે, નિમખ ન મેલું હવે ન્યારો રે. રં૦ ૪

### પદ ૧૫૧૯ મું.

વેશ બનાયો રે, કુંવર કનૈયે. વે૦ ટેક.
જાદવ જોવા કારણે રે, ચાલ સખી તહાં જઇયે રે. વે૦ ૧
જામો પેર્યો જરકસી રે, હાર મનોહર હઇયે રે. વે૦ ૨
અજબ રંગીલું એનું છોગલું રે, નિરખી મગન થઇ રહીયે રે. વે૦ ૩
બ્રહ્માનંદ લખી નાથને રે, જનમ સુફલ કરી લઇયે રે. વે૦ ૪

### પદ ૧૫૨૦ મું.

છેલ કનૈયો રે, રંગડાનો રેલો. છે૦ ટેક.
વૃન્દાવનની વાટમાં રે, આવી મળ્યો મુજને અકેલો રે. છે૦ ૧
મોરલી મનોહર હાથમાં રે, મનોહર મુગટ ધરેલો રે. છે૦ ૨

બાજુ કાજુ ફૂલના રે, રેટો રંગ અજબ ભરેલો રે. છે૦ ૩
બ્રહ્માનંદ કહે રાત દી રે, આંખડલીમાં રાખું અલબેલો રે. છે૦ ૪

પદ ૧૫૨૧ મું.

છોગાવાળે છેલે મારુ, ચિત્ત ચોરી લીધું. છો૦ ટેક.
ભૂરકી નાંખી ભુધરે રે, કાંઇ મુને કામણુ કીધું રે. છો૦ ૧
કાલિન્દ્રીને કાંઠડે રે, પ્રીતડી કરીને મહી પીધું રે. છો૦ ૨
વંશીવાલે વાલમે રે, દરશન નૌતમ દીધું રે. છો૦ ૩
બ્રહ્માનંદ સંગ નાથને રે, સબ વિધિ કારજ સીધું રે. છો૦ ૪

પદ ૧૫૨૨ મું–રાગ ધનાશ્રી.

જમુના ભરન ગઈતી, મે આજ અકેલી પાની. જ૦ ટેક.
તહાં ઠાડો વ્રજરાજ, કુંવર જું ગુમાની. જ૦ ૧
નેનનસે લખી સેન, કરી મોય છાની. જ૦ ૨
દેખત હી ચુંનર, ગ્રહીકે મોરી તાની. જ૦ ૩
બ્રહ્માનન્દ ઘનશ્યામ, નવલ દીલજાની. જ૦ ૪

પદ ૧૫૨૩ મું.

નિમખ ન દૂર રહો, મોરે પ્રાનજીવન પીય પ્યારે. નિ૦ ટેક.
છેલ ચતુર ઘનશ્યામ, પીયા વંશી વારે. નિ૦ ૧
લોચન લાલ ચતુર વર, શ્યામ તીહારે. નિ૦ ૨
નાથ નવલ અબ તુમકું, ન છોડું ન્યારે. નિ૦ ૩
બ્રહ્માનન્દ કહે નાથ, તુમ દગ તારે. નિ૦ ૪

પદ ૧૫૨૪ મું.

ચલ સખી દેખનકું આજ, કહાનકુંવર રંગ છાયે. ચ૦ ટેક.
તોરે ફૂલ છબી, શીશ નવલ લટકાયે. ચ૦ ૧
એરી દેખ માઈ, યહ વેશ નવીન બનાયે. ચ૦ ૨
શ્યામ સુંદર મેરે અતરમેં, અતિ ભાયે. ચ૦ ૩
બ્રહ્માનંદ મેરે નેન, પરમ ફલ પાયે. ચ૦ ૪

પદ ૧૫૨૫ મું.

સખી હું જતન કરી, મેરો નાથ નવલ દગ માઈ. સ૦ ટેક.
દૂર ન છંડુ સખી, ભૂજંગમનીકી નાઈ. સ૦ ૧
મન ભમરા મેરા, લાલ કમલ લપટાઈ. સ૦ ૨
શ્યામળિયા પીયા, શ્યામ ચતુર સુખદાઇ. સ૦ ૩
બ્રહ્માનંદ એહી લાલ, છબી મન ભાઈ. સ૦ ૪

### પદ ૧૫૨૬ મું-રાગ ધનાશ્રી ગરબી.

આજ આવ્યા તે કેમ ઉતાવળા, સાચું બોલોને;
વહાલા ચંચળ લાગે છે ચિત્ત, નંદના લાલાજી સાચું બોલોને. ટેક.
કહોને કેઈ સખીએ તમને ભોળવ્યા, સા૦ કેશું પુરણ લાગી પ્રીત. નંદ૦ ૧
વારી ધરણી તે પગ ટકતો નથી, સા૦ વળી હૈડે તે હરખ ન માય. નંદ૦ ૨
તમે કેઈ સખીને મહેલે જશો, સા૦ રંગભીના મોહનરાય. નંદ૦ ૩
વહાલા તમ પાસે દેખાય છે, સા૦ કાંઈ સેજલડીનો સાજ. નંદ૦ ૪
વહાલા અત્તર શીશી ને અગરજા, સા૦ વીણ્યાં ફુલડાં તે કેને કાજ. નંદ૦ ૫
જુઓને કેફ જણાય છે નેત્રમાં, સા૦ વારી ચિત્તનો તે બીજો રંગ. નંદ૦ ૬
વારી વહાલા તે બ્રહ્માનન્દના, સા૦ રહેશો રજની તે કે સંગ. નંદ૦ ૭

### પદ ૧૫૨૭ મું.

ઉભા રહોને શું થાઓ છો આકળા, કહું વાતડલી;
સાચું બોલોને સુંદર શ્યામ નટવર, નાવજી કહું વાતડલી. ટેક.
આતુરતા અતિ અંગમાં, ક૦ કહેશો એવો આતુર કામ. ન૦ ૧
કામણગારી એ છે કામની, ક૦ હેતે કીધા તમને હાથ. ન૦ ૨
દશા ફરી ગઈ દેહની, ક૦ તમને નાખી ભૂરકી નાથ. ન૦ ૩
ગજરા કે સારુ તમે ગુથીઆ, ક૦ બેરખડા ને બાજુબંધ. ન૦ ૪
વહાલા કે સારુ લેઇ જાઓ છો, ક૦ વળી સુધો સાર સુગંધ. ન૦ ૫
આજ ચચળતા તે ચિત્તમાં, ક૦ વહાલા રાતા થયાં છે નેણ. ન૦ ૬
તમે સાચુ બોલોને શ્યામળા, ક૦ વારી બ્રહ્માનન્દના સેણ. ન૦ ૭

### પદ ૧૫૨૮ મું.

સખી સર્વ મળીને તમે સાંભળો, સત્ય ભાખું છું;
મારી આતુરતાની વાત વ્રજની સુંદરી, સત્ય ભાખું છું. ટેક.
એક ગાય ખોઈતી મે તો ગોરડી, સ૦ તેને ખોળી સારી રાત. વ્ર૦ ૧
તેને ગોતી તે બાહેર ગામમાં, સ૦ તેની ક્યાંય ન લાધી ભાળ. વ્ર૦ ૨
જ્યારે માની મેં શિવને માનતા, સ૦ ત્યારે તરત જડી તત્કાળ. વ્ર૦ ૩
મેં તો અગડ લીધી છે આકરી, સ૦ પૂજા કેડે ભોજન પાન. વ્ર૦ ૪
ગજરા બાજુ ને અરગજા, સ૦ શિવ પૂજાનો સામાન. વ્ર૦ ૫
હજી નંદ જશોદા પણ નથી જમ્યાં, સ૦ રાંધી ઢાંકી ધર્યું છે અનાજ. વ્ર૦ ૬
કહે બ્રહ્માનન્દનો વાલમો, સ૦ મારે આતુરતા તે કાજ. વ્ર૦ ૭

### પદ ૧૫૨૯ મું.

સાચું બોલ્યા તમે શ્યામળા, નંદલાલાજી;
અમને આવી ગઇ પરતીત, વારી જાઉં વિઠલા, નંદલાલાજી. ટેક.
એવી ઉપજી તે ભક્તિ આકરી, નં૦ થઇ પુજા ઉપર પ્રીત. વા૦ ૧
પણ શિવને તો આ સંસારમાં, નં૦ નથી મૂર્તિનો આકાર. વા૦ ૨
કહોને કયાં પેરાવશો, નં૦ ગજરા બાજુબંધ ને હાર. વા૦ ૩
શિવજી તમારે શ્યામળા, નં૦ આજ કરશે પૂરણ કામ. વા૦ ૪
જઇને કહેજો અમારો કહાનજી, નં૦ એક પારવતીને પ્રણામ. વા૦ ૫
તમે પૂજા કરીને પગે લાગજો, નં૦ કરજો જાગ્રણ સારી રાત. વા૦ ૬
જ્યારે વર લેઇને પાછા વળો, નં૦ કહેજો બ્રહ્માનદને વાત. વા૦ ૭

### પદ ૧૫૩૦ મું.

એક શીખામણ તુજને કહું, સુણ સાહેલી;
તું તો ધારી લેજે ચિત્ત, ભાવિક ભામની, સુણ સાહેલી. ટેક.
તારે એમ કીધાં થાશે અતી, સુ૦ રુડી પુરુષોત્તમશું પ્રીત. ભા૦ ૧
એને મન કર્મ વચને માનજે, સુ૦ કહું છું તારા હિતને કાજ. ભા૦ ૨
જોને ઉપરલા શણગારથી, સુ૦ કેદી રીઝે નહીં મહારાજ. ભા૦ ૩
માહીં મમતારૂપ મલીનતા, સુ૦ વળી દેહ બુદ્ધિ દુરગંધ. ભા૦ ૪
બ્હેની એ બેને તું ત્યાગ કર, સુ૦ થાયે હરિવર સાથ સબંધ. ભા૦ ૫
તું તો અવિચળ થઇ રહે એકની, સુ૦ સર્વે બીજા સાથે તોડ. ભા૦ ૬
બ્રહ્માનન્દ કહે અતિ શોભશે, સુ૦ તારે હરિવર સાથે જોડ. ભા૦ ૭

### પદ ૧૫૩૧ મું.

એ છે પતિવ્રતાનું પારખુ, સુણ ચિત્ત દેઇને;
જેનું ચંચળ ન હોય મન, પ્યારી પ્રેમદા, સુણ ચિત્ત દેઇને. ટેક.
તે તો પોતાના પતિ ઉપરે, સુ૦ વારી નાખે તન ને ધન. પ્યા૦ ૧
કેદી ઉંચે સ્વર નવ ઓચરે, સુ૦ તેને અતીશે લજજા અંગ. પ્યા૦ ૨
તે તો સબ જગથી રુઠી રહે, સુ૦ નહીં સોબત કોઇને સંગ. પ્યા૦ ૩
વળી પોતાના ઘર બાહરે, સુ૦ એકાએકી ન ધરે પાવ. પ્યા૦ ૪
તે તો બીજા સામું દેખે નહીં, સુ૦ એક ભર્તા ઉપર ભાવ. પ્યા૦ ૫
સદા મનમાં પર પોતાતણી, સુ૦ સદા મિથ્યા દેખે દેહ. પ્યા૦ ૬
બ્રહ્માનન્દ કહે નારી સતી, સુ૦ સાચો સ્વામી સાથ સનેહ. પ્યા૦ ૭

### પદ ૧૫૩૨ મું.

મહા વિચારની કટીમેખલા, ધન્ય તે નારી;
ઓઢે લજ્યારૂપી ચીર, આ સંસારમાં ધન્ય તે નારી. ટેક.
શોભે કોમલતાનો કંચવો, ધ૦ રહે વિષય થકી દીલગીર. આ૦ ૧
પગે ઝાંઝર પેરે પ્રેમનાં, ધ૦ ચાલે હેવહુતીની ચાલ. આ૦ ૨
વૈરાગ્યના અણુવટ વીંછીયા, ધ૦ વાધે પ્રીતમશું નીત્ય વહાલ. આ૦ ૩
હાથે શીલ સંતોષની ગુજરી, ધ૦ હૈયે નિશ્ચય રૂપી હાર. આ૦ ૪
શોભે અચળ સિદ્ધાંતનો ચુડલો, ધ૦ સર્વે અલોકીક શણગાર. આ૦ ૫
નાકે નથ શોભે હરી નામની, ધ૦ ત્રોટી અકોટા તે ત્યાગ. આ૦ ૬
બ્રહ્માનન્દ કહે તે સુંદરી, ધ૦ સદા હરીવર વરવા લાગ. આ૦ ૭

### પદ ૧૫૩૩ મું.

કોઇ જગમાં એવી કામની, પીયુની પ્યારી;
જેને પુરુષોત્તમ પીયુ પ્રાણ, સાચી સુંદરી પીયુની પ્યારી. ટેક.
નીજ પ્રીતમજીને ઉપરે, પી૦ કરી નાખે તન કુરબાન. સા૦ ૧
નિરખે વદન કમલ નીત નાવનું, પી૦ જેવી રીતે ચંદ ચકોર. સા૦ ૨
એક અંતર દ્રઢ તે ઉપાસના, પી૦ કેદી જોયે ન બીજી કોર. સા૦ ૩
જેમ ગમે તે સુંદરશ્યામને, પી૦ નીત તેમ કરે ઉપાય. સા૦ ૪
સર્વે જપ તપ સાધન સપત્તિ, પી૦ માને સ્વામી સેવામાંહ્ય. સા૦ ૫
જે બળ મેલીને અબલા થઈ, પી૦ અતિ અંતરમાં અનુરાગ. સા૦ ૬
બ્રહ્માનન્દ કહે જે હરિને વરી, પી૦ સદા અચળ તેનો સોહાગ. સા૦ ૭

### પદ ૧૫૩૪ મું-રાગ સારંગ.

રંગભીનો પ્યારો નવલ કહાન. રં૦ ટેક.
મુગટ ધરત શીર હરત મેરો મન, મધુર મધુર સુર કરત ગાન. રં૦ ૧
સનમુખ આત બજાવત મોરલી, અજબ કરત નેનનસેં સાન. રં૦ ૨
બ્રહ્માનન્દ નવલ પ્રીતમકે, લાગ ગયે ઉર પ્રેમ બાન. રં૦ ૩

### પદ ૧૫૩૫ મું.

અલબેલો ખેલત જમુના તીર. અ૦ ટેક.
મસ્ત લાલ ગલ માલ મનોહર, નિરખ વીસર ગઇ ભરન નીર. અ૦ ૧
ગજગતી ચલત રસીક મનમોહન, વિમલ રૂપ રાજત બલવીર. અ૦ ૨
બ્રહ્માનંદ શ્યામસુંદર લખી, તસ્ત ટરી મેરે દીલકી પીર. અ૦ ૩

### પદ ૧૫૩૬ મું.

નટનાગર છેલો નન્દલાલ. ન૦ ટેક.
ગૌર કપોલ લોલ દોઉ કુંડલ, ચિત્ત ચોરત ચલ નવલ ચાલ. ન૦ ૧
ગાવત ગીત ચિત્ત લલચાવત, ઉરપર ધરત અજબ વનમાલ. ન૦ ૨
બ્રહ્માનન્દ નવલ મોહનકું, નિરખ પરી ગલ પ્રેમ જાલ. ન૦ ૩

### પદ ૧૫૩૭ મું.

મનમોહન લીનો ચિત્ત ચોર. મ૦ ટેક.
શ્યામ કેશવ લેઈ વેશ અલોકીક, ઘર આવત મેરે દોર દોર. મ૦ ૧
જન સુખ દેન બેન મુખ સુંદર, કમલ નેન પીયા નંદકિશોર. મ૦ ૨
બ્રહ્માનંદ નદનંદન લખી, મન ન ભ્રમત મેરો ઓર ઠોર. મ૦ ૩

### પદ ૧૫૩૮ મું-રાગ સારંગ.

પ્રીતમ પ્યારે હો નેનનહુકે તારે. પ્રી૦ ટેક.
નેન તારે નવ ઘન નવ રંગી, નટવર નંદદુલારે. પ્રી૦ ૧
સુંદર વદન કમલકી શોભા, અરુણ લોચન અનિયારે. પ્રી૦ ૨
આઠુ જામ રહું દ્રગ આગી, નિમખ રખું નહી ન્યારે. પ્રી૦ ૩
બ્રહ્માનન્દકે નવલ વિહારી, હો તુમ પ્રાન હમારે. પ્રી૦ ૪

### પદ ૧૫૩૯ મું.

ચલોરી મૈયા હો દેખનકું કનૈયા. ચ૦ ટેક.
જલમેહી પેઠી નથ્યો અહી કારી, ફનપર નરત કરૈયા. ચ૦ ૧
તોરત તાન કહાન શીર અહિકે, મુખ બોલત થૈ થૈયા. ચ૦ ૨
ઠાડે સબ દેખત વ્રજવાસી, અરુ દેખત બલભૈયા. ચ૦ ૩
નવલ પીયા ઘનશ્યામકી છબીપર, બ્રહ્માનન્દ બલ જૈયા ચ૦ ૪

### પદ ૧૫૪૦ મું.

મે ગઇતી પાની હો સુન સૈયર સયાની. મે૦ ટેક.
જમુનાકે તટ ખેલત જદુવર, તેહી લખી અંખીયાં જુરાંની. મે૦ ૧
ચકીત હોય રહ્યો મન મેરો, જલ મટકી ન ભરાંની. મે૦ ૨
શીથલ ગાત ભયે લખી વ્રજપતી, નહી મુખ બાત કહાની. મે૦ ૩
બ્રહ્માનન્દ વસ્યો ઉર અતર, ગીરધર છેલ ગુમાની. મે૦ ૪

### પદ ૧૫૪૧ મું.

વંસરીયાં તેરી હો વેરન ભઈ મેરી. વં૦ ટેક.
આઠ હી જામ અચાનક બાજત, કામ કરન નહી દેરી. વં૦ ૧

સુનતે ધીર ધરાત ન મોસે, કરત હે પીર ઘનેરી. વં૦ ૨
વંશી સુનકે જમુનાકે તટ, આતહું સાંજ સવેરી. વં૦ ૩
બ્રહ્માનન્દ કરી મોય પરવશ, સુધ વીસરી તનકેરી. વં૦ ૪

### પદ ૧૫૪૨ મું–રાગ સારંગ.

રંગ ભીના બાલમ પ્યારા, રંગભીના બાલમ પ્યારા;
નટનાગર નંદદુલારા. રંગ૦ ટેક.
રંગભીના રાજંદ રંગ રસીયા, વ્રજવાસીનકે મન વસીયા;
ભુજ હોય નવલ વંસીવારા. રંગ૦ ૧
કમલ નયન વ્રજરાજ કનૈયા, મોરલી ધુની અજબ બજૈયા;
મનમસ્ત સદા મતવારા. રંગ૦ ૨
સુંદર વદન મનોહર શોભે, લખી મુનીવરકે મન લોભે;
બંધે બાજુબંધ ઉદારા. રંગ૦ ૩
બ્રહ્માનન્દકે છેલ ગુમાની, તેરી મૂર્તિ અતિ સુખદાની;
મનમોહન પ્રાન હમારા. રંગ૦ ૪

### પદ ૧૫૪૩ મું.

તેરી વંશી કુંજવિહારી, તેરી વંશી કુંજવિહારી;
હરિ* જીવન દોર હમારી. તે૦ ટેક.
બાજત બેન મનોહર વનમેં, સુની શીતલ હોવત તનમે;
પ્રેમીજનકું લાગત પ્યારી. તે૦ ૧
બ્રેહીજનકે† અંતર લલચાવે, અંતરકી પીર મીટાવે;
નીત મગન રહત વ્રજનારી. તે૦ ૨
નાથ નવલ મોરલી તેરી નીકી, હે જીવન મેરે જીયકી;
ભઈ કરુણા રસ સુખકારી. તે૦ ૩
અધર સુધારસ પાનસે રાતી, મોરલીયાં મદકી માતી;‡
બ્રહ્માનન્દ કહે જગસે ન્યારી. તે૦ ૪

### પદ ૧૫૪૪ મું.

ગુણવંતા છેલ ગુમાની, ગુણવંતા છેલ ગુમાની;
તેરી મોરલીયાં સુખદાની. ગુ૦ ટેક.
સુંદર પાઘ નવલ શીર પ્યારી, લખી મુનીવર ઉરમેં ધારી;
તેરી ચાલ અજબ મસ્તાની. ગુ૦ ૧

* "એરી" પાઠાન્તર છે † વિરહીજનના. ‡ "મોરલી યાકી મદકી માતી" એવી રીતે પણ મંદિરમા આ પદ ગવાતા સાંભળેલુ છે.

કેશર તીલક મનોહર રાજે, છબી દેખી રતીપતિ લાજે;
પ્રિય લાગત મુખકી બાની. ગુ૦ ૨
ભ્રુહનકી શોભા અતિ ભારી, દોઉ અંખીયાં કામણગારી;
જોઈ ઉપમા કમલ લજાની. ગુ૦ ૩
બ્રહ્માનંદકે શ્યામસનેહી, મેરે જીવન મૂર્તિ એહી;
નીત નેનનમેં ઠહરાની. ગુ૦ ૪

### પદ ૧૫૪૫ મું.

પ્યારો કેસા જાદુ જાને, પ્યારો કેસા જાદુ જાને;
મન મોરલીયાંસે તાને. પ્યા૦ ટેક.
વચનસે કરી પ્રીત બઢાવે, સ્વર સુંદર તાન સુનાવે;
સુની સૂર નર નાગ વખાને. પ્યા૦ ૧
યા જાદુકી અજબ ખુમારી, મદ છાકી વ્રજકી નારી;
ઉર જગકી શંક ન આને. પ્યા૦ ૨
પગીયામેહીં તોરા લટકાવે, સૂરવિનતનકું લલચાવે;
વ્રહીજન* ઉર મૂર્તિ ઠાને. પ્યા૦ ૩
બ્રહ્માનંદકે નવલ વિહારી, મનમોહન મોહની ડારી;
મોય મસ્ત કરી મસ્તાને. પ્યા૦ ૪

### પદ ૧૫૪૬ મું–રાગ જકડી.

મે તો પ્રીતમ મુખકી પ્યાસી રે, સાંઇયાં હસ મુખ કબ બોલાસી રે. ટેક.
હાં હાં ઢુંઢ્યાં મેં જગ સારા રે, મોકું પીયા બિન દુઃખ અપારા રે;
કબ મીલેગા મેરા પ્યારા રે. મે૦ ૧
હાં હાં યાકી નેનુમેં કછુ ટુના રે, વીન દેખેહુ દુ.ખ દુનારે;
કબ ભેટું શ્યામ સલુના રે. મેં૦ ૨
હાં હાં મે તો કરતહું તરક ઘનાસા રે, અંતર મીટત ન દરશકી પ્યાસા રે;
સમરુ મે સ્વાસઉસ્વાસા રે. મે૦ ૩
હાં હાં જબ મેહરમ મેરા આવે રે, મોકુ હસ કરી કંઠ લગાવે રે;
તબ બ્રહ્માનંદ સુખ પાવે રે. મે૦ ૪

### પદ ૧૫૪૭ મું.

પ્રીતમ મારી પ્રેમ કટારી રે, મોકું ઘાવ લગા હે ભારી રે. ટેક.
હાં હાં પ્રેમ કટારી એસી રે, જગ જાકે દીલમે પેસી રે;

* વિરહીજન

તાકું જીવન આશા કેસી રે. પ્રી૦ ૧
હાં હાં અંતરભેદી આગી રે, જાતે ભરમ જાળ સબ ભાગી રે;
જાય કલેજે લાગી રે. પ્રી૦ ૨
હાં હાં અનંત વૈદ્ય ચલ આવે રે, ભીલ કોટીક જતન કરાવે રે;
મેરા દરદ કોઉસેં ન જાવે રે. પ્રી૦ ૩
હાં હાં જનની એસી કીવે રે, સોઈ વૈદ્ય ઘાવ આ શીવે રે;
પીયા દેખ બ્રહ્માનંદ જીવે રે. પ્રી૦ ૪

## પદ ૧૫૪૮ મું.

ધન્ય નાર પીયા રંગ રાતી રે, પીયસે અધક્ષણુ દૂર ન જાતી રે. ટેક.
હાં હાં નીશદીન સંગ પીયા કે ડોલે રે, જબ પીયા બોલાવે તબ બોલે રે;
જગસેં ઘુંઘટ કબુએ ન ખોલે રે. ધ૦ ૧
હાં હાં કહાવે સોઈ નિરભાગી નારી રે, જીને પીયકી રુખ ન વિચારી રે;
સો તો જનમ જોબનસે હારી રે. ધ૦ ૨
હાં હાં જગમેં સોઈ નારી બડભાગી રે, જાકી લગન પીયાસે લાગી રે;
સબ સખીયનમાંહ્ય સોહાગી રે. ધ૦ ૩
હાં હાં યાકા ધન્ય અવતારા રે, જીને વસ કીયા પીયા પ્યારા રે;
તાપર બ્રહ્માનંદ બલિહારા રે. ધ૦ ૪

## પદ ૧૫૪૯ મું.

સાચી નાર સોઈ અલબેલી રે, આ પામેલ પીયા સગ ખેલી રે. ટેક.
હાં હાં પાવે* પ્રેમ ઝાંઝરી પેહેરી રે, કાજલ રેખ કરી મન કેરી રે;
જાકી સુરત પીયાસે ઠેરી રે. સા૦ ૧
હાં હાં સાડી બ્રહ્મ વૈરાગ્યે રંગી રે, ઓપત અંગીયાં ત્યાગકી અગી રે;
ડોલત અહંતા રહીત ઉમંગી રે. સા૦ ૨
હાં હાં નિર્મલ જ્ઞાન નીર નહી નાવે રે, જાકે વાસ દેહકી આવે રે;
સો તો પીયુંકું કબુએ ન ભાવે રે. સા૦ ૩
હાં હાં જીન તનકી મલીનતા ટારી રે, સોઈ નાર પ્રીતમકું પ્યારી રે;
કેહે બ્રહ્માનંદ વિચારી રે. સા૦ ૪

## પદ ૧૫૫૦ મું–રાગ ગોડી.

આલીરી ઘનશ્યામ સુંદર, હો મોય હેરી નીકી વ્રજહુકી શેરી. આ૦ ટેક.
શ્યામ મીલ્યો સુજાન શ્યામરો, ગૌ આવનકી બેરી. હો૦ ૧
તીખે નેન મદનમોહનકે, ઉરકે બીચ લગેરી. હો૦ ૨

* પગમા.

પ્રીત લગી ઘનશ્યામ પીયાસે, હો ગઈ રીત અનેરી. હો૦ ૩
બ્રહ્માનંદ નિરખી વશ કીની, સુધ હરી લીની મેરી. હો૦ ૪

### પદ ૧૫૫૧ મું.

આલીરી ઘનશ્યામ સુંદર, હો દગ મારે ભયે ઉરહુકે પ્યારે. આ૦ ટેક.
સાંજકી વેરે* ગઈ મેં પનીયાં, નટવર મોયે નિહારે. હો૦ ૧
અજબ નેન વ્રજરાજકુંવરકે, અતિ સુંદર અનીયારે હો૦ ૨
ચોટ લગી ઉરમાંહી અચાનક, લોટ પોટ કરી ડારે. હો૦ ૩
બ્રહ્માનદ નવલ છબી પ્રીતમ, મીલ કરી મોય જીવારે. હો૦ ૪

### પદ ૧૫૫૨ મું.

આલીરી ઘનશ્યામ છબી, હો મન માની એરી અબ નહી છાની. આ૦ ટેક.
સાંજકી વેરીયાં આજ અબેરી, ભરન ગઈતી મે પાની. હો૦ ૧
થકિત ભઈ વ્રજરાજ નિરખકે, માનહું ચિત્ર લખાની. હો૦ ૨
કમલનેનહુકી તન શોભા, મુખ નહીં જાત બખાની. હો૦ ૩
બ્રહ્માનંદ મનોહર મૂર્તિ, અંતરમે ઠહરાની. હો૦ ૪

### પદ ૧૫૫૩ મું.

આલીરી ઘનશ્યામ સુંદર, હો મોય પ્યારો છેલો મન મતવારો. આ૦ ટેક.
વંકી ચાલ મદનમોહનકી, વકો નેન નજારો. હો૦ ૧
એહી બીન પલ એક રહ્યો ન જાવે, જીવન પ્રાણ હમારો. હો૦ ૨
રાખું જતન કૃપન ધન જેસે, નેક ન કરીહું ન્યારો. હો૦ ૩
બ્રહ્માનંદ નવલ છબી નિરખત, એહી મેરે નેન ગુજારો. હો૦ ૪

### પદ ૧૫૫૪ મું-રાગ ગરબી.

રંગની ઝડી રે લાગી રગની ઝડી, મારા વહાલાજી સંગાથે લાગી રગની ઝડી. ટેક.
સેજડીએ વહાલાજી સાથે, કામ કલો કીધો;
અધરતણો રસ આમોસામો, પાયો ને પીધો. ર૦ ૧
વહાલોજી મુને વહાલા, વહાલાને મુજથી વહાલ;
રસીયા સંગે રમતાં, થઈ છું નીપટ નીહાલ. રં૦ ૨
હું વહાલાને કંઠે વળગી, વહાલે પણ ભીડી;
મુખો મુખે દીધી મુને, પાનની બીડી. રં૦ ૩
એક જીભે થાયે કેમ, રસનાએ વખાણ;
બ્રહ્માનન્દનો સ્વામી વહાલો, ચતુર સુજાણ. ર૦ ૪

* બેરી.

## પદ ૧૫૫૫ મું.

ચિત્ત ચોર્યું રે મારું ચિત્ત ચોર્યું, એને ફુલડાંને છોગે મારુ ચિત્ત ચોર્યું. ટેક.

લાલ કસુંબી ફેંટા ઉપર, ફુલડાંનો તોરો;
ફુલડાંની માળા પેરી, આવે છે ઓરો. ચિ૦ ૧
આભ્રણ પેરે અંગે, કરે નેણુનો ચાળો;
કાને કુંડળ લળકે તેણે, લાગે રૂપાળો. ચિ૦ ૨
અંગ સંગ અંગરખી, ઓપીને રહી;
સુંથણુલીની શોભા દેખી, મગન થઈ. ચિ૦ ૩
જોઈ જોઈ મોહી રહી, લટકો એનો;
બ્રહ્માનંદનો સ્વામી વહાલો, રગનો ભીનો. ચિ૦ ૪

## પદ ૧૫૫૬ મું.

જોડ બની રે મારે જોડ બની, હેલી છોગાળા સગાથે મારે જોડ બની. ટેક.

હું વહાલાને વહાલો, મારે હૈડાનો હાર;
છોગાળા સંગાથે નીત, નવલો વિહાર. જો૦ ૧
હું વહાલાને કાજે ગુથું, છોગલા કાજુ;
વહાલો મારે ગુંથી બાંધે, ફુલના બાજુ. જો૦ ૨
ગોવાળાને સગે રાતો, ઉમંગ ભર્યો.
ઉછંગે લેઇને ઉર, ઉપર ધર્યો. જો૦ ૩
પ્રીત કરે તેથી ક્ષણુ, ન રહે પરો;
બ્રહ્માનન્દનો સ્વામી વહાલો, ચતુર ખરો. જો૦ ૪

## પદ ૧૫૫૭ મું.

રંગ રાતો રે એલે રંગ રાતો, પોતે પરિબ્રહ્મ ગોવાળાને રંગ રાતો. ટેક.

જોગી મુનિ બેઠા, જેનું ધ્યાન ધરે;
તે ગોપીને આગે, ઉભો નરત કરે. ર૦ ૧
શિવ બ્રહ્મા સરખા જેનો, પામે નહી પાર;
તે ગોકુલમાં ડોલે, થઈ નન્દનો કુમાર. ર૦ ૨
વેદ ને પુરાણુ જેને, નેતિ નેતિ ગાય;
તે ગોપીના ઘરમાં પેસી, મહી માંખણુ ખાય. રં૦ ૩
ધન્ય ધન્ય વૃન્દાવન, ધન્ય ગોપી ગ્વાલ;
બ્રહ્માનન્દ જેને થયા, ગોઠીડા ગોપાલ. રં૦ ૪

## પદ ૧૫૫૮ મું–રાગ ઈમન કલ્યાણુ.

રસીક દ્રગનકે બાન, લગે મોય, રસીક દ્રગનકે બાન. ટેક.
બીન દેખે વીરહા તન તાવત, ભાવત નહી કછું આન. લ૦ ૧

આય અચાનક મગ બીચ ભેટે, સુંદર શ્યામ સુજાન. લ૦ ૨
આડી નજર વિલોકી મોકું, કર ડારી ગુલતાન. લ૦ ૩
દેખત થકીત ભઇરી આલી, ભૂલ ગઈ તન ભાન. લ૦ ૪
બ્રહ્માનન્દ નવલ છબી પ્રીતમ, હર લીને મન પ્રાણ. લ૦ ૫

પદ ૧૫૫૯ મું.

નિરખે નંદકિશોર, નજર ભર નિરખે નદકિશોર. ટેક.
મંદ મંદ મુખ મોરલી બજાવત, શોભીત તન ચિત્ત ચોર. ન૦ ૧
છુટે પેચ પાઘ શીર સુંદર, આવત મેરી ઓર. ન૦ ૨
ગ્વાલ બાલ સબહી સંગ લીને, કીને ચંદન ખોર. ન૦ ૩
ગજગતી ચાલ અરુન દોઉ લોચન, ચિત્ત ચોટયો તેહ ઠોર. ન૦ ૪
બ્રહ્માનંદ મગન ભઇ નિરખત, જેસે ચંદ ચકોર. ન૦ ૫

પદ ૧૫૬૦ મું.

ચપલ નયનસે ચિત્ત, લીયો મેરો ચપલ નયનસે ચિત્ત. ટેક.
મીલે અચાનક આય ડગર બીચ, મોહન સબ જગ મીત. લી૦ ૧
મંદ મંદ મુખ હાસ અલોકીક, પહેરે સુભગ પટ પીત. લી૦ ૨
સન્મુખ આત બજાવત મોરલી, ગાત મનોહર ગીત. લી૦ ૩
અંગીયા લાલ લાલ શીર પગીયાં, સુંદર તન શોભીત. લી૦ ૪
બ્રહ્માનંદ પીયા મુખ નિરખત, હો ગઈ ત્રિગુણાતીત. લી૦ ૫

પદ ૧૫૬૧ મું.

નિરખે નંદકુમાર, સખીરી નિરખે નંદકુમાર; ટેક.
પ્રફુલ્લિત બદન અધિક તન શોભા, રાજીત ફુલન હાર. સ૦ ૧
બીકસે નેન શ્યામ સુંદરકે, અરુન કમલ અનુસાર. સ૦ ૨
મેરી ઓર અજબ કરુણા કરી, હેરત વારમવાર. સ૦ ૩
કુંડલ કરન બંધ ભુજ બાજુ, સુભગ લલિત શણગાર. સ૦ ૪
બ્રહ્માનંદ પીયા સંગ મેરી, લગન લગી એક તાર. સ૦ ૫

પદ ૧૫૬૨ મું—રાગ કલ્યાણ.

ચતુર ઘનશ્યામરી ચતુર ઘનશ્યામ,
રસીક પીયા મંદિર મોરે આવ. ચ૦ ટેક.
મંદિર મોરે આવો શ્યામ ચતુર પીયા, નટવર સુંદર નાવ. ચ૦ ૧
દરસ પરસ કરી નાથ તીહારે, અતર હોત ઉછાવ. ચ૦ ૨
આય કહો રંગ રસકી બતીયાં, છતીયાંમે હોત હે ભાવ. ચ૦ ૩
બ્રહ્માનંદ કરત એહી વિનતિ, પલ એક દૂર ન જાવ. ચ૦ ૪

### પદ ૧૫૬૩ મું.

રસીક વ્રજરાજરી રસીક વ્રજરાજ,
કહો જ્યું તુમ બાલમ રસહુકી વાત. ર૦ ટેક.
રસકી બાત કહો મનરંજન, ચીત મેરે અધીક સુહાત. ર૦ ૧
અરુન કમલદલ નેન તીહારે, શ્યામ મનોહર ગાત. ર૦ ૨
તેરો રૂપ દેખી પીયા મેરે, દ્રગ ઘુંઘટ ન સમાત. ર૦ ૩
બ્રહ્માનંદ કહત તેરી છબી, લખી કોટીક મદન લજાત. ર૦ ૪

### પદ ૧૫૬૪ મું.

આવો જ્યું વ્રજચંદ આવો જ્યું વ્રજચંદ,
મંદિર મોરે પ્રીતમ જીવન પ્રાણ. આ૦ ટેક.
પ્રાણજીવન મોરે મંદિર પધારો, જગપતિ અપની જાન. આ૦ ૧
તુમ વીન ઓર નહી પીય મોરે, નટવર દ્રગકે ભાન. આ૦ ૨
અતરકી બતીયાં તુમ જાનત, સુંદર શ્યામ સુજાન. આ૦ ૩
બ્રહ્માનંદ રહત ઉર અંતર, નિશ દીન તેરો ધ્યાન. આ૦ ૪

### પદ ૧૫૬૫ મું.

નયન શર મારે નયન શર મારે,
મોહન મોય ભ્રુહ કબાન ચઢાય. ન૦ ટેક.
ભ્રુહ કબાન બાન નટવરકે, ઉર વીચ લગ ગયે આય. ન૦ ૧
લગત બાન કછુ બીગત રહી નહી, પર ગઈ મૂરછા પાય. ન૦ ૨
ગુનસાગર છેલ ગીરધારી, મારી દ્રગ ઠહરાય. ન૦ ૩
બ્રહ્માનંદ શ્યામકે લોચન, લગી ન ટકે ઘટમાંહ્ય. ન૦ ૪

### પદ ૧૫૬૬ મું–રાગ હમીર કલ્યાણ.

મોહન મન ભાયેરી, રસીક નંદનંદન દ્રગ લલચાયેરી. મો૦ ટેક.
ગજગતી ચલત પીયા ગીરધારી, સાંજકી વેરીયાં આયેરી. મો૦ ૧
જરકસી પાઘ લસત શીર ઉપર, બાનક ખૂબ બનાયેરી. મો૦ ૨
કુંડલ કાન તાન શુભ ગાવત, કંદ્રપ માન હટાયેરી. મો૦ ૩
બ્રહ્માનંદ મદનમોહન લખી, પરમ નયન ફળ પાયેરી. મો૦ ૪

### પદ ૧૫૬૭ મું.

મોહન મન માને, નવલ વ્રજભુષન જીવન જાનેરી. મો૦ ટેક.
પુલનકી ગલ માલ બીરાજત, છબી નૌતમ રંગ ઠાનેરી. મો૦ ૧
એહી મૂર્તિ નિરખત નીશવાસર, ગ્વાલ ફીરત મસ્તાનેરી. મો૦ ૨

ફુલનકરી છાઇ શીર પગીયાં, ભમર ગંધ પટાનેરી. મો૦ ૩
બ્રહ્માનંદ નાથ મન ભાયે, હમ એહી હાથ બીકાનેરી. મો૦ ૪

પદ ૧૫૬૮ મું.

મોહન છબી તેરીરી, રખુ નીશવાસર નેનન નેરીરી. મો૦ ટેક.
સુંદર શ્યામ લલિત તન શોભા, ઘનહુસે લગત ઘનેરીરી. મો૦ ૧.
છબી દેખનકું નદ ભુવનમે, આતહું સાંજ સવેરીરી. મો૦ ૨
લાલ નયનહુંસે હરી લીની, શોભા કમલન કેરીરી. મો૦ ૩
બ્રહ્માનન્દ નવલ મૂર્તિમે, લગન લગી હે મેરીરી. મો૦ ૪

પદ ૧૫૬૯ મું.

મોહન નવરંગીરી, વાલમ વસી અતર નવલ કલંગીરી મો૦ ટેક.
પ્રીતી કરી પેહેરી તુમ પ્રીતમ, અજબ સુંદર તન અગીરી. મો૦ ૧
મન ભાવન ગલ માલ બીરાજત, ચલત હો ચાલ ત્રિભગીરી. મો૦ ૨
ભ્રુકુટી કુટીલ લલીત દોઉ લગીયાં, શીરપર પગીયાં ચંગીરી. મો૦ ૩
બ્રહ્માનન્દ નવલ નટનાગર, નવલ નેહકે સંગીરી. મો૦ ૪

પદ ૧૫૭૦ મું–રાગ હમીર કલ્યાણ.

એરી બનહુતે આવેરી કુજવિહારી, મોહન મો મન ભાવેરી. એ૦ ટેક.
પુલનકી ગલમાલ બીરાજત, મધુરીસી બેન બજાવેરી. એ૦ ૧
નેનનકી કરી સેન અલોકીક, પ્રેમીનકું લલચાવેરી. એ૦ ૨
આસપાસ મંડળ ગ્વાલનકો, લખી વ્રજત્રિય સુખ પાવેરી. એ૦ ૩
મન રજન ઘનશ્યામ છબીપર, બ્રહ્માનન્દ બલજાવેરી. એ૦ ૪

પદ ૧૫૭૧ મું.

મોહન મન લીનો બેન બજાય કે, નૌતમ જાદુ કીનો. મો૦ ટેક.
ચદન ખોર સહીત મોહે ભેટચો, નન્દકિશોર પ્રવીનો. મો૦ ૧
પગીયાં લાલ ચાલ ગજ ચાલત, ભાલ તીલક રંગ ભીનો. મો૦ ૨
કરુણા કરી ભીંજે દ્રગ દોઉ, પ્રેમીજનકો ખજીનો. મો૦ ૩
બ્રહ્માનન્દ દેખી છબી ચઢત હે, દીન દીન રંગ નવીનો. મો૦ ૪

પદ ૧૫૭૨ મું.

એરી કુંવર કનૈયા મો મન લીનો, મધુરીસી બેન બજૈયા. એ૦ ટેક.
નન્દકિશોર સદન ગોપીનકે, માંખન ચોર ખવૈયા. એ૦ ૧
નિરખી નિરખી મન હરખી જશોમતી, થેઇ થેઇ નીરત* કરૈયા. એ૦ ૨

---

* નૃત્ય.

સુંદર નૌતમ તાન સુનાયકે, જાન પ્રાનહર લૈયા. એ૦ ૩
બ્રહ્માનન્દ મદનમોહન સંગ, ખેલત ગોપ દુલૈયા. એ૦ ૪

### પદ ૧૫૭૩ મું.

મેં જાઉં બલીહારી શ્રીઘનશ્યામકી, મૂર્તિ મનોહર પ્યારી. મે૦ ટેક.
સુખકે ચન રેન દીન સમરુ, બેન નેન સુખકારી. મે૦ ૧
ચન્દન ખોર સુધારી શ્યામરો, પહીરે હાર હજારી. મે૦ ૨
રૂપ અથાહ નિરખી નટવરકું, ચાહ જગતકી ટારી. મે૦ ૩
બ્રહ્માનન્દ મુકુંદ બદન છબી, દેખત ચન્દ લજારી. મે૦ ૪

### પદ ૧૫૭૪ મું—રાગ હમીર કલ્યાણ.

એરી લાગત પ્યારી મુગટકી શોભા, વ્રજજનકું સુખકારી. એ૦ ટેક.
મનમોહન શીર મુગટ મનોહર, ધારે ગીરવરધારી. એ૦ ૧
ઉમંગ ભરી સખહી ચલી આવત, નિરખનકું વ્રજનારી. એ૦ ૨
નંગ જડે માંહી રંગરગ કે, ભઇ અજબ છબી ભારી. એ૦ ૩
બ્રહ્માનન્દ મુગટ છબીપર, સરવસ ડારુ વારી. એ૦ ૪

### પદ ૧૫૭૫ મું.

શીર મુગટ બીરાજે શ્યામ સુંદરકે, લખી છબી કંદ્રપ લાજે. શી૦ ટેક.
સુંદર વરકી મુગટકી શોભા, નિરખત ભવદુઃખ ભાજે. શી૦ ૧
નર નારીનકી ભીર ભઈ હે, નન્દહુંકે દરવાજે. શી૦ ૨
દેખત છબી બ્રખુભાન દુલારી, સુંદર સહિત સમાજે. શી૦ ૩
બ્રહ્માનન્દ મુગટ શીર ધાર્યો, રસીક પીયે વ્રજરાજે. શી૦ ૪

### પદ ૧૫૭૬ મું

એરી મે મુગટકુ જોયો પ્રીતમકે શીર, તાતે મો મન મોહ્યો. એ૦ ટેક.
દેખી છબી દીલ ભઇહું દીવાની, મહી અજહુ ન વિલોયો. એ૦ ૧
ભૂલ ગઈ ઘર કાજ સખીરી, દુધહુંકું નહી દોહ્યો. એ૦ ૨
સુખ સાગર પીયકી લખી શોભા, હીયરેમેહી સુખ હોયો. એ૦ ૩
બ્રહ્માનન્દ મુગટ છબી લખીકે, મે તામે ચિત્ત પ્રોયો. એ૦ ૪

### પદ ૧૫૭૭ મું.

એરી મેં બલબલ ગઇહું નવલ મુગટપર, દેખી મગન હોય રહીહું. એ૦ ટેક.
રત્નજડિત શીર મુગટ અલૌકીક, નિરખિ નિશંકિત ભઇ હું. એ૦ ૧
મૂર્તિ લખી નટવર મોહનકી, પરમ અજબ સુખ પઇ હું. એ૦ ૨

રૂપ અલૌકીક રસીક પીયાકો, નીત નીત નિરખન જઈહું. એ૦ ૩
બ્રહ્માનન્દ મુગટ અરુ મૂર્તિ, નેનનમે ધરી લઈ હું. એ૦ ૪

પદ ૧૫૭૮ મું–રાગ ભોપાળી કલ્યાણ.

મારીવે મોય મોહન નજર કટારી. મા૦ ટેક.
એકાએક મીલે મોયે મગ બીચ, છેલ છગન ગિરિધારી. મા૦ ૧
કાસું કહુંરી કહો કુંન બુજે, પીર જગતસે ન્યારી. મા૦ ૨
બ્રહ્માનન્દ ચૂર ભઇ નિરખત, જીવન આશા ટારી. મા૦ ૩

પદ ૧૫૭૯ મું.

મંદિર પધારો પીયા શ્યામ સોહાગી. મં૦ ટેક.
કમલ નયન મોહન તમ કારન, લોક લજ્યા સબ ત્યાગી. મં૦ ૧
તન મન ધન અરુ પ્રાન સહીત, સબ ભેટ ધરુ તુમ આગી. મ૦ ૨
બ્રહ્માનન્દ વદન નિરખનકું, રટન અહોનીશ લાગી. મં૦ ૩

પદ ૧૫૮૦ મું.

કહોજું સલુને પીયા રસહુકી બતીયાં. ક૦ ટેક.
મુખ બોલત હોજું તોતરી બાંની, નેન લગત અતિ રતીયાં. ક૦ ૧
કુનકે સંગ જગે પીયા રજની, ડગત ચરનહુંકી ગતીયાં. ક૦ ૨
બ્રહ્માનન્દ કહે અતિ શોભીત, વીનગુન માળ જ્યું છતીયાં. ક૦ ૩

પદ ૧૫૮૧ મું.

શ્યામરે સલુને તેરે મુખકી મે પ્યાસી. શ્યા૦ ટેક.
શ્યામ સુંદર તવ વદન કમલ બીન, અહોનીશ રહું મે ઉદાસી. શ્યા૦ ૧
લલીત નવીન સુંદર લાવનતા, હેત નવલ જુત હાસી. શ્યા૦ ૨
બ્રહ્માનંદ રખો ચરનન ઢીગ, વગર મૂલકી દાસી. શ્યા૦ ૩

પદ ૧૫૮૨ મું–રાગ કાફી.

ઓરા આવો વારી રે રંગરેલ પુછું છું એક વાતડી રે, રસીયાજી તમને. ઓરા૦ ટેક.
કોલ દેઇને તમે કહોને કયાં ગયાતા, ઘણીરે કીધી છે મુંથી ઘાતલડી રે. ર૦ ૧
લોચનીયાં રે રંગચોળ થયાં છે, કેને સંગે રમી આવ્યા રાતલડી રે. ર૦ ૨
નવસર હારની નોખી રે નોખી, ભલી જો ઉઠી છે હીયે ભાતલડી રે. ર૦ ૩
બ્રહ્માનંદના નાથ મનોહર, શીતળ કરી આવ્યા છાતલડી રે. ર૦ ૪

પદ ૧૫૮૩ મું.

રંગભર વાઈ રે રુડી વેણુ સુંણીને થઈ ઘેલડી રે, રંગભીને વહાલે. રંગ૦ ટેક.
આજ હું ગઇતી બેની જમુનાને આરે, માથે હુતી પાણીડાંની હેલડી રે. ર૦ ૧

મોરલીને નાદે મુને મૂરછા રે આવી, પડી ગઇ સુણતાં પેહેલડી રે. રં૦ ૨
અલબેલે મુજને ઉઠાડી, બાંહ્યડી ગ્રહીને બાંધી બેલડી રે. રં૦ ૩
બ્રહ્માનંદના શ્યામ સંગાથે, થઈ છે આનંદ કેરી હેલડી રે. રં૦ ૪

પદ ૧૫૮૪ મું.

પુલડે બીછાવી છે મેં તો સેજ કોડીલા તારે કારણે રે, અલબેલા આવો. પુલડે૦ ટેક.
વાટડી જોઇને હું તો રસીયા રે વહાલા, આવીને ઉભી છું ઘર બારણે રે. અ૦ ૧
મળવાની અભિલાષા રે મનમાં, હૈડું રહેતું જો નથી ધારણે રે. અ૦ ૨
વાલમ તુજ વીના થઈ છું જો વ્યાકુળ, સાસઉસાસ સંભારણે રે. અ૦ ૩
દરસ પરસ દઈ દુઃખડું રે ટાળો, બ્રહ્માનંદ જાયે નીત વારણે રે. અ૦ ૪

પદ ૧૫૮૫ મું.

ચિત્તમાં લાગી છે મારે ચોટ કહાનુડા કેરા નેણુની રે, સાહેલી જોને. ચિત્તમાં૦ ટેક.
લટકાં કરીને મારી* લગની લગાડી, લાવનતા જો મન લેણુની રે. સાહેલી૦ ૧
ચતુર સુજાણ અલોકીક ચલણી, દીઠી છે છબી જો સુખ દેણુની રે. સાહેલી૦ ૨
મરમ ભરી અતિ સુંદર મૂર્તિ, વહાલપ લાગી છે એનાં વેણુની રે. સાહેલી૦ ૩
અજબ કળા અતિ દૃષ્ટિ અનોપમ, બ્રહ્માનંદના સેણુની રે. સાહેલી૦ ૪

પદ ૧૫૮૬ મું-રાગ હુસેની કાફી.

લાગી મુને આંખડલીની ચોટ રે, અલબેલા વહાલા. લાગી૦ ટેક.
જળ જમુનાનાં હું તો ભરવાને ગઇતી રે, દેખી મુજસામી કહાડેલ દોટ રે. અ૦ ૧
અંતર પીડ અલૌકિક ન ટળે રે, કરો કોઈ આવીને ઓસડ કોટ રે. અ૦ ૨
નટવરનાગર રંગીલાને નેણે રે, બેની હું તો થઈ ગઈ લોટપોટ રે. અ૦ ૩
બ્રહ્માનંદના શ્યામ સલુણાની લીધી, મેં તો ચરણકમલની ઓટ રે. અ૦ ૪

પદ ૧૫૮૭ મું.

લાગ્યાં મુને લોચનીયાંના બાણ રે, રંગભીના વહાલાનાં. લાગ્યાં૦ ટેક.
જમુના નીર તીરે રંગભર રમતો રે, દીઠો મેં તો સુંદર શ્યામ સુજાણ રે. રંગ૦ ૧
મોરલી વજાડી માવે ઘાયલ કીધાં રે, ચોરી વહાલે લીધાં છે મન પ્રાણ રે. રંગ૦ ૨
જગપતિ છેલ મનોહર જોઈને રે, ભાગ્યાં મારાં ચિત્તડાંના ઉડાણ રે. રંગ૦ ૩
બ્રહ્માનંદના નાથ સંગાથે રે, છે જો મારે આગુની ઓળખાણ રે. રંગ૦ ૪

પદ ૧૫૮૮ મું.

હેલી મુને મારી મોહનરાય રે, રંગડાની કટારી. હેલી૦ ટેક૦
તનડાની આશા મેં તો સમજીને ત્યાગીરે, આવી મારે લાગી છે મનમાંહ્ય રે. રંગ૦ ૧

* "મને"-પાઠાન્તર.

વીન દીઠે ઉર દરદ વધે છે રે, એની પળ એક રહ્યું નવ જાય રે. રંગ૦ ૨
દરસ પરસ વીના નહી ટળે દુઃખડુ રે, તેનો હવે શો કરીયે ઉપાય રે. રંગ૦ ૩
બ્રહ્માનન્દના વહાલાને કાજે રે, મળવા મન મારુ અકળાય રે. રંગ૦ ૪

પદ ૧૫૮૯ મું.

હેલી મુંને કામણગારે કહાન રે, કોય કીધાં કામણીયાં. હેલી૦ ટેક૦
વનમાં વજાડી રુડી મોરલી રંગીલી રે, વહાલે મારે સુંદર ભીને વાન રે. કો૦ ૧
મનડું વીંધાણું મારુ ઘાયલ થઇ છુંરે, તીખી એની વાંસલડીની તાન રે. કો૦ ૨
ઘેલી થઇને હું તો ઘરમાં ફરુ છું રે, સર્વે ભૂલી ભોજન પાન રે. કો૦ ૩
બ્રહ્માનંદ કહે મુને જોઇને રે, કીધી વહાલે નેણાં કેરી સાન રે. કો૦ ૪

પદ ૧૫૯૦ મું–રાગ કાફી સામેરી.

નથડીરો મોતી મારે રે, માણીગર માવ છે જી. ન૦ ટેક.
શીશ જાતાં રે એરા ચરણુ ન છંડું, એસો મારા ગનડો ઠેરાવ છે જી. ન૦ ૧
પ્રાણઆધાર અતી ઘણો પ્યારો, રસીક સલુણો વ્રજરાવ છે જી. ન૦ ૨
મોહન મીલણતણો નીત મારે, અતિ ઘણો મનમાં ઉછાવ છે જી. ન૦ ૩
બ્રહ્માનંદ કહે વ્રજ જીવન, નવલ રંગીલો મારો નાવ છે જી ન૦ ૪

પદ ૧૫૯૧ મું.

દીલડારો દીવો મારે હો, કેશર ભીનો કહાન છે જી. દી૦ ટેક.
ગીત મધુરાં ગાવે મોરલી બજાવે આછી, મુખમે ચાવે બીડાં પાન છે જી. દી૦ ૧
ઉપરણી સોનેરી રે ઝીણી પાઘડી અલોકીક, વહાલોજી રંગીલો ભીને વાન છે જી. દી૦ ૨
જમનાની તીરે ઉભો શ્યામળો ગુમાની, ચિત્તડું લેવાની મન તાન છે જી. દી૦ ૩
બ્રહ્માનંદ કહે એહી મૂર્તિરો, રાત દીવસ મારે ધ્યાન છે જી. દી૦ ૪

પદ ૧૫૯૨ મું.

આંખડલીરો તારો પ્યારો રે, લટકાળો લાલ છે જી. આં૦ ટેક.
આંખડલીરો તારો પ્યારો નંદરો દુલારો, ચિત્તડાંમે રાખ્યા જેસી ચાલ છે જી. આં૦ ૧
નવલ રંગીલા નેણાં કુંડળ જડાઉ કાને, પ્રેમીજન કેરો ધનમાલ છે જી. આં૦ ૨
ચંદન વિરાજે ખોર શ્યામરો ગુમાની, ઓઢી લીધી નવલદુસાલ છે જી. આં૦ ૩
બ્રહ્માનંદ કેરો શ્યામ દોયલી વેળાતણો દામ, જગત જીત્યાની મારે ઢાલ છે જી. આં૦ ૪

પદ ૧૫૯૩ મું.

શ્યામળો ગુમાની મારે રે, હૈડારો હાર છે જી. શ્યા૦ ટેક.
કમર કટારો અતી કામણગારો, પાઘડલીમાં સોના કેરા તાર છે જી. શ્યા૦ ૧
શરણાગતવચ્છલ બીરદ સાચો, તેસું મારે અંતર કરાર છે જી. શ્યા૦ ૨

મનમોહન તારી મૂર્તિ રે સાથે, પ્રાણુથી અધીક મારે પ્યાર છે જી. શ્યા૦ ૩
બ્રહ્માનંદરો જનમ સંગાથી, કેશર ભીનો નંદકુમાર છે જી. શ્યા૦ ૪

પદ ૧૫૯૪ મું-રાગ કાફી.

પ્રીતડી કરીને રાખું પ્યારાને, આંખડલીમાં. પ્રી૦ ટેક.
એક ઘડી અળગો નહી મેલું, કહાનુડા કામણગારાને. આં૦ ૧
પ્રાણ સંગાતે એને પ્રોઇને રાખું, મોહન જીવન મારાને. આં૦ ૨
જતન કરીને હું તો નહિ દઉં જાવા, વાલમ રંગીલા વંસીવારાને. આં૦ ૩
બ્રહ્માનંદ કહે પલ ન વિસારુ, પ્રીતમ લોચનીયાંના તારાને. આં૦ ૪

પદ ૧૫૯૫ મું.

વહાલે મારે મોરલી વજાડીને, ઘાયલ કીધી. વ૦ ટેક.
મંત્ર ભણીને મારું મનડું લીધું, અંતરમાં ચટકી લગાડીને. ઘા૦ ૧
આડી નજરે જોઇ અલએલે, રંગની મારી પ્યારે રાડીને. ઘા૦ ૨
કહાનકુંવર ગુલતાન કરી છે, જગ કેરાં મૂળ ઉખાડીને. ઘા૦ ૩
બ્રહ્માનંદ કહે પીડ અલોકીક, વૈદ ન જાણે મારી નાડીને. ઘા૦ ૪

પદ ૧૫૯૬ મું.

તીખાં તીખાં લોચનીયાંને તાંણીને, મારેલ બાણે. તી૦ ટેક.
લટકાળારે નંદજીનેરે લાલે, જોયું મુજ સામું એણે જાણીને. મા૦ ૧
વ્રજજીવન મારુ મનડુ વેધ્યું, ખબર નહી સૈયર સમાણીને. મા૦ ૨
કરવું ભૂલી કામ મંદિરીઆનું, ભરવું ભૂલી ગઇ પાણીને. મા૦ ૩
બ્રહ્માનંદ કહે જગ વિસરાયો, દેખું એક મહીડા કેરાં દાણીને. મા૦ ૪

પદ ૧૫૯૭ મું.

વારોને જશોદા ગીરધારીને, કહું છું માડી. વા૦ ટેક.
હેત કરીને એણે સામું ભાળ્યું, મોહની લગાડી વ્રજનારીને. ક૦ ૧
પાતળીયે અમને પરવશ કીધાં, પ્રેમ ફાંસ ગળે ડારીને. ક૦ ૨
શું કરીયે રે કાંઇ જોર ન ચાલે, હવે અમે એથી બેઠાં હારીને. ક૦ ૩
બ્રહ્માનંદ કહે દીલડામાં મારીને, આવ્યો છે પ્રેમ કટારીને. ક૦ ૪

પદ ૧૫૯૮ મું-રાગ કાફી.

નટવર નેણુની રે થઇ, અંતર આરમપાર, કટારી. ન૦ ટેક.
હાં રે હો જમુના પાણી હું ગઇ, લઇ સંગ સખી દશ બાર, કટારી;
મુજ સામું જોઇ આંખડી મારી, કોડીલે નન્દકુમાર, કટારી. ન૦ ૧

હાં રે હો નેણ કટારી નન્દલાલાની, ખુબ સજેલી ધાર, કટારી;
કરમનાં બંધન કાપીને ભીતર, મરમનો લાગેલ માર, કટારી. ન૦ ૨
હાં રે હો લાગતા લોટપોટ થઈ, એની રહી ન તન સંભાર, કટારી;
બ્રહ્માનંદ કહે મનડું વેધ્યું, ડોલરીયે દીલદાર, કટારી. ન૦ ૩

પદ ૧૫૯૯ મું.

સલુણા શ્યામનાં રે, લાગ્યાં લોચનીયાંનાં બાણ, આવીને. સ૦ ટેક.
હાંરે હો સરવે સૈયરના સાથમાં જાતાં, માથે મહીની માણ, આવીને;
મારગમાં મુને સામો રે મળીયો, સુંદર શ્યામ સુજાણ, આવીને. સ૦ ૧
હાં રે હો વાટમાં વેહેતા વિઠ્ઠલે મુને, આવીને દીધેલ આંણ, આવીને;
કરડી મેટે જોઇને કહાને, મહીનું માગ્યું દાંણ, આવીને. સ૦ ૨
હાં રે હો ચોટ લાગી મારા ચિત્તમાં, તેણે પરવશ થઇ ગયા પ્રાણ, આવીને;
બ્રહ્માનંદને વાલમે વેંધ્યું, નેણ કરી નીશાણ, આવીને. સ૦ ૩

પદ ૧૬૦૦ મું.

પાતળીયાના પ્રેમની રે લાગી, છાતડલીમાં સાંગ, અટારી. પા૦ ટેક.
હાં રે હો કરવું ભુલી કામડલું, ઘરનું ભરવી ભૂલી માંગ, અટારી;
ઘાવ લાગ્યો મારુ તનડું ઘૂમે, જાણે પીધી લીલી ભાંગ, અટારી. પા૦ ૧
હાંરે હો પ્રાણજીવન કેરા પ્રેમની બરછી, ખુબ તીખી ખરવાંગ, અટારી;
લાગતાં પેહેલી નિકલી વુઢી, સુંસરી સાંગોપાંગ, અટારી. પા૦ ૨
હાંરે હો ઘાવ ન રુઝે કાંઈ ન સુઝે, લાગેલ જોર લોહાંગ, અટારી;
બ્રહ્માનંદ કહે અંતર ભેદ્યું, વેદના આંગોઆંગ, અટારી. પા૦ ૩

પદ ૧૬૦૧ મું.

કોડીલા કહાનનાં રે લાગ્યાં, આંખડલીના તીર, હિયામાં. કો૦ ટેક.
હાંરે હો ગાયને વાડે ગુણીયો લઈને, દોહવા હું ગઇતી ખીર, હિયામાં;
સામું જોઇ ચકચૂર કરી, મુને વ્રજવાસી બળવીર, હિયામાં. કો૦ ૧
હાંરે હો ભાળતાં પેહેલું મનડું ભેદ્યું, રહી નહી અંતર ધીર, હિયામાં;
બ્હારલાં માણસ કોઉ ન બુઝે, ઉંડો ઘાવ ગંભીર, હિયામાં. કો૦ ૨
હાંરે હો બાણ નટવર નાથનાં લાગ્યાં, રહ્યું ન હાથ શરીર, હિયામાં;
બ્રહ્માનંદ કહે પીડ ઘણી જેમ, માછલું થોડે નીર, હિયામાં. કો૦ ૩

પદ ૧૬૦૨ મું–રાગ કાફી.

મુને કીધલ કહાનુડે રે, દીલ લઈને દીવાની રે. મુ૦ ટેક.
રૂપાળી રે ઉપડતી રેખું જોઈ એની, સુંદર ખુબ જુવાની રે. મુ૦ ૧

નટવર વેશ અલૌકીક નેણાં, માણીગર ડોલરીઓ ગુમાની રે. મુ૦ ૨
પાઘડલી રે છબીદાર પેચાળી, ગજગતી ચાલ એની મસ્તાની રે. મુ૦ ૩
બ્રહ્માનંદનો નાથ વિહારી, છેલે મુને નિશાની કરી આવી છાની રે. મુ૦ ૪

પદ ૧૬૦૩ મું.

ક્યાં ગયો કહાનુડો રે, સાનમાં ચિત્ત લઈને રે. ક્યાં૦ ટેક.
તનડાની હું તો સુધબુધ ભૂલી, મોરલી વજાડી ધીરે રહીને રે. ક્યાં૦ ૧
વ્યાકુળ થઈને વન વન ઢુંઢું, દિલાસા ખોટા અમને દઈને રે. ક્યાં૦ ૨
હું ઉભી રે એનો માર્ગ હેરું, કોઈને સંગ ન મેલું કહીને રે. ક્યાં૦ ૩
બ્રહ્માનંદના નાથને સારું, ડોલું છું દીલ દીવાની થઈને રે. ક્યાં૦ ૪

પદ ૧૬૦૪ મું.

સામું જોઈને શ્યામળીએ રે, નેણુંની ચોટ લગાડી રે. સા૦ ટેક.
સર્વે સૈયરને સાથ લેઈને, નિરખવા ગઇતી હું ફુલવાડી રે. સા૦ ૧
અલબેલે રંગરેલ અચાનક, વહાલે મારે મોરલડી વજાડી રે. સા૦ ૨
મરમાળે મારા અંતરમાંહી, ગુણીયલ પ્રીતડલી જગાડી રે. સા૦ ૩
બ્રહ્માનંદના વહાલાની મૂર્તિ, દેખવા જાઇશ હું દા'ડી દા'ડી રે. સા૦ ૪

પદ ૧૬૦૫ મું.

શું જાણું શું થયું રે, પાણીડે હું ગઇતી રે. શું૦ ટેક.
મનમોહન પ્યારો સાંમો મળીયો, નજરું નજર થઇતી રે. શું૦ ૧
શ્યામ ચતુરવર શ્યામળીયાને, ઘડી એક જોવાને રહીતી રે. શું૦ ૨
વ્રજજીવન કાંઇક વાતડલી, કાનમાં આવીને કહીતી રે. શું૦ ૩
બ્રહ્માનન્દ વસી અંતરમાં છબી, એની છોગલીયાં સહીતી રે. શું૦ ૪

પદ ૧૬૦૬ મું—રાગ કાફી.

સમજાવો કંઈ વાત, માડી તારા* કહાન કુંવરને. સ૦ ટેક.
મંદિર આવીને મહીડાં અમારાં, જોર જોરાયે ખાત. મા૦ ૧
ખાતાં ખાતાં જો નવ ખૂટે, દે છે માંકડલાંને દાત. મા૦ ૨
નાના ગામમાં નહીરે ખંટાય, આવડો તે શ્યો ઉતપાત. મા૦ ૩
બ્રહ્માનંદના વહાલાને વારો, કેડે પડ્યો છે દી ને રાત. મા૦ ૪

પદ ૧૬૦૭ મું.

મેલોને ઘડીક મોરાર, માડી મારા મંદિરયામાં. મે૦ ટેક.
સાસુડી મારી ગામ સધાવી, નણદલ ગઈ છે બહાર. મા૦ ૧
જગજીવન વહાલો વેદું રે જાણે, તેણે મને થાય છે કરાર. મા૦ ૨

* "તમારા" પાઠાન્તર છે.

એકાંતે મળી મૂકવા આવીશ, નહિ રે લગાડું ઝાઝીવાર. મા૦ ૩
બ્રહ્માનંદના વહાલાને સાટે, આપું મારો નવસર હાર. મા૦ ૪

પદ ૧૬૦૮ મું.

માગ્યો દેને મુને માવ, માડી તારે પાય પડું છું. મા૦ ટેક.
એકલડાં કાંઇ નથી રે ઉકલતું, ગોળીમાં મહીનો ભરાવ. મા૦ ૧
આજ આપો તો આખી ઉમરમાં, કોય દીન ન કરૂં રાવ. મા૦ ૨
મોહનને મારે મંદિરીયે આવ્યાનો, છે મનમાં ભાવ. મા૦ ૩
બ્રહ્માનન્દના નાથ સંગાથે, છે જો મારે ઘરનો બનાવ. મા૦ ૪

પદ ૧૬૦૯ મું.

લૈ જાવા દે તારો લાલ, માડી મારા મંદિર સુધી. લૈ૦ ટેક.
સામાસામું નેતરું સહાતાં, અજબ બને છે મારે તાલ. મા૦ ૧
જતન કરીશ હું તો જીવની પેર્યે, આવવા નહિ દઉં આળ. મા૦ ૨
નટવર ઉપર વારીને નાખું, ઘરડાનો ધન માલ. મા૦ ૩
બ્રહ્માનન્દ કહે રાખીમ રજની, મુકી જાઇશ આવી કાલ. મા૦ ૪

પદ ૧૬૧૦ મું—રાગ કાફી.

કામણુ કહાનુડો કાંઇ જાણે રે, કામણુ કહાનુડો કાંઇ જાણે રે;
એણે મંત્ર સાધ્યા છે કોઈ ટાંણે રે. કા૦ ટેક.
નજરો નજર થયાં ન ચલાય, પડી જવાય છે પરાણે રે. કા૦ ૧
ચિત્તડામાં ચકચૂર થઇને, ઠોર રહેવાય તે ઠેકાણે રે. કા૦ ૨
મોરલડી વાતો મરમાળો, સામું જોઇને ચિત્ત તાણે રે. કા૦ ૩
બ્રહ્માનન્દના નાથના જાદુ, ન મળે દીધે કાંઈ નાણે રે. કા૦ ૪

પદ ૧૬૧૧ મું.

જમુના હું ગઇતી આજ પાણી રે, જમુના હું ગઇતી આજ પાણી રે;
મુને મળીયલ મોહન દાણી રે. જ૦ ટેક.
આડો આવ્યો છેલ અચાનક, એકલડી મુને જાણી રે. જ૦ ૧
મનમોહન હૈડા વીચ માર્યો, તીર નયનનો તાણી રે. જ૦ ૨
ઘાવ લાગ્યો રે ઘર દૂર થઇ ગયું, મારગમાં અટકાણી રે. જ૦ ૩
બ્રહ્માનન્દ કહે તોજ જીવાય, વૈદ દેખાડો કહાનો આણી રે. જ૦ ૪

પદ ૧૬૧૨ મું.

મોહન આંખડલી મુને મારી રે, મોહન આંખડલી મુને મારી રે;
તેણે તનડાંની સુરત વિસારી રે. મો૦ ટેક.
આરોપાર થઇ મારા અંગમાં, જાણે સાંગ અટારી રે. મો૦ ૧

મન ભેદી તનડામાં ન ટકી, આવી દેખાણી અણી બહારી રે. મો૦ ૨
લાગી ચોટ ધરણીપર લોટું, મીન વછોયું જેમ વારી રે. મો૦ ૩
બ્રહ્માનન્દ કહે એજ જાણે છે, વૈદું કુંજવિહારી રે. મો૦ ૪

પદ ૧૬૧૩ મું.

મારેલ નેણુને મુને ભાલે રે, મારેલ નેણુને મુને ભાલે રે;
છેલે લાગ જોઇને નન્દલાલે રે. મા૦ ટેક.
મરમ તણી બરછી મને મારી રે, રાત દીવસ તે સાલે રે. મા૦ ૧
લાગ્યો ઘાવ ઢળી ધરણીપર, જતન કરીને કુંણ ઝાલે રે. મા૦ ૨
ઉઠું તો ઉઠાય નહી મારુ, મનડું ત્યાંથી નવ ચાલે રે. મા૦ ૩
બ્રહ્માનન્દ કહે કેમ જીવાય, એની મોરલડી ઘર ઘાલે રે. મા૦ ૪

પદ ૧૬૧૪ મું.

પ્રીતમ પ્રાણુતે મોય પ્યારોરી, પ્રીતમ પ્રાણુતે* મોય પ્યારોરી;
છેલો નટવર નન્દદુલારોરી. પ્રી૦ ટેક.
મનમોહન ઘર આતહે મેરે, સુખનિધિ સાંજ સવારોરી. પ્રી૦ ૧
નવલ છબિ સુંદર નટનાગર, અંતરકો ઉજીયારોરી. પ્રી૦ ૨
પુરણ ચન્દ્ર વદન છબિ પ્યારી, કારી નાથનહારોરી. પ્રી૦ ૩
બ્રહ્માનન્દ કરું નહી કબહું, નેનનસેં પલ ન્યારોરી. પ્રી૦ ૪

પદ ૧૬૧૫ મું.

સુંદર શ્યામસે હિત કીજેવે, સુંદર શ્યામસે હિત કીજેવે;
જુઠી લોક લાજ તજી દીજેવે. સું૦ ટેક.
મનમોહન પ્યારેકે મુખસે, પ્રેમ સુધારસ પીજેવે. સું૦ ૧
વ્રજજીવન નંદલાલકી બંસી, સુનત સુનત નિત જીજેવે. સું૦ ૨
આઠહિ જામ કામ સોઇ કીજે, શ્યામ ચતુર જ્યાતે રીજેવે. સું૦ ૩
બ્રહ્માનન્દ નવલ છબિ પ્રીતમ, અંતરમે ધરી લીજેવે. સું૦ ૪

પદ ૧૬૧૬ મું.

મોહન મોહની મોય ડારીવે, મોહન મોહની મોય ડારીવે;
તાતે કરી દીની જગ ન્યારીવે. મો૦ ટેક.
જદુવર જોર તિહારો જાદુ, કોઊ નહિ સકત ઉતારીવે. મો૦ ૧
જાદુકી મારી નંદહુંકે ઘર, આતહું સાંજ સવારીવે. મો૦ ૨
લગી લગન વ્રજરાજ તિહારી, લોક લાજ વિસારીવે. મો૦ ૩
બ્રહ્માનન્દ પીયા તેરો મૂર્તિ, પ્રાણહુંસે મોય પ્યારીવે. મો૦ ૪

* પ્રાણથકી.

## પદ ૧૬૧૭ મું.

બંસી કુન તપ તે કીનોરી, બંસી કુન તપ તે કીનોરી;
હરિકો અધર સુધારસ પીનોરી. બં૦ ટેક.
પ્રાણજીવનકું લગત અતિ પ્યારી, સુર તેરો સુંદર ઝીનોરી. બં૦ ૧
તાસેં કરી આલાપત નટવર, નિત નિત રાગ નવિનોરી. બં૦ ૨
છિન એક મુખતેં દૂર ન છંડે, ભાવ સહિત રંગ ભીનોરી. બં૦ ૩
બ્રહ્માનન્દ કહે ધન્ય બંસી, લૂટ સબે રસ લીનોરી. બં૦ ૪

## પદ ૧૬૧૮ મું–રાગ કાફી.

મરમ કરીને મન લીધાંની હો, મરમાળા મારુ નવલ મિજાજીડા. મ૦ ટેક.
મરમાળી મોરલીને રે નાદે, વ્રજવાસીને વશ કીધાંની હો. મ૦ ૧
ગોકુલ કેરી ગોવાલની કેરાં, પ્રીત કરીને મહી પીધાંની હો. મ૦ ૨
રંગભર રાસ રમાડીને અમને, મનગમતાં સુખ દીધાંની હો. મ૦ ૩
બ્રહ્માનન્દના નાથ વિહારી, તમ સંગ કારજ સીધ્યાંની હો. મ૦ ૪

## પદ ૧૬૧૯ મું.

નેણાં તારાં કામણગારાંની હો, રંગભિના વહાલા લાલ વિહારીડા. ને૦ ટેક.
કામણગારા ક્હાન અલૌકિક, તીન ભુવન થકી ન્યારાની હો. રંગ૦ ૧
લોચન કેરી ચોટ લગાડીને, પ્રોઇને લીધલ પરબારાંની હો. રંગ૦ ૨
નેણ બાણ તીખાં નટનાગર, અજબ અનૂપ અટારાંની હો. રંગ૦ ૩
બ્રહ્માનન્દ કહે બાલમ તમે, હરી લીધાં મનડાં હમારાની હો. રંગ૦ ૪

## પદ ૧૬૨૦ મું.

મહીડાંના દાણ આવી માગેની હો, અલવિલો છોરો નંદમહરનો. મ૦ ટેક.
ઘાટ વાટ વેહેતાં નિત ઘેરે, માટ ગોરસ કેરાં ભાંગેની હો. અ૦ ૧
છેડ કરે છોરા લેઈ સાથે, કેડ અમારે નિત લાગેની હો. અ૦ ૨
ફુલની માલ કેશરીયે ફેટે, નવલ કસુંબલ પાગેની હો. અ૦ ૩
બ્રહ્માનન્દ કહે સાંજ સવારો, આવીને ઊભો રહે આગેની હો. અ૦ ૪

## પદ ૧૬૨૧ મું.

મહીડાં લૂટે છે આવી માડીની હો, લટકાળો તારો લાલ જશોદા. મ૦ ટેક
મોરલી હાથ છોગલીયાં માથે, સાથે છોકરડાં કેરી ધાડીની હો. લ૦ ૧
લૂટી લૂટી મહી લેવાની આવડી, તે ટેવ શીદ પાડીની હો. લ૦ ૨
ગોકુલીયામાં કેમ રે રેહેવાશે, ગીરધર રા'ડ લગાડીની હો. લ૦ ૩
બ્રહ્માનન્દ કહે નૃપ આગે કેહેશું, અમે વાત ઉઘાડીની હો. લ૦ ૪

### પદ ૧૬૨૨ મું–રાગ કાફી.

બંસીકો બજૈયો મેરી ગેલ પર્યોરી, મેરો બંસી બજાયકે મન હર લીનો. બં૦ ટેક.
મે મહી બેચન જાત સખી મગ, વિચ મીલ્યો મોય કુંવર પ્રવિનો;
મટકી ફોરી તોરી તન અંગીઆં, જોરેવારી કરકે મહિ પીનો. બં૦ ૧
એકાએક ભેટ ભઈ વનમેહી, ચરિત અનુપ જાત નહી ચીનો;
કહા કરુ કછું વશ નહીં મેરો વે, બલવંત મેરે બલ ખીનો. બં૦ ૨
નહી કછુ ડરત કરત મન ભાયો, લાડકવાયો કુંવર નવીનો;
કહા કરીયે અબ આ ગોકુલમે, રહન ન દેવત કહાન રંગભીનો. બ૦ ૩
કહાં જાયે કઉ ઠોર ન સૂજે, તાતે હમકું સબ દીનો,
બ્રહ્માનન્દ રહ્યો નહી જાવત, કહા જાનું અનને કહા કીનો. બં૦ ૪

### પદ ૧૬૨૩ મું.

બંસીકે બજૈયે બંસી નીપટ બજાઈ, ધૂન નેક સુનત સમ સુધ બીસરાઈ. બં૦ટેક.
સખિયન સાથ માથ મટુકી લેઈ, ચલી જાત હતિ મગ માંહી;
આય અચાનક કહાન મીલે મોય, સાન કરી નેનન સમજાઈ. બં૦ ૧
અતિ કામણુ યાકી બંસી મહિ, જો સુનહે સો કુશલ ન જાઈ;
કછુ કરી દેત રહત તહાં થિર હોય, લેતે હેર મન લગન લગાઈ. બં૦ ૨
દરસ પરસ બીન રહ્યો નરી જાવત, વ્રહ તાવત અંતર અકુલાઈ;
પાસ ન રખે દેત નહિ દેખન, વિન દેખે વન હું નહી જાઈ. બં૦ ૩
નૌતમ રીત ચિત્ત નહીં આવત, ચરિત્ર અનંત અપાર સદાઈ,
બ્રહ્માનન્દ ભયે વશ યાકે, કછુ સરધા કછુયેક જોરાઈ. બ૦ ૪

### પદ ૧૬૨૪ મું–રાગ કાફી.

કહાનુડે ધૂતારે ઘેલી મુને કીધી રે, અલબેલે વહાલે. ક૦ ટેક.
કાંઈ કાંઈ કામણુ મોરલીમાં કીધાં, સુધ બુધ સર્વે હરી લીધી રે. અ૦ ૧
ભોલી મુજને દેખી ભરમાવી, વચન સુણાવી મનડે વીંધી રે. અ૦ ૨
ઘેલી થઈ ગૃહ કાજ ન સુઝે, લોક લજ્યા તજી દીધી રે. અ૦ ૩
શ્રીરંગના સ્વામી સંગ રમતાં, ટળિયા તાપ ત્રિવિધિ રે. અ૦ ૪

### પદ ૧૬૨૫ મું.

પીયુડા સંગાથે પ્રીત બંધાણી રે, નવ છુટે આલી. પી૦ ટેક.
કીધા કોટી ઉપાય ન છૂટે, પુરવને લેખે હું અરપાણી રે. ન૦ ૧
આ સુખ ક્યાંઈ ન કેહેવાયે એવું, જેવું છે તેવું રેહેવું મન જાણી રે. ન૦ ૨
નવલ પીયાસે નેહ કીયા હે, પંથ લીયા હે નીરવાણી રે. ન૦ ૩
શ્રીરંગ લગન કીન શ્યામસે, હો ગઈ હુંપદ હાણી રે. ન૦ ૪

### પદ ૧૬૨૬ મું.

બંસીકે બજૈયે મોહી ભરમાવી રે, સાહેલી જોને. બં૦ ટેક.
કાંઈક મંત્ર એની મોરલીમાં, શ્રવણ સુણતાં શુદ્ધ હરાવી રે. સા૦ ૧
કાંઈ જાણું કામણ કાંઈ કીધું, લીધું મન લગન લગાવી રે. સા૦ ૨
સુંદર વદન સલુણી મૂરત, નિરખતહી મન ભાવી રે. સા૦ ૩
શ્રીરંગના સ્વામીને ચરણે, પ્રીતડી બધાણી અતિ આવી રે. સા૦ ૪

### પદ ૧૬૨૭ મું.

સાંવરી સુરત લાગે મોયે પ્યારી રે, નવ મેલું આલી. સાં૦ ટેક.
ભાલ વિશાલ લલિત છબિ લોચન, વદન કમલ પર વારી રે. ન૦ ૧
અંગ અંગ છબિ નિરખી પીયા મોયે, લોચન લોભ લગારી રે. ન૦ ૨
અબ તો રહ્યો ન જાય યાહી બીનુ, કીધા કોટ વિચારી રે. ન૦ ૩
શ્રીરંગ લાગો રંગ પીયા સંગ, અંગ દીયા અરપારી રે. ન૦ ૪

### પદ ૧૬૨૮ મું-રાગ કાફી.

નેનુડા જોર નજારાવે, પીયા તેરે નેનુડા જોર નજારાવે. પી૦ ટેક.
નેન બાનસે પ્રાન લીયા હે, મોય કસી ભર મારાવે. પી૦ ૧
એનુ મન વેધાય ગયો હે, નેનુ નેક નિહારાવે. પી૦ ૨
અબ પીયા વશ હોઈ રહી હું, ભૂલ ગઈ સંસારાવે; પી૦ ૩
શ્રીરંગકે અતરકી જાનન, પ્રીતમ પ્રાન પીયારાવે. પી૦ ૪

### પદ ૧૬૨૯ મું.

નેનુમે કછું ટુનાવે, પીયા તેરે નેનુમે કછું ટુનાવે. પી૦ ટેક.
નેક નજર ભરી મોય નિહારી, ભૂરકી ડારી કછુ કિનાવે. પી૦ ૧
પિય નેન આસક્ત ભઈ જબ, લાગત જગત અલુનાવે. પી૦ ૨
કહા કહું વે બનત ન કહતે, મે મુખ ગ્રહી રહી ચુનાવે. પી૦ ૩
શ્રીરંગકી અરજી સુની લીજે, નેનુસે દૂર ન હુનાવે. પી૦ ૪

### પદ ૧૬૩૦ મું.

નેનુસે લગા નેડાવે, પીયા તેરે નેનુસે લગા નેહડાવે. પી૦ ટેક.
નેડા લગા વારી શુદ્ધ વિસરાઇ, પરવશ હો ગયા મેરા દેહડાવે. પી૦ ૧
તન મન ધન લીન સબ મેરા, પલ નહી છોડું તેરા કેડાવે. પી૦ ૨
નેન લગત સમ વિગત રહી નહી, હો ગયા જગત નીબેડાવે. પી૦ ૩
શ્રીરંગ કાજ સુધાર લીયા હે, પાર કીયા ભવ બેડાવે. પી૦ ૪

### પદ ૧૬૩૧ મું.

સાંવરે કછુ કિતાવે, આલી મોહે સાંવરે કછુ કિતાવે. આ૦ ટેક.
બંસી બજાય સુનાય સખીરી, લાલન મન હર લિતાવે. આ૦ ૧
હાલબિહાલ કીયે સાંવરેને, ના કછુ ખબર રહીતાવે. આ૦ ૨
લોક લાજ ગ્રહ કાજ વીસારી, શોકને હરખ રહીતાવે. આ૦ ૩
શ્રીરંગ ચરન કમલ ચિત્ત લાયકે, જન્મ સુફલ કરી લીતાવે. આ૦ ૪

### પદ ૧૬૩૨ મું-રાગ કાફી.

કહાનુડે પ્રેમકટારી રે, મનડામાં મારી; ક૦ ટેક.
જા દીનતે લાગી તા દીનતે, જીવન આશા ટારી રે. ક૦ ૧
તીખે વાટ ઘાટ ઘન આલી, અતિ ઓપત અણીઆરી;
મોય અચાનક મારી મોહન, નિકસ ગઇહે પારી રે. ક૦ ૨
યા પીડાકી બાત અલૌકિક, કયા જાણે સંસારી;
જાકું ઘાવ લગા સોઇ જાણે, વ્રેહીજન કોઇક વિચારી રે. ક૦ ૩
અનંત ઉપાય કરો ઔષધ, કોઉ કોઇસે લગે નહી કારી;
બ્રહ્માનન્દ વૈદ્ય ઓહી આવે, તો હોયે તરત કરારી રે. ક૦ ૪

### પદ ૧૬૩૩ મું.

ડસી ગયો કહાનડ કાળો રે, નટવર નન્દદુલારો રે. ડ૦ ટેક.
જબતે ડંખ લાગ્યો હે તનમે, હોત હે દરદ અપારો રે. ડ૦ ૧
મેં સુતી ભરનિદ્રામે, ખબર ન સાર અસારો;
આય અચાનક ડંખ લગાયો, હો ગયો જગ નિસ્તારો રે. ડ૦ ૨
રોમ રોમ તન વ્યાપ રહ્યો હે, યાકો જહર અટારો;
જાકું લગે હોતહે તાકો, જીવ લીયે છુટકારો રે. ડ૦ ૩
ઔષધ જડી મંત્ર નહી લાગે, કોઇસે ન હોત કરારો;
બ્રહ્માનન્દ દરદ સબ જાવે, વૈદ્ય આવે જો બંસીવારો રે. ડ૦ ૪

### પદ ૧૬૩૪ મું.

વહાલીડે વેણુ વજાડી રે, ચિત્તડામાં ચટકી લગાડી રે. વ૦ ટેક.
સાંભળતાં સુધબુધ વિસરાવી, અંતર પીડ ઉઠાડી રે. વ૦ ૧
આ વંશીમાં જાદુ અતિશે, જો કોઇ સુને ચિત્ત ચાડી;
વરણાશ્રમ કુલ લોકવેદકિ, અંતર મીટ જાયે આડી રે. વ૦ ૨
મે સુતીતી નીજ ઘર માંહી, ત્યાં કરી સાન જગાડી;
સુણતાં તુરત અંતર ભઇ સમતા, મમતા જાલ ઉખાડી રે. વ૦ ૩

શ્યામ સુજાણુ નવલ પીયા સાથે, રંગની મચવી છેહો રાડી રે;
બ્રહ્માનન્દની એજ વિનંતિ, દરશણુ ચહીયે દા'ડી દા'ડી રે. વ૦ ૪

પદ ૧૬૩૫ મું.

મોહન મહીને દાણી રે, મનડાને લીધું તાણી રે. મો૦ ટેક.
આય અચાનક વંશી વજાડી, સુણતાં સમ ભરમાણી રે. મો૦ ૧
પેહેલી પ્રીત પછે પરહરવું, આવડી મોર ન જાણી;
હાવભાવ નીરખન મન ભાવન, લાવનમેં લોભાણી રે. મો૦ ૨
તીખે નેન બેન મુખ સુંદર, બાનક શુભ શુભ વાણી;
કછુ વિચાર કીયો નહીં મે તો, દેખત સમ ભરમાણીરે. મો૦ ૩
અબ તો મગન ભઇ મે એહી સંગ, લોક લજ્યા મન નાણી;
બ્રહ્માનંદ પ્રગટ પ્રીતમકી, છાપ અચલ ઠેરાણી રે. મો૦ ૪

પદ ૧૬૩૬ મું-રાગ કાફી.

મારે કહાનુડાથી પ્યાર, મહી વલોવા મેલજો, જશોદા. મા૦ ટેક.
મહી ઝાઝુ અને માટ છે મોટું, વલોણે બહુ ભાર;
ઘરનાં સરવે ગામ ગયાં છે, હું નાનકડી નાર. જ૦ ૧
વલોણાંની વિધમાં વહાલો, જાણે નંદકુમાર;
સામાસામું નેતરુ સાઇને, તાણસું વારમવાર. જ૦ ૨
ઝાઝું માખણુ જમવા આપીશ, શાકર મેવા સાર;
બ્રહ્માનંદના વહાલા ઉપરે, જાઇશ હું બલિહાર. જ૦ ૩

પદ ૧૬૩૭ મું.

મોહનજીને મેલજો મારી, ગાવડી દોવા કાજ, જશોદા. મો૦ ટેક.
બીજા કોઇને ધીરતી નથી, દેખીને કાઢે વાજ;
દૂધનું ટીપું ત્યાં મળે જો, મેહેર કરે મહારાજ. જ૦ ૧
કાનજી પાસે કામ કરાવતાં, આવે છે મુને લાજ;
શું કરુ સાસુ ગામ સધાવ્યાં, એકલી છું ઘરે આજ. જ૦ ૨
જુક્તિ કરીને હું જમાડીશ, દુધ દહીની ઝાઝ;
બ્રહ્માનંદના વહાલાને જોઇને, દીલની જાશે દાઝ. જ૦ ૩

પદ ૧૬૩૮ મું.

મંદિરીયું રખવાળવા તારા, માવને ઘડી એક મેલ, જશોદા. મં૦ ટેક.
ઘર રેઢુ માંહીં માલ ઘણો, હું જાઉં છું ભરવા હેલ;
મંદિર મારુ તો સચવાય જો, આવી બેસે અલબેલ. જ૦ ૧

આંગણીયું રળીયામણું, ત્યાં કરશે સુંદર ખેલ;
અલુઝી તે સલુઝાવસે મારે,* સુતરડાંની ફેલ. જ૦ ૨
દૂધ દહીનાં માટલાં મારે, ભર્યાં છે છેલાછેલ;
બ્રહ્માનંદના વહાલા સંગ વધશે, આનન્દ કેરી વેલ. જ૦ ૩

પદ ૧૬૩૯ મું.

મંદિર મારે મેલજો, છે ક્હાનુડાથી કામ, જશોદા. મં૦ ટેક.
કેહેવું છે એકાંતમાં, આંહીં નથી લેવાતું નામ;
અંતરગતની વાતડી મારી, જાણે છે સુંદર શ્યામ. જ૦ ૧
વાલમજીને ઉપરે વારું, લેઈ મારું ધન ધામ;
લાગી છે નન્દલાલની મુને, જંખના આઠુ જામ. જ૦ ૨
એ જોયા વિના થાયે નહીં મારે, અંતરમાં આરામ;
બ્રહ્માનંદના વહાલાને મળવા, હૈડે મારે હામ. જ૦ ૩

પદ ૧૬૪૦ મું-રાગ કનડો.

પ્યારે તેરી વંકી પગીયાં, બસી ગઈ મોરી છતીયાં હો. પ્યા૦ટેક.
વસ ગઇ છતીયાં મે વીસરત નાંહી, રંગીત કસુંબી રંગની કીરતીયાં હો. પ્યા૦ ૧
ફુલન ગેંદ લીયે કર ડોલત, ગડ ગઈ અંખીયાંમે ગજ ગતીયાં હો. પ્યા૦ ૨
મોહનલાલ રસીક તેરી મૂર્તિ, લખીકે પ્રસંન ભઇ મેરી મતીયાં હો. પ્યા૦ ૩
પ્યારી લગત વનમારી સંભારી, બ્રહ્માનંદહુકે પીયા તેરી બતીયાં હો. પ્યા૦ ૪

પદ ૧૬૪૧ મું.

શ્યામરે છબી જાદુગારી, દેખત દીવાની ભઇ હું હો. શ્યા૦ટેક.
પગીયાં લાલ ભાલકી શોભા, નિરખીકે દેહ ગેહ ભૂલ ગઈ હું હો. શ્યા૦ ૧
માનહું ભમર કમલ તટ ઝગરત, ભ્રુકુટી કુટીલ ઉર ધરી રહી હું હો. શ્યા૦ ૨
અંખીયાં અરુન અધીક અણીયાળી, તેહી કરી ચકચૂર હો ગઇ હું હો. શ્યા૦ ૩
બ્રહ્માનંદ ઘનશ્યામ તીહારી, મૂર્તિ નવલ દ્રગ રખી લઈ હું હો. શ્યા૦ ૪

પદ ૧૬૪૨ મું.

ક્હાના તેરી બંસરીને, બાવરીસી કરી ડારી હો. ક૦ ટેક.
બાવરી ભઈ મેં નિશ દીન ડોલું, શ્રવન સુનત સુધ બુધ ટારી હો. ક૦ ૧
પરવશ હોય ફીરત હું નિશ દીન, સાસુ નણુદીયાં બોલત ગારી હો. ક૦ ૨
જમુનાકે તટ બજત મોરલીયાં, પ્રાનનહુસે લગત પ્યારી હો. ક૦ ૩
નવલ પીયા ઘનશ્યામ તીહારી, બંસરીપેં બ્રહ્માનન્દ બલિહારી હો. ક૦ ૪

* જે સુતરની આંટી ગુચવાયી ગયેલી છે, તે ઉકેલી આપશે.

## પદ ૧૬૪૩ મું.

ગૈઆં મેં તો કૈસે ચારૂં, ખીજવત બલભઇઆ હો. ગૈ૦ ટેક.
ખીજવત મોય કરત ઠગ બાજી, ગ્વાલ હસત કર તારી દઇઆં હો. ગૈ૦ ૧
મોકુ ઓર બતાવત જનની, બલ કહે જસોમતી મેરી મૈયા હો. ગૈ૦ ૨
આપ કહત સબ ગૈયાં મેરી, મોય કહત હે બેકાતા લૈયા હો. ગૈ૦ ૩
બ્રહ્માનન્દ સુનત નંદ રાની, મુખપર જસોમતી બલ જઇયા હો. ગૈ૦ ૪

## પદ ૧૬૪૪ મું-રાગ કનડો માઢ ત્રેતાળો.

મોય શ્યામ સલુનો પ્યારોરી, એહી ચરને મેરો ચિત્ત લોભાનો. મો૦ ટેક.
તેહી છબી નિરખત થકીત ભઇહું, વાંકે નેન વારો. મો૦ ૧
યાકો રૂપ અનુપમ આલી, વનમાલી શોભીત મતવારો;
જનમ હરત કરત મન ભાયો, દેખ્યો નંદદુલારો. મો૦ ૨
સુંદર શ્યામ સુજાન શ્યામરો હે, પીય જીવન પ્રાન હમારો;
બ્રહ્માનન્દ કમલ દ્રગ પ્રીતમ, નેક ન કરહું ન્યારો. મો૦ ૩

## પદ ૧૬૪૫ મું.

મન શ્યામ સલુને લીનોરી વંશી, વજાય સુનાયકે આલી. મન૦ ટેક.
કહા કહું કછુ બનત ન કહતે, કહા જાનું કહા કીનો. મન૦ ૧
હોત ન ચેન રેન દીન આલી, બીન દેખે પ્રીતમ પરવીનો;
પ્રહ તન વ્યથા અધિક ઉપજાવત, ભેટું કબ રંગભીનો. મન૦ ૨
મોકું ઓર કછુ ન સુહાવે, પ્રેમ સુધા પ્રીતમ મુખ પીનો;
બ્રહ્માનન્દ શ્યામ સુંદરકું, તન મન ધન સબ દીનો. મન૦ ૩

## પદ ૧૬૪૬ મું.

વર શ્યામ સલુનો નીકોરી, લલિત છબી સુંદર અતિ રાજત. વર૦ ટેક.
ભાલ વિશાલ લાલ કરુણામય, જીવન પ્રાણહે જીકો. વર૦ ૧
નટવર ભેખ દેખ ભઈ ચકીત, ત્રિભુવનનાથ સબનકો ટીકો;
પ્રીતમ વદન નિરખકે પાયો, ફલમે દેહ ધરીકો. વર૦ ૨
જરકસી પાઘ અનોપમ સેહરો, જામો શોભિત અંગ જરીકો;
બ્રહ્માનંદ નવલ પ્રીતમ બીન, સબ જગ લાગત ફીકો. વર૦ ૩

## પદ ૧૬૪૭ મું.

મન શ્યામ સલુનો ભાવેરી, નૌતમ રૂપ નવલ છબી પ્રીતમ. મન૦ ટેક.
નવલ છબી પ્રીય પ્રીતમ નિરખત, હરખત ચિત્ત હરાવે. મન૦ ૧

નૌતમ તાન કહાન છબી કોમલ, ગાન અજબ મધુરે સુર ગાવે;
પ્રેમ જુક્ત વંશી પ્રીતમકી, સુનતાં ચિત્ત લલચાવે. મન૦ ૨
સુંદર શ્યામ સુજાન સાંવરો, કરુનાનિધિ દીલજાન કહાવે;
બ્રહ્માનંદ શ્યામ સુંદર બીન, ઉર કછુ ન સોહાવે. મન૦ ૩

પદ ૧૬૪૮ મું–રાગ બિહાગ.

પીયા મેરા જીવન પ્રાનરી, નેનનમેં રાખું. પીં૦ ટેક.
મનમોહન બિન મોકું આલિ, અંતર રુચે નહિ આનરી. ને૦ ૧
સુંદર શ્યામ સુજાન સાંવરે, તેરી સંગ મેરી તાનરી;
આઠું પોહોર નિરંતર મેરે, રહતહે યાકો ધ્યાનરી. ને૦ ૨
પુરણ ચંદ્ર વદનકી શોભા, નાસા દીપ સમાનરી;
બ્રહ્માનન્દ વસી ઉર અંતર, કમલ નેન છબી કહાનરી. ને૦ ૩

પદ ૧૬૪૯ મું.

સુન સખી નૌતમ વાતરી, મેં કહતહું તોસે. સુ૦ ટેક.
આજ પીયા મેરે મંદિર આયે, રસિક મનોહર રાતરી. મે૦ ૧
ચિત્તકે ચોર જોર દ્રગ વંકે, ગૌર અલૌકિક ગાતરી;
ભૂજ ભિરી ભિરી સુખ દિની, પુનિ પુનિ કંઠ લગાતરી. મે૦ ૨
સુંદર વદન કમલકી શોભા, દેખ ભમર લોભાતરી;
બ્રહ્માનંદ નવલ પ્રીતમકી, છબી વરણી નહી જાતરી. મે૦ ૩

પદ ૧૬૫૦ મું.

રંગ મહલ નંદલાલ, આયેરી મેરે. રંગ૦ ટેક.
ટેડી પાઘ અજબ શિર ધરકે, શોભિત ભાલ વિશાલરી. આ૦ ૧
અંગ અંગ પ્રતિ ભૂષણ રાજત પૂરણ, હિત પ્રતિપાલરી;
શોભા ધામ શ્યામ સુંદર તનુ, માનુંહુ તરુન તમાલરી. આ૦ ૨
તિખે નેન મેન મદ ગંજન, બોલત વેન રસાલરી;
બ્રહ્માનંદ નવલ છબી પ્રીતમ, નિરખત ભઈ નિહાલરી. આ૦ ૩

પદ ૧૬૫૧ મું.

રસિક પીયા વ્રજરાજરી, કહો જુ સાચી. ર૦ ટેક.
કાલ કહાં રજની તમ ખેલે, આએ હમ ઘર આજરી. કહો૦ ૧
તાન માલ ગુલતાન હોય કે, કેહી સંગ કીયો સમાજરી;
બિન ગુણ ઉર મોતિનકી માળા, નેન બેનમેં લાજરી. કહો૦ ૨
અતિહી પ્રવિણ નવીન શ્યામરે, હો તુમ દિન નવાજરી;
બ્રહ્માનંદ જાઈ સંગ જાગે, કીને તાકે કાજરી. કહો૦ ૩

## પદ ૧૬૫૨ મું–રાગ બિહાગ ચોતાલ.

હો પ્યારે કોણુ કાજ આયે આજ, જાઓજી જાઓ જહાં લાગી પ્રીત. હો૦ ૧
વાહીકો સદન નીકો રૂપ રંગ તાન માન, વાહિ સંગ રીજ ભીંજ શ્યામ ચિત્ત. હો૦ ૨
હમસું કહત ઓર રીજબુજ ઓર ઠોર, વિન ગુનમાલા ઉર અધિક શોભીત. હો૦ ૩
બ્રહ્માનંદહુકે પ્રાન કુંવર રંગિલે કહાન, રસિક તીહારી હમ જાની રીત. હો૦ ૪

## પદ ૧૬૫૩ મું.

મોહનલાલ મેરે ઘર આયે, બરજત ચંદા નહિ કીજે ભોર. મો૦ ૧
આજકી ઉજારી રેન મીલે પિયા સુખ દેન, શ્યામરો સલુણો છેલો ચિત્ત ચોર. મો૦ ૨
દેખી કે મગન ભઇ ભવ હુકી ભુખ ગઇ, કમલ નયન આયે નંદકિશોર. મો૦ ૩
બ્રહ્માનંદ હસ હસ કરી મોય રસબસ, નિરખત પલપલ મોરી ઓર. મો૦ ૪

## પદ ૧૬૫૪ મું.

સુંદર શ્યામ પ્યારે મતવારે, રહો જું રસિક મોરે ભુવન રાત. સું૦ ૧
સુની જે નંદકિશોર કહત હું કર જોર, માનો જું નવલ પિય એહી બાત. સું૦ ૨
મિલન તિહારો ભયો મન મોરો રીઝ રહ્યો, શ્યામળે સલુણે તેરે ગાત. સું૦ ૩
હસની તિહારી નિકિ જીવનહે મેરે જીકી, બ્રહ્માનંદ દેખે કુરબાન જાત. સું૦ ૪

## પદ ૧૬૫૫ મું.

પ્રીતમ જાવા દીજે દાન લીજે, કાહેકું કરત રાર ફેર ફેર. પ્રી૦ ૧
કાલ તો મટુકી મોરી જાનબુજ તુમ ફોરી, આજહુ લગે હી એસો કહા અંધેર. પ્રી૦ ૨
એહી નગરીકે માંહિ શાહ કો નિભાવ નાહી, ઠાકરકો ઠીક નાહી ઘાટ લેત ઘેર. પ્રી૦ ૩
બ્રહ્માનંદહુકે શ્યામ રાખીએ તિહારો ગામ, દીજો ન હમારો નામ ભઇ અવેર. પ્રી૦ ૪

## પદ ૧૬૫૬ –રાગ બિહાગ.

આવોજી મેરે મોહોલમે વ્રજરાજ, વારિ નવલ પ્રીતમ નંદલાલરી. આ૦ ટેક.
મનમોહન મોરે મોહોલ પધારો, ઓઢીકે નવલ દુસાલરી. આ૦ ૧
શ્યામ રસિક શિર પાઘ સુરંગી, તિલક મનોહર ભાલરી. આ૦ ૨
બ્રહ્માનન્દ કહે ગિરધારી, કીજીયે મોય નિહાલરી. આ૦ ૩

## પદ ૧૬૫૭ મું.

મોહન તેરી મોરલી લાગે પ્યારી, છેલ ચતુર ઘનશ્યામરી. મો૦ ટેક.
બેહદ રાગ આલાપત વંશી, સસહિ સુર તીન ગ્રામરી. મો૦ ૧
બંસી ટેર સુનત બ્રહ્માદિક, ભૂલ ગયે નિજ ધામરી. મો૦ ૨
બ્રહ્માનન્દ કહત તેરી છબિપર, વારુ મે કોટિક કામરી. મો૦ ૩

પદ ૧૬૫૮ મું.

સુંદર વર શ્યામરે છબી તેરી, આય વસી ઉર માંયરી. સું૦ ટેક.
સુંદર હાર પહર શોભિત હો, બંકી પાઘ બનાયરી. સું૦ ૧
રૂપ અલૌકિક દેખી તિહારો, વ્રજવનિતા લલચાયરી. સું૦ ૨
પ્રાણ પ્રિયા તેરી છબી ઉપર, બ્રહ્માનન્દ બલ જાયરી. સું૦ ૩

પદ ૧૬૫૯ મું.

રસિક વ્રજલાલજી રંગભિના, આય વસોજી મેરે નેનરી. ર૦ ટેક.
નેનનમેં વસીએ નટનાગર, અહોનિશ સુખકે એનરી. ર૦ ૧
નટનાગર વ્રજકી નારીકું, દિન દિન પ્રતિ રસ દેનરી. ર૦ ૨
બ્રહ્માનન્દ કહે નાથ છબીપર, વારુ મેં કોટિક મેનરી. ર૦ ૩

પદ ૧૬૬૦ મું—રાગ સોહાણી.

ગોકુલ પધારો રંગના રંગીલા, છેલાજી છબીલા;
વહાલા રે મથુરાના વાસી કહાના રે. ગો૦ ટેક.
કુબજાને સંગે પ્રીતડી બંધાણી, જરો છો એનાં પાણી. વ૦ ૧
પગ ભર ઉભા એને આગે નાચો, વળી પોથી વાંચો. વ૦ ૨
ઠાવકી મળી છે કુબજા ઠગારી, કીધા ઘરબારી. વ૦ ૩
બ્રહ્માનન્દ કહે છે કુબજાને સંગે, રાચ્યા એને રંગે. વ૦ ૪

પદ ૧૬૬૧ મું.

કુબજાને સાથે આવા શું બંધાણા, ભૂધર ભરમાણા;
વારી રે શ્યામળા સ્નેહિ પ્યારા રે. કુ૦ ટેક.
કામણીયાં કરીને વશ કરી લીધા, ચાલો છો સીધા. વા૦ ૧
એનું મુખ જોયા વિના ભોજનિયાં ન ભાવે, નિદ્રા પણ ન આવે. વા૦ ૨
રહ્યા થિર કરી રંગ એને રાતા, લીધા વેચાતા. વા૦ ૩
બ્રહ્માનન્દ કહે છે એને પગે લાગો, હવે રજા માગો. વા૦ ૪

પદ ૧૬૬૨ મું.

ઉધાજી એકાંતે કહાનજીને કેહેવું, નહોતું કરવું એવું;
માવા રે સેણાંનો સંદેશો જઇને રે. ઉ૦ ટેક.
મથુરામાં જાઈ તમે ભલી મોજ માણી, રુડી મળી રાણી. મા૦ ૧
દાસીવશ થઈ તમે વ્રજને વિસાર્યું, એનું કાજ સાર્યું. મા૦ ૨
અમે તો તમારા બોલમાં બંધાણાં, ભોળાં ભરમાણાં. મા૦ ૩
બ્રહ્માનન્દ કહે છે ભેળી તેડી લાવો, જેમ તેમ આવો. મા૦ ૪

## પદ ૧૬૬૩ મું.

વાતડી કહેવી છે ઓરા આવો વહાલા, નંદજીના લાલા;
છેલા રે કહોને ક્યાં ગયા હતા છાના રે. વ૦ ટેક.
આજ કોણ એવી મળી હતી ધૂતારી, ધૂત્યા ગીરધારી. છે૦ ૧
દિલમાં ખુમારી ભારી લાગી ફુલા, શુધ બુધ ભૂલા. છે૦ ૨
કાજળના ડાગ કપોલે કેમ લાગ્યા, કેને સંગે જાગ્યા. છે૦ ૩
બ્રહ્માનંદ કહે છે કરી આવ્યા રુડું, શીદ બોલો કુડું. છે૦ ૪

## પદ ૧૬૬૪ મું-રાગ સોહાણી.

હો મોહન મોરલીવાલા, છેલા શ્યામરા ગુમાની. હો૦ ટેક.
હો શ્યામરા ગુમાની, તારી મૂર્તિ સલુણી;
પ્યારા દેખતરી દેખત, હું તો થઈ છું દીવાની. હો૦ ૧
હો મીઠડી વાઓ છો, વારી મોરલી રસાળી;
વહાલા સુનતરી સુનત પ્યારી, મોરે મન માની. હો૦ ૨
હો મોતિડાંની પેરી માળા, લાગો છો રૂપાળા;
છેલા ચાલોજી ચાલો તમે, ચાલ મસ્તાની. હો૦ ૩
હો બ્રહ્માનંદ જાયે વારી, પીયા ગિરિધારી;
કહાના આવોજી આવોજી, મારે ઘરે સુખદાની. હો૦ ૪

## પદ ૧૬૬૫ મું.

હો નંદના છબીલા છેલા, મારે ઘેર આવો. હો૦ ટેક.
મારે ઘેર આવો, વારી રસના રસિલા;
મારી બાંઇયાં રે બાંઇયાં, ગ્રહીને બોલાવો. હો૦ ૧
નવલ રંગીલા કહાના, શ્યામરા સનેહી રંગ;
આવી રંગડાની રંગડાની, રેલ મચાવો. હો૦ ૨
લટકાંને કરતા મારાં, મનડાંને હરતા;
કહાના મોરલીમાં મોરલીમાં, ઘેરે સુર ગાવો. હો૦ ૩
હો બ્રહ્માનન્દકેરા નાથ, રસિયા ગુમાની;
વહાલા આંખડીમાં આંખડીમાં, પ્રીતડી જણાવો. હો૦ ૪

## પદ ૧૬૬૬ મું.

હો કહાનજી કોડીલા વારી, કુંજના વિલાસી. હો૦ ટેક.
કુંજના વિલાસી તમે, જન સગાથી;
વારી હૈડામાં હૈડામાં, જોયું મે તપાસી. હો૦ ૧

હો લટકાં જોઈને મારી, આંખડી લોભાણી;
મારા મનડામાં મનડામાં, વસી તારી હાંસી. હો૦ ૨
અંતર બિરાજો મારે, રંગના રંગિલા;
વારી અહોનિશ અહોનિશ, પીયા અવિનાશી. હો૦ ૩
હો બ્રહ્માનન્દકેરા પ્યારા, નન્દના દુલારા;
તારા ચરણુની ચરણુની, હું છું શ્યામ દાસી. હો૦ ૪

પદ ૧૬૬૭ મું.

હો રંગના રસિલા વારી, શ્યામળા સુહાગી. હો૦ ટેક.
શ્યામળા સુહાગી, મારે મંદિર પધારો;
આવી ઉભા રહો ઉભા રહો, મારી આંખડીને આગી. હો૦ ૧
હો ચોંપ કરીને મે તો, સેજડી બિછાઇ;
શ્યામ તમ સારુ તમ સારુ, રાતડી હું જાગી. હો૦ ૨
હો નાથજી નિહાળ્યા વિના, સુખ નથી થાતું;
મારી તમ સંગ તમ સંગ, લગનિ જો લાગી. હો૦ ૩
હો બ્રહ્માનન્દ કેરા શ્યામ, પલક ન રહેવું છેટે;
નિત્ય તમ પાસે તમ પાસે, લેઉ છું હું માગી. હો૦ ૪

પદ ૧૬૬૮ મું-રાગ સોહાણી.

વ્રજરાજ કુજવિહારી, વાઈ બંસી મનોહર પ્યારી રે. વા૦ ટેક.
મસ્તાન બેન બજાઈ, ઉર વિચ લગનિ લગાઈ. વા૦ ૧
ગુલતાન ભઈ મેં સુનતે, ગ્રહમેં બજાઇ વનતે. વા૦ ૨
મેં ગઈતી જમુના આરે, વસ કિની નન્દદુલારે. વા૦ ૩
બ્રહ્માનન્દ કહે મેરો પ્યારો, ન કરુ નેનસેં ન્યારો. વા૦ ૪

પદ ૧૬૬૯ મું.

દીલદાર વહાલમ મેરા, મોયે વદન દેખાયદે તેરા રે. દી૦ ટેક.
તેરે વદનકમલકી પ્યાસી, કહા કરું જાય અબ કાશી. મો૦ ૧
તેરે મુખકી સુંદર બાણી, મેરે હૃદેકમલ ઠેરાણી. મો૦ ૨
મે ધ્યાન વદનકા ધરીહું, લે હાલ મસ્ત હોય ફરી હું. મો૦ ૩
બ્રહ્માનન્દ કહત કર જોરી, રહો નેન નીકટ છબી તોરી. મો૦ ૪

પદ ૧૬૭૦ મું.

રંગરેલ પીયા ગિરિધારી, તેરે વદન કમલપર વારી રે. રં૦ ટેક.
તેરે ચરણુ સરોજકી રેખે, દિલરેમેં અહોનિશ દેખે. તે૦ ૧

કહી બનત નહી નખ શોભા, છબી દેખકે મેરા મન લોભા. તે૦ ૨
તેરી ચાલ નવલ મસ્તાની, કરું કોટી મદન કુરબાની. તે૦ ૩
કટિ લીચો પિતાંબર કસકે, બ્રહ્માનંદ બોલાવે બહુ હસકે. તે૦ ૪

### પદ ૧૬૭૧ મું.

બલવીર સજની અવિનાશી, મેં તો ચરણ કમલકી દાસીરે. બ૦ ટેક.
ગળે મોતિન માળ બિરાજે, છબી કોટી મદનકી લાજે. મે૦ ૧
ચિત્ત રંજ વદન માનું ચંદા, તેહિ દેખી મીટત ભવ ફંદા. મે૦ ૨
કાનુમેં કુંડલ નીકે, વ્રજ નારી જીવન જીકે. મે૦ ૩
તેરે નેન ચપલ ચિત્ત ચોરે, બ્રહ્માનન્દ કરી વશ તોરે. મે૦ ૪

### પદ ૧૬૭૨ મું-રાગ સોહાણી.

નંદલાલનસે મેરી આલી, આય અચાનક ભેટ ભઈરી. નં૦ ટેક
જમુનાકે તટ આજ અકેલી, પનીયાં ભરનકું મેં જ્યું ગઈરી. નં૦ ૧
ઉતસે આયે શ્યામ ચતુર વર, નિરખી સલુણો મેં તો રીઝ રઈરી. નં૦ ૨
દેખત મગન ભઇ મેરી અખીઆં, ઉરઝ રે નિકસાત નઈરી. નં૦ ૩
બ્રહ્માનન્દ કહે મનમોહન મનકી, ગતિ મેરી ચોર લઇરી. નં૦ ૪

### પદ ૧૬૭૩ મું.

મનમોહનકી મૂરતિકી લખી, શોભા અંખીયાં અટકિરી. મ૦ ટેક.
કુંડલ કાન તાન મુખ ગાવત, નૌતમ છબિ નાગર નટકિરી. મ૦ ૧
રસ બસ હોય રહી રસિયા સંગ, ભૂલ ગઈ સુધ બુધ ઘટકિરી. મ૦ ૨
જરકસી પાઘ બની નવરંગી, નવલ કલંગી શિરપર લટકિરી. મ૦ ૩
બ્રહ્માનંદ આનદ પ્રીતમ સંગ, લોક લાજ દીની પટકિરી. મ૦ ૪

### પદ ૧૬૭૪ મું.

છબી સુંદરરી મનરંજન, નિરખત મગન ભઈ દગરી. છબી૦ ટેક.
મેં જુ ગઈ જમુના જલ ભરને, લેકર સંગ સખી સગરી. છબી૦ ૧
મગ વિચ આય મિલે મનમોહન, પેચ અલૌકિક શિર પગરી. છબી૦ ૨
ચકિત હોય રહી લખી મોહન, ભૂલ ગઈ ભરની ગગરી. છબી૦ ૩
બ્રહ્માનંદ મગન મૂરતિમેંહિ, દુરિજન લોક કહે બગરી. છબી૦ ૪

### પદ ૧૬૭૫ મું.

વ્રજજીવનકી મોય પ્યારી, મનરજન માધુરી મૂર્તિરી. વ્ર૦ ટેક.
મંદ મંદ મુખ હાસ મનોહર, દેખત દુઃખ જાવત દૂરતીરી. વ્ર૦ ૧
શ્યામ સુંદરકે ચરણ કમલમે, અહોનિશ લગી રહી સુરતીરી. વ્ર૦ ૨

નટનાગર નૌતમ છબિ નિરખત, પુરણ સુખ હોવત પુરતીરી. બ્ર૦ ૩
બ્રહ્માનન્દ ધ્યાન નટવરકો, એક પલક ન ટરે ઉરતીરી. બ્ર૦ ૪

### પદ ૧૬૭૬ મું–રાગ મારૂ.

મોરલીમાં મોહીને રહી, વિસામા તારી મોરલીમાં મોહીને રહી. ટેક.
મનમોહન તારી મોરલીને નાદે, ધરણીયે પડી રે ગઈ. વિ૦ ૧
વંશી સુણીને હું તો વ્યાકુલ ડોલું, સુધ બુધ વીસરી ગઈ. વિ૦ ૨
દોહતાં ભૂલી રે એની દુધ કેરી દૂણી, ભૂલી હું તો મથવું મહી. વિ૦ ૩
બ્રહ્માનન્દના વાલમ તારો, ચડયો રંગ ઉતરે નહીં. વિ૦ ૪

### પદ ૧૬૭૭ મું

નંદજીને નાનકડે, વજાડી વશી નંદજીને નાનકડે. ટેક.
રાત દીવસ એની રટના રે લાગી, કાંઈ બીજી કળ ન પડે. વ૦ ૧
ભોજન પાન એની મુને નવ ભાવે, જીવું છું હું મોરલીવડે. વ૦ ૨
એ સારુરે મુને નિત્ય નિત્ય ઉઠી, સાસુ નણંદ લડે. વ૦ ૩
બ્રહ્માનન્દના નાથને જોઇને, ચિતડામાં કેફ ચડે. વ૦ ૪

### પદ ૧૬૭૮ મું.

માવા તારી મોરલડી, બોલે છે રૂડી માવા તારી મોરલડી. ટેક.
હું રે બેઠીતિ મારા મંદિરીયામાં, શ્રવણે ભણક પડી રે. બો૦ ૧
ઠીકાઠીક થઈ ગઈ સુણતાં, ઘાયલ તેજ ઘડી રે. બો૦ ૨
કેફ તણી પેર મોરલી અલૌકિક, ચિત્તડા માંહી ચડી રે. બો૦ ૩
બ્રહ્માનન્દના પીયા તારી વશી, જીવડલામાં જડી રે. બો૦ ૪

### પદ ૧૬૭૯ મું.

વહાલાજીની વાંસળીએરે, પ્રોવાણા અમે વહાલાજીની વાંસળીએ. ટેક.
ઘરડાનો ધંધો સર્વે મેલીને, જાણી ઉભાં સાંભળીએ* રે. પ્રો૦ ૧
જમુનાના તટથી ઘર સામાં, કેમ કરીને વળીએ રે. પ્રો૦ ૨
મોરલીને નાદે ઘાયલ થઇને, ધરણીપર ઢળીએ રે. પ્રો૦ ૩
બ્રહ્માનંદ કહે દરદ ટળે નહિ, વેધિ મુને પાંસળીએ† રે. પ્રો૦ ૪

### પદ ૧૬૮૦ મું–રાગ મારૂ.

ગોકુલનો રે સરદાર, વહાલો મારો નટવર
નંદનન્દકુમાર ગીરધર. ગો૦ ટેક.

* "શ્યામળીએ રે" એવો મૂળમા તથા પહેલી આવૃત્તિમાં પાઠ છે પણ બીજી તરફ છપાયેલ આ પાઠ વધારે સારો લાગવાથી તે દાખલ કર્યો છે † "વાંસળીયે રે" એવો પાઠાન્તર છે.

ચટક રંગીલી રુડી ચાલને રે, જોઈ જોઇ વાધે પ્યાર;
ઘર ધંધો ભૂલી ગઈ રે, ગોકુલીઆંની રે નાર. વ૦ ૧
મીઠી સુણીને એની મોરલી રે, ન રહી તન સંભાર;
જમુનાને તટ જાઇએ રે, મેલીને ઘરબાર. વ૦ ૨
હસી બોલાવે મુને હેતમાં રે, વહાલો વારમવાર;
મન મોહનને માથડે રે, બ્રહ્માનન્દ બલિહાર. વ૦ ૩

પદ ૧૬૮૧ મું.

પાતળીઆથી રે પ્રીત, વહાલાજીનું સુંદર મુખ
શોભિત લાગી મારે. પા૦ ટેક.
છેલ છબીલો નન્દનો રે, જાણે છે રસની રીત;
મુખ જોઇ મોહન લાલનું રે, થઈ છુ પરમ પુનીત. વ૦ ૧
આવીને અટકીયું રે, છોગું એનું ચિત્ત;
તનની શુદ્ધિ ભૂલી ગઇ રે, જાણું ચિત્ર લખીત. વ૦ ૨
મન મારુ મોહીને રહ્યું રે, ગુણવંતાને ગીત;
બ્રહ્માનંદ સંગ શ્યામને રે, થઈ છે જગમાં જીત. વ૦ ૩

પદ ૧૬૮૨ મું.

લટકાળો રે નન્દલાલ, એની રુડી ચટક રગીલી
ચાલ સખી જોને. લ૦ ટેક.
પ્રાણજીવન કેરી પાઘનો રે, અજબ બન્યો છે તાલ;
વ્રજનારી સંગ વિઠ્ઠલો રે, ખૂબ કરે છે રે ખ્યાલ. એ૦ ૧
બાજુ કાજુ બાંધીયા રે, વાધે છે જોઇ જોઇ વહાલ;
મનમોહનની મૂર્તિ રે, નિરખીને થઇ છું નિહાલ. એ૦ ૨
હાથે પૂંચિ હેમની રે, ઓઢી નવલ દુસાલ;
બ્રહ્માનંદનો વહાલમો રે, મનમોહન ધન માલ. એ૦ ૩

પદ ૧૬૮૩ મું.

નાગર નંદકિશોર, છે જો મારે ચિત્તડા કેરો
ચોર નટવર. ના૦ ટેક.
વશ કીધી વ્રજ વિનતા રે, મોરલડીને ઘોર;
જળ ભરવું ભૂલી ગઈ, થકીત થઈ તે ઠોર. છે૦ ૧
શોભે સુંદર શ્યામને રે, ખાસી ચંદન ખોર;
રૂપાળાં લટકી રહ્યાં રે, બાજુકેરાં રે બોર. છે૦ ૨

છપવી રાખું શ્યામને રે, આંખડલીની કોર;
બ્રહ્માનંદનો વહાલમો રે, છે મારે જીવન દોર. છે૦ ૩

પદ ૧૬૮૪ મું-રાગ મારુ.

મીટડલી મારી, માવે મુંને મીટડલી મારી. ટેક.
સેહેજે હું ઘરમાંથી આંગણીએ, ઉભી હતી બારી. મા૦ ૧
સામું જોતાં હું તો સુધ બુધ ભૂલી, ઘાવ લાગ્યો ભારી. મા૦ ૨
મન વેધ્યું મારા તનમાંહી, પેઠી કાળજ કટારી. મા૦ ૩
બ્રહ્માનંદ કહે શુંય કરી નાંખ્યું, ગુણીઅલ ગિરિધારી. મા૦ ૪

પદ ૧૬૮૫ મું.

નેણુતણે બાણે, મારી મુને નેણુતણે બાણે. ટેક.
આડો આયો જમુનાજીને આરે, એકલડી જાણી. મા૦ ૧
કાંઈક મુજપર જાદુરે કીધું, લીધું ચિત્ત તાણી. મા૦ ૨
ઘાયલ થઈને ઘર સુધી હું, પોંતી પરાંણી. મા૦ ૩
બ્રહ્માનન્દ કહે એ વિના અહાવે, અંતર ઉફાંણી. મા૦ ૪

પદ ૧૬૮૬ મું.

નેણુંને ચાળે, ચોર્યું ચિત્ત નેણુંને ચાળે. ટેક.
સામે આવીને સાન કરી મુને, કહાનુડે કાળે. ચો૦ ૧
ભૂરકી નાંખી મુજને ભરમાવી, ગિરિધર ગોવાળે. ચો૦ ૨
વંશી અજબ અલોકિક વાઇ, પરજતણે ઢાળે. ચો૦ ૩
બ્રહ્માનન્દ કહે મુજ સામું, ભાવ કરી ભાળે. ચો૦ ૪

પદ ૧૬૮૭ મું.

મોરલીમાં માવે, હર્યું મન મોરલીમાં માવે. ટેક.
મન હરવા મારે મંદિરીયે, અણુ તેડ્યો આવે. હ૦ ૧
લટકાં કરી નન્દજીનો લાલો, ગેરે સુર ગાવે. હ૦ ૨
ફુલની માલ બાજુબન્ધ ગજરા, તોરા લટકાવે. હ૦ ૩
બ્રહ્માનન્દ કહે ચાલ વહાલાની, ચિત્તડું લલચાવે. હ૦ ૪

પદ ૧૬૮૮ મું.

વંશીમાં વહાલે, લીધું મન વશીમાં વહાલે. ટેક.
શિથળ અંગ થયાં સાંભલતાં, જાણે મારી ભાલે. લી૦ ૧
એહદ નૌતમ ભાત વજાડી, નન્દતણે લાલે. લી૦ ૨
ઘાયલ તન થયું મારી બેની, ચિત્તડું નવ ચાલે. લી૦ ૩
બ્રહ્માનંદ કહે એની વંશી, સુણતાં ઘર ઘ્રાલે. લી૦ ૪

## પદ ૧૬૮૯ મું.

નેણુતણી સાને, લોભાણી હું નેણુતણી સાને. ટેક.
ઘેલી થઈ ઘરધંધો રે ભૂલી, ગિરિધરને ગાને. લો૦ ૧
લટકાં કરી મારુ મનડું રે લીધું, કોડીલે કહાને. લો૦ ૨
રૂપ જોઇ ગુલતાન થઈ છું, વહાલાને વાને. લો૦ ૩
બ્રહ્માનન્દ કહે મન વિંધ્યું, મોરલીને તાને. લો૦ ૪

## પદ ૧૬૯૦ મું.

મથુરામાં જઇને, મુંઘા થયા મથુરામાં જઇને. ટેક.
લાલ તમે અમને લલચાવ્યાં, દીલાસા દઇને. મું૦ ૧
ભુધરજી કેમ ભૂલી ગયા તમે, શું ગયા હતા કહીને. મું૦ ૨
કહાન કુંવર તમે હાંસી કરાવી, દાસીવશ થઇને. મું૦ ૩
બ્રહ્માનન્દ કહે બેસી રહ્યા શું, કુબજાને લઇને. મું૦ ૪

## પદ ૧૬૯૧ મું.

કુબજાને કીધી, માનીતી કુબજાને કીધી. ટેક.
મહિની મટુકી અમારી મોહનજી, પરાણે પીધી. મા૦ ૧
પ્રીત કરી અમને તમે પ્રીતમ, દાઝ હૈયે દીધી. મા૦ ૨
કુબજાના ઘરની સર્વે ચિન્તા, ઉપાડી લીધી. મા૦ ૩
બ્રહ્માનન્દ કહે દુભાશો પણ, વાત કહીશું સીધી. મા૦ ૪

## પદ ૧૬૯૨ મું.

કહાનાને કેજો, ઉધાજી એમ કહાનાને કેજો. ટેક.
કઠણ વચન કાંઇ કુબજા કહે તે, સાધુ થઈ સ્હેજો. ઉ૦ ૧
દોહણું વલોણું ને ખાંડવું દળવું, કામ કરી દેજો. ઉ૦ ૨
કર જોડી કુળવંતીને આગે, ઉભા થઈ રેહેજો. ઉ૦ ૩
બ્રહ્માનન્દ કહે એ સગે લાવો, સારી પેઠે લેજો ઉ૦ ૪

## પદ ૧૬૯૩ મું.

કહાનાને છાનુ, કહેજો ઉધાજી કહાનાને છાનું. ટેક.
જગજીવન મથુરામાં જઇને, કામ કર્યું ન્હાનું. ક૦ ૧
અલબેલા તમ ઉપર આવ્યું, દાસીનું બ્હાનું. ક૦ ૨
કહોને તમારે ક્યાથી પડ્યું આવી, એ સાથે પાનું. ક૦ ૩
બ્રહ્માનન્દ કહે મેલો ભલા થઈ, ઘર તમે કુબજાનું. ક૦ ૪

### પદ ૧૬૯૪ મું.

એટલું એકાંતે, કહેજો ઉધા એટલું એકાંતે. ટેક.
વલવલતી વ્રજનારને મેલી, કરતી કલપાંતે. ક૦ ૧
મનમોહન મથુરામાં જઈને, બેઠા નિરાંતે. ક૦ ૨
ક્યાં વરશે છોરું કુબજાનાં, બેસશે કેની પાંતે. ક૦ ૩
બ્રહ્માનન્દ કહે લાજ પોતાની, ખોઈ તમે ખાંતે. ક૦ ૪

### પદ ૧૬૯૫ મું.

મથુરાં જઈ માવા, બેસી રહ્યા મથુરા જઈ માવા. ટેક.
કુબજાને સંગ રહીને વહાલા, કેમ કઠણ થયા આવા. બે૦ ૧
સમરથ થઈને શું બાંધ્યા તમે, અબલાઓથી હાવા. બે૦ ૨
પ્રાણજીવન ગોકુલમાં પધારો, વંશી વજાવા. બે૦ ૩
બ્રહ્માનન્દ કહે રાખશુ છાના, નહિ કરીએ ચાવા. બે૦ ૪

### પદ ૧૬૯૬ મું–રાગ ખમાચ.

મારે મોલે આવજો હોજી રે, નદરા લાલજીરાજ. મારે૦ ટેક.
વાટડી દેખું છું આછી સેજડી બીછાઈ, પ્રેમ અધર રસ પાજો હોજી રે. મા૦ ૧
જરકસી વાઘો વારી સેહરો જડાઉ, કુલડારા તોરા લટકાજો હોજી રે. મા૦ ૨
રસિક સલુણા વારી રસરા લોભી, બાહુડી ગ્રહીને બોલાજો હોજી રે. મા૦ ૩
બ્રહ્માનંદ કહે છે પીયા વિલંબ ન કીજે, સુતી મુને આય જગાજો હોજી રે. મા૦ ૪

### પદ ૧૬૯૭ મું.

નટવર નાવજી થારી છબી લાગે મુને પ્યારી હોજી રે. ન૦ ટેક.
ભાલ વિશાલ વારી અનોપમ, ભ્રુકુટી નેણ કમલ અનુહારી હોજી રે. ન૦ ૧
સોનેરી શિર પાઘ વિરાજે, શોભે છે કલંગી અતિ સારી હોજી રે. ન૦ ૨
મોતીડારી માલા પેરી લાગો છો રૂપાલા, મન વસીઆ છો મોરારીહોજી રે. ન૦ ૩
બ્રહ્માનંદરા શ્યામ મનોહર, ભામો લ્હે લગાયો મુને ભારી હોજી રે. ન૦ ૪

### પદ ૧૬૯૮ મું.

જદુપતિ રાજરી મેં તો પ્રીતિ નીકી જાણી હોજી રે. જ૦ ટેક.
વ્રજનારીરી પીડા પ્રીતમ, અંતરમાંહીં ન આણી હોજી રે. જ૦ ૧
કુબજા બેશ મળી કુલવંતી, રૂપ અલૌકિક રાણીહોજી રે. જ૦ ૨
વણ બોલાવ્યા કેડે કેડે ડોલો, બોલો છો સોહાતિ એને વાણી હોજી રે. જ૦ ૩
બ્રહ્માનન્દ કહે રીત રાજરી, આજ થકી ઓળખાણી હોજી રે. જ૦ ૪

### પદ ૧૬૯૯ મું.

સુંદર શ્યામળાજી થારો ભલપણ ભાળ્યો હોજી રે. સું૦ ટેક.
નાનાથા સો મોટા રે કીધા, સો નાતો થે ટાળ્યો હોજી રે. સું૦ ૧
સાચા બોલા શ્યામ સલુણા, કોલ ભલો થે પાળ્યો હોજી રે. સું૦ ૨
વ્રજ સુંનો છોડ્યો વાલમાજી, ઘર કુબજારો રખવાળ્યો હોજી રે. સું૦ ૩
બ્રહ્માનંદ કહે દાસી વશ હોયને, જાદવ કુલ અજુવાળ્યો હોજી રે. સું૦ ૪

### પદ ૧૭૦૦ મું–રાગ ખમાચ.

પ્યારી લાગે છેલાજી થારી બાંસલીજી. પ્યા૦ ટેક.
વંશી થારી શ્યામ સલુણા, બ્હોત રસાલી બોલે;
સુણતાં ધીર રહી નહિ મારે, દિલ વસીઅર જ્યું ડોલે. પ્યા૦ ૧
એક ઠોર અવિચલ મન અટક્યો, ઓર કાંઈ નવ સુઝે;
ઉલટી રીત ભઈ મેરે તનકી, અંતર ઘાવ ન રુઝે. પ્યા૦ ૨
સુંદર વંશી થારી સુણકે, લગની માંકી લાગી;
બ્રહ્માનંદ કહે ફેર બજાયો,* સુંદર શ્યામ સોહાગી. પ્યા૦ ૩

### પદ ૧૭૦૧ મું.

વેગા આજો વાલમજી, માંકા મોહોલમાંરી. વે૦ ટેક.
ચુન ચુન કલીયાં અજબ સુગંધી, પુલે સેજ સમારી;
પ્રીત સહીત રંગરેલ પધારો, ગુણવંતા ગિરિધારી. વે૦ ૧
મળવા કારણ મન હરખે છે, વિરહ અગ્નિ તન તાવે;
પ્રાણજીવન પુરુષોત્તમ થાકી, ઓળું માને આવે. વે૦ ૨
રસીક સલુણા કહાન રાજરી, મૂર્તિ મો મનમાની;
બ્રહ્માનંદ કહે કાંઇ લલચાવો, ગાઢા છેલ ગુમાની. વે૦ ૩

### પદ ૧૭૦૨ મું.

માંકો મનડો મોહ્યો છે, થાકી ચાલમેજી. માં૦ ટેક.
અજબ રંગીલી પાઘ અલૌકિક, સુંદર પેચ છુટેલા;
લટકા નિરખી લગની લાગી, શ્યામ સોહાગી છેલા. માં૦ ૧
નટવર છબી બોલની નીકી, નીકે તીખે નેણ;
વાલમ થે અંતરમે બસીયા, છોજી સાચા સેણ. માં૦ ૨
એક ઘડી અલબેલા માંસું, નટવર ર્‌હો માં ન્યારા;
બ્રહ્માનંદ છબીપર વારી, પ્રાણ સંગાથી પ્યારા. માં૦ ૩

* "બજાજો"–ઇતિ પાઠાન્તર.

પદ ૧૭૦૩ મું.

નીકી લાગે પ્યારાજી, થારી મૂર્તિ હો. ની૦ ટેક.
સુંદર ચાલ અલૌકિક શોભા, સુંદર મુખકી વાણી;
સુંદર શ્યામ મનોહર થારાં, લટકાંમાં લોભાણી. ની૦ ૧
જરકસી પાઘ જડાઉ સેહેરો, અજબ કલંગી લટકે;
લલિત નવિન સુભગ લાવનતાં, નિરખંતાં મન અટકે. ની૦ ૨
શોભિત નાસા દીપ સરીખી, ભાલ તિલક છબી ભારી;
પ્રાણ સનેહી પ્રીતમ થાપર, બ્રહ્માનંદ બલિહારી. ની૦ ૩

પદ ૧૭૦૪ મું-રાગ ખમાચ.

પ્યારા તેરી મોરલી બાજત અતિ પ્યારી, મોહન રે;
સુની શુદ્ધિ દેહકી વીસારી, મોહન રે. પ્યા. ટેક.
શબ્દ સુનત સમ ભઇહું દીવાની, લજ્યા સબ લોકહુકિ ટારી. મો૦ ૧
ઘાયલ હોય પડી ધરણિપર, લાગી ઉરે પ્રેમકી કટારી. મો૦ ૨
બેહદ વ્રજજીવન તેરી બંસી, સુર નર શકત ન વિચારી. મો૦ ૩
બ્રહ્માનંદ કહે તેરે મુખપર, વારી જાઉં કુંજ કે બિહારી. મો૦ ૪

પદ ૧૭૦૫ મું.

કહાન આજ મોરલિ જું વનમે બજાઈ, આલિરી;
ચિત્તમેં રે ચટકી લગાઈ, આલિરી. ક૦ ટેક.
રેન દિવસ મોય કલ ન પરત હે, શુદ્ધ બુદ્ધ શ્યામરે ભુલાઇ. આ૦ ૧
ઉલટી રીત પ્રીત તન મનકી, બાનક બરણી ન જાઈ. આ૦ ૨
જા દીન ટેર સુનિ તા દીનતેં, ઓર કછુ ન સોહાઈ. આ૦ ૩
બ્રહ્માનંદ ભઈ બસ મેં તો, અબ એસે બની આઈ. આ૦ ૪

પદ ૧૭૦૬ મું

નીકી તેરી મોરલિ અચાનક વાગી, બાલમ રે;
સુતી ભર નિંદ્રહુંસે જાગી, બાલમ રે. ની૦ ટેક.
વ્યાકુલ ભઈ શબ્દ બંસીકે, ચિટકી મેરે ચિત્તડેમેં લાગી. બા૦ ૧
કામકાજ મોય ઓર ન સુઝત, અહોનિશ યાહીસેં મેં અનુરાગી. બા૦ ૨
પરવશ પ્રાણ ભયા અબ મેરા, તનકી લાલચ મેં તો ત્યાગી. બા૦ ૩
બ્રહ્માનંદ કહે ફેર બજાવહું, સલુના શ્યામ સોહાગી. બા૦ ૪

પદ ૧૭૦૭ મું.

મનોહર મોરલિ લીનાહે ચિત્ત ચોર, મેરારી;
અનહદ બાજત જોર, મેરારી. મ૦ ટેક.

બંસી બજાવત ગાવત મધુરે સ્વર, નીકસે મેરી પોર. મે૦ ૧
ફેંટા લાલ સુરગી પગીયાં, કિને ચંદન ખોર. મે૦ ૨
મેરી ગલિરી નવલ મનમોહન, આવત હે નિશ ભોર. મે૦ ૩
બ્રહ્માનંદ કહે મન લીના, નટવર નંદકિશોર. મે૦ ૪

પદ ૧૭૦૮ મું–રાગ ખમાચ.

નેણું જાદુ તારે ભારી રે, રંગભિના રે વાલમ. ને૦ ટેક.
જાદુ વે કીધાં મન હરી લીધાં, પરવશ થઈ છે વ્રજનારી રે ર૦ ૧
કામ ને કાજ બીજું કાંઈ નવ સુઝે, પ્રેમ ફાંસ ગલે ડારી રે. ર૦ ૨
જાદુડાં તારાં અજબ અટારાં, ઉતરત નાહીં ખુમારી રે. ર૦ ૩
પ્રાણજીવન તારાં જાદુડાં ઉપર, બ્રહ્મમુનિ બલિહારી રે. ર૦ ૪

પદ ૧૭૦૯ મું.

કીધી છે મુજને દીવાની રે, કામણગારા રે કહાને. કી૦ ટેક.
કામણગારો પ્યારો મોહન જોઇને, મગન થઈ છું મસ્તાનીરે. કા૦ ૧
મોરલડીમાં મંત્ર ભણીને, ભૂરકી નાંખી છે કાંઈ છાની રે. કા૦ ૨
નટવર લાલ મનોહર નિરખી, આંખડલી લોભાણી રે. કા૦ ૩
બ્રહ્મમુનિને અતર વસીયો, ગિરિધર છેલ ગુમાની રે. કા૦ ૪

પદ ૧૭૧૦ મું.

મૂર્તિ તારી મરમાળી રે, મરમાળા રે માવા. મૂ૦ ટેક.
માનનિયુંના મન હરી લીધાં, આડી નજરે નિહાળી રે. મ૦ ૧
રૂપ અજબ જોઇને વ્રજનારી, મગન થઈ મતવાળી રે. મ૦ ૨
ભાલ તિલક ગજ ચાલ મનોહર, આંખડલી અણીઆળી રે. મ૦ ૩
બ્રહ્મમુનિના શ્યામ સુહાગી, તમ સંગ લાગી તાળી રે. મ૦ ૪

પદ ૧૭૧૧ મું.

મોરલીમાં મોહ નવેલી રે, અલવિલા રે તારી. મો૦ ટેક.
ગઈ હતી હું ભરવા જમુના પાણી, સગ લઈ સર્વ સાહેલી રે. અ૦ ૧
નટવર મુજને કાંઈ કરી નાંખ્યું, શબ્દ સુણીને થઈ ઘેલી રે. અ૦ ૨
વંશી વે તારી કામણગારી, પ્રોઈ લીધી છે મુને પેહેલી રે. અ૦ ૩
બ્રહ્મમુનિ કહે વેણુ વજાડી, રસિયાજી વાળી રંગ રેલી રે. અ૦ ૪

પદ ૧૭૧૨ મું–રાગ ખમાચ.

રગભીના રસીયાજી રહોને તમે રાત. રંગ૦ ટેક.
પ્રાણજીવન આવી પલંગ બિરાજો, કોડે કોડે પુછું છું કુશલાત. રંગ૦ ૧
મદિર આવી તમે છેલ ગુમાનિ, શ્યામ મનોહર ગાત. રંગ૦ ૨

ડોલરીયા રગ રેલ દીયોને, દરસન કેરી વાળી દાત.* રંગ૦ ૩
બ્રહ્માનંદના નાથજી કરીએ, વાલમ રુડી રુડી વાત. રંગ૦ ૪

પદ ૧૭૧૩ મું.

છોજી તમે પ્યારા મારા જીવનપ્રાણ. છો૦ ટેક.
તમ વિના રે મારે પળ નવ ચાલે, શીદને કરો ઠાલી તાણ. છો૦ ૧
છોગાલા નટવર તારે છોગે, મુજને કરી છે વેચાણ. છો૦ ૨
આવીને આપો અલબેલા, લટકાળા સુખની લ્હાણ. છો૦ ૩
બ્રહ્માનંદ કહે મારે મોહોલે, આવો તમે શ્યામ સુજાણ. છો૦ ૪

પદ ૧૭૧૪ મું.

મન મોહ્યું તીખી તારી મોરલીની તાન. મન૦ ટેક.
મન મોહ્યું મોરલીકેરે નાદે, થઈ છું હું અતિ ગુલતાન. મન૦ ૧
લટકાળા મારી લગની લાગી, વાલમ ભીને વાન. મન૦ ૨
કોડીલા રંગરેલ કરાવો, પ્રાણજીવન રસ પાન. મન૦ ૩
બ્રહ્માનંદ કહે હસીને બોલાવો, કુંવર રંગીલા છેલા કહાન. મન૦ ૪

પદ ૧૭૧૫ મું.

આવો ઓરા લટકાળા છેલા નંદલાલ. આવો૦ ટેક.
પ્રાણજીવન લાગે અતિ પ્યારી, ચટક રગિલી રુડી ચાલ. આ૦ ૧
આંખડલી અતિશે અણિયાલી, તિલક મનોહર ભાલ. આ૦ ૨
ફૂલતણાં છોગાં શિર ફરતાં, વાધે છે જો જોઈ જોઈ વહાલ. આ૦ ૩
બ્રહ્માનંદ કહે તારી મૂર્તિ, આંખલડીનો ધનમાલ. આ૦ ૪

પદ ૧૭૧૬ મું–રાગ ખમાચ.

મોહોલ પધારો છેલ, ગુમાનીજી મોહોલ પધારો છેલ;
કરશ્યાંજી થારી ટેલ. ગુ૦ ટેક.
વહાલાં લાગે સાયબા થારાં વેણાં, નેણાં પ્રેમ ભરેલાં. ગુ૦ ૧
મારે મન દુર્લભ થારો મલણો, સો થારે મન સેહેલ. ગુ૦ ૨
આય કરો રંગ રસરી બાતાં, રસીયાજી રંગરેલ. ગુ૦ ૩
બ્રહ્માનન્દરા નાથ પધારો, નહી તો આશ્યાં થારી ગેલ. ગુ૦ ૪

* આ પાઠનો અર્થ=હે રંગરેલી રહેલા ને (મદથી) ડોલી રહેલા છેલા! તમે આવીને દર્શન દઈને દાટ વાળી દ્યો એટલે કે દર્શન આપી સર્વને ભાન ભૂલાવી તમારામાં લ્હેલીન કરી નાંખી જગત લાજ વીસરી જાય તેવા બનાવી દ્યો

બીજો પાઠ "વારી દાત"–એવો છે એટલે કે "હે વારી! દર્શનરૂપી દાન દઈ દ્યો" એમ સૂચવે છે.

### પદ ૧૭૧૭ મું.

રાખો કાંઈ થે ગુમાન, લાડીલા રાખો કાંઇ થેં ગુમાન;
કહાવો છો ભગવાન. લા૦ ટેક.
રાત દીવસ દીલ ભીતર રહે છે, થારે તો ઉણુરોઈ ધ્યાન. લા૦ ૧
ઉઠે કાંઈ નફો થાંને આવે, કાંઈ અઠે નુકસાન. લા૦ ૨
જો મારે સાયબા થેં નાવો, તો મે કણુરા બાન.* લા૦ ૩
બ્રહ્માનદરા નાથ પધારો, કુવર રંગીલા કહાન. લા૦ ૪

### પદ ૧૭૧૮ મું.

હઠ છોડો વ્રજરાવ, હઠીલા હઠ છોડો વ્રજરાવ;
હસ હૈયે કઠ લગાવો. હ૦ ટેક.
દુજે ઘર જાઓ છો દોડંતા, માંપર કાંઇ છે દાઓ. હ૦ ૧
સાયબા દોષ રાખો કુણુ સારુ, મારો દોષ બતાઓ. હ૦ ૨
મન ક્રમ વચન પીયા હું થારી, થેં મારો નટવર નાઓ. હ૦ ૩
બ્રહ્માનંદ કહે સેજ પધારો, પ્રેમે પખાલું પાઓ. હ૦ ૪

### પદ ૧૭૧૯ મું.

કાંઈ કરો માંસુ રૂહાડ, રસીલા કાંઇ કરો માંસુ રૂહાડ;
મારગ દેખી ઉજાડ. ર૦ ટેક.
નીર ભરણુ બલવીર ન દીનો, ચીર દીયો મારો ફાડ. ર૦ ૧
જો થાંને માને કોઇ જોસી, હોસી વાત બિગાડ. ર૦ ૨
આજ મોર કણુહિં† નહીં કીની, પાણી આડી વાડ. ર૦ ૩
બ્રહ્માનન્દરા નાથજી માંડયો, એવડો કાંઇ થે ઉપાડ. ર૦ ૪

### પદ ૧૭૨૦ મું-રાગ ખમાચ.

એરીરી, સાંવરે નેનસે કરી કટાક્ષ પ્રેમ બાણુ
મારેરી આલિરી. સાં૦ ટેક.
સુંદર અતિ સુભગ ગાત, શોભા વરણી ન જાત;
સુંદર ગતિ ચિત્ત હરાત, પ્રાનનાથ પ્યારેરી. સાં૦ ૧
અંબુજ અનુસાર નેન, જન અલી મુકરંદ દેન;
અયન સુખ છબિ વિલોકિ, મેનહું લજ્યારેરી. સાં૦ ૨

* "તો હુ કોના આધારે-આશ્રયે રહું" અથવા "તો હું કોની પ્રિયતમા-દાસી બનું."
† કોઈએ પણુ આજ પહેલા આવી રીતે જમુનાજીનાં પાણી ભરવામા આડ-હરકત કરી નથી.

શોભિત અતિ સુભગ ચાલ, માંનો ગજ ગતિ મરાલ;
ઉર વિશાલ મુક્ત, માળ ધારેરી. સાં૦ ૩
મેટન દુઃખ દ્વદ્વ ફંદ, સોઇ પ્રભુ સહજાનંદ;
જગ્તવંદ છબિ વિલોકિ, બ્રહ્માનન્દ વારેરિ. સાં૦ ૪

પદ ૧૭૨૧ મું.

એરીરી, સાંવરે કછુ કીન હરત ફિરત ચિત્ત હરાત
રહ્યો ન જાત મોંસેરી. સાં૦ ટેક.
ભ્રુહન કર દોઉ કમાન, મારે ભ્રુહ* બાન તાન;
કહાન કહાન રટન લગી, અંતરગત ઓસેરી. સાં૦ ૧
કપટી અંતર કઠોર, બેની ચિત્ત લીન ચોર;
નંદ કિશોર અતિ નીઠોર, ફીરત હે અદોસેરી.† સાં૦ ૨
સહજાનન્દ જાસું નામ, તાકે એ સબહી કામ;
અષ્ટ જામ ધામમેં, વિરામહુ ન હોસેરી. સાં૦ ૩
બિછુરે બલભદ્રવીર, ધરીયે કહો કેસેં ધીર;
બ્રહ્માનંદ હોત પિર, મિન ક્ષિન તોયસેરી.‡ સાં૦ ૪

પદ ૧૭૨૨ મું.

એરીરી, સાંવરી§ મુર્તિ નટવર છબિ નિરખત મોય
દ્રગનમેં વસી હેરી. સાં૦ ટેક.
સ્વર અનુપ બેન સંગ, રાજત અતિ નવલ રંગ;
અંગ વસન પીત અજબ, કમર જ્યો કસી હેરી. સાં૦ ૧
વિકસીત લોચન વિશાલ, શોભિત અતિ તિલક ભાલ;
ગ્વાલ બાલ સંગ લાલ, ખ્યાલમેં ખુશી હેરી. સાં૦ ૨
અદભૂત શોભા અનૂપ, મોહિત સબ દેખી ભુપ;
સહજાનન્દ રૂપ નિરખી, લજતહુ શશિ હેરી. સાં૦ ૩
અવિચલ આનંદકંદ, મરકત મુખ હાસ મંદ;
બ્રહ્માનંદ એસી છબી, અંતરે ધસી હેરી. સાં૦ ૪

પદ ૧૭૨૩ મું.

એરીરી, કહાનસે જાય કે કહીયો કછુ મરજી દેખી
અરજી એક મેરીરી. કo ટેક.

---

* "નેન" ઇતિ પાઠાન્તર. † "અદોસેરી" ઇતિ પાઠાન્તર. "અદોસેરી"–નિર્દોષપણે અને "અદોસેરી"–શેરીમાં અદો એટલે લટકાળો પ્રીતમ ફરે છે. ‡ પાણી વિખૂટા મત્સ્ય પ્રમાણે § "શામલી" ઇતિ પાઠાન્તર

સનમુખ હોઉ જોડી હાથ, ચરનનપર નાંઈ માથ;*
નાથ તુમ નાવત સો, કહા ચૂક હેરીરી. ક૦ ૧
છોરિ હમ લોક લાજ, સો તો તુમ દરસ કાજ;
તુમ તો મહારાજ, આજકાલહું કહેરીરી. ક૦ ૨
હમરે તુમ શ્યામ એક, તુમ તો ધારે અનેક;
ટેક કહો કેસે નીભે, નેક દરસ હેરીરી. ક૦ ૩
હરખીત મુખ મંદ હાસ, સુમરત અતિહું ઉલ્લાસ;
બ્રહ્માનદ આશ દરદ, પ્યાસ એક તેરીરી. ક૦ ૪

## ૧૭૨૪ મું–રાગ ખંભાતિ.

હરખ ભર્યાં રે નેણાં હરખ ભર્યાં, મારે નાથનિહાળી નેણાં હરખ ભર્યાં. ટેક.
પ્રાણજીવન ઝીણી પાઘડલીમાં, છોગલીયાં રે છબીદાર ધર્યાં રે. મા૦ ૧
છોગાલે નટવર રંગ છેલે, હરિવર જોઇને સામું મનડાં હર્યાં રે. મા૦ ૨
લટકાળા મોહન કેરાં લટકાં, આવીને અંતરમાંહી ગર્યાં રે. મા૦ ૩
બ્રહ્માનન્દને નટવર વહાલે, કહી પોતાના અમને ન્યાલ કર્યાં રે. મા૦ ૪

## પદ ૧૭૨૫ મું.

રીઝી રહ્યા રે નેણાં રીઝી રહ્યાં, મારા જીવન જોઇને નેણા રીઝી રહ્યાં. ટેક.
પ્રાણજીવન કાનુમાં પેહેર્યાં, કુંડલિયાં રે નવ જાય કહ્યાં રે. મા૦ ૧
મનમોહન મોલિડામાંહીં. ગજ મોતિડાં રુડાં વિલસી રહ્યાં રે. મા૦ ૨
પ્રેમ સહિત નિરખી મોહન મુખ, અતરથી દુઃખ સરવે ગયાં રે. મા૦ ૩
બ્રહ્માનન્દના નાથને સંગે, ચૌદ ભુવનમાં અમે પ્રસિદ્ધ થયાં રે. મા૦ ૪

## પદ ૧૭૨૬ મું.

ન કરીએ રે આળ્યું ન કરીએ, કહાના મારગ જાતાં આળ્યું ન કરીએ. ટેક.
માણસની શકા મનમોહન, કાંઈક અંતરમાં ધરીએ રે. ક૦ ૧
રાત દિવસ આવી મારગ રોકો, કેમ કરી અમે પાણીડાં ભરીએ રે. ક૦ ૨
લોક લાજ મરજાદ અમારે, દેખીને તમને મનમાં ડરીએ રે. ક૦ ૩
બ્રહ્માનન્દના નાથ વિહારી, મન મસ્તાન થઈ ન ફરીએ રે. ક૦ ૪

## પદ ૧૭૨૭ મું.

શ્યો ઝઘડો રે વહાલા શ્યો ઝઘડો, આવો મારગ જાતાં માંડ્યો વહાલા શ્યો ઝઘડો ટેક.
હાથડલે રે મારે નાજુક ચુડિ, માથડલે રે છે જો મહીનો ઘડો રે. આ૦ ૧
આંખડલી રે ચાળાદાર અટારી, નથી તમારે બોલ્યાનો ધડો રે. આ૦ ૨

* માથુ નમાવીને

કોઈકતણું કહ્યું માનીને કહાના, શ્યામ ચતુર ચાળે શિદ ચડો રે. આ૦ ૩
બ્રહ્માનન્દ કહે આળ ન કરીએ, નટવર છો તું હજી નાનકડો રે. આ૦ ૪

પદ ૧૭૨૮ મું–રાગ પરજ ખમાચ.

હાંરે નહિ મેલું રે, માવા મારાં નેણુની આગેથી
નહિ મેલું રે. મા૦ ટેક.
જગજીવન તારી મૂર્તિ રે જોઇને;
હાંરે મારુ મનડું થયું છે અતિ ઘેલું રે. મા૦ ૧
લોક લાજ મરજાદા ન રાખું;
હાંરે હું તો નિશ્શક થઇને હવે ખેલું રે. મા૦ ૨
દુઃખ દારિદ્રય હવે હું નહી વેઠું;
હાંરે મે તો બાંધેલ તમ સંગ બેલું રે. મા૦ ૩
બ્રહ્માનન્દને અંતર ખુંતું;
હાંરે આવિ છોગું તારુ રંગનું ભરેલું રે. મા૦ ૪

પદ ૧૭૨૯ મું.

હાંરે નવ જાવું રે, માવા મારુ મંદીરીયું મેલીને
નવ જાવું રે. મા૦ ટેક.
તમ સારુ રે મારા શ્યામ સનેહી;
હાંરે કાજુ કુલડેથી સેજ બિછાવું રે. મા૦ ૧
છેલ ચતુર મારા જન્મ સંગાથી;
હાંરે કેની વાતે વહાલ, નહિ જો ભરમાવું રે. મા૦ ૨
લાલ કસુંબી પ્યારી પાઘડલીમાં;
હાંરે મુંઘાં મોતિડાંનાં છોગલાં ધરાવું રે. મા૦ ૩
બ્રહ્માનન્દના નાથ વિહારી;
હાંરે તમે રીઝો તેવાં જતન કરાવું રે. મા૦ ૪

પદ ૧૭૩૦ મું.

હાંરે થઈ રાજી રે, માવા મારા મંદિરીયામાં
રહોને થઇ રાજી. મા૦ ટેક.
હુકમ પ્રમાણે વારી રહીશ હું હાજર;
હાંરે હાથ જોડીને કહીશ હાજી હાજી રે. મા૦ ૧
જગના જીવન હું તો નહી દેઉં જાવા;
હાંરે શિદ તાણુ કરાવો તમે ઝાઝી રે. મા૦ ૨

મનમોહન કરજો મનગમતું;
હાંરે હવે હાથ તમારે છે જો બાજી રે. મા૦ ૩
બ્રહ્માનન્દ કહે તમપર વારૂ;
હાંરે લઇ સરવસ ચતુર પિયાજી રે. મા૦ ૪

### પદ ૧૭૩૧ મું.

છાઈ મોહન વેલી રે, છેલા તારા છોગલીયામાં,
છાઈ મોહન વેલી.* છે૦ ટેક.
નટવર તારી મૂર્તિ રે નિરખી;
હાંરે હું તો ઘરડુ ભૂલીને થઇ ઘેલી રે. છે૦ ૧
મગન થઇ રે હું તો મારગ માંહીં;
હાંરે મહી મટુકી ઉપાડીને ઉભેલી રે. છે૦ ૨
સુધ વિસરી રે મને કાંઈ નવ સુઝે;
હાંરે જાણું ચિત્રામણમાંહીં લખેલી રે. છે૦ ૩
બ્રહ્માનંદ કહે તમને રે મળતાં;
હાંરે અલબેલા થઇ છું અલબેલી રે. છો૦ ૪

### પદ ૧૭૩૨ મું–રાગ ખમાચ ચોતાલ.

એરી ચલ દેખ લાલ મતવાળો, મોરલી બજાવે;
ગાવે નિકિ તાન. એરી૦ ટેક.
સુંદર શ્યામ શરીર ઠાડો જમુનાકે તીર;
ભ્રૂહનકે કબાન કીને નેન બાન. એ૦ ૧
નન્દકે કિશોર જોર ચદનકી કીને ખોર;
સાંજ ભોર દાની હોય માંગત દાન એ૦ ૨
બલિહારી બ્રહ્માનંદ છબી પ્યારી વ્રજચંદ;
કુંવર રંગીલે રંગભીને કહાન. એ૦ ૩

### પદ ૧૭૩૩ મું.

શ્યામ તેરે બંકે નેન, બંકી પાઘ નવલ કલગી
બંકી સોહે શીશ. શ્યા૦ ટેક.
બંકી મુખકુંકી બાની, ચિતવની બકી જાની;
કુલનકે બંકે તોરે અજબ શીશ. શ્યા૦ ૧

* "છાઈ મોહન વેલી રે, છેલા તારા છોગલીયામાં છાઈ મોહ નવેલી" ઇતિ પાઠાન્તર.

બંકેહી કુંડલ કાન બંકી બંકી ગાવે તાન;
બંકે બંકે સખા સંગ લીને દશ વીશ. શ્યા૦ ૨
બ્રહ્માનંદ બંકી પ્રીત બંકો સુધો હોત ચિત્ત;
બંકે બંકે કંસાદિક ડારે ખીશ. શ્યા૦ ૩

પદ ૧૭૩૪ મું.

માઈ તેરો કહાન કારો, મોરી રાધા નવલ
કિશોરી ગોરી રૂપ ગાત. મા૦ ટેક.
તેરો કહાન બન જાવે, ગૈયાં ચરાય લાવે;
મોરી રાધા સકુમારી કહું ન જાત. મા૦ ૧
તેરો કહાન કરે ચોરી, શીલબંતી રાધા મોરી;
જશોમતિ સંગ કહે કલાવતી બાત. મા૦ ૨
એસી એસી સુની બાની પ્રીતમકે મનમાની;
બ્રહ્માનન્દ એહી છબી કહી ન જાત. મા૦ ૩

પદ ૧૭૩૫ મું.

દેખો માઈ કહાન તેરો, આજ મોય જમુનાકે
તટ આય દેત ગારી. દેખો૦ ટેક.
ભરન ગઇ મેં નીર, તહાં ઠાડો બલવીર;
ઝગરત મેરો ચીર ડાર્યો ફારી. દે૦ ૧
બોલત હે જેસેં તેસે ગોકુલમેં વસે કેસેં;
બરજ બરજ અબ રહી મેં તો હારી. દે૦ ૨
બ્રહ્માનન્દહુકો છેલ ડોલત હે મેરી ગેલ;
આયકે પોકારે એસે વ્રજનારી. દે૦ ૩

પદ ૧૭૩૬ મું-રાગ મલાર ચોતાલ.

આલીરી સાવન આયો મો મન ભાયો, મોહન આએ સુખદાની. આ૦ ૧
ઘટા ઝુકી ચહુ ઓર કરત દાદુર જોર, મોર નવલ નૃત ઠાંની. આ૦ ૨
ઝીની ઝીની બુંદન બાદર બરસત બન, ફુલે દ્રુમવેલી અતી લપટાની. આ૦ ૩
બ્રહ્માનંદહુકે નાથ હેતે ગ્રહ્યો મેરો હાથ, બોલત અમૃત બાની. આ૦ ૪

પદ ૧૭૩૭ મું.

હેલીરી બાદર બરસત બીજરી ચમકત, ગરજત ઘન મતવારો. હે૦ ૧
એહી રુતુ મેરે ઘર આયે જ્યું રસીક વર, મોહન પ્રીતમ પ્યારો. હે૦ ૨
નવલ કસુંબી પાઘ શિરપર રાજત, નીપટ શોભીત નીકો નયન નજારો. હે૦ ૩
બ્રહ્માનંદહુકે મીત અધીક બઢાવત પ્રીત, નાગર નંદદુલારો. હે૦ ૪

## પદ ૧૭૩૮ મું.

માંચરી બાદર ઘુમ આયે દાદુર બોલત, પ્રીતમ બીન ન સુહાવે. માં૦ ૧
અટામે અકીલી હેલી કહો અબ કૈસે કરું, કોકીલ અતીસે ડરાવે. માં૦ ૨
આજકી અંધારી રેન નાય પીયા સુખ દેન, મોરકે મધુરે બેન તનકું સતાવે. માં૦ ૩
બ્રહ્માનદ કહે પ્યારી મેઘ ઘટા દેખી કારી, શ્યામકુ કહા મન ભાવે. માં૦ ૪

## પદ ૧૭૩૯ મું.

મોહન દામની દમકત સાંવન બરસત, એહી ઋત ગમન ન કીજે. મો૦ ૧
ચલીયે ન ગીરધારી ઝુક આઈ ઘટા કારી, પગીઆં કસુંબી રંગ ભીંજે. મો૦ ૨
સાંવન ન કીજે ગુન* પંખીહુ ન ચડે ભુન, નદીઆં ઉમંગી લખી લીજે. મો૦ ૩
બ્રહ્માનંદહુકે છેલ ચલીહું તીહારી ગેલ, જીએકું(?) જીવતદાન દીજે. મો૦ ૪

## પદ ૧૭૪૦ મું-રાગ મલાર.

આઓ વ્રજરાજ પીયારી, મહલ રંગ. આ૦ ટેક.
ઝીણી ઝીણી બુંદન મેહુલારી, બરસે ભયે ડુંગર હરીયારી. મ૦ ૧
આજ અંધીરી રેન, બપૈયા પીયુ પીયુ નામ લીયારી. મ૦ ૨
બાંહ ગ્રહી રંગરેલ બોલાવો, સુંદર કેસરીયારી. મ૦ ૩
બ્રહ્માનન્દકે શ્યામ સોહાગી, ચઇયે ન વીલંબ કીયારી. મ૦ ૪

## પદ ૧૭૪૧ મું.

નવ ઘન શ્યામ ભયેરી, રસીક વર. નવ૦ ટેક.
વીજ સમાન ઝલક પીતાંબર, અંગપર વિલસ રચેરી. ર૦ ૧
દાદુર મોર બપૈયા વ્રહીજન, બોલત શબ્દ નયેરી. ર૦ ૨
વચન બુંદ ઝર વરસ અખંડીત, જન સંતાપ ગયેરી. ર૦ ૩
બ્રહ્માનન્દ શ્યામ સુંદર સંગ, પરમાનંદ લયેરી. ર૦ ૪

## પદ ૧૭૪૨ મું.

શોભીત જોર ભલીરી, પ્રીતમ પ્યારી. શોભી૦ ટેક.
શ્યામા શ્યામ મહલરગ રાજે, ગુજત શીશ અલીરી. પ્રી૦ ૧
મેઘ છબી વ્રજરાજકી મૂર્તિ, રાધે જહી વીજલીરી. પ્રી૦ ૨
મરકત મની ગીરીકેમાંહીં, કેશર ધાર ચલીરી. પ્રી૦ ૩
બ્રહ્માનન્દ જુગલ છબી નિરખત, તન મન પીર ટલીરી. પ્રી૦ ૪

* "શ્રાવણમા ગવન (ગમન) ન કરીએ, (એ ઋતુમા) પંખી પણ ભવન (આકાશ)પર ચહડતા નથી

### પદ ૧૭૪૩ મું.

ધન્ય ધન્ય આજ ઘરીરી, મોહન આયે. ધન્ય૦ ટેક.
પ્રાણ પીયા રંગમહલ પધારે, બાંધી અજબ પઘરીરી. મો૦ ૧
ગહરી ગરજ કરત હે મેહા, ચમક રહી બીજરીરી. મો૦ ૨
ઝીની ઝીની બુંદ પરત રાય આંગન, ભીંજત હે ચુનરીરી. મો૦ ૩
બ્રહ્માનંદ આનંદ ભયો હે, પીય બાંહીયાં પકરીરી. મો૦ ૪

### પદ ૧૭૪૪ મું-રાગ સોરઠ મલાર.

લાગી ખુબ ઝરીરી, સો વ્રજપર લાગી ખુબ ઝરી. ટેક.
કારી કારી ઘટા નિરખત હે પ્યારી, પીય ગલ બાંહ્ય ધરીરી. સો૦ ૧
ઉમંડ ઘુમડ ઘનહુંકે બદરાં, ચહુદીશ આયે ઢરીરી. સો૦ ૨
રસીક શ્યામ સંગ રાધે રસીલી, અતિ ઉમંગ ભરીરી. સો૦ ૩
બ્રહ્માનંદ નવલ પ્રીતમ છબી, દેખત નજર ઠરીરી. સો૦ ૪

### પદ ૧૭૪૫ મું.

ઘન ઝર જોર લગીરી, સો વ્રજપર ઘન ઝર જોર લગી. ટેક.
મેઘ ગરજ સુનકે અતી ગહરી, મોર નચાહુ* જગીરી. સો૦ ૧
રંગ મહલ પ્રીતમસે પ્યારી, હોત ન પળ અલગીરી. સો૦ ૨
ઝારનપર વેલી ઝુક આઇ, વાલપસેં વળગીરી. સો૦ ૩
છબી લખી બ્રહ્માનન્દ પીયાકી, શ્યામ ઘટા ઉમંગીરી. સો૦ ૪

### પદ ૧૭૪૬ મું.

ઝર ઝર મેઘ ઝરેરી, સોવ્રજપર ઝર ઝર મેઘ ઝરે. ટેક.
નીજ આંગન રજનિમેં શ્યામા, બીજરી દેખી ડરેરી. સો૦ ૧
બોલત દાદુર મોર બપૈયા, ઝીની ઝીની બુંદ પરેરી. સો૦ ૨
રસીક શ્યામ મુખ નિરખત રાધે, વ્રહ તન તાપ હરેરી. સો૦ ૩
બ્રહ્માનન્દ નન્દનન્દન સંગ, અતિ આનન્દ કરેરી. સો૦ ૪

### પદ ૧૭૪૭ મું.

બીજરી ચમક રઇરી, સો વ્રજપર બીજરી ચમક રઈ. ટેક.
બહુત રંગ બદરનકી શોભા, દેખત નઈ† જ્યું નઈરી. સો૦ ૧
શ્યામ ઘટા કરી અંબર છાયો, જલ કરી ભોમી છઈરી. સો૦ ૨
પ્રબલ વેગ જલહુકી ધારા, ગિરિવર રહત સઈરી. સો૦ ૩
બ્રહ્માનન્દ પીયા પ્યારીકે, નૌતમ રીઝ ભઈરી. સો૦ ૪

* મોર જાગૃત થઈ નૃત્યુ કરવા લાગ્યા. † નવી ને નવી જ.

### પદ ૧૭૪૮ મું-રાગ મલાર.

તું બરસ બદરિયાં હો નવરંગી, મેહા ઝીની ઝીની બુંદ સોહાઇરી. તું૦ ૧
શ્યામ પીયા રંગ મહલ બીરાજે, ગરજ સુનત હરખાઇરી. તું૦ ૨
હરિ દીની મોકું સુખ બીરિ, મેં હરી ઉર લપટાઇરી. તું૦ ૩
કારી ઘટામેં હી વીજરી જુ ચમકે, દેખીત પીય હુલસાઇરી. તું૦ ૪
બ્રહ્માનંદ આજુકે દીનકી, છબી બરની નહીં જાયરી. તું૦ ૫

### પદ ૧૭૪૯ મું.

છબી દેખ સખીરી શ્યામ ઘટાકી, નીર ઝરત ચહુ ઓરારી. છ૦ ૧
બીજ કરત ચમકાર દીશોદીશ, ગરજત ઘન અતી જોરારી. છ૦ ૨
બપૈયા પીયુ પીયુ મુખ બોલત, કોકીલ કરત કલોરારી. છ૦ ૩
રાગ મલાર આલાપત નીકે, મધુરે મધુરે સ્વર મોરારી. છ૦ ૪
બ્રહ્માનદ આયે મેરે મંદિર, નવ ઘન નંદકિશોરારી. છ૦ ૫

### પદ ૧૭૫૦ મું.

રંગરેલ પીયાકી પાઘ કસુંબી, જલ બરસત કછુ ભીનીરી. ૨૦ ૧
બીજરી જુ ચમકત રેન અધારી, મેઘ ઘટા સજ કીનીરી. રં૦ ૨
બોલત મોર ઝેગોરત દાદુર, કોકીલ ટેર નવીનીરી. રં૦ ૩
ચહુદીશ બાદર લુંબ રહે હે, બુંદ ઝરત અતિ ઝીનીરી. રં૦ ૪
બ્રહ્માનન્દ કહે એહી ઋતુમે, શ્યામ સુરત મોરી લીનીરી. રં૦ ૫

### પદ ૧૭૫૧ મું.

ઝર લાગી સખી આજ રંગ મહલમે, નવ ઘન આયે વનમાલીરી. ઝ૦ ૧
શબ્દ ગભીર નીર ચહુ પાસા, નદી વહત હદ ટાગીરી. ઝ૦ ૨
ઉમંડ ઘુમંડ ઘર બાદર આયે, ઘટા ઝૂકી મતવાલીરી. ઝ૦ ૩
મોર કોકિલા શબ્દ ઉચ્ચારત, ચમકત બીજ ઉતાલીરી. ઝ૦ ૪
બ્રહ્માનદ મીલે મનમોહન, નિરખે ભઈ મે નિહાલીરી. ઝ૦ ૫

### પદ ૧૭૫૨ મું-રાગ મલાર.

તું બરસ બરસ મેહુલા, મેરે ઘર આયે પીયા પ્રીતમ બનમારીરી. તું૦ ટેક.
ગરજ જોર સુની મોર આલાપત, કોકીલા બોલ બેન અતિ સુખકારીરી. તું૦ ૧
બીજકો પ્રકાશ મોકું કરત ઉલ્લાસ ઉર, કારી કારી ઘટા તેરી લાગત અતિ પ્યારીરી. તું૦ ૨
મીલે પીયા નવરંગ પુલી મેં તો અંગોઅંગ, શ્યામ સુંદર સંગ ભયો સુખ ભારીરી. તું૦ ૩
બ્રહ્માનંદહુકે શ્યામ ચલ આયે મેરે ધામ, આજકે દીવસકી જાવત બલિહારીરી. તું૦ ૪

### પદ ૧૭૫૩ મું.

માઈ નવલ પ્રીતમ મેરા, બરસત બદરા મેહેલ મેરે આયેરી. મા૦ ટેક.
નવલ બરસ મેહુ નવલ પીયાકો નેહુ, નવલ અટારીમેં નવલ રંગ છાંયેરી. મા૦ ૧
નવલ કસુંબી પાઘ નવલ આલાપે રાગ, નવલ કલંગી તોરા શીશ લટકાયેરી. મા૦ ૨
નવલ ચમકે વીજ નવલ હોવત રીઝ, નવલ વિહારી બ્રહ્માનંદ મન ભાયેરી. મા૦ ૩

### પદ ૧૭૫૪ મું.

આલી નિરખ નિરખ છબી, અજબ મેઘ બને પ્રીતમ પ્યારારી. આ૦ ટેક.
શ્યામ ઘટા તન શ્યામ અનોપમ, પીત બસન સૌદામિની અનુસારારી. આ૦ ૧
તરસીત જન અવનીકે ઉપર, વચનામૃત વરસત જલ ધારારી. આ૦ ૨
મુક્ત માલ ઉરવીચ પ્રલંબીત, બગ મંડળ માનુ પક્તી પ્રસારારી. આ૦ ૩
બ્રહ્માનંદહુકે મીત રાજે નવ ઘન રીત, વિરહી બપૈયાકે જિવાવન હારારી. આ૦ ૪

### પદ ૧૭૫૫ મું.

જલ બરસ બદરીયાં તું, રંગમોહોલ આયે નવલ શ્યામરી. જ૦ ટેક.
ચમક ચમક બીજ પીયા મન હોત રીઝ, ગરજ ગરજ ઘન મ કર બીરાંમરી.* જ૦ ૧
બોલ બોલ ગુણવંત બપૈયા, લે મેરા પીયા જુકો અખંડ નામરી. જ૦ ૨
ભર સાવન આયે હરિ મન ભાવન, સુફળ ભઈ મેરે મનકી હામરી. જ૦ ૩
બ્રહ્માનંદ મદનમોહન છબી, દેખી લજીત ભયે કોટી કામરી. જ૦ ૪

### પદ ૧૭૫૬ મું–રાગ સોરઠ.

જાવા નૈ દેસાંજી નદકુમાર, જાવા નૈ દેસાંજી નંદકુમાર;
માંને થારાં દરસનરો છે અતિ પ્યાર. જા૦ ટેક.
થારે વીના મેં કીણ વીધ જીવાં, ચતુર પીયા હો મારા પ્રાણ આધાર. જા૦ ૧
હાલુ હાલુ કાંઈ કરો છો વારી, શ્યામલીયાજી સરદાર;
રસીયા થાને રોકસાં ઠાલી, કાંઈ કરાવો છોજી થે મનુવાર. જા૦ ૨
સાથીડાને જીમાડસાંજી, ઘૃત સાકર મેવા સાર;
ઘોડલાંને ઘી દેવાડસાંજી, રુડી રાતબ નીલી નીલી સુંદર ચાર. જા૦ ૩
જો મારો બરજ્યો નહિ કરો, પીયા તો મારો ઓર વીચાર.
બ્રહ્માનંદરા નાથજી વારી, આસાંમે થાકી સાયબા ઘુમર લાર. જા૦ ૪

### પદ ૧૭૫૭ મું.

મારે મોહોલે આજોજી નંદકિશોર, મારે મોહોલે આજોજી નંદકિશોર;
હાંજી મારો મનડો દોડે છે થાંકો ઓર. મા૦ ટેક.
મનમોહન મનડે વસીજી, થારી ઉપરણીરી ઝેણી જરકસી કોર મા૦ ૧

* વિલંબ મા કર.

ડુંગરીયા હરીયા હુવા વારી, મધુરા બોલે છે મોર;
રંગ ભીનાજી રજની માંઈ થારી, ઓલુ આવે છે રસીયા વર જોર. મા૦ ૨
મનડો મારો મોહીને રચ્યો છે, ઢોલા જોઇ તારો તનડો ગોર;
સુખરાસાગર શ્યામલાજી વારી, લગ્ની લાગી છે મારી થાશું નીશ ભોર.મા૦ ૩
નટવરજી થાંને નિરખસાં વારી, જણુ વીધી ચંદ ચકોર;
બ્રહ્માનદરા નાથજી હો છેલા, છોજી લાડીલા મારી જીવન દોર. મા૦ ૪

પદ ૧૭૫૮ મું.

મારે મોહોલે આજોજી વ્રજરાવ, મારે મોહોલે આજોજી વ્રજરાવ;
મારે થાંસું મલણુ તણો છે અતી ભાવ. મા૦ ટેક
હાજર રેસાં મે હજુરમેજી પીયા, પ્રેમે પખાલાં રાવલા સુંદર પાવ. મા૦ ૧
જામા જરકસી પેહેરીજે સાયબા, કીજે અજબ બણાવ;
પ્યારી સોનેરી બાંધો પાઘડીજી, વારી કેશરીયાજી રંગમે ગરકાવ. મા૦ ૨
સેજ બીછાઈ મે ફુલડાંસું, અતરરાજી છડકાવ;
મોહન થાશું મીલણુરોજી, મારે અતરસું છે અતિ નવલ ઉછાવ મા૦ ૩
ચરણુ કમલ નહિ છાંડસાં, કેદી હમારો ઠહરાવ;
પાર નીભાજો પ્રીતડીજી વારી, બ્રહ્માનંદરા છેલા નટવર નાવ. મા૦ ૪

પદ ૧૭૫૯ મું.

લાગી હો વિહારીજી થાસું પ્રીત, લાગી હો વિહારીજી થાસું પ્રીત;
હાંજી કાંઇ કમલ ભમરરી રીત. લા૦ ટેક.
જો થે દૂર રહો મન પ્યારા, તો તલખે છે નટવર મારો ચિત્ત. લા૦ ૧
જણુ વેળા થે જાદવા છેલા, ગાવો છો મધુરાં ગીત;
તણુ વેળા સુર તોય સુણીને, વ્હેછે* કેશરીઆ મારુ ચિત્ત લિખીત. લા૦ ૨
નમણી સુંદર નાસિકા પીયા, સુંદર મુખ શોભીત;
નવલ પ્રીતમ રાખું નેણુમેંજી, થાંને મનમોહન મારા નટવર મીત. લા૦ ૩
એક ઘડી અલગા રહો તો, સાયબા સો ઘડી જુગ સમ વીત;
બ્રહ્માનંદ વસી ઉર અંતર, મૂર્તિ સલુણી ઝીંણી પાઘ સહીત. લા૦ ૪

પદ ૧૭૬૦ મું–રાગ સોરઠ.

નટવર નાગર નંદના, મારી તમસું લાગી પ્રીત,
વેણુ અલોકીક વાઇને રે, ચોરી ગયા છો ચીત. ન૦ ૧
સુતાં બેઠાં જાગ્રત સ્વપનમાં, મારે બાંધેલ તમશું બેલ;
એક ઘડી અળગા મ થાશો, રૂપનિધિ રંગ રેલ. ન૦ ૨

---

* બને છે

મીઠી લાવણ્યતા અતિ મુખની, વળી વહાલાં લાગે વેણુ;
મહા મનોહર મૂર્તિ તારી, નિરખી હરખે નેણુ. ન૦ ૩
ચંગી પેહેર રંગીલી આંખડી, વળી ગજ કેરી ગતી ચાલ;
લટકે તારે મન લોભાણું, લટકાળા નંદલાલ. ન૦ ૪
બાજુબંધ અમુલખ બેરખા, ને હેમ કડા નંગ હાથ;
એ છબી નેણુનાં અગ્રથી, હું તો નહિ જાવા દઉં નાથ. ન૦ ૫
મોહન જોતાં તારુ મુખડું, મારુ દુઃખડું જાયે છે દૂર;
અલબેલા દીન રેણુ અમારે, રેજો નેણુ હજુર. ન૦ ૬
બેહદ શીશ કલંગી વંકડી, વળી પાઘ જરી શીર પેચ;
એ છબી બ્રહ્માનન્દને અતરે, રહેજો ધ્યાન હમેશ. ન૦ ૭

## પદ ૧૭૬૧ મું.

કામણગારા પ્યારા કહાનજી, એવાં કામણ કીધાં કોય;
દીઠાથી સુખ ઉપજે દીલમાં, વીન દીઠે દુઃખ હોય. કા૦ ૧
ઘરનો ધંધો દીઠો ન ગમે, મારે હાથ ન લાગે કામ;
ભાંમો લગાડયો ભુધરા મુને, જોયાનો સર્વ જામ. કા૦ ૨
મે તો લાજ તજી આ લોકની, હવે છેડો નાખ્યો શીશ;
શ્યામ મનોહર તમ સંગાથે, જોડ બની જગદીશ. કા૦ ૩
પેહેલી પ્રીત કરી રસ પાઇને, મુને કીધી ઘેલી કહાન;
કામ શું છે મારે કોઇનું, એક તમસું લાગી તાન. કા૦ ૪
જાદવ લટકાં તારાં જોઇને, મારુ મોહી રહ્યું છે મન;
એક ઘડી અલગા થાઓ તો, તાપે દાઝે તન. કા૦ ૫
વાઇ વેણુ અચાનક વિઠ્ઠલા, તેણે ચોરી લીધું ચિત્ત;
શ્યામ સનેહી શામળા રે, પાર નીભાવો પ્રીત. કા૦ ૬
એવાં કામણ તારાં કહાનજી, મન વાણી રહીત વીચાર;
બ્રહ્માનંદ કહે શીવ વિરંચી, કોઇ લહે નહીં પાર. કા૦ ૭

## પદ ૧૭૬૨ મું-રાગ સામેરી.

કામણીયાં રે કાંઈ કુબજા જાણે, કહાનકુંવર વશ કીધા, રાજ ક૦ ૧
કહાનકુંવર વશ કીધા મારી બેની, વેચાતા કરી લીધા, રાજ ક૦ ૨
વેચાતા કરી લીધા મારી બેની, બાંધ્યા ધાગે કાચે, રાજ ક૦ ૩
બાંધ્યા ધાગે કાચે મારી બેની, જ્યમ નચવે તેમ નાચે, રાજ ક૦ ૪
જયમ નચવે તેમ નાચે મારી બેની, બોલાવે તેમ બોલે, રાજ ક૦ ૫

બોલાવે તેમ બોલે મારી બેની, થેઇ થેઇ કરતા ડોલે, રાજ ક૦ ૬
થેઇ થેઈ કરતા ડોલે મારી બેની, હાંજી હાંજી કહીને, રાજ ક૦ ૭
હાંજી હાંજી કહીને મારી બેની, વરતે સુધા થઇને, રાજ ક૦ ૮
વરતે સુધા થઇને મારી બેની, મનમાં ડરતા ડરતા, રાજ ક૦ ૯
મનમાં ડરતા ડરતા મારી બેની, કેડે કેડે ફરતા, રાજ ક૦ ૧૦
કેડે કેડે ફરતા મારી બેની, આઠ પોર ઓશીયાળા, રાજ ક૦ ૧૧
આઠ પોર ઓશીયાળા મારી બેની, એની જ ફેરે માળા, રાજ ક૦ ૧૨
એની જ ફેરે માળા મારી બેની, તોયે એ હુકમ ચલાવે, રાજ ક૦ ૧૩
તોયે એ હુકમ ચલાવે મારી બેની, સર્વે કામ કરાવે, રાજ ક૦ ૧૪
સર્વે કામ કરાવે મારી બેની, નીમખ ન મેલે ન્યારો, રાજ ક૦ ૧૫
નીમખ ન મેલે ન્યારો મારી બેની, બ્રહ્માનન્દનો પ્યારો, રાજ ક૦ ૧૬

પદ ૧૭૬૩ મું–રાગ સામેરી.

હેલી મારે વાલીડે રે કહાન, વજાડી રે રંગભરજી વાંસળી રે; માણા રે રાજ;
પ્યારી બોલે રે વાંસળી. ટેક.
માવે વજાડી હોજી મોરલી રે, રંગ ભીને વ્રજરાજ,
શબ્દ સુણીને હોજી સુંદરી રે, ભૂલી સર્વે ઘરડાનું કાજ રે. હે૦ ૧
બેહદ વાગી હોજી વાંસલી રે, તીખી જો નૌતમ તાન;
ચૌદ ભુવન ધુન હોજી સાંભળીરે, છુટયુ જો શકર કેરુ ધ્યાન રે. હે૦ ૨
મન માંહે હરખી હોજી માનની રે, રંગભર ગળતી રે રેણુ;
બ્રહ્માનન્દને હોજી વાલમે રે, વાઇ રે અલોકીક વેણુ રે. હે૦ ૩

પદ ૧૭૬૪ મું.

ઓરા આવો કોડીલા રે કહાન, રંગીલારે નટવર હોજી નાવજી રે, વારી રે નાથ
વહાલી લાગે રે વાતડી. ટેક.
વાલમ કરીયે હોજી વાતડી રે, અલબેલા રે એકાંત,
ભોજન આપું હોજી ભાવથી રે, પૂરું મારા મનડાંની ખાંત રે. ઓ૦
વારે વારે જોઉ છું હોજી વાટડી રે, અતિ હરખે કરી આજ;
પુલે તો બીછાઈ હોજી સેજડી રે, કહાનકુંવર તમ કાજ રે. ઓ૦
મન રે લોભાણું હોજી માહરુ રે, શ્યામસોહાગી તમ સંગ;
બ્રહ્માનંદના હોજી વાલમા રે, રસિક સલુણા નવરંગ રે. ઓ૦

પદ ૧૭૬૫ મું.

વારી જાઉ રસીયારે, શ્યામ સોહાગીરે મનોહર હોજી માવજીરે, પ્યારા રે લાલ
ઓળું આવે રે રાજના. ટેક.

નવલ રસીલી હોજી મૂર્તિ રે, વહાલા વહાલાં મુખડાનાં વેણ;
શ્યામ સનેહી હોજી શ્યામળા રે, નિરખીને હરખે છે નેણ રે. વા૦ ૧
બાહે રે બાજુબંધ હોજી બેરખા રે, ગળે પેહેરી પુલડાંના હાર;
લટકાં રે કરતા હોજી લાલજી રે, છોજી મારા પ્રાણ આધાર રે. વા૦ ૨
જનમ સંઘાતી હોજી જાદવા રે, જાણો સર્વે રસકેરી રીત;
બ્રહ્માનંદ જાય નીત હોજી વારણેરે, છેલાજી લોભાણું મારુ ચિત્તરે. વા૦ ૩

પદ ૧૭૬૬ મું.

લાગી મુંને આંખડલીની ચોટ, અટારીરે ઘાયલ હોજી કીધલી રે, માંણા રે રાજ;
ચિત્ત ચોર્યું રે શ્યામળે. ટેક૦
સર્વે સૈયરના હોજી સંગમાં રે, ગઈતી હું ભરવાને નીર;
ડોલરીયે રે મુને હોજી દીઠડી રે, જમુનાજીને રે તીર રે. લા૦ ૧
અજબ અલોકીક હોજી આંખડી રે, જાદવ મારી જોર;
મન રે વેધાણું હોજી માહેરુ રે, કાળજ નાંખ્યું છે કોર રે. લા૦ ૨
હેરી રે મુને હોજી હેતમાં રે, વાલીડે ભીને વાને;
બ્રહ્માનંદ કહે વશ હોજી કીધલીરે, કાજુ કાજુ નેણુંવાળે કહાનરે. લા૦ ૩

પદ ૧૭૬૭ મું–રાગ સામેરી.

વાઓ વાઓરે મીઠડી મોરલડી કહાનુડા, તીખી તાનમેરે રાજ. તી૦ ૧
જમુનાને તટ જાદવા, તમે વાઈ શ્યામ સુજાણ;
મોહન તારી મોરલી રે, મારાં હરીયેલ મન ને પ્રાણ. તી૦ ૨
દીલડું ઘાયલ થઈ ગયું રે, મુને કાંઈ ન સુઝે કામ;
અતી અણીઆળી તારી આંખડલીરે, મુંને ચોટ લગાડેલ શ્યામ. તી૦ ૩
સાંભળતાં સુધ વીસરી રે, મારુ હૈડું ન રહ્યું હાથ;
હું વારી તુજ ઉપરે રે, વહાલા બ્રહ્માનન્દના નાથ. તી૦ ૪

પદ ૧૭૬૮ મું.

મોહી મોહીરે માણીગર મોલીડે લટકાળા, પ્યારા લાલજી રાજ. પ્યા૦ ૧
માણીગર તારે મોલીયે રે, મુને ખુબ લગાડેલ ખાંત;
નટનાગર નિરખ્યા વીના રે, મારે નાવે મન નીરાંત. પ્યા૦ ૨
બાજુ કાજુ બાંધીયા રે, તેના શા કરુરે વખાણ;
ગરક થઇ તારા ગીતમે રે, મારા ડોલરીયા દીવાન. પ્યા૦ ૩
તાણો છો ચિત્ત તાનમાં રે, તમે જાણો રસની રીત;
બ્રહ્માનન્દના વાલમા રે, મારે તમથી લાગેલ પ્રીત. પ્યા૦ ૪

### પદ ૧૭૬૯ મું.

થઈથઈરે ઘાયલ મારગડામાં મોહનની, લાગી આંખડી રાજ. લા૦ ૧
ચીત્રામણ સરખી થઇ રે હું તો, જાદવ મૂર્તિ જોઈ;
માવા આડી મીટમેં રે, મુને પ્રીતમ લીધી પ્રોઈ. લા૦ ૨
લાગંતા પગ લડથડ્યો રે, તો ધરણી પડી અકલાઈ;
મોહન તારી મૂર્તિ રે, મારે ચોંટી ચીત્તડા માંહી. લા૦ ૩
જલ ભરવું ભૂલી ગઈ રે, ભૂલી સૈયરુ કેરો નોર;
બ્રહ્માનન્દના વાલમા, તારાં લોચન તીખાં જોર. લા૦ ૪

### પદ ૧૭૭૦ મું.

રહો રહોરે રસીયાજી રાતડલી રંગ ભીના, મારા મોહોલમાં રાજ. મા૦ ૧
હશી બોલાવો હેતમાં રે, તમે છોગાળા વ્રજચંદ;
પ્યારા સેજ પધારીએ રે, વારી રૂપાળા રાજંદ. મા૦ ૨
સેજ બીછાઈ ફુલડે રે, કીધી દીપક કેરી જોત;
રંગની વાળો રેલડી મારા, ડોલરીઆ દેશોત. મા૦ ૩
ભોજન નવલી ભાતનાં રે, કીધાં કહાનકુંવર તમ કાજ;
બ્રહ્માનન્દના વાલમા રે, આવી મેહેર કરોને મહારાજ. મા૦ ૪

### પદ ૧૭૭૧ મું-રાગ સામેરી.

મોહનરે મોહી તારે લટકે, મોહી તારે લટકે મોલીડાને ચટકે. મો૦
લટકે તારે મારુ મનડું લોભાણું, લટકેથી વેણુ વજાવ. મો૦ ૧
લટકાં તારાં અતી પ્યારાં રે લાગે, મીઠડા બોલા માવ. મો૦ ૨
વણુ રે દીઠે ઉર દુઃખડુ વધે છે, દીઠાથી સુખડું થાય. મો૦ ૩
લટકાળા મન મોહન તારુ, મુખ મેલ્યું નવ જાય. મો૦ ૪
રસીક સલુણા તારુ રૂપ અલોકીક, નિરખીને થઇ છું નિહાલ. મો૦ ૫
બ્રહ્માનન્દના નાથ રંગીલા, લટકાળા નંદલાલ. મો૦ ૬

### પદ ૧૭૭૨ મું.

વેંધાણી રે વહાલાની વાંસળીયે, વહાલાની વાંસળીયે મોહનજીને મળીયે. વે૦
રાસ રમ્યા સારુ વનમાં તેડાવ્યાં, શરદ પુનમની રેણ. વ૦ ૧
નૌતમ રાગ આલાપીને નટવર, બેહદ વજાડી વેણ. વ૦ ૨
મોરલી સુંણી મારુ મનડું લોભાણું, સુરત લાગી એક તાન. વ૦ ૩
આતુર થઈ હું તો ઝબકીને ઉઠી, ભૂલી રે ભોજન પાન. વ૦ ૪
મોહન કાજ લીધો મારે માથે, લોકતણો અપવાદ. વ૦ ૫
બ્રહ્માનંદ કહે ઘાયલ થઈ છું, મોરલડીને નાદ. વ૦ ૬

પદ ૧૭૭૩ મું.

ચાલો રે પ્રીતમજીની પાસે, પ્રીતમજીની પાસે જો રમવાને રાસે. ચા૦
જમુનાને તીર જદુપતી વહાલો, મોરલી મનોહર વાય. પ્રી૦ ૧
અંતર ધીર રહી નહી મારે, મનડું સુંણી લલચાય. પ્રી૦ ૨
ઘરડાનો ધંધો હાથ ન લાગે, રટના લાગી એક તાર. પ્રી૦ ૩
પાવન નેણ કરીશું રે સજની, નિરખીને નંદકુમાર. પ્રી૦ ૪
ગજગતી ચાલ અલોકીક એની, જોઇને ચોરાણું ચિત્ત. પ્રી૦ ૫
બ્રહ્માનન્દના નાથ સંગાથે, પૂરણ લાગી પ્રીત. પ્રી૦ ૬

પદ ૧૭૭૪ મું.

જાઇશ રે શ્યામળીયાની સાથે, શ્યામળીયાની સાથે છેડો નાખ્યો માથે. જા૦
નંદના નંદનથી નેડો રે બંધાણો, એ વીના મન અકુલાય. શ્યા૦ ૧
જગના જીવનને ન દેખું રે જ્યારે, જુગતુલ્ય રજની જાય. શ્યા૦ ૨
કહાનકુંવર સાથે પ્રીત કરીને, અરપી દીધું મે તો અંગ. શ્યા૦ ૩
મસ્તક જાતાં પડે નહીં મોળો, રસીક સલુણાનો રંગ. શ્યા૦ ૪
લોકતણી મરજાદ તજી મેં તો, શું કરશે સંસાર. શ્યા૦ ૫
બ્રહ્માનન્દનો નાથ રંગીલો, નયનતણો શણગાર. શ્યા૦ ૬

પદ ૧૭૭૫ મું-રાગ સામેરી.

સખી નાવલીયો નવરંગ, અમથી રીસાણાંરે;
ઓલી સોકડલીને સંગ, ભુધર ભરમાણા રે. ટેક.
અમ સાથે નવ રાખતા રે, અંતર એક લગાર;
ભુધરને ભરમાવીયા કોઇક, કામણગારી નાર. અ૦ ૧
હસતા રમતા હેતમાં રે, મળતાં દેતા માન;
લેઇ એકાંતે લાલના કોઈ, કામણે ભરીયા કાન. અ૦ ૨
બહુ હેતે બોલાવતા રે, રંગભીનો રસ રીત;
બ્રહ્માનન્દને વાલમે હવે, પર ઘર જોડી છે પ્રીત. અ૦ ૩

પદ ૧૭૭૬ મું.

બેની રસીયો ભરાણો રે રોષ, જઈને મનાવો રે;
કાંઈ નથીરે અમારો દોષ, કંઇ સમજાવો રે. ટેક.
પીયુડે અમને પરહર્યાં રે, કુંણ જાણે શા કાજ;
વાલમના વીજોગથી મારે, દીલડામાં થાય છે દાઝ. જઈ૦ ૧
જે માગે તે આપશું રે, કેહેશે તે કરશું ટેલ;
જેમ તેમ કરીને મેળવો, મુને છોગા તે વાળો છેલ. જઈ૦ ૨

સુખ ન આવે સેજડી રે, જુગતુલ્ય રજની જાય;
બ્રહ્માનન્દના વહાલા વીના મુને, મંદિર ખાવા ધાય. જઈ૦ ૩

### પદ ૧૭૭૭ મું.

સખી શ્યામળીયે અમ સાથ, અબોલા લીધા રે;
વહાલો નિરમોહીડો મારો નાથ, કુબ્જે વશ કીધા રે. ટેક.
માયા લગાડી મોરથી રે, છળીએ દીધો છેહ;
અમને મેલ્યાં ઉભલાં, જાઇ નવલા તે કીધા નેહ. અ૦ ૧
આંટી રાખે છે અંતરે રે, શ્યામળીયો અમ સગ;
જુનાં જાણી પરહર્યાં, વહાલો રાચ્યા તે નવલે રગ. અ૦ ૨
વહાલે વીસારી મેલીયાં રે, શું રે જીંવ્યાનુ સુખ;
બ્રહ્માનંદ બ્રહ્માંડમાં બીજું, નહી રે એ જેવું દુઃખ. અ૦ ૩

### પદ ૧૭૭૮ મું.

તમે મોટા છોજી મહારાજ, હશી મુખ બોલો રે;
હવે રોષ તજો વ્રજરાજ, અંતર ખોલો રે. ટેક.
અક્ષરના છો આત્મા રે, અનંત ભુવનના ઈશ;
ન ઘટે તમને નાથજી એવી, રાંકુને ઉપર રીશ. હ૦ ૧
જેવાં તેવાં રાજનાં રે, અમને તમારી આશ;
રસીયાજી નવ રીજીયે* વારી, અમ સાથે ઉદાસ. હ૦ ૨
રમો હસો રંગ રીતમાં રે, ચિત્ત ધરો ઉછાવ;
બ્રહ્માનદના વાલમા તમે, દીલડાના દરીયાવ. હ૦ ૩

### પદ ૧૭૭૯ મું-રાગ વેરાડી.

વહાલી મુંને લાગે વહાલા તારી વાતડી રે, ઠરે છે છાતડી રે. ટેક.
બાંહ્યે બાજુ વળી, તીલ ને ત્રાજુ ગાલમાં રે;
મારુ મનડું પામ્યું મોહ, તારી ચાલમાં રે. વ૦ ૧
મુખની જ્યોતિ લલકે, મોતી કાનમાં રે;
જોઈ થઈ ગુલતાન, તારા વાનમાં રે. વ૦ ૨
વાઓ છો હેરી મોરલી, ગેરી રાગમાં રે;
ચિત્ત ચોરાણું છેલ, પેચાળી પાઘમાં રે. વ૦ ૩
અતી પ્યારી વસી મૂર્તિ, તારી ચિત્તમાં રે;
બ્રહ્માનંદના નાથ મોહી, તારા ગીતમાં રે. વ૦ ૪

---

* રહીએ રે.

## પદ ૧૭૮૦ મું.

મોરલી વજાડી વહાલે મન લીધલાંરે, કામણુ કીધલાં રે. ટેક.

ઓચીંતી અધરાત, વાગી વાંસળી રે;
સુણતાં ભુલી શુદ્ધ, ઘાયલ થઇ ઢળી રે. મો૦ ૧
કુણુ જાણે જે શુંયે કર્યું, બીજું કાંઇ ન સુઝે રે;
પ્રહનો લાગો ઘાવ, તે તો કેમ રુઝે રે. મો૦ ૨
મોરલી માંહી મંત્ર ભણ્યા, ભાવથી રે;
ચિત્તમાં લાગી ચોટ, મોહ્યું માવથી રે. મો૦ ૩
દોહવી ભૂલી ગાય, દુધની દોહની રે;
બ્રહ્માનંદને નાથ, નાખી મોહની રે. મો૦ ૪

## પદ ૧૭૮૧ મું.

મન મારુ મોહ્યું વહાલા તારા વાનમાં રે, મોરલીની તાનમાં રે. ટેક.

લટકાં તારાં લાલ, સુંદર હાથનાં રે;
ચિત્ત થયાં ચકચૂર, ગોપીજન સાથનાં રે. મ૦ ૧
શું કહું હું શ્યામ, શોભા નેણુની રે;
મીઠી લાગે માવ, વાલપ વેણુની રે. મ૦ ૨
ફુલડાં કેરા હાર, હિયે હીંડળે રે;
છોગલાં જોઈ છેલ, મન મુનિવરનાં ચળે રે. મ૦ ૩
દીલડાંના દરીયાવ, સુંદર શ્યામળા રે;
બ્રહ્માનંદના નાથ, આવો ઉતાવળા રે. મ૦ ૪

## પદ ૧૭૮૨ મું.

ઉધાજી કેહેજો સંદેશો શ્યામને રે, પુરો આવી હામને રે. ટેક.

કઠણુ થયા કેમ કહાન, મથુરા જાઈને રે;
મોટા કીધા માવ, ગોરસ પાઈને રે. ઉ૦ ૧
વહાલપણુાની વાત, વાલમ વીસર્યા રે;
મથુરામાં મોરાર, નવા નેહ કર્યા રે. ઉ૦ ૨
સુધ ભુલ્યા તમે શ્યામ, ગોકુલ ગામની રે;
ભલી મળી ભાવીક, કુબજા કામની રે. ઉ૦ ૩
વ્રજવાસીને નાથ, ચિત્ત ન આણીયાં રે;
બ્રહ્માનંદના નાથ, તમને જાણીયા રે. ઉ૦ ૪

## પદ ૧૭૮૩ મું–રાગ વેરાડી.

ક્હોને આજ તમે ક્યાં હતા રે, દીસે નેણે નીદ્ર ખુમારી રે,
મરમાળાજી રે;
સાચું ક્હોને મારા શ્યામ કહાનુડા, વંશીવાળાજી રે. ટેક.
ભુધર તમને ભોળવ્યા રે, એવી કુણ મળી ધૂતારી રે. મ૦ ૧
લડથડતાં પગલાં ભરો, વહાલા આળસ ઝાઝું અંગે રે. મ૦ ૨
લોભાણા રે તમે લાલજી રે, વારી શ્યામળીયા કે સંગે રે. મ૦ ૩
કુંણે એવા તમને વશ કર્યા રે, તેણે બીતા બીતા બોલો રે. મ૦ ૪
બ્રહ્માનંદના વાલમા રે, પ્યારા અમશું અતર ખોલો રે. મ૦ ૫

## પદ ૧૭૮૪ મું.

ક્યાંથી આવ્યા તમે કહાનજી રે, મારા ગુણવંતા ગીરધારી રે,
પ્રીતમ પ્યારાજી રે;
એકલડા રે અલબેલ ડોલરીયા, નંદદુલારાજી રે. ટેક.
છેલ તમારી ચાલમાં રે, અમને ભરમ પડે છે ભારી રે. પ્રી૦ ૧
જેમ થયું તેમ જાદવા રે, સાચુ કોને શ્યામ સુહાગી રે. પ્રી૦ ૨
અમને તે એમ જણાય છે રે, તમે રજની ક્યાંઇક જાગી રે. પ્રી૦ ૩
કાજળ રેખ કપોલમાં રે, રુડી લાગે છે રૂપાળી રે. પ્રી૦ ૪
બ્રહ્માનન્દના વાલમા રે, આજ આવ્યા છો રંગ ઢાળી રે. પ્રી૦ ૫

## પદ ૧૭૮૫ મું.

માવ પડી રહી મોજડી રે વહાલા, આવા ક્યાં અકળાણા રે,
કુંજવિહારીજી રે;
બીક સહીત મારા નાથ, શ્યામળીયા ચાલ તમારીજી રે. ટેક.
વાંસે ફરીને જોતા વાલમા રે, તમે આવો છો ઉજાણા રે. કુ૦ ૧
કેને ઘર જાઇ કહાનજી રે, આવ્યા પીતાંબર વિસારી રે. કું૦ ૨
નવલ રંગીલી મારા નાથજી રે, અંગ સાડી ક્યાંથી ધારી રે. કું૦ ૩
શૂર થઇને તમે છેલવર, આવા બીહ્યો શું બહુ નામી રે. કું૦ ૪
બ્રહ્માનન્દના વાલમા રે, સમા રહીયે અંતર જામી રે. કું૦ ૫

## પદ ૧૭૮૬ મું.

ગિરિધર ગોકુલ ગામમાં, સરવે રેહે છે લોક ઠગારાં રે,
ક્યાંઈ ન જાયેજી રે;
લેરખડા રે નન્દલાલ અતિશે, છેલ ન થાયેજી રે. ટેક.
અતરમાં રે ઉંડાં ઘણાં રે, બહારે બોલો મુખથી સારાં રે. ક્યાં૦ ૧

કાંઇક કામરુ દેશની રે વહાલા, વિદ્યા વ્રજમાં આવી રે. ક્યાં૦ ૨
જો જો તમને રાખશે રે, કોઇક ભુધર ભરમાવી રે. ક્યાં૦ ૩
અમ જેવાંને ઘરે આવતાં રે, મનમાં બીક ન ધરશો બળીયા રે. ક્યાં૦ ૪
બ્રહ્માનન્દ કહે માનજો રે, વારી શીખામણ શ્યામળીયા રે. ક્યાં૦ ૫

પદ ૧૭૮૭ મું–રાગ મેવાડો.

મોરલીમાં મોહી છું વારી, 'ધીરી ધીરી વાજો હો,' માણીગર માવા;
મીઠીને બોલે છે હો તારી રે, મોરલીજી હો, માણીગર માવા. ટેક.
ભણુક પડી છે મારે કહાનજી હો, નટવર તારી. મો૦ ૧
મનડુ ઘાયલ હો થયું રે, માહેરુ જી હો. મા૦ ૨
તનડું વેધાણું ગેરી તાનજી હો, કુંજવિહારી. મો૦ ૩
દીલમાં દીવાની હો જેવી રે, હું થઈ જી હો. મા૦ ૪
ઝંખના લાગી છે આઠો જામ જી હો, પ્રીતમ પ્યારા. મો૦ ૫
ચિત્તડું ચોરાણું હો તારી રે, ચાલમાં જી હો. મા૦ ૬
હાથ ન લાગે ઘરનું કામ જી હો, રહો માં ન્યારા. મો૦ ૭
મનોહર દીઠી હો તારી રે, મૂર્તિ જી હો. મા૦ ૮
આવીને વસી છે મનમાંયજી હો, અતિ અલબેલા. મો૦ ૯
બ્રહ્માનન્દ કહે મુને રે, તુજ વિના જી હો. મા૦ ૧૦
અધ ક્ષણ રહ્યો રે નવ જાય જી હો, રંગના રેલા. મો૦ ૧૧

પદ ૧૭૮૮ મું.

જોઈ હું લોભાણી હો કહાના રુડે રુડે રૂપે રહી જી હો, નટવર પ્યારા;
કુલડે છાઇ છે હો તારી રે પાઘડી જી હો, નટવર પ્યારા. ટેક.
કુંડળ લળકે બેઉ કાનજી હો, શ્યામ સોહાગી. જો૦ ૧
સાવ રે સોનેરી હો, શોભે રે સેહરો જી હો. ન૦ ૨
વાલપ વાધે છે ભીંનેવાન જી હો, લગની લાગી. જો૦ ૩
કપોલે શોભે છે હો, તીલ રે ત્રાજુઉં જી હો. ન૦ ૪
અણીઆળાં શોભે છે રુડાં નેણુ જી હો, નન્દના નન્દા. જો૦ ૫
આડ બીરાજે હો, નીકી રે ભાલમાં જી હો. ન૦ ૬
વહાલા વહાલા બોલો છો મુખ વેણુ જી હો, બાલગોવિંદા. જો૦ ૭
દાડમ કળીની હો, શોભા રે દાંતની જી હો. ન૦ ૮
મુખડુ બીરાજે પુરણુ ચદ જી હો, સુંદર સારા. જો૦ ૯
છબી હો અલોકીક તારી રે, શ્યામળા જી હો. ન૦ ૧૦
બલિહારી જાય છે બ્રહ્માનન્દ જી હો, જીવન મારા. જો૦ ૧૧

પદ ૧૭૮૯ મું–રાગ મેવાડી.

યેંજી મુંકે માયા લગીલોરે (?) ભેણું, મુંજે વાલૈડે કે નીહલણુ ન દેંદી, (?)
ઝલી રૈંદી રૈંદી અની; (?)
મુંજો નેહડો લગો કહાનસેં.
હિન ધારુ આઉં ઘેલડીરે, મુંજો નેહડોની લગો, નિયારેતે નિરાંતડે; (?)
મુંજો નેહડો લગો કહાનસેં, યેંજી૦ ટેક.
સેજ બીછાઇયાં ફુલડેડે, મું૦ કોઠીંહિ એકાંતડે. મું૦ ૧
મીઠડી વાઈ મોરલીડે, મું૦ મોહન ગીડો મનડે. મું૦ ૨
જા ન ડસાં હિન કેડે, મું૦ તપી અચેતો તનડે. મું૦ ૩
ભુરકી વ્યધી ભુદરડે, મું૦ થઈ વઇ ગુલતાનડે. મું૦ ૪
બ્રહ્માનંદચે વસ કરી, મું૦ વિઠલે ભીંને વાનડે. મું૦ ૫

પદ ૧૭૯૦ મું.

તુંજી આઉ બંદી અચીયાલોરે વલા, મુંજે વિસામેકે અખીયેમે રખંદી,
જતન કંદી કંદી અની;
મુંજો મનડો બધો તોસે,
શ્યામ સોહાગી શ્યામલાડે, મુંજો મનડો બધો, તું ધારુને હાલડે;
મુંજો મનડો બધો તોસે, તું૦ ટેક.
રીઝી એયા તોજે રૂપમેડે, મું૦ ચગી તુજી ચાલડે. મું૦ ૧
અણદીઠેઉ નીગરોડે, મું૦ દીઠેસે દુઃખ દુરડે. મું૦ ૨
આઉં મગાથી એતરોડે, મું૦ રોજા નીત હજુરડે. મું૦ ૩
નઢડો કુવર નદજોડે, મું૦ તોસે મુંઝી તાનડે. મું૦ ૪
બ્રહ્માનદચે તો મથા, મું૦ કરીયાં તન કુરબાનડે. મું૦ ૫

પદ ૧૭૯૧ મું.

દરદે હું તો ઘેલડી ડોલું, જોરે બેનિ હારે મુને કહાનુડાને નેણુંને બાંણેરે,
ઘાયલ કીધી કીધી હેલી જોને;
કામણિયાં કર્યાં શ્યામળે, દર૦
જમુના તીરે જાદવેરે, મુને કામણ કીધાં, બેહદ વાઈ વેણુરે મુને;
કામણિયાં કર્યાં શ્યામળે. દર૦ ટેક.
સાંભળતાં સુધ વીસરીરે, કા૦ મન થઇ ગયું વેરાણુરે. કા૦ ૧
આડો આવી ઉભલો રે, કા૦ સુંદર શ્યામ સુજાણુરે. કા૦ ૨
નેણું કેરી સાનમાં રે, કા૦ પ્રીતમ હરીયા પ્રાણુરે. કા૦ ૩
આજ ગઈતી એકલી રે, કા૦ જમુના ભરવા નીરરે. કા૦ ૪
બ્રહ્માનંદને વાલમે રે, કા૦ છાનો તાણ્યો ચીરરે. કા૦ ૫

પદ ૧૭૯૨ મું.

નટવર નંદને લાલેજોરે હેલી હાંરે,એની કામણગારી બેહદ વજાડી,
વંશી પ્યારી પ્યારી હાંરે;
મારું ચિત્તડું હેર્યું તાનમાં,
મોરલી કેરા નાદ બેનીરે, મારુ ચિત્તડું હેર્યું, છેલ લગાડી ચોટરે;
મારુ ચિત્તડું હેર્યું તાનમાં, નટ૦ ટેક.
શુદ્ધ ભૂલી શરીરની રે, મા૦ થઇ ગઇ લોટપોટ રે. મા૦ ૧
મનમાં લાગી માવનીરે, મા૦ ઝંખના આઠુ જામ રે. મા૦ ૨
કુણ જાણે જે શું કર્યુંરે, મા૦ કાંઈ ન સુઝે કામ રે. મા૦ ૩
પરવશ થઈગઈ પ્રેમમાંરે, મા૦ હૈડું ન રહ્યું હાથ રે. મા૦ ૪
બ્રહ્માનદ કહે કારમીરે, મા૦ નાંખી ભૂરકી નાથ રે. મા૦ ૫

પદ ૧૭૯૩ મું–રાગ કટાઇડો.

લાલન અસા વટ ઈજા, મુંજા પરીયનડે;
અસાં વટ ઈજા ડે હેલિ દરશન દીજા, મુંજા પરીયનડે. લા૦ ટેક.
મન ક્રમ વચને તું જી ઐયાંડે વહાલા;
અચીંદે ને વેધે કોદી, મનમેં મ બીજા. મું૦ ૧
ચોંપ કરીડે મું તો, સેજ બીછાઇડે વારી;
પ્રેમ સહીત રસ, અધુરજો પાયજા. મું૦ ૨
મોરલી બજાજા ચંગી, અતી નવરંગીડે વહાલા;
રસીઆ સનેહીડે, મુંજે નજરુ આગી રહેજા. મું૦ ૩
બ્રહ્માનંદજાડે પ્યારા, રોજા માં ન્યારાડે વારી;
કહાનુડા અચીને, મુકે રસબસ કીજા. મું૦ ૪

પદ ૧૭૯૪ મું.

ચરનકમલજી ઐયાં બંદી, મુંજા મેરમડે;
ચરનકમલજી બંદી પરીયન સદી, મુંજા મેરમડે. ચ૦ ટેક.
આઉં તુજી બંદીડે વહાલા, જનમ જનમજી વારી;
હુથતાં જોડીને, ઉભી હાજર રદી. મું૦ ૧
સેજડી અચીને મુંજો, જનમ સુધારોડે વારી;
પ્રાણુજા સનેહી તોજે, પગે આઉ પોંદી. મું૦ ૨
લગન લગીડે મુંજી, શ્યામરા સનેહીડે;
તોજી મૂર્તિ માધુરીડે, મુંજે હૈડે ધરંદી. મું૦ ૩

બ્રહ્માનંદચેડે મુજા, નવલ વિહારીડે વારી;
ન્યારી ન્યારીડે, મુજી નજર ઠરદી. મું૦ ૪

પદ ૧૭૯૫ મું.

મોહન મોહોલે પધારો, રંગભીના રે;
મોહોલે પધારોરે, મારો જન્મ સુધારોરે રંગભીનારે. મો૦ ટેક.
ગજગતી ચાલે, ગુલતાન થઈ છું હું તો;
ચિત્તને ચોરે છે, રાવલો કમર કટારો. ર૦ ૧
આડી આડી મીટે જોતાં, મનડાંને મોહતા વારી;
નીપટ લાગે છે, વહાલો નેણુંનો નજારો. ર૦ ૨
નવલ કલંગી ચગી,* રસીક રસીલી લાગે રે;
મોલીડું શોભે છે, જાણે કુલડાંનો ભારો. રં૦ ૩
બ્રહ્માનંદના રે વહાલા, છેલ છબીલા વારી;
આવી મારા મનડા કેરા, તાપ નિવારો. રં૦ ૪

પદ ૧૭૯૬ મું.

મોહન મનડું હરો છો, મરમાળા રે;
મનડું હરો છો, છેલા રગમા ફરો છો મરમાળા રે. મો૦ ટેક.
મોરલી વજાતા ગેરી, લાલ તો રંગીલા લેહેરી;
રસના રંગીલા મારા, ઉરમાં ગરો છો. મ૦ ૧
જરકસી પેરી રે જામા, આવો છો સામા વારી;
ભાવ સહીતાં પ્રેમે, પગલાં ભરો છો. મ૦ ૨
પાઘડલી પેચાળી બાંધી, રો છો દગ સાંધી વહાલા;
રંગના રંગીલા છોગાં, શીશ ધરો છો. મ૦ ૩
બ્રહ્માનંદના રે વહાલા, છેલ ગુમાની રે લાલા;
લોચન અમારાં, †સુફળ કરો છો. મ૦ ૪

પદ ૧૭૯૭ મું–રાગ કરાઇડો.

નંદજા નિગરડા આડો અચી, મોકે કુરો ચેથો કહાન વહાલા;
એ વ્રજજા વ્રજજા નીવાસી. નં૦ ટેક.
વાટ હલદે કેસે, વેડ ન કજજે વહાલા;
હૈડેમે ડસજા તપાસી. મો૦ ૧
મગમે અચેદે મુંજો છેડો, ઝલેથો કહાના;
ચેડી કેડી તોકે આસી. મો૦ ૨

* "નીકી"–ઇતિ પાઠાન્તર. † "તમ સુફલ"

હાથ જોડી ચાંથી તોકે, હલણુ ન દે મુંકે વહાલા;
લોક ડસંદા કંદા હાંસી. મો૦ ૩
બ્રહ્માનંદજાડે વહાલા, મથાને ડસેથો અલા;
ભલા તુજી અઇયાં આઉં દાસી. મો૦ ૪

પદ ૧૭૯૮ મું.

છડીદે ધુતારા મુંજો છેડો, તું તો કેડો અઇયે ક્હાન ભલા;
એ નંદજા નંદજા અનાડી. છ૦ ટેક.
કેડી હાયે મનમેં, તુંજે વાંસે અચેથો મુંજે;
ચાવી આઉ કંદિ તોજી ચાડી. તું૦ ૧
મૈ તાં અસાંજા સુંધા, તું નિભાઇયેથો સુંધા;
ઘોડી અચેથો ગેની ધાડી. તું૦ ૨
હુંઇડ અસાંકે ભલા, વાટ હલંદે વહાલાડે;
ગજીયે કો તું દાડી દાડી. તું૦ ૩
બ્રહ્માનદજાડે પ્યારા, કો તું કરીયે થોરારા;
સાવ સોનેરી ફાડી સાડી. તું૦ ૪

પદ ૧૭૯૯ મું.

શ્યામલીયા સનેહી વંસીવારા, તો કે ખમા મુંજો સેણુ સચા;
એ આઉં તોજી આંઉ તોજી બંદી. શ્યા૦ ટેક.
હાથ જોડી અગીયાં તુજે, હાજર ઐયાં વહાલા;
સેવાની કરીયાં પેરુ સંદી. તો૦ ૧
રસિક સલુણા તોકે, અખીયામે રખીયાં વહાલા;
જિયડેજે જતન કરંદી. તો૦ ૨
મૂર્તિની તોજી મુંજે, હૈડેમેં ધરીયાં વહાલા;
મુખસેનિ નામ જપંદી. તો૦ ૩
બ્રહ્માનન્દજાડે વહાલા, મડેકે આઉં કંદી ઢલા;
તુજેની સાથ હલંદી. તો૦ ૪

પદ ૧૮૦૦ મું.

કુંજજા વિલાસી વ્રજવાસી, ઓરા અચો મુંજા શ્યામ ચંગા;
એ પ્રીતમ પ્રીતમ પ્યારા. કું૦ ટેક.
આંગણિયે અચીને મુંજે, મોરલી વજાજા વહાલા;
ગેનજા કરાઇડે સંદા ઠારા. ઓ૦ ૧

મંદિરિચેનિ ઇજા મુંજે, ઘોરી મથા વંજા તુંજે;
કોડિલાની કાનર કારા. ઓ૦ ૨
પાઘનિ સોનેરી મથે, પુંચી જડાઉ હથે;
શ્યામલિયા ડસોથા સુધા સારા. ઓ૦ ૩
બ્રહ્માનન્દ ચેડે મુંજા, પ્રાણુ સનેહી સચા;
મોહન અંખિયેજા તારા. ઓ૦ ૪

પદ ૧૮૦૧ મું-રાગ કાલીડો.

રંગભીનો ખેલે રે, કંકોલેલ નેણુવાળો કહાન રે. રં૦ ટેક.
જળ જમુનાનાં હું તો, ભરવા ગઇતી રે;
સામું જોઈ કીધેલ મુને સાન રે. રં૦ ૧
ગીત મધુરાં ગાવે, સનમુખ આવે રે;
વાલીડો સુંદર ભીને વાન રે. રં૦ ૨
રસની રીતી જાણે, ન મળે નાણે રે;
તાણે ચિત્ત મોરલડીની તાન રે. રં૦ ૩
બ્રહ્માનંદનો રે વહાલો, નંદજીનો લાલો રે;
ધરે એનું મહામુનિવર ધ્યાન રે. રં૦ ૪

પદ ૧૮૦૨ મું.

મરમાળે માવે રે વજાડી, બેહદ રુડી વેણુ રે. મ૦ ટેક.
ચિત્તડું લેવા બોલે, રંગભર ડોલે રે;
બોલે મુખ વેણુ મીઠાં સુખ દેણુ રે. મ૦ ૧
વહાલાની વશી વાગી, ઝબકી જાગી રે;
રટના લાગી છે દીન રેણુ રે. મ૦ ૨
માથે મોતીનો ઝૂડો, લાગે છે રુડો રે;
નિરખવા જેવાં સુંદર નેણુ રે. મ૦ ૩
લાવે છે વ્રજનો ઢાળો, અતિ રૂપાળો રે;
છોગાળો બ્રહ્માનંદનો સેંણુ રે. મ૦ ૪

પદ ૧૮૦૩ મું.

અલવીલો ઉભો રે જોરાવર, જમુના કેરે તીર રે. અ૦ ટેક.
ઓચીંતો આવે, બેની જોરે બોલાવે રે;
છોટા બહુ છોરા લાવે ભીર રે. અ૦ ૧
સનમુખ આવે ગાતો, વંશીને વાતો રે;
રંગનો રાતો છેલ અહીર રે. અ૦ ૨

ચોરે ચિત્ત નેણુને ચાળે, ભાવથી ભાળે રે;
આળે આળે આવીને તાણે ચીર રે. અ૦ ૩
બ્રહ્માનન્દનો રે પ્યારો, એને કોઈ વારો રે;
નથી મુને ભરવા દેતો નીર રે. અ૦ ૪

પદ ૧૮૦૪ મું.

નંદજીનો નાનડિયો, આડો આવી માગે મહીનાં દાણુ રે. ન૦ ટેક.
બોલે મુખ ઘેલું ઘેલું, ફોડે છે હેલું રે;
જાણે કોઇ દેશતણો દીવાન રે. નં૦ ૧
બાઝે છે આવી વાટે, દાણુને માટે રે;
વાટે વહેતા દેછે આવી આણુ રે. નં૦ ૨
જલ ભરતાં રે વારે, ઉભો છે આરે રે;
મારે છે આંખડલીનાં બાણુ રે. ન૦ ૩
બ્રહ્માનન્દનો રે સંગી, છે જો બહુ રંગી રે;
જાણે રસ રંગની રીત સુજાણુ રે. નં૦ ૪

પદ ૧૮૦૫ મું—રાગ ઠુમરી.

મોહન જાન દેરી, ચલ્યો જાત સૈયરકો સંગ. મો૦ ટેક.
નવલ ગગરીયાં નીરકી, મેરે શીરપર લાગત ભાર;
રોકત હો ક્યું સાંવરે તુમ, માનો હો નન્દકુમાર. મો૦ ૧
નટનાગર નહી કીજીએ વારી, જમુનાકે તટ જેલ;
કાહેકું ગારી દેત હો કહાના, હમ જાને તુમ છેલ. મો૦ ૨
મહી માખનકું ખાય કે પ્યારે, ખુબ ભયે મસ્તાન;
મગ બીચ આડે આયકે, અબ માગન લાગે દાન. મો૦ ૩
છેડ કરો નહીં સાંવરે, હમ જોરી કહત હે હાથ;
થોરે બહુત કરી જાનિયો, છેલા બ્રહ્માનન્દકે નાથ. મો૦ ૪

પદ ૧૮૦૬ મું.

સુંદર શ્યામકીરી, મોકું લગીરિ દગનકી ચોટ. સું૦ ટેક.
સબ સખીયનકું સંગ લઈ મે તો, ગઇતી જમુના ઘાટ;
છેલ છબીલો સાંવરો આલી, વાલમ ઠાડો વાટ. સું૦ ૧
ખેલત ગોપકુમારમે તહાં, કુવર રગીલો કહાન;
મારે મોકુ દેખકે તીખે, લોચનહુંકે બાન. સું૦ ૨
લાગત બેશુદ્ધ હો ગઈ, મેરા હાથ ન રહ્યા શરીર;
ધરણિકે પર મે પરિ, મોકું ભઇરી અલોકિક પીર. સું૦ ૩

ઘાવ લગ્યા રુઝે નહી આલિ, સુઝે નહિ નીશ ભોર;
બ્રહ્માનન્દકે નાથકી દેખો, અંખિયાં કરડિ જોર. સું૦ ૪

પદ ૧૮૦૭ મું.

મોહનલાલકીરી, મેં તો મૂર્તિમેં ભઈ ગુલતાન. મો૦ ટેક.
મનમોહનકિ મૂર્તિ, મેરે હિયકો નૌતમ હાર;
નિમખ ન મેલું નેનસે પ્યારો, પ્રાનહુંકે આધાર. મો૦ ૧
ચલનિ હસનિ બોલનિ વાકી, આય વસી ઉરમાંહી;
જીવહુકે સંગ જડ ગઇ, કહો કીસ વિધિ વીસરી જાહી. મો૦ ૨
સુંદર ગજરે ફુલકે નીકી, શીર પગીયાં શોભંત;
મુખ માનું પુરન ચંદસો યાકે, દારમ કલીયાં દંત. મો૦ ૩
રુચીર કલંગી બન રહી, અરુ તોરે ફુલ અનૂપ;
બ્રહ્માનન્દકે શ્યામકો આલી, રસીક મનોહર રૂપ. મો૦ ૪

પદ ૧૮૦૮ મું.

નન્દકુમારકીરી, સખી અઁખીયાં રંગ ગુલાબ. ન૦ ટેક.
શોભા નૌતમ ભ્રુહકી બની, મુખ કરી કહિ ન જાય;
માનું કમલપર ભૃગ દોય, આલિ બેઠે રોષ ભરાય. નં૦ ૧
રાજત ગૌર કપોલપર નીકે, કુંડળ ચપળ નવિન;
માનું આવત ચંદકે ઢીગ, મીલન કાજ દોઉ મીન. ન૦ ૨
શોભિત સુંદર શ્યામકે ઉર, મોતીનહુંકો હાર;
માનું છૂટિ આભતે શુભ, ગંગ ભઇ દોય ધાર. નં૦ ૩
ઉદર કુમોદનિ પત્રસો, અરુ નાભિ ગોળ ગંભિર;
બ્રહ્માનન્દકે નાથકું સખી, નિરખ મિટિ ભવ પીર. નં૦ ૪

પદ ૧૮૦૯ મું-રાગ ઠુમરી.

મસ્તાન કાનર ઠારે, રસીક મોય મારીવે નેન નજારે. મ૦ ટેક.
જમુના ગઈતિ પાનિ, તટ ઠાડો હે છેલ ગુમાનિ. મ૦ ૧
જાદુરા હે યાકે દ્રગમેં, આય મિલ્યો મોહન મોય મગમે. મ૦ ૨
મોય ટેડી નેન નિહારી, વસ કીનીવે કુંજવિહારિ. મ૦ ૩
બ્રહ્માનન્દકે ઘાયલ ભઈહું, અબ કેસે સૈયર ઘર જઇહું. મ૦ ૪

પદ ૧૮૧૦ મું.

વ્રજરાજ કુંજવિહારી, દ્રગન મોય મારીવે પ્રેમ કટારી. વ્ર૦ ટેક.
શીર વંકિ પાઘ બનાવે, દ્રગહુંકિ વે ચોટ ચલાવે. વ્ર૦ ૧

કર પુલન ગેંદ ઉછારે, આય ઠાડો રહત જલ આરે. ગ્ર૦ ૨
કટિ નવલ પીતાંબર કસકે, હિયરામેં મારત દ્રગ હસકે. ગ્ર૦ ૩
બ્રહ્માનંદ કેહે પરવસ કીની, સાંવરેને સુરત મેરી લીની. ગ્ર૦ ૪

## પદ ૧૮૧૧ મું.

દિલદાર વહાલમ મેરા, મોહન તોય રખું દ્રગનકે નેરા. દિ૦ ટેક.
તુંમસે જો લગા મેરા જીયરા, બીન દેખે દુખિત હે હિયરા. દિ૦ ૧
મત જાવો રસીક તુમ દૂરે, બીન દેખે નયન મેરે ઝૂરે. દિ૦ ૨
તુમસે જો લગી મેરી પ્રીતિ, જેસે મીન સાયરકી રીતિ. દિ૦ ૩
બ્રહ્માનન્દ કેહે શ્યામ સલુના, અબ નેનુસે દૂર ન હુંના. દિ૦ ૪

## પદ ૧૮૧૨ મું.

ઘનશ્યામ દૂર ન જાઇયાં, વાલમ તોય રખું નેનનકે માઇયાં. ઘ૦ ટેક.
મોય મીલે રસીક જા દીનસે, છબિ પલક ટરત નહિ મનસે. ઘ૦ ૧
મૂર્તિ તિહારી દેખી, મેરે જીયકો જીવન લેખી. ઘ૦ ૨
લોભીકે ધન જ્યું રાખું, હિયરામે ખજીના નાખું. ઘ૦ ૩
બ્રહ્માનન્દ કેહે બલમા મેરા, આય કરો નયનમે ડેરા. ઘ૦ ૪

## પદ ૧૮૧૩ મું–રાગ ભૈરવી.

ચિત્ત મેરો ચોર ગઇ રે, મોરલીયાં. ચિ૦ ટેક.
બંસી ટેર શ્રવન સુંની જબતે, પરવશ તબતે ભઇરે. મો૦ ૧
મોરલી નીકી બજાયકે મોહન, મોય બીકાતી લઇરે. મો૦ ૨
વીસરી ખાન પાન સબ સજની, વીસરી મથવો મહીરે. મો૦ ૩
બ્રહ્માનન્દ નંદનંદનસે, રટના લાગ રહીરે. મો૦ ૪

## પદ ૧૮૧૪ મું.

છતીયાં છેદ કરે રે, મોરલીયાં. છ૦ ટેક.
વ્રજજીવન મોરે પ્યારેને બજાઇ, ગીરધર અધર ધરે રે. મો૦ ૧
ચીત્રીત હોય રહી સુની બંસી, કીસ વીધિ જાઇ હું ઘરે રે. મો૦ ૨
ઉલટી રીત ભઈ મેરે મનકી, તનકી સુરત ટરે રે. મો૦ ૩
બ્રહ્માનન્દ કેહે યાકી વંશી, લે ગઇ પ્રાન હરે રે. મો૦ ૪

## પદ ૧૮૧૫ મું.

તે તો મોય બાહુરી કરીરે, કનૈયા. તેં૦ ટેક.
અંખીઆં લાલ ભાલકી રેખે, બીસરત નાહી ઘરી રે. ક૦ ૧
જબ તેરી શ્યામ સમરુ બતીયાં, છતીયાં આત ભરી રે. ક૦ ૨

બસી ટેર મેં જબહી સુનતહું, પરતહું ધરની ઢરી રે. ક૦ ૩
બ્રહ્માનન્દ કહે તેરી મૂર્તિ, નેનન બીચ ધરી રે. ક૦ ૪

### પદ ૧૮૧૬ મું.

તેરે બીન બાહુરી ફીરુ રે, કનૈયા. તે૦ ટેક.
બીન દેખે અતી હોત દરદ દીલ, મહકે તાપ જરુ રે. ક૦ ૧
તેરે કારન શ્યામસુંદર વર, જોગન ભેખ ધરુ રે. ક૦ ૨
અલખ જગાવન સાંજ સવેરી, આતહું નંદ ધરુ રે. ક૦ ૩
બ્રહ્માનદ કહે તેરે મીલનકુ, જંગલ વાસ કરુ રે. ક૦ ૪

### પદ ૧૮૧૭ મું–રાગ ભૈરવી.

મોહની લગાઇરી મોકુ, નટવર નાગરીયાને. ટેક.
મોહની લગાઈ મેરી સુધ વીસરાઈ, ભૂલ ગઇ જલ ગાગરીયાને. ન૦ ૧
પુલન ગેદ લીયે દોઉ હાથન, બાંધ લઇ ઝીની પાધરીયાને. ન૦ ૨
કહા જાનું મોહે કહા કરી દીના, મોહન રેન ઉજાગરીયાને. ન૦ ૩
બ્રહ્માનન્દ મગન કર ડારી, શ્યામ સુંદર સુખ સાગરીયાને. ન૦ ૪

### પદ ૧૮૧૮ મું.

મન હર લીને મેરો, મોહનકી મોરલીયાંને. ટેક.
મન હર લીને મેરો પરવશ કીને,સુનત કલેજા મેરા કોર લીયાને. મો૦ ૧
જમુનાકે તટ આય ડગરમે, ઝગર ઝગર મહી જોર લીયાને. મો૦ ૨
મૃગમદ ચદનકી રાધેને, ખુબ કરી તન ખોર લીયાને. મો૦ ૩
બ્રહ્માનન્દ મગન ભઈ નિરખત, ચચલ દ્રગ ચીત ચોર લીયાને. મો૦ ૪

### પદ ૧૮૧૯ મું.

દ્રગન વસીરી છબી, કુંવર કનૈયા જ્યુંકી. ટેક.
ગ્વાલ બાલ સુંદર સંગ લીને, ગૌવન જુથ ગનૈયાજુકી. કુ૦ ૧
ફુલનકી ઉર માલા બીરાજત, મધુરીસી બાની ભનૈયાજુકી. કું૦ ૨
કારે નૌતમ કેશ અલોકીક, નટવર ભેખ બનૈયાજુકી. કું૦ ૩
બ્રહ્માનંદ જાત બલિહારી, હથ કરી કંસ હનૈયાજુકી. કું૦ ૪

### પદ ૧૮૨૦ મું.

અંખીયાં લગીરી મોય, નવલ ગુમાનીરેકી. ટેક.
આરમપાર ભઇ મેરે અંતર, જદુવર છેલ જુવાનીરેકી. ન૦ ૧
જમુનાકે તટ થકિત ભઇહું, સુરત વીસર ગઇ પાંનીરેકી. ન૦ ૨

સંજ્યા ભોર કછુ નહી સુઝત, જોર નજર દીલ જાનીરેકી. ન૦ ૩
બ્રહ્માનંદ અલોકીક મૂર્તિ, મનમાં વસી મહી દાનીરેકી. ન૦ ૪

### પદ ૧૮૨૧ મું-રાગ પરજ.

એની વનમે રે વંશી બોલે રે, મારુ દીલડું ઘાયલ ડોલે રે. એ૦ ૧
વંસી વાગી વૃન્દાવનમાં, વ્યાકુળ થઇ છું મનમાં. એ૦ ૨
મધરાતે કાંઇ મોરલી વાગી, ચિત્તમાં ચટકી લાગી. એ૦ ૩
વેંણુ વજાડી કાનડ કાળે, પ્રજને રુડે ઢાળે. એ૦ ૪
બ્રહ્માનન્દને નટવર વહાલે, વહને મારી ભાલે. એ૦ ૫

### પદ ૧૮૨૨ મું.

એણે આવીને રે મુને મારી રે, બેની કહાનુડે નેણુ કટારી. એ૦ ૧
આંખડલી અતીશે અણીઆળી, નાંખી જો ખુબ નિહાળી. એ૦ ૨
પેહેલી ચોટે લીધી પ્રોઇને, આડી રે મીટે જોઇને. એ૦ ૩
ચોટે નયનની ચિતડુ ચોરી, કાળજ નાખ્યું કોરી. એ૦ ૪
બ્રહ્માનન્દ કહે શુદ્ધ બુદ્ધ લીધી, વાલીડે ઘાયલ કીધી. એ૦ ૫

### પદ ૧૮૨૩ મું.

તારી મૂર્તિ રે મન માની રે, હું તો દેખીને થઇ દીવાની રે. તા૦ ૧
પીતાંબર તન સુંદર પેહેરી, હેતે જો મુને હેરી. તા૦ ૨
ભાલ તીલકની શોભા જોઇને, મનડું રહ્યું છે મોહીને. તા૦ ૩
વશ કીધી મુને સુંદર વેણે, નેહડો જો લાગ્યો નેણે. તા૦ ૪
બ્રહ્માનન્દ કહે હું લોભાણી, તુજથી પ્રીત બધાણી. તા૦ ૫

### પદ ૧૮૨૪ મું.

તારા મુખનીરે માયા લાગીરે, મારા રસીક શ્યામ સોહાગી. તા૦ ૧
માયા લાગી મુજને તારી, તન મન નાખું વારી. તા૦ ૨
મુખની સુંદર શોભા ભાળી, મોહી છું હું વનમાળી. તા૦ ૩
ઘરનો ધંધો હું વીસરાવી, મુખડું જોવા આવી. તા૦ ૪
બ્રહ્માનન્દ કહે સરવસ વારુ, મુખડું જોઈને તારુ. તા૦ ૫

### પદ ૧૮૨૫ મું-રાગ પરજ.

જળ ભરવા રે ચાલો જળ ભરવા, જમુનાજીનાં જાઇએ જળ ભરવા. ટેક.
પાણીડાંનું બેની રે મિષ લઇને, જગના જીવનનાં દર્શન કરવા. જ૦ ૧
લટકાં કરે છે નંદજીનો રે લાલો, હેત કરીને મનડું હરવા. જ૦ ૨
મરમ ભરી રે બેની સુંદર મૂર્તિ, જોઇ જોઇને અંતરમાં ઠરવા. જ૦ ૩
શોભીતા રે શણુગાર સજીને, બ્રહ્માનન્દના વહાલાને વરવા. જ૦ ૪

પદ ૧૮૨૬ મું.

જોવાને રે એની જોવાને, નટવરને જાઇએ જોવાને. ટેક.
વહાલો રસીલો એની વેણુ વજાડે, માનનીયોનાં મન મ્હોવાને. ન૦ ૧
સાસુ ને નણુદી બેઉ ગામ સધાવ્યાં, બીજું નથી રે કોઈ ઠોવાને. ન૦ ૨
જે કોઈ પૂછે તેને એમ કરી કેહેશું, ગયાતાં ગાવડલી અમે દોહવાને. ન૦ ૩
બ્રહ્માનંદના સ્વામીને સગે, લોક લજ્યા તે સરવે ખોવાને. ન૦ ૪

પદ ૧૮૨૭ મું.

માવાને રે એની માવાને, મન મળવા હરખે માવાને. ટેક.
લટકાળાને કોઈ તેડી રે લાવે, પ્રેમ અધર રસ પાવાને. મ૦ ૧
મનમોહન મારે મંદિર આવે તો, મ્હામી જાઉં તરત વધાવાને. મ૦ ૨
મહી માંખણુ ઘૃત સાકર મેવા, ખાંતે હું તો આપીશ ખાવાને. મ૦ ૩
બ્રહ્માનંદના સ્વામીશું રમીએ, જગમાં જાહેર થાવાને. મ૦ ૪

પદ ૧૮૨૮ મું.

લોભાણી રે એની લોભાણી, મરમાળાને જોઇને લોભાણી. ટેક.
સરવે સાહેલી એની રે ભેળી થઈને, ભરવા ગઇતી જમુના પાણી. મ૦ ૧
આરે આવીને મારે આડો રે ઉભો, ડોલરીયો નટવર દાણી. મ૦ ૨
સાંભળતા રે હું તો સુધ બુધ ભૂલી, મીઠી એના મુખડાંની વાણી. મ૦ ૩
બ્રહ્માનન્દને વહાલે કહાને, તાને મારુ મન લીધું તાણી. મ૦ ૪

પદ ૧૮૨૯ મું-રાગ પરજ.

માણીગર મોરલીવાળો, છબીલો છેલ છોગાળો. મા૦ ટેક.
ખાંતે ખાંતે નીત રંગભર ખેલે રે;
સનમુખ આવી કરે છે નેણુનો ચાળો. મા૦ ૧
ગોપીજનને રે સદા મનડે ગમતો રે;
રમતો લાગે છે સુંદર અતી રૂપાળો. મા૦ ૨
વ્રજનારીને એણે વશ કરી લીધી રે;
કામણીયાં જાણે છે કાંઇક કાનડ કાળો. મા૦ ૩
બ્રહ્માનન્દ કહે રે મારે મનડે વસીયો રે;
ગીરધર સુંદર ગાતો કહાન ગોવાળો. મા૦ ૪

પદ ૧૮૩૦ મું.

વાલીડે વેણુ વજાડી, સૂતી મુને તરત જગાડી. વા૦ ટેક.
સુણુતાં વંશી હું તો શુદ્ધ બુદ્ધ ભૂલી રે;
રસ બસ થઈ છું લાગી રંગડાની રાડી. વા૦ ૧

એને જોયા રે વીના સુખ નવ આવે રે;
એવી મારે ટેવ અલોકીક અંતરે પાડી. વા૦ ૨
વહાલાને નાદે હું તો પરવશ થઈ છું રે;
નથી હવે કેદમાં રહેતી તનની નાડી. વા૦ ૩
બ્રહ્માનન્દને રે સ્વામી અંતર જામી રે;
જોયાની લાલચ મુજને ખુબ લગાડી. વા૦ ૪

### પદ ૧૮૩૧ મું.

ચોર્યુ ચીત નંદને છૈયે, દીઠા વીના વ્યાકુલ થઇએ. ચો૦ ટેક.
જમુનાની તીરે વહાલો ધેન ચરાવે રે;
જાણીને વારે વારે જળ ભરવા જઇએ. ચો૦ ૧
કામ ને કાજ બીજું કાંઈ નવ સુઝે રે;
જાણી એને ઉભાં ઉભાં જોઇને રહીએ. ચો૦ ૨
શું જાણું રે મુંને શું કરી નાંખ્યું રે;
વાલીડે બેહદ મોરલી તાન બજઇએ રે. ચો૦ ૩
બ્રહ્માનન્દ કહે મારું મનડું વેધ્યું રે;
ભૂરકી મુને નાંખી જો બળભદ્રને ભઇએ. ચો૦ ૪

### પદ ૧૮૩૨ મું.

મનોહર મૂર્તિ તારી, છે જો મને પ્રાણથી પ્યારી. મ૦ ટેક.
વશીને તાને વહાલા ભીને ભીને વાને રે;
જોઈ જોઈ મોહી રહી સરવે વ્રજની નારી. મ૦ ૧
કોટીક કામ વદન જોઈ લાજે રે;
નેણુની શોભા છે જો ત્રિલોકીથી ન્યારી. મ૦ ૨
રુડી રુડી ચાલે વારી બોલો છો વહાલે રે;
ગમતાં છોગલીયાં ધરતા ગીરધારી. મ૦ ૩
નટવર નાગર રૂપ ઉજાગર;
વારે વારે બ્રહ્માનન્દ જાયે બલિહારી. મ૦ ૪

### પદ ૧૮૩૩ મું-રાગ પરજ.

જમુનાને તીરે વહાલે રે મોરલી વજાડી;
હેલી મારા ચિત્તડામાં ચટકી લગાડી. જ૦ ટેક.
સાંભળતાં રે હુંતો સુધ બુધ ભૂલી;
સ્નેહડાંની વેલી મારા દીલડામાં ફૂલી. જ૦ ૧

એને રે જોઇને મારું મન અકળાયે;
અધક્ષણુ એથી હુવે છેટે નવ રહેવાયે. જ૦ ૨
ઘાયલ થઇ રે હું તો નીશ દીન ડોલું;
કાનુડા વીના રે બીજું મુખથી ન બોલું. જ૦ ૩
બ્રહ્માનન્દ કહે રે મુને સુતી જગાડી;
દરશન જોઇએ મારે એનાં દાડી દાડી. જ૦ ૪

પદ ૧૮૩૪ મું.

મારે ઘેર આવો વહાલા રે શ્યામ સોહાગી;
લગની તો મારી આવી તમ સંગ લાગી. મા૦ ટેક.
તમને જોઇને મારા રે ઠરે છે જો નેણાં;
વહાલાં લાગે વહાલા તારાં મીઠાં મીઠાં વેણાં. મા૦ ૧
સુંદર ચાલે મારુ ચિત્તડું લોભાણું;
જીવન તમ વીના બીજું નવ જાણું. મા૦ ૨
વાટડી જોઇને હું તો રે બેઠી છું વહાલા;
મંદિર પધારો વારી નન્દજીના લાલા. મા૦ ૩
બ્રહ્માનન્દના રે સ્વામી હો સેજડી પધારો;
આવી મારાં તનડાના તાપ નીવારો. મા૦ ૪

પદ ૧૮૩૫ મું.

કેમ કરી ભરીએ બેની રે જમુનાનાં પાણી;
વીચમાં ઉભો છે માવો માણીગર દાણી. કે૦ ટેક.
આવીને રોકે છે નીત રે પાણીડાંનો આરો;
અલવ કરે છે જોને સાંજ સવારો. કે૦ ૧
કાલ હું ગઇતી બેની રે હેલ ઉપાડી;
જોરે જોરે ફાડી મારી નવરંગ સાડી. કે૦ ૨
ફેલ મુખ બોલી આવી રે ગાગર ફોડી;
નિર્લજ્જ કનૈયે મારી બાંઇયાં જો મરોડી. કે૦ ૩
બ્રહ્માનન્દ કહે રે નીત કેડે કેડે આવે;
આડો આવી જોરે જોરે મુજને બોલાવે. કે૦ ૪

પદ ૧૮૩૬ મું.

કોરે રહેને કહાન મારો રે મારગ મેલી;
અસુરી દીઠી રે મુને આજ તે અકેલી. કો૦ ટેક.
મહીડું લીધાંની તુંને રે હોંશ થઈ મનમાં;
વાટડી રોકીને શીદ આડો ઉભો વનમાં. કો૦ ૧

નંદના નાનડીઆ મુને રે એકલી મ જાણે;
પરાયું મેંડું નહી પીવાયે પરાણે. કો૦ ૨
ગરવ ભર્યો રે આવી તું બોલે મુખ ગાળ્યું;
આમે આમે માથે શાને નાખે છે તું આળ્યું. કો૦ ૩
બ્રહ્માનન્દ કહે રે મોટો તું તે તારે ઘેરે;
શીખામણ આપુ તુને જોજે સારી પેરે. કો૦ ૪

પદ ૧૮૩૭ મું–રાગ પરજ.

પાતળીયે હર્યા પ્રાણ રે, એની મારા. પા૦ ટેક.
મુજ સામું વહાલે જોઈને માર્યાં, આંખડલીનાં બાણ રે. એ૦ ૧
લટકાળે રે મુને ચટકી લગાડી, છેલે ચતુરસુજાણ રે. એ૦ ૨
શ્યામળીઆને જોવા સારુ, તનડામાં થાયે છે તાણ રે. એ૦ ૩
બ્રહ્માનન્દ કહે અતર વિંધ્યું, ડોલરીયે દીવાન રે. એ૦ ૪

પદ ૧૮૩૮ મું.

દીલડાના દરીયાવ રે, ગીરધર. દી૦ ટેક.
જગજીવન રુડી શોભા જોઈને, અંતર થાયે છે ઉછાવ રે. ગી૦ ૧
રૂપ રહ્યું છે મારે હ્રદીયે તારુ, રૂપાળા વ્રજરાવ રે. ગી૦ ૨
પ્રાણ જાતાં રે પાતળીયા પ્યારા, મેલું નહી કેદી માવ રે. ગી૦ ૩
બ્રહ્માનન્દ કહે શીરને સાટે, ઠીક કીધેલ ઠેરાવ રે. ગી૦ ૪

પદ ૧૮૩૯ મું.

રૂપાળો રંગરેલ રે, વહાલો લાગે. રૂ૦ ટેક.
આવી વશ્યો છે અંતરમાં રે, ખાંતીલાનો ખેલ રે. વ૦ ૧
સોનેરી શીર ફેંટો બાંધી, ઉભો છે અલબેલ રે. વ૦ ૨
વિઠ્ઠલને વ્રજનારીયે ઘેર્યો, જેમ કળાયેલ ઢેલ રે.* વ૦ ૩
બ્રહ્માનંદ કહે સુણતાં વશી, અધર ડોલે છે મારી હેલ રે. વ૦ ૪

પદ ૧૮૪૦ મું.

શ્યામળીયો સરદાર રે, છે જો મારે. શ્યા૦ ટેક.
શ્યામળીયાસું મેં તો સગપણ કીધું, બીજાનો શો હવે ભાર રે. છે૦ ૧
મરમાળો રે મારે મનડે માન્યો, કહાનો નન્દકુમાર રે. છે૦ ૨
પ્રાણજીવન પાતળીયો પ્યારો, ન્યારો ન કરુ લગાર રે. છે૦ ૩
બ્રહ્માનન્દ કહે વારી નાખું, એ માથે ઘરબાર રે. છે૦ ૪

* જેમ કળા કરેલા મોરને ઢેલો ઘેરીને રહે છે તેમ

## પદ ૧૮૪૧ મું–રાગ પરજ.

કુંજવિહારી રે, કુંજવિહારી રે;
માયા મુને લાગેલ છે, જો વહાલા કુંજવિહારી. ટેક.
માવા રંગીલા છેલા, મનડામાં મારે.
હાંરે ખુંતી નવલ કલંગી, આવી તારી રે. મા૦ ૧
કહાનકુંવર તારે કેડે ફરુ છું;
હાંરે મારા ઘરડા કેરાં કામ વીસારી રે. મા૦ ૨
શેરડીએ રે તારો સાદ સુણીને;
હાંરે હું તો દોડીને આવું છું ઘર બહારી રે. મા૦ ૩
બ્રહ્માનન્દના શ્યામ રગીલા;
હાંરે તારા મુખડા ઉપર જાઉં બલિહારી રે. મા૦ ૪

## પદ ૧૮૪૨ મું.

કીધેલ ઘેલી રે કીધેલ ઘેલી રે;
માવે મુને મંત્ર ભણીને રે કીધેલ ઘેલી. ટેક.
આજ અસુરી હું તો પાણીડે રે ગઇતી;
હાંરે બીજી સંગ નહી કોઇ સાહેલી રે. મા૦ ૧
મારગડામાં મુને નટવર મળીયો;
હાંરે શિર નવલ કલંગી રુડી મેલી રે. મા૦ ૨
ઘેલી થઇને બેની ઘરકુ રે ભૂલી;
હાંરે હવે નહી મેલું નદજીની ડેલી રે. મા૦ ૩
બ્રહ્માનન્દના વહાલાની મૂર્તિ;
હાંરે મારાં નેણુંને માંહ્ય ધરેલી રે. મા૦ ૪

## પદ ૧૮૪૩ મું.

કહાનડ કાળે રે કહાનડ કાળે રે;
મારી મુને નેણુ કટારી રે કહાનડ કાળે. ટેક.
વાટે જાતાં રે મારુ મન હરી લીધું;
હાંરે રુડી મોરલી વજાડી મરમાળે રે. મા૦ ૧
હીયડે હાર અમૂલખ પેહેર્યાં;
હાંરે રુડાં છોગલાં મેલ્યાં છે રૂપાળે રે. મા૦ ૨
દો'વું વલોવું મારે હાથ ન લાગે;
હાંરે ચિત્ત ચોર્યું એણે આંખડલીને ચાળે રે. મા૦ ૩

બ્રહ્માનન્દના વહાલાની પાસે;
હાંરે હવે જાતાં મુને કોણ બીજું ખાળે રે. મા૦ ૪

પદ ૧૮૪૪ મું.

કામણગારે રે કામણગારે રે;
કીધાં મુને કામણીયાંરે કાંઈ કામણગારે. ટેક.
મોરલી મનોહર હાથજ લઈને;
હાંરે આવી ઉભો રહે જમુનાને આરે રે. કી૦ ૧
કામણીયાં કરવાને રે કાજે;
હાંરે ઘેરે આવે છે સાંજ સવારે રે. કી૦ ૨
કામણીયાં કોઇ પેરનાં કીધાં;
હાંરે એ હવે બીજો કોણ વૈદ્ય ઉતારે રે. કી૦ ૩
બ્રહ્માનન્દના નાથ વિના રે બેની;
હાંરે હવે ઘડીએ નવ ચાલે કાંઈ મારે રે. કી૦ ૪

પદ ૧૮૪૫ મું-રાગ પરજ.

લગાડી તેં પ્રીતી લાલ રે, લગાડી તેં પ્રીતી લાલ રે;
પ્રીતડલી તો લગાડી. ટેક.
પ્રીતમ માર્યાં પ્રેમનાં, તમે તીખાં રે તીખાં બાણ;
જોતાં તમને જાદવા રે, થિયા પરવશ મારા પ્રાણ રે. પ્રી૦ ૧
વહાલી ભ્રુકુટી વાંકડી, વહાલાં લાગે છે સુંદર વેણ;
નટવર તમને નિરખવા, મારાં નાંખે છે ઝડપું નેણ રે. પ્રી૦ ૨
હાર હજારો પેહેરીયો, નેણનો નજારો જોર;
બ્રહ્માનન્દ હૈડે વશ્યા, કોડીલા નંદકિશોર રે. પ્રી૦ ૩

પદ ૧૮૪૬ મું.

વજાડી ત વંશી કહાન રે, વજાડી તેં વંશી કહાન રે;
વાંસલડી તો વજાડી. ટેક.
વેણ વજાડી વિઠુલા, તમે રૂપાળા રંગરેલ;
ઘર ધંધો ભૂલી ગઇ, હું તો ભરવી ભૂલી હેલ રે. વાં૦ ૧
માવા તમારી મોરલી, મારે ખુબ પડી છે ખેદ;
કીધાં એણે કારમાં, છાતડલી માંઇ છેદ રે.* વાં૦ ૨
વ્રહમાં વાગી વાંસળી, આવી સુંદર ઝીણે સાદ;
બ્રહ્માનન્દ કહે વશ થઈ, મોરલડી કેરે નાદ રે. વાં૦ ૩

* "કાંઈ છાતડલીમાં છેદરે" ઇતિ પાઠાન્તર.

પદ ૧૮૪૭ મું.

પેચાળી તે બાંધી પાઘ રે, પેચાળી તેં બાંધી પાઘ રે;
પાઘડલી તો પેચાળી. ટેક.
પાઘડલીના પેચમાં, થયું મન મારૂ ગુલતાન;
વાલમ મુને વશ કરી, કોડીલા છેલા કહાન રે. પા૦ ૧
ફુલતોરાની ફોરમાં, જોઈ ભમર થયા ચકચૂર;
મતવાલા થઇને ફરે, મેલી ન જાય દૂર રે. પા૦ ૨
માવ તમારુ મોળીયું, મે દીઠું આંટાદાર;
બ્રહ્માનન્દના વાલમા, વીસાર્યો મે સંસાર રે. પા૦ ૩

પદ ૧૮૪૮ મું.

મરમાળી છે આંખ્યુ માવ રે, મરમાળી છે આંખ્યુ માવ રે,
આંખડલી મરમાળી. ટેક.
આંખડલી અણીયાળીયું, વારી જાણું રે તીખાં બાણ;
ચિત્તડામાં ચોટી ગઇ, મુને કરી લીધી વેચાણુ રે. આં૦ ૧
નેણુ તમારાં નાથજી, છે છેલા રે રાતાં ચોળ;
અંતરમાં ઉડાં ભર્યાં, થયું હૈડુ હાલકલોલ રે. આં૦ ૨
અતીશે દીઠાં આકરાં, આડી દીધી રે ધીરજ ઢાલ;
બ્રહ્માનંદ કહે મારકાં, લોચનીયાં તારાં લાલ રે. આં૦ ૩

પદ ૧૮૪૯ મું-રાગ પરજ.

ઓરા આવો છેલ છબીલા, છેલ છબીલા રંગના રેલા;
લટકાળા નન્દલાલ હો. વાલમ. ઓ૦ ટેક.
કુંડળીયાં કાનમાં પેરાવું, હૈડે પેરાવું હાર;
જુગતે મારા નાથ જમાડું, કરી કરી મનુવાર રે. વાલમ. ઓ૦ ૧
જાદવ તારી મૂર્તિ જોઇને, લોચનીયાં લોભાય;
મરમાલા મનમોહન તારુ, મુખ મેલ્યું નવ જાય રે. વાલમ. ઓ૦ ૨
ખાંત કરીને ખાટડી ઢાળું, પ્રેમે પખાળું પાવ;
બ્રહ્માનન્દના વાલમા મારા, ઓરડીયાંમાં આવ રે. વાલમ. ઓ૦ ૩

પદ ૧૮૫૦ મું.

કોડીલા છેલ કહાનુડા, છેલ કહાનુડા લાગો છો રુડા;
મીઠડા બોલા માવ હો. મેરમ. કો૦ ટેક.
લાલ ગુલાબી આંખડી તારી, છેલ રંગીલી ચાલ;
મરમાળા તું મોહન મારી, આંખ્યુનો ધનમાલ રે. મેરમ. કો૦ ૧

ભુધર તારું મુખડું ભાળી, થાય અધીક સુવાણ;
છેલ છબીલા રહો માં છેટે, પાતળીયા મારા પ્રાણ રે. મેરમ. કો૦ ૨
મનડું મારુ મોહીને રહ્યું, તમથી લાગેલ પ્યાર;
બ્રહ્માનન્દના નાથ પધારો, સેજતણા સણગાર રે. મેરમ. કો૦ ૩

## પદ ૧૮૫૧ મું.

રંગીલા છેલ રૂપાળા, છેલ રૂપાળા મોરલીવાળા;
ડોલરીઆ હેસોત રે. મોહન. ર૦ ટેક.
પાઘમાં તોરો ઝુકી રહ્યો, જાણે મોતીડાંનો મોર;
ઘેલડા થૈને ભમર ભમે છે, પુલડાં કેરી ફોર રે. મોહન. રં૦ ૧
ડોલરીયા તારી મુરતી દેખી, બાં'રો મેં કાઢી બીક;
લટકાળા તારી આંખડી લાગી, ઠાવકી ઠીકાઠીક રે. મોહન. રં૦ ૨
લાગંતા પગ લડથડચો, ફુટી પાંણીડાંની હેલ;
બ્રહ્માનન્દના નાથજી આવી, ઉઠાડો અલબેલ રે. મોહન. રં૦ ૩

## પદ ૧૮૫૨ મું.

માણીગર મીટડી તારી, મીટડી તારી પ્રેમ કટારી;
કામણગારા ક્હાન. હો છેલા. મા૦ ટેક.
મીટડી તારી પ્રેમ કટારી, થઇ છે આરમપાર;
ઘાયલ થઈને ઘુમતી ડોલું, ભૂલી છું ઘરબાર. હો છેલા. મા૦ ૧
પાણીડું ભરવું વીચમાં રયું, ઘર થઈ ગયું દૂર;
મરમાળા તારાં નેણને મારે, ચીત થયું ચકચૂર. હો છેલા. મા૦ ૨
ચોટ અચાનક લાગતાં થયું, દીલડું ડોલાડોલ;
બ્રહ્માનંદ કહે લોચન તારાં, પ્રેમતણી પીસતોલ. હો છેલા. મા૦ ૩

## પદ ૧૮૫૩ મું–રાગ પરજ.

વહાલે વજાડી છે વાંસળી રે, માવે વજાડી છે મોરલી રે, કાલદ્રીને તીર;
નાગ પીયાલે ડોલિયો રે, એવો શબ્દ ગભીર. હો બેની. વ૦ ટેક.
ઘેનું તૃણ ભુલી ગઇ રે, વછાં ભૂલ્યાં ખીર;
જોને સખી જમુનાતણું રે, વેતું થંભ્યું નીર. હો બેની. વ૦ ૧
ઘેલી થઇ સરવે ગોપીકા રે, ભૂલી ગઇ રે શરીર;
કામ રહ્યાં છે હાથમાં રે, ઓઢણ ભૂલી ચીર, હો બેની. વ૦ ૨
વેણુ અલોકીક વિઠ્ઠલે રે, વાઇ બળભદ્ર વીર;
બ્રહ્માનન્દ સુર સાંભળી રે, અંતર ન રહી ધીર. હો બેની. વ૦ ૩

## પદ ૧૮૫૪ મું.

વંશીમાં મુને વિઠ્ઠલે રે, મોરલીમાં મુને માવે રે, કીધાં કામણ કહાન;
મન કલ્પિત સરવે ટળ્યું રે, ભૂલી હું તનનું ભાન. હો હેલી. વં૦ ટેક.
ઘર ધંધો ગમતો નથી રે, ન ગમે ભોજન પાન;
મન ભરમાણું માહરુ રે, મોરલડીને તાન. હો હેલી વં૦ ૧
એને દેખી સુખ ઉપજે રે, વીન દીઠે હેરાન;
એક પલક નવ વીસરે રે, વહાલો ભીને વાન. હો હેલી. વં૦ ૨
થઈ છું હું તો ઠાવકી રે, છોગામાં ગુલતાન;
બ્રહ્માનંદ નવ વીસરે રે, રાત દીવસ એનું ધ્યાન. હો હેલી. વં૦ ૩

## પદ ૧૮૫૫ મું.

વિસામાની વાંસળી રે, મરમાળાની મોરલી રે, વાગી મહા વનમાંય;
છેલ છબીલો શ્યામળો રે, ઘેરે નાદે ગાય. હો બેની. વિ૦ ટેક.
બ્રહ્માને વીસમે થયો રે, શીવને ન સમજાય;
મોહ પામ્યા સરવે દેવતા રે, સંશે થયો સુરરાય. હો બેની. વિ૦ ૧
ચોરાસી સિદ્ધ સાંભળે રે, થીર નવ અંતર થાય;
નૃત્ય ડગી નવ નાથની રે, ચિત્ત મળવા લલચાય. હો બેની. વિ૦ ૨
જમુનાને તીરે જદુપતિ રે, વેણુ અલોકીક વાય;
વશ કીધી વ્રજ વિનતા રે, બ્રહ્માનંદ બલ જાય. હો બેની. વિ૦ ૩

## પદ ૧૮૫૬ મું.

અલબેલે અધરાતની રે, મનમોહન મધરાતની રે, વહાલે વજાડી વેણ;
ભણુક પડી મારા કાનમાં રે, મનડું થયું મારુ મેણ. હો બેની. અ૦ ટેક
ચટકી લાગી મારા ચિત્તમાં રે, ગ્રહ લાગ્યો દુઃખ દેણ;
મોહન વજાડી મોરલી રે, માજમ ગળતી રેણ. હો બેની. અ૦ ૧
સુણતાં મનડું થીર થયું રે, તનડું થઈ ગયું ખેણ;
જોવાને જાદવરાયને રે, આતુર થયાં છે નેણ. હો બેની. અ૦ ૨
હું દીવાની હોઈ ગઈ રે, કોઇનું ન માન્યું કેણ;
શું જાણું મુંને શું કર્યું રે, બ્રહ્માનંદને સેણ. હો બેની. અ૦ ૩

## પદ ૧૮૫૭ મું–રાગ પરજ.

મથુરાની વાટે મથુરાની રે વાટે, વાલા ન જાવું મથુરાની રે વાટે. ટેક.
મથુરા જાવાનું જ્યારે મુખથી બોલો છો, અંનડું ન ભાવે એ ઉચાટે. મ૦ ૧
અવશ્ય હોય તો અક્રુરને આપી, પ્રાણ અમારા તમ સાટે. મ૦ ૨

કામરુ દેશની રે વિદ્યા વેચાય છે, મથુરા નગરમાં હાટે હાટે. મ૦ ૩
બ્રહ્માનંદ કહે વ્રજ વીસરાવશો, જ્યારે તમે બેસશો પાટે. મ૦ ૪

### પદ ૧૮૫૮ મું.

મથુરામાં મ જાશો મથુરામાં મ જાશો, મોહન રે હો મથુરામાં મ જાશો. ટેક.
મથુરા નગરની રે નારી ધૂતારી, વાલમ તેને વશ થાશો. મ૦ ૧
ગોપીનાથ મટીને રે ગીરધર, કુબજાના નાથ કેહેવાશો. મ૦ ૨
દાસીના રે ઘરમાં ડોલરીયા, મેહેરમજી કેમ માશો. મ૦ ૩
બ્રહ્માનંદ કહે પરવશ થઇને, તેના તે મુખની ગાળ્યું ખાશો. મ૦ ૪

### પદ ૧૮૫૯ મું.

મથુરામાં ન જાવું મથુરામાં ન જાવું, કહાના રે હો મથુરામાં ન જાવું. ટેક.
અક્રુરને રે એ શી બુદ્ધિ આવી, એણે કર્યું છે કામ આવું મ૦ ૧
જન્મ સમે રે કુબજાની રે જનની, ભૂલી ગઈ વીખ પાવું. મ૦ ૨
લક્ષણ એનાં સર્વે લખ્યામાં નાવે, કેટલાંક કહીને બતાવું. મ૦ ૩
બ્રહ્માનંદના નાથ ન માનો તો, નંદજીના મુખથી કેહેવરાવું. મ૦ ૪

### પદ ૧૮૬૦ મું.

મથુરામાં માવા મથુરામાં માવા, નાથ હો ન જાઇએ મથુરામાં માવા. ટેક.
મામા કંસ સરીખા માણસ, એ નગરીમાં સર્વે આવા. મ૦ ૧
માસી પુતના પ્રેમની મૂર્તિ, પ્રથમ આવીતી ધવરાવા. મ૦ ૨
અક્રુરજી પણ ત્યાંના વાસી, રથ લઈ આવ્યા છે બોલાવા. મ૦ ૩
બ્રહ્માનંદ કહે કુબજાને વરશો, સુંદર થાશો જગ ચાવા. મ૦ ૪

### પદ ૧૮૬૧ મું-રાગ કાફી.

વાલિડાનિ વાતુ વાલિડાનિ રે વાતુ, ઉદ્ધવ કહોને વાલિડાનિ રે વાતુ. ટેક
કહે છે કહાનાને કુબજાના ઘરથી, બારણ નથિ નીસરાતું. વા૦ ૧
એ રે ગોલિ છે એને કોઈ નવ ઓળખે, કપટનું હૈડામાં છે કાતું. વા૦ ૨
અમને મેલ્યાં તેમ એને પણ મેલશે, માંડી મેલ્યું છે અમે ખાતું. વા૦ ૩
બ્રહ્માનંદ કહે વ્રજમાં આવશે, તે અમને નથિ મનાતું. વા૦ ૪

### પદ ૧૮૬૨ મું.

રસીયાજીની રીતિ રસીયાજીની રે રીતિ, ઉદ્ધવ કહોને રસિયાજીની રે રીતિ. ટેક.
કંસ મામાનું સમું કરીને, કેવી પાળે છે રાજનીતિ. ર૦ ૧
રાજ પામીને ઘેર દાસીને રાખી, તેની તો થઈ છે ફજીતિ. ર૦ ૨

માંડ્યું હોય તે કેમ મિથ્યા થાયે, કુબ્જા કરમે લખીતિ. ૨૦ ૩
બ્રહ્માનંદ કહે એ સંગે એને, પૂર્વ જનમની પ્રીતિ. ૨૦ ૪

### પદ ૧૮૬૩ મું.

મન મથુરામાં મોહ્યું મન મથુરામાં રે મોહ્યું, ઉદ્ધવ એનું મન
એથી અમે અતર નવ રાખતાં, દીધલ દોહ્યું ને વલોયું. મ૦ ૧
પ્રીત કરીને ત્યાં તો પરવશ થયા છે, નરતું સારુ નવ જોયું. મ૦ ૨
એ સારુ રે અમે આંસું નાખીને, બાળુ જોબન ખોયું. મ૦ ૩
બ્રહ્માનન્દ કહે જાદવકુલને, પલવટ વાળીને વગોયું. મ૦ ૪

### પદ ૧૮૬૪ મું.

મથુરામાં મેલિ વહાલે મથુરામાં મેલિ રે વહાલે, ઉદ્ધવ રે હો લજ્યા મથુરામાં
મેલિ રે વહાલે. ટેક.
કુલવંતી રે પતિવ્રતા કુબજા, આવિ મળી છે સૌ પેહેલી. મ૦ ૧
વ્રજવાસીને વિસારી રે વહાલો, બલવંત થયા છે એના બેલી. મ૦ ૨
એને આગે રે વહાલો માન તજીને, વાતુ કરે છે કાલીઘેલી. મ૦ ૩
બ્રહ્માનન્દ કહે જોડ બની છે, જેમ કલાયલ ઢેલિ. મ૦ ૪

### પદ ૧૮૬૫ મું–રાગ પરજ.

પ્રીતડી બંધીલો, મુંજી પ્રીતડી બંધીલો, કહાનેસે. પ્રી૦ ટેક.
વનમે ચગી મોરલી વાયથો, ગાયથો ચંગાં ગીત;
ચંગી ચંગી ગાલિયું ચઈ, ચોરી ગીડો મુંજો ચીત. કહાનેસે. પ્રી૦ ૧
મીડે સહીયર્યું સાથ મુજે, મથે મૈંજો માટ;
અડો અચી ઓડડો ઉભો, વૃંદાવનજી વાટ. કહાનેસે. પ્રી૦ ૨
નઢડો જેડો નીગરો ભેણુ, જાદવજેજી જાત;
બ્રહ્માનન્દચે હીનધારુ આઉં, રહી ન શકુ રાત. કહાનેસેં. પ્રી૦ ૩

### પદ ૧૮૬૬ મું.

કહાન ધૂતારેલો ભેણુ, કહાન ધૂતારેલો ધૂતી મૂકે. ક૦ ટેક.
ધૂતારેસેં આઉ બ્રજાથી, પ્રાક્રમ જો નહી પાર;
જેડી આવું જ્યું તેડી આં અચે, લાજ મીડે ન લગાર. ધૂતી મૂકે. ક૦ ૧
કુરો કરીયાં આઉં કેતરી સાંખુ, રાત દીયેજી રાડ;
મોર મીડે હો પ્રીત કરેથો, પોચે ન પુછે પાડ. ધૂતી મૂકે. ક૦ ૨
આંખડીયું અણીઆળીયું એજી, તેજી મોસેં તાન;
બ્રહ્માનન્દજો સ્વામી વહાલૈડો, કેડો છડે નહિ કહાન. ધૂતી મૂકે. ક૦ ૩

### પદ ૧૮૬૭ મું.

કામણગારો લો ભેણું, કામણગારો લો કહાનુડા કા૦ ટેક
રાત સુંમંદે નીંદ અચે નહીં, દીયે રુચે નહી ધાન;
કેડો કામણુ વધા કરે, કામણગારો કહાન. કહાનુડા કા૦ ૧
નીયારેમેં નંઢડો લગે, હુન્નર કરે હજાર;
વંશી બજાઈ વશ કરી મુકે, ગાયનજે ગોવાળ. કહાનુડા કા૦ ૨
કામણગારી મોરલી એંજી, કામણગારે નેણ;
બ્રહ્માનંદજો સ્વામી વહાલૈડો, સગો મુંજો સેણ. કહાનુડા કા૦ ૩

### પદ ૧૮૬૮ મું.

મનડો મોહ્યો લો મુંજો, મનડો મોહ્યો લો કહાનસે મ૦ ટેક
માડુ મુંકે ચેઇથા તુંજો, ફીરી વીયોએ ચીત;
છેલ છબીલે કહાનકે છડી, આઉસે વજ્યાં ફીત. કહાનસે મ૦ ૧
ખીલંદે વરી માંખણુ ખીદે, મુંજો ગિડો મન;
હાંણે તો હીન ધારુ મુંજો, તપી વંજેથો તન. કહાનસે મ૦ ૨
આંગણુ મુજે આડડો, અચી ગુંજજી ચેથો ગાલ;
બ્રહ્માનન્દચે વહાલૈડેકે, ન્યારી થૈયસ ન્યાલ. કહાનસે મ૦ ૩

### પદ ૧૮૬૯ મું-રાગ સોલા.

ચાલો ચાલો સૈયરુનો સાથ, શ્યામળીયો સ્નેહી જાઇને વધાવીયેજી. હો સખી. ૧
નવલો નવલો નટવર નાથ પ્રીતમજીને, જોઇને આનંદ પામીયેજી. હો સખી. ૨
લીજે લીજે સર્વ સમાજ, વાજાંને વજડાવો હરખ વધામણાંજી. હો સખી. ૩
આનંદ આનંદ મંગળ આજ, પ્રાણપતિ પુરુષોત્તમ વાલમ પ્રામણાજી. હો સખી. ૪
ભરીયે ભરીયે મોતીડાંના થાળ, શેરીને વળાવી ફુલડાં વેરીયેજી. હો સખી. ૫
આવ્યા આવ્યા ગુણવંત ગોપાળ, પાટાંબર આભુષણ લઇને પેહેરીયેજી. હો સખી ૬
રમશું રમશું રસીયાજીશું રેણ, મનગમતા છોગલીયાં શીશ ધરાવશુંજી. હો સખી. ૭
નિરખી નિરખી પાવન કરશું નેણ, પ્રીતમજીને મંદિરમાં પધરાવશુંજી. હો સખી. ૮
અલબેલાને તેડીશું એકાંત, ભોજનીયાં તે દેશું રુડાં ભાવથીજી. હો સખી. ૯
ખાંતીલાથી કરશું પૂરી ખાંત, મળશું જાઈ આલીંગન લેઇને માવથીજી. હો સખી. ૧૦
કોડે કોડે પુછીશું કુશલાત, સેજલડી પોઢાડશું સુંદર શ્યામનેજી. હો સખી. ૧૧
બ્રહ્માનંદ કહે સુણશું રુડી વાત, હૈડાંની કરશુંજી પૂરી હાંમનેજી. હો સખી. ૧૨

### પદ ૧૮૭૦ મું.

ગઈતી ગઇતી ભરવાને નીર, કેશરીયે વાઘે રે નટવર દીઠડાજી. મારા રાજ. ૧
ઉભા ઉભા જમુનાને તીર, લાજડલી મેલીને લીધાં મેં તો મીંઠડાંજી. મારા રાજ. ૨

લાગી લાગી આંખડલીની ચોટ, ડોલરીયો દેખીને ઘાયલ હું થઈજી. મારા રાજ. ૩
દોડી દોડી કાઢી મે તો દોટ, દીલડામાં દીવાની સરખી હોઈ રહીજી. મારા રાજ. ૪
અલબેલાનાં નેણું કેરાં બાણ, અચાનક લાગ્યાં રે હેલી હું શું કરુજી. મારા રાજ. ૫
હરીયાં હરીયાં મનડું ને પ્રાણ, કહાનુડા કેડે રે સૈયર હું ફરુજી. મારા રાજ. ૬
રુડું રુડુ સુંદર વરનું રૂપ, આંખડલી અણીઆળી બળભદ્ર વીરનીજી. મારા રાજ. ૯
આંગી પેરી અજબ અનુપ, નિરખો શોભા રે નવલ અહીરનીજી. મારા રાજ. ૧૦
લીધી લીધી વંશી વહાલે હાથ, ઉભાને આલાપે રસીયો રાગમાંજી. મારા રાજ. ૧૧
શોભે શોભે બ્રહ્માનંદનો નાથ, છોગલીયાં બીરાજે સુંદર પાઘમાંજી. મારા રાજ. ૧૨*

### પદ ૧૮૭૧ મું–રાગ જંગલો.

બંશી બજાઈ નદલાલ, આલી તાન સુનત ભઈ બાવરી હો. બ૦ ટેક.
દરદ દીવાની નીશ દીન ડોલું, ઘરની ટીકત નહી પાવરી હો. બ૦ ૧
અંતર પીર ભઈ અતી આતુર, લગ્યા કલેજે ઘાવરી હો. બં૦ ૨
લગી ખુમારી પ્રાન પીયાકી, અબ તો ભઈ હું ઉતાવરી હો. બં૦ ૩
બ્રહ્માનન્દ દરશ બીન વ્યાકુલ, લાલનકું ઈત લાવરી હો. બ૦ ૪

### પદ ૧૮૭૨ મું.

કહે હમસે કહા કામ વાલમ, કયું તમ ડોલત ગેલરી હો. ક૦ ટેક.
મનમસ્તાન ભયે હો મોહન, છેલ કરત હો પેહેલરી હો ક૦ ૧
જમુનાજીકે આરે રોકત, જોર જનાવત જેલરી હો. ક૦ ૨
ખેંચત ચીર ઓર ઘુઘટ ખોલત, મુખસે બોલત ફેલરી હો. ક૦ ૩
બ્રહ્માનદ કહે જાઓ સુધે, હમ જાને તુમ છેલરી હો. ક૦ ૪

### પદ ૧૮૭૩ મું.

હમ તુમ હોયગી રાર, પ્રીતમ કહત હું સાચી વાતરી હો. હ૦ ટેક.
કયું તુમ ગેલ પરે મનમોહન, સુધે કયું નહી જાતરી હો. હ૦ ૧
લોચન લાલ કરત હો લાલન, તાતે નાહી ડરાતરી હો. હ૦ ૨
કહા કરત હો કહવાયકે નીકી, જાનત તુમેરી જાતરી હો. હ૦ ૩
બ્રહ્માનન્દ કહત હમ દેખે, તુમકું ઘેન ચરાવતરી હો. હ૦ ૪

### પદ ૧૮૭૪ મું.

કયું તુમ ફાર્યો ચીર મોહન, કહી ઘુંગી ઘર જાયકે હો. કયું૦ ટેક.
મેં ચલી જાત હતી મહી બેચન, બાંહ્ય ગ્રહી બોલાયકે હો. કયું૦ ૧
મેરી ખેંચ લઈ તુમ મટુકિ, અટકી મગ વીચ આયકે હો. કયું૦ ૨

* આ પદમા બે લાઇન ઘટે છે. ૭ મી તથા ૮ મી નથી

મોયે બેહાલ કરી મહી મેરો, દીનો ખાય બહાયકે હો. ક્યું૦ ૩
બ્રહ્માનન્દ ઠગી બતીયાંમે, નખ છતીયામે લગાયકે હો. ક્યું૦ ૪

પદ ૧૮૭૫ મું–રાગ જંગલો.

હો સુંદર શ્યામ સલુને, નેનુમે નૌતમ ટુને. હો૦ ટેક.
હો વાલમ કુંજવિહારી, નિરખી મગન વ્રજનારી. હો૦ ૧
હો નેનુમે જાદુ જ્યું કીને, ચીતવની ચિત્ત હરી લીને. હો૦ ૨
હો મોહન મોરલી બજાઈ, સુનતેહી સુધ વીસરાઈ. હો૦ ૩
હો નટવર નંદદુલારે, બ્રહ્માનન્દકુકે મન પ્યારે. હો૦ ૪

પદ ૧૮૭૬ મું.

હો ગીરધર છેલ ગુમાની, ભરને દે જમુનાકો પાની. હો૦ ટેક.
હો તુમસે જ્યું કહત હું પ્યારે, મ પરો જી ગેલ હમારે. હો૦ ૧
હો હમસે જ્યું ન કરો લડાઈ, દેઉગી મે નૃપકી દુવાઈ. હો૦ ૨
હો તુમ તો કરન લગે એસે, કહો જ્યું બનેગી વાત કેસે. હો૦ ૩
હો બ્રહ્માનન્દ કહે કર જોડી, મ કરો છેલાજી છેડ મોરી. હો૦ ૪

પદ ૧૮૭૭ મું.

હો મોહન ઝગરો ન મોસે, સાચી મે કહત વાત તોસે. હો મો૦ ટેક.
હો કાહેકું જ્યું કરત હો જોરો, કહાના મેરી બાંહીંયાં ન મોરો. હો મો૦ ૧
હો ડોલત ગેલ હમારે, મારત હો નજર નજારે. હો મો૦ ૨
હો ઝગરત કરત હો જેલી, તુમ તો ભયે હો અતિ ફેલી. હો મો૦ ૩
હો બ્રહ્માનન્દ કહત હે કહાના, હમકુ ન કરો હો હેરાના. હો મો૦ ૪

પદ ૧૮૭૮ મું.

હો છેલાજી કુંજવિહારી, એસી કહા રીતી અટારી. હો છે૦ ટેક.
હો નાજુક બાંહીંયાં મરોરી, જલકી ગગરીયાં મોરી ફોરી. હો છે૦ ૧
હો તુમ જ્યું ભયે હો અબ દાની, બોલત હો જેસી તેસી બાની. હો છે૦ ૨
હો રોકત મગ આતે જાતે, હમસે કહત એસી બાતે. હો છે૦ ૩
હો બાંધત પાઘ બનાયે, બ્રહ્માનંદકુકે મન ભાયે. હો છે૦ ૪

પદ ૧૮૭૯ મું–રાગ જંગલો.

ચલોજી તુમ સુધે, નંદકિશોર. ચ૦ ટેક.
મસ્ત ભયે કરકમલ, ફેરાવત મેરી ઓર. ચ૦ ૧
મે ચલી જાત ભરન જલ જમુના, ઝગરત હો કર જોર. ચ૦ ૨
જબ દેખું તબ મગ બીચ મોહન, ઠાડે હો નીશ ભોર. ચ૦ ૩
બ્રહ્માનદ કહે તુમ ફારી, ચુનરીયાંકી કોર. ચ૦ ૪

### પદ ૧૮૮૦ મું.

કરોજી જી ન મોંસે પ્યારે રાર. ક૦ ટેક.
જોબનકો મદ જોર જનાવત, રોકત સાંજ સવાર. ક૦ ૧
બહુત વીલંબ ભયે મનમોહન, સાસુરી દેગી મોયે ગાર. ક૦ ૨
ન્યારે હોય રહો મગ તજકે, શીરપર લાગત ભાર. ક૦ ૩
બ્રહ્માનન્દ કહે કર જોરી, માનો નંદકુમાર. ક૦ ૪

### પદ ૧૮૮૧ મું

કહોજી તમ સાચી મોસે કહાન. ક૦ ટેક.
સાચ કહો પીયા શ્યામ સોહાગી, કુનસેં લાગી તાન. ક૦ ૧
વાકો ઘર અપનો કરી લીનો, તજ દીનો સબ માન. ક૦ ૨
જાદુ જોર લગે જગજીવન, ભૂલે હો તન ભાન. ક૦ ૩
બ્રહ્માનંદ કહે રહે તુમકું, નીશ દીન વાકો ધ્યાન. ક૦ ૪

### પદ ૧૮૮૨ મું.

લગીજી મોયે નેણું કેરી ચોટ. લ૦ ટેક.
આય લગી મેરે કઠીન કલેજે, હોય પરી લોટ પોટ. લ૦ ૧
અતર પીર મીટત નહી આલી, કીને ઔષધ કોટ. લ૦ ૨
આજ સખી મનમોહન દેખે, ઘુંઘટ કેરી ઓટ. લ૦ ૩
બ્રહ્માનન્દ કહે સબ મીટ ગઈ, અનંત જનમકી ખોટ. લ૦ ૪

### પદ ૧૮૮૩ મું–રાગ જંગલો.

લગન લગી ઘનશ્યામ તીહારી. લ૦ ટેક.
તેહારે દરશવીના ફીરુ રે દીવાની, નાગર નટવર કુંજવિહારી. લ૦ ૧
તેરોહી રાહુ નીરંતર હેરુ, દરસકી ચાહુ ભઈ ઉર ભારી. લ૦ ૨
પુલન સેજ બીછાયકે પ્રીતમ, બેઠ રહી મેં તો રજની સારી. લ૦ ૩
બ્રહ્માનન્દ કહે મોય મીલીયે, મનમોહન રસીયા બનવારી. લ૦ ૪

### પદ ૧૮૮૪ મું.

દ્રગન વસે મેરે કુંજવિલાસી દ૦ ટેક.
ગજ ગતી ચાલ નવલ ગીરધારી, હરખત નેન મનોહર હાસી. દ૦ ૧
સુખદાયક વ્રજરાજ સાંવરીયો, દેખત વ્રજત્રીય રહત હુલાસી. દ૦ ૨
લાલ નવલ ગળ માલ લાડીલો, નૌતમ રૂપ રસીક અવિનાશી. દ૦ ૩
બ્રહ્માનન્દ આનદ મૂર્તિ, એહી નિરખત ઉર મીટત ઉદાસી. દ૦ ૪

### પદ ૧૮૮૫ મું.

મોહન પધારો મેરે છેલ છબીલે. મો૦ ટેક.
અંતરમાંહી અટક રહે મેરે, બેન સુખદ તેરે નેન રગીલે. મો૦ ૧
પ્યારી નવલ મનોહર પગીયાં, સુંદર છોગે શીશ રહીલે. મો૦ ૨
નટવર રૂપ તીહારો નિરખુ, હાથન ફુલન ગેંદ ગહીલે. મો૦ ૩
બ્રહ્માનંદ તબ મન માને, આય મીલો પીય રેન અકીલે. મો૦ ૪

### પદ ૧૮૮૬ મું.

જમુના તીર મીલે દીલજાની. જ૦ ટેક.
શીરપર લેકર નવલ ગગરીયાં, સખીયન સંગ ગઈ મેં પાની. જ૦ ૧
તહાં ઠાડો નંદલાલ સાંવરો, ગાવત રાગ પાઘ સુલતાની. જ૦ ૨
બોલત તાન સુજાન સલુનો, માગત દાન હોઈ મગ દાની. જ૦ ૩
બ્રહ્માનંદ વદન છબી નિરખત, કોટિક ચન્દ્રકી કાંતિ લજાની. જ૦ ૪

### પદ ૧૮૮૭ મું-રાગ જંગલો.

લાગી રે કનૈયા, તેરી અંખીઆં સલુની હો. લા૦ ટેક.
અંખીઆંવે લાગી વારી તન સુધ ત્યાગી, થીર હો રહી મગ થુની.(?) તે૦ ૧
જબહી ન દેખું મે તો ભાલકી રેખું, હોત વ્યથા ઉર દૂની. તે૦ ૨
વ્રજમે વે ફીરતા વારી ઘાયલ કરતા, હાથ મોરલીયા ખૂની. તે૦ ૩
લોચન નીકે મેરે જીવન જીયકે, બલ જાવત બ્રહ્મ મુની. તે૦ ૪

### પદ ૧૮૮૮ મું.

મેરીસું કનૈયા, મેરે મંદિર આનાં હો. મે૦ ટેક.
ગાદી વે તકીયા વારી લાયકે ધરીહું, કરીહું મે નવલ બીછાનાં. મે૦ ૧
વાલમ કીજે રંગરસકી વે બતીયાં, છતીયાં કંઠ લગાનાં. મે૦ ૨
વ્રજજીવન ગુણવાન વિહારી, સુંદર તાન સુનાનાં. મે૦ ૩
બ્રહ્માનન્દ કહે નવલ સનેહી, બાનક ખુબ બનાનાં. મે૦ ૪

### પદ ૧૮૮૯ મું

તેરી તો કનૈયા, વસી જાદુગારી હો. તે૦ ટેક.
જાદુકી મારી મેં તો ફીરત દીવાની, કબહુ નહોત કરારી. વં૦ ૧
કલ ન પરત મેરે દરદકી કોઉકું, વૈદ્ય ગયે પન હારી. વં૦ ૨
નંદભુવન તેરે દરસન કારન, આતહું સાંજ સવારી. વં૦ ૩
બ્રહ્માનન્દ કહે લગ ગઈ ઉર બીચ, જાદુકી ચોટ અટારી. વં૦ ૪

### પદ ૧૮૯૦ મું.

અબ તો કનૈયા, રખું નેનન નેરે હો. અ૦ ટેક.
પ્રાનજીવન ગુંથી પેહેરાવું, ગજરે પુલનકે રે. ર૦ ૧
સબ તન મન ધન જીવ સહીતા, વારી ડારુ ઉરપર તેરે. ર૦ ૨
નેનનકી પલમે નટનાગર, આય કરો તુમ ડેરે. ર૦ ૩
બ્રહ્માનન્દ કહે રહો રસીયા, મોહન જીવન મેરે. ર૦ ૪

### પદ ૧૮૯૧ મું-રાગ જંગલો.

દૃગન ચિત્ત ચોર હો, નવલ કનૈયા. દ૦ ટેક.
જેલ કરત જમુના તટ આલી, જલ બીચ ખેલ ખેલૈયા હો. ન૦ ૧
કર દૃગ સેન કરત લખી મોકુ, મધુરીસી બેન બજૈયા હો. ન૦ ૨
નાગ નથન શીર પાઘ મનોહર, નૌતમ રાગ ગવૈયા હો. ન૦ ૩
બ્રહ્માનન્દ નવલ છબી પ્રીતમ, અતર આય બસૈયા હો. ન૦ ૪

### પદ ૧૮૯૨ મું.

વાલમ વ્રજવાસી હો, જીવન મેરા. વા૦ ટેક.
પ્રાનહુંસે અતીશે મોય પ્યારા, તારા નેનન કેરા હો. જી૦ ૧
રેન દીવસ સુખ દેન મનોહર, નાથ રાખુ દૃગનેરા હો. જી૦ ૨
જગસે તોર દીયા હીત* ધાગા, શરન લીયા અબ તેરા હો. જી૦ ૩
બ્રહ્માનન્દ ઉર વીઘન નીવારન, ભવજલ તારન બેરા હો. જી૦ ૪

### પદ ૧૮૯૩ મું.

કનૈયા છબી તેરી હો, લાગત પ્યારી. ક૦ ટેક.
અખીયાં લાલ કમલ દલ જેસી, લાલ તીલક સુખકારી હો. લા૦ ૧
પ્રેમીજન કોઉ ગુથ કે નૌતમ, ફુલમાલ ગલે ડારી હો. લા૦ ૨
નીશદીન મગન રહત મનમાંહીં, લખી બ્રખુભાન દુલારી હો. લા૦ ૩
બ્રહ્માનન્દ વિલાસ પીયા સંગ, આશ જગતકી ટારી હો. લા૦ ૪

### પદ ૧૮૯૪ મું.

કનૈયા તેરે કાજ હો, જોગન હોઉગી. ક૦ ટેક.
જોગન હોય ફીરુગી વનમાંહીં, તનપર ખાખ લગાઉગી હો. જો૦ ૧
સંજયા ભોર દરસકે કારન, નંદ ઘેર અલખ જગાઉંગી હો. જો૦ ૨
જમુનાકે તટ તકીયા બનાયી, જલ ખેલત પીયા જોઉગી હો. જો૦ ૩
બ્રહ્માનન્દ મુકુંદ તીહારી, મૂર્તિમે અંતર પ્રોઉગી હો. જો૦ ૪

* "મોહી" એમ પણ એક ભક્ત રોજ ગાય છે

### પદ ૧૮૯૫ મું-રાગ જંગલો.

આવના બાલમ મોરારે, સલુના રે મંદિર પીયા રે. આ૦ ટેક.
મદિર આવ મોય હસકે બોલાવના વનમારી;
ગાત દેખાવના ચિત્ત ચોરા રે. સ૦ ૧
પ્યારી લગત શિર પાઘ નવીની રંગભીની;
ફૂલન બીરાજે શીર તોરા રે. સ૦ ૨
છેલ ચતુર વ્રજરાજ વિહારી ગિરિધારી;
નાગર નંદકિશોરા રે. સ૦ ૩
બ્રહ્માનન્દકે નાથ દેખત છબી તેરી;
જેહી વિધી ચંદ ચકોરા રે. સ૦ ૪

### પદ ૧૮૯૬ મું.

તુમસે લગી મેરી પ્રીતી રે, ગુમાની રે ચતુર પ્યારા રે. તુ૦ ટેક.
છેલ ચતુર ઘનશ્યામ તિહારી છબી પ્યારી;
અખીયનમે ધરી લીતી રે. ગુ૦ ૧
કાજ તિહારે વ્રજરાજ નવિના રંગભીના;
લોકન ડર તજી દીતી રે. ગુ૦ ૨
અતી લાગત પ્રીય છેલ પીયા ઉર માંહી;
નાથ નવલ તેરી નીતિ રે. ગુ૦ ૩
બ્રહ્માનન્દ સનેહ કીયા અબ તોસે,
ભૃગ કમલહુકી રીતિ રે. ગુ૦ ૪

### પદ ૧૮૯૭ મું.

પીયરા પરમ પ્રવીના રે, કનૈયા રે દીલજાની રે, પી૦ ટેક.
યાર કનૈયા વ્રજ ખ્યાલ કરૈયા બલ ભૈયા,
નીશ દીન પ્રેમ આધીના રે. ક૦ ૧
વ્રજ વીનતન સંગ મોદ બઢાવે મુખ ગાવે,
મોરલી બજાવે સ્વર ઝીના રે. ક૦ ૨
શ્યામ ચતુર રંગરેલ અકેલી લખી મોકું;
ડગર ચલત કછુ કીના રે. ક૦ ૩
બ્રહ્માનન્દ વસે ઉરમે ગીરધારી;
છેલ ચતુર રંગભીના રે. ક૦ ૪

### પદ ૧૮૯૮ મું.

શ્યામ રે મૂર્તિ સહુની રે, દેખાવના રે વ્રજવાસી રે. શ્યા૦ ટેક.
પાઘ નવલ શીરપેચ મનોહર રાજે;
કુંડળ જડે હે નગ ચુની રે. દે૦ ૧
મૂર્તિ તીહારી બીન નાથ નવલ વ્રજચંદા;
લાગત સબ ઘર સૂની રે. દે૦ ૨
એહી મૂર્તિકુ દેખી સરવ વ્રજનારી;
થીર હોવત જેહી થુની રે દે૦ ૩
બ્રહ્માનન્દકે નાથ રસીક છબી તેરી;
દીન પ્રતી અતિ સુખહુની રે. દે૦ ૪

### પદ ૧૮૯૯ મું-રાગ જંગલો.

નીકી મોરલી બજાવો, નીકી મોરલી બજાવો; ગીરધારીજી. ની૦ ટેક.
મોરલી બજાવો નીકી, આણુ થાને નદજીકી;
માને તો લાગે છે અતિ પ્યારીજી. ની૦ ૧
વાંસલડીરી ટેર સુણી, આતુર હુઈ છું ઘણી;
નવલ રંગીલી જગ ન્યારીજી. ની૦ ૨
નેણાંરો નજારો થારો, મનડો ચોરે છે મારો;
મોલીડે મગન કરી ડારીજી. ની૦ ૩
શ્યામળા સનેહી પ્યારા, ચોર મારા ચિતડારા;
બ્રહ્માનદ જાય બલિહારીજી. ની૦ ૪

### પદ ૧૯૦૦ મું.

માને જાનેદો નીઠુરા, માને જાનેદો નીઠુરા; વનમાળીજી. મા૦ ટેક.
સૈયર સમાણી મારી, વાતડી જાણે છે થારી;
ભરમ ધરે છે થાને ભાળીજી. મા૦ ૧
માનો નંદજીરા લાલ, સાસુડીરો મારે સાલ;
નણુદી દેવે છે માને ગાળીજી. મા૦ ૨
રસીયાજી રગ રેલ, ભરન દીયોને હેલ;
કાંઈ પાણીડારી રખવાળીજી. મા૦ ૩
બ્રહ્માનંદ જાય વારી, સુણો પીયા ગીરધારી;
લોક કેરી લાજ થે તો ટાળીજી. મા૦ ૪

પદ ૧૯૦૧ મું.

થારી મૂર્તિ સલુણી,થારી મૂર્તિ સલુણી; પીયા પ્યારીજી. થા૦ ટેક.
મુર્તિ સલુણી લાગે, રૈહેજ્યો મારા નેણાં આગે;
નાગર નન્દદુલારાજી. થા૦ ૧
છોગાળા ગોકુલ ચંદા, છોજી નંદજીરા નંદા;
ગિરિવરધર ગુણ સારાજી. થા૦ ૨
નીકાં થારાં તીખાં નેણા, દીન દીન સુખ દેણા;
નિમખ ન મેલાં થાંને ન્યારાજી. થા૦ ૩
બ્રહ્માનન્દ કેરા નાથ, વેચાણી હું થારે હાથ;
મારુજી રંગીલા છેલા મારાજી. થા૦ ૪

પદ ૧૯૦૨ મું.

મારે મોહોલ પધારો, માહારે મોહોલ પધારો; લટકાળાજી. મા૦ ટેક.
શ્યામળા સલુણા છોજી, રાતડીમાં પાસે રોજી;
માનોજી રંગીલા મરમાળાજી. મા૦ ૧
બિછાઈ રાખી છે મારુ, સેજડી મેં થારે સારુ;
વહાલાજી પધારો વંશીવાળાજી. મા૦ ૨
થારે બીના નીંદ નાવે, ભોજન સો નહિ ભાવે;
આવોજી આવોજી થઈ ઉતાળાજી. મા૦ ૩
બ્રહ્માનંદ કેરા મીત, થાસું મારી લાગી પ્રીત;
રસીક નવલ રઢીયાળાજી. મા૦ ૪

પદ ૧૯૦૩ મું–રાગ જંગલો.

બંસુરી અજબ બજાઈ કહાન, બાજી બાજીવે અલોકીક તાન. બં૦ ટેક.
યારે વંસીકો શબ્દ સુનત સમ, ભૂલે શંકર ધ્યાન. બં૦ ૧
દેવ સહીત ઇંદ્રાદીક ભૂલે, ભૂલે શશી અરુ ભાન. બં૦ ૨
ભૂલે સિદ્ધ ચારણ વિદ્યાધર, ગાંધર્વ ભૂલે ગાન. બં૦ ૩
બ્રહ્માનંદ નવલ પ્રીતમપર, તન મન ધન કુરબાન. બં૦ ૪

પદ ૧૯૦૪ મું.

બંસુરી તું બડભાગન જોર, પ્યારી પ્યારી વે રગીલી તેરી ઠોર. બ૦ ટેક.
તોસે શ્યામ સલુનો ખેલત, નહી મેલત નિશ ભોર. બ૦ ૧
પ્રાનપીયા પ્રીતમ પ્યારે કો, લેત અધર રસ ચોર. બ૦ ૨
તેરો સુર મહા અજબ અલૌકિક, મોહે મૃગ વનમોર. બ૦ ૩
બ્રહ્માનંદ કહે ધન્ય બંસી, તોયે વાઈ નંદકિશોર. બં૦ ૪

### પદ ૧૯૦૫ મું.

વાલમા દુર રહે દુઃખ હોય, હાંજી રેહેનાં રેહેનાંવે સમીપે મોય. વા૦ ટેક.
તુમ વિન મોકું દેત મહા દુઃખ, વિરહા શૂળી પ્રોય. વા૦ ૧
ચિતવનીમે ચિત્ત હરી લીના, કીના જાદુ કોય. વા૦ ૨
ચાહ કરી મન સેજ બીછાઈ, બેઠી મારગ જોય. વા૦ ૩
બ્રહ્માનદ કહે અતરજામી, કહા સમજાવું તોય. વા૦ ૪

### પદ ૧૯૦૬ મું.

વાલમા નેક ન રહીયે દૂર, હાંજી વારી વારી રહો નેન હજૂર. વા૦ ટેક.
જો તુમ મોસે દૂર રહોગે, તો મે મરુગી ઝૂર વા૦ ૧
મે હું ચેરી પ્રીતમ તેરી, યામે નહીં તીલ કુર. વા૦ ૨
જબ દેખું તોય શ્યામ નજર ભર, તબ આનદ ભરપૂર. વા૦ ૩
બ્રહ્માનન્દ તિહારે નેનસે, હો ગઈ ચકનાચૂર. વા૦ ૪

### પદ ૧૯૦૭ મું–રાગ જંગલો.

ભલા શ્યામરે મે બદી, મેરમ તેરિયાં જીવે. ભ૦ ટેક.
મેરે દૃગકે આગે વાલમ, બસી બજાયો મુખ ગોરીયાં જીવે. ભ૦ ૧
નિરખ સલુણી છબી અધીક સોહાવત, નેન તૃપત નહી મેરીયાં જીવે. ભ૦ ૨
કયા જાનત આ જીવ જગતકે, આશ કરત અનેરીયાં જીવે. ભ૦ ૩
બ્રહ્માનન્દ નવલ છબી પ્રીતમ, ચરન કમલ દૃગ ડેરીયાં જીવે. ભ૦ ૪

### પદ ૧૯૦૮ મું.

ભલા શ્યામરે અબ, વિલંબ ન કીજીયે જીવે. ભ૦ ટેક.
બહુ દીન દૂર રહે મનમોહન, અબ હસી દરશણ દીજીયે જીવે. ભ૦ ૧
તુમ વીણુ મોકુ કલ ન પરત રહે, નિરખ સલુણી છબી જીજીયે જીવે. ભ૦ ૨
મનુવા ધીર ધરત નહી મેરા, વિન દીઠે ન પતિજીયે જીવે. ભ૦ ૩
બ્રહ્માનન્દ જાન જન અપનો, બાહ પકર ગ્રહી લીજીયે જીવે. ભ૦ ૪

### પદ ૧૯૦૯ મું.

ભલા શ્યામરે તેરી, નજર અટારીયાં જીવે. ભ૦ ટેક.
મોકુ લાગી કઠીન કલેજે, કર ગઈ ઘાવ કટારીયાં જીવે. ભ૦ ૧
આય અચાનક મોય લગી હે, ટરત નહી અબ ટારીયાં જીવે. ભ૦ ૨
મારી નજર કસી ભર મોહન, નિકસ ગઈ ઉન પારીયાં જીવે. ભ૦ ૩
બ્રહ્માનન્દ નવલ પીય ઉપર, તન મન ધન સબ વારીયાં જીવે. ભ૦ ૪

પદ ૧૯૧૦ મું.

ભલા શ્યામરે નીકી, મોરલી બજાય જો જીવે. ભ૦ ટેક.
મે પ્યાસી વસીકે મુરકી, સુંદર તાન સુનાયજો જીવે. ભ૦ ૧
મોર મુગટ ધરકે મનમોહન, આજ મેરે ઘર આયજો જીવે. ભ૦ ૨
નૌતમ ગાન કહાન વસીમે, સાનનમે સમજાયજો જીવે. ભ૦ ૩
બ્રહ્માનન્દકે શ્યામ સલુને, પ્રેમ સુધારસ પાયજો જીવે. ભ૦ ૪

પદ ૧૯૧૧ મું–રાગ ધોળ આશાવરી.

વારી વારી રે નન્દજીના લાલ, કુજવિહારી રે;
તારી ચટક રંગીલી ચાલ, લાગે મુને પ્યારી રે. ટેક.
વૃન્દાવનના ચોકમાં રે, તમે મોહન વેણુ વજાડી રે;
ભણુક પડી મારા કાનમાં રે, મુને સુતી જગાડી રે. કું૦ ૧
કામડલું ભૂલી ગઈ રે, મુને નીંદ્રા પણ નવ આવે રે;
ધીરજ રેહેતી નથી અતરેરે,વહાલા ભોજન નવ ભાવે રે. કુ૦ ૨
પરવશ થઈ ગઈ પ્રેમમાં રે, હવે જગમાં સરવે જાણી રે;
ગીરધર તારા ગીતમાં રે, હું તો ભૂધર ભરમાણી રે. કુ૦ ૩
શ્રવણ સુણીને મગ્ન થઇ રે, મે તો શક જગતની ટાળી રે;
બ્રહ્માનન્દના વાલમા રે, તારી મોરલડી મરમાળી રે. કુ૦ ૪

પદ ૧૯૧૨ મું.

આવો આવોને સુંદર શ્યામ, મદિર મારે રે;
ઘેલું કીધું ગોકુલ ગામ, લટકે તારે રે. ટેક.
સેજ બિછાઈ ફૂલડે રે, બેઠી દીપકને અજુવાળી રે;
હસી બોલાવો હેતમાં રે, મારા મોહન વનમાળી રે. મં૦ ૧
મુને લાગી મોહની રે, વહાલા રૂપત મારુ જોઇને રે;
છેલા તારી ચાલમાં રે, મારુ મન રહ્યું મોહીને રે. મ૦ ૨
શોભે છે સુંદર શ્યામલા રે, માથે પાઘડલી સોનેરી રે;
હદ વાળો છો હેરતા રે, તમે પીતાંબર પહેરી રે. મ૦ ૩
ભાલ તિલક સોયામણુ રે, તમે કેશર કેરુ કીધું રે;
બ્રહ્માનંદના વાલમા રે, મારુ ચિત્ત ચોરી લીધુ રે મં૦ ૪

પદ ૧૯૧૩ મું.

રુડો રુડો તારો રાગ, નન્દદુલારા રે;
પ્યારી સુંદર લાગે પાઘ, પ્રીતમ પ્યારા રે. ટેક.

રૂપાળાં રતને જડ્યાં, બેઉ કુંડળ પેહેર્યાં કાને રે;
મન લોભાણું માહેરું રે, તારી મોરલીને* તાને રે. નંદ૦ ૧
તમ વિના મારા નાથજી રે, હું તો બીજું કાંઈ નવ જાણું રે;
રસીયા તારા રૂપમાં રે, મન ભૂધર ભરમાણું રે. નંદ૦ ૨
શોભે સુંદર શ્યામળા રે, પ્યારા ડોલરીયા વર દાણી રે;
લાગે છે મુને લાલજી રે, વહાલી મુખડાંની વાણી રે. નંદ૦ ૩
છેલ છબીલા શ્યામળા રે, હું તો જીવું તમને જોતી રે;
બ્રહ્માનંદના વાલમા રે, મારા નથડીના મોતી રે. નંદ૦ ૪

### પદ ૧૯૧૪ મું.

લાગી લાગી રે તમથી પ્રીત, ગિરિવરધારી રે;
હું તો ગરક થઇ રે તારે ગીત, મંગળકારી રે. ટેક.
છેલ છબીલા તારું છોગલું રે, મેં તો જે દહાડાથી જોયું રે;
તે દહાડાથી મારા વહાલમા રે, મેં તો ચિત્તડામાં પ્રોયું રે. ગિ૦ ૧
લાગો છો રુડા લાલજી રે, તમે ગોવાળા સંગ ગાતા રે;
લટકામાં મન લીધું રે, તમે રંગડાના રાતા રે. ગિ૦ ૨
કુંડળ પેહેર્યા કાનમાં રે, તમે બાંધી પાઘ અમૂલ રે;
નવલ કલંગી વંકડી રે, વળી ફરતાં છાયાં ફૂલ રે. ગિ૦ ૩
ચટક રંગીલી આંખલડી રે, મોરલી મનોહર હાથ રે;
ચિત્ત ચોરો છે ચાલતા રે, વહાલા બ્રહ્માનન્દના નાથ રે. ગિ૦ ૪

### પદ ૧૯૧૫ મું–રાગ આશાવરી.

માયા લાગી મુને મોહન તારી, મુખ મેલ્યું નવ જાય રે;
ઘરનો રે ધધો હાથ ન લાગે તો, જુગતુલ્ય રજની થાય રે. મા૦ ટેક.
એ વહાલાજી રે મીઠી મીઠી મોરલીરે વાતા,જ્યારે તમે જાવો છો વનમાં રે;
મુખરે જોયા વિના મન મુઝાય તો, તાપ થાય છે મારા તનમાં રે. મા૦ ૧
એ વહાલાજી રે સુંદર ચાલ મનોહર જોઇને,મોહી રહ્યું છે મન મારુ રે;
જોતાં લોચન તૃપત ન થાયે, એવું રૂપ અલૌકિક તારુ રે. મા૦ ૨
એ વહાલાજીરે વશી રસીક મનોહર વાઈને,ચિત્તને તે લીધું તાણી રે,
બ્રહ્માનન્દના રે શ્યામ સોહાગી, તારા લટકામાં લોભાણી રે. મા૦ ૩

### પદ ૧૯૧૬ મું.

તમ સાથે શ્યામળીયા રે વહાલા, પ્રીત બંધાણી પ્યારા રે;
એક ઘડી અલબેલા મુજથી, નટવર રહો માં ન્યારા રે. ત૦ ટેક.

* "મોરલડીને" ઇતિ પાઠાન્તર

એ વહાલાજી રે મૂર્તિ નવલ મનોહર મીઠી, મીઠી મુખની વાણી રે;
જોતાં ને સુણતાં તૃપત ન થાઉં, એવી અચલ વૃત્તિ ઠેરાણી રે. ત૦ ૧
એ વહાલાજી રે નિરમલ નયણે મનોહર વેણે,નટવર લાગ્યો છે નેડો રે;
કોડીલા વર કહાનડ તારો, કેમ કરી મેલું કેડો રે. ત૦ ૨
એ વહાલાજીરે વાલમ બીજું નહિ કોઈ વહાલું,જગમાંહી તમ જેવું રે;
બ્રહ્માનંદના શ્યામ સોહાગી, અધક્ષણ દૂર ન રહેવું રે. ત૦ ૩

પદ ૧૯૧૭ મું.

આવોને અલબેલા મારે, મહિરીયે મોરારી રે;
સુંદર વર પ્રીતમ તમ સારુ, ફૂલડે સેજ સમારી રે. આ૦ ટેક.
એ વહાલાજી રે સુંદર મોરલી રે હાથ લઈને, ગીત મધુરાં ગાવો રે;
નટવર ગલ બાંહડલી રે નાંખીને, હસી હસી કંઠ લગાવો રે. આ૦ ૧
એ વહાલાજી રે લટકાં કરીને મારુ મનડું રે લીધું, જાણો છો રસની રીતી રે;
પ્રાણજીવન નટવર પાતલીયા, તમ સંગ લાગી છે પ્રીતી રે. આ૦ ૨
એ વહાલાજીરે અધુર અમૃત રસ પાન કરાવીને, તનડાંના તાપ નીવારો રે;
બ્રહ્માનન્દના રે શ્યામ સોહાગી, પ્રીતમ સેજ પધારો રે. આ૦ ૩

પદ ૧૯૧૮ મું.

નટવર આવો નંદજીના લાલા, તમ વીના તનડું દાઝે રે;
સર્વે સંગાથે મેં તો સગપણ તોડયુ, કહાન કુંવર તમ કાજે રે. ન૦ ટેક.
એ વહાલાજી રે તમ વીના શ્યામ મનોહર મુજને,અંતર સુખ નથી થાતું રે;
કહોને કેને રે આગે કરીયે, બાલપણાંની વાતુ રે. ન૦ ૧
એ વહાલાજી રે દૂર રહ્યાં દુઃખ થાય છે દીલમાં, પાસે તે વાધે પ્રીતીરે;
નાથ પધારો નિશ્શંક થઈને, હું કોઇથી નથી બીતી રે. ન૦ ૨
એ વહાલાજી રે લટકાં તારાં રે પ્યારાં લાગે, લટકાળા નંદલાલા રે;
એકાંતે આવી સુખ આપો, બ્રહ્માનન્દના વહાલા રે. ન૦ ૩

પદ ૧૯૧૯ મું–રાગ ગરબો.

નાગર નદદુલારો રે, મન મસ્ત કનૈયો નન્દદુલારો;
ઝગરત સાંજસવારો રે, મન મસ્ત કનૈયો નન્દદુલારો. ટેક.
આડો આવીને ઉભો રહે આગે, મહીડાં કેરાં દાણ માગે રે. મ૦ ૧
લોકલજ્યા મનમાં નવ આણે, નવરંગ ચુનડી તાણે રે. મ૦ ૨
માને નહી ઝાલી બાંહ્ય મરોડે, જલની ગાગરીયાં ફોડે રે. મ૦ ૩
ચોરી નાખે માથે આળ ચડાવે, જોરે જોરે વાંસે આવે રે. મ૦ ૪
બ્રહ્માનન્દ કહે એની રીતી, કેતી નથી હું તો બીતી રે. મ૦ ૫

### પદ ૧૯૨૦ મું.

નટવર મોહન દાણી રે, નન્દલાલ હઠીલો મોહન દાણી;
રોકત જમુનાનાં પાણી રે, નન્દલાલ હઠીલો મોહન દાણી. ટેક.
આડો આવે છે જો દાણને બોળે, મનમાં આવે તેમ બોલે રે. નં૦ ૧
વેહેતાં રોકે વૃન્દાવનની રે વાટે, બાઝે છે મહીડાંને માટે રે. નં૦ ૨
દહાડી ઉઠી મહી વેચવા જાઉં, ખુચી એને જોરે ખાવું રે. ન૦ ૩
કાયર કીધલાં નન્દને છૈયે, કહો વ્રજમાં કેમ રહીયે રે. નં૦ ૪
બ્રહ્માનદ કહે એની વાણી, કેતી નથી હું તો જાણી રે. નં૦ ૫

### પદ ૧૯૨૧ મું.

લૂટે છે લાલ તમારો રે, થયો લાડકવાયો લાલ તમારો,
માત જશોદા વારો રે, થયો લાડકવાયો લાલ તમારો. ટેક.
આવી કટાંણે ને વાછરુ છોડે, ઘરનાં ઠાંમલડાં ફોડે રે. થ૦ ૧
જેરે દેખે તે જોરે લઈ જાવે, બાલકને રોવરાવે રે. થ૦ ૨
દુણી ઝડે સાંજે દુધની દોહતાં, જાય છે નાશી જોતાં જોતાં રે. થ૦ ૩
ગોકુલ ગામ કહી કહી હાર્યું, મનમાં કરે એનું ધાર્યું રે. થ૦ ૪
બ્રહ્માનન્દ કહે એની વાતુ, કહ્યા વીના સુખ નથી થાતું રે. થ૦ ૫

### પદ ૧૯૨૨ મું

લાડકડા નન્દલાલા રે, વારી સાચું કહો નન્દજીના રે લાલા;
પુછીયે તમને વહાલા રે, વારી સાચું કહો નન્દજીના રે લાલા. ટેક.
નન્દજશોદા ગૌર રૂપાળાં, કયાંથી થયા તમે કાળા રે. વા૦ ૧
આવીને કોઈક કહી ગયું અમને, લીધા વેચાતા તમને રે. વા૦ ૨
માત જશોમતી તમને રે માવા, રાખ્યા છે ગાયુ ચરાવા રે. વા૦ ૩
માનો અમે તમને કહીયે સાચું, કન્યાની કોરનુ કાચું રે. વા૦ ૪
કહાના તમારુ ઠોર ઠેકાણું, બ્રહ્માનન્દ કહે હું જાણું રે. વા૦ ૫

### પદ ૧૯૨૩ મું.

સુંદર શ્યામ છોગાળા રે, ઓરા આવોને સુંદર શ્યામ છોગાળા;
મીઠા બોલા મરમાળા રે, ઓરા આવોને સુંદર શ્યામ છોગાળા. ટેક.
ચુપ કરી મે તો સેજ સમારી, તમ કાજે ગીરધારી રે. ઓ૦ ૧
તમ સઝ મનડું રહ્યું મારુ મોહીને, જીવું છું જીવન જોઈને રે. ઓ૦ ૨
પ્રાણથકી કરી રાખું હું પ્યારા, આંખડલીના તારા રે. ઓ૦ ૩
તમ વીના વાત ગમે નહીં બીજી, રૂપે તમારે હું રીજી રે. ઓ૦ ૪
બ્રહ્માનદના શ્યામ સુહાગી, લાલચડી તારી લાગી રે. ઓ૦ ૫

### પદ ૧૯૨૪ મું.

શ્યાને રહો છો તમે છેટે રે, અલવિલાજી શ્યાને રહો છો તમે છેટે;
મોહી છું રંગીલે રેટે રે, અલવિલાજી શ્યાને રહો છો તમે છેટે. ટેક.
લોકતણી મરજાદા મેં મેલી, બાંધી છે તમ સંગે બેલી રે. અ૦ ૧
દુરજનિયાં છોને જોઇને દુખાતાં, મેલું નહી માથું જાતાં રે. અ૦ ૨
જગ કેરી બીક હૈયે નવ આણું, તમ સંગ મનડું લોભાણું રે. અ૦ ૩
મેહેણું તમારુ મેં મસ્તક લીધું, સમજીને સગપણ કીધુ રે. અ૦ ૪
રહો માં નાથ પલક એક ન્યારા, બ્રહ્માનંદના પ્યારા રે. અ૦ ૫

### પદ ૧૯૨૫ મું.

મનગમતા વનમાળી રે, મુને વહાલા લાગો છો રસિયા વનમાળી;
આંખ તારી અણીઆળી રે, મુને વહાલા લાગો છો રસિયા વનમાળી. ટેક.
ચાલ તારી મારા ચિત્તડાને ચોરે, મોહી છુ હું ફુલડાને તોરે રે. મુ૦ ૧
નિરખીને રૂપ અલૌકીક તારુ, બીજું તે સરવ વીસારુ રે. મુ૦ ૨
ફુલના હાર અલૌકીક પેહેરી, લટકાં કરો છો લેહેરી રે. મુ૦ ૩
મૂર્તિ તારી વહાલા છેલ ગુમાની, જોઇને થઈ મસ્તાની રે. મુ૦ ૪
બ્રહ્માનંદના નાથ રંગીલા, આવો ઓરા અલવીલા રે. મુ૦ ૫

### પદ ૧૯૨૬ મું.

મોહન છેલ ગુમાની રે, નંદલાલ રગીલા મોહન છેલ ગુમાની;
મૂર્તિ તારી મનમાની રે, નંદલાલ રંગીલા મોહન છેલ ગુમાની. ટેક.
નિશ દીન મનડુ ફરે તમ કેડે, મોહી છું મોલીડાને છેડે રે. નં૦ ૧
બાહે બાજુ કાજુ ફુલડાંની માળા, લાગો છો અધિક રૂપાળા રે. નં૦ ૨
મસ્તક નવલ કલગી લટકે, જોઇને તેમાં ચિત્ત અટકે રે. નં૦ ૩
નટવર રૂપ અલૌકીક નિરખી, થાઉ છું દીવાની સરખી રે. ન૦ ૪
બ્રહ્માનંદના નાથ પધારો, જનમ સૂધારો મારો રે. ન૦ ૫

### પદ ૧૯૨૭ મું–રાગ ગરબી.

વ્રજમાં એક સમે રે વ્રજરાજ કે, આડો લીધલો રે લોલ;
રોષે રાતાં થયાં છે રે નેણ, ક્રોધ બહુ કીધલો રે લોલ. ૧
જશોદા હેતે બોલ્યાં રે વેણ, જાઉં તારે વારણે રે લોલ;
આવડી રીસ કરી રે નંદલાલ, કહોને શા કારણે રે લોલ. ૨
કહાનુડા કહે તો તારે કાજ, શીવાડું ઝુલડી રે લોલ;
કાજુ રેશમ કેરી રે કોર, કોરાવું ફુલડી રે લોલ. ૩

નાડી હીરતણી રે નવરંગ, વણાવું સુંથણી રે લોલ;
આપું હું ખાંતે રે જમવા ખીર, ઘૃત શાકર ઘણી રે લોલ. ૪
જશોદા માતા રે જાણ પ્રવીણ કે, મનમાં આણીયું રે લોલ;
રીસાણા બ્રહ્મ મુનિનો રે નાથ કે, કારણ જાણીયું રે લોલ. ૫

## પદ ૧૯૨૮ મું.

પરણ્યા કાજ કર્યો રે પરપંચ, મીષ લેઈ રીસનુ રે લોલ;
ભાળ્યું રે સુંદર પરમ અનુપ, ચરીત્ર જગદીશનુ રે લોલ. ૧
જશોદા સમજ્યાં રે પરમ સિદ્ધાંત, લખણ લાલાતણું રે લોલ;
બોલ્યાં જાણું રે જગદાધાર, રસીક તારુ રીસાણું રે લોલ. ૨
રસીયા રમો જમો રે સુખરૂપ, કરો રંગ રેલડી રે લોલ;
કાજુ કન્યાર લાવુ તુજ કાજ, અતી અલબેલડી રે લોલ. ૩
વહાલેજી કાંઇક ધરીયા રે કાન, મન શીતળ કર્યું રે લોલ;
માતાનું વેણ મનોહર રે માવ કે, અતરમાં ધર્યું રે લોલ. ૪
સગપણ કરવાનુ રે મન સાથ, ઠાવકુ ઠેરીયું રે લોલ;
ત્યારે બ્રહ્મ મુનીને રે નાથ, હસીને સામું હેરીયું રે લોલ. ૫

## પદ ૧૯૨૯ મું.

જશોદા સરવ કહ્યું રે વૃત્તાંત કે, આગે નંદને રે લોલ;
ઘડીઆં લગન લીયો રે તત્કાળ કે, બાલમુકુંદને રે લોલ. ૧
થયો છે લાડકવાયો રે લાલ કે, પરણ્યા જેવડો રે લોલ;
જોઇને રે કન્યા કુળ આચાર, સગાઈ ત્રેવડો રે લોલ. ૨
હમણાં બાળ અવસ્થા રે માંહ્ય, કન્યા કાજુ જડે રે લોલ;
પછે તો મોટા થઈ રે મહારાજ, કેવાયે નીવડે રે લોલ. ૩
માટે ઝાઝું બીજુ રે કાંઈ ડહાપણ, આપણ નવ ડોળીએ રે લોલ;
છોટી કહાન કુવરને રે કાજ કે, કુવરી ખોળીએ રે લોલ. ૪
વહાલો બ્રહ્મ મુનીનો રે નાથ, પરણવા લાગ્ય છે રે લોલ;
જે કોઈ એનો ગ્રહશે રે હાથ, તેનાં બડભાગ્ય છે રે લોલ. ૫

## પદ ૧૯૩૦ મું.

જશોદા નંદ મળીને રે એકાંત, એમ વિચારીયું રે લોલ;
ભ્રખુભાન ગ્રહે રે વીવાહ, કર્યાનું ધારીયું રે લોલ. ૧
નામાજોડું રે મુહુરત વરગ, લગન જોવરાવીયું રે લોલ,
વર કન્યાને પૂરણ પ્રીત, સરવ શુભ આવીયું રે લોલ. ૨

ભ્રખુભાણુતણે રે દરબાર, જશોદાજી ગયાં રે લોલ,*
દીધાં સુંદર બીડાં રે પાન, આસન આપીયાં રે લોલ. ૩
બોલ્યાં રે કલાવંતી ને ભ્રખુખાન, પધાર્યાં ભલે ભામની રે લોલ;
કીધી રે તમે મેહેર અલૌકિક આજ, અમારા ઘર ભણી રે લોલ. ૪
જશોદા સુંદર બોલ્યાં રે વેણ, જોડી હાથને રે લોલ;
આપોને રાધા રે કુંવરી બ્રહ્મ,-મુનીના નાથને રે લોલ. ૫

## પદ ૧૯૩૧ મું.

મનમાં રાજી થયા રે ભ્રખુભાણુ, કલાવંતી કોપીઆં રે લોલ;
જશોદા સાથે રે કરવા વઢવેડ કે, નેજા રોપીઆ રે લોલ. ૧
નંદની નારી એવી રે વાત, સંકેલી મેલો હાટમાં રે લોલ;
મારી કુંવરી રે મોતીડાં ભાર, પડી નથી વાટમાં રે લોલ. ૨
તું તો મોટી તારે રે ઘેર, દેખાડે શું માનને રે લોલ;
રાધા ગોરી રે સુંદર રૂપ, ન દેઉં કાળા કહાનને રે લોલ. ૩
મારી રે પુત્રી અતી સકુમાર, કમલ કેરી પાંખડી રે લોલ;
તારો પુત્ર ભમે રે વનમાંય, પગે નહી ચાંખડી રે લોલ. ૪
વાતું કરતામાં રે વે'વાણુ, બેઉ વાદે ચડ્યાં રે લોલ;
જાણી રે બ્રહ્મ મુનીના વહાલાને કાજ, જશોદાજી લડ્યાં રે લોલ. ૫

## પદ ૧૯૩૨ મું.

જશોદા લોચન કીધાં રે લાલ, કલાવંતી ઉપરે રે લોલ;
રીશે રોમાંચીત થયાં રે ગાત્ર, અધર મુખ ફરફરે રે લોલ. ૧
એલી તારી છોડી ચાળા રે દાર, છાશ પીને ઉછરી રે લોલ;
કાળો તોયે કહાનો રાજકુમાર, ગોરી તોયે ગુજરી રે લોલ. ૨
એવી કોણુ ત્રણુ રે ભુવનમાં નાર, જે એને નહી વરે રે લોલ;
વારુ રાધા જેવી રે લાખ, કહાનાની ઉપરે રે લોલ. ૩
કલાવંતી ટાટે થાય નહિ રે ચીત્ર, ચીત્ર થાય ભીંતમાં રે લોલ;
તમે શું જાણો આડાં રે લોક, રાજાઓની રીતમાં રે લોલ. ૪
તારી કુવરી જેવી રે ક્રોડ, એને વાંસે ફરે રે લોલ;
રસીયો બ્રહ્મ મુનીનો રે નાથ, મનમાં નવ ધરે રે લોલ. ૫

## પદ ૧૯૩૩ મું.

બોલી રોષ કરીને રે બળસોત, નારી ભ્રખુભાનની રે લોલ;
વૃષ્ટી માંડી રે જસોમતી શીશ, વચન કેરાં બાણુની રે લોલ. ૧

* "જશોદાજી આવીયા રે લોલ" ઇતિ પાઠાન્તર

જો હોય લાડકવાયો રે લાલ, તો બાંધ ગળે ઘુઘરો રે લોલ;
એવા તારા પુત્ર તણા રે આચાર, રહેશે ઉઘરો રે લોલ. ૨
કહોને એનું પ્રીને રે પુંખીને કોણ, નાક મરોડશે રે લોલ;
હશે જે નવરી લજ્જા રે હીન, તે ચોખા ચોડશે રે લોલ. ૩
જશોદા બોલ્યાં ક્રોધ રે સોત, કરી તિરસ્કારને રે લોલ;
લજ્જા અક્કલ તણો રે નહી લેશ, ગુર્જરની નારને રે લોલ. ૪
કરી કરી બ્રહ્મ મુની કહે રે વીખવાદ, સઉ આપીયાં રે લોલ;
વીવાહની પડતી મેલી રે વાત, જશોદા ઘરે ગયાં રે લોલ. ૫

## પદ ૧૯૩૪ મું.

વહાલે મારે ધાર્યો અચળ સિદ્ધાંત, પોતે પરણ્યા તણો રે લોલ;
આપણ હાથે કરીએ રે આજ, વીવાહ આપણો રે લોલ. ૧
માવે વૃન્દાવનની રે માંય, વગાડી વાંસળી રે લોલ,
રાધા વેધાણી ઝીણી રે તાન, આવીને એકાંતે મળી રે લોલ. ૨
અગો અગ નૌતમ બણી રે અનુપ, શોભા કહાનની રે લોલ;
જોઇને રસીયાજીનું રે રૂપ, મગન થઇ માનની રે લોલ. ૩
વનમાં તે રે અવસર તતકાળ, બ્રહ્મા આવીયા રે લોલ;
ભાળ્યો વરકન્યાનો રે ભાવ, તરત પરણાવીયાં રે લોલ. ૪
કલાવતી નંદ રે જશોદા ભ્રખુભાણ, કટુંબ સર્વે રહ્યું ધર્યુ રે લોલ;
છાનુ બ્રહ્મ મુનીને રે નાથ, કારજ પોતાનું કર્યુ રે લોલ. ૫

## પદ ૧૯૩૫ મું–રાગ ગરબી.

પાણી ભરવા હું ગઇતી આજ રે, જમુનાને તીરે રે;
હેલી નાતા દીઠા વ્રજરાજ રે, નિરમલ નીરે રે. ૧
ગેરે રાગે મનોહર ગાય રે, વ્રજજન સગે રે;
રગભીનો નવલ જદુરાય રે, અતી ઉછરગે રે. ૨
ખુબ જોઇને અલોકીક ખેલ રે, સખા રગ રાતા રે;
રસીઓજી વાળે છે રંગરેલ રે, નટવર ન્હાતા રે. ૩
બ્રહ્માનન્દનો સ્નેહી શ્યામ રે, કરે જલ ક્રીડા રે;
ભાળી અંતર થયો આરામ રે, ગઇ ભવ પીડા રે. ૪

## પદ ૧૯૩૬ મું.

લટકાળો નવલ નંદલાલ રે, જમુનામાં ઝીલે રે;
વહાલે રચ્યો છે અલૌકીક ખ્યાલ રે, અતી અલવિલે રે. ૧

ખેલે સરવે સખા ચહુ કોર રે, પ્રસન મુખ જોતાં રે;
બીચ ઝીલે છે નંદકિશોર રે, મનડાંને મ્હોતાં રે. ૨
મળ્યાં વિનતાનાં નૌતમ વૃંદ રે, જોવાને કાજે રે;
છેલો ભાળીને ગોકુલ ચંદ રે, રતીપતિ લાજે રે. ૩
ઉભા નિશ્શંક ઉછાળે નીર રે, રંગ રઢીઆળો રે;
બ્રહ્માનન્દ કહે બળભદ્ર વીર રે, રમે મતવાળો રે. ૪

પદ ૧૯૩૭ મું.

એની જમુનાને તીર જરૂર રે, ચાલો જાયે જોવા રે;
વહાલો ખેલે છે સ્હામે પૂર રે, મનડાંને મ્હોવા રે. ૧
વહાલો તરતા વિમળ જળમાંહ્ય રે, ટકીને દીયે ડુબી રે;
જોતાં વિનતા થકીત મન થાય રે, અલૌકીક ખુબી રે. ૨
ક્યારેક લાંબા પસારીને હાથ રે, નીર હીલોલે રે,
ન્હાતા જોવાને નટવર નાથ રે, ત્રીયા મળી ટોળે રે. ૩
બ્રહ્માનન્દનો વહાલો ગુણવાન રે, રમે બહુ રીતે રે;
કરે લીલા મનોહર કહાન રે, પૂરણ પ્રીતે રે. ૪

પદ ૧૯૩૮ મું.

જોને જોને સખી અલબેલ રે, લટકાં કરતાં રે;
રચે જલમાં અલોકીક ખેલ રે, મનડાંને હરતાં રે. ૧
મુખ શોભે મનોહર હાસ રે, ગીરધર ગાવે રે;
કરી ઇંદ્ર બ્રહ્માદીક આશ રે, જોવાને આવે રે. ૨
જલ ધારાને સનમુખ જોર રે, ઉભા છે વહાલો આવી રે;
ગુણવંતો રમે તન ગોર રે, અધીક છબી લાવી રે. ૩
બ્રહ્માનંદનો સનેહી નાવ રે, આવે છે જમુના આરે રે;
રસીયોજી નવલ વ્રજરાવ રે, પ્રીત વધારે રે. ૪

પદ ૧૯૩૯ મું–રાગ ગરબી.

એ હેલી રે નાગર નટવર દીઠડો, જદુપતિ જમુનાને તીર. ટેક૦
રૂપ જોઇને થઇ ઘેલડી, ભરવું ભૂલી હું તો નીર. એ૦ ૧
કુંડલ બિરાજે એને કાનમાં, હૈડે મોતીડાંનો હાર. એ૦ ૨
ચિત્ત ચોરાણું એની ચાલમાં, વીસરી ગઈ ઘરબાર. એ૦ ૩
પેચાળી માથે એને પાઘડી, ગેરે રંગ સોનેરી ગરકાવ. એ૦ ૪
રંગનો ભીનો છેલો રાજવી, માણીગર મીઠડા બોલો માવ. એ૦ ૫

અલવ કરે છે અલબેલડો, મદનો છાકયો મગરૂર. એ૦ ૬
બ્રહ્માનન્દકેરે વાલમે, કીધી મુને નેણુંમાં ચકચૂર. એ૦ ૭

પદ ૧૯૪૦ મું.

એ સખી રે નવલ વિહારી છેલો નંદનો, કસુંબલ ફેંટાવાળો કહાન. ટેક૦
આવીને ઉભો છે મારે આંગણે, માણીગર ડોલરીયો મસ્તાન. એ૦ ૧
ફરતાં છોગા મેલ્યાં ફુલનાં, બાંધ્યા છે પુલુંના ભુજ બધ. એ૦ ૨
હાર ફુલાંના હૈડે હિંડલે, ગુલાબી ખૂબીદાર સુગધ. એ૦ ૩
દાંત દાડમકેરાં બિજડાં, અધર પ્રવાલા જેવા લાલ. એ૦ ૪
અતી રૂપાલી એની આંખડી, નિરખી થઈ છું નિહાલ. એ૦ ૫
ફુલડે છાયું એનુ મોળિયું, દડા બેઉ પુલા કેરા હાથ. એ૦ ૬
પુલડે ઢાંકયો દીસે ફૂટડો, બ્રહ્માનન્દકેરો નાથ. એ૦ ૭

પદ ૧૯૪૧ મું.

એ બેની રે લાગ્યાં લટકાળા નંદલાલનાં, અચાનક આંખડલીનાં બાણ. ટેક૦
તેજાળાં અણીઆળાં તીખડાં, સજેલાં સુંદર પ્રેમ સરાણ. એ૦ ૧
માવે મારેલ મુને મર્મનાં, તાકી તાકી લોચનીયાંનાં તીર. એ૦ ૨
પડી ઘાયલ થઇને પ્રેમમાં, રહી નહી અતરમાં રે ધીર. એ૦ ૩
નટવર છેલા કેરા નેણુંને, ભલકે નાંખ્યું અતર ભેદ. એ૦ ૪
સનમુખ જોઇ પ્યારે શ્યામળે, કીધાં મારી છાતલડીમાં છેદ. એ૦ ૫
ઘરનાં કહે છે થઈ ઘેલડી, ભૂલી મારા તનડાં કેરુ ભાન. એ૦ ૬
બ્રહ્માનન્દકેરે વાલમે, કીધી મુને જગથી ન્યારી કહાન. એ૦ ૭

પદ ૧૯૪૨ મું.

એ આલી રે રંગનો ભીનો રળીઆમણો, માણીગર દીલડાનો મેરાણ. ટેક૦
પ્યારા અલવિલાજીને ઉપરે, કીધું છે શીર મારુ કુરબાણ. એ૦ ૧
મુને લાગી છે એની મોહની, રુડું જોઈ રસીયા કેરુ રૂપ, એ૦ ૨
ચિત્તમાં ખુતું આવી છોગલું, ઓપે છે સુંદર પાઘ અનૂપ. એ૦ ૩
સોનેરી ફેંટો બાંધ્યો શોભતો, પેહેર્યાં વહાલે અબર ઝીણે પોત. એ૦ ૪
મોતીડાંવાળો આવે મલપતો, સલુણો ડોલરીઓ દેસોત. એ૦ ૫
નિરખી વહાલા નંદલાલને, ભૂલી હું તો ધંધો ને ધન ધામ. એ૦ ૬
આવી વસ્યો છે મારે આંખમાં, છોગાળો બ્રહ્માનન્દનો શ્યામ. એ૦ ૭

પદ ૧૯૪૩ મું–રાગ ગરબી.

વાલીડા મોહન ચાલતા વાટમાં, ભુધર ગાળ્યું નવ ભાંખીએ રે. વા૦ ૧
શ્યામ ચતુરવર સૌને સાંભળતાં, દીલડાંની વાતુ નવ દાખીએ રે. વા૦ ૨

નાનકડા નટનાગર આજથી, નેણાં નજારાં નવ નાખીએ રે. વા૦ ૩
કોઇને એટલાં જોઇને કહાનજી, હૈડે હુંશ નવ રાખીએ રે. વા૦ ૪
બ્રહ્માનંદના વહાલા મગને ભરોંસે, છેલ મરી નવ ચાખીએ રે. વા૦ ૫

પદ ૧૯૪૪ મું.

કહાનુડા મારગ ચાલતાં કોઈની, અલવ ન કરીએ વહાલા આવડી રે. ક૦ ૧
પાયે પડીને કહીએ રહોને તમે પાધરા, રાજમાં કરશું નહી તો રાવડી રે ક૦ ૨
મોટા થયા તોયે હજી પણ માવજી, રીત માણસકેરી નાવડી રે. ક૦ ૩
પરનારીને કેડે પડયાની, વાત કુંણે એવી વાવડી રે. ક૦ ૪
બ્રહ્માનંદ કહે મસ્ત થયા છો તમે, હમણાં વીયાંણી બેક ગાવડી રે. ક૦ ૫

પદ ૧૯૪૫ મું.

રંગના ભીના નટવર રાજવી, અમને રોકો માં જાતાં પાણીએ રે. ર૦ ૧
નંદતણા મુખ સામું જોઇને, અમે મલાજો વહાલા આણીએ રે. ર૦ ૨
ગોકુલ ગામને ચાઠ ચડાવ્યું છે, લખણ તમારાં સરવે જાણીએ રે. ર૦ ૩
રાત દીવસ મારે કેડે કેડે ડોલો છો, બોલો છો લઢવા જેવી વાણીએ રે. ર૦ ૪
બ્રહ્માનન્દ કહે મહીડુ પાઇને, તમને મસ્ત કર્યા છે નન્દરાણીએ રે. ર૦ ૫

પદ ૧૯૪૬ મું.

કોડીલા કુંવર જોઈ મુને એકલી, આડા ઉભા છો શીદ આવીને રે. કો૦ ૧
નાનો જાણીને અમે તુને નવ બોલતાં, ફેરા બે ચાર ગયો છે ફાવીને રે. કો૦ ૨
અમે મહીયારાં રાજા કસ કેરાં કહાવીએ, લૂટી લે વારુ ફોજ લાવીને રે. કો૦ ૩
વસુદેવ દેવકીને બધન કરાવ્યું, હવે શું કરીશ નંદને બંધાવીને રે. કો૦ ૪
બ્રહ્માનંદ કહે ચાલ જશોમતી આગળે, લખણ દેખાડુ તારાં ગાવીને રે. કો૦ ૫

પદ ૧૯૪૭ મું–રાગ ગરબી.

વહાલો મારો વૃન્દાવનની વાટે, ઉભા મહીડાં લેવા માટે. ૧
લીધી મોરલી મનોહર હાથે, મોલીડું નૌતમ ધરીયું માથે. ૨
સાથે સરખા સરખા છોરા, લટકે નવલ કલંગી તોરા. ૩
આઘા પાછા વનમાં ડોલે, રસીયો મહીઆરીને ઓળે. ૪
બ્રહ્માનન્દને નાથ હઠીલે, રોકયો મારગ કહાન રંગીલે. ૫

પદ ૧૯૪૮ મું.

મહીડાં લઈ ચાલી મહીઆરી, તેમાં મોટી રાધા પ્યારી. ૧
મીઠા બોલી ને મરમાળી, બેપરવાહી વાદીગાળી.* ૨
ઓઢી નવરંગ ચુનડ ઝેણી, નૌતમ જોબન છબી મૃગ નેણી. ૩

* વાદીલી

ગોપી સરવે ભેળી થઇને, માથે માટ મહીના લઇને. ૪
વહાલો ઉભાતા ત્યાં આવી, બ્રહ્માનન્દને નાથે બોલાવી. ૫

પદ ૧૯૪૯ મું.

ઉભી રહેને રે મહીવાળી, ચાલી જાય છે ક્યાં ચરીતાળી. ૧
વાટે લાગે દાણ અમારુ, તેમાં લેશું મહીડું તારુ. ૨
પ્રીતે રીતે મહીડું પાને, મટુકી મેલી વુઢી જાને. ૩
ગુજરી ગર્વ ભરી તું ઘેલી, ચોરી દાણતણી નહીં સેહેલી. ૪
બ્રહ્માનંદ કહે મટુકી લઇને, મેલીશ ઘેર શીખામણ દેઇને. ૫

પદ ૧૯૫૦ મું.

રહો રહો કુવર હઠીલા કહાના, વુઢા જાઓને છાનામાના. ૧
મુખથી વાત કરો માં ભોળી, ગીરધર મુંઘી મહીની ગોળી ૨
જાણ્યું જાણ્યું જોર તમારુ, મહીડુ નહિ લૂટાશે મારુ. ૩
કહો તમે કે દહાડાના દાણી, ફેલ કરો છો જાણી જાણી. ૪
બ્રહ્માનન્દ કહે જોર કરીને, ખાશો ગાળ્યું પેટ ભરીને. ૫

પદ ૧૯૫૧ મું.

રહે રહે નખરાં કરતી નારી, કહેને તું પરણી કે કુંવારી. ૧
દીસે છે હલકાં ઘરની છોડી, ચચળ અંગમાં લજ્યા થોડી. ૨
જીભે જણુવે છે બહુ જોરો, નથી તારી વાતતણો કાંઈ થોરો ૩
ભલપણ તનમાં સુધું ભારી, તે કહી દે છે આંખ્યું તારી. ૪
બ્રહ્માનંદ કહે ધન્ય તારી છાતી, મનમાં કાંઈ પણ નથી લજાતી. ૫

પદ ૧૯૫૨ મું.

લજ્યા શાને માટે કરીએ, તારા ડરાવ્યાં અમે નવ ડરીએ. ૧
કોણ છો છોરા જાને કેનો, ઝાલે છે પાલવ જેનો તેનો. ૨
મોઢે ન મળે ડાઢી મુંછયું, પરણી કુંવારી કેમ પૂછયું. ૩
તું પણ સારા કુળનો જાયો, સુધો દુંગાઈમાં ડાહ્યો. ૪
બ્રહ્માનન્દ કહે ધન્ય તારી માઇને, તુંને જાયોતો શું ખાઇને. ૫

પદ ૧૯૫૩ મું.

એલી તું વાસ અમારે રહીને, બોલે છે સમોવડી થઇને. ૧
મારી રાખી વ્રજમાં રહે છે, આવાં વાંકાં વેણાં કહે છે. ૨
છણકે બોલે કરે ચટકા, થાશે તારે મહી મટુકીના કટકા. ૩
મેલી દેને ધૂતપણું ધૂતારી, દેને હોય તે રીત અમારી. ૪
બ્રહ્માનન્દ કહે સમજી જાને, પાધરી થઇને મહીડું પાને. ૫

પદ ૧૯૫૪ મું.

રહે છે તું જેવા બહુ ગોકુલમાં, શું જાણીને બોલે બળમાં. ૧
હમણાં ગાયુ થઇ ઘેર તારે, ત્યારે તું અમને રોકે આરે. ૨
નહોતી નન્દતણે ઘેર છાલી, કરતો ઘેર મારે ગોવાળી. ૩
તેનો પુત્ર થયો તું આવો, બાંધ્યો રાજા સામો દાવો. ૪
બ્રહ્માનન્દ સારુ થાશે, ગાયું રાજાને ઘેર જાશે. ૫

પદ ૧૯૫૫ મું.

છોડી છાશતણી પીનારી, તું શું જાણે રીત અમારી. ૧
તારો બાપ અમારો ચાકર, અમે તો ગોકુલકેરા ઠાકર. ૨
તારા રાજાથી નથી ડરતા, કોઇની શકા મને નથી ધરતા. ૩
આપને રીત અમારી હેલી, જા તું લશ્કર લાવે વેહેલી.* ૪
બ્રહ્માનદ કહે માલમ પડશે, તુને શીક્ષા સારી જડશે. ૫

પદ ૧૯૫૬ મું.

જા રે કર માં ઠાલી લવરી, નથી હું તારી પેઠે નવરી ૧
તુને તો ઠાલો પડીઓ ભામો, બોલે જેને તેને સામો. ૨
હોય બળ તો મહી મારુ લીજે, લાંબા હોઠ કરીને પીજે. ૩
તુને પાઇશ સૌથી પેહેલું, મોઢું ધોને વેહેલું વેહેલું. ૪
બ્રહ્માનંદ કહે જોને તપાશી, અર્ધી રાતે આવ્યો નાશી. ૫

પદ ૧૯૫૭ મું.

એલી તું છાશ પીને છાકી, નથી તારી બોલીમાં કાંઈ બાકી. ૧
એક તુમાં ભલપણુ દીઠું ભારી, ચોરી કરતાં આવડી સારી. ૨
બીજું લક્ષણ આવ્યું રુડું, કાજુ બોલવા શીખી કૂડું. ૩
એલી તારી મા દીઠામાં ભોળી, તેં કયાંથી ડહાપણુ લીધું ખોળી. ૪
બ્રહ્માનંદ કહે આવું કર માં, તું તે સમાઇશ કેના ઘરમાં. ૫

પદ ૧૯૫૮ મું.

અડબડ છોરા શીદને બોલે, જીભે ઠાલા કાં તલ છોલે. ૧
બહુ બોલીને શું મારુ લીધું, પોતે મૂલ પોતા કેરુ કીધું. ૨
ભાર ઝલાય નહી માણુસ હલકે, ઓછું પાત્ર હોય તે ઝલકે. ૩
તારી મા કેદીની રાણી, તેનો પુત્ર થયો તું દાણી. ૪
બ્રહ્માનંદ કહે ચાલ્યો જાને, ગાળો શીદ ખવાડે છે માને. ૫

---

* "લાવને વેહેલી" ઇતિ પાઠાન્તર.

### પદ ૧૯૫૯ મું.

ગીરધર ગોપીની સુણી વાણી, મનમાં રીઝયા સારંગપાણી. ૧
અતર હેત અતિ ઘણું દીઠું, જે બોલી તે લાગ્યું મીઠું. ૨
પ્રેમે મટુકી લીધી પ્યારી, ગોરસ પીધું કુંજવિહારી. ૩
ભુધર ભાવ અલૌકીક ભાળી, મળીયા રાધા ને વનમાળી. ૪
રસબસ થઇને મહીડું લીધું, બ્રહ્માનંદનું કારજ સીધ્યું. ૫

### પદ ૧૯૬૦ મું–રાગ ગરબી.

તમે નાના દીવાના કુંવર નંદના, વહાલા રોકો માં વાટ. ત૦ ટેક.
તમને મહીડુ પાઈ અમે મોટા કર્યા, આવી બાઝો શા માટ. ત૦ ૧
વહાલા રાજા તે કસકેરા રાજમાં, આવો માંડ્યો શો ઠાઠ. ત૦ ૨
તમે રાજા થયા તે અમે નવ જાણીયું, કેદી બેઠા છો પાટ. ત૦ ૩
બ્રહ્માનંદ કહે નદના ધન ધામનો, અમને થાયે છે ઉચાટ ત૦ ૪

### પદ ૧૯૬૧ મું.

સુધા ઘેલા ન થાઇએ છેલા શ્યામળા, રહીયે માણુસની રીત. સુ૦ ટેક.
અમે જાણ્યું તમારુ અલબેલડા, ચાળાગારુ છે ચિત્ત. સુ૦ ૧
તમે લજ્યા મેલી રંગીલા લોકની, અમે લજ્યા સહીત. સુ૦ ૨
વાટે ઘાટે એકીલા જોઇને વાલમાં, કુંણ કરશે પરતીત. સુ૦ ૩
બ્રહ્માનદના વહાલા કરો માં વિઠલા, આવી વનમાં અનીત. સુ૦ ૪

### પદ ૧૯૬૨ મું.

અલવીલા હઠીલા ન કીજીયે, રહેજો સમજીને દૂર. અ૦ ટેક.
છે જો લખણુ તમારાં એવાં લાલજી, જાશે લજ્જા જરૂર. અ૦ ૧
જાવું પડશે તમારે રાજા આગળે, હાથ જોડીને હજૂર. અ૦ ૨
પેટ સારુ ચારો છો ગાયો નદની, માવા થઇને મજૂર. અ૦ ૩
બ્રહ્માનદના વહાલા તમારા અગમાં, આવ્યું જુવાનીનુ પૂર. અ૦ ૪

### પદ ૧૯૬૩ મું.

કજીઆળા ચાળા ન કરીએ કહાનજી, રહેજો પોતાને માપ. ક૦ ટેક.
આવી વનમાં રોકો છો પરવિનતા, કોણે દીધી છે છાપ. ક૦ ૧
વહાલા માતપીતા મથુરા મેલીને, આવ્યા નાશીને આપ. ક૦ ૨
પરનારીને મોહ પમાડવા, એવો શીખ્યા કયાં જાપ. ક૦ ૩
બ્રહ્માનદ કહે જાઓને વુઢા પાધરા, ઝાઝુ ડોળો માં ડાપ. ક૦ ૪

## પદ ૧૯૬૪ મું-રાગ ગરબી.

જાવા દેને રે જાવા દેને, કહાના ગાળ્યું બોલે છે આવી કેને રે. જા૦ ૧
અમે કસતણાં મહીઆરાં, તે માટે ન રહીયે રોક્યાં તારાં રે. જા૦ ૨
વાટે દૂધ દહીનું દાણ કેવું, જો જો થાશે એમાંથી જોયા જેવું રે. જા૦ ૩
તારે લૂટી લીધાનો પડ્યો હેવા, સારી પેઠે કરીશ તારી સેવા રે. જા૦ ૪
બ્રહ્માનદ કહે ઘણા દી અમે સાંખ્યું, નથી બીતી જોઈને તારી આંખ્યું રે. જા૦ ૫

## પદ ૧૯૬૫ મું.

દાણ દેને રે દાણ દેને, તારો રાજા હોય તો લાવ તેને રે. દા૦ ૧
આ વાટે અમારું દાણ લાગે, જુની રીત હશે તે નહી ભાંગે રે. દા૦ ૨
દહાડી ચોરી ચોરીને દાણ જાતી, આજ શીતળ કરીશ તારી છાતી રે. દા૦ ૩
હવે આજે દહાડે તે હાથ આવી, એલી ચોરી થઇ છે તારી ચાવી રે. દા૦ ૪
બ્રહ્માનન્દ કહે મહી દઈ જાને વુઢી, સીદ ચુદડી ફડાવીશ ગુઢી રે. દા૦ ૫

## પદ ૧૯૬૬ મું.

તુને જાણું રે તુને જાણું, શાને કાજે કરે છે ઘેગાણું રે. તું૦ ૧
તું તો નન્દ મહરનો છોરો, ઠાલો રાજા થયાનો હીંશોરો રે તું૦ ૨
આપણ વાંસે રાજાને સર્વે રહીએ, તેમાં નાનું મોટુ કેને કહીયે રે. તું૦ ૩
કેણે રાજગાદીનું ટીલું કીધુ, તારે બાપે કે દહાડે દાણ લીધું રે. તું૦ ૪
બ્રહ્માનન્દ કહે લક્ષણ તારાં આવાં, થાશે જશોદા નંદ જગ ચાવાં રે. તું૦ ૫

## પદ ૧૯૬૭ મું.

મહીવાળી રે મહીવાળી, મુખે બોલ તું વેણ સભાળી રે. મ૦ ૧
તારી બોલી જણાય છે બહુ તીખી, તું તો રીત રાજાઓની કેદી શીખી રે. મ૦ ૨
અમે ગોકુલ ગામના રાજા, તારા બાપ જેવા તે લોક આઝા રે. મ૦ ૩
અમે આદ્ય જગતના દાણી, આવુ હલકુ બોલે છે તે શું જાણી રે. મ૦ ૪
બ્રહ્માનન્દ કહે તું થઈ મદમાતી, ત્યારે મુંઘી થાય છે મરડાતી રે. મ૦ ૫

## પદ ૧૯૬૮ મું.

દૂર રહીયે રે દૂર રહીયે, એવી વાતે ફજીત કહાના થઇએ રે. દૂ૦ ૧
અમે રાજાપણું તમારું ભાળ્યું, ગાયું વાંસે ફરે છે ખાયે છે ગાળ્યું રે. દૂ૦ ૨
કે દી બાપે તમારે લોક ધાર્યાં, આજ સુધી પરાયાં ઢોર ચાર્યાં રે. દૂ૦ ૩
હમણે થયું છે દુઝાણું ઘેર ભારી, તે જોઇને ફાટી છે આંખ તારી. રે. દૂ૦ ૪
બ્રહ્માનન્દ કહે આમે તે ખોટી થાશો, ખુબ દાણ સાટે તે ગાળ્યું ખાશો રે. દૂ૦ ૫

પદ ૧૯૬૯ મું.

કજીઆળી રે કજીઆળી, કેવાં વેણુ લાવે છે ટાળી ટાળી રે. ક૦ ૧
વઢવેડ કર્યાની વાત લાવે, એવે વેણે તે રીસ કેને નાવે રે. ક૦ ૨
અમે રાજા આહીરની તું છોડી, સામું બોલે નાખીશ માટ ફોડી રે. ક૦ ૩
મસ્તાની થઈ છે છાશ પીને, ત્યારે દે છે ટુંકારા નન્દજીને રે. ક૦ ૪
બ્રહ્માનદ કહે ધીરી રે સારું થાશે, તું સોતી મટુકી તારી જાશે રે. ક૦ ૫

પદ ૧૯૭૦ મું.

ખોટી થા માં રે ખોટી થા માં, કહાના મગને ભરોંસે મરી ખા માં રે. ખો૦ ૧
મુને છાશ પીતાં તે કયારે ભાળી, તારે કે દી આવે સોનાની થાળી રે. ખો૦ ૨
તારા ડારા થકી હું નથી ડરતી, નથી જાત અમારી તુંથી નરતી રે ખો૦ ૩
પરનારીને કેડે ન પડીયે, એમાંથી તો ચોવટે ચડીયે રે. ખો૦ ૪
બ્રહ્માનદ કહે ન કરીએ ઠાલી વાતું, હોય રીત જુની તો કાવ્ય ખાતું રે. ખો૦ ૫

પદ ૧૯૭૧ મું.

હરિ રીઝયા રે હરિ રીઝયા, ભાળી ભાવ ગોપીનો પ્રેમે ભીંજયા રે. હ૦ ૧
હશી બોલ્યા સલુણો ગોપી સાથે, હેતે મટકી ઉતારી લીધી હાથે રે. હ૦ ૨
જેને જજ્ઞનુ હોમ્યું નવ ભાવે, તેને ગોપી પુરણ મહી પાવે રે. હ૦ ૩
પોતે પીધું બીજાને પાયું પ્રીતે, રાજી કીધી ગોપીને રુડી રીતે રે. હ૦ ૪
બ્રહ્માનન્દના વહાલાની લીલા એવી, હરિજનને અમૃત રસ જેવી રે. હ૦ ૫

પદ ૧૯૭૨ મું–રાગ ગરબી.*

સખી ગોકુળ ગામના ચોકમાં રે, ખાંતે માંડીયો રસીલે ખેલ;
રમે રાસ રંગીલો રગમાં રે. ટેક.
ચહુ કોરે સખાનો મંડળી રે, ઉભા વચમાં છેલો અલબેલ. ર૦ ૧
સખી ચાલોને જઇએ દેખવા રે, વહાલે પેહેર્યાં છે વસ્ત્ર શોભીત. ર૦ ૨
તાળી પાડે રૂપાળી તાનમાં રે, મુખ ગાવે મનોહર ગીત. ર૦ ૩
શોભા બણી સલુણા શ્યામની રે, ઉભી વ્રજની નારો જોવા કાજ. ર૦ ૪
હસી હેરે છબીલો હેતમાં રે, બ્રહ્માનન્દનો વહાલો વ્રજરાજ ર૦ ૫

પદ ૧૯૭૩ મું.

સખી નંદ મહરને આંગણે રે, ગોપી આનદ મગલ ગાય;
છબી જોને સ્નેહી શ્યામની રે. ટેક

* એકવાર શ્રીજી મહારાજે પચાળામા ઝીણાભાઇને ત્યા રાત્રે સાધુઓ પાસે રાસ કરાવ્યો હતો તેમા પોતે પણ ગાતા ને ફરતા હતા. તે રાસમા એટલો રસ ઝામ્યો કે છેક પ્હો ફાટવાનો વખત થયો તો પણ કોઈ થાકયું નહિ કે રાસ બધ કર્યો નહિ. તે પછી સ્વામિએ 'ચોર ચોરની' બૂમ પાડીને ભગાણુ પાડીને રાસ અટકાવ્યો હતો તથા શ્રીજીને સહેજ નિદ્રા લેવા સુવાડ્યા હતા તે લીલા આ પદોમા વર્ણવેલી છે

મરમાળે અખાડો માંડીયો રે, કાજુ આસો પાલવની છાંય છ૦ ૧
વહાલે પ્રીત કરીને પેહેરીયો રે, રુડો સોનેરી સુરવાલ. છ૦ ૨
સખી ફરતા લાગે છે ફૂટડો રે, ઝીણી અગરખીની ચાળ. છ૦ ૩
બહુ મૂલી મોલીડું બાંધીયું રે, કાજુ ચળકે સોનેરી કોર. છ૦ ૪
રુડાં લટકાં કરે છે હાથનાં રે, બ્રહ્માનંદનો વહાલો ચિત્ત ચોર. છ૦ ૫

પદ ૧૯૭૪ મું.

સખી જોને ગોવાળાના સાથમાં રે, વહાલો ફરે અલૌકીક ફેર;
કહી શોભા ન જાય પ્યારા કહાનની રે. ટેક.
છેલો ઠમકે માંડે પાવ ઠાવકા રે, વાજે ઘુઘરડીનો ઘેર. ક૦ ૧
છાયું નવલ મોલીડું ફુલ છોગલે રે, રાજે નવલ કલંગી છબીદાર. ક૦ ૨
રુડો જામો પેહેર્યો છે જરકસી રે, શોભે અંગો અંગે શણગાર. ક૦ ૩
રંગભીના કહાના કેરી રાસની રે, છબી જોવા આવ્યા સુરવૃન્દ. ક૦ ૪
સખી નવલ રંગીલી છબી ઉપરે રે, વારી જાય છે બ્રહ્માનદ. ક૦ ૫

પદ ૧૯૭૫ મું.

સખી આજ ગઇતી હું તો પાણીએ રે, ઉભો છોગાવાળો રંગ છેલ;
મુને વહાલો લાગે કુંવર નંદનો રે. ટેક.
સખી જમુનાને આરે ઝીલતો રે, જોઇ ભરવી ભૂલી જલહેલ. મુ૦ ૧
સખી મત્ર ભણીને નાખી મોહની રે, થઇ થકીત ન ચાલે મારા પાવ. મુ૦ ૨
સખી શું રે જાણુ મુને શું કર્યું રે, મરમાળે રંગીલે માવ. મુ૦ ૩
સખી એની અલૌકીક આંખડી રે, મારે ચોટી છે ચિત્તડા માંય. મુ૦ ૪
બ્રહ્માનન્દના વહાલાની મૂર્તિ રે, ઘડી છેટે મેલી કેમ જાય. મુ૦ ૫

પદ ૧૯૭૬ મું—રાગ ગરબી.

એક સમે દ્વારીકાં, નારદ મુની આવ્યા;
પારીજાતીક વૃક્ષનાં, ફૂલડાં લાવ્યા. ૧
તે આપ્યાં શ્રીકૃષ્ણને, અતિ પ્રેમ કરીને;
નિરખ્યા દીનાનાથને, રહ્યાં છે નેણુ ઠરીને. ૨
વહાલેજી ફૂલડાં વેચીયાં, કરી પૂરણુ પ્રીતી;
જ્યાં ત્યાં ઝગડો નાંખવો, નારદની રીતી. ૩
રુક્મણીને એક આપીયું, જાંબુવતી દીનો;
ભાગ રાખ્યો હરિ પાઘમાં, સત્યભામાજીનો. ૪
સત્યભામાને સૂચવ્યું, નારદ મુની જાઇને;
બ્રહ્માનન્દ કહે વાતડી, કીધી સમ ખાઇને. ૫

પદ ૧૯૭૭ મું.

સત્યભામા ઋષિરાજને, પ્રીતે કરી પૂછે;
આજ સુગંધી એવડી, તમ પાસે શું છે. ૧
ત્યારે નારદ મુની બોલીયા, જોઇ શિશ હલાવી;
છાની રાખી તુજથી, ચીજ નૌતમ આવી. ૨
સત્યભામા સુર લોકથી, ફૂલ લાવ્યો હું સારાં;
આણીને હરિને આપીયાં, વેચીયાં પરબારાં. ૩
એક ફૂલની પાંખડી, પણ તુને ન આલી;
તું જાણે છે કૃષ્ણને, સૌથી હું વહાલી. ૪
વહાલપણું વહાલાતણું, અમને ઓળખાણું;
બ્રહ્માનંદ કહે વિનતા, તુને ભોળી હું જાણું. ૫

પદ ૧૯૭૮ મું.

કથન માત્ર તુને કરી, સૌમાં માનીતી;
અંતરગત શ્રીકૃષ્ણને, બીજી સંગ પ્રીતી. ૧
સૌને ફૂલડાં આપીયાં, મનુવાર કરીને;
તું સાથે દેખાય છે, કાંઇક મરડ હરિને. ૨
પુષ્પ ઘરોઘર આપીયાં, સૌને સભારી;
ભરી સભામાં ભામની, તુને વિસારી. ૩
શોભા શી કહું પુલની, ગધ નૌતમ ઘેરો;
ધારા સર* તુંથી કર્યો, વહાલેજી વેરો. ૪
બ્રહ્માનંદ કહે ચાલીયા, એમ કહી મુની રાયા;
માયાપતિના ભુવનમાં, પ્રેરી હદમાયા. ૫

પદ ૧૯૭૯ મું.

સત્યભામાએ સાંભળી, નારદની વાણી;
શ્યામ સગાથે સુંદરી, અતી રોષે ભરાણી. ૧
હોઠ ડશી લીધો દાંતથી, થઇ આંખડી રાતી;
થર થર કંપે રીસમાં, ભરી આવી છે છાતી. ૨
નાસાના પુટ ઉપડયા, ભ્રુકુટી ચડી આવી;
કરવો ઝગડો કૃષ્ણથી, બેઠી ઠેરાવી. ૩
રોમ સર્વે ઉભાં થયાં, નિસાસા નાંખે;
વાત ન થાય વદનથી, આંસુડાં આંખે. ૪

* "ધરાધરી"—એમ પણ કેટલાક ગાય છે

કૂર્યાં અવયવ શરીરના, નવ જાય બોલાવી;
બ્રહ્માનન્દ કહે વાતમાં, નારદે ભરમાવી ૫

પદ ૧૯૮૦ મું.

રાતે અન ન રાધીયું, શણુગાર ન કીધા;
કૃષ્ણ સગાથે કામની અણબોલા લીધા. ૧
દીપક નવ અજવાળીયા, નવ સેજ સમારી;
અતીશય વાધી ઇર્ષ્યાં, અતરમાં ભારી. ૨
ત્રુટફુટ લઈ ખાટલી, સુતી અધારે;
વાલમજી વેરી કર્યો, મનમાં સંભારે. ૩
બોલાવી બોલે નહી, ભરી રોષના ભરમાં;
નારદે ઝગડો નાંખીયો, બહુ નામીના ઘરમાં. ૪
બ્રહ્માનન્દ કહે વિનતા અતિ રોષે ભરાણી;
એટલામાં તો આવીયા, શ્રીસારંગપાણી. ૫

પદ ૧૯૮૧ મું.

હેત કરીને શ્રીહરિ, બહુ વિધી બોલાવી;
કહોને શામાટે કરી, રીસલડી આવી. ૧
જાવો વુઠા જાદવા, લખણના પૂરા;
કુડ કપટ છળ ભેદમાં, સરવે વિધી* શૂરા. ૨
હેત તમારુ જાણીયું, બહુ સારી પેરે;
જેને ફૂલડાં આપીયાં, જાઓ તેને ઘેરે. ૩
આજ તમારા ઓળખ્યા, મનડાના ચાળા;
જેવા બાહેર જણાવ છો, તેવા માંહી કાળા. ૪
બ્રહ્માનંદના વાલમા, કેઇ વિધી હું રીઝું;
એક ફૂલડું ન આપીયું, શું દેશો બીજું. ૫

પદ ૧૯૮૨ મું.

પારિજાતીક ફૂલનાં, બીજા અધીકારી;
મુને અસમજુ જાણીને, મેલી વીસારી. ૧
રાજકુલમાં રીંછડી, કુંણે† નવ પરણી;
તેને તો કીધી તમે, માનીતી ઘરણી. ૨
રાણી તમારે રુકૂમિણી, મનમાં બહુ ભાવી;
ભદ્ર કરાવી ભાઇનું, જોરાયે આવી. ૩

* "સર્વે વીધે" ઇતિ પાઠાન્તર.
† કોઇએ પણ

સ્વરગ લોકના ફૂલનું, તેમણે સુખ માણ્યું;
નિષ્કપટી કહ્યું નારદે, ત્યારે મે જાણ્યું. ૪
હરીવર હસીને હેરીયું, થઇ પરવશ કાયા;
બ્રહ્માનન્દ કહે ઓળખી, મુનિવરની માયા. ૫

પદ ૧૯૮૩ મું.

માનીતીને મનાવવા, હરિ થયા નિરમાની;
તિલભર વસ્તુ તુજથી, નવ રાખું હું છાની. ૧
સત્ય માનો સુંદરી, નારદનુ ભાખ્યું;
પુષ્પ તું સારુ પેહેલેથી, રુડુ જોઈ રાખ્યું. ૨
તું જેવુ ત્રિલોકમાં, બીજું નહી વહાલું;
ફૂલ સહીતા વૃક્ષને, કહે તો આણીને આલું. ૩
સાચા સમ ખાઈ શ્યામળે, માંડ માંડ મનાવી;
પારિજાતક વૃક્ષને, રોપ્યું આંગણુ લાવી; ૪
બ્રહ્માનન્દ કહે નારદે, હીત સારુ કીધું,
શોક્યું સોલ હજારનુ, બીજ વાવી દીધુ. ૫

પદ ૧૯૮૪ મું–રાગ ગરબી.

સ્વામી પ્રગટ થયા તે કહું સાંભળો રે, સાધુજનને અલોકીક સ્વાદ;
ગુણ ગાયે પવીત્ર ધર્મ વંશના રે. ટેક.
જેની માતા ભક્તિ નામે મહાસતી રે, પિતા પાંડે હરિપરસાદ. ગુ૦ ૧
ગુણવન્ત છપૈયા એક ગામ છે રે, પાસે અવધ્ય નગર મોટું ધામ. ગુ૦ ૨
ચૈત્ર શુકલ નૌમીએ પ્રભુ જન્મીયારે, હરિકૃષ્ણ ધર્યું છે શુભ નામ. ગુ૦ ૩
બાળલીલા કરે છે બહુ ભાતની રે, માતાપિતાને હરખ ન માય. ગુ૦ ૪
વહાલો ચદ્રકલાની પેરે વર્ધતા રે, નરનારી જોઇને સુખી થાય. ગુ૦ ૫
આઠ વરસે પામ્યા તે ઉપવીતને રે, તજ્યું ભુવન આણીને વૈરાગ્ય. ગુ૦ ૬
ગુણ ચરિત્ર મનોહર ગાવવા રે, મળ્યો બ્રહ્માનન્દને માગ. ગુ૦ ૭

પદ ૧૯૮૫ મું.

ચાલ્યા ઉત્તર દીશમાં પોતે એકલા રે, વન પર્વત ઓળધ્યા દસવીશ;
બલીહારી નવલા ઘનશ્યામની રે. ટેક.
મુક્તનાથ જઈને તપ કીધલુ રે, સાધી જોગકળા તે જગદીશ. બ૦ ૧
ત્યાંથી તીરથ કરતા ચાલીયા રે, કરતા બહુ જનને ઉપદેશ. બ૦ ૨
જગન્નાથ જાઈ દક્ષીણ પધારીયા રે, પછે આવ્યા તે પશ્ચીમ દેશ. બ૦ ૩

ગેહેરી છાયા અજબ ગીરનારની રે, ભેટ્યા રામાનંદ સુખકંદ. બ૦ ૪
દેઇ દીક્ષા પોતાનું પદ થાપીયું રે, ધર્યું નામ તે સહજાનન્દ. બ૦ ૫
કચ્છ ગુર્જર ધરાને પાવન કરી રે, આવી વસ્યા દુરગપુર આપ. બ૦ ૬
બ્રહ્માનંદ કહે જગ ઉપરે રે, વધ્યો દીન દીન અધીક પ્રતાપ. બ૦ ૭

પદ ૧૯૮૬ મું.

ત્યાંથી નીજ કુટુંબીને તેડાવીયાં રે, બે ભાઇ ભાઇનો પરીવાર;
વધી શોભા અધિક ધર્મવંશની રે. ટેક.
મોટા ભાઈ તે રામપ્રતાપજી રે, છોટા ઇચ્છારામ ઉદાર. વ૦ ૧
મોટા બંધુના અવધપ્રસાદજી રે, બંધુ છોટાના રઘુવીર. વ૦ ૨
એને આચારજ કર્યા સતસંગના રે, જાણી ધર્મ ધુરંધર ધીર. વ૦ ૩
ધર્મવંશી હોય તે રહે ધર્મમાં રે, પરત્રીયા સુતા માત સમાન. વ૦ ૪
પરપુરુષ બાઇને પીતા સરખો રે, હોય છોટો તો પુત્ર નીદાન. વ૦ ૫
કરે પુરુષ પ્રબોધ રુડા પુરુષને રે, કરે ત્રીયા ત્રીયાને ઉપદેશ. વ૦ ૬
એવી રીતિ ઉદ્ધવ સંપ્રદાયની રે, કહે બ્રહ્માનંદ પાપ નહી લેશ. વ૦ ૭

પદ ૧૯૮૭ મું.

સાવર્ણી ગોત્ર શાખા કૌથમી રે, સરવરીયા બ્રાહ્મણ વેદ સામ;
રુડી ઉદ્ધવ મતની કહું રીતડી રે. ટેક.
તેનાં રુડાં પ્રવર વલી ત્રણ છે રે, સર્વે ત્યાગી નમે નિષ્કામ. રુ૦ ૧
ન્હાયે ધોયે પૂજા લેઇ હાથમાં રે, પ્રેમે નમવું ગ્રહીને ગુરુ પાય. રુ૦ ૨
ઉપદેશ દીયે તે ઉર ધારવો રે, જેથી જન્મ મરણ દુઃખ જાય. રુ૦ ૩
માટી દારુ ચોરી અવેરી મૂકવા રે, એવા નિયમ ધરાવે સાક્ષાત. રુ૦ ૪
નહી હીસા વટલાવે વટલે નહી રે, નહી કરે પોતે પોતાની ઘાત. રુ૦ ૫
જેવો હોય અધિકારી તેવો જોઇનેરે, પછે સંભળાવે મંત્રરાજ. રુ૦ ૬
કહે બ્રહ્માનંદ એ મત અનુસરે રે, તેનાં સરે અલૌકીક કાજ. રુ૦ ૭

પદ ૧૯૮૮ મું-રાગ ગરબી.

સખી વાગે છે મહા વનમાંહ્ય રે, વાલીડાની વાંસલડી;
સખી જોને રહ્યું નવ જાય રે, વાલીડાની વાંસલડી. ટેક.
એને સુણીને હઇડે ધીરજ રેતી નથી;
હાંરે મારા હરીયલ મનડું ને પ્રાણ રે. વા૦ ૧
રાત દીવસ હું તો ડોલું થઈ ઘેલડી;
હાંરે હું તો થઈ છું વંશીની વેચાણ રે. વા૦ ૨

કહાન કુંવર છેલો જમુનાને કાંઠડે;
હાંરે ઉભો રસીયો આલાપે ગેરે રાગ રે. વા૦ ૩
વંશી રંગીલી સુણી ડોલે સર્વે દેવતા;
હાંરે સુણી ડોલે પીયાલે નાગ રે. વા૦ ૪
મનડું મ્હોવાને વહાલો વાય ઝીણી મોરલી;
હાંરે કાંઈ તીખી અલૌકીક તાન રે. વા૦ ૫
બ્રહ્માનંદને વહાલે છેલ છબીલડે;
હાંરે સર્વે ગોપી કીધી ગુલતાન રે. વા૦ ૬

પદ ૧૯૮૯ મું.

જોઈ રસીલો રૂપાલો રગરેલ રે, ઘરે જાતાં નથી ગમતું.
મારે માથે છે જલડાની હેલ રે, ઘરે જાતાં નથી ગમતું. ટેક.
દોહ્યા વીના રે ઘેરે ઉભી મારે ગાવડી;
હાંરે મારે વીચમાં પડ્યાં છે મહીનાં ઠામ રે. ઘ૦ ૧
આંઝણુ મેલીને આવી તરત ચૂલા ઉપરે;
હાંરે એવાં બગડે છે ઘરડાનાં કામ રે. ઘ૦ ૨
મનડું મોહ્યું રે મારા પગ નવ ઉપડે;
હાંરે કાંઈ માથે લાગે છે બહુ ભાર રે. ઘ૦ ૩
સાસુ ને નણદી મુને મેણલાં રે મારશે;
હાંરે કેહેશે એવડી લગાડી ક્યાં તે વાર રે. ઘ૦ ૪
અજબ રગીલી અલવીલાની આંખડી;
હાંરે કાંઈ ભ્રુકુટીનો ખુબ બણાવ રે. ઘ૦ ૫
બ્રહ્માનન્દના વાહાલા છેલાની મૂર્તિ;
હાંરે જોઈ મનડામાં લાગેલ ઘાવ રે. ઘ૦ ૬

પદ ૧૯૯૦ મું.

એની ઉભો છે જમુનાને ઘાટ રે, નંદજીનો નાનડીયો;
વળી વેહેતાં રોકે છે આવી વાટ રે, નંદજીનો નાનડીયો. ટેક.
મોરલી વજાડે ઢાળા લાવે છે પરજના;
હાંરે કાંઈ ખાંતે ખાતે કરે છે ખેલ રે. નંદ૦ ૧
કોરે ઉભો રહીને મારે છે કાંકરી;
હાંરે હુંસે ફોડે છે જલડાની હેલ રે. નંદ૦ ૨
વઢવા જેવી રે મુખ બોલે છે વાતડી;
હાંરે વળી આડો આવીને દે છે આણ રે. નંદ૦ ૩

કેડે કેડે લાગે છે કોઇનું કહ્યું નથી માનતો;
હાંરે આવી માગે છે મહીડાનું દાણુ રે. નંદ૦ ૪
જોરો જણાવે તોરો પેહેરીને પુલનો;
હાંરે ચાલે ચટક રંગીલી હંસ ચાલ રે. નંદ૦ ૫
બ્રહ્માનન્દના રંગછેલાની મૂર્તિ;
હાંરે મારે આંખડલીનો ધન માલ રે. નંદ૦ ૬

પદ ૧૯૯૧ મું.

તમે જોવોને જશોદા માત રે, કહાનુડાનાં કમડલાં;
મારે કેડે પડયો છે દીન રાત રે, કહાનુડાનાં કમડલાં. ટેક.
આવી કટાંણે છોડી મેલે છે વાછરુ;
હાંરે લાગે ચોરીનું મહી અતી સ્વાદ રે. ક૦ ૧
સરખા સરખા રે લાવે એક છોકરા;
હાંરે કરે ઘરમાં પેસીને ઉદમાત રે. ક૦ ૨
વાંસે ફરે છે એને માંકડાંની મડળી;
હાંરે ખાય ખવરાવે ને ફોડે ઠામ રે. ક૦ ૩
ક્રોધ કરીયે તો હસે ઉભો રહીને આંગણે;
હાંરે એણે ચાક ચડાવ્યું બધું ગામ રે. ક૦ ૪
પોતે થાય છે ધણી ચોર ઠરે અમને;
હાંરે બોલે મનમાં આવે તેમ ગાળ રે. ક૦ ૫
બ્રહ્માનન્દના વહાલાની શી કહું વાતડી;
હાંરે લઈ ચુંટી રોવારે નાનાં બાળ રે. ક૦ ૬

પદ ૧૯૯૨ મું-રાગ ગરબી.

આજ મે તો દીઠા વહાલાને વાટે વેહેતાં;
નેણાં રોકયાં નથી રેહેતાં રે એની. આ૦ ટેક.
પાઘડી બાંધી છે ત્રિલોકથી ન્યારી.
ધીરજ રેહેતી નથી મારી રે એની. આ૦ ૧
ચોળ રંગીલો રુડો બોલીડાંનો છેડો;
ભૂલી ભાળીને જળ બેડો રે એની. આ૦ ૨
ટુણાં ભર્યાં છે એને ફુલડાંને તોરે;
મનને તાણે છે જોરે જોરે રે એની. આ૦ ૩
બ્રહ્માનન્દનો વહાલો કુંજનો વિલાસી;
હઇડે વસી છે એની હાંસી રે એની. આ૦ ૪

## પદ ૧૯૯૩ મું.

આજ વહાલો ઉભા છે જમુનાને આરે;
મૂર્તિ વસી છે મન મારે રે હેલી. આ૦ ટેક.
કેશરની આડ રુડી નલવટ કીધી;
આંખ્યું વેચાતી કરી લીધી રે હેલી. આ૦ ૧
વાંકડી ભ્રુકુટી મુને લાગે અતી વહાલી;
સર્વે મેલીને જાય ચાલી રે હેલી. આ૦ ૨
લોચન રંગીલાં તીખાં બાણુ જેમ લાગાં;
ઉંડાં ગરી ગયાં આઘાં રે હેલી. આ૦ ૩
બ્રહ્માનન્દનો વહાલો કુંજનો વિહારી;
છબીપર જાઉં બલિહારી રે હેલી. આ૦ ૪

## પદ ૧૯૯૪ મું.

આજ મુને સામો મળ્યો છે અલબેલો;
છોગાવાળો રંગ છેલો રે આલી. આ૦ ટેક.
મુંઘા મૂલી રે પેહેરી મોતીડાંની માળા;
ભાલ કપોલ કેસરાલા રે આલી. આ૦ ૧
ગજરા પેહેર્યા છે દોરા રગના ગુલાબી;
શોભા ત્રિલોક કેરી દાબી રે આલી. આ૦ ૨
બાજુ કાજુ રે લીધા ફુલડાંનાં બાંધી;
ભમર ભમે છે તાર સાધી રે આલી. આ૦ ૩
બ્રહ્માનન્દનો વહાલો રંગડાનો ભરીયો;
લઇને હૈયામાંહીં ધરીયો રે આલી. આ૦ ૪

## પદ ૧૯૯૫ મું.

આજ મારે નન્દનો નન્દન ઘેર આવ્યા;
મુંઘે મુંઘે મોતીડે વધાવ્યા રે સૈયો. આ૦ ટેક.
હસીને બોલાવી મુને હેતમાંહી હેરી;
રેંટો બાંધેલ સોનેરી રે સૈયો. આ૦ ૧
સોનેરી કોરનું નાખેલ ખભે શેલું;
રસીયે કીધેલ રંગ રેલું રે સૈયો. આ૦ ૨
ફુલડાંનાં મેલ્યાં માથે છોગલાં રે ફરતાં;
મુને નથી વિસરતાં રે સૈયો. આ૦ ૩

બ્રહ્માનન્દના વહાલાથી પ્રીતડી બંધાણી;
મેહેણું લીધું મેં માથે તાણી રે સૈયો. આ૦ ૪

### પદ ૧૯૯૬ મું.

જોર નવ કરીયે હો વ્રજવાસી;
મેલને મટુકી અવિનાશી રે વહાલા. જો૦ ટેક.
જઈને કેહેશું રે અમે નંદજીને આગે;
જોને ક્હાનો માટ ભાંગે રે વહાલા. જો૦ ૧
આવી રોકો છો શીદ જમુનાનો આરો;
શ્યો છે વાંક અમારો રે વહાલા. જો૦ ૨
ડરતા નથી ને શીદ કેડે કેડે ડોલો;
મુખથી વિચારીને બોલો રે વહાલા. જો૦ ૩
બ્રહ્માનંદના વહાલા તમને હું વારુ;
થોડું કહ્યામાં ઘણું સારુ રે વહાલા. જો૦ ૪

### પદ ૧૯૯૭ મું.

કોને હવે શું છે તમારે કામ ક્હાના;
સમજી વિચારી રહોને છાના રે પ્યારા. કો૦ ટેક.
નવરા ડોલો છો વહાલા કામ નહિ તમારે;
મહીડું વલોવું ઘેર મારે રે પ્યારા. કો૦ ૧
હમણાં થયા છો તમે કારમા કંઈદાણી;
વાતુ અમે નવ જાણી રે પ્યારા. કો૦ ૨
તમે રાજા તમારી રીતમાં રે રહીયે;
છાશનું તે દાણુ શું દૈયે રે પ્યારા. કો૦ ૩
વહાલા બ્રહ્માનંદના મનમાં વિચારો;
મારગ સૌને સૈયારો રે પ્યારા. કો૦ ૪

### પદ ૧૯૯૮ મું.

અલવ ન કરીયે રે અલવીલા;
રસીયા છેલ રંગીલા રે ક્હાના. અ૦ ટેક.
વાટે ચાલંતાં વઢવેડ નવ કરીયે;
લોક લજ્યા ઉર ધરીયે રે ક્હાના. અ૦ ૧
હમણાં તમારે એક ગાવડી વીયાંણી;
ત્યારે બોલો છો વેણુ તાણી રે ક્હાના. અ૦ ૨

કહું છું સાચું રે તેમાં વાત નહી કુડી;
બાંધી મુઠી તે રુડી રે કહાના. અ૦ ૩
બ્રહ્માનંદ કહે લેજો મનમાં વિચારી;
થોડી હાંસી તેમ પ્યારી રે કહાના. અ૦ ૪

પદ ૧૯૯૯ મું.

ઘેલા નવ થાયે રે ગીરધારી;
મેલને મટુકી મારી રે છેલા. ઘે૦ ટેક.
હળવે બોલું છું મુખ વાત મીઠી મીઠી;
રીસ ચડી નથી ડીઠી રે છેલા. ઘે૦ ૧
આરે મારગ અમે દાડી દાડી જાયે;
દાણુ દીધાના સમ ખાયે રે છેલા. ઘે૦ ૨
હમણાં સુધી રે તમે ગાવડી રે ચારી;
નથી થયા ઘરબારી રે છેલા. ઘે૦ ૩
બ્રહ્માનંદના વહાલા જોર નવ કીજે;
પાયે તેવું મહી પીજે રે છેલા. ઘે૦ ૪

પદ ૨૦૦૦ મું–રાગ ગરબી.

રાસ રમે નન્દલાલ સખી, જમુનાજીને તીરે. રા૦ ટેક.
લટકાળો નંદલાલ સખી જોને, ચાલ ચાલે ધીરે ધીરે;
વ્રજજીવન રગરેલ વજાડી, બશી અજબ બલવીરે રે. જ૦ ૧
શરદ પુનમની રાત રાધાને, ભાત અલોકીક ચીરે;
ચંદન ખોર કરી શ્યામળિયે, સુંદર શ્યામ શરીરે રે. જ૦ ૨
રાસ રમ્યાની ભોમી સખી જોને, છાઈ ગુલાબ અબીરે;
બ્રહ્માનંદ અખાડો માંડ્યો, અખીલ બ્રહ્માંડ અમીરે રે. જ૦ ૩

પદ ૨૦૦૧ મું.

રાસ રમે નંદલાલ જોને, જમુનાજીને આરે. રા૦ ટેક.
નૌતમ નાચ નાચે વ્રજનારી, ઘુઘરને ઘમકારે;
રસીક સુંદરવર રમવા સારુ, પલવટ વાળી છે પ્યારેરે. જ૦ ૧
અમર સર્વે મળી દેખવા આવ્યા, નૌતમ ખેલ નીહારે;
કૃષ્ણ સંગાથે કામની થૈને, રમીયે એવું બ્રહ્મા વીચારે રે. જ૦ ૨
બાંહ ગ્રહી અતી હેતે બોલાવે, વ્રજપતિ વારમ વારે;
બ્રહ્માનંદ મગ્ન કરી દીધી, નટવર નેન નજારે રે. જ૦ ૩

### પદ ૨૦૦૨ મું.

શરદ પુનમ કેરી રાત, રમે રસીયો ગીરધારી; શ૦ ટેક.
શરદ પુનમની રાત ચાંદની, અતી સુંદર સુખકારી;
ઝુંબઝુંબ ગલે આંબ્યડી નાંખી, ખેલે છે પ્રીતમ પ્યારીરે. ર૦ ૧
શોભીતા શણગાર સજીને, નરત કરે વ્રજનારી;
તેને સંગે રમે છોગાળો, કામ દેવ પડકારીરે. ર૦ ૨
નટનાગર કેરી લીલાને નીરખે, બ્રહ્માદિક ત્રીપુરારી;
અલબેલાની રમત ઉપર, બ્રહ્માનન્દ બલિહારીરે. ર૦ ૩

### પદ ૨૦૦૩ મું.

રચ્યો અલોકીક રાસ છેલે, વનમાં વનમાલી. ર૦ ટેક.
હીર ચીર અંગ હેમનાં ભુષણ, વિછીયા અણુવટ વાલી;
વેઢ કડાં ભુજ બંધ વાલાને, પાઘ અજબ પેચાલી રે. વ૦ ૧
તાલ મૃદંગ અનોપમ વાજે, ચાલ ચાલે ઠમકાલી;
ઘુઘરુને ઘમકાર કરીને, છુટી શંકર કેરી તાલી રે. વ૦ ૨
રાસ વીલાસ અજબ રસીયાનો, થકીત થયા સુર ભાલી;
બ્રહ્માનન્દ પીયા પ્યારીની, જોડ બની રૂપાલી રે. વ૦ ૩

### પદ ૨૦૦૪ મું—રાગ ગરબી.

એક દિન શ્યામ ચતુરની રે, અસવારી નીકળી રે;
મથુરાંની માનની સરવે રે, જોવા ટોળે મળી રે. ૧
આવે અલવીલો વહાલો રે, છોગાવાળો શ્યામળો રે;
ઘોડા કેરી ઘુમર વાંસે રે, ભાલાં કેરો આમલો રે. ૨
જદુવર લાગે છે રુડા રે, હાથીડાંની હારમાં રે;
જોઇ જોઇ આનંદ પામે રે, કે લોક બજારમાં રે. ૩
બહુ જન જય જય બોલે રે, ચમર શીર ઢાળતાં રે;
વહાલો બ્રહ્માનંદનો આવે રે, ભાવે કરી ભાળતાં રે. ૪

### પદ ૨૦૦૫ મું.

હરીવર હાથીડા ઉપર રે, બેઠા અલબેલડો રે;
રાજેશ્વર દીસે છે રુડા રે, છોગાળો છેલડો રે. ૧
અંબાડી કંચન કેરી રે, જડયાં નંગ જાળીયે રે;
હેતે કરી કામની હેરે રે, ચડી ચડી માળીયે રે. ૨
નેજા નીશાન જરીના રે, અલૌકીક રંગમાં રે;
શરણાઇ ઢોલ નગારાં રે, વાજે ઉમંગમાં રે. ૩

મથુરાંની શેરીએ મોહન રે, ચાલે અસવારીયે રે;
બ્રહ્માનંદ કેરો વહાલો રે, આંખલડીમાં ધારીયે રે. ૪

પદ ૨૦૦૬ મું.

છબીલો છેલ છોગાળો રે, શોભે ધીરા ચાલંતાં રે;
મથુરાંની માનની કેરાં રે, મનડાંને ઝાલંતાં રે. ૧
કરે શીર ફુલની વૃષ્ટિ રે, ભાવે સુર ભામની રે;
હિયામાં રાખ્યા જેવી રે, છબી ઘનશ્યામની રે. ૨
આવી માથે ચમર ઢલંતે રે, દયા ઉર ધારતા રે;
છડીદાર ઉંચે સાદે રે, શોભે લલકારતા રે. ૩
ત્રીયા સરવે મંગળ ગાવે રે, ચડી ચડી મેડીએ રે;
બ્રહ્માનંદ કેરા વહાલાને રે, જાણે ઘરે તેડીએ રે. ૪

પદ ૨૦૦૭ મું.

રસીલો શ્યામ બીરાજ્યા રે, હરીવર હાથીએ રે;
રાજેશ્વર લાગે છે રુડા રે, સલુણા સાથીએ રે. ૧
ગળે મોતીડાંની માળા રે, કુંડળીઆં કાનમાં રે;
મોટા મોટા મુનીવર લાવે રે, છબી એવી ધ્યાનમાં રે. ૨
શોભા શીર પેચની સારી રે, મોલીડાં ઉપરે રે;
કુબુદ્ધિ કંસના સગી રે, દેખી દાઝે અંતરે રે. ૩
નારી નર જુથ મળીને રે, જોતાં નથી હારતાં રે;
બ્રહ્માનન્દ આનન્દ વાધે રે, એને સંભારતાં રે. ૪

પદ ૨૦૦૮ મું–રાગ ગરબી.

છેલ છબીલા શ્યામળા રે, આવી રોકો માં વાટ;
દુરીજન લોકડાં દેખશે, માવા શીદ બાઝો છો માટ. છે૦ ૧
સમજીને રેજો વેગળા રે, નથી લીધાં વેચાણ;
દીઠાં નથી ને નથી સાંભળ્યાં, ક્યાંઇ ખાટી છાશનાં દાણ. છે૦ ૨
મારગ જાતાં માવજી રે, કોઈની પડીએ ન કેડ;
એમાંથી જાશે આબરુ રે, હરી જોજો થાશે વઢવેડ. છે૦ ૩
અમે મહીઆરાં કંસના રે, રેજો સમજીને કોર;
બ્રહ્માનન્દના વાલમા રે, ઝાઝું કાંઇ કરીયે ન જોર. છે૦ ૪

પદ ૨૦૦૯ મું.

કુંવર રંગીલા કાનજી રે, કહું છું જોડીને હાથ;
ઠામ ઘણું છે ઘરમાંહી રે, વુઠો જાય સઈયરુંનો સાથ. કું૦ ૧

મેલોને મારગ માવજી રે, માથે લાગે છે ભાર;
સૈયર ઘરે જઈ સાથની રે, મુને થઈ ઝાઝી રે વાર. કું૦ ૨
ટેવ પડી શી તમને રે, આવી ફોડો છો ઠામ;
જાઇને રેહેશું વેગળાં રે, હાંરે મેલી ગોકુળ ગામ. કું૦ ૩
સાચું કહું છું શ્યામળા રે, રાખો માણસની રીત;
બ્રહ્માનન્દના વાલમા રે, આવી આવી મ કરો અનીત. કું૦ ૪

## પદ ૨૦૧૦ મું.

નાના હજી તમે નાથજી રે, મોટા શીખ્યા છો ફેલ;
સમજ્યા વીના નવ દોડીએ રે, વહાલા પરનારીની ગેલ. ના૦ ૧
હમણાં વીયાણી એક ગાવડી રે, જોર વાધ્યું છે અંગ;
મહીડાં લુંટ્યાનો માવજી રે, રુડો તમને ચડીયો છે રંગ. ના૦ ૨
આવા ન થાયે આકળા રે, રાખો લોકની લાજ;
કાને નથી તમે સાંભળ્યું રે, હાંરે રાજા કંસનું રાજ. ના૦ ૩
છોટી ઉમરમાં શ્યામળા રે, મોટી કરીયે ન વાત;
બ્રહ્માનન્દ કેહે વ્રજમાં રે, આવો શીદ માંડ્યો ઉતપાત. ના૦ ૪

## પદ ૨૦૧૧ મું.

મેલોને મારગ માવજી રે, ખોટી થઇએ છૈયે કામ;
આવાં લક્ષણ ક્યાંથી આવીયાં રે, હાંરે સાચું બોલોને શ્યામ. મે૦ ૧
આરે મારગ નીત ચાલીએ રે, કેદી દીધું ન દાણ;
શું રે વીચારીને શ્યામળા રે, આડા આવી આપો છો આણ. મે૦ ૨
મહીની મટુકી માહરી રે, અતી મુંઘી છે માવ;
લાગશે નહીં કાંઈ લાલજી રે, એમાં આજ તમારો દાવ. મે૦ ૩
જમુનાની તીરે જાદવા રે, આવા કરીએ ન ફેલ;
બ્રહ્માનન્દના વાલમા રે, હાંરે ઝાઝા થાઇયે ન છેલ. મે૦ ૪

## પદ ૨૦૧૨ મું.

હેલ ઉપાડીને એકલી રે, ગઇતી ભરવાને નીર;
છેલ કુંવર ઘનશ્યામનેરે, દીઠા મેં તો જમુનાને તીર. હે૦ ૧
નવલ કલંગી વાંકડી રે, પ્યારી રૂપાળી પાઘ;
મોરલી મનોહર હાથમાં રે, ઉભા રુડો ગાવે છે રાગ. હે૦ ૨
નેણાં લોભાણાં જોઇને રે, છોગાંવાળો તે છેલ;
ભૂલી હું ઘરનું કામડુંરે, હાંરે ભૂલી પાણીની હેલ. હે૦ ૩

હેત કરીને હેતમાં રે, હેરે વારમવાર;
બ્રહ્માનન્દના નાથને રે, હિયે શોભે ફુલોના હાર. હે૦ ૪

પદ ૨૦૧૩ મું.

અતી અણીઆલી આંખડી રે, ઓપે અજબ અનુપ;
આવીને ખુત્યું અંતરે રે, રુડું રંગ ભીનાનું રૂપ. અ૦ ૧
કુંડળ બીરાજે કાનમાં રે, ગળે મોતીની માળ;
શોભે છે સુંદર શ્યામને રે, કાજુ અંગરખીની ચાળ. અ૦ ૨
મોહન વજાડે મોરલી રે, ઉભા જમુનાને તીર;
સાંભળતાં શુદ્ધ વીસરી રે, હાંરે ભુલી ભરવું તે નીર. અ૦ ૩
કમળ ફેરાવે હાથમાં રે, ગાવે સુંદર ગીત.
બ્રહ્માનન્દના નાથને રે, જોઈ અતિ વાધે છે પ્રીત. અ૦ ૪

પદ ૨૦૧૪ મું.

શોભા સલુણા શ્યામની રે, મુખ કહી ન જાય;
ગાયુ ચારીને આવે ગાવતા રે, ભાળી ભાળી નેણાં લોભાય. શો૦ ૧
મોર મુગટ ધર્યો માથડે રે, કીધી ચંદન ખોર;
અજબ ભ્રુકુટી ઓપતી રે, કાજુ રાતી નેણાંની કોર. શો૦ ૨
ગિરિધર સાથે ગોવાળીયા રે, સરવે શોભે છે સાથ;
એક સખાના ખભા ઉપરે રે, હેતે હરીએ નાખ્યો છે હાથ. શો૦ ૩
સુંદર વ્રજની શેરીએ રે, ચાલ્યા આવે છે છેલ;
બ્રહ્માનન્દના નાથનાં રે, સખી નેણાં પ્રેમે ભરેલ. શો૦ ૪

પદ ૨૦૧૫ મું.

પ્રેમે ભરેલી આંખડી રે, શોભે કુડળ કાન;
ઘેલી થઇ સર્વે ગોપીકા રે, હાંરે સુણી વંશીની તાન. પ્રે૦ ૧
કેશર તીલક શોયામણું રે, રુડું શોભે છે ભાલ;
લટકાળા નન્દલાલની રે, હાંરે ચટક રગીલી ચાલ. પ્રે૦ ૨
હેમની પુંચી હાથમાં રે, કડાં રત્ન જડાવ;
બાજુ અલૌકીક બાંધીયા રે, મોતી કાને પેર્યા છે માવ. પ્રે૦ ૩
મુરતી મનોહર માવની રે, ચોટી ચિત્તડાને માંય;
બ્રહ્માનન્દના નાથનું રે, હાંરે મુખ મેલ્યું ન જાય. પ્રે૦ ૪

પદ ૨૦૧૬ મું-રાગ ગરબી.

ૐ એવા શબ્દતણી આદી રે, કે ન જાણે સ્વાંગી ને વાદી રે. ૧
અગમ અગોચર જે રે છે રે, કે જેને વેદ નેતી કરી કહે છે રે. ૨

જે હરી કાવે નહીં કેવા રે, કે ડોલે થઇને બાળક જેવા રે. ૩
જેને નીત શેષાદિક ગાવે રે, કે તે નંદ ઘેર ગાયુ ચરાવે રે. ૪
કાળના કાળ જગ્ત કરતા રે, કે રહે તે કંસ થકી ડરતા રે. ૫
બ્રહ્માનન્દ અકળ ચરીત્ર એવું રે, કે સુરત દઈ સાંભળવા જેવું રે. ૬

## પદ ૨૦૧૭ મું.

નટવર ચાલવા શીખે રે, કે ગુંઠણુ ભર ભોંમીપર રીખે રે. ૧
નન્દ ઘર થઈ બાળક નાના રે, કે છપે જઈ કોઠી તળે છાના રે. ૨
જોઇએ જો કાંઈ રમવા જેવું રે, કે રોઈ જગડીને તે લેવું રે. ૩
છપે જાઈ ઘર થંભા ઓળે રે, કે જસોમતી થઇ વ્યાકુળ ખોળે રે. ૪
ક્યારે ઠણુ ચાંદલીયો માગે રે, કે મળે નહીં તો ગોળી ભાંગે રે. ૫
કરે નીત જમવાનો કજીઓ રે, કે બ્રહ્માનન્દને મનડે રજીયો રે. ૬

## પદ ૨૦૧૮ મું.

મનોહર પાયે ઝાંઝર પેહેરી રે, કે ગુંજારવ થાયે ચાલતાં ગેરી રે. ૧
સુણી ધુની અતી આનન્દ હોવે રે, કે જીવન ફરી ફરીને જોવે રે. ૨
જાયે કેદી ઘર રમવા બીજે રે, કે કોઈ ઝાલે તો અતી ખીજે રે. ૩
ઢેચણુભર પગ બે ઘસતા રે, કે હેંડી જાય કોઈ કેડે હસતા રે. ૪
જોયે પાછું આઘેરા જાઈ રે, કે ભાગે પાછા બે ભાઈ રે. ૫
બ્રહ્માનન્દનો સ્વામી છેલો રે, કે થાય છે જાણીને ઘેલો રે. ૬

## પદ ૨૦૧૯ મું.

શીખામણુ આપે મેતારી રે, કે બાગડ બેઠી છે બારી રે. ૧
જે કોઇ ઘર મેલી જાય છે રે, કે તેના કાન બેઉ ખાય છે રે. ૨
માટે તમને કહું પ્યારા રે, કે ન જાજો ઘર મેલી બારા રે. ૩
પોતાને ઘર બેઠા રમીયે રે, કે ઝાઝુ મહી માંખણુ જમીયે રે. ૪
માંખણુ મહી ખાઈ મોટા થઇએ રે, કે મોટા થઇ ગાયુમાં જઇએ રે. ૫
બ્રહ્માનંદ કહે બહુ દીન રીખ્યા રે, કે હવે તો પગે ચાલવા શીખ્યા રે. ૬

## પદ ૨૦૨૦ મું.

ઝંખના લાગી છે મનમાં રે, કે રમવા જાવાની વનમાં રે. ૧
બહુ જાણે રમવાની બાજી રે, કે રહે નીત કૌતકમાં રાજી રે. ૨
ચડી ચડી લાકડીને ઘોડે રે, કે ગોપીજન દેખંતાં દોડે રે. ૩
કેવું એક બેલ તણી પેરે રે, કે વઢે બે અરસપરસ વેરે રે. ૪
કે બોલી પંખીની બોલે રે, કે ડોલરીયો થઈને ડોલે રે. ૫
રહે નીત અલબેલો રમતો રે, કે બ્રહ્માનન્દને મનડે ગમતો રે. ૬

### પદ ૨૦૨૧ મું.

કે દી કણુ વનમાંઇ જાવે રે, કે પકડી માંકડલાં લાવે રે. ૧
કે દી કણુ સાવજ જ્યું ઘરકે રે, કે મનોહર ઘરકીને મરકે રે. ૨
કે દી કણુ વાંસલડી વાયે રે, કે ઘેરે સ્વરે ઉભો ગાયે રે. ૩
કે દી કણુ વૃક્ષતણી ડાળે રે, કે લુંબે અતિ સલબી ભાળે રે. ૪
કે દી કણુ મોર કળા માંડે રે, કે ભઠે તો ગાળો પણુ ભાંડે રે. ૫
બ્રહ્માનન્દનો સ્વામી જેલી રે, કે કીધી વ્રજનારી ઘેલી રે. ૬

### પદ ૨૦૨૨ મું.

કે દી કણુ ગોપીને ઘર જાઇને રે, કે નાચે દઈ તાળી ગાઇને રે. ૧
કહે તે કામ સરવ કરવું રે, કે કરીને મન એનું હરવું રે. ૨
કે દી કણુ જસોમતીને આગે રે, કે જાઇને મહી માંખણુ માગે રે. ૩
દેતાં જો વાર ક્ષણું હોવે રે, તો રોશ કરીને અતિ રોવે રે. ૪
કે દી કણુ વનમાંઇ જાઇને રે, કે બેસે પંડે રાજા થાઇને રે. ૫
બ્રહ્માનન્દનો સ્વામી ખેલે રે, કે નિરખી ઉર કુંપલ મેલે રે. ૬

### પદ ૨૦૨૩ મું.

છબીલો ગ્વાલીડા સંગે રે, કે રંગ ભીનો ખેલે રગે રે. ૧
મનોહર બાળતણી લીલા રે, કે કરે વહાલો ગોકુળમાં કીલા રે. ૨
સરખા ગ્વાલીડા સાથે રે, કે મોરાનાં પેછ ધર્યા માથે રે. ૩
ગોપી ગઈ પાણીડું ભરવા રે, કે કીધું મન ચોરી કરવા રે. ૪
ભેળા થયા મંડલી વાલી રે, કે ચાલ્યા ઘર રેઢું ભાળી રે. ૫
બ્રહ્માનન્દ કહે હરી તસ્કરીઆ રે, કે ગોપીના ઘરમાંઈ ગરીયા રે. ૬

### પદ ૨૦૨૪ મું—રાગ ગરબી.

ઘરમાં જઇને રે કે વાલમ વિચાર્યાં;
બે ગ્વાલીયા બારે રે કે જોવા બેસાર્યાં. ૧
હુશીઆર થઇને રે અલ્યા ઉભા રેહેજો;
કોઈ આવતું દેખો રે કે તો અમને કેહેજો. ૨
ગોપી છે ભુંડી રે કે દીઠા નહીં છોડે;
કજીયો નહીં થાયે રે આપણુથી એ જોડે. ૩
હાથે જો આવ્યા રે તો કરશે વાંનડલાં;
થાપોટું દઇને રે કે તાણુશે કાનડલાં. ૪
માટે તમને કહું છું રે બેઉ તત્પર થાજો;
એને આવતી દેખો રે તો કંઈ ભાગી જાજો. ૫

બ્રહ્માનંદ કહે મહીડું રે કે સૌ વેચી ખાશું;
આવી બાંન ઝલાણા રે તો સૌ દુઃખી થાશું. ૬

### પદ ૨૦૨૫ મું.

એમ કહીને વહાલો રે કે પાછા ઘરમાંજ ગયા;
ચોરી કરવાને રે કે હરી હુંશીઆર થયા. ૧
કોઠો ઉઘાડી રે કે સઘળે નિહાળ્યું;
ત્યાં તો ગોરસડું રે કે ક્યાંઈ ન ભાળ્યું. ૨
ખુંણા સર્વે જોયા રે કે વહાલે ઘરમાં ફરી;
ત્યાં પણ નવ દીઠું રે કે ત્યારે ઉંચી નજર કરી. ૩
સિંકામાં દીઠું રે કે મહીનું ઠામડલું;
તે લેવા કારણ રે કે માંડ્યું કામડલું. ૪
પોતા નૈ સિંકે રે કે ફોડી હાંડીને;
પીવા હરી લાગ્યા રે કે મુખડું માંડીને. ૫
ગોપીના ડરથી રે કે છાતી થડકે છે;
બ્રહ્માનંદનો વહાલો રે કે જોઇ જોઇ ભડકે છે. ૬

### પદ ૨૦૨૬ મું.

હરી પીને ધ્રાયા રે કે બીજે મુખ ધર્યું;
કે સર્વે સખા મળીને રે કે એનું કામ પુરુ કર્યું. ૧
એમ સર્વે મળીને રે કે ગોરસ પીધું છે;
કે કોડીલે કહાને રે કે ગમતું કીધું છે. ૨
બાહેરના બેઉ રે કે આવ્યા ઘરમાં ગરી;
હાથ ખુબ મારીને રે કે રાજી થયા છે હરી. ૩
ઓચિંતાની બોલી રે કે ગોપી આવીને;
ઘરમાંહી રોકયા રે કે કમાડ ભરાવીને. ૪
રેઢું ઘર ભાળી રે કે ઘણું તમે ફાવ્યા છો;
આજ ઝાઝે દહાડે રે કે હાથે આવ્યા છો. ૫
બ્રહ્માનંદ કહે બીજા રે કે ગોવાળા ભાગી ગયા;
સાંકડમાં આવી રે કે હરી તો હાથ રહ્યા. ૬

### પદ ૨૦૨૭ મું.

હરી હાથ કરીને રે કે બોલી હાકોટી;
સમજાવા સારુ રે કે લીધી છે સોટી. ૧

સૌ આવો સૈયો રે કે આપણો ચોર જડ્યો;
બહુ દાડા જોતાં રે કે મારે હાથ પડ્યો. ૨
મેં જાણ્યું મારુ રે કે મહી ક્યાં જાયે છે;
છાનો ઘર ફાડી રે કે એ કુણ ખાયે છે. ૩
લેખું હું લેઇશ રે કે સર્વે લાડકડા;
ઘણા દહાડા ખાધાં રે કે મારાં ગોરસડાં. ૪
સાટું હું વાળીશ રે કે ગોરસ પીધાનું;
ફળ જડશે તુંને રે કે ચોરી કીધાનું. ૫
બ્રહ્માનંદ કહે ગઈતી રે કે હું જમુના પાણીને;
મારા ઘરમાં પેઠો રે કે અલ્યા શું જાણીને. ૬

## પદ ૨૦૨૮ મું.

નન્દનો થઈ છોરો રે કે એવો કેમ થયો;
આજથી હવે તારો રે કે અલ્યા ઇતબાર ગયો. ૧
જસોદાએ જાણ્યું રે કે હવે હું ન્યાલ થઇ;
તુંને જનમીને રે કે લોકમા લાજ ગઇ. ૨
સંસારમાં ભુંડું રે કે મેણું ચોરીનું;
કામ આદરીયું રે કે તે તો ભીલ થોરીનું. ૩
છાનો ઘરમાં પેઠો રે, કે ટાણું સાંધીને;
સમજાવીશ તુંને રે કે ઉંચો બાંધીને. ૪
ઝાઝા દીવસ રમ્યો છો રે કે છોરા તું છલમાં;
નાખ્યો જોઈએ છીએ રે કે તુંને સાંકળમાં. ૫
બ્રહ્મનન્દ કહે વેહેલું રે કે કેમ ન વિચાર્યું;
હવે કામ ન આવે રે કે અલ્યા તારુ ધાર્યું. ૬

## પદ ૨૦૨૯ મું.

ઘર માંહે દીઠી રે કે મહીની રેલ વળી;
ભંજવાડ ભાળીને રે કે મનમાં ખોત બળી. ૧
મુખ હોઠ ડસીને રે કે ત્રસુલી છાંડીને;
બાંધવાને કાજે રે કે ગોતે નાડીને. ૨
કરી લોચન રાતાં રે કે ઉભી ઝાલીને;
જાણે શું કરી નાખું રે કે ઉભો ઘર ઘાલીને. ૩
કજીઓ કરવાને રે કે સુધી કોપી રે;
ગિરિધરને ઝાલી રે કે ઉભી ગોપી રે. ૪

બહુ પેઠ્યો ઘરમાં રે કે સુણી બીજી આવી રે;
છબીલો લીધા રે કે તેણે છોડાવી રે. ૫
ભંજવાડની વાતુ રે કે ગોપી ભાંખે છે;
બ્રહ્માનંદનો વહાલો રે કે આંસુડાં નાંખે છે. ૬

પદ ૨૦૩૦ મું.

મારી બેની જોને રે કે એનાં કામડલાં;
મહી પીધું પાયું રે કે ભાંજ્યાં ઠામડલાં. ૧
છોરા લઈ સાથે રે કે પેઠો રેઢું ભાળીને;
આ ઉભો સામો રે કે જોએ ડાટ વાળીને. ૨
આજ સારુ નથી રે કે થયું કામ દાડીનું;
દરબાર જાયે તો રે કે કેવાયે ચાડીનું. ૩
માર્યા વિના બગડ્યો રે કે ચંચળ આ છોરો;
કર જોડીને કહું છું રે કે બેની આપ ઓરો. ૪
ગોરસની વાતે રે કે અમને લીધાં ગળે;
કુટ્યા વિના એને રે કે શીખામણ નહીં જ વળે. ૫
દાડી કેમ પુરવે રે કે અમારે એમ કર્યું;
બ્રહ્માનન્દ કહે મેલશું રે કે એનું ગામ ધર્યું. ૬

પદ ૨૦૩૧ મું.

બીજી કેહે એનો રે કે બાઈ દોષ નઈ;
મથુરાંથી આવ્યો રે કે બહુ હેરાન થઇ. ૧
પારકો જાણીને રે કે જસોદાએ ન દીધું;
તેણે દુઃખને મારે રે કે તારુ મહી પીધું. ૨
એનાં માતપિતાને તો રે કે બહુ સંકટ પડીયું;
નંદને ઘેર એને રે કે મેંડુ નવ જડીયું. ૩
ભુખે ભેળાણો રે, કે ફાડ્યું ઘર તારુ;
કર જોડીને કહું છું રે કે માન કહ્યું મારુ. ૪
અજાણે આવી રે કે હાંડી ભાંગી છે;
આજથી હવે એને રે કે શીખામણ લાગી છે. ૫
આંખડલી રાતી રે કે થઇ જોને રોઇને;
બ્રહ્માનંદનો વહાલો રે કે ઉભા નીચું જોઇને. ૬

પદ ૨૦૩૨ મું–રાગ ગરબી.

એટલાકમાં તો દશ વીસ આવી રે;
ચોરી થૈ વહાલાની ઘણી ચાવી રે. ૧

એક કહે કાલ મારે ઘેર આવ્યો રે;
હું હતી તૈયાર ત્યાં ન ફાવ્યો રે. ૨
બાર પડીતી મટુકી તે ફોડી રે,
ચુંટી લઈ રોવરાવી ગયો છોડી રે. ૩
જડ્યું નહીં ત્યારે મનમાં દુઃખાણો રે;
ઉભો રહી નાખ્યો ઘર માંથે પાણો રે. ૪
રીસ કરીને મેં આંખ દેખાડી રે;
ત્યારે નાશી ગયો વાડ ફાડી રે. ૫
બ્રહ્માનંદના સ્વામી સાથે ગોપી રે;
કહે મર્મનાં વેણુ કોપી કોપી રે. ૬

## પદ ૨૦૩૩ મું.

એક કહે કાલ મારે ઘેર પેઠો રે;
પેઠતાંમાં મેં તો વેલો વેલો દીઠો રે. ૧
એટલાકમાં તો હું દોડી આવી રે;
મુને એકલી જોઇને ધરકાવી રે. ૨
અતિ રીસનો ચડાવ્યો છે ઉધામો રે;
મુંને લાકડી લઈને થયો સાંમો રે. ૩
ત્યારે બીજીને હું જાઈને બકોરી રે;
એટલાકમાંહી ફાવી એને ચોરી રે. ૪
નાઠો હાંડલી દહીની હાથ સાઇ રે,
વાંસે દોડતાં દોડતાં ગયો વાઇ રે. ૫
સુધી રીસ ભરી બોલે ઉંચે સાદે રે;
બ્રહ્માનંદના સ્વામી સામી વાદે રે. ૬

## પદ ૨૦૩૪ મું.

એક કહે મારે ઘેર પેઠો રાતે રે;
ચોર્યો સાડલો તે નવલી ભાતે રે. ૧
અંધારામાં બીજું હાથ કાંઈ નાવ્યું રે;
દળવાનું ધાન ઉભે ઉભે ચાવ્યું રે. ૨
દૂધ દહીં કાજ કાઢી બહુ હડીયુ રે;
મેં ઠાવકું સંતાડ્યું નવ જડીયું રે. ૩
ઝાઝી મેહેનત કરીને માથું ઝીંકે રે;
સુધું ઉંચું તે ન પોંતો હાથ સીંકે રે. ૪

એટલાકમાં હું ઝબકીને જાગી રે;
પછે વેલણું લઇને ગયો ભાગી રે. ૫
એવાં એવાં છે બાઇ કામ એનાં રે;
કહે બ્રહ્માનન્દ નહી ઠારે કેનાં રે. ૬

પદ ૨૦૩૫ મું.

એક કહે મધ્યાન્હે કાલ આવ્યો રે;
સાથ માંકડાંની મડળી લાવ્યો રે. ૧
હું ગઈ જલ જમુનાં ભરવા રે;
વાંસે ઘરમાં પેઠો સેહેલું કરવા રે. ૨
જે મળ્યું તે સરવે લીધું રે;
ત્યાં બેશીને કામ પુરુ કીધું રે. ૩
દોહ્યું વલોયું ન રેહેવા દીધું કાંઈ રે;
પછે માંકડાં ચાલ્યાં ઘરમાંઇ રે. ૪
ઘર માંકડાં પાસે બગડાવ્યું રે;
ઉધું વાળી ગયો જે હાથ આવ્યું રે. ૫
કહે બ્રહ્માનન્દ આવી રહી ભાળી રે;
આ છોરો કાલ આવ્યો ડાટ વાળી રે. ૬

પદ ૨૦૩૬ મું.

બોલી એક તમે સાંભળો બેની રે;
એક વાતડી અલૌકીક એની રે. ૧
એક દહાડે મારે ઘેર આવ્યો ચાલી રે;
આવી ઓચીંતાની મુજને ઝાલી રે. ૨
કેમ અલી મારા ઘરમાં તું પેઠી રે;
બહુ સાવકાર થઈ હવે બેઠી રે. ૩
કહે કુણ છો કયાંની નારી રે;
મુને ચોરટી ચોરટી કહી મારી રે. ૪
મુને ચોર કરી પોતે થયો ધણી રે;
એની વાત શી કહું હું ઘણી રે. ૫
બ્રહ્માનન્દ કહે જુવો એની વાતુ રે;
નખ શીખ વીચે ભરી છે ઘાતુ રે. ૬

પદ ૨૦૩૭ મું.

એક કહે તમે સુણો વાત હેલી રે;
એ જેવો મે ન દીઠો કોયે ફેલી રે. ૧

ઉપરથી દીઠામાં લાગે રુડો રે;
છે કપટી અંતર કૂડો રે, ૨
એક દહાડે આવ્યો વલોવા ટાંણે રે.
સામો રહીને નેતરું તાંણે રે. ૩
ત્યારે માંખણ રહી હું તારી રે;
છલ કરી નજર ચોરી મારી રે. ૪
પછે તાવણી ઉપાડી ધીરે રહીને રે;
મુજ દેખતાં માંખણ ગયો લઇને રે. ૫
બ્રહ્માનન્દ કહે એક બોલી ગોપી રે;
આ છોરે લોક લાજ સરવે લોપી રે. ૬

પદ ૨૦૩૮ મું.

કેદી ઓચીંતાનો છાંનો આવે રે;
બે ધુળ્યની મુંઠડી ભરી લાવે રે. ૧
તે આંખ્યું માંહી ભરે આવી આગે રે;
પછે હાથમાંથી ભાંણું લઈ ભાગે રે. ૨
કેદી ઘરમાં પેશી ઠાંમડાં ફોડે રે;
કેદી કટાંણે વાછડાં છોડે રે. ૩
કેની બીક મનમાં નવ ધારે રે;
દહાડી દહાડી આવી છોકરાને મારે રે. ૪
એને ઠાવકો ઝાલીને રેહેજો ઠોઇ રે;
જાશે હાથમાંથી ભાગી રેહેશો જોઇ રે. ૫
બ્રહ્માનન્દના સ્વામીને વારે વારે રે;
ખુબ ગોપીયું વઢે છે ઝાઝે ખારે રે. ૬

પદ ૨૦૩૯ મું.

એક કહે એને રીતે ભાતે પુછો રે;
એક કહે એને ઝાલી બાંધો ઉંચો રે. ૧
એક કહે એને ચુંટીઆ ભરીયે રે;
કાન તાણી ટાઢા હાથ એક કરીયે રે. ૨
એક કહે છે જોવોને આંખ એની રે;
જુવો ચંચળ પગડાંની પેની રે. ૩
બાઈ એણે કંઇકનાં ઉંધાં વાળ્યાં રે;
મુંને ભડકા થાય છે એને ભાળ્યાં રે. ૪

ચાલો જશોદાને પાસે લઈ જાઇયે રે;
એના ગુણ એની માને આગે ગાઇયે રે. ૫
બ્રહ્માનન્દ કહે ચોરની પેરે રે;
ઝાલી ગઈ સરવે જશોદાને ઘેરે રે. ૬

પદ ૨૦૪૦ મું-રાગ ગરબી.

જશોદા કહીને સમજાવો, લાલ તમારો છે;
અમ સાથે બાંધ્યો દાવો, લાલ તમારો છે.
કેમ કીધો લાડકવાયો. લા૦ અમારે મોહોલે આવ્યો. લા૦ ૧
એ માટે ઝાલી આવ્યાં. લા૦ એને છોરે ચાક ચડાવ્યાં. લા૦ ૨
શું કહીએ ઝાઝું માંડી. લા૦ રોળે છે દહાડી દહાડી. લા૦ ૩
હવે કરવા શીખ્યો ચોરી. લા૦ ઝાલ્યો છે જોરાજોરી. લા૦ ૪
બ્રહ્માનન્દ કહે સમ ખાઇને. લા૦ તમે જાયો તો શું ખાઇને. લા૦ ૫

પદ ૨૦૪૧ મું.

રેઢાં જોઈને ઘર ફાડ, ધૂમ મચાવે છે;
વળી બાળકને રોવાડે, ધૂમ મચાવે છે.
કાંઈ ઝાઝું નથી કેહેવાતું. ધૂ૦ કીધા વીના નથી રેહેવાતું. ધૂ૦ ૧
દુધ દહીંનાં દુણાં લઈને. ધૂ૦ જાય છે ગાળ્યું દઇને. ધૂ૦ ૨
તમ સારું સાંખી રહીયે. ધૂ૦ નહિ તો રાજાને કહીયે. ધૂ૦ ૩
લઈ માંકડલાંની ટોળી. ધૂ૦ નાખે છે ફોડી ઢોળી. ધૂ૦ ૪
બ્રહ્માનંદ કહે રાખો વારી. ધૂ૦ એમાં જાશે લાજ તમારી. ધૂ૦ ૫

પદ ૨૦૪૨ મું.

રુડો તો લાભ તમારે, લાડ ચઢાવ્યો છે;
એમાં શું નફો અમારે, લાડ ચઢાવ્યો છે.
જો હોય સુધો વહાલો. લા૦ તો જે માગે તે આલો. લા૦ ૧
પણ અમ પાસે શું માગે. લા૦ નિત દુણાં દહીંનાં ભાંગે. લા૦ ૨
તું જાણીશ માં જે તારો. લા૦ એ તો છે પુત્ર પ્યારો. લા૦ ૩
એ કાગ કોયલને પેરે. લા૦ એમ આવ્યો છે તારે ઘેરે. લા૦ ૪
બ્રહ્માનંદ કહે એને વારો. લા૦ ઘર ખોશે સાંજ સવારો. લા૦ ૫

પદ ૨૦૪૩ મું.

શું કહું તમારે આગે, એનાં કામડલાં;
મુને કહેતાં લજ્યા લાગે, એનાં કામડલાં.

ગઈ એની હું એક દીનમાં. એ૦ કાંઈ કામે વૃંદાવનમાં. એ૦ ૧
મુજને એકલડી ભાળી. એ૦ આવ્યો ત્યાં પલવટવાળી. એ૦ ૨
વારંતાં આવી વળગ્યો. એ૦ કીધો નવ થાયે અળગો. એ૦ ૩
એને મનને ગમતે મેલી. એ૦ શું કહીયે ઝાઝું હેલી. એ૦ ૪
બ્રહ્માનંદ કેહે આ છોકરડો. એ૦ એ દોગાયે હાલે ઠરડો. એ૦ ૫

પદ ૨૦૪૪ મું.

એક બીજી ગોપી બોલી, સાંભળ નંદરાણી;
હું કહું છું અંતર ખોલી, સાંભળ નંદરાણી.

એ દીઠામાં છે છોટો. સાં૦ માંહી તો સુધો છે મોટો. સાં૦ ૧
મારું કહ્યું જો માનો. સાં૦ વતવું તમને એક વાનો. સાં૦ ૨
લાડકડી કન્યા લાવો. સાં૦ એને પ્રીતેશું પરણાવો. સાં૦ ૩
એમ કીધે લજ્યા રેહેશે. સાં૦ નહી તો એ લછન દેશે. સાં૦ ૪
કેહે બ્રહ્માનન્દ કરજોડી. સાં૦ કયાંઇક જુવો કુંવારી છોડી. સાં૦ ૫

પદ ૨૦૪૫ મું.

એક ત્રીજી બોલી ત્યારે, એને જાણું છું;
એને લવ ફાવી છે બહારે, એને જાણું છું.

પરણાવી ખોટી થાશો. એ૦ વેવાઇની ગાળ્યું ખાશો. એ૦ ૧
એને નહી ગોઠે જેવી તેવી. એ૦ એને જોઇએ એ જેવી. એ૦ ૨
પરણી ઉભી વા ખાશે. એ૦ ઘેર બીજીને એ જાશે. એ૦ ૩
એના મનનું ગમતું કરશે. એ૦ કહેશે તો પાણી ભરશે. એ૦ ૪
જોઈ નીચુ લજ્યા પામી. એ૦ ઉભા બ્રહ્માનંદનો સ્વામી. એ૦ ૫

પદ ૨૦૪૬ મું.

હીબકતા બોલ્યા બળીયો, ગ્વાલણી જૂઠી છે;
એણે મુજને નિર્બળ કળીયો, ગ્વાલણી જૂઠી છે.

હું ચોરીમાં શું જાણું. ગ્વા૦ હા મે કીધું ધેગાણું. ગ્વા૦ ૧
હું નાનો ને એ મોટી. ગ્વા૦ એક મારી મુજને સોટી. ગ્વા૦ ૨
મુને ઝાઝી ગાળી દીધી. ગ્વા૦ મારી મોરલી ખુંચી લીધી. ગ્વા૦ ૩
મા એ સાચું નવ બોલે. ગ્વા૦ મસ્તાની થઇને ડોલે. ગ્વા૦ ૪
બ્રહ્માનંદ કેહે એમની વાણી. ગ્વા૦ ઘર જાવાની નીશાની. ગ્વા૦ ૫

પદ ૨૦૪૭ મું.

હશી જશોમતી લીધો ઓરો, કુંવર કહાનાને;
કેડે પેહેરાવ્યો કંદોરો, કુંવર કહાનાને.

ગોપી જોઈને મુસકાની. કું૦ વળી આવજો એવું જાણી. કું૦ ૧
પછે મોરલી દીધી પાછી. કું૦ કાંઈ વાત ન રાખી કાચી. કું૦ ૨
એમ ખેલ કરે છે દહાડી. કું૦ નીત લુંણ ઉતારે માડી. કું૦ ૩
છે એવાં ચરીત્ર અપારે. કું૦ શેષાદિક અતર ધારે. કું૦ ૪
જોઈ બ્રહ્માનંદનો સ્વામી. કું૦ ગોપી અતી આનંદ પામી. કું૦ ૫

પદ ૨૦૪૮ મું–રાગ ગરબી.

હો અલવીલા અલવ ન કીજે, કોઇનું મહીડું ઝૂંટી નવ લીજે. હો૦ ટેક.
અમે ચાલ્યા જઇએ છૈએ વાટે, આડો ઉભો છે જમનાને ઘાટે;
આવી બાઝય માં મહીને માટે. હો૦ ૧
હું છું કંસતણી મહીઆરી, મારે વાંસે છે બળ ભારી;
મુખ બોલજે વેણુ વિચારી. હો૦ ૨
તારા રોક્યા અમે નવ રહીએ, જેમ હોય તેમ મુખપર કહીયે;
દાણ જોરાઇએ નવ દઇએ. હો૦ ૩
કેમ નિર્લજ સરખું બોલે, તેને કેજે હોય તુજ તોલે;
મુજ કેડે તું શાને ડોલે. હો૦ ૪
તારું નામ જાણું છું જે કહાનો, છે સૌને ચાવો નથી છાનો;
બ્રહ્માનન્દના વહાલા કહું માનો. હો૦ ૫

પદ ૨૦૪૯ મું.

હો કહાનુડા મેલને કેડો, શું સમજીને ઝાલે છે છેડો. હો૦ ટેક.
વુઢી જાય છે સૈયરની ટોળી, મારે માથે છે મહીની ગોળી;
નહિ આપું હું નાખીશ ઢોળી. હો૦ ૧
બોલે વઢવા જેવી તું વાણી, આડો આવે છે થઇને તું દાણી;
આવી બાઝે છે અમને શું જાણી. હો૦ ૨
થઇને નન્દતણો તું છોરો, માથે ઘાલી ફુલાંકેરો તોરો;
તેનો અમને શું જણાવે છે જોરો. હો૦ ૩
તું તો આવો નહોતો આજ પેહેલો, હમણાં સુધો થયો છે તું છેલો;
મહી દેખીને મા થા તું ઘેલો. હો૦ ૪
લે માં વનમાં તું નામ અમારુ, થાશે ચાવું તે સાંજ સવારું;
બ્રહ્માનન્દ કહે તુજને હું વારુ. હો૦ ૫

પદ ૨૦૫૦ મું.

હો ધૂતારા તુજને હું જાણું, શાને કાજે કરે છે ધીંગાણું. હો૦ ટેક.
તારી મોરલીમાં જાદુ છે ભારી, સુણી વશ થઈ વ્રજનારી;
તારી આંખ્યુ છે કામણગારી. હો૦ ૧

અમે લેતાં નથી તારું નામ, જાવા દેને ખોટી થાયે કામ;
માથે મહીનું ફુટશે ઠામ. હો૦ ૨
અમે જાણી નથી કાંઇ કેહેતાં, લોક લાજથી બીતા રેહેતાં;
હવે ઝાઝું થયું છે સેહેતાં. હો૦ ૩
એવી વાત ન કરીયે ઘેલી, કરશું રાવ નંદજીની ડેલી;
આવો પુત્ર કર્યો કેમ ફેલી. હો૦ ૪
આવી બાઝ માં મહીને માટે, જડશે ઝાઝી ગાળ્યું મહી સાટે;
બ્રહ્માનન્દ કહે વુઠો જાને વાટે. હો૦ ૫

## પદ ૨૦૫૧ મું.

હો દીવાના બોલ માં ઘેલું, મહી મારુ લેવું નથી સેહેલું. હો૦ ટેક
આ વાટે દહાડી અમે ચાલું, કેદી દાણુ તુંને અમે આલ્યું;
આમે તુત જગાડે છે ઠાલું. હો૦ ૧
જેમ હોય તેમ કહીયે સીધું, કે દી દાણુ મો'રે અમે દીધું;
પુછ બાપ તારે કે દી લીધું. હો૦ ૨
આડો આવે છે દોડી દોડી, શાને બાંહ્ય મારી તે મરોડી;
એ વાત ઘણી નહી થોડી. હો૦ ૩
મુખ બોલજે વેણુ સંભાળી, નહી સાંખું તારી હવે ગાળી;
કાંઈ નથી એવી ઓશીઆળી. હો૦ ૪
બ્રહ્માનન્દ કહે બોલે છે વેરે, આડો આવી રાજાની પેરે;
ગાયું ચારી વુઠા જાને ઘેરે. હો૦ ૫

## પદ ૨૦૫૨ મું.

હો રંગભીના છેલ છબીલા, રસીયા વર કહાન રંગીલા. હો૦ ટેક
તુજ કાજે સહ્યાં અમે મેહેણાં, વહાલા વાગે વહાલા તારાં વેણાં;
મારા નીરખીને હરખે છે નેણાં. હો૦ ૧
તારી વંશી તે વનમાં વાગી, સુણી ઓચીંતાં હું જાગી;
મારી લાલચ તુજથી લાગી. હો૦ ૨
મે તો લોક લાજ સરવે ખોઈ, મારુ મનડું રહ્યું છે મોહી;
હું તો જીવું છું તુજને જોઈ. હો૦ ૩
ગુલતાન થઇ કંદોરે, તારુ છોગલીયું ચિત્ત ચોરે;
હું તો રીઝી છું ફુલડાને તોરે. હો૦ ૪
કાંઇ કામણુ મુજને તે કીધું, તે તો લટકાં કરીને મન લીધું;
બ્રહ્માનન્દનું કારજ સીધ્યું. હો૦ ૫

પદ ૨૦૫૩ મું.

હો મનમોહન તુજપર વારી, તારી રીત અલૌકીક ન્યારી. હો૦ ટેક.
તારી મોરલડી મરમાળી, રંગરેલ અતિ રૂપાળી;
મારા મનગમતા વનમાળી. હો૦ ૧
તુને જોઇને અતિ સુખ થાય, વણુ દીઠે તે ક્ષણું ન રેહેવાય;
તારું મુખ મેલ્યું નવ જાય. હો૦ ૨
રંગ ચોળ કસુંબી વા'ઘે, તું રેહેજે આંખડીયુને આગે;
તારાં લટકાં તે પ્યારાં લાગે. હો૦ ૩
તારી વંશીમાં વેંધાણી, વહાલી લાગે છે મુખડાંની વાણી;
તારી લાલચમાં હું લોભાણી. હો૦ ૪
આંતે નીશ્શંક થઈ હવે ખેલું, તુંજ સાથે બંધાણું છે બેલું;
બ્રહ્માનન્દ કેહે પલક નવ મેલું. હો૦ ૫

પદ ૨૦૫૪ મું.

હો મનમાન્યા લાલ ગુમાની, તારાં દરશન વિના હું દીવાની. હો૦ ટેક.
તારી છબી અલૌકીક સારી, મુને જોઇને લાગે છે પ્યારી;
તારી બાનકની બલિહારી. હો૦ ૧
મારા દીલડાના દીવાન, તમે પ્રીતમ જીવન પ્રાણ;
સુખસાગર શ્યામ સુજાણ. હો૦ ૨
ઓરા આવો આલીંગન દીજે, પ્યારા પ્રેમ અધર રસ પીજે;
મારું મનડું ન માને બીજે. હો૦ ૩
ગળે પેહેરી પુલાં કેરી માળા, તેણે લાગો છો રૂપાળા;
મારા મનમોહન મરમાળા. હો૦ ૪
અતિ આપો છો આનન્દ, મારા ગુણુવંતા ગોવિંદ;
*બલિહારી બ્રહ્માનન્દ. હો૦ ૫

પદ ૨૦૫૫ મું.

હો છોગાળા શ્યામ સોહાગી, મારી લગની તે તુજથી લાગી. હો૦ ટેક.
શોભે પુલડાંના શણુગાર, નીરખી મગન થઇ વ્રજનાર;
વારી કોડીલા નન્દકુમાર. હો૦ ૧
કહાના રૂપ અલૌકિક તારુ, જોઈ મનડું લોભાણું છે મારું;
લેઇ સરવસ તુજપર વારુ. હો૦ ૨
તારી નૌતમ સુંદર ચાલ, મુને વાધે છે જોઇને વહાલ;
મારા લટકાળા નન્દલાલ. હો૦ ૩

---

* "જાય બલિહારી" ઇતિ પાઠાતર છે

આવો પ્રેમ અધર રસ પાવા, મારા ચિતડાંને લલચાવા;
તારી મૂર્તિ મનોહર માવા. હો૦ ૪
મારા પ્રીતમ સેજ પધારો, વહાલા જોઈ જોઈ વહાલ વધારો;
બ્રહ્માનંદનો જન્મ સુધારો. હો૦ ૫

### પદ ૨૦૫૬ મું–રાગ ગરબી.

સખી જોને આ બાળક નાનો રે, એનું નામ કોડીલો છે કહાનો. સ૦ ૧
જેને વેદ નિરંતર ગાવે રે, તેને જશોમતિ ગોદ ખેલાવે. સ૦ ૨
મુખ બોલે છે કાલું કાલું રે, તે માતાને લાગે અતી વહાલું. સ૦ ૩
મીઠું તોતલું બોલે માવો રે, કહે કાજુ કન્યા પરણાવો. સ૦ ૪
કેદી આવી જશોદાને આગે રે, કાંઈ ચાંદલીયાને માગે. સ૦ ૫
એક દી લીધો એણે આડો રે, કહે રાધાને આણી દેખાડો. સ૦ ૬
કહે બ્રહ્માનંદ કહાનુડો રે, લાગે રાધિકા સગે રુડો. સ૦ ૭

### પદ ૨૦૫૭ મું.

રમે ગોકુલમાં ગિરિધારી રે, મળી ખ્યાલ કરે વ્રજ નારી. ર૦ ૧
સરવે સુંદરી ભેળી થઇને રે, કરે હાસ્ય ખોટું ખોટું કહીને. ર૦ ૨
વહાલા ગામમાં ચાલી છે વાણી રે, કહે છે કન્યા તમારે છે કાણી. ર૦ ૩
તમે નાના ને એ છે મોટી રે, કહોને વાત સાચી કે ખોટી. ર૦ ૪
તમે પાતળા તે મસ્તાની રે, લેશે ચુંટીઆ ઘરમાં છાની. ર૦ ૫
કહે છે પરણીને ઘરમાં જે દી આવું રે, તે દી કહાનાને નાચ નચાવું. ર૦ ૬
ખુબ ગાળ્યું દેશે ખીજી ખીજી રે, બ્રહ્માનંદના વહાલા જુઓ બીજી. ર૦ ૭

### પદ ૨૦૫૮ મું.

કહો તો જઇને જશોદાને કહીએ રે, અમે હેતુ તમારાં છૈએ. ક૦ ૧
કરીએ બીજી જશોદાને કહીને રે, વહાલા નામ તમારુ લઈને. ક૦ ૨
કહેશું વાત સુણો નંદરાણી રે, કહાનો કહે છે કન્યા એ તો કાણી. ક૦ ૩
કાણી બળભદ્રને પરણાવો રે, કાજુ કન્યા કહાનાને લાવો. ક૦ ૪
કહેશું કહાનો આવી એમ કહે છે રે, ઓલે ગામ કન્યા એક રહે છે. ક૦ ૫
રંગ ખુબ નાની રૂપાળી રે, મીઠા બોલી અતિ મરમાળી. ક૦ ૬
તમને કહીએ જશોદા માજી રે, બ્રહ્માનંદનો વહાલો પરણે રાજી. ક૦ ૭

### પદ ૨૦૫૯ મું.

શોભે ગોપીમાં ગોવિંદો રે, જાણે તારા મડળ વીચ ચંદો. શો૦ ૧
એક કહે તમે આવો ઓરા રે, તમે કાળા ને બળભદ્ર ગોરા. શો૦ ૨

કહો તો કહીએ સાચું અમે કહાના રે, મોટા બળભદ્ર છો તમે નાના. શો૦ ૩
પેહેલા બળભદ્ર પરણીને વળશે રે, તે કેડે કન્યા તમને મળશે. શો૦ ૪
એમ કહે છે જશોદા માતા રે, તમને લીધા છે વેંચાતા. શો૦ ૫
અમે જાણી તમારી ચોરી રે, તમે દેખો છો સુંદર ગોરી. શો૦ ૬
બ્રહ્માનંદ કહે વુઠા ઘરે જાઓ રે, આમે શ્યાને ખોટી તમે થાઓ. શો૦ ૭

## પદ ૨૦૬૦ મું.

કહાનાને માતા તમે વારો રે, આવી રોકે છે જમુનાનો આરો. ક૦ ૧
દહાડી જળ ભરવા અમે જઇએ રે, એની કેટલીક આળ્યું સહીએ. ક૦ ૨
ભાંજે ઠામ ને ગાળ્યો ભાંખે રે, અમને રોકીને ઉભા રાખે. ક૦ ૩
એનાં લખણ તમે નથી લેતાં રે, અમને લાજ આવે છે કેહેતાં. ક૦ ૪
આવે ઘરમાં સવાર અસૂરો રે, પુત્ર સરવે લક્ષણે છે પૂરો. ક૦ ૫
લોક લાજ હૈયે નથી ધરતો રે, હેરે હેરણું હરતો ને ફરતો. ક૦ ૬
બ્રહ્માનંદ કહે એમાં નહીં ઠરશો રે, કોઇનું ઘર ભંગાવી શું કરશો. ક૦ ૭

## પદ ૨૦૬૧ મું.

વારો તમે જશોદા એને રે, સુખે રહેવા દેતો નથી કેને. વા૦ ૧
અમને વેહેતાં ઘેરે છે વાટે રે, આવી બાઝે છે મહીને માટે. વા૦ ૨
નથી ગણતો નાના કે મોટા રે, માથે આળ ચડાવે છે ખોટાં. વા૦ ૩
આવે ઘરમાં બાળક લઈ સાથે રે, મહીડુ લે છે પોતાને હાથે. વા૦ ૪
હમણાં ઘરમાં ઉભો લાગે સારો રે, નથી જોયો એને તમે બહારો. વા૦ ૫
મુખ વેણુ બોલે મરમાળા રે, કરે આંખડલીના ચાળા. વા૦ ૬
બ્રહ્માનંદ કહે તમારો લાલો રે, શીદ આળ કરે છે ઠાલો. વા૦ ૭

## પદ ૨૦૬૨ મું.

તારો પુત્ર જશોદા માડી રે, આવી વાત બોલે છે ઉઘાડી. તા૦ ૧
એલી ઉભી રે મહીઆરી રે, પૂછે તું પરણી કે કુંવારી. તા૦ ૨
દાણ લેવા આડો આવે દોડી રે, કહે છે તું કેની અલી છોડી. તા૦ ૩
અમ સાથે બાંધ્યો એણે દાવો રે, દહાડી કહે છે મુને પરણાવો. તા૦ ૪
અમે પરણ્યા તે કેમ કરી પરણું રે, પરણ્યા કાજે ઘાલે ઘરે ઘરણું. તા૦ ૫
ગળે લીધાં તમારે છૈયે રે, કહોને કેમ કરી ગોકુલ રહીયે. તા૦ ૬
બ્રહ્માનંદ કહે ન જાયે છેડ્યો રે, આવી ઘરમાં બેસે અણુતેડ્યો. તા૦ ૭

## પદ ૨૦૬૩ મું.

વુઠા જાને તું પાધરો વાટે રે, અમે સાંખું છું નંદજીને માટે. વુ૦ ૧
કહેને તારે મારે અલ્યા શું છે રે, શાને પરણી કુંવારી તું પુછે. વુ૦ ૨

એક જાત નથી તારે મારે રે, શીદ હુંશ હૈયામાં તું ધારે. વ્રુ૦ ૩
અમે ગુર્જર તું છો આહીર રે, કહેને તારે મારે કયાંનું શીર. વ્રુ૦ ૪
આવો કેમ થયો તું ફેલી રે, નથી નાર પરાઈ સેહલી. વ્રુ૦ ૫
ધાર્યું કાંઈ નથી થાવાનું રે, માંડયું કામ તે ઘર જાવાનું. વ્રુ૦ ૬
બ્રહ્માનંદ કહે લજ્યા તારે થોડી રે, જાવા દે ને કહું છું હાથ જોડી. વ્રુ૦ ૭

## પદ ૨૦૬૪ મું-રાગ ગરબી.

ગોરસ લઇને ગોપીકા, ચાલી વેચવા કાજે;
ઓડો બાંધ્યો આવીને, વીચમાં વ્રજરાજે. ૧
મટુકી લીધી માથડે, ચાલી મહીવાળી;
ઓચીંતાના આવીયા, વનમાં વનમાળી. ૨
મારગ રોકયો માવજી, આડા ઉભા છે આવી;
આવ ઓરી મહીઆરડી, એમ કહીને બોલાવી. ૩
મહીડું તારુ અમે લૂટશું, ઉભી રહેને મહીઆરી;
સાચું જાણુ તું સુંદરી, લેશું રીત અમારી. ૪
જાવા દીઓને જાદવા, વાટે રોકો માં વેહેતાં;
અમે મલાજો રાખીએ, તમ સામું કહેતાં. ૫
સમજ્યા વિના નવ ઝાલીયે, પરનારીનો છેડો;
બ્રહ્માનન્દ કહે રહોને વેગળા, મેલીને કેડો. ૬

## પદ ૨૦૬૫ મું.

કેડો અમે કેમ મેલીએ, રીત લાગે તે લેશું;
દાણુ લીધા વિના સુંદરી, જાવા નવ દેશું. ૧
જોબન ધનના જોરથી, થઈ છો મસ્તાની;
દહાડી ચોરી મારુ દાણુલું, જાતીતી છાની. ૨
આજ મળી છું એકલી, મહીડું નહી મેલું;
દાણુ અમારું ચોરતાં, શું જાણ્યુંતું પેહેલું. ૩
કોરે રહેજો કહાનજી, જોયા જેવું થાશે;
રહીએ રાજાના રાજમાં, લૂટી નહી લેવાશે. ૪
મુખડું સંભાળીને બોલીયે, મ કરો જોરાજોરી;
દીઠા વિના નવ નાખીએ, કોઈ ઉપર ચોરી. ૫
દુર્જિન લોકડાં દેખશે, થાશે નામ ચુઠાલું;
બ્રહ્માનન્દ કહે વાલમજી, મહી ટાંક ન આલું. ૬

### પદ ૨૦૬૬ મું.

ટાંક લેવું નથી માહરે, મટુકી લેવી બાધી;
ઉભી રહે અલબેલડી, આજ ખોળતાં લાધી. ૧
તું તો કેને નથી માનતી, મછરાળી મનમાં;
ઉપર પ્રગટ દેખાય છે, હલકાઇ તારા તનમાં. ૨
બીક દેખાડે છે કંસની, તું ભરાણી છો બળમાં;
કૂડાં બોલી કામની, બોલે છે છળમાં. ૩
રહો રહો હું તમને ઓળખું, હમણાં થયા દાણી;
એવું બોલો છો આકરુ, કહાના શું જાણી. ૪
અમને તે હલકાં દીઠડાં, તમે લક્ષણના ભારી;
રસિયાજી નવ રોકીયે, વનમાં પરનારી. ૫
કૂડા બોલી હું કામની, તમે સાચનું ગાડું;
બ્રહ્માનન્દ કહે વઢવા જેવું, શીદ બોલો છો આડું. ૬

### પદ ૨૦૬૭ મું.

આડું કાંઈ નથી બોલતો, દેને દાણ તું મારુ;
નહી તો વીંખાશે વાટમાં, આ મહી તારુ. ૧
ગર્વ ભરી તું ગુર્જરી, જોબનની માતી;
દહાડી દહાડી સૌ દેખતાં, દાણ ચોરીને જાતી. ૨
કહેજે તું જઇને કંસને, દાણ લાગે તે દઇને;
મોવડ આવે માનની, વહેલી દળ લૈને. ૩
કરીએ નહી ઝાઝી કાનજી, પરનારીની હાંસી;
બળ તમારુ જાણીએ, આવ્યા છો નાશી. ૪
દાડી અમે અહીં ચાલીએ, દાણ કે દી ન દીધું;
ખોશો માં ઠાલા આબરુ, કહીએ છૈયે સીધું. ૫
લાડકવાયા લાલજી, બોલ ફેલ મ બોલો;
બ્રહ્માનન્દ કહે જોરાવરી, શીદ બાઝંતા ડોલો. ૬

### પદ ૨૦૬૮ મું.

મુજને અચંબો થાય છે, તું દીઠામાં છોટી;
સાચું બોલ કેણે શીખવી, આવી વાતું મોટી. ૧
મહીની મટુકી ઉતારીને, આહી આવને ઓરી;
નાનીજ વયમાં નાર તું, શીખી દાણની ચોરી. ૨

આવાં રુડાં આજથી, તુંમાં લક્ષણ ભારી;
માન ઉતારીશ માનુની, ધીરી રહે ધૂતારી. ૩
નારી રૂપાળી જોઇને, ઘેલા થાઓ માં હું ઘોળી;
મોઘી છે જો માવજી, મહીડાંની ગોળી. ૪
ધૂતી કહીને મુજને, તમે મેહેણુલું દીધું;
કહોને તમારુ કહાનજી, અમે ધૂતી શું લીધું. ૫
લાજ ખોશો તમે લાલજી, માણસમાં મારી;
બ્રહ્માનન્દ કહે અમે જાણુતાં, તમને બ્રહ્મચારી. ૬

પદ ૨૦૬૯ મું.

મન મસ્તાની માનની, ડહાપણુમાં ડોલે;
મુજને તે મોહ પમાડવા, મીઠું મીઠું બોલે. ૧
ડહાપણુનું શું કામ છે, દેને દાણ અમારુ;
નહી તો આ ઘડીએ ફૂટશે, મહી માટલું તારુ. ૨
એકલી વનમાં આથડે, છો કેની છોડી;
રૂપ ઘણું તારા અંગમાં, લજ્જા તો થોડી. ૩
કુણ છો છોરા કુડીયા, એવું બોલછ આવી;
એવી તે વાતુ તુજને, કેણે શીખાવી. ૪
રહી છું રાજાના રાજમાં, મુજને કુણ લૂટે;
સમજી રહેજે વેગળો, મટુકી નહીં ફૂટે. ૫
તું તો દાણી આ વાટનો, અમે સાંભળ્યું નોતું;
બ્રહ્માનંદ કહે ઘર નંદનું, જાશે ઓસરી સોતું. ૬

પદ ૨૦૭૦ મું.

બહુ એલી થા માં બોલકી, હું તુજને કહું છું;
માનની તારાં મેહેણુલાં, કઇ વારનો સહું છું. ૧
ડોડ ઘણો દરબારનો, મનમાં મહીઆરી;
ઠગ વિદ્યા તુજમાં ઘણી, તારી આંખ ઠગારી. ૨
બાર વરસની બાળકી, ચોરીમાં શૂરી;
કાચું નથી કોઇ વાતનું, લક્ષણુની પૂરી. ૩
નાના સરખા નંદના, છેટે રહેજે છોરા;
છેલ થયો તુંને જાણીએ, ઘાલી ફુલના તોરા. ૪
કુડા બોલા કહાનુડા, મુંથી વેગળો રહેજે;
તુજ સરખી હોય નિર્લજી, તેને જઇ કહેજે. ૫

ઉભો રહે અલબેલડા, કરશું તુંને રાજી;
બ્રહ્માનંદ કહે મહી નહી જડે, જડશે ગાળ્યું ઝાઝી. ૬

પદ ૨૦૭૧ મું.

છેલ છબીલે સાંભળી, વિનતાની વાણી;
રીસ ચડી વ્રજરાજને, મસ્તાની જાણી. ૧
જોર કરીને જાદવે, મહી મટુકી ઉતારી;
મોહનજી મહી લૂટીયું, જોઈ રહી મહીઆરી. ૨
કોડીલે વર કહાનજી, મનગમતું કીધું;
મહી મટુકી માંહીથી, પોતે પૂરણ પીધું. ૩
પાયું પછે સરવે સાથને, મનુવાર કરીને;
ઘેલે થઈ ગોવાળીએ, પીધું પેટ ભરીને. ૪
બીજું તે ઢોળી નાંખીયું, મહી મટુકી ફોડી;
ફાડી તે નવરંગ ચુંનડી, વળી બાંહ્ય મરોડી. ૫
મનમાં રીસાણી માનની, કાંઈ દાવ ન લાગે;
બ્રહ્માનંદ કહે રાવે ગઈ, જશોદાને આગે. ૬

પદ ૨૦૭૨ મું.

સાંભળ જશોદા ચિત્ત દઈ, તારા પુત્રની વાતુ;
મહીઆરીને લૂટવા, બાંધી બેઠો છે ભાતું. ૧
આજ સવારે એકલી, માથે હેલ ઉપાડી;
મથુરામાં મહી વેચવા, જાતીતી હું માડી. ૨
વૃન્દાવનની વાટમાં, જાતાં મુને ભાળી;
આવીને મારગ રોકીયો, મુખ બોલી ગાળી. ૩
દાણ અમારુ ચોરીયું, ઉભી રહે મહીઆરી;
એમ કહીને જોરાવરી, મહી મટુકી ઉતારી. ૪
સર્વે લજ્યા લોકની, તારે દીકરે ત્યાગી;
પાલવ મારો ફાડીયો, મહી માટલી ભાંગી. ૫
નખ લગાડયો છાતીએ, ઝાઝું શું કહીએ;
બ્રહ્માનંદ કહે એનાં દુઃખથી, કહોને કયાં જાઇ રહીએ. ૬

પદ ૨૦૭૩ મું.

વેહેતાં રોકે છે વાટમાં, આવી જેમ તેમ બોલે;
વનમાં પગેરાં ખોળતો, નીત કેડે ડોલે. ૧

લજ્જા ખોઇ મારી લોકમાં, કીધી મુને ચાવી;
છોટો સરખો છોકરો, આળ્યું નાખે છે આવી. ૨
કાયર અમને કીધલાં, જશોદા તારે છૈયે;
કેમ કરી ગોકુલ ગામમાં, ઘર માંડીને રહીયે. ૩
વનમાં દીઠી મુને એકલી, આડો આવ્યો દોડી;
ફાડી નવરંગ ચુંદડી, કસ કંચુકીની તોડી. ૪
મુજ પાસે જોરાવરી, દાણ દહીંનું માગ્યું;
ના ના કહેતાં નિર્લજે, મહી માટલું ભાંગ્યું. ૫
લાડકવાયો લાલને, એવો કેમ કીધો,
બ્રહ્માનંદ કહે એને આજથી, તમે રાખજો સીધો. ૬

પદ ૨૦૭૪ મું.

સાંજે આવ્યા ઘરે શ્યામળો, મુખ મોરલી વાતા;
ખોળે બેસાડીને ખાંતથી, એમ પૂછે માતા. ૧
કહાના તુને શી પડી, એવી ટેવ અટારી;
વનમાં મારગ ચાલતાં, લૂટે પરનારી. ૨
આજથી રુડુ આદર્યું, આ કામ તે આવું;
દહાડી લાવછ દીકરા, લોકુંની રાવું. ૩
ગાયુ ચારીને જીવીયે, આપણ નહી રાજા;
લાડકડા નવ લાવીયે, ઘેરે ઓળંભા ઝાઝા. ૪
આજથી તારી આબરુ, થાશે લોકમાં થોડી;
કહેને તુને કુણ આલશે, પરણવાને છોડી. ૫
બ્રહ્માનંદના વાલમા, રુડા કામ છે તારા;
મહીયારીનાં માટલાં, ફોડે સાંજ સવારા. ૬

પદ ૨૦૭૫ મું.

મુખથી બોલ્યા માવજી, અતિ સુંદર વાણી;
ગાળ્યું દે છે ગ્વાલણી, નાનો મુને જાણી. ૧
કૂડું કાંઇ નથી બોલતો, માનો સાચું માડી;
વનમાં આવી વીનતા, મુને ખીજવે દાડી. ૨
મરમ કરી કરમાંહ્યથી, લે મોરલી ઝૂંટી;
મીઠું બોલે મુખથી, ભરે આવીને ચૂંટી. ૩
મછર ભરી મહીયારડી, મસ્તાની ડોલે;
વનમાં દેખી એકલો, મને ગાળ્યું બોલે. ૪

સરવે મળીને સુંદરી, કરે ઠેકડી મારી;
ગુર્જરી ગોકુલ ગામની, છે નિર્લજ નારી. ૫
બ્રહ્માનંદ કહે લીધાં વારણા, જશોદાયે ઊઠી;
સાચા ઠર્યા શ્યામળા, થઈ ગ્વાલણી જૂઠી. ૬

### પદ ૨૦૭૬ મું-રાગ ગરબી.

સુણ વાત કહું સાહેલી રે, કહાનો મારી કેડ પડ્યો;
જળ ભરવા ગઈ હું અકેલી રે, કહાનો મારી કેડ પડ્યો. ટેક.
ઉભો તો જમુના તીરે રે. ક૦ આવી વળગ્યો મારે ચીરે રે. ક૦ ૧
કોઇની મરજાદ ન આણી રે. ક૦ બોલે નિર્લજ સરખી વાણી રે. ક૦ ૨
મુને જમુના આરે રોકી રે. ક૦ એને મનને ગમતે મુકી રે. ક૦ ૩
હવે કેમ કરી ગોકુલ રહીયે રે. ક૦ એ કેને આગળ કહીયે રે. ક૦ ૪
શીદ છેડ કરે છે ઠાલો રે. ક૦ બ્રહ્માનન્દ કહે કોઈ ખાળો રે. ક૦ ૫

### પદ ૨૦૭૭ મું.

નન્દજીના છોરે નાને રે, કાયર અમને કીધાં છે;
છળ કીધો છાંને છાંને રે, કાયર અમને કીધાં છે. ટેક.
નીત નવરો ફરતો ડોલે રે. કા૦ મનમાં આવે તેમ બોલે રે. કા૦ ૧
વનમાંઇ પગેરાં ખોળે રે. કા૦ ઝાલે છે દહાડે ધોળે રે. કા૦ ૨
ગોકુલીયું ઉજડ કરશે રે. કા૦ ત્યારે થીર થઈને ઠરશે રે. કા૦ ૩
ઓચીંતો ઘરમાં આવે રે. કા૦ આવી જોરાઇએ બોલાવે રે. કા૦ ૪
નીત એથી ડરતાં ફરીએ રે. કા૦ કહે બ્રહ્માનન્દ શું કરીએ રે. કા૦ ૫

### પદ ૨૦૭૮ મું.

એ વાત કહું વહાલાની રે, ચિત્ત દઈ સાંભળ સાહેલી;
લટકાળા નન્દલાલાની રે, ચિત્ત દઈ સાંભળ સાહેલી. ટેક.
એ છે સાંભળવા જેવી રે. ચિ૦ સુણી અતર ધારી લેવી રે. ચિ૦ ૧
એક વાત અલૌકિક રુડી રે. ચિ૦ એમાં રંચ મ જાણો કૂડી રે. ચિ૦ ૨
એવું ચરીત્ર કર્યું વનમાળી રે. ચિ૦ હું કહું છું નયણે ભાળી રે. ચિ૦ ૩
મે નૌતમ કૌતક જોયું રે. ચિ૦ જોતામાં ચિત્ત મારુ મોયું રે. ચિ૦ ૪
બ્રહ્માનંદ કહે ગોપી સાથે રે. ચિ૦ કીધો ખ્યાલ અલૌકિક નાથે રે. ચિ૦ ૫

### પદ ૨૦૭૯ મું.

એક દીન જમુના તટ આવી રે, કૌતક કીધું કહાનુડે;
સરવે ગોપીને બોલાવી રે, કૌતક કીધું કહાનુડે. ટેક.

બે ગ્વાલ તે સાથે હુતા રે. કૌ૦ ત્યાં ખબર લેઇને પોતા રે. કૌ૦ ૧
કહે સખીયું કયાંથી આવ્યા રે. કૌ૦ કાંઈ વહાલાની સુધ લાવ્યા રે. કૌ૦ ૨
તેણે વાત કહી વિસ્તારી રે. કૌ૦ સુણી ન્યાલ થઇ વ્રજનારી રે. કૌ૦ ૩
કહ્યું એક સખીને છાનું રે. કૌ૦ લેઈ જાઓ તમારુ બાનું રે. કૌ૦ ૪
સુણી ગોપી આનદ પામી રે. કૌ૦ તેડ્યા બ્રહ્માનદના સ્વામી રે. કૌ૦ ૫

પદ ૨૦૮૦ મું.

આપણુ સૌ ભેલાં થઇને રે, ચાલો સખીઓ ચોંપેશું;
એક સાજ સખીનો લઇને રે, ચાલો સખીઓ ચોંપેશું. ટેક.

આજ કૌતક નૌતમ કરશે રે. ચા૦ વહાલો વેશ સખીનો ધરશે રે. ચા૦ ૧
સર્વે ભેળી થઈ પરીઆણી રે. ચા૦ માંહી મરમ સુણી મુસકાણી રે. ચા૦ ૨
શણગાર લઈ એક સારો રે. ચા૦ આજ પ્યારી બનશે પ્યારો રે. ચા૦ ૩
આજ રમશું ભેળાં થઇને રે. ચા૦ બોલાવીશું બાઈ કહીને રે. ચા૦ ૪
એનું નામ રાધીકા ધરશું રે. ચા૦ બ્રહ્માનંદ આનંદ કરશું રે. ચા૦ ૫

પદ ૨૦૮૧ મું.

ચાલી જુવતી જુથ મળીને રે, મળવા કાજે મોહનને;
રહ્યો મુખપર રંગ ઢળીને રે, મળવા કાજે મોહનને. ટેક.

લઈ મીષ પાણી ભરવાનું રે. મ૦ માંહી કામ બીજું કરવાનું રે. મ૦ ૧
મેલી કુભ અનોપમ માંથે રે. મ૦ ચાલી તાળી દેતી હાથે રે. મ૦ ૨
મનમોહનને રંગમાતી રે. મ૦ ગઈ મગળ ગાતી ગાતી રે. મ૦ ૩
જ્યાં બેઠાતા મોરારી રે. મ૦ ત્યાં પોંતી સરવે નારી રે. મ૦ ૪
રહી ચરણે માથાં નામી રે. મ૦ ભેટ્યા બ્રહ્માનંદનો સ્વામી રે. મ૦ ૫

પદ ૨૦૮૨ મું.

ત્યારે શ્વેત વસ્ત્ર ઉતાર્યા રે, ગોપી બનીયા ગીરધારી;
વહાલે લાલ વસ્ત્ર તન ધાર્યા રે, ગોપી બનીયા ગીરધારી. ટેક.

પહેર્યો ઘાઘરડો ઘેરાળો રે. ગો૦ શોભે કંચુવો કામણગારો રે. ગો૦ ૧
શીર ગુંથ્યું પટીઆં પાડી રે. ગો૦ નવરગ ઓઢાડી સાડી રે. ગો૦ ૨
શુભ ફુલડે ગુથી વેણી રે. ગો૦ થયા મોહન મૃગાનેણી રે. ગો૦ ૩
પહેર્યો સરવ સખીનાં ઘરેણાં રે. ગો૦ શુભ કાજળ સાર્યાં નેણાં રે. ગો૦ ૪
કહે બ્રહ્માનંદ અતી શોભે રે. ગો૦ જોઈ સખીયુનાં મન લોભે રે. ગો૦ ૫

પદ ૨૦૮૩ મું.

હદ વેશ બનાવી રુડો રે, શ્યામ સલુણો શોભે છે;
ખળકે બાંહ્યો વીચ ચુડો રે, શ્યામ સલુણો શોભે છે. ટેક.

વળી ઝાંઝર પગમાં ઝમકે રે. શ્યા૦ ચાલે ચાલ મધુરે ઠમકે રે. શ્યા૦ ૧
મુખ બોલે ઝીણી વાણી રે. શ્યા૦ કેરાવ્યાં રાધા રાણી રે. શ્યા૦ ૨
ચાલ્યાં સૌ જુથ કરીને રે. શ્યા૦ લીધા જળ કુંભ ભરીને રે. શ્યા૦ ૩
જાય ચાલ્યાં મંડળ વાળી રે. શ્યા૦ સખીયોશું લેતા તાળી રે. શ્યા૦ ૪
બ્રહ્માનંદ કહે મનડું મ્હોતા રે. શ્યા૦ વળી આડી નજરે જોતા રે. શ્યા૦ ૫

## પદ ૨૦૮૪ મું.

એ રીતે ઘર લઈ આવ્યાં રે, નટવર સુંદર નારી છે;
ત્યાં જશોદાને તેડાવ્યાં રે, નટવર સુંદર નારી છે. ટેક.

ઓળે રાખી ઉભી આડી રે. ન૦ લઈ આવ્યાં નૌત્તમ લાડી રે. ન૦ ૧
આજ સૌ ગયાંતાં વનમાં રે. ન૦ અમે રમતાં વૃન્દાવનમાં રે. ન૦ ૨
પછે ત્યાં અમે એને દીઠી રે. ન૦ મુખ લાવણ્યતા અતી મીઠી રે. ન૦ ૩
કુણ જાણે ક્યાંથી આવી રે. ન૦ અમને તો મનમાં ભાવી રે. ન૦ ૪
બ્રહ્માનંદ કહે મીઠું બોલે રે. ન૦ લાવ્યા કહાનાને ઓળે રે. ન૦ ૫

## પદ ૨૦૮૫ મું.

એ છે પણ હજી કુંવારી રે, નવલ મનોહર નાજુકડી;
માંહીં રૂપ લખણ ગુણ ભારી રે, નવલ મનોહર નાજુકડી. ટેક.

એના દત દાડમની કળીયું રે. ન૦ જાણે તનપર કુંકું ઢળીયું રે. ન૦ ૧
એની નાસા દીપ સરીખી રે. ન૦ તેજાળી આંખ્યુ તીખી રે. ન૦ ૨
એની વેણી નાગ બીરાજે રે. ન૦ મુખ જોઈને ચંદો લાજે રે. ન૦ ૩
છે કૂચ ઉપડતી સારી રે.* ન૦ વળી કટી કેશરી અનુસારી રે.† ન૦ ૪
બ્રહ્માનદ કહે લાવ્યાં પરખી રે. ન૦ એ કન્યા કહાના સરખી રે. ન૦ ૫

## પદ ૨૦૮૬ મું.

વાંટો ગોળ કરો વધાઇ રે, ન્યાલ થયાં તમે નંદરાણી;
સેહેજે આ મળી સગાઈ રે, ન્યાલ થયાં તમે નંદરાણી. ટેક.

એ કન્યા મોટા ઘરની રે. ન્યા૦ ઠરો ઘરુણી કહાનકુંવરની રે. ન્યા૦ ૧
ઘર જઈ મંગળ ગવરાવો રે. ન્યા૦ જઇ નંદજીને સંભળાવો રે. ન્યા૦ ૨
કરો ખાંતે વિવાહ ખાસો રે. ન્યા૦ અમે કરશું સાસરવાસો રે. ન્યા૦ ૩
આપણ વેવાઈ થાશું રે. ન્યા૦ અમે તમને ગાળ્યું ગાશું રે. ન્યા૦ ૪
કહે બ્રહ્માનંદ શું ઝાઝું રે. ન્યા૦ એ કન્યા છે બહુ કાજુ રે. ન્યા૦ ૫

* "છે કુછ ચોપડની સારી રે" એમ પ્રથમ આવૃત્તિનો પાઠ છે. પણ તે અર્થ રહિત હોવાથી આ પાઠ મૂક્યો છે. † "અનુહારિ રે" ઇતિ પાઠાંતર.

પદ ૨૦૮૭ મું.

જશોદા કહે કહો સમ ખાઇને રે, સાચુ બોલો વ્રજનારી;
કયાંથી લાવ્યાં આ બાઇને રે, સાચું બોલો વ્રજનારી. ટેક.

મારા મનમાં પેઠી ભ્રાંતી રે. સા૦ વગડામાં કન્યા કયાંથી રે. સા૦ ૧
હોય સૌને છોરુ પ્યારાં રે. સા૦ કુણ કાઢી મેલે બહારાં રે. સા૦ ૨
પછે ઘુઘટ ખોલી જોયું રે. સા૦ જોઇ મન માતાનું મોહ્યું રે. સા૦ ૩
કાંઇ છળ નવ રહ્યો છાનો રે. સા૦ થયા કન્યામાંથી કહાનો રે. સા૦ ૪
એવો ખ્યાલ કર્યો મોરારી રે. સા૦ જાયે બ્રહ્માનન્દ બલિહારી રે. સા૦ ૫

પદ ૨૦૮૮ મું–રાગ ગરબી.

મધ્ય રાતે વહાલાની વેણુ વાગી રે, હું તો ઓચીંતાંની ઝબકીને જાગી રે. ૧
મારો વહાલો મધુરી વેણુ વાયે રે, સુણી મંદિરીયામાં કેમ રેહેવાયે રે. ૨
હું તો મોરલીને નાદે થઈ ઘેલી રે, જાણું વહાલા પાસે જાઉ વેહેલી રે. ૩
મુને ઘરનાં તે સરવે મળી વારે રે, હું તો જીવું વહાલાને દેખુ ત્યારે રે. ૪
બ્રહ્માનન્દના સ્વામી પાસે આવી રે, આવી ફાવી વહાલાને મન ભાવી રે. ૫

પદ ૨૦૮૯ મું.

મારા વહાલાજીને હું ઘણું વહાલી રે, દહાડી મંદિરીયે આવે મારે ચાલી રે. ૧
મુને વારે વારે જોઇને બોલાવે રે, હું જો ગાઉં તો સંગાતે મારે ગાવે રે. ૨
વળી હશીને લીધી છે મુસું તાળી રે, તેણે કરીને થઈ છું મતવાળી રે. ૩
મારે પાતળીયા સંગાતે લાગી પ્રીતી રે, મુને વહાલે કીધી છે માનીતી રે. ૪
મારુ વહાલાજી સંગાતે મન વળગ્યું રે, કહે બ્રહ્માનન્દ નવ રહે અળગું રે. ૫

પદ ૨૦૯૦ મું.

મુને હેતે કરીને હરિ મળીયા રે, ખગ ખોયલા દીવસના વળીયા રે. ૧
મુને બોલાવીને દીધી પાન બીડી રે, ભાવ કરીને હૈડામાં ભીડી રે. ૨
ત્યારે ટાઢું થયું મારા તનમાં રે, મહા આનંદ પામી છું મારા મનમાં રે. ૩
હવે કોઇની નહી ઓશીયાળી રે, મારે વહાલે કીધી મતવાલી રે. ૪
બ્રહ્માનન્દના સ્વામીને જોઇરે, મન રહ્યું સલુણા સગ મોહી રે. ૫

પદ ૨૦૯૧ મું.

શું જાણું તે શું મુને કીધું રે, મારુ મનડુ હરીને લીધું રે. ૧
આવી લટકાં કરે લટકાળો રે, રંગભીનો અતિ રૂપાળો રે. ૨
વણુ દીઠે તે ક્ષણુ ન રેહેવાય રે, મારા વહાલાને જોઇને સુખ થાય રે. ૩
મને પ્રેમને બાણે કરી મારી રે, મેલ્યાં ઘરનાં તે કાજ વીસારી રે. ૪
બ્રહ્માનન્દના સ્વામીને નિરખી રે, શુધ ભૂલી થઈ ઘેલી સરખી રે. ૫

પદ ૨૦૯૨ મું.

અલ્યા કહું છું જે પાધરો રેહેજે રે, તું જેવી હોય તેને એમ કેહેજે રે. ૧
હું છું પતિવ્રતા નારી રે, મુખ બોલજે વેણુ વિચારી રે. ૨
કરજોડીને કહું છું મેલ કેડો રે, શાને ઝાલીને રહ્યો છે મારો છેડો રે. ૩
કોક દેખી ભરમ મન ધરશે રે, વળી ગામમાં જાઇને વાત કરશે રે. ૪
બ્રહ્માનન્દ કહે માન કહ્યું મારુ રે, તું જેવીમાંથી સરસે કામ તારુ રે. ૫

પદ ૨૦૯૩ મું.

તારો જોરો વધ્યો છે તે હું જાણું રે, હમણાં તારે થયું છે દુઝાણું રે. ૧
મહી માંખણુ ખાઇને થયો જાડો રે, ત્યારે દોડી દોડી આવે અમ આડો રે. ૨
બહુ મોટાં મોટાં વેણુ મુખ બોલે રે, ત્યારે હજી કુવારો કેમ ડોલે રે. ૩
મથુરાથી આવ્યો છે છાનો નાશી રે, આહીં થઇને બેઠો છે મેવાસી રે. ૪
બ્રહ્માનન્દ કહે નહી લાજ તારે રે, પેટ સાટે પરાઈ ગાય ચારે રે ૫

પદ ૨૦૯૪ મું.

કારમો થઈ બેઠો તું દાણી રે, નથી બોલતી હું નંદનો જાણી રે. ૧
એવું બોલે છે શું જાણીને બળમાં રે, ગાયુ ચારવા રાખ્યો ગોકુલમાં રે. ૨
તુને કન્યા કુણે નવ આલીરે, આમે ઠગાઇ કરે છે ઠાલી ઠાલી રે. ૩
ક્યાંઇક ઘર જમાઈ રહી ગાય દો'શો રે, ત્યારે કેદીક કન્યાનું મુખ જોશો રે. ૪
કહે બ્રહ્માનન્દ જાણીને હું આવી રે, શું કહાડીશ ઘણેરુ કે'વરાવી રે ૫

પદ ૨૦૯૫ મું.

હજી થયું નથી રાજ તારુ રે, કેમ લૂટીશ તુ મહી મારુ રે. ૧
આ વાટે તારુ કેદી દાણુ લાગે રે, આમે શાને જોરાઇએ માટ ભાંગે રે. ૨
મુને એકલી જાણીને વાટ પાડે રે, આવી દુગાઈ ન થાયે ધોળે દહાડે રે. ૩
શાને કાજે એવું બોલે કાલું કાલું રે, ઢોળી નાખુ પણુ તુજને ન આલું રે.* ૪
બ્રહ્માનન્દ કહે મટુકી ખુચી લીધી રે, વહાલે પ્રેમથી પરાણે લઇ પીધી રે. ૫

પદ ૨૦૯૬ મું–રાગ ગરબી.

મોરલી મહાવન માંહ્ય,† વાઇ વહાલે મોરલી મહાવન માંહ્ય. ટેક.
ઓચીંતાંની હું તો ઝબકીને જાગી, ઘરમાં રહ્યું નવ જાય. વા૦ ૧

---

* આ પદ તેમ જ બીજા આવા પદો સ્વામીએ લખેલા ને શ્રીજીની એક લીલાના સ્મરણાર્થે લખેલા. એક વખતે શ્રી મહારાજ અક્ષર ઓરડીમાથી નીકળતા હતા ત્યારે સ્હામેથી "જીવુંબા" હાથમા દહી લઇને આવ્યા, તે શ્રીજીએ માગ્યુ તો કહે એ તો સંત માટે લઈ જવું છે ત્યારે શ્રીજી કહે અમને આપો નહિતર જોરાયીએ લેશુ તો કહે "ઢોળી નાખુ પણ આપુ નહિ'

† "માહીં" ઇતિ પાઠાન્તર

સુતાં બેઠાં સુખ નહી સજની, ચિત્ત મળવા લલચાય. વા૦ ૨
ક્ષણું એક ભીતર ક્ષણું એક બાહેર, અતી અતર અકળાય. વા૦ ૩
બ્રહ્માનંદનો સ્વામી વાલીડો, મધુરે મધુરે સૂર ગાય. વા૦ ૪

પદ ૨૦૯૭ મું.

છોગાવાળો છેલ, જોને બેની છોગાવાળો છેલ. ટેક.
હરતો ને ફરતો છેડ કરે છે, નિત્ય ફરે છે મારી ગેલ. જો૦ ૧
જળ જમુનાનો આરો રોકે છે, ઝાઝી કરે છે વનમાં જેલ. જો૦ ૨
આરે ગોકુલમાં કેમ રેહેવાશે, એના એવડા ફેલ. જો૦ ૩
બ્રહ્માનન્દનો વહાલો અધરાતે, છાનો આવે છે મારે મેહેલ. જો૦ ૪

પદ ૨૦૯૮ મું.

પાતળીયાથી પ્રીત, લાગી બે'ની પાતળીઆથી પ્રીત. ટેક.
રંગને ચટકે કસુંબી પટકે, લટકે લોભાણુ મારુ ચીત. લા૦ ૧
હસતો રે આવે તાલ બજાવે, ગાવે છે મધુરાં ગીત. લા૦ ૨
આવે છે ટાંણે સેજે માંણે, રસની જાણે સરવે રીત. લા૦ ૩
છેલ છોગાળો અતી રૂપાળો, બ્રહ્માનંદનો મીત. લા૦ ૪

પદ ૨૦૯૯ મું.

કહાનુડાનાં કામ, જો જો બે'ની કહાનુડાનાં કામ. ટેક.
આડો ચડયો આવી આળ કરે છે, નથી હું લેતી એનું નામ. જો૦ ૧
ઢોળે ફોડે વાછરુ રે છોડે, જપવા ન દેવે આઠો જામ. જો૦ ૨
અધ ઘડી મારો કેડ ન મેલે, નથી લીધી નાખી દામ. જો૦ ૩
બ્રહ્માનંદ કહે મુને એકલો જો મળશે તો, હૈડાંની પુરીશ હામ. જો૦ ૪

પદ ૨૧૦૦ મું.

કામણગારા કહાન, ઓરા આવો કામણગારા કહાન. ટેક.
કામણીયાં મુને ઠાવકાં રે કીધાં, મોરલડીની તાન. ઓ૦ ૧
મોટા થઈ મહારાજાધીરાજા, આવડું રાખો છો માન. ઓ૦ ૨
પેહેલી પ્રીત કરી પાતળીયા, શાને હવે કરો છો હેરાન. ઓ૦ ૩
બ્રહ્માનંદ કહે દૂર ન રહીયે, દઈએ દરશન દાન. ઓ૦ ૪

પદ ૨૧૦૧ મું.

લટકાળો નન્દલાલ, જોયા જેવો લટકાળો નન્દલાલ. ટેક.
લટકાં કરે છે મનડું હરે છે, તીલક ધરે છે ભાલ. જો૦ ૧
સુખ આલે માંથે છોગલાં રે ઘાલે, ચાલે મનોહર ચાલ. જો૦ ૨

નટવર નાથ સકોમળ નેણે, વેણે વધારે વહાલ. જો૦ ૩
બ્રહ્માનંદના સ્વામીનો સજની, નીરખી વદન થઇયે ન્યા'લ. જો૦ ૪

### પદ ૨૧૦૨ મું.

શ્યામળીયાને સંગ, જાઈશ હું તો શ્યામળીયાને સંગ. ટેક.
મુને મ વાર માડી હું નહી માનું, મુને લાગો છે એનો રંગ. જા૦ ૧
એ વીના મુને ઘડી ન રહેવાયે, એથી બંધાણું મારું અંગ. જા૦ ૨
શ્યામળીયાને સંગે મુજને, આવે છે હૈડે ઉમંગ. જા૦ ૩
બ્રહ્માનંદના સ્વામી સંગ જાતાં, વીચમાં મ પાડીશ ભંગ. જા૦ ૪

### પદ ૨૧૦૩ મું.

કહાનુડાની કેડ, જાઈશ હું તો કહાનુડાની કેડ. ટેક.
ઘેલી થઈ મારે ઠા નહી ચિત્તનો, મ કરીશ માડી છેડ. જા૦ ૧
એ સંગ જાતાં જે કોઇ વારે, તેથી કરીશ વઢવેડ. જા૦ ૨
રસીયા સંગે જમવું ને રમવું, ખુબ પાકી છે મારે ખેડ. જા૦ ૩
બ્રહ્માનન્દના સ્વામીને સંગે, રંગની તે રેઠારેડ. જા૦ ૪

### પદ ૨૧૦૪ મું–રાગ ગરબી.

વાંસલડી વાગી, વહાલાજીની વાંસલડી વાગી. ટેક.
સુણતાં સુધ ભૂલી મારી સજની, ઓચીંતી જાગી. વ૦ ૧
લોકની લાજ મરજાદા પટકી, ચિત્ત ચટકી લાગી. વ૦ ૨
તનુ એક ભણક પડી મારે કાને, ભવ ભટકણ ભાગી. વ૦ ૩
બ્રહ્માનન્દના સ્વામીની વેણું, સુણી થઈ અનુરાગી. વ૦ ૪

### પદ ૨૧૦૫ મું.

કામણીયાં કીધાં, કહાનુડે કામણીયાં કીધાં. ટેક.
કાંઇક મત્ર ભણ્યા મોરલીમાં, ચિત્ત ચોરી લીધાં. ક૦ ૧
ઘરનો ધંધો કાંઈ હાથ ન લાગે, ઘેલાં કરી દીધાં. ક૦ ૨
મારગ વેહેતાં મહીડાં અમારાં, ભરમાવી પીધાં. ક૦ ૩
બ્રહ્માનંદના સ્વામીને સંગે, સરવ કારજ સિધ્યાં. ક૦ ૪

### પદ ૨૧૦૬ મું.

આજ મારે દીવાળી રે, હેલી આજ મારે દીવાળી. ટેક.
પ્રેમ કરી મારે મંદિર પધાર્યા, મોહન વનમાળી રે. હે૦ ૧
પ્રાણજીવન મે તો માંહી પધરાવ્યા, ઢાલીડા ઢાળી રે. હે૦ ૨
આનંદ અંગ ન માયે સજની, ભુધરને ભાળી રે. હે૦ ૩
બ્રહ્માનન્દના સ્વામીશું લાગી, રંગડાની તાલી રે. હે૦ ૪

## પદ ૨૧૦૭ મું.

ધન્ય ધન્ય આજ ઘડી, એની મારે ધન્ય ધન્ય આજ ઘડી. ટેક.
રંગની રે રેલ વાળી મારે વહાલે, સુખ વિલાસ્યાં સેજડી. એ૦ ૧
મેહેર કરીને ઉઘાડી રે મેલી, હેત તણી હાટડી. એ૦ ૨
પ્રાણજીવન પાતળીયાને નિરખી, આજ ઠરી આંખડી. એ૦ ૩
બ્રહ્માનંદના સ્વામી સંગાથે, લાગી છે પ્રેમ ઝડી. એ૦ ૪

## પદ ૨૧૦૮ મું–રાગ ટોડી.

કિ ભરિયાં ડે કિં ભરિયાં ડે, કિં ભરિયાં ડે કિં ભરિયાં ડે;
હોડે ભેણુલ પાણી કિં ભરિયાં. ટેક.
આડો અચેથો જમુના આરે ડે, ચેજે ડારેસેં ડરિયાં ડે;
કહાનો ફોડે ગાગરિયાં. હોડે ભે૦ ૧
ગાળ્યુંની કદી ગોઠમે ડે વંજી, નીઢી નિગરિયાં ડે;
કહાનો ફોડે ગાગરિયાં. હોડે ભે૦ ૨
વાંસે અચેથો મુજે વીઠલો ડે, આવું વનમેં જેત ફરિયાં ડે;
કહાનો ફોડે ગાગરિયાં. હોડે ભે૦ ૩
બ્રહ્માનન્દ ચેની હીન કેડે હાણે, આઊં કોરો કરિયાં ડે;
કહાનો ફોડે ગાગરિયાં. હોડે ભે૦ ૪

## પદ ૨૧૦૯ મું.

નીગરડે ડે નીગરડે ડે, નીગરડે ડે નીગરડે ડે;
હોડે ગારી દીની નીગરડે. ટેક.
કોરો કરિયાં આઉં કહાનકે ડે, મુજે વિડગેની મહીજે ઘડ ડે;
માડુ દસીવો દચ ડે. હોડે ગા૦ ૧
જેલ કરે અચી જાદવો ડે, ભેણું મોકે જેત મડે ડે;
માડુ દસીવો દચ ડે. હોડે ગા૦ ૨
ઘેરે અચેદો ઘાટમે ડે વેદે, વાટે નિહુઇ રથો વડે ડે;
માડુ દસીવો દચ ડે. હોડે ગા૦ ૩
બ્રહ્માનદ ચેની કિં વસિયાં ડે, અસે વાસેની વ્રજ એકડે ડે;
માડુ દસીવો દચ ડે. હોડે ગા૦ ૪

## પદ ૨૧૧૦ મું.

મુંધર આડે મુંધર આડે, મુંધર આડે મુંધર આડે;
હોડે નીગર નંદજા મુંધર આ. ટેક

તોજિયું વાટુ આઉં ન્યારિયાં ડે, મુજે મનડેની સંદારા ડે;
પ્રાન સનેહી પાતરિયા. હોડે નીઠ ૧
આઉં તાં મંગાનિ વલા હેતરે ડે, તુજો પ્રેમ અધુર રસ પાડે;
પ્રાન સનેહી પાતરિયા. હોડે નીઠ ૨
ચચે સે કરિયાં આઉં ચાકરી ડે, મુંજા મેરમ વીસામા ડે;
પ્રાન સનેહી પાતરિયા. હોડે નીઠ ૩
બ્રહ્માનંદજા વલ હાડે, આઉંતાં સેજડી બીછાઈયાં તોલા ડે.
પ્રાન સનેહી પાતરિયા. હોડે નીઠ ૪

## પદ ૨૧૧૧ મું.

મોરલડી રે મોરલડી રે, મોરલડી રે મોરલડી રે;
હોડે મનડો ગીડો મોરલડી. ટેક.
જાદવ જમનાંજે તીરતે ડે, અચી ગેરે સુરમે ગડી ડે;
કામણગારી કહાનડજી. હોડે મ૦ ૧
સુણતાં સુધ ભૂલી વઇ ડે, મુજે ચિત્તડે ઘેન ચડી ડે;
કામણગારી કહાનડજી. હોડે મ૦ ૨
વાલૈડેજીની વાંસરી ડે, મુજે જીયજે સાથ જડી ડે;
કામણગારી કહાનડજી. હોડે મ૦ ૩
બ્રહ્માનન્દ ચેની વીઠલે ડે, ગાય તાન મુજા હેકડી ડે;
કામણગારી કહાનડજી. હોડે મ૦ ૪

## પદ ૨૧૧૨ મું-રાગ વેળાવલ ચૌતાલ.

માઇરી ગઈથી ભરન નીર, તહાં ઠાડે બળવીર;
મોરલી બજાતે રાધા રમન પ્યારે. મા૦ ટેક.
ગ્વાલ બાલ લીયે સાથ, હેમ પોચી સોહે હાથ;
નવલ કલંગી વંકી શીશ ધારે. મા૦ ૧
છબી નહી જાત કહી, દેખ રીઝ ભીંજ રહી;
સુંદર સલુણી નીકી પગીઆં સમારે. મા૦ ૨
બ્રહ્માનન્દહુકે પ્રાણ, શ્યામરો પીયા સુજાન;
રસીક રસીલે કહાન તાન વારે. મા૦ ૩

## પદ ૨૧૧૩ મું.

આલીરી નીર તીરમાં નીહારો, શ્યામ ગાત વંસીવારો;
જનકો ઉજારો પ્યારો નંદલાલ. આ૦ ટેક.

ઉરમે લીયે ઉમંગ, રાજે પીયા નવરંગ;
સુંદર સહુને સંગ ગ્વાલ બાલ. આ૦ ૧
રૂપ શોભા ધામ રાજે, દેખી કોટી કામ લાજે;
તીલક બીરાજે નીકો કેશરકો ભાલ. આ૦ ૨
બ્રહ્માનન્દહુકો નાવ, રાધાપતિ વ્રજરાવ;
નિરખત ભઈ આજ મેં નીહાલ. આ૦ ૩

## પદ ૨૧૧૪ મું.

પ્યારેકી મોરલી રસાલ વાગી, શ્રવણ સુનત જાગી;
હીયરેમેં હોન લાગી અધીક પીર. પ્યા૦ ટેક.
સુનત ચકીત ભઇ, સુધ બુધ ભૂલ ગઈ;
ઓઢન વીસર ગઈ નવલ ચીર. પ્યા૦ ૧
કહા જાનું કહા ભયો, મન મેરો મોહી રહ્યો;
અંગકો આશ ગયો ભૂલી અંન નીર. પ્યા૦ ૨
છબી નીકી રૂપ ધામ, કોટી કોટી લાજે કામ;
બ્રહ્માનંદહુકો શ્યામ બલવીર. પ્યા૦ ૩

## પદ ૨૧૧૫ મું.

સાચી તુમ બોલો વાત, કુન સંગ જાગે રાત;
ભયે પ્રાત આયે અબ કુન કાજ. સા૦ ટેક.
રંગભીને નંદલાલ, કુન ઠોર ભૂલે શાલ;
કુનહુકી સારી લાયે વ્રજરાજ. સા૦ ૧
હેર હાર રહી અંખી, દીપ જ્યોતિ ભઇ જંખી;
કુલનકી બીછાઈ સેજ રહી ખાલી આજ. સા૦ ૨
બ્રહ્માનંદહુકો શ્યામ, લીજીએ તાહીકો નામ;
ગિરિધર ત્યાગી તુમ લોક લાજ. સા૦ ૩

## પદ ૨૧૧૬ મું–રાગ ધનાશ્રી.

મેરો મન લીનો, મા કાનડ કારે. ટેક.
રસીક રસીલી બોલની રે, મોર મુગટ વંસીવારે. મા૦ ૧
ગીત મધુરાં ગાવતો રે, ઉભો એરી જમુનાને આરે. મા૦ ૨
નૌતમ ટુંના નેનમાં રે, કુલન ગેંદ ઉછારે. મા૦ ૩
બ્રહ્માનંદ મોયે વશ કરી રે, નટવર નંદ દુલારે. મા૦ ૪

પદ ૨૧૧૭ મું.

આજ હું ગઇતીરી, રી જમુના પાણી.
છેલ છબીલે નંદકે રે, જાત અકેલી મોય જાની. રી જ૦ ૧
આડો ઠાડો આયકે રે, મોહન હોકર દાની. રી જ૦ ૨
મગ વીચ રોકી મોઇકુંરે, ગિરિધર છેલ ગુમાની. રી જ૦ ૩
બ્રહ્માનન્દ કહે વાલમે રે, નવરંગ ચુનર તાની. રી જ૦ ૪

પદ ૨૧૧૮ મું.

મોકું મોહની, વે મોહન ડારી. ટેક.
જલ જમુના કે ઘાટપે રે, આડી જયું નજર નીહારી. વે મો૦ ૧
દીનમે ભોજન ના રુચે રે, નેનન નીંદ નીવારી. વે મો૦ ૨
ઘાયલ કીની સાંવરે રે, ફીરતહું દરદકી મારી. વે મો૦ ૩
બ્રહ્માનંદ કહે શ્યામકી રે, ઉતરત નાંહી ખુમારી. વે મો૦ ૪

પદ ૨૧૧૯ મું.

કુંવર કનૈયે, હો બેન બજાઈ. ટેક.
ભનક પરી મેરે કાનમે રે, ઓર કછુ ન સોહાઈ. હો બે૦ ૧
ટેર સુનત ભઇ બાવરી રે, સબ સુધ તન વીસરાઈ. હો બે૦ ૨
ચટકી લાગી ચિત્તમેં રે, ભુવનમે રચોરી ન જાઈ. હો બે૦ ૩
બ્રહ્માનંદ કહે વંસરી રે, મીલનકી ચાહ જગાઈ. હો બે૦ ૪

પદ ૨૧૨૦ મું–રાગ ધનાશ્રી.

સહજાનંદ સલુની સુરત, મૂર્તિ મોમન ભાવે;
સુંદર શ્યામ સબે સુખદાયક, મુખ નીરખત દુઃખ જાવે. સ૦ ૧
ભવ વિરંચી તેહી ભેદ નહિ પાવત, વેદ નેતિ કરી ગાવે;
સો યહ લાલ ગ્વાલ બાલન સંગ, ખ્યાલ કરત હુલસાવે. સ૦ ૨
સુંદર શ્યામ સુજાન સાંવરો, બાનક બહોત બનાવે;
લાલ છબી નીરખત ચિત્ત લોભા, શોભા અધીક સોહાવે. સ૦ ૩
જ્ઞાન કીયા અનુમાન હોત નહી, મુનિકે ધ્યાન ન આવે;
બ્રહ્માનન્દ પ્રગટ પ્રીતમકું, નીરખ નીરખ સુખ પાવે. સ૦ ૪

પદ ૨૧૨૧ મું.

હો સહજાનંદ શ્યામ સુરતસેં, રટન લગીહે મેરી;
સો નહી છુટત અબ સજની, કોટ ઉપાય કીયેરી. હો૦ ૧
બીન દેખે બલભદ્રકે વીરા, પીરા હોત ઘનેરી;
ધામમહી ગ્રહ કામ ન સુઝત, શ્યામ પીયે મોય હેરી. હો૦ ૨

મગ વીચ આઈ મીલે મનમોહન, અધવીચ ભેટ ભયેરી;
વંસી હાથ નાથ અતી બાનક, આય અચાનક ઘેરી. હો૦ ૩
તાતે હોઇ રહી મેં એહી વશ, લોકન લાજ તજેરી;
બ્રહ્માનન્દ પ્રગટ પ્રીતમકું, તન મન ધન અરપેરી. હો૦ ૪

### પદ ૨૧૨૨ મું.

હો પ્રાનપીયા પ્રીતમ પ્યારેપર, વાર વાર બલજૈહુ;
હો ભયે અતી હરખ ગયે, દુઃખ દૂરી મુખ નીરખત સુખ પૈહુ. હો૦ ૧
જાકો ધ્યાન મહેશ ધરતહે, શેષપાર નહી પૈહુ;
સો પ્રભુ પ્રગટ પ્રમાણુ હથોહથ, લખી છબી અતર લૈહુ. હો૦ ૨
જુગ જુગ પ્રતિ હરિ વેદ વચનકું, પ્રતિપાલન પ્રગટૈહુ;
જાનત નાહી મંદમતી મુરખ, હાર જનમતેહી ગયૈહુ. હો૦ ૩
અબ તો હોય રહું મે એહીવશ, અવસર જાન ન દૈહુ;
બ્રહ્માનન્દ જુગલ ચરનકો, ચીત ધરી નીત ચીતવૈહુ. હો૦ ૪

### પદ ૨૧૨૩ મું.

હો પ્રાનપીયા પ્રીતમ પ્યારેકી, દ્દષ્ટિ કામણુગારી,
બેનનમેં ચાનક દે વીઠ્ઠલ, મોય અચાનક મારી. હો૦ ૧
મે ચલી જાત હતી મગ અપને, ત્યાં કછુ જાદુ કરારી,
કરકર કપટ મોય લીની ઝપટ, નીપટ લપટ કરી ડારી. હો૦ ૨
અબ તો રહ્યો ન જાત એહી બીન, ભઇહે વીથા તન ભારી;
લટ ભમરીકી રીત ભઈ હે, વહાં મેરા ચિત્ત લગારી. હો૦ ૩
અશરણુ શરણુ જાણુ મે અબ તો, લેહું ચરણુ ઉર ધારી;
બ્રહ્માનન્દ સુભગ નેનનસેં, મારી મોય વનમારી. હો૦ ૪

### પદ ૨૧૨૪ મું-રાગ સારંગ. ચોતાળો.

રાધે સંગ બેઠે લાલ, કરત નવિન ખ્યાલ;
સારંગ આલાપે મુખ, કુંજકો વિહારી રી. રા૦ ૧
ગાયે જુ મધ્યાહ્ન ધ્યાન, છુટ્યો સુની શંકરકો;
શ્રવન સુનત ધાઈ, વ્રજહુકી નારીરી. રા૦ ૨
સુંદર સુજાન શ્યામ, નીકે સાધે તીન ગ્રામ;
સપ્ત સ્વર મુર્છના, સહિત ઉચારીરી. રા૦ ૩
રસીક નવલ રાગ, સુની શીષ ડોલે નાગ;
બ્રહ્માનન્દ રીઝ રંગ, ભીંજત પ્યારીરી. રા૦ ૪

### પદ ૨૧૨૫ મું.

કુંજકો વિલાસી કહાન, ગાવત નવીન તાન;
મોરલીકી ટેર, ફેરકે સુનાવેરી. કુ૦ ૧
નવલ પ્રવીણ નાથ, શોભીત રાધીકા સાથ;
રાગની રસાલ ગ્વાલ, બાલકુ રીઝાવેરી. કુ૦ ૨
અરુન કમલ નેન, બોલત અમૃત બેન;
વ્રજજન સુખ દેન, હરખ બઢાવેરી. કું૦ ૩
સુનીકે આલાપ ચારી, ધ્યાન ભૂલે ત્રિપુરારી;
પ્યારો વ્રજચંદ, બ્રહ્માનન્દ મન ભાવેરી. કુ૦ ૪

### પદ ૨૧૨૬ મું.

પીય પ્યારી બન્યો રગ, ગાવત રાગ સારંગ;
નન્દકો કિશોર, બ્રખુભાનકી કિશોરીરી. પી૦ ૧
ગાવત પ્રવીણ નાથ, છળ કીનો પ્યારી સાથ;
ચતુર સુજાન કહાન, તાન એક ચોરીરી. પી૦ ૨
પરમ ચતુર રાધે, વાહી તાન આપ સાધે;
કર લે તબુર મુર, સ્વર તાલ જોરીરી. પી૦ ૩
બ્રહ્માનન્દહુકે શ્યામ, મોજ દીની મોતિ દામ;
અધિક ચાતુરી રાધે, સુંદર તોરીરી. પી૦ ૪

### પદ ૨૧૨૭ મું

શ્યામરો સુજાન પ્યારો, નવ ઘન વંસીવારો;
નવલ અટારી બેઠે, રાધીકાકે સગરી. શ્યા૦ ૧
પ્યારી લે સમારી પાઘ, પીયે પ્યારી હુકી માગ.
દોઉ મીલ ગાવે રાગ, સુંદર સારંગરી. શ્યા૦ ૨
કરત વિનોદ આજ, સામા સામ વ્રજરાજ;
અધિક પરસપર, વઢત ઉમગરી. શ્યા૦ ૩
કહતહે બ્રહ્માનંદ, શોભિત હે વ્રજચદ;
મંદ મંદ મુખ હાસ, લાજત અનંગરી. શ્યા૦ ૪

### પદ ૨૧૨૮ મું–રાગ સારંગ.

રંગભીને રસિક વ્રજરાવરે. રં૦ ટેક.
રંગભીના નટવર નવરંગી, મધુરીશી મોરલી બજાવ રે. રં૦ ૧
ફુલન ગેદ ઉછારત મોહન, અંગન મોરે આવ રે. રં૦ ૨

સુંદર શ્યામ સુજાન સાંવરે, મીઠીસી તાન સુનાવ રે. રં૦ ૩
બ્રહ્માનન્દ કહત વ્રજજીવન, મિલકે છતીયાં લગાવ રે. રં૦ ૪

પદ ૨૧૨૯ મું.

મતવારા મોહન મેરા મીત રે. મ૦ ટેક.
લાગત નીકી નવલ કલંગી, સુંદર પાઘ સહીત રે. મ૦ ૧
મન ભાવન ઘનશ્યામકી મૂર્તિ, નીરખીત ભઇહુ થકીત રે. મ૦ ૨
શ્યામ છબી અંતરમે ધરીકે, અસત જગત તજી દીત રે. મ૦ ૩
બ્રહ્માનંદ નવલ પ્રીતમકે, ચરન કમલ ગ્રહી લીત રે. મ૦ ૪

પદ ૨૧૩૦ મું.

વ્રજવાસી રંગીલા પ્યારા કહાન રે. વ્ર૦ ટેક.
વ્રજવાસી પીયા કુંજવિલાસી, પ્રીતમ જીવન પ્રાન રે. વ્ર૦ ૧
મનમોહનકી મૂર્તિ અલોકીક, દેખત ભઈ ગુલતાન રે. વ્ર૦ ૨
લાલ નવલ પ્યારો મોઇ લાગત, માગત મહીકો દાન રે. વ્ર૦ ૩
બ્રહ્માનંદ નીરખી નટનાગર, અતર રુચે નહી આન રે. વ્ર૦ ૪

પદ ૨૧૩૧ મું.

ગિરિધારી રમત બલવીર રે. ગિ૦ ટેક.
ગોપીન સંગ રમત ગિરિધારી, જદુવર જમુના તીર રે. ગિ૦ ૧
મોર મુકુટ લીને કર મુરલી, સુંદર શ્યામ શરીર રે. ગિ૦ ૨
નીરખ છબી ઘનશ્યામ કુવરકી, ભરન વીસર ગઇ નીર રે. ગિ૦ ૩
બ્રહ્માનદ વદન વ્રજપતિકો, નીરખી ટરત ભવપીર રે. ગિ૦ ૪

પદ ૨૧૩૨ મું–રાગ પુરવ.

ચિત્ત ચોર્યોરી બેન બજાય કે. ચિ૦ ટેક.
વંકે મોહન લાલ વિહારી, આંગન મોરે આયકે. ચિ૦ ૧
મે ઠાડીથી અપને ભુવનમેં, નેન કજર લગાયકે;
ઉતતે આયે શ્યામ મનોહર, બંકી પાઘ બનાયકે. ચિ૦ ૨
કેશનકી અલકા કુડલમેં, લપટ રહે ઉરઝાયકે;
બ્રહ્માનંદ પ્રીતમકી મૂર્તિ, ઉર લીની ઠહરાયકે. ચિ૦ ૩

પદ ૨૧૩૩ મું.

મોય મારીરી નેનન બાંણુસે. મો૦ ટેક.
નેનબાંણુ મારે નટનાગર, બંકી ભ્રુહ કબાંનસે. મો૦ ૧
ભેટ ભઈ જમુના તટ આલી, જદુપતિ ચતુરસુજાનસે;
વસી બજાય મગન કરી ડારી, તીખી નૌતમ તાનસે. મો૦ ૨

શીરપર ટેઢી પાઘ બિરાજત, ગજગતિ ચલત ગુમાનસે;
બ્રહ્માનંદ નીરખી મન અટકયો, કુંવર રંગીલે કહાનસેં. મો૦ ૩

પદ ૨૧૩૪ મું.

વસ કીનીરી વંસીકી ટેરમે. વ૦ ટેક.
મોહનલાલ આત ઘર મેરે, સજની સાંજ સવેરમે. વ૦ ૧
લુંબઝુંબ ખેલત લરકન સગ, ફીરત અલોકિક ફેરમે;
ચકીત હોય રહ્યો મન મેરો, અંગરખીકે ઘેરમે. વ૦ ૨
ઝીણી પાઘ અલોકીક શીરપે, કંચન લગેરી કનેરમે;
બ્રહ્માનંદ રહી ઝુકી સુનીકે, તાતે આઈ અવેરમે. વ૦ ૩

પદ ૨૧૩૫ મું.

મન લીનોરી મોહન મોહ્યકે. મ૦ ટેક.
આવતથી મે આજ અકેલી, ખરકહુસે ગઉ દો'યકે. મ૦ ૧
નટવર તીખે નેન નીહારી, અંતર ડારો પ્રોયકે;
કહા જાનુ કહા કીન સખીરી, જગસે લીન બીછોયકે. મ૦ ૨
કુલ લજ્જા મરજાદ ન માનું, હારે લોક કહત વીગોયકે;
બ્રહ્માનદ ફીરુ પ્રીતમ સગ, મન મતવારી હોયકે. મ૦ ૩

પદ ૨૧૩૬ મું–રાગ પુરિયો કલ્યાણ.

ભરનેકું ઘો મોકું નીર, ભરનેકું ઘો મોકું નીરવે. ભ૦ ટેક.
કહાન કુવર પ્યારે રાર ન કીજેવે, જાદવ જમુનાકી તીર. ભ૦ ૧
ઠાડેરી દેખત લોક નગરકે વે, છોડી ઘો રંગીલા મોરો ચીર. ભ૦ ૨
ગ્વાલ બાલ સબ પાસ ખડેહે વે, સબ સખીયનકીરી ભીર. ભ૦ ૩
બ્રહ્માનંદ કહે એહી મેરી વીનતી વે, સુન લીજે બલભદ્ર વીર. ભ૦ ૪

પદ ૨૧૩૭ મું.

માનો જ્યું હઠીલે મોરી વાત, માનો જ્યું હઠીલે મોરી વાતવે. મા૦ ટેક.
બોત અવેર ભઈ હે મોકું રી, સાસુ મેરી નણંદ ખીજાત. મા૦ ૧
તુમ મતવાલે પ્યારે શંક ન માનતરી, દીલ મેરો અતી સકુચાત. મા૦ ૨
તુમ નવરે જમુનાકી તીરેરી, ઠાડે હો દીન રાત. મા૦ ૩
બ્રહ્માનન્દ કહે તુમ જગજીવનવે, કાહેકું લોક હસાત. મા૦ ૪

પદ ૨૧૩૮ મું.

કાહેકું કરત મોસેં રાર, કાહેકું કરત મોસેં રારવે. કા૦ ટેક.
અપનીરી ગેલ જાત ચલી મેં તોરી, શિરપર મહીકો ભાર. કા૦ ૧
તુમ બનમેં રોકત પરનારીવે, કછુ નહી કરત વિચાર. કા૦ ૨

ગારીરી દેત કરત મન ભાયેવે, લેત હો મટુકી ઉતાર. કા૦ ૩
બ્રહ્માનન્દ કહત મેં તુંમકુંવે, બરજત વારમવાર. કા૦ ૪

પદ ૨૧૩૯ મું.

રહો જું સમઝ જદુરાય, રહો જું સમઝ જદુરાયવે. ર૦ ટેક.
વનમહીં મોકુ દેખી અકેલીવે, ઠાડે હો મગ બીચ આય. ર૦ ૧
માત જસોમતીકુ મનમોહનવે, કહુંગી મે સબ વિધી જાય. ર૦ ૨
પરનારી લૂટનકો કાગદવે, જો કછુ હોય તો બતાય. ર૦ ૩
બ્રહ્માનન્દ કહે મેરી મટુકીવે, નહી તેરે ઘરમેં સમાય. ર૦ ૪

પદ ૨૧૪૦ મું-રાગ ભૂપાલી.

ગોપી ઘેર લિયે અવિનાશી, ગોપી ઘેર લિયે અવિનાશી;
અવિનાશીકી કરત હે હાંસી. ગો૦ ટેક.
ગોરે તાત રુ માત તીહારે, તુમ કહાંસે ભયે એસે કારે. ગો૦ ૧
કુન જાને કહાંસે તે આયો, તોકુ ઉઘત જસોમતી જાયો. ગો૦ ૨
તેરો જન્મ ભયો જગ છાંનો, તેરે બાપકો નહી ઠીકાનો. ગો૦ ૩
બ્રહ્માનંદ કહે ગ્વાલન મદમાતી, હુલસાત હે શ્યામ હસાતી. ગો૦ ૪

પદ ૨૧૪૧ મું.

મીલ પૂછત હે વ્રજનારી, મીલ પૂછત હે વ્રજનારી;
વ્રજનારી ગ્રહે ગિરિધારી. મી૦ ટેક.
તેરી માત જસોમતી ભોરી, તુમ શીખે કહાં પ્યારે ચોરી. મી૦ ૧
તેરે નંદ અહીર હે બાવા, ફીર જાદવ કેસે કહાવા. મી૦ ૨
તેરી જાતકી નાહી ન યાદી, કહો કીસ વીધી હોવ હી સાદી. મી૦ ૩
બ્રહ્માનન્દ કહે પીયા કહો સાચી, તેરે કુલકી બાત હી કાચી. મી૦ ૪

પદ ૨૧૪૨ મું.

જાહું જસોમતિકુ તુમ પૂછો, જાહું જસોમતિકુ તુમ પૂછો;
પૂછો કુલ મેરો કેસો હે ઉછો. જા૦ ટેક.
તેરે મામાકી કેસી હે જાતી, તેરે બાપકે કુણ બરાતી. જા૦ ૧
તુમ દુર્બર બળભદ્ર માતા, હમ જાનત લીય હે બેકાતા. જા૦ ૨
તેરે ઓઢન કાંબર તૂટી, બલદાઉકે પગીયામે બૂટી. જા૦ ૩
બ્રહ્માનન્દ કહે નાથ પધારો, વન જાય કે ગૈયન ચારો. જા૦ ૪

પદ ૨૧૪૩ મું.

હમ પૂછત હેં બલ વીરા, હમ પૂછત હે બલ વીરા;
તુમ જાદવ હો કે અહીરા. હ૦ ટેક.

હોવો જાદવ તો બેસો પાટે, કાહેકું ગૌવાં ચારત અન્ન સાટે. હ૦ ૧
દેખી દેખી દોલત હમ તોરી, છાશ પીત હો કરી કરી ચોરી. હ૦ ૨
લુંન દેકે જસોમતી લીનો, મહી પાય બડો હમ કીનો. હ૦ ૩
બ્રહ્માનંદ કહે હમ સબ જાની, તોકુ કન્યા બી નહિ મીલે કાંની. હ૦ ૪

પદ ૨૧૪૪ મું–રાગ કાફી.

મોહન મારો મેલને રે કેડો કેડો રે. મો૦ ટેક.
સહીયર સમાણી બીજી નહી કોય સાથે, માથે મારે પાણીડાંનો બેડો રે. મો૦ ૧
વેઢ વીંટીને પોચી કડાં તારાં દીઠાં, દીઠો તારો પાઘડલીનો છેડો રે. મો૦ ૨
મારગ જાતાં રે માણુસ દેખે રે, ભૂલ્યાં અમે કીધલ સનેડો રે. મો૦ ૩
બ્રહ્માનન્દના નાથ વિચારીને, નટવર કરી દ્યો નિવેડો રે.* મો૦ ૪

પદ ૨૧૪૫ મું.

કહાનુડા કહ્યું માનને મારુ મારુ રે. ક૦ ટેક.
આ મારગ અમે નીત નીત આવું રે, નથી કાંઇ લેતાં નામ તારુ રે. ક૦ ૧
હજી સુધી તો તારે રાજ નથી આવ્યું, આવું શીદ બોલે છે અટારુ રે. ક૦ ૨
આમાંથી તો કાંઈ એવું રે થાશે, માણુસની રીતે તુંને વારુ રે. ક૦ ૩
બ્રહ્માનન્દના નાથ વિહારી, હજી સમજો તો ઘણું સારુ રે. ક૦ ૪

પદ ૨૧૪૬ મું.

રસીલા નંદલાલ ઓરા આવો આવો રે. ર૦ ટેક.
રાય આંગણુ બીચ ઉભા રે રહીને, ગેરે સૂર મોરલડી બજાવો રે. ર૦ ૧
પ્રીત સહીત મારા નાથ પધારો, દરશન દેઈને જીવાવો રે. ર૦ ૨
મરમાળા રે માવા મૂર્તિ તમારી, આવી મારા નેણુમાં ઠેરાવો રે. ર૦ ૩
બ્રહ્માનન્દના રે નટવર વહાલા, મોહલ્યુંમાં કરોને મેળાવો રે. ર૦ ૪

પદ ૨૧૪૭ મું.

છોગાળા રંગ છેલ જાઉ વારી વારી રે. છો૦ ટેક.
તમ સારુ રે મારા રસીયા રે વાલમ, ફુલડે સેજ સમારી રે. છો૦ ૧
માથું જાતાં રે હું નહી મેલું, દૃઢ ઉર આંટી એવી ધારી રે. છો૦ ૨
સોનેરી રે તોરા કલગી સહીતી, પાઘડલી લાગે છે અતી પ્યારી રે. છો૦ ૩
બ્રહ્માનન્દ કહે વેગે પધારો રે, મન કર્મ વચને તમારી રે. છો૦ ૪

પદ ૨૧૪૮ મું–રાગ કાફી.

માવો ઉભો મારગડા માંહ્ય રે, કેમ ભરીયે પાણી;
જોઈ લટકાં મન લોભાય રે, મહીડાંનો દાણી. મા૦ ટેક.

---

* ૧ લી આવૃત્તિમા "દ્યોને વેડો રે"–પાઠ હતો.

માંથડે મટુકી રે, હું તો ઘરડેથી ચાલી રે;
આડલો આવે છે છેલો વનમાળી રે. કે૦ ૧
હાથમાં જડાવું રે, એને સાંકળાં સોનેરી રે;
મૂર્તિ આવીને મનમાં ઠેરી રે. કે૦ ૨
વેઢ વીંટી પેહેરી રે, શોભે કુંજનો વિલાસી રે;
હૈડે વસી છે આવી મારી હાંસી રે. કે૦ ૩
બ્રહ્માનન્દ કહે રે, વહાલે કાનડ કાળે રે;
ચિત્ત ચોર્યું છે આંખડલીને ચાળે રે. કે૦ ૪

પદ ૨૧૪૯ મું.

ઉભો જદુપતિ જમુના તીર રે, નંદજીનો લાલો;
રંગભીનો શ્યામ શરીર રે, જોવાને ચાલો. ઉભો૦ ટેક.
માથડે બાંધી છે રે, રુડી પાઘડલી પેચાળી રે;
લટકાં કરે છે કલંગી રૂપાળી રે. નં૦ ૧
ભમરા ભમે છે રે, માથે પુલડાંની ફોરે રે;
ચિત્તડું ચોરે છે જોરે જોરે રે. નં૦ ૨
પુલડાંનો તોરો રે, એના શિરપર ફાવે રે,
મોરલીમાં ચિત્ત લલચાવે રે. નં૦ ૩
બ્રહ્માનન્દનો રે, વહાલો કુંજનો વિહારી રે.
મૂર્તિ લાગે છે એની મુને પ્યારી રે. નં૦ ૪

પદ ૨૧૫૦ મું.

તમે વાલીડા રોકો માં વાટ રે, સમજો તો સારુ;
આવી લૂટો છો શાને માટ રે, મોહન મહી મારુ. તમે૦ ટેક.
અમારે તમારે રે, કહાના મારગ સહીયારો રે;
શીદને દેખાડો રે, એવો તમે ડારો રે. સ૦ ૧
આરે મારગડે રે, મારે દહાડી દહાડી જાવું રે;
આદરી બેઠા છો, તમે કામ આવું રે. સ૦ ૨
નથી કહ્યાનું બારુ રે, સમજીને રહ્યાનું રે;
છાશમાં તે, માગો દાણ શાનું રે. સ૦ ૩
બ્રહ્માનન્દના રે, વહાલા મનમાં વિચારો રે;
મેલો તમે, મારગ અમારો રે. સ૦ ૪

પદ ૨૧૫૧ મું.

મોહન મારગડો મેલ રે, કર જોડીને કહું છું;
મારે માથડે જળની હેલ રે, કઈ વારની સહું છું. મોહ૦ ટેક.

લાડ નવ કરીયે રે, આગ્રા ભાર માથે લાગે રે;
જઈ કહીશું જશોદાજીની આગે રે. ક૦ ૧
ખાટી છાસનું રે, કહોને દાણ કેવું કહાના રે;
સમજી વિચારી રહેજો તમે છાના રે. ક૦ ૨
બાંધી તો મુઠી રે, વારી લાખની કેહેવાયે રે;
સમજીને રહેજો મનમાંહ્યે રે. ક૦ ૩
બ્રહ્માનન્દના રે, વહાલા તમને હું વારું રે;
નહી ચાલે જોર તમારું રે. ક૦ ૪

## પદ ૨૧૫૨ મું–રાગ અડાણો ચોતાલ.

ઘનશ્યામ સુંદર વર, વનહુતે આવત;
કમલ લોચન કર કમલ ફીરાવે. ઘ૦ ૧
આવત ગૌવન લાર, રાજત ફુલનહાર;
મધુરે મધુરે મુખ મોરલી બજાવે. ઘ૦ ૨
શ્યામરે સલુને ગાત, છબી બરની ન જાત;
હસત વદન આપ ઓરકુ હસાવે. ઘ૦ ૩
સુંદર તીલક ભાલ, લટકત આવે લાલ;
છબીપર બ્રહ્માનન્દ બલ બલ જાવે. ઘ૦ ૪

## પદ ૨૧૫૩ મું.

વ્રજરાજ કુંવર મેરે આજ, આયે ભુવન આલી;
સુંદર સલુની નીકી મુખહુકી બાની. વ્ર૦ ૧
છબી શ્યામ રંગ ભીની, બંધે લાલ પાઘ ઝીની;
મોકું બીરી પાન દીની શ્યામરે ગુમાની. વ્ર૦ ૨
હેમ નંગ પુંચી હાથ, નવલ રંગીલે નાથ;
હસી બોલે મેરે સાથ પ્રીત રીત ઠાની. વ્ર૦ ૩
બાજુકે સલુને બોર, ચન્દનકી કીયે ખોર;
મૂર્તિપેં બ્રહ્માનન્દ જાત કુરબાની. વ્ર૦ ૪

## પદ ૨૧૫૪ મું.

વન જાત સલુનો શ્યામ, ગૈયાં ચરાવન;
વ્રજત્રીયા દેખી દેખી મગન ભઈરી. વ૦ ૧
કંધપે કંબરી ડારી, મોરલી બજાત પ્યારી;
વનમાળા ઉર પર વીલસ રઈરી. વ૦ ૨

ગળે શોભે ગુંજાહાર, ગ્વાલ બાલ જુથ લાર;
છોટીશી લકુટી નીકી કરમે લઇરી. વ૦ ૩
કછ નીકી દેખી શોભા, ગોપ નારી ચિત્ત લોભા;
બ્રહ્માનન્દ એહી છબી નેનમે ઠઇરી. વ૦ ૪

પદ ૨૧૫૫ મું.

ચલ દેખ સખીરી, ઘનશ્યામકી શોભા સલુની;
જમુના કે તટ ઠાડો કુંજકો વિલાસી. ચ૦ ૧
ગ્વાલ બાલ લીયે સાથ, કમર ફીરાત હાથ;
મંદ મંદ હસે મુખ મધુરી શી હાંસી. ચ૦ ૨
મોતીનકી નવીન માલ, માનુ મન મીન જાલ;
વચન રસાળ સુની રીઝે વ્રજવાસી. ચ૦ ૩
બ્રહ્માનન્દ ભૃંગ રીત, ચરન કમલ ચિત્ત;
ગીત ગુલતાન ભઇ હે ઉદાસી. ચ૦ ૪

પદ ૨૧૫૬ મું–રાગ સોહણી.

મોહન મોયે નેનન મારી રે, જમુના તિરે;
ગુણીયલ ગિરિવરધારી રે. મોહ૦ ટેક.
ફુલન ગેંદ લીયે કર આલી, ખેલત કુંજવિહારી રે. મો૦ ૧
મેં જલ ભરન ગઇતી અકેલી, સંગ નહી કૌઉ પ્યારી રે. મો૦ ૨
તીખી નજર અલૌકિક યાકી, દેખત મોપર ડારી રે. મો૦ ૩
બ્રહ્માનન્દ ભઇ મેં પરવશ, લગ ગઈ દૃગન કટારી રે. મો૦ ૪

પદ ૨૧૫૭ મું.

કનૈયો મેરે આંગન આવે રે, છેલ ગુમાનિ;
મધુરીસી બેન બજાવે રે. કનૈ૦ ટેક.
નૌતમ પાઘ અજબ શિર ધરકે, ચિત મેરો લલચાવે રે ક૦ ૧
નન્દકુંવર નવરંગ મનોહર, અંગ ઉમગ બઢાવે રે. ક૦ ૨
નઈ નઇ રીત જ્યું પ્રીત અલૌકિક, ગીત મનોહર ગાવે રે. ક૦ ૩
બ્રહ્માનન્દકો નાથ વિહારી, હસી હસી કંઠ લગાવે રે. ક૦ ૪

પદ ૨૧૫૮ મું.

કાનૈયે મોયે બાવરી કિતિવે, નંદદુલા રે;
સુધ બુધ સરવે હરી લિતિવે. કાનૈ૦ ટેક.
આય અચાનક જાદુડાં ડાર્યાં, મે આંગન ઉભિતિવે. કા૦ ૧

વિન દેખે સુખ હોત ન સજની, તલપ તલપ નિશી વિતિવે. કા૦ ૨
ચકીત હોય રહ્યો મન મેરો, માનહું ચિત્ર લખિતિવે. કા૦ ૩
બ્રહ્માનન્દ કહે નાથસે આલી, પૂરન ભઇ અબ પ્રીતિવે. કા૦ ૪

પદ ૨૧૫૯ મું.

નાહક પીયા રાર ન કીજેવે, મસ્ત કનૈયા;
મહિ મેરો જોર ન લીજેવે. નાહ૦ ટેક.
ઓત અબેર ભઇ મનમોહન, સાસુ નણંદ મોય ખીજેવે. ના૦ ૧
તુમ મસ્તાન ભયે ગીરધારી, ગારી મુખસે ન દીજેવે. ના૦ ૨
આઈ અકેલે મગ વિચ ઠાડે, તુમસે કુંણુ પતીજેવે. ના૦ ૩
બ્રહ્માનન્દ કહે દધિ મેરો, પીનો હોય સો પીજેવે. ના૦ ૪

પદ ૨૧૬૦ મું–રાગ મારુ.

આવોજી નંદકુમાર, ગાઢા મારુ આવોજી નન્દકુમાર;
મારી સેજ તણા શણુગાર, ગાઢા૦ ટેક.
દિલ દરિયાવ પિયા થારી દેખાં, વાટડી વારમવાર. ગા૦ ૧
રસિયાજી ચાહી જે થે રાજી, કાંઈ છે દુજારો ભાર. ગા૦ ૨
પ્રેમ કરી સાયબા પેરાંસાં, ગજરા ગુલાબી હાર. ગા૦ ૩
બ્રહ્માનન્દરા નાથ બિહારી, થાસું લાગો મારે પ્યાર. ગા૦ ૪

પદ ૨૧૬૧ મું.

ભરણુ દયો થે શ્યામ, પાણી માને ભરણુ દયો થે શ્યામ;
મે રાંછાંજી* થારે ગામ, પાણી૦ ટેક.
સાસુ નણંદ મેહેણાં માને મારે, લેલે મારુ થારો નામ. પા૦ ૧
આવડો જોર જણાવો છો મા'પર, કાંઇ થે દીનો માને દામ. પા૦ ૨
કાંઇ કરવા ફોડો છો મારાં, પાણીડારાં વારી ઠામ. પા૦ ૩
બ્રહ્માનન્દરા નાથજી માનો, બગડે મારે ઘર કામ. પા૦ ૪

પદ ૨૧૬૨ મું.

નહી કીજે બલવીર, લડાઇ નહી કીજે બલવીર;
છેલા કાલિન્દીને તીર. લડા૦ ટેક
ક્યું ફાડો મારગ ચાલંતાં, નાહક મારો ચીર. લ૦ ૧
નિત નિત માંસું રાડ કરો છો, થારે મારે કાંઈ શીર. લ૦ ૨
થે ઠાકર છો તો થારા ઘરરો, મે છાં મારે ઘર મીર. લ૦ ૩
બ્રહ્માનંદ કહે મેં ગુર્જર, થે છો જાત અહીર. લ૦ ૪

---

* હું તમારે ગામ રહુ છુ

### પદ ૨૧૬૩ મું.

કાંઈ ઝગડો વ્રજરાજ, મારું થારે કાંઈ ઝગડો વ્રજરાજ;
વારી રાખો થે લોકડાંરી લાજ, મા૦ ટેક.
નીર ભરન દીજે નટનાગર, આઈ છું અજાણે આજ. મા૦ ૧
અતરો મરોડ કરો મા ઉપર,* કાંઈ થે ઘો છો અનાજ. મા૦ ૨
માપર કરડી નજર કરે છે, સઘળો થારો સાજ. મા૦ ૩
બ્રહ્માનંદરા નાથ બિહારી, થે નવરા મારે કાજ. મા૦ ૪

### પદ ૨૧૬૪ મું–રાગ ખમાચ.

ભરવા દેને મુને પાણી રે, ભરવા દેને પાણી પાણી રે;
ડોલરીયા મોહન દાણી, ભ૦ ટેક.
છેડ કરો માં મારી છેલછબીલા, દેખે છે સહીયર સમાણી રે. ભ૦ ૧
તમ સારુ નિશ દીન મુજ ઉપર, સાસુ ફરે છે દુવાણી રે.† ભ૦ ૨
નણદલ મારી છે બહોત અટારી, વઢશે દેવરીયો રોષ આણી રે.‡ ભ૦ ૩
બ્રહ્માનંદ કહે આજ જાવા દ્યો, કાલ આવીશ હું તો જાણી રે. ભ૦ ૪

### પદ ૨૧૬૫ મું.

રોકે છે જમુનાને આરે રે, રોકે છે જમુનાને આરે આરે રે;
કહેને વહાલા શું કરવું છે તારે, રો૦ ટેક.
આ ટાંણે એકલડા જોઇને, લોક ભરોસો મન ધારે રે. રો૦ ૧
તું તો લાજ રહિત મસ્તાનો, લાજ સહિત રહેવું મારે રે. રો૦ ૨
હરિવર નવરો મારગ હેરે, ઘેરે છે સાંજ સવારે રે.§ રો૦ ૩
બ્રહ્માનન્દ કહે નહી રે છાનું, થાશે પ્રગટ જગ સારે રે. રો૦ ૪

### પદ ૨૧૬૬ મું.

કર જોડીને તુને કહીયે રે, કર જોડીને કહીયે કહીયે રે;
સમજીને લાજમાં રહીયે, ક૦ ટેક.
એવડી નહી ઓશીયાળી તમારી, લોક રાજાનાં અમે છઇયે રે. ક૦ ૧
શું જાણીને શ્યામ સલુણા આવી, બાઝો છો મારે મહીયે રે. ક૦ ૨
મારગ વેહેતાં જોઇને મોહન, કોઇની કેડ ન લઇયે રે. ક૦ ૩
બ્રહ્માનન્દ કહે રાજ કંસનું, ગીરધર ઘેલા નવ થઇયે રે. ક૦ ૪

---

* મ્હારા ઉપર આટલુ જોર ચલાવો છો તે શુ કાઈ તમે મ્હારુ પૂરુ કરો છો?

† "દુભાણી રે" ઇતિ પાઠાંતર. ‡ "નણદી મ્હારી છે બહુ અટારી, વઢે છે દીયરીયો રીશ આણી રે" ઇતિ પાઠાન્તર § "હરીવર નવરાં મારગ હેરો, રોકો છો સાંજ સવારે રે" ઇતિ પાઠાન્તર

### પદ ૨૧૬૭ મું.

દાણુ માગે છે કહાનો દહાડી રે, દાણુ માગે છે દહાડી દહાડી રે;
જશોદા વારોને માડી, દા૦ ટેક.
આજ અકેલી ગઇતી અસુરી, મહીડાંની મટુકી ઉપાડી રે. દા૦ ૧
આવી અચાનક ઘેરી મુજને, લઇને ગોવાલીડાંની ધાડી રે. દા૦ ૨
ઉપર તો એ સાધુ સરખો, ઘટમાં ભરી છે એને ઘાડી રે. દા૦ ૩
બ્રહ્માનન્દ કહે મસ્ત કર્યો તમે, ઝાઝું માંખણુ જમાડી રે. દા૦ ૪

### પદ ૨૧૬૮ મું.–રાગ ખમાચ.

કહાના આવી બાઝો માં જો મહીડાને માટ. ક૦ ટેક.
રસિક ચતુર વર નહિ રોકાય, વૃન્દાવનની રે વાટ. ક૦ ૧
કે દી લાગે છે કહોને દાણુ તમારું, ગિરિધર જમુનાને ઘાટ. ક૦ ૨
કંસ રાયનું જોર અમારે, નહિ જો થાય મહીડાની ખાટ. ક૦ ૩
બ્રહ્માનન્દ કહે એ વાતેથી, ગવરાશો* હાટોહાટ. ક૦ ૪

### પદ ૨૧૬૯ મું.

કહાના મારી મટુકી મેલોને મહારાજ. ક૦ ટેક.
મારગમાં રોકો માં મોહન, ખોટી થાયે ઘરડાનાં કાજ. ક૦ ૧
કાલ ગઇતી હું તો દાણુ ચુકાવી, આવીને ઉભા છો શીદ આજ. ક૦ ૨
કર જોડીને વહાલા કહું છું હું તમને, ચાલ્યો જાયે સખીનો સમાજ. ક૦ ૩
બ્રહ્માનન્દ કહે કાંઇક રાખો, લોકડીયાંની તમે લાજ. ક૦ ૪

### પદ ૨૧૭૦ મું.

જાવા દ્યોને કહાના મ્હારુ માનોને કેણુ. જા૦ ટેક.
કહાનકુંવર મુંથી ઝગડો કરતાં, થઈ ગઈ ઘડી બે ત્રણુ. જા૦ ૧
આરે આવીને તમે નવરા ઉભા, રસિયાજી દીન રેણુ. જા૦ ૨
તીખાં તીખાં નાથ તમારાં, વઢવા જેવાં છે જો વેણુ. જા૦ ૩
બ્રહ્માનન્દ કહે મહી સારુ શીદને, કરો છો રાતાં નેણુ. જા૦ ૪

### પદ ૨૧૭૧ મું.

વહાલા મારી વિનતિ માનોને બલવીર. વ૦ ટેક.
થોડુ કેહેતાં બહુ કહેવાશે, અમે છીએ જાતનાં અહીર. વ૦ ૧
મોહન તમને અમે કિધા મોટા, ખૂબ પાઇને દધિ ખીર. વ૦ ૨
સમજીને મેલો શ્યામળીયા, શ્યામ ચતુર મારો ચીર. વ૦ ૩
બ્રહ્માનન્દ જાય બલીહારી, સુંદર શ્યામ શરીર. વ૦ ૪

* પેહેલી આવૃત્તિમા "ગભરાશો" પાઠ છે. પણુ આ પાઠ વધારે સારો લાગવાથી લીધો છે.

### પદ ૨૧૭૨ મું-રાગ ખમાચ.

ઠાડો જમુના તીર, રસિયો ઠાડો જમુના તીર;
કેસે ભરીહું હો આલી નીર. ર૦ ટેક.
મૂર્તિ સુંદર કહાનકુંવરકી, નિરખી ડગત મોરે દીલકી ધીર. ર૦ ૧
મોતીનકી ઉર માલ બીરાજત, છેલ છબીલો પ્યારો શ્યામ શરીર. ર૦ ૨
લોચન અરુન કમલ દલ જેસે, નાસા બની હો માનુ દીપક કીર. ર૦ ૩
બ્રહ્માનદ નવલ નટનાગર, ઉરમે બસ્યો હો મેરે છેલ અહીર. ર૦ ૪

### પદ ૨૧૭૩ મું.

ગાવત નીકો રાગ, રસિયો ગાવત નીકો રાગ,
રાજત શિરપે હો ઝીણી પાઘ. ર૦ ટેક.
ગાઢો સુંદર છેલ ગુમાની, કુંજબિહારી ઠાડો ફૂલન બાગ. ર૦ ૧
ઘેરે નાદે આલાપત ગીરધર, શ્રવણ સુનત શિર ડોલત નાગ. ર૦ ૨
તીખી તાન કહાન રસીયેકી, ઝબકી ઉઠી હો મે તો સોવત જાગ. ર૦ ૩
બ્રહ્માનદ નંદનદનસે, *રટના રહીરી મેરે ઉરમે લાગ. ર૦ ૪

### પદ ૨૧૭૪ મું.

લગી હે વેરણુ હોય, બસરી લગી હે વેરણુ હોય;
જા સમજાવો હો આલી કોય. બં૦ ટેક.
યા બસીકે ડરતે સજની, પલક શકત નહી ખટીયા સોય બં૦ ૧
નીકી તાન આલાપત નટવર, અધર લીયા હે મેરા ચિત્તકુ પ્રોય. બં૦ ૨
તનકસી ભનક પરી શ્રવનમે, લેકે ગઈરિ મેરો પ્રાન નિછોય. બં૦ ૩
બ્રહ્માનન્દ કહું સબ બતિયાં, મોહન આન મીલાવો હો મોય. બં૦ ૪

### પદ ૨૧૭૫ મું.

બાગી બેરન આય, બસરી બાગી બેરન આય;
શ્રવન સુનત આલી હો રેન ન જાય. બ૦ ટેક.
નાદ સુનત ધીર કછુ ન રહી, ચટકી લગી હો મેરે અતરમાંય. બ૦ ૧
વિરહ અગ્નિ અતર નહિ બૂઝત, સૂજત નાહીં મોય કોઈ ઉપાય. બ૦ ૨
ચિત્ત અતિ ચહાત બનત નહી મિલવો, તાતે રહત મેરો મન અકુલાય. બ૦ ૩
બ્રહ્માનન્દ કહત બંસરીયાં, શબ્દ સુનત મેરે પ્રાન હરાય. બં૦ ૪

### પદ ૨૧૭૬ મું-રાગ ખમાચ.

બસરી સુજાન કહાન તાનમે બજાઈ. બં૦ ટેક.

* "નદનદનકી" ઇતિ પાઠાતર

વ્રજ ત્રિય સુની વ્યાકુલ ભઇ જમુના તટ આઇ,
તનકી સુધ ભૂલ ગઇ ધીરજ ન રહાઈ. બં૦ ૧
બસીકી ટેર સુની ચૌદ લોકમાંઈ;
બ્રહ્મા ભવ ઇંદ્રાદિક સુનતે લે'લાઇ. બં૦ ૨
કાલિંદી તીર ધીર ઠાડે હોઉ ભાઈ;
બ્રહ્માનન્દ દેખી દેખી છબીપર બલજાઇ. બ૦ ૩

## પદ ૨૧૭૭ મું.

જમુના તટ રમત નવલનંદકો દુલારો. જ૦ ટેક.
કુંડલ નંગ જડીત અજબ નેનકો નજારો;
ખેલત વ્રજબાલ સગ મોહન મતવારો. જ૦ ૧
શોભિત ગલમાળ નવલ અધિક મન ઉદારો;
ભોગી રંગરેલ ભમર કમરમેં કટારો. જ૦ ૨
સુંદર વ્રજચદ રસીક લાગત અતિ પ્યારો;
બ્રહ્માનન્દ અખીયનસે ન કરુ પલ ન્યારો. જ૦ ૩

## પદ ૨૧૭૮ મું.

સજની વ્રજરાજ આજ ગગરી જલ ફોરી. સ૦ ટેક.
બાંઇયાં ઠર જોર કહાન પકરકે મરોરી;
ચુરીયાં મુરકાય ગઇ કંચુ કસ તોરી. સ૦ ૧
જમુનાકે તીર શ્યામ ઠાડો નિશ ભોરી;
બંસીમેંહી તાન આન ગાત હે ઠગોરી. સ૦ ૨
તાનત ગ્રહિ ચીર નાંહી માનત બરજ્યો રી;
બ્રહ્માનન્દ કહત જોર ફદકુ રચ્યો રી. સ૦ ૩

## પદ ૨૧૭૯ મું.

દેખો વ્રજરાજ છેલ ગેલ મોરી આવે. દે૦ ટેક.
નીકી શિર અજબ પાઘ રાગ નવલ ગાવે;
વ્રજ ત્રીય મન હરન શ્યામ બંસરી બજાવે. દે૦ ૧
નૌતમ રસ સરસ નેન ધેનકું ચરાવે;
લૂટત મહી ખાત લાલ બાલ સંગ લાવે. દે૦ ૨
ઘેરે સ્વર કરન ગાન પ્રાણકું હરાવે;
બ્રહ્માનન્દ નંદનંદન નટવર મન ભાવે. દે૦ ૩

### પદ ૨૧૮૦ મું–રાગ ખમાચ.

અખીયનમેં હો અંખીયનમેં લટક, લાલનકી વસી. અ૦ ટેક.
ભાલ તીલક નંદલાલ વિહારી, ચાલહુકી રગ ચટક. લા૦ ૧
રૂપ દેખી ઘનશ્યામ પીયાકો, લોક લાજ દઈ પટક. લા૦ ૨
કહાન કુંવરકે મેં લાર ફીરુગી, ઘરમેંહી નહી રહું હટક. લા૦ ૩
બ્રહ્માનંદ મનોહર મૂર્તિ, અતરમેં રહી અટક. લા૦ ૪

### પદ ૨૧૮૧ મું.

જમુના તટ હો જમુના તટ દગન, મોહનકે લગે. જ૦ ટેક.
દગ લાગે નંદલાલ કુંવરકે, ભયેરી ગાત મેરે ભગન. મો૦ ૧
પરવશ હોય ગીરી ધરણીપર, જાત ચલ્યો નહી પગન. મો૦ ૨
નયન કમલ સુંદર નટવરકુ, દેખી ભઈ મન મગન. મો૦ ૩
બ્રહ્માનન્દ કહે શ્યામ પીયાકી, લાગ* રહી ઉર લગન. મો૦ ૪

### પદ ૨૧૮૨ મું.

પ્યારા નંદદા હો પ્યારા નંદદા ભમર, ગુમાનીડા પીયા. પ્યા૦ ટેક.
નટનાગર દીસત અતિ નીકો, પગીયાંકો શિર ડમર. ગુ૦ ૧
સોનેરી રંગ જડીત કટારો, સો કસી લીનો કમર. ગુ૦ ૨
અતિ શોભિત ગજકી અસવારી, નંગ જડીત શિર ચમર. ગુ૦ ૩
બ્રહ્માનન્દ કહે નાથ છબી તેરી, દેખન આવત અમર. ગુ૦ ૪

### પદ ૨૧૮૩ મું.

ઘરું જાન હે હો ઘરુ જાન હે નકર, મીજાજીડા ઘની. ઘ૦ ટેક.
મહીયારી સંગ જહાં તહાં મોહન, આય લેત હો ટકર. મી૦ ૧
નીર ભરત નિત કરત હો નટવર, જમુનાકે તટ જકર. મી૦ ૨
પરનારી દુરઘટ હે પ્રીતમ, નહી ખાની કછું સકર. મી૦ ૩
બ્રહ્માનન્દ કહે લે જઈ હું, જસોમતિકે ઢીગ પકર. મી૦ ૪

### પદ ૨૧૮૪ મું–રાગ સોરઠ.

સુન માત જશોદા ગોરી, સુ૦ તેરે લાલ અંગુઠી ચોરી. સુ૦ ટેક.
કરત રસોઈ અપને કરતે, કાઢી ધરી એક ઠોરી;
કહા જાનું કહા ઠરકે માઈ, નજર ચોરાઈ મોરી. સુ૦ ૧
લછન તેરે નવલ લાલકે, મેં નહી જાનત ભોરી;
લેકે સટક ગયો લરકનમેં, કર કર વાત ઠગોરી. સુ૦ ૨

---

* "લગી" ઇતિ પાઠાતર.

નિત નિત ઘરમેં પેઠકે, માંખન લેત જોરાજોરી;
બ્રહ્માનંદ કહે યાકી લીલા, એસી લાખ કરોરી. સુ૦ ૩

### પદ ૨૧૮૫ મું.

સુત એસે કામ ન કીજે, સુ૦ છાની વસ્તુ ન કબહુ લીજે. સુ૦ ટેક.
અપને સુતકુ કહત જશોમતી, પર ઘર પગ ન ધરીજે;
લાજ જાત દેખત લોકનમેં, સુને તો રાજા ખીજે. સુ૦ ૧
અપને ઘરમે કમી ન મહીકી, જ્યું ભાવે ત્યું પીજે;
સુંદર શ્યામ અંગુઠી યાકી, હસકે પાછી દીજે. સુ૦ ૨
તુમ છોટે અબતે કૃત એસે, કહો કુન લોક પતીજે;
બ્રહ્માનંદ કહે તેરે કારન, કન્યા કહાં માગીજે. સુ૦ ૩

### પદ ૨૧૮૬ મું.

યહ બોલત ગ્વાલન જુઠી, ય૦ મૈયા મે નહી લીન અંગુઠી. ય૦ ટેક.
મૈયારી મસ્તાન ભઈહે, લરન ભરનમે લુંઠી;
રાર કરનમે રસના યાકી, કબુ હોત ન કુંઠી. ય૦ ૧
જોબન ધનકો જોર જનાવત, રહત નિશદીન રુઠી;
છોટો દેખી ડરાવત મોકું, દેવત ગાલ અપુઠી. ય૦ ૨
કુન જાણે યાકી કુન લે ગયો, ઉઘત ઉંઘત ઉઠી;
બ્રહ્માનન્દ કહે નહી માનો તો, ખોલ દેખ લો મુઠી. ય૦ ૩

### પદ ૨૧૮૭ મું.

સબ કહત હે જુઠ કનૈયા, સ૦ સાચી મત માનો તુમ મૈયા. સ૦ ટેક.
મોહન ચોર અંગુઠી મેરી, સો દીની હલવૈયા;
સબ દેખત હલવાઈ પાસે, લીની શેર મીઠૈયા. સ૦ ૧
જાય મીઠાઈ દીની લરકનકું, વે સબ કહત ખવૈયા;
જો મે યામે જુઠ કહું તો, પૂછ દેખ બલ ભૈયા. સ૦ ૨
નામ નિશાન સહીત ઉન દીને, ચોર કહાન ઠહરૈયા;
બ્રહ્માનન્દ કહ્યો હસી જસોમતી, અબ નહી એસી કરૈયા. સ૦ ૩

### પદ ૨૧૮૮ મું–રાગ સોરઠ.

એક સમે હરિ વનમાં, ઉભા વેણુ વાય રે. ટેક.
લઈ મટુકી ગોપિકા, મહી વેચવા જાય રે. ઉ૦ ૧
બેઉને તે મેળાપ થયો, વનમાં એકાંતે રે;
ગોપી સાથે ગુંજ કરી, ખાંતીલે ખાંતે રે. ઉ૦ ૨

રસ ભરી રંગ રાડ થઈ, વૃન્દાવનની વાટે રે;
રાધિકાને રોકી રહ્યા હરિ, દાણને માટે રે. ઉ૦ ૩
રોષ ભરાણી રાધીકા, બોલી વેણ અટારાં રે;
તે માથે મારે નાથજી, માર્યાં મેણલાં સારાં રે. ઉ૦ ૪
સ્હામસ્હામો સવાદ થયો, એકાંત ઠેકાણે રે;
એ લડાઇની વાત, બ્રહ્માનન્દ જાણે રે. ઉ૦ ૫

## પદ ૨૧૮૯ મું.

પુછુ હું તુને પ્રેમદા, શું છે નામ તારુ રે. ટેક.
ચોરટી નારી તે ચોર્યું, છે દાણ અમારુ રે. શું૦ ૧
તું ગોવાલણી મદની માતી, ચોરી જાતી દાણ;
મહી લીધા વિના આજ મેલું તો, નંદબાવાની આણ. શું૦ ૨
આવ ઓરી તુને કહું છું ગોરી, ચોરી આવી શીશ;
કુડાં બોલી કેમ કરે છે, રીતની વાતે રીસ. શું૦ ૩
તું ધૂતારી નાર ઠગારી, જાણું છું તારાં કામ;
આજ ઘણે દહાડે હાથ આવીતે, હું મનની પૂરીશ હામ. શું ૪
ગામની રેહેતલ ગુજરી તારે, એવડો શો અહંકાર;
બ્રહ્માનદ કહે વાર લાગે છે, મહીનું માટ ઉતાર. શું૦ ૫

## પદ ૨૧૯૦ મું.

નિર્લજ છોરા નંદના, હુંથી દૂર રેહેજે રે; ટેક.
મુખમાંથી તું વેણ અલ્યા, સમજીને કેહેજે રે. હું૦ ૧
નંદ રાજા કેદી થયો, એની કુણ માને છે આણ;
આહીરના છોરાને અલ્યા, શે પાંતીનું દાણ. હું૦ ૨
ઝાઝું બોલી શું જણાવે છે, પોતે પોતાનું માપ;
કેને અલ્યા તું ચોરટી કહે છે, ચોર તું ને તારો બાપ. હું૦ ૩
સારી પેઠે હું તુજને જાણું, જાણું છું તારી જાત;
આજ પછે જો એમ કહ્યું તો, જાણીશ મારી વાત. હું૦ ૪
પારકે ઘેરે પેટ ભરે છે, પેટુડીયાની પેર;
બ્રહ્માનન્દ કહે ચોરવા જેવું, શું છે તારે ઘેર. હું૦ ૫

## પદ ૨૧૯૧ મું.

ધીરી રહે ધૂતારડી, હવે જાઈશ મેલી રે; ટેક.
વાટ જોતાં વનમાં મળી, છે આજ અકેલિ રે. હ૦ ૧

નંદબાવાની નિંદા કીધી, ત્હે કે બીજી કોયે;
એ ગુન્હામાં રોળ કરુ હું, તે તું ઉભી જોયે. હ૦ ૨
હું તો રાજા આદ્ય જુગાદી, લઈશ દાણ નચિંત;
તું શું જાણે ગુજરી ઘેલી, રાજદુવારની રીત. હ૦ ૩
આણ દાણના ધણી અમે છું, દેશપતિ દેસોત;
દાણ ચોરીમાં તુજને રાખીશ, મહી મટુકી સોત. હ૦ ૪
મદની માતી શું મરડાય છે, શું હલાવેછ ડોક;
બ્રહ્માનન્દ કહે મેલ બડાઈ, બાપ તારો મારો લોક. હ૦ ૫

પદ ૨૧૯૨ મું.

કુંણ છો છોરા જાતનો, બોલે છે વાત આવી રે, ટેક.
હાથ આવ્યો તો હમણાં, આપીશ દાણ ચુકાવી રે. બો૦ ૧
હું બેટી ભખુભાણની કહાવુ, તારો મારે શું ભાર;
કંસના રાજમાં નંદ સરીખા, હશે લાખ હજાર. બો૦ ૨
દાણ શોભે દરબારમાં ઘેલા, જેને ઘેરે રાજ;
તું ગોકુલમાં ગાયું ચારી, કરે પોતાનુ કાજ. બો૦ ૩
શીદ જોયે અલ્યા નંદના છોરા, તારે એવડી તાણ;
મથુરાથી નાશી આવ્યો આંહી, માગવા લાગ્યો દાણ. બો૦ ૪
રેહે પોતાની રીતમાં પાધરો, જાણિયે છિયે તારી જાત;
બ્રહ્માનંદ કહે મોટો થાશે, એમાંથી ઉતપાત. બો૦ ૫

પદ ૨૧૯૩ મું.

જોર વધ્યું તારુ ગુજરી, તું તો બલે ભરાણી રે; ટેક.
હું ઝાઝું કેહેતો નથી, મારી રૈયત જાણી રે. તું૦ ૧
છકી ગઈ તું છાસનિ, પીતલ બુદ્ધિ થોડી રે;
રાજની રીતમાં શું જાણે, તું લોકની છોડી રે. તું૦ ૨
મનમાં તારે માનનિ ઝાઝો, દોલતનો છે દોડ;
આજ તારા હું આ ઠેકાણે, કરીશ પૂરાં કોડ. તું૦ ૩
મોટા સાથે માન ન રાખીયે, રેહેવું જેની છાંય;
કંસનો હું વશ કાઢીશ, થોડા દહાડામાંહ્ય. તું૦ ૪
બળમાં એલી શું બોલે છે, ફાટે મોઢે ફેલ;
બ્રહ્માનન્દ કહે કેદી થયો એલી, તારો બાપ પટેલ. તું૦ ૫

પદ ૨૧૯૪ મું.

જા વુઢો તું પાધરો, આવું શાને બોલે રે; ટેક.
નંદના ઘરનુ કામ મેલી, શાને રમતો ડોલે રે. આ૦ ૧

હું તો પીતલ છાસની, પણ તારે ઘરે બહુ દુધ;
ઠામ ઠેકાણા વ્હોંણો તું તો, તે તુને નહી સુધ. આ૦ ૨
વાતની વાતમાં વાવીએ નહી, અલ્યા ઝાઝુ બોલીને ઝેર;
અમને શી ઓશીઆળ દેખાડે, છે તું મોટો તારે ઘેર. આ૦ ૩
હું તો છોડી લોકની ત્યારે, તું ક્યાંનો ભુપાળ;
સમજી રહેને સૌ જાણે, તું ગાયુનો ગોવાળ. આ૦ ૪
મારા બાપને ઘેર પટેલાઈ, દીધી છે દરબાર;
બ્રહ્માનન્દ કહે એ સાથે, તારે એવડો તે શો ખાર. આ૦ ૫

પદ ૨૧૯૫ મું.

બોલ માં ઝાઝુ બોલકી, હુંથી નહી ખમાય રે; ટેક.
છેડ કરતાં રીસ ચડી, ત્યારે નહી સમાય રે. હું૦ ૧
આંખનો ચાળો ઓર તરેહનો, ચચળ તારુ અંગ;
મુખથી ઉપર મરડમાં બોલછ, ચિત્તનો બીજો રગ. હું૦ ૨
દેને ઓરુ દાણ અમારુ, ચોવટનું શું કામ;
એમાંથી તો એવુ થાશે, જાણશે બાધુ ગામ. હું૦ ૩
દુધનુ મેહેણું તે દીધું મારે, ચિત્તમાં લાગી ચોટ;
ગાય દુઝે નવ લાખ જેને ઘર, તેને તે શાંની ખોટ. હું૦ ૪
તું ધૂતી સબ જગને ધૂત્યો, હુંનર કરી હજાર;
બ્રહ્માનન્દ કહે મુજને ધૂતતાં, લાગશે તુને વાર. હું૦ ૫

પદ ૨૧૯૬ મું.

રહે રહે છોરા નિર્લજ, તું તો ખાઇશ ગાળ્યું રે; ટેક.
કેમ મારે તું ઉપરે, નાખે છે અમથી આળ્યું રે. તું૦ ૧
શીદ જોયું મારી અંખીયાં સામું, શીદ જોયું મારુ અંગ;
બીજામાં તો ખોટ કહાડે પણ, ન મળે તારો ઢગ. તું૦ ૨
ગાયો જોઇને ગરવે ભરાણો, લોકની મેલી બીક;
આંખ તારી મુજમાં ખુતી, તારા ચિત્તનું ન મળે ઠીક. તું૦ ૩
નહી તારે ઘેર દેશ દીવાની, નહી તારે ઘેર રાજ;
કારમો તું દાણી થયો, દાણ માગતાં ન આવે લાજ. તું૦ ૪
એ ગાયો તો નંદ આહીરની, નાવે તારે હાથ;
બ્રહ્માનન્દ કહે મથુરાથી તું, શું લાવ્યો તો સાથ. તું૦ ૫

પદ ૨૧૯૭ મું.

કેમ અલી તું નથી માનતી, દીસે નિર્લજ નારી રે; ટેક.
હજી તો તારા મનમા દીસે, આમળો ભારી રે. દી૦ ૧

તુને ઝાઝુ શું કહીયે, તારે લાજ મળે નહી લેશ;
એકલી જોને વનમાં આવી, શીશ સમારી કેશ. દી૦ ૨
છો કુમારી ને પ્રાક્રમ ભારી, ઓળખી મે તુને આજ;
મહીનુ મિષ લઈ નીકળી તું તો, કરવા બીજું કાજ. દી૦ ૩
રીત મારી તો હું ન મેલું, કર તું કોટી ઉપાય;
દાણુ અમારુ દીધા પછે, મન માને ત્યાં જાય. દી૦ ૪
હાથ બજાવીને કહું છું તુને, સુધી સાચી વાત;
બ્રહ્માનન્દ કહે આજ તો તારે, રેહેવું પડશે રાત. દી૦ ૫

### પદ ૨૧૯૮ મું.

સમજીને જાને છોકરા, લે માં નામ મારુ રે; ટેક.
એમાંથી ઉઠી જાશે અલ્યા, ખોરડુ તારુ રે. લે૦ ૧
જોઈ વીચારી બોલજે, મારે વાંસે જબરી વાર;
નદ સોતું તારુ કુટુંબ ઝાલી, મંગાવું દરબાર. લે૦ ૨
એમાંથી તો તુજને જોજે, મળશે ઝાઝો માલ,
આજ હું જીવતી ઘેર જાઉ તો, કહીશ વાતું કાલ. લે૦ ૩
હું તો તારા બાપને જાણુ, જાણુ છુ તારી માત,
નિર્લજ નિર્લજ કેમ કહે છે મુને, નિર્લજ તારી જાત. લે૦ ૪
તુ જાણે છે મુજ સરીખો, કોઈ નથી જગમાંહ્ય;
બ્રહ્માનન્દ કહે તુ જેવા મારે, ગોવાળિઆ ચારે ગાય. લે૦ ૫

### પદ ૨૧૯૯ મું.

ઘેલી જાતની ગુજરી, બોલમાં વણ વીચાર્યુ રે; ટેક.
નીશ્ચે જાણે નહી થાયે, કાંઇ તારું ધાર્યું રે. બો૦ ૧
શુદ્રની થઈ છોકરી આવા, બોલ માં મોટા બોલ;
મુખ બોલતાં મેં કીધો, તારી વાતમાં તારો તોલ. બો૦ ૨
તુ જાણે છે કંસ મોટો, પણ હું ન જાણું ભાર;
દાણુ અમારુ દઇને સુખે, કરજે જઈ પોકાર. બો૦ ૩
તું જાણે છે હું જેવી કોઇ, નથી જગમાં નાર;
તું જેવી બહુ દાસિયું મારે, પાણી ભરણ હાર. બો૦ ૪
તેં કહ્યું મારું કુટુંબ ઝાલી, મંગાવું દરબાર;
બ્રહ્માનન્દ કહે વાંધો તારે, ઘરે જાવામાં વાર. બો૦ ૫

### પદ ૨૨૦૦ મું.

ચાલ્યો જાને છોકરા, શું છે ભાર તારો રે; ટેક.
તારે કીધે મહી મટુકી, નહી ઉતારું રે. શું૦ ૧

નાને મોઢે નિર્લજ છોરા, બોલ માં મોટી વાત;
કંસની બીકનો ભાગ્યો તું, આંહી આવ્યો તો અધરાત. શું૦ ૨
તે તું કહે છે કંસનો મારે, મનમાં ન મળે ભાર;
જેની બીકે મેલી આવ્યો, પોતાના ઘરબાર. શું૦ ૩
ભુત લાગ્યું કે ભાંગ ખાધી, આવો આકળો થયો કેમ આજ,
તારા પાપમાં નંદ જશોદાની, લોકમાં જાશે લાજ. શું૦ ૪
હું તારા નથી હાથમાં બેઠી, નથી તારી ઓશિયાળ;
બ્રહ્માનન્દ કહે છેડ કરીશ તો, ખાઇશ ઝાઝી ગાળ. શું૦ ૫

પદ ૨૨૦૧ મું.

છાની રેહને ચોરટી, દીઠો કસ તારો રે, ટેક.
મછરાંની પેઠે મારી નાખીશ, સાંજ સવારો રે. દી૦ ૧
એ ગુન્હો તો અલગો બેલી, ખમશે તારો પડ;
માંડ મળ્યો તે હું ન મેલું, દાણ ચોરીનો દંડ. દી૦ ૨
બોલતી ચાલતી કસ રાજાની, બીક દેખાડે છે બોત;
એક ઘડીમાં ઉડાડી મેલું, સેના હાથી સોત દી૦ ૩
જોર વીના તે જીભે ઝાઝું, બોલી કીધું વેર,
હાથ આવી કેમ જાઇશ હવે, મેલ્યા વીના ઘેર. દી૦ ૪
કુણ રાજાનો ભાર લેખે બેલી, હું તો છું ભગવાન;
બ્રહ્માનન્દ કહે ઘેર જાવું હોય તો, મેલી દેને માન. દી૦ ૫

પદ ૨૨૦૨ મું.

જારે છોરા જુઠડા, તુંથી કુણ બોલે રે; ટેક.
આવા ગેબના ડીંગ મારે છે, શાને ઓળે રે. તું૦ ૧
તે રુડો વેપાર માંડ્યો, તેનો નહને જડશે લાભ;
આવી વાત કરે છે તે, તૂટી પડશે આભ. તું૦ ૨
જો જો ભાઇઓ લોકમાં ચાલ્યું, વચમાંથી તોફાન;
બાપ ને મા બે બાન પડ્યાં, તેનો પુત્ર થયો ભગવાન. તું૦ ૩
સાંજ સવારે હેરણાં હેરે છે, ઘેરે છે આવી ઘાટ;
કહે કુણે લખી કાગળ આપ્યો, વનમાં રોકે વાટ. તું૦ ૪
જેને તેને કેડે દોડે છે, કરે છે ઝાઝી જેલ;
બ્રહ્માનન્દ કહે નહી ચાલે તારા, મારે આગે ફેલ. તું૦ ૫

પદ ૨૨૦૩ મું.

તું શું જાણે વાત, તારી જાત નીચી રે; ટેક.
મહી તારું માંકડાંને સર્વે, નાખીશ વહેચી રે. તા૦ ૧

વારે વારે વઢતાં લે માં, નંદજીનું તું નામ;
ગોકુલમાથી ગુજરી તારા, બાપનું ટળશે ઠામ. તા૦ ૨
આંખ ચડાવીને આકરી બોલેછ, ઝાઝુ જણુવે જોર;
ઠરડ કાઢીને ઠાવકી હું તુંને, કરીશ પાધરી ઢોર. તા૦ ૩
કહે તારો હવે કુણ ધણી, તું આવી ઝલાણી બાંન;
બીજાની તો વાત રહી, હું તારો તો ભગવાન. તા૦ ૪
લાલચ હોય જો ઘેર જાવાની, તો મનનો મેલ મરોડ;
બ્રહ્માનન્દ કહે મુજ આગે, તું રહે ઉભી કર જોડ. તા૦ ૫

## પદ ૨૨૦૪ મું.

મહી લીધાનું મન થયું, મુને જોઇ અકેલી રે; ટેક.
ઓરો આવ તો ચૂકવી આપું, દાણુની થેલી રે. મુ૦ ૧
બોલતો એવડું બળ દેખાડેછ, સહીશું ના તારે સાથ;
એવો મોટો શું થયો જે, હું જોડુ તુંને હાથ. મુ૦ ૨
નંદના નામમાં એવડો અલ્યા, શો ગરી ગયો માલ;
આ આંખે મે એને દીઠો, ગાયો ચારતો કાલ. મુ૦ ૩
તીખા બોલા આજ તુને, કરીશ હું હેરાન;
હાથ વળામણુ આવ ઓરો, પછે થા મારો ભગવાન. મુ૦ ૪
ગોકુલ ગામની ગોપીયુંને, અલ્યા તેં મનાવી હાર;
બ્રહ્માનંદ કહે કોય મળી નથી, હું જેવી તુને નાર. મુ૦ ૫

## પદ ૨૨૦૫ મું.

જાણું છું તુને જુઠડી, એલી બોલ માં ઝાઝુ રે; ટેક.
અંગ ભર્યું અવળાઇથી, તારુ રોમ ન સાજું રે. એ૦ ૧
માણુસની પેઠે દાણુ માંગ્યું, મેં તુજ પાસે બહુ વાર;
વાતમાં તું સમજી નહી, તુંને લાત તણો અધિકાર. એ૦ ૨
કરગરીને મેં કહ્યું જે, દે અમારું દાણુ;
નારી મૂરખ ઢોલ નગારુ, કુટ્યુજ આવે કામ. એ૦ ૩
મેં જાણ્યું મારા લોકની છોડી, કયાં દેખાડુ ત્રાસ;
તું સુધી બળમાં ભરાણી, કરવા માંડી હાસ. એ૦ ૪
સારી પેઠે શીખામણુ આપી, મેલીશ પાછી ઘેર;
બ્રહ્માનન્દ કહે જોને ઉભી, થાશે લીલા લેહેર. એ૦ ૫

## પદ ૨૨૦૬ મું.

છોટા ખોટા છોકરા, શીખ્યો વાત મોટી રે; ટેક.
વેગળો રહેજે મુજથી, નહી તો ખાઇશ સોટી રે. શી૦ ૧
હું તો તારા લોકની છોડી, તું મારો સરદાર;
કંસ બિચારો ક્યાંઈ જાશે, હવે મેલી રાજદ્વાર. શી૦ ૨
પ્રાક્રમ ન મળે પીંડમાં, ત્યારે બોલ મોટે શું હોય;
ત્રણ ભુવનમાં નથી મુને, લૂટવાવાળો કોય. શી૦ ૩
દાણ નહી આપું દોકડો, આમે ખોટી થાઇશ કામ;
તું મુને અલ્યા ત્રાસ દેખાડીને, રહીશ કેને ગામ. શી૦ ૪
હું તારાં હલાણ જોઇને, જાણું છું મનમાંહ્ય;
બ્રહ્માનન્દ કહે મોડું વેહેલું, નદને સારુ નાંય. શી૦ ૫

## પદ ૨૨૦૭ મું.

છોકરી તારા મનમાં, તું તે શું જાણે છે રે; ટેક.
બોલતાં ચાલતાં વાતમાં, તું અહંકાર આણે છે રે. તું૦ ૧
તુંકારો દઈ બોલિયે તેને, જે હોય પોતા તોલ;
મુજ આગે તું શા લેખામાં, બોલછ આવા બોલ. તું૦ ૨
મારો મહિમા બ્રહ્મા જાણે, શિવ જાણે કે શેષ;
નારદને સનકાદિક જાણે, ઈન્દ્ર જાણે કાંઇક લેશ. તું૦ ૩
હું સારુ તો તપ કરે કંઈ, જોગી વનમાં જાય;
આસનથી ઉઠે નહી નીત, બેઠા ધ્યાન લગાય. તું૦ ૪
તુજને ક્યાંથી શુદ્રની છોડી, બોલવું મારે સાથ;
બ્રહ્માનન્દ કહે તે ભરી અલી, આભ સગાથે બાથ. તું૦ ૫

## પદ ૨૨૦૮ મું.

મારગ જાને મુજથી, તારે કામ શું છે રે; ટેક.
બળમાં આવો શાને બોલે, સાદ ઉંચે રે. તા૦ ૧
તું રુડો તો નંદને રુડું, ભુંડો તો નંદનાં ભાગ્ય;
વનમાં આવી વાટમાં ઉભો, તારે મારે શો લાગ. તા૦ ૨
અમે તે જાતનાં ગુજર કહાવીએ, તું જાતે આહીર;
સૌ રાજાની વાડમાં રહીયે, શાને તાણછ ચીર. તા૦ ૩
કહું છું અલ્યા મેલ કેડો, છેડો મારો છોડ;
દાણને નામે દોકડો નાપું, કરને ચાળા ક્રોડ. તા૦ ૪

તું કહે છે હું સૌનો સ્વામી, એ મોટું અંધાણ;
બ્રહ્માનન્દ કહે પોતે પોતાના, તું કરે વખાણ. તા૦ ૫

### પદ ૨૨૦૯ મું.

જો વીચારીને ગુજરી, તારી જાત ખોટી રે; ટેક.
કામ તો તારાં અતિ મોટાં, દીઠામાં છોટી રે. તા૦ ૧
રંગ ભરી અતિ છે રુપાળી, સુંદર દીસે સાજ;
જે જોઇએ તે છે તારે પણ, એક મળે નહી લાજ. તા૦ ૨
હું કેને રહુ વાસ એલી, સૌ રહે મારે રહેવાસ;
તારા બાપ સરીખા મારે, બેઠા વાઢે ઘાસ. તા૦ ૩
તું કહે છે હું દાણ ન આપું પણ, લઇશ વ્યાજ સહિત;
કુણ મુને ભુંડો કહેશે, અલી લેતાં મારી રીત. તા૦ ૪
તું પાસેથી મે ધારી છે, ધન લીધાની ધાંખ;
બ્રહ્માનન્દ કહે હું ડરુ નહી, એમ ચડાવે આંખ. તા૦ ૫

### પદ ૨૨૧૦ મું.

વુઢો જાને વાટમાં, આહીં કોણ બોલાવે રે; ટેક.
કપટી છોરા કુડીયા, તુને લાજ ન આવે રે. આ૦ ૧
તું સરીખો દીકરો જોઇને, ન્યાલ થયો હવે નંદ;
સાંજ સવારમાં ઘર ખોવાનો, તે માડ્યો છે ફંદ. આ૦ ૨
અમને તું ન ઓળખે, અમે નાત તણાં સરદાર,
તારા બાપ સરીખા મારે, પાડાના પાનાર. આ૦ ૩
મુને તો દીઠી લાજ વીનાની, તું તો લાજનો કોટ;
પરનારીનાં જુવે પગેરા, એ તારે નહી ખોટ. આ૦ ૪
હું ડરુ નહી તુજથી શાને, કાઢછ આંખું રે;
બ્રહ્માનદ કહે મહી ન આપું, સાટે ઢોળી નાખું રે. આ૦ ૫

### પદ ૨૨૧૧ મું.

એવાં એવાં વેણ સુણી, વહાલો હસવા લાગ્યા રે; ટેક.
હેત કરી હૈડામાં ભીડી, આવી આઘા રે. વ૦ ૧
રીસ ટળી ને રીઝ થઇ, રાણી રાધિકા સાથે રે;
બહુ પ્રકારે બોલાવી, હસી ઝાલી હાથે રે. વ૦ ૨
પાયે લાગી પ્રેમદા, હેતેશું હરિને રે;
પ્રેમથી ઝાઝું મહી પાયું, મનુવાર કરીને રે. વ૦ ૩

કહાને કહ્યું તે રાધીકા કીધું, રાધા કહ્યું તેમ કહાન,
ગુણવંતે ગોપીને કીધી, રસમાહીં ગુલતાન. ૧૦ ૪
આનંદ વાધ્યો એક થયાં, પ્રીતમ પ્યારી રે,
જોડ રંગીલી ઉપરે, બ્રહ્માનંદ વારી રે. ૧૦ ૫

## પદ ૨૨૧૨ મું–રાગ કેરબા.

પનિયાં ભરનદો પ્યારે, પનિયાં ભરનદો પ્યારે. ટેક.
મગ વિચ આય ખડે મનમોહન, કહા મનમાંહીં વિચારે;
ક્યું તુમ એસી અટક કરત હો, નહી કછુ રાજ તુમારે. ૫૦ ૧
નિત્ય નિત્ય આયકે છેડ કરત હો, યા જમુનાકે આરે;
નંદબાવાકો કરજ માગનો, નહી કછું પાસ હમારે. ૫૦ ૨
હમ જાનત તુમ જેસે જગમેહી, કોઉ ન આન ઠગારે;
જેસે બાહર શ્યામ દિખાત હો, તેસે અતર કારે. ૫૦ ૩
એ કૃત તુમરો રહે ન છાનો, માનો નદદુલારે;
બ્રહ્માનદ કહે જસોમતિકું, સબ કહેગે વિસ્તારે. ૫૦ ૪

## પદ ૨૨૧૩ મું.

કહાન ફોરી ગગરીયાં મેરી, કહાન ફોરી ગગરીયા મેરી. ટેક.
જસોમતિકુ મીલ કહત ગ્વાલની, સુંન મૈયા ચિત્ત દેરી,
ગેલ પર્યો અબ લાલ તિહારો, બ્રજ કેઈ ભાત વસેરી. ક૦ ૧
ઘરમે આયકે બોલત ગારી, રોકત ટોકત શેરી;
વનમે જાઉ તો છોરા લેકે, આય લેતહે ઘેરી. ક૦ ૨
જમુના નીર ભરન નહિ દેવે, કરત હે રાર ઘનેરી;
યાકે ડર ગોકુલ તજિ જૈહું, સુંન મૈયા સું તેરી.* ક૦ ૩
વાતનસે કરી રાર બુઝાઈ, ગોપી ગીરધર કેરી;
બ્રહ્માનદ કહે નદ રાની, હરિ મુખ દેખી હસેરી. ક૦ ૪

## પદ ૨૨૧૪ મું.

હરિ નાહક જોર ન કીજે, હરિ નાહક જોર ન કીજે. ટેક.
બહુત અબેર ભઈ મનમોહન, સાસુ નણદ મોરી ખીજે;
જોર જોરાઈએ દાન મહીકો, લેનો હોય સો લીજે. હ૦ ૧
કબકે દાની ભયે તુમ પ્યારે, નઈ રીત ન કરીજે;
પૈસો ટકો ન પાસ હમારે, પાવે† સો મહી પીજે. હ૦ ૨

---

* તારા સમ † "ભાવે" ઇતિ પાઠાતર.

નહિ રાજા તુમ કોઉ દેશકે, સમજ વિચાર કહીજે;*
દાન છોડકે નદ મહરકી, ગૌવનકું ચારીજે. હ૦ ૩
હમ તમરી પરવાહુ ન રાખે, નૃપકે વાસ વસીજે,
બ્રહ્માનંદ કહે રહો છાને, દાન નહી હમ દીજે. હ૦ ૪

પદ ૨૨૧૫ મું.

હરિકું રાધે નાચ નચાવે, હરિકું રાધે નાચ નચાવે. ટેક.
પાવનમેં† નેપુર કરી દીને, કર ચુરી ઠહરાવે;
મીલકે જુથ સબે વ્રજનારી, લાલકુ પ્યારી બનાવે. હ૦ ૧
કછનિ કુંબરીયાં દૂર બહાયકે, લે લેંઘો પહિરાવે;
પાઘ ઉતાર ઓઢાઈ ચુંનરીયાં, નેનન કાજર લગાવે. હ૦ ૨
માંગ સમાર ભાલ દે બિંદી, કર ગ્રહી તાલ શીખાવે;
રાધે રાધે કહાન કહાન કહી, નચવત તાન મીલાવે. હ૦ ૩
રૂપ બનાય લગાયકે ઘુઘટ, જસોમતિપેં લે જાવે;
બ્રહ્માનન્દ કહે તેરે સુતકું, એહિ કુવરી પરનાવે. હ૦ ૪

પદ ૨૨૧૬ મું–રાગ પરજ.

અમે કહો વ્રજમાં કેમ રહીયે, મૈયાં રે તારો લાલ અટારો. ટેક.
રાત દીવસ મારી કેડ પડ્યો છે, અમે કેટલુંક આવીને કહીયે. મૈ૦ ૧
ચોરી કરે મારા ઘરમાં છાનો, તો દહાડીનુ દુઃખ કેમ સહીયે. મૈ૦ ૨
જેલ કરે જમુનાજીને આરે, તો આવી બાઝે મારે મહીયે. મૈ૦ ૩
બ્રહ્માનદ કહે ગોકુલ મેલી, કહો તો મથુરામાં જઇયે. મૈ૦ ૪

પદ ૨૨૧૭ મું.

મારી આળ કરે શીદ આવી, એને રે તમે વારો જશોદા. ટેક.
પાણીડુ ભરતા પાલવ ઝાલે, છાંની વાત નહિ છાવી.‡ એ૦ ૧
મારગ જાતાં મહીડુ લૂટે, છોરાને સાથે બોલાવી. એ૦ ૨
તમારી આગે સાચો થાવા, વાતુ કરે છે બનાવી. એ૦ ૩
બ્રહ્માનન્દતણે એ વહાલે, અમને તે હાર મનાવી. એ૦ ૪

પદ ૨૨૧૮ મું.

જોઈ મૂર્તિ મનોહર તારી, માવા રે મારાં નેણાં લોભાણાં. ટેક.
પાઘડલી ઉપર શોભે છે, નવલ કલગી અતિ સારી. મા૦ ૧
હેત કરી હૈડા ઉપર રાખુ, પેહેરાવું મોતીનિ માળા ભારી. મા૦ ૨

* "રહીજે" ઇતિ પાઠાંતર † "પાઉનમેં" ઇતિ પાઠાંતર અર્થ પગમા ‡ આ વાત કઈ છૂપી કે એકાંતની નથી પણ બધાને ચાહન છે

અતિ શોભે છાતિ ઉપર્ડતિ, ચાલ જગતથી ન્યારી. મા૦ ૩
બ્રહ્માનન્દ કહે સરવસ લઇને, તમપર નાખું વારી. મા૦ ૪

### પદ ૨૨૧૯ મું.

તારી લાવણ્યમાં લેવાણી, વહાલારે મારા નવલ વિહારી. ટેક.
મૂર્તિ મનોહર જોઇને તારી, ભૂલી હું ભરવુ પાણી. વ૦ ૧
પૂરણ ચંદ સરીખુ મુખડુ, ભ્રુકુટિમા ભરમાણી. વ૦ ૨
છોગલિયે ચકચૂર થઈ છુ, ડોલરીયા વ્રજ દાણી. વ૦ ૩
બ્રહ્માનદ કહે જોઇ તારાં નેણાં, વેણુંમા વેધાણી. વ૦ ૪

### પદ ૨૨૨૦ મું-રાગ જગલો

દેખરે સખી યહ નદકો છોરો, ઇતઉત ડોલત બોલત ગારી. દે૦ ૧
મે જલ જમુના ભરન ગઇતી, સબ મિલી સગ લિયે વ્રજનારી. દે૦ ૨
આય અચાનક મગ વિચ ઠાડો, બાંઇયાં મરોરકે ચુનર ફારી. દે૦ ૩
મસ્ત ભયો કછુ કહેણુ ન માને, લોક લજ્જા સબહિ ઇને ટારી. દે૦ ૪
બ્રહ્માનદ કહે કર પકરત, ઝગરત જોર જનાવત ભારી. દે૦ ૫

### પદ ૨૨૨૧ મું.

બરજ રહિ બરજ્યો નહિ માનત, ગેલ પર્યો મેરે નંદદુલારો. બ૦ ૧
મગ બિચ આય કરત મન ભાયો, રોકત ટોકત સાંજ સવારો. બ૦ ૨
ઝગરત હે નીત જોર જનાયકે, આયકે બંધ કરે જલ આરો. બ૦ ૩
લોક લજ્જા મરજાદ ન માનત, જાનત શક નહિ મતવારો. બ૦ ૪
બ્રહ્માનંદ કહે કહાં વસીયે, ગેલ ન છોરત કહાનડ કારો. બ૦ ૫

### પદ ૨૨૨૨ મું.

કાહેકું જોર જનાવત છોરા, રોકી તેરી મે તો નાહિ રહુંગિ. કા૦ ૧
નિશદીન છેરહિ કરત હમારી, ગારી તેરી અબ મે ન સહુગિ. કા૦ ૨
તોય પકર દરબાર લે જાઉ, કરસે મુરલિયાં મેં ખેચ લહુંગિ. કા૦ ૩
માટ લિયે શિર દુધ દહીકે, વાટ રુ ઘાટ નિશ્શક વહુંગિ. કા૦ ૪
બ્રહ્માનન્દ જસોમતિ માતકુ, જાય ઘરુ સબ બાત કહુંગિ. કા૦ ૫

### પદ ૨૨૨૩ મું.

જમુનાકે તીર મેં આજ સખીરી, નીર ભરન ચલ ગઇતી અકેલી. જ૦ ૧
અંગપર ચુનર નવરંગ ઓઢકે, સગ ન દુસરી કોઉ સહેલી. જ૦ ૨
મોર દઇ ગ્રહકે મેરી બાંઇયાં, ફોર દઈ જલ હેલ ભરેલી. જ૦ ૩
મગ વિચ રોકકે મન મસ્તાને, નંદકે કહાન હેરાન કરેલી. જ૦ ૪
બ્રહ્માનન્દ કહે યહ લરકે, મનકો ભાયો કરકે મોય મેલી. જ૦ ૫

### પદ ૨૨૨૪ મું–રાગ જંગલો.

કુન દેખાવે પ્યારા, છેલા નટવર નંદદુલારા, સલુના કું૦ ટેક.
યા કારન મે ફીરત દીવાની, જીવન પ્રાણ હમારા. સ૦ ૧
મોર મુગટ પીતાંબર પેરે, નેન કમલ વશીવારા. સ૦ ૨
જલમે પેઠ નથ્યો અહિ કાલી, જીન ગોવરધન ધારા. સ૦ ૩
બ્રહ્માનદ દરસ વિન વ્યાકુલ, પ્રેમ ફાંસ ગલ ડારા. સ૦ ૪

### પદ ૨૨૨૫ મું.

મત રોકો હો કહાના, તુમ છેલ ભયા સો હમ જાના, ડગર મત૦ ટેક.
મેં જલ જમુના ભરન જાતહું, ક્યું તુમ કરત હેરાંના. ડ૦ ૧
લાજ મરજાદ કછું નહિ જાનત, જોર ભયા મસ્તાના. ડ૦ ૨
બડી બડી બાત કહત હો મુખસે, દેખતમેં હો નાના. ડ૦ ૩
બ્રહ્માનન્દ કહે કહું સાચિ, ચૂપ કરકે રહો છાના. ડ૦ ૪

### પદ ૨૨૨૬ મું.

જી ન બોલો હો ગારી, છેલા છાડો હો ગેલ હમારી, મોહન જી૦ ટેક.
જબ દેખુ તબ જમુનાકે તટ, ઠાડે સાંજ સવારી. મો૦ ૧
ગ્વાલ બાલ સગ લે નીત આવત, ધૂમ મચાવત ભારી. મો૦ ૨
માત જશોદાકે ઢીગ જાકર, કહુંગી મેં વાત તિહારી. મો૦ ૩
બ્રહ્માનદ કહે કીત જઇયે, પ્રેમ ફાંસ તુમ ડારી. મો૦ ૪

### પદ ૨૨૨૭ મું.

ક્યું કરતા વે જોરા તે તો, નંદ મહરકા છોરા, નાહક ક્યું૦ ટેક.
ગેલ પર્યો મેરી ઇત ઉત ડોલત, બોલત વચન કઠોરા. ના૦ ૧
વાટ ઘાટ મેરી છેડ કરતહે, નિર્લજ નિપટ નિઠોરા. ના૦ ૨
જેલ કરત આરે જમુનાકે, ઠાડો હે નિશ ભોરા. ના૦ ૩
બ્રહ્માનન્દ કહે ચલ સીધા, દાવ લગત નહિ તોરા. ના૦ ૪

### પદ ૨૨૨૮ મું–રાગ જંગલો.

ગાગરિયાં મોરી ફોરીરે, ગાગરીયાં મોરી ફોરી, ઘનશ્યામરે ગુમાની. ગા૦ ટેક.
સુદર તન ચંદન ખોર કીયે, ગજ ચલત ચાલ મસ્તાની. ગા૦ ૧
સગ ગ્વાલ બાલ દશ વિશ લીયે, મુખ કહત વાત તોફાનિ. ગા૦ ૨
નિત્ય સાંજ સવાર હેરાન* કરે, મગ રોકત હો કર દાની. ગા૦ ૩
બ્રહ્માનંદ કહે શક નહી મનમેં, ગ્રહી લેત આય પહેચાંનિ. ગા૦ ૪

---

* "બેરાન" એવો પાઠ પહેલી આવૃત્તિમા છે.

## પદ ૨૨૨૯ મું.

મે કોસે કહું બતીયાં રે, મે કોસે કહું બતીયાં, મોરી બાંઇયાં મરોરી. મે૦ ટેક.
મે જાત સખી મહી બેચનકુ, મોય પકર લઈ ઇન દોરી. મે૦ ૧
મુરકાય ગઈ ચુરીયાં સજની, ગલ માલ મનોહર તોરી મે૦ ૨
નહી લાજ રખત ડર લોકનકી, નહી માનત કછુ બરજોરી. મે૦ ૩
બ્રહ્માનદ કહત ઇન મોહનને, મોકુ બહુત કરી નહી થોરી. મે૦ ૪

## પદ ૨૨૩૦ મું.

મે તુમસે કીયા નેરા રે, મે તુંમસે કીયા નેરા, મેરા નવલ વિહારી. મે૦ ટેક.
મે નટવર તુમસેં નેહ કીયા, કુલ લોક લાજ વીસારી. મે૦ ૧
સુખદેન મનોહર શ્યામળિયા, છબી અધિક લગત મોય પ્યારી. મે૦ ૨
નેનનમે રાખું જતન કરી, જ્યું અહી રાખે મની ધારી. મે૦ ૩
બ્રહ્માનંદ કહે નટવર રૂપ લખી, તન ધન મન ડારત વારી. મે૦ ૪

## પદ ૨૨૩૧ મું

શ્યામળિયે ચિત્ત ચોર્યો રે, શ્યામળિયે ચિત્ત ચોર્યો, મેરા મોરલી બજાઈ. શ્યા૦ ટેક.
મે સુતીથી સુખસેજ સખી, નિજ નવલ ભુવનકે માંઈ. શ્યા૦ ૧
વ્યાકુલ મોય કીની વસરીયાં, ધૂની સુનત ઉઠી અકુલાઇ. શ્યા૦ ૨
કછુ મત્ર ભરી યહ મોરલિયાં, સુની શ્રવન રહ્યો નહી જાઇ. શ્યા૦ ૩
બ્રહ્માનદ કહે શ્યામ વિહારી જ્યું, કરી સાન તાન મુખ ગાઈ. શ્યા૦ ૪

## પદ ૨૨૩૨ મું–રાગ જંગલો.

નવલ કનૈયા ચિત્તકો હરૈયા, નવલ કનૈયા ચિત્તકો હરૈયા. ટેક.
ગ્વાલ બાલ સબહી સગ લીને, વનમેહી ધેન ચરૈયા. ક૦ ૧
મે જમુના જલ ભરન ગઇતી, કોઉ ન સગ મનૈયા. ક૦ ૨
આય અચાનક મગ બીચ ઠાડો, કછુ મોય વાત કહૈયા. ક૦ ૩
મોરલી સુનાય મગન કરી ડારી, બ્રહ્માનંદ સુખ દૈયા. ક૦ ૪

## પદ ૨૨૩૩ મું.

નવલ ગુમાની ભરન દે પાની, નવલ ગુમાની ભરન દે પાની. ટેક.
જમુનાકે તટ આય જદુપતિ, તુમ હોય બેઠે દાની. ગુ૦ ૧
તેરે કાજ નણંદ મોય ઝગરત, સાસુ ફીરત રીસાની. ગુ૦ ૨
ઓર કોઉ નહી વસતહે વ્રજમે, એક મોકું પહીચાની. ગુ૦ ૩
બ્રહ્માનન્દ કહે મીઠે તરૂકી, મૂર લેવત હો તાની. ગુ૦ ૪

પદ ૨૨૩૪ મું.

શ્યામ સલુના દૂર ન હુના, શ્યામ સલુના દૂર ન હુના. ટેક.
મોહન લાલ પીયા તેરી મૂર્તિ, દેખી ચડત રગ દૂના. સ૦ ૧
પ્રાણજીવન રગ મહોલ પધારો, કરીહુ ફૂલ બીધૂના. સ૦ ૨
રેખે ભાલ મનોહર નીકી, લાલ કમલ દગ કૂના.* સ૦ ૩
બ્રહ્માનદ કહે તેરી છબી બીન, સબ જગ લગત અલૂના.† સ૦ ૪

પદ ૨૨૩૫ મું.

મૂર્તિ તિહારી લગતહે પ્યારી, મૂર્તિ તિહારી લગતહે પ્યારી. ટેક.
પેચદાર બંધી શીર પગીયાં, પહીરે હાર હજારી. તિ૦ ૧
શોભિત સુંદર નવલ દુસાલો, અંગરખી ફૂલકયારી. તિ૦ ૨
એહી મૂર્તિકું દેખી અહોનિશ, મગન રહત વ્રજનારી. તિ૦ ૩
બ્રહ્માનંદ કહત તેરી છબીકો, ધરત ધ્યાન ત્રિપુરારી. તિ૦ ૪

પદ ૨૨૩૬ મું-રાગ ધોળ.

મારા મંદિરિયામાં હેલી, રસનો રંગીલો;
નિત્ય આવે છોગલા મેલી, રસનો રંગીલો.
દેખંતાં ધોળે દહાડે, ર૦ મુને સૂતી તુરત જગાડે. ર૦ ૧
વળી અત્તર ચરચે અંગે, ર૦ દૈ તાલી ગાવે સંગે. ર૦ ૨
આભૂષણ સુંદર આણે, ર૦ પેહેરાવી આપ વખાણે. ર૦ ૩
સેથો ને માંગ સમારે, ર૦ મારે નયણે કાજળ સારે. ર૦ ૪
ચાલે છે કાલો કાલો, ર૦ છે બ્રહ્માનન્દને વહાલો. ર૦ ૫

પદ ૨૨૩૭ મું.

નયણુંની ચોટુ નાંખે, છેલ છોગાળો;
આલિંગન કરવા ધાંખે, છેલ છોગાળો.
આવીને ઉપર વાડે, છે૦ રંગીલી વેણુ વજાડે. છે૦ ૧
મારા મનની સરવે જાણે, છે૦ તક રાખી આવે ટાણે. છે૦ ૨
ઘરનાને ખબર ન પાડે, છે૦ કરી લટકાં પ્રીત લગાડે. છે૦ ૩
મુજ પાસે છાનો આવે, છે૦ બોલાવી કઠ લગાવે. છે૦ ૪
બ્રહ્માનંદનો સ્વામી છળીયો, છે૦ એકાતે આવી મળીયો. છે૦ ૫

પદ ૨૨૩૮ મું.

શું જાણ્યું તે શું કીધું, લાલ લટકાળા;
મારુ ચિત્ત ચોરીને લીધું, લાલ લટકાળા.

---

* આખનો ખૂણો † મીઠા વગરનુ-રસહીન

સૂણી વંશી વનમાં તારી, લા૦ મેલ્યાં શ્રહ્ કાજ વીસારી. લા૦ ૧
તારા મુખની માયા લાગી, લા૦ મારે ભવની ભાવટ ભાંગી. લા૦ ૨
મન મોહ બંધાણો મુજને,* લા૦ દેખી જીવું છું તુજને. લા૦ ૩
તારાં લટકાં પ્યારાં લાગે, લા૦ રહે આંખડીયાંને આગે. લા૦ ૪
છે છબી અલૌકીક તારી, લા૦ જાયે બ્રહ્માનંદ બલિહારી. લા૦ ૫

### પદ ૨૨૩૯ મું.

મુને એકલડી વન જાણી, નંદને નાનડિયે;
નિર્લજ થઈ ચુનડી તાણી, નદને નાનડિયે.

કાંઈ મનમાં શંક ન કીધી, નં૦ સૌ સુણતાં ગાળી દીધી. ન૦ ૧
ધીંગાઇયે ચોડે† ધાડે, ન૦ મુને રોકી ધોળે દાડે. ન૦ ૨
ન કર્યાનુ સર્વે કીધુ, ન૦ જોરાઇએ ગોરસ પીધું. નં૦ ૩
મારી કચુની કસ તોડી, ન૦ વળી ઝાલી બાંહ્ય મરોડી. ન૦ ૪
બ્રહ્માનન્દ કહે વારમવાર, નં૦ મનવી છે અમને હાર. નં૦ ૫

### પદ ૨૨૪૦ મું.

મધુરે સ્વરે‡ વેણુ વજાવે, મોહન મરમાળો,
મારા દીલડાને ડોલાવે, મોહન મરમાળો.

મહા સુંદર મૂર્તિ દીઠી, મો૦ લાવણુતા મુખની મીઠી. મો૦ ૧
રૂપાળો છે રગીલો, મો૦ ચિત્ત ચોરે છેલ છબીલો. મો૦ ૨
મુને હેત કરીને હેરે, મો૦ ઘણુ હેત કરીને ઘેરે. મો૦ ૩
ઘરનો ધંધો ભૂલાડે, મો૦ કરી લટકાં પ્રીત લગાડે. મો૦ ૪
જોઈ બ્રહ્માનન્દનો સ્વામી, મો૦ નિરખીને આનંદ પામી. મો૦ ૫

### પદ ૨૨૪૧ મું.

નિત્ય નિત્ય જમુનામાં ન્હાતા, શ્યામ શોભો છો;
રગ ગ્વાલીડાને રાતા, શ્યામ શોભો છો.

વળી વૃંદાવનની વાટે, શ્યા૦ ગ્વાલની ઘેરંતા ઘાટે. શ્યા૦ ૧
વાછડલાં કેડે વનમાં, શ્યા૦ ગાવતા ગોપી જનમાં. શ્યા૦ ૨
ફૂલાંની માળા પેહેરી, શ્યા૦ મુખ મોરલી વાતા ગેહેરી. શ્યા૦ ૩
ગાયુની રજના ભરીઆ, શ્યા૦ મોરોના પીછાં ધરીયાં. શ્યા૦ ૪
બ્રહ્માનદ પ્રીત વધારી, શ્યા૦ નિત્ય ગોકુલમાં ગિરિધારી. શ્યા૦ ૫

---

* "મનમોહન બધાણો મુજન' એવો પાઠ પ્રથમ આવૃત્તિમા છે. † "ચડી" એવો પાઠાતર છે પણ હસ્તલિખિત બેય પ્રતોમા આ જ હોવાથી તે જ રાખ્યો છે ‡ "સૂર" ઇતિ પાઠાતર.

### પદ ૨૨૪૨ મું.

લટકાળા તારે લટકે, મન મોહ્યું છે;
વળી ચોળ કસુંબી પટકે, મન મોહ્યુ છે.
દેખી ફૂલડાંની ટોપી, મ૦ અંગરખી નૌતમ ઓપી. મ૦ ૧
સુંદર ફૂલડાંને તોરે, મ૦ વળી કેડોને કદોરે. મ૦ ૨
સુંથણુલી સુંદર ભાળી, મ૦ દીસે છે અતી રૂપાળી. મ૦ ૩
મનમોહનજીની વાતે, મ૦ રઢ લાગી દીન ને રાતે. મ૦ ૪
વળી આંખ્યુને ઉછાળે, મ૦ કહે બ્રહ્માનન્દ છોગાળે. મ૦ ૫

### પદ ૨૨૪૩ મું.

છોગાળાજીને સંગે, પ્રીત લાગી છે;
રસબસ થઈ નૌતમ રંગે, પ્રીત લાગી છે.
ફૂલાંની સુંદર માળા, પ્રી૦ તેણે લાગે રૂપાળા. પ્રી૦ ૧
કાનુમાં કુંડળ લળકે, પ્રી૦ સોનેરો ફેંટો ઝળકે. પ્રી૦ ૨
એની મોરલડીને તાને, પ્રી૦ વળી સુંદર ભીને વાને. પ્રી૦ ૩
ગોવાળા સંગે ખેલે, પ્રી૦ વળી માથે છોગાં મેલે. પ્રી૦ ૪
કહે બ્રહ્માનન્દ કહાનુડો, પ્રી૦ હૃદીયામાં લાગે રુડો. પ્રી૦ ૫

# વિરહ વર્ણન.

## શ્રી સ્વામિનારાયણનાં વિરહનાં પદો.*

### પદ ૨૨૪૪ મું–રાગ ગરબી

ગોકુલથી ગિરિધર રે, મથુરા જઈ રહ્યા;
કાગળ કોઇ નાવ્યો રે, બહુ દીન વીતી ગયા. ૧
તેણે દાઝે રાધા રે, જળે બહુ અંતરમાં;
બહારે સુખ નાવે રે, ન રહેવાયે મદિરમાં. ૨
વ્રહડાંની ઝાળે રે, લાગ્યું તન બળવાને;
મનડુ અકળાયે રે, કે મોહન મળવાને. ૩
વાલમ વીસર્યાની રે, પીડા નથી સેવાતી;
તે દુઃખની મારી રે, ભરી આવે છાતી. ૪
ચિત્તડામાં ચિંતા રે, કે અગ ઉતાપ ઘણો;
હૈડામાં મોટો રે, તાપ વિયોગ તણો. ૫
બ્રહ્માનદ વ્રહ દાઝે રે, રહી છે સીજીને;
પોતાનાં દુઃખની રે, વાતુ કહે બીજીને. ૬

### પદ ૨૨૪૫ મું.

સુણ સજની જેનો રે, પીયુ પરદેશ ગયો;
તે અબળાને અંતર રે, કે શોક સમુદ્ર થયો. ૧
દીવસમાં તેને રે, કે ભોજન કેમ ભાવે;
રાત્રીમાં સુતાં રે, કે નિદ્રા નવ આવે. ૨
વસીયા જઈ વાલમરે, હેલી પરદેશે;
થયાં દરશન દુર્લભરે, મેળાપ ન સંદેશે. ૩
મંદિરીઆ માંહી રે, નથી હવે રહેવાતું;
વ્રહ તાપનુ દુઃખડુ રે, કોઇને નથી કહેવાતું. ૪
ખાલી સેજ પીયા વીના રે, કે દાઝે કાળજીયું;
વાલમ વીછડ્યાનું† રે, કે દુઃખ દીલમાંહ્ય થયું. ૫

---

* આમા સ્વામિનો પ્રેમ સર્વોપરી પ્રત્યક્ષ થાય છે † "વિછુર્યાંનું" ઇતિ પાઠાન્તર.

વ્રહડાની દાઝી રે, કે નાર પોકાર કરે;
બ્રહ્માનન્દ અતિ વ્યાકુલરે, કે નયણે નીર ઝરે. ૬

પદ ૨૨૪૬ મું.

બેઠી ગોખ અટારી રે, પીયા પથ ઝાંખે છે,
નેણે ઝડ લાગી રે, નીશાશા નાંખે છે. ૧
પ્રીતમ પથ જોતાં રે, કે ખોઇ મે આંખડલી,
શુ કહું તુને બ્રહ્મા રે, ન દીધી પાંખડલી. ૨
રસ હાસ સંભારું રે, કે પ્રીતમનુ મુખડુ;
તેણે દીલ દાઝે રે, કે વાધે છે દુઃખડું. ૩
વાલમના મુખની રે, કે સાલે વાતડલી;
થઈ વજ્ર સરીખી રે, ન ફાટે છાતડલી. ૪
નિરંતર ડોલે રે, કે જીવ પીયા પાસે;
પાંજરડું રહ્યુ છે રે, દરશનની આશે. ૫
વાલમ વ્રહ બાણે રે, ગયા છે મારીને;
બ્રહ્માનંદ કહે જીવે રે, કે સુરત સભારીને. ૬

પદ ૨૨૪૭ મું.

એ કપટીની વાતુ રે, ન જાણી આગળથી;
જાઈ કોઇકનાં ઠાર્યા રે, મુને મેલી બળતી. ૧
મુજને વીસારી રે, પ્યારી કરી બીજીને;
દુઃખના દરીયામાં રે, રહી છું ભીંજીને. ૨
કેહેવાનું બીજું રે, કે ત્રીજું કરવાનુ;
એને લક્ષણ પડીયું રે, બીજે ઘરે ફરવાનુ. ૩
હૈડામાં હુન્નર રે, કે એને બહોત ભર્યા;
પેલી પ્રીત કરીને રે, એણે મારા પ્રાણ હર્યા ૪
ગયા વ્રહ વશ મુને રે, કે ઉભી મેલીને;
સોહાગણ કીધી રે, કોઈ અલબેલીને. ૫
કોઇને વશ થઈને રે, પીયે સુધ વીસારી;
બ્રહ્માનન્દ વ્રહડાને રે, કે બાણેથી મારી. ૬

પદ ૨૨૪૮ મું.

કોઇથી હશી ખેલે રે, કે કોઇથી ઉદાસ ફરે;
કે કોઇથી રહે છેટે રે, કે કોઈ ઘરે વાસ કરે. ૧

જેટલી મુખ બોલે રે, કે હેલી વાતડલી;
તે સરવે જાણો રે, કે એની ઘાતડલી. ૨
જીવવાને ઈચ્છો રે, તો કાને માં ધરજો;
મરવું જેને વહાલું રે, હોય તો તે કરજો. ૩
મુને દાહ દેઈ ગયા રે, બુઝચો કોઈના તનનો;
કોઈ પાર ન પામે રે, સખી એના મનનો. ૪
વાંકી એની વાતુ રે, વિચારમાં નવ આવે;
જેને સમજાયે રે, તે સરવે તજી જાવે. ૫
અમે શું લીધુ રે, કે બીજીએ શું દીધું;
બ્રહ્માનન્દના વહાલે રે, કે કઠણુ હૈયું કીધું. ૬

પદ ૨૨૪૯ મું.

પીયા મળવાંને કાજે રે, થઇ છુ દીવાની,
વ્રહ અગ્નિ વ્યાપી રે, કે કેમ કરી રહે છાની. ૧
ગૃહમાં જપ નાવે રે, કે આતુર થઈને ફરુ,
બાઇ બળવાનુ રે, કે શો ઉપાય કરુ. ૨
પથી એક સદેશો રે, કે કેહેજો પ્રીતમને;
એવી કરવી નહોતી રે, કે ઘાતડલી અમને. ૩
ભેટ્યા વીના ભુધર રે, કે આ તનડુ ટળશે;
મુજને મારીને રે, કે તમને શું મળશે. ૪
જે દહાડાથી ગયા છો રે, કે પીડા તે દીનની,
કુણુ જાણે વાલમ રે, કે વાતલડી મનની. ૫
વ્રહને વશ થઈ છું રે, હવે નથી રેહેવાતું;
બ્રહ્માનન્દ કહે દુખડુ રે, કે કેને નથી કેહેવાતું. ૬

પદ ૨૨૫૦ મું.

કેતો વેલા આવી રે, કે દરશનિયાં દેજો;
કેતો જેમ તેમ કરીને રે, કે તેડાવી લેજો. ૧
જીવાડવા ઇચ્છો રે, તો વાનું એક કરો;
નહીં તો વાલમજી રે, કે જાશે જીવ ખરો. ૨
મુને વ્રહને બાણે રે, ગયા છો મારીને;
કેને આગે જાઈને રે, કહું પોકારીને. ૩
એ પીડાની વાતુ રે, સસારથી ન્યારી છે*;
ઓષડ† ન લાગે રે, કે વેદના ભારી છે‡. ૪

* "રે" પાઠ પ્રથમ આવૃત્તિમા છે † "ઉખધ" એવો પાઠાતર છે ‡ "રે" એવો પાઠ પ્રથમ આવૃત્તિમા છે

વિરહી જનની પીડા રે, વિરહી જન જાણે રે;
કે જાણે મેરમ રે, મારી જેને બાણે રે. ૫
જેણે બાણુ જ માર્યું રે, તેથી પીડા ટળશે;
બ્રહ્માનંદ તો જીવે રે, જો વાલમજી મળશે. ૬

પદ ૨૨૫૧ મું.

જો કોઇ વધાઇ રે, દીયે મારા નાવતણી;
તો જાણુ જીવાડી રે, કે દીધી મોજ ઘણી. ૧
પીયા મળવાને કાજે રે, કે અતર આતુરતા;
આ આંખે દેખુ રે, કેદી લટકાં કરતા. ૨
દુખડાંની ઝાળે રે, કે બાહેર માહીં બાળી;
તે જાણે સાંઇયાં રે, કે નારી બ્રેહવાળી. ૩
જેવી બ્રહની પીડા રે, તેવી નહી ભાલાની;
સાંભરતાં સાલે રે, કે વાતડી વહાલાની. ૪
જડી બુટ્ટી કે એલમ રે, તેથી નવ ફેર પડે;
પ્રીતમની પીડા રે, કે દીન ને રેણુ નડે. ૫
બ્રહ્માનન્દ કહે વેદના રે, કે અદકી તીર થકી;
જાણે મીનને નાંખ્યું રે, કે છેટે નીર થકી. ૬

પદ ૨૨૫૨ મું.

જેમ ચદ વીનાનો રે, ચકોર દુઃખી મનમાં;
ફરે દરદનો માર્યો રે, કે વ્યાકુલ વનવનમાં. ૧
એમ બ્રહની પીડા રે, કે જેને ઉર વ્યાપે;
તનડાને બાળે રે, કાળજડુ કાપે. ૨
બીજું કાંઇ દીલમાં રે, કે ગોઠે નહીં તેને,
પ્રીતમ પરદેશે રે, કે બ્રહ વાધ્યો જેને. ૩
વિજોગની વેધી રે, કે જીવે કેઈ રીતે;
ચિત્તડું ચોરાણું રે, કે ગિરિધરને ગીતે. ૪
બ્રહવતી નારી રે, કહે કેને વાતડલી;
અબળા એકલડી રે, જાયે કેમ રાતડલી. ૫
રોકી કેમ કરી રાખુ રે, નેણુંનાં પાણીને;
બ્રહ્માનન્દનો વહાલો રે, નાવ્યા શું જાણીને. ૬

પદ ૨૨૫૩ મું—રાગ ગરબી.

વહાલા અમ સાથે રે, અલબેલ આંટી રાખો છો;
તમે વઢવા જેવાં વેણુ, દૂરે રહી દાખો છો. ૧

વારી બીજે ઘર બલવંત, પ્રગટ બીરાજો છો;
ક્હાના આવતાં અમ પાસ, શાને લાજો છો. ૨
વહાલા પેહેલાં હરીયા પ્રાણ, પ્રીત લગાડીને;
પછે મેલ્યાં તમે માવ, ડાબાં પાડીને. ૩
તમે અણજાણ્યાંને સાથ, જોરે જોરે બોલો છો;
વીન તેડ્યા તેની કેડ, ડાહ્યા ડોલો છો. ૪
વળી શીખ્યા જાદુ શ્યામ, મનડુ હરવાનું;
તમને લક્ષણ પડીયું લાલ, પર ઘર ફરવાનું. ૫
વારી બ્રહ્માનન્દના નાથ, મનડે ભાવો છો;
વહાલા છેટે રહીને શ્યામ, શું લલચાવો છો. ૬

પદ ૨૨૫૪ મું.

તમે કામણગારા ક્હાન, કામણ જાણો છો,
રુડી મોરલડોની તાન, ચિત્તડા તાણો છો. ૧
બીજે છોગા મેલી છેલ, નિત્ય પધારો છો,
અમને છેટે રહીને શીદ, મેહેણાં મારો છો ૨
વારી કોઇને ઘેર જાઈ નાથ, ખાંતે ખેલો છો;
વહાલા નવા કરો છો નેહ, જુનાને મેલો છો. ૩
તમે પાડોશણને પાસ, નીશ દિન રહોછોજી;
આવી અમ આગે અલબેલ, કુડુ કુડુ કહોછોજી. ૪
જાણ્યાં જાણ્યાં તમારાં કામ, જાદુગારાજી;
તમે ધૂત્યું ગોકુળ ગામ, છો ધૂતારાજી. ૫
આવા મુંઘા થયા છો માવ, અમ ઘર આવતાં;
બ્રહ્માનન્દ કહે બીજા કેડ, ડોલો ગાવંતાં. ૬

પદ ૨૨૫૫ મું.

તમે શું સમજીને શ્યામ, આડા આવો છો,
વારી એકલડાં વનમાંહીં, શીદ બોલાવો છો. ૧
મારે માથે મહીનો માટ, જો જો ફોડતા,
તમે નીશ દિન નવરા નાથ, ડોલો દોડતા. ૨
આવી બાઝો મા અલબેલ, વાટે વેહેતાને;
વહાલા ઝાઝી થઈ છે વાર, અમને સહેતાને. ૩
જ્યારે મુખડાંની મહારાજ, ગાળ્યો સાંભળશો,
ત્યારે સમજીને તતકાળ, વહાલમજી વળશો. ૪

તમે સુધા થયા છો છેલ, હમણા શ્યામળીયા;
વહાલા છળ કરવા અમ સાથ, શીખ્યા છો છળીયા. ૫
માનો બ્રહ્માનન્દના નાથ, એમાં નહી સારૂ;
તમે ખાઈને થયા છો ખુબ, મહી માંખણ મારૂ. ૬

પદ ૨૨૫૬ મું.

ઓરા આવોને નંદજીના લાલ, કાંઈ* કેહેવુ છે;
મારે એકાંતે તમ પાસ, રસીયા રેહેવું છે. ૧
તમે લટકે વજાડી વેણુ, મનડું મ્હોવાને;
સુણી આવી છુ અલબેલ, મુખડું જોવાને. ૨
મુને લાગે છે પ્યારી લાલ, મુખની વાતલડી;
તમને મળવા કારણ માવ, હરખે છાતલડી. ૩
વાહલા તમ વાના ત્રિભુવનરાય, પળ નથી રેહેવાતું;
તમે છેટે રહો છો શ્યામ, તે દુઃખ નથી સેહેવાતું. ૪
મારૂ મન લોભાણુ માવ, માને નહીં બીજે;
કહાના આવોને એકાંત, ગોઠડલી કીજે. ૫
વારી બ્રહ્માનન્દના નાથ, દુખડાં કાપોને;
વહાલા મેર કરીને મોરાર, દરશન આપોને. ૬

## વ્રહમંગળ.

પદ ૨૨૫૭ મું.

જાકા પીયા પરદેશ, દુખી સોઈ કામની;
ભોજન દીન નહી ભાય, નીંદ નહીં જામની. ૧
પ્રીતમ વસે વિદેશ, સંદેશ ન આવહી;
ગૃહમે રહ્યો ન જાય, વ્રહ સતાવહી. ૨
પીયા વીના ખાલી સેજ, કલેજા જરત હે;
વ્રહકી દાઝી નાર, પોકારા કરત હે. ૩
બેઠ અટારી ગોખ, પીયા પથ હેરહી;
નાખત નીપટ નીસાશ, નેણુ ઝર લે રહી. ૪
પીયાકો પથ નિહાર, જખી ભઈ અખીયાં;
કહા કહીયે વીધી તોય, ન દીની પખીયાં. ૫

* "કાઇક" ઇતિ પાઠાંતર

પીયા મુખ હાસ વિલાસ, સભારુ મેં બતીયાં;
હો રહી વજ્ર સમાન, ફુટત નહી છતીયાં. ૬
જીયા પીયાકે પાસ, રહા નહી અંતરા;
ફેર દરશનકી આશ, રહા હે પંજરા. ૭
મેરમ ગ્રેહકો બાન, ગયે હે લગાયકે;
જીવત બ્રહ્માનન્દ, મીલેગે આયકે. ૮

પદ ૨૨૫૮ મું.

ઇસ કપટીકી બાત, ન જાણી મોરથી;
મોકું દઇ વીસાર, વીલબે ઓરથી. ૧
કહુવેકી મુખ ઓર, કરનકી દૂસરી,
યા જેસા જગ માહી, ન દેખ્યા દૂનરી. ૨
હમકુ ગ્રહવસ મેલ, ગયે વીલબાઇકે;
કોઉકે વસ હોય, રહે હે જાઇકે. ૩
કોસે કરત હે હાસ, કોસે ઉદાસ હે;
કૌકુ પરહરી દૂર, રહત કૌકી પાસ હે. ૪
જેતી યાકી બાત, ગાત સબ જાણીયો,
જો રખો જીવનકી આશ, તો કોઉ મત માનીયો. ૫
હમ ઉર દે ગયે દાઝ, બુઝાવન અન્યકો;
કોઉકુ જડત ન પાર, સો યાકે મનકો. ૬
બકી યાકી બાત, ન આવત વિચારમે;
જાકુ સમજ પરત, સો નહી રહત સસારમે. ૭
કયા હમ યાકો લીન, ઓરને કયા દીયો;
બ્રહ્માનન્દ વિચાર કરન, યાકો હીયો. ૮

પદ ૨૨૫૯ મું.

પીયા મીલનકે કાજ, ભઈ હું બાવરી;
ગ્રહમે જપ ન હોય, ફીરત હું ઉતાવરી. ૧
પથી એક સંદેશ, કહીયો મેરે પીવકું,
અરસપરસ બીન અગ, જંપ નહી જીવકુ. ૨
જા દીન ગયા હો વીછોહ, પીર તા દીવસકી;
અબ તો રહ્યો ન જાય, ભઇ હે અવસકી. ૩
કે આઇયો પ્રીતમ વેગ કે, કેડ હમ લીજીયો;
જો જીવાયે ચાહો તો, એક વીધી કીજીયો. ૪

મેરમ વ્રહકો બાન, ગયે હો મારકે;
ફીરકે આગે જાય, કહું પોકારકે. ૫
યા પીડાકી બાત, જગતસે ન્યારીયાં;
એલમ મઅરુ(?)આશ, દાહ ટળત નહી ટારીયાં. ૬
વિરહી જન દીલકી પીર, વિરહીજન જાન હે;
કે જાનેગા સોય, મારાં જેને બાન હે. ૭
જીન માર્યા હે તીર, મીટેગા ઓઇસે;
જીવત બ્રહ્માનંદ, પીયા મુખ જોઇસે. ૮

પદ ૨૨૬૦ મું.

જો કોઉ દેવત આઈ, વધાઇ પીવકી;
તો જાણું ઉન દીન, મોજ મોય જીવકી. ૧
પીયા મીલનકે કાજ, હોત દીલ વેદના;
કે જાનત કિરતાર, કે કો વિરહી જના. ૨
જેસી વ્રહકી પીર, તેસી નહી તીરકી;
નહીં ઓષધસે ટરન, હરન ઉર ધીરકી. ૩
વ્રહીકે દીલકી પીર, મીટે નહી કોઈસે;
જૈસે દરદી મીન, વિછોયો તોયસે. ૪
જ્યું ચકોર બીન ચંદ, દુઃખી દીલ બોત હે;
એસી વ્રહીકે ઉર, વ્યથા નિત્ય હોત હે. ૫
ઓર કછુ દીલ માંહીં, ન ભાવત પીવના;
જાકે વ્રહકી પીર, સો કેસા જીવના. ૬
વ્રહવત હો રહી નાર, પોકારા કર રહી;
સખી કયા મેરી તકસીર, પીયે સુધ ના લહી. ૭
રહીએ કીસ વીધ રોક, નેનકે નીરકુ;
બ્રહ્માનદ કહે મીત, હરો દીલ પીરકુ. ૮

પદ ૨૨૬૧ મું.

પીયા સબ જગ આધાર, પાર પચ કોસતી;*
વ્યાપીક પીંડ બ્રહ્માંડ, તાસે મેરી દોસતી. ૧
સબકા દ્રષ્ટા સોઇ, રહ્યા મેરી દષ્ટમેં;
સો નર તનકું ધાર, ફીરત હે સષ્ટમેં. ૨
સો વીચરત સ્વે શોખ, અનોખી રીતહે;
તા પ્રીતમકે સાથ, સો મેરી પ્રીતહે. ૩

* પાંચ કોષથી પર

મેહેરમ મેરા સોઇ, સો પીયેરા જીવહે;*
સો આવત જાવત નાય, સો સભર સદૈવહે. ૪
મે પ્રીતમકે માંહ્ય, પીયા મોય ભીતરે;
અરસ પરસ એક તાર, રહ્યા હે સ્વતંતરે. ૫
પ્યારા જગ ભરપૂર, ન્યારા રાખન હે નહી;
સુંદર સો છબી નીરખ કે, રસ બસ હો રહી. ૬
દીલકી જાણુન હાર, રહા દીલમાંઇયા;
સો સમરથકે સંગ, મે લગન લગાઇયાં. ૭
નૌતમ સુંદર શ્યામ, મનુજ તન ધારીયાં;
તાપર બ્રહ્માનન્દ, જાત બલિહારીયાં. ૮

પદ ૨૨૬૨ મું.

પ્રીતમ પરમ દયાળ, દયાકી કયા કહું;
જેસે હે તેસે જાન, મગન મનમે રહું. ૧
નિરાધાર નિરપક્ષ, પાર ગુણાતીતકે;
સો ભયે પ્રગટ પ્રમાન, સો કારણ દીનકે. ૨
કૌ વીધી કહ્યા ન જાય, કે ભીતર બાહરી;
સો સંતનકે કાજ, ભયે જગ જાહરી. ૩
તાસે મેરી તાન, વાહીસેં આસકી;
સબ વીધી હર હે પીર, સો અપને દાસકી. ૪
તા બીન દેખે પીર, દેખે દીલ ચેન હે;
નટવર સુંદર શ્યામ, સો સુખ કો એનહે. ૫
લગી રહી દીન રેન, રટન દીલ રામકી;
એક ટેક ઉરમાંહી, પ્રગટ પીયા નામકી. ૬
પ્રગટ હરિ પ્રતાપ, તાપ તન સબ ટળ્યા;
જાકું ગાવત વેદ, સો તન ધરકે મળ્યા. ૭
ગાવત બ્રહ્માનન્દ, પરમ આન્દસે;
મેહેર કરી ગુરુરાય, છૂટાયે ફંદસે. ૮

પદ ૨૨૬૩ મું.

સાદ્રસ ચરણુ સરોજ, રુચીત ઉર્ધ્વ રેખ હે;
જન મન ભમર લોભાય, થકીત ભયે દેખ હે. ૧

---

* આ અર્ધ કડીનો અર્થ સ્પષ્ટ જણાતો નથી ને બીજી હસ્તલિખિત પ્રતમા જોતા તે આ પ્રમાણે છે:—"સોંપીયે રાજીવ હે"

અતિ શોભિત પદ પીઠ, અનોપમ આંગુલી;
શોભિત નખ દ્યુતિ જાન, પક્તિ શશી મડળી. ૨
શોભિત પીંડી સોય, જાનુ ઉર શોભીતા,
દૃઢ હરિજન ધર ધ્યાન, અધિક મન લોભીતા. ૩
જેહી નાભીકે મધ્ય, વિધિકી ઉત્પતી;
ત્વંદ* ત્રિવલીસે જુકત, અધીક મન શોભતી. ૪
ઉર વિશાલ ઉત્તંગ, ભુજા આજાન હે;
તન તમાલસેં સરસ, ધરત જન ધ્યાન હે. ૫
કંબુ સાદસ કંઠ, અધીક ગતી વદનકી;
અધર દંત દ્યુતિ દેખ, લજીત છબી મદનકી. ૬
નાસા ગતિ શીખ દીપ, અનોપમ ઓપતી;
સુભગ શ્રવણુ તીલ શ્યામ, આરાધત જેહી શ્રુતિ. ૭
અરુણુ કમલ સમ નેન, છબી શુભ હુલસી;
નિશ દીન મૂર્તિ નાથ, બ્રહ્માનંદ ઉર વસી. ૮

પદ ૨૨૬૪ મું.

ધન ધન સંત સુજાન, રહે સમ રામમેં;
અહો નિશ વૃત્તિ અખંડ, રહે સર્વ જામમે. ૧
કામ ક્રોધ મદ લોભ, ક્ષોભ જ્યાકે ગયે;
લટ ભમરીકી રીત, કે તદવત હો રહે. ૨
ચરણુસેં આસક્ત, વિરક્ત જગ ફંદસે;
સુરત હરિકે સગ, અગ આનન્દસેં. ૩
પ્રગટ હરિસે પ્રિત, અખડિત અતરે;
દેહ ગેહ ધન દાર, કબૂ ના ચિત્ત ધરે. ૪
જયું ચકોરકી લગન, લગી રહે ચદમેં;
યું હરિસે એક તાન, ધ્યાન આનંદમેં. ૫
અષ્ટ સિદ્ધ નવ નિદ્ધ,† જ્યાકે નિરમાલ હે;
નહિ જગકી મન શક, નિઃશક નિહાલ હે. ૬
સચરાચર સબ માંહીં, જોયે જે સાંઇયાં;
ઓત પોત‡ એક તાર, પીયા ગલ બાંઇયાં. ૭
ભક્તિ ભક્ત ભગવંત, રહ્યા નહી અતરા;
વાકું બ્રહ્માનન્દ, સ્વરૂપ સ્વતંતરા. ૮

---

* પેટ. † "અષ્ટ સિધ નવ નિધ" ઇતિ પાઠાતર. આઠે સિદ્ધિયો અને નવે નિધિયો.
‡ ઓતપ્રોત.

## બાર મહીના.

### પદ ૨૨૬૫ મું–રાગ ધનાશ્રી.

સખી આવ્યો માસ અસાડ, ચમકી વીજડલી રે;
સખી કેમ કરી રાખું ગાઢ, ખાલી સેજડલી રે. ૧
સખી મધુરા બોલે મોર, અબર ગાજે છે રે;
સખી નાવ્યા નંદકિશોર, અંતર દાઝે છે રે. ૨
સખી કેમ કરી રાખું ધીર, વીરહ વેધાણી રે;
સખી જોને બળભદ્ર વીર, પીર નવ જાણી રે. ૩
સખી નીર ભરાય છે નેણુ, ઘણું હું વારુ રે;
સખી બ્રહ્માનન્દનો સેણુ, મળે તો સારુ રે. ૪

### પદ ૨૨૬૬ મું.

સખી શ્રાવણુ માસે શ્યામ, ગયા મુને મેલી રે;
સખી જોને વૃક્ષે જામ, વીલખી વેલી રે. ૧
સખી પ્રીતમ મળવા કાજ, નદીયાં ચાલી રે;
જોને આ રતમાં વ્રજરાજ, ન આવ્યા આલી રે. ૨
સખી મધુરો વરસે મેહ, દાદુર બોલે રે,
સખી તેમ તેમ દાઝે દેહ, અંતર ડોલે રે. ૩
સખી હિયડુ નહિ રહે હાથ, શી પેર થાશે રે;
સખી બ્રહ્માનન્દનો નાથ, મળે* દુઃખ જાશે રે. ૪

### પદ ૨૨૬૭ મું.

સખી ભાદરવે ભરપૂર, ઘટા ઘેઘુબી રે;
સખી નીત નીત અધીકે નુર, લતા લેલુંબી રે. ૧
સખી વાદળ વિચિત્ર બનાવ, મેઉલો ગરજે રે;
સખી નાવ્યા નટવર નાવ, વિરહ કુંણુ વરજે રે. ૨
સખી પાકી ખેડ પ્રસન્ન, થયા મન હાળી રે;
સખી તાપે દાઝે તન, નાવ્યા વનમાળી રે. ૩
સખી અતીશે પીડે કામ, દીલ સતાવી રે;
વહાલા બ્રહ્માનન્દના શ્યામ, મળોને આવી રે. ૪

### પદ ૨૨૬૮ મું.

સખી આવ્યો આસો માસ, કમોદણી ફૂલી રે;
સખી નવપલ્લવ ચહુ પાસ, લતા રહી ઝૂલી રે. ૧

---

* પ્ર. આ. "મળ્યા" પાઠ છે, પણ આ વધારે યોગ્ય લાગવાથી અહીં દાખલ ક્યા છે

સખી પંથી ચાલ્યા પથ, પૃથ્વી સુકાણી રે;
સખી હજી ન આવ્યા કંથ, રહ્યા શું જાણી રે. ૨
સખી આવી શરદ ઉમગ, વૃષા ઋતુ વીતી રે;
સખી નાવલીયે નવરંગ, ખબર નવ લીતી રે. ૩
સખી મેઘ ગયા નીજ ધામ, શીતળ વા વાયા રે;
સખી બ્રહ્માનન્દનો શ્યામ, કહો કેમ નાવ્યા રે. ૪

પદ ૨૨૬૯ મું.

સખી કારતક મહીને આશ, હુતી મળવાની રે;
સખી ભૂલ્યા કુબજા પાસ, સુધ વળવાની રે. ૧
સખી કરવા પીયા સંગ શોખ, ઘણું હું ધાંખી રે;
સખી બેસ અટારી ગોખ, ખોઈ મે આંખી રે. ૨
સખી લેવા પાછો માલ, ફરે વેપારી રે;
સખી મુને તો નંદલાલ, મેલી વીસારી રે. ૩
સખી ઘર ઘર આનંદ એમ, આવી દીવાળી રે;
સખી કહે બ્રહ્માનન્દ કેમ, નાવ્યા વનમાળી રે. ૪

પદ ૨૨૭૦ મું.

સખી માગસર આવ્યો માવ, રહ્યા કેમ બેશી રે,
સખી આ રત નારી નાવ, ન્હાયે જળ પેશી રે. ૧
સખી ચમકી જોને ટાઢ, ઉત્તર વા વાયા રે;
સખી મુજપર રાખી દાઢ, કેણે વળવાયા રે. ૨
સખી જેમ જેમ વાજે† શીત, તેમ તેમ દાઝું રે;
સખી પીયા વીના આતુર ચિત્ત, કહું શું ઝાઝું રે. ૩
સખી મારી ગયા મહુ બાણુ, તેને તન ઢળશે રે;
સખી બ્રહ્માનન્દનો પ્રાણ–, જીવન કેદી મળશે રે. ૪

પદ ૨૨૭૧ મું.

સખી પોષ મહીને પીવ, ન આવ્યા એની રે;
સખી જપ ન થાયે જીવ, કે રટના એની રે. ૧
સખી વીતી ઋતુ હેમંત, શીશીર ચડી આવી રે;
સખી કામણુગારે કંથ, મુને વીસરાવી રે. ૨
સખો આ રત ભુણુ ભોયંગ, ન જાયે મેલી રે;
સખી તે રત છાંડી સંગ, ગયા સાહેલી રે. ૩

* દાણે ભોળવીને રોકી રાખ્યા. † "વાધે" ઇાત પાઠાતર.

સખી જેમ જેમ વાજે શીત, વિરહ તેમ તાણે રે;
સખી બ્રહ્માનન્દનો મીત, નાવ્યા એ ટાંણે રે. ૪

પદ ૨૨૭૨ મું.

સખી માહ મહીને મનમાંહીં, કે ધખના* લાગી રે;
સખી નાવ્યા જાદવરાય, કે સેજ સોહાગી રે. ૧
સખી ચડ ચડ મેડી માળ, કે બેસું બારી રે;
સખી પથ નિહાળ નિહાળ, કે હું તો હારી રે. ૨
સખી પાંચમ વાધી પ્રીત, રહ્યો રંગ છાઈ રે;
સખી ઘર ઘર મંગળ ગીત, વસત વધાઇ રે. ૩
સખી કરી કરી કલ્પાંત, કે સૂકી કાયા રે;
સખી બ્રહ્માનન્દને કંથ, ઉતારી માયા રે. ૪

પદ ૨૨૭૩ મું.

સખી ફાગણુ મહીને ફાગ, ખેલે નરનારી રે;
સખી અતર મારે આગ, નાવ્યા મોરારી રે. ૧
સખી આનંદ ચરચે અંગ, કે કેશર ઘોળી રે;
સખી પ્રીતમ પ્યારી સગ, કે ખેલે હોળી રે. ૨
સખી વિણા† મૃદગ વજાય, વસત આલાપે રે;
સખી પાસે નહી જદુરાય, વિરહ સતાપે રે. ૩
સખી કામે કરી ઠરી રીશ, ઘાયલ મુને કીધી રે;
સખી બ્રહ્માનન્દને ઈશ, ખબર નહીં લીધી રે. ૪

પદ ૨૨૭૪ મું.

સખી ચૈતર મહીને ચિત્ત, કે ધાંખે મળવા રે;
સખી કુબજાએ બાંધી પ્રીત, ન દીધા વળવા રે. ૧
સખી નવ પલ્લવ વનરાય, કે ફુલી ફાલી રે;
સખી હું સૂકી ગ્રહમાંહ્ય, સેજલડી ખાલી રે. ૨
સખી સુંદર શ્યામ સંગાથ, ભણાતાં ભોગી રે;
સખી નિર્દય મારે નાથ, કીધાં હવે જોગી રે. ૩
સખી જોષી નીત નીત જોષ, જોઇ જોઇ હાર્યા રે;
કહે બ્રહ્માનન્દ શે દોષ, પીયુ ન પધાર્યા રે. ૪

પદ ૨૨૭૫ મું.

સખી વૈશાખે બળ વીર, કે નાવ્યા સજની રે;
સખી દીલ થાય છે દિલગીર, દિવસ ને રજની રે. ૧

---

* ઝખના † "વેંણા" એવો પાઠ પ્ર. આ મા હતો.

સખી વીતી ઋતુ વસંત, ગ્રીષ્મ ઘેરાણી રે;
સખી કોયલ શબ્દ કરંત, મધુરી વાણી રે. ૨
સખી શોભીત સુગંધ અપાર, ફુલી ફુલવાડી રે;
સખી ભમર કરી ગુંજાર, કે દઝવે દાડી રે. ૩
સખી બેઠી સેજ બનાવ, ચંપા કેરી કળીયે રે;
સખી બ્રહ્માનન્દનો નાવ, મળે તો મળીયે રે.* ૪

પદ ૨૨૭૬ મું.

સખી જેઠ મહીને ઝાળ, કે વ્રહની વાધી રે;
સખી નાવ્યા દીનદયાળ, થઇ તન આધી રે. ૧
સખી વાયે લૂ† વિપરીત, બાહેર માંહીં બાળી રે;
સખી જીવાશે કેઈ રીત, વીના વનમાળી રે. ૨
સખી સમરુ સાસોસ્વાસ,‡ મહા દુઃખ પામી રે;
સખી થઈ ગયા બારે માસ, ન આવ્યા સ્વામી રે. ૩
સખી બેઠી મારગ જોઈ, વિરહ તન છાયો રે;
સખી બ્રહ્માનન્દ કહે કોઈ, સંદેશોય નાયો§ રે. ૪

પદ ૨૨૭૭ મું.

સખી અધિક મહીને આશ, કે પૂરી વહાલે રે;
સખી તનની સરવે ત્રાસ, ટાળી નંદલાલે રે. ૧
સખી આપ્યો અતી આનંદ, વાન વધાર્યો રે;
સખી ગુણવંતે ગોવિંદ, કે જનમ સુધાર્યો રે. ૨
સખી પૂરી સરવે હામ, કે ભુજ બળ ભીડી રે;
સખી કીધી પૂરણ કામ, કે દીધી બીડી રે. ૩
સખી છેલ છબીલા સાથ, ખાંતે ખેલું રે;
હવે બ્રહ્માનન્દના નાથ, પલક નહી મેલું રે. ૪

પદ ૨૨૭૮ મું–રાગ ભૈરવ.

પ્રાણ સનેહી ઘરું આવો, અબ પીયરા, હીયરા ધીર ધરત નહી મેરા. પ્રા૦ ટેક.
દરસ વિના દિલ દાહ ન બુઝત, નહી સૂજત કછુ કાજ અનેરા. પ્રા૦ ૧
રસિક પિયા ઘનશ્યામ મનોહર, રજની દિવસ રહો દગનેરા. પ્રા૦ ૨
ચાતક નિરંતર ચિત્તમેં, તલખત નામ રટત હરિ તેરા. પ્રા૦ ૩
બ્રહ્માનન્દ ઉર નેહ વધારન, ભવજલ તારન હો તુમ બેરા.|| પ્રા૦ ૪

* "હળીયે રે" ઇતિ પાઠાંતર. † "વાજે લુ" પ્રથમ આવૃત્તિમા પાઠ છે. ‡ શ્વાસોશ્વાસ.
§ નાવ્યો રે. || નાવ.

પદ ૨૨૭૯ મું.

છેલ ચતુર ઘનશ્યામ સનેહી, પ્રાણજીવન મેરે ભુવન પધારો. છે૦ ટેક.
દૂર રહે દુઃખ હોત હે પ્રીતમ, નિકટ આય તન તાપ નિવારો. છે૦ ૧
દીનબંધુ સુખસિન્ધુ સાંવરે, અશરણશરણ હે નામ તુમારો. છે૦ ૨
ખાન પાન ધન ધામ ધરાદિક, તુમ બીન સર્વે સુખ લગત નકારો છે૦ ૩
બ્રહ્માનન્દ કહત હરિ મેરો, દરશ પરસ કરી જનમ સુધારો. છે૦ ૪

પદ ૨૨૮૦ મું.

શ્યામ ચતુર બ્રજરાજ પધારો, તુમ બીન વિરહ અગ્નિ તન તાવે. શ્યા૦ ટેક.
ઝખી ભઈ હેરત પંથ અખીયાં, ભોજન પાન કછુ નવ ભાવે. શ્યા૦ ૧
મીલન કાજ તલખત મન મેરા, બીન દેખે અતિશય અકલાવે. શ્યા૦ ૨
જ્યું મચ્છી જલસે હોય ન્યારી, પયહુસે કછુ શાંતિ ન પાવે. શ્યા૦ ૩
બ્રહ્માનદ કહત હરિ તુમ બિન, અતરકો દુઃખ કોન મીટાવે શ્યા૦ ૪

પદ ૨૨૮૧ મું.

સુખ સાગર ઘનશ્યામ છબીલે, તુંમ જીયકે સાચે હિતકારી. સુ૦ ટેક.
શરણ આયેકી હોત સહાઈ, ભવસંકટ મેટણ ભયભારી. સુ૦ ૧
નિજ જનકે ગુનકે તુમ ગ્રાહક, ઔગુન સબ બિધિ દેત બિસારી. સુ૦ ૨
જઠર અગ્નિસે જતન કીયે તુમ, આજહુ અન જલ દેત સમ્રારી. સુ૦ ૩
પ્રાનપીયા તેરી કરુણાકે પર, બ્રહ્માનદ જાત બલિહારી. સુ૦ ૪

પદ ૨૨૮૨ મું—રાગ ધનાશ્રી.

પીયા ન જાનત પીરવે, પીયા ન જાનત પીરવે. ટેક.
મે ધરુગી કીસ વીધ ધીરવે. પી૦ ૧
એહી લાલકે કારન સજની, લીના હાલ ફકીરવે. પી૦ ૨
પીર પીર વશ કરત પોકારા, દરસ વીના દલગીરવે. પી૦ ૩
એહી બીન સુખ એસો સજની, જ્યું મછલી બીન નીરવે. પી૦ ૪
બ્રહ્માનદ દરદ ગ્રેહીકે, લગ્યા કલેજે તીરવે. પી૦ ૫

પદ ૨૨૮૩ મું.

નેનુ પીયા વદનકી પ્યાસી, નેનુ પીયા વદનકી પ્યાસી. ટેક.
હાંરે મોયે કબ મીલ હો અવિનાશી. ને૦ ૧
યા નેનું તલફત રહત નિરંતર, અંતર હોત ઉદાસી. ને૦ ૨
ઘરી રહ્યો નહી જાત એહી બીન, પ્રેમ પરી ગળે ફાંસી. ને૦ ૩
ફીરત બેહાલ પરત નાંહી કલ, જુગ તુલ્ય પલ એક જાશી. ને૦ ૪
બ્રહ્માનંદ હોત તબહી સુખ, હસી મુખ શ્યામ બોલાશી. ને૦ ૫

### પદ ૨૨૮૪ મું–રાગ સારંગ.

ઉધો ઇતની કહીયો શ્યામકું. ઉ૦ ટેક.
મથુરા જાય રહે મનમોહન, ભૂલે ગોકુલ ગામકું. ઉ૦ ૧
હમકું દાહ દીયો ઉર પીતમ, તુમ પાયે આરામકું. ઉ૦ ૨
પંથ નિહાર ભઇ દ્રગ પીરી, રટત તુમારે નામકુ. ઉ૦ ૩
બ્રહ્માનંદ કહે તુમ વીન પીય, નહી ચાહત ધનધામકુ. ઉ૦ ૪

### પદ ૨૨૮૫ મું.

ઉધો કહીયો ઇતની જાય કે. ઉ૦ ટેક.
એક ઓર તેરે* કહાનકું કહીયો, સબહી વીધી સમજાય કે. ઉ૦ ૧
પૂરે દીવસ કરત હે પ્રીતમ, ચરીત્ર તુમારે ગાય કે. ઉ૦ ૨
ચલતી વેર હમારે આગે, તુમ ગયેતે સું† ખાય કે. ઉ૦ ૩
બ્રહ્માનન્દ કહે સુધ ભૂલે, કુબજામે લલચાય કે. ઉ૦ ૪

### પદ ૨૨૮૬ મું.

પ્યારે કહાનકુવર ઘરુ આઇયે. પ્યા૦ ટેક.
બીન દરશન વ્યાકુલ વ્રજવાસી, તન કે તાપ મીટાઇયે. પ્યા૦ ૧
બહુ દીન બીત ગયે બહુનામી, અબ કરુના ઉર લાઇયે. પ્યા૦ ૨
ગોપી ગ્વાલ તુમારે ગીરધર, તેહી તજ દૂર ન જાઇયે. પ્યા૦ ૩
બ્રહ્માનન્દ કહે હરિ હમકુ, વદન દિખાય જીવાઇયે. પ્યા૦ ૪

### પદ ૨૨૮૭ મું.

પ્યારે શ્યામ સુંદર વ્રજ આવના. પ્યા૦ ટેક
અવધ બીત ગઇ અવિનાશી, અબ નહી વિલબ લગાવના. પ્યા૦ ૧
અતરકી તમ સબ વીધી જાનત, તબ કહા પત્ર લખાવના. પ્યા૦ ૨
ગોકુલ આયકે કુજ ગલીનમે, મોરલીકી ટેર સુનાવનાં. પ્યા૦ ૩
બ્રહ્માનંદ કહે હોય અદેસા તો, કુબજાકું સગે લાવના. પ્યા૦ ૪

### પદ ૨૨૮૮ મું–રાગ સારંગ.

બેદરદી મેરા પીયરા, બેદરદી મેરા પીયરા;
બીન દરસ તપત હે હીયરા. બે૦ ટેક.
પીયા પરદેશ સંદેશ ન આવે, સજની મોય કછુ ન સોહાવે;
દીલ દરદ બઢત નીશ દીયરા. બે૦ ૧
વ્રહકી પીર ભઇ ઉર ભારી, ઘર નાહીન કુંજવિહારી;
ઈન કઠીન અજબ ચિત્ત કીયરા. બે૦ ૨

---

* "તેરી" ઇતિ પાઠાતર. † સોગદ.

કીસવીધી પીર રખું યહ છાની, વીન મોહન ભઈ હું દીવાની;
કરી ચટક લટક મન લીયરા. બે૦ ૩
બ્રહ્માનન્દ કહું કહા બતીયાં, પીયરેને ન પઠાઇ પતીયાં;
અબ કીસવીધ રહે મેરા જીયરા. બે૦ ૪

પદ ૨૨૮૯ મું.

કુબજાને જાદુ કીના, કુબજાને જાદુ કીના;
મેરા વાલમ વશ કરી લીના. કુ૦ ટેક.
કામરુ દેશકે ડારે ટુના, વશ કીના શ્યામ સલુના;
ભયે રસબસ વાહી રંગ ભીના. કુ૦ ૧
મથુરા નગરી લગત અતી પ્યારી, ગોકુલકી સુરત વીસારી;
યાને છાના કછુયેક દીના. કુ૦ ૨
સાંજ ભોર જાવત કઉ નાહી, બેઠે વાહી કે ઘર માંહીં;
ભયે જંત્ર મત્ર આધીના. કુ૦ ૩
લોક કહત સબ કુબજા ભોરી, રખે નવલ પ્રીતમકુ ચોરી,
બ્રહ્માનન્દકો નાથ પ્રવીના. કુ૦ ૪

પદ ૨૨૯૦ મું.

સજની અબ કેસે કરીહું, સજની અબ કેસે કરીહું;
બીન શ્યામ અકેલી મેં તો ડરીહું. સ૦ ટેક.
પીયરે કછુ મેર ' ડ ન જાણી, કીની કુબજાકુ પટરાણી;
કહો ધીરજ કીસવીધ ધરી હું. સ૦ ૧
રસીયો ઘર નાહીં વનમાળી, રજની નહી જાવત આલી;
એક વાત કીયે જું ઉવરી* હું. સ૦ ૨
કે તો મોહન આન મીલાવો, નહી તો મોય તહાં લે જાવો;
તાતે† મહુ અગ્નિકરી જરીહું. સ૦ ૩
બ્રહ્માનંદ કહે લાય દે પ્યારી, મેરે મદિર ગિરિવરધારી;
તેરે ચરનનમેં નીત પરી હું. સ૦ ૪

પદ ૨૨૯૧ મું.

પરદેશી પીય ઘરુ આવના, પરદેશી પીય ઘરુ આવના;
મોય હસકે દરસ દેખાવના. ૫૦ ટેક.
મે તેરે ચરન કમલકી ચેરી, સુધ ભૂલે ક્યું તુમ મેરી;
અબ મીલકે કંઠ લગાવના. ૫૦ ૧

---

* એક વાત કરો તો જ હુ ઉગરીશ. † ગરમ

તુમરે હાથ પીયા મેરી દોરી, તુમ ચદ્દા ભઈ મે ચકોરી;
મોસે પલ એક દુર ન જાવના. પ૦ ૨
દરશ વીના દીલ દાહ ન બુઝે, મોય ઓર કછું નહી સુજે;
અબ અધર અમૃત રસ પાવના. પ૦ ૩
બ્રહ્માનંદ કહે શ્યામ સોહાગી, તુમસે લગની મોરી લાગી;
દે દરસપરસ જીવાવના. પ૦ ૪

### પદ ૨૨૯૨ મું-રાગ કાફી.

વાલીડા વેરો કીધો રે, કુંજવિહારી. વા૦
નિરમોહી નાથ તમને તે શું ઘણું કહીએ રે, વિચારી મનમાં રહીએ રે. કુ૦ ૧
નિરમોહી નાથ પેહેલાં તે લાડ લડાવ્યાં, વળતી તો વીસરાવ્યાં રે. કું૦ ૨
નિરમોહી નાથ અમૃત પાઇને મોટા કીધા, વિજોગે વિષ દીધાં રે. કું૦ ૩
નિરમોહી નાથ વેહેલા પધારી દર્શન દેજો, કાં તો તેડાવી લેજો રે. કું૦ ૪
નિરમોહી નાથ બ્રહ્માનન્દની એ છે અરજી, સાંભળજો હોય મરજી રે. કું૦ ૫

### પદ ૨૨૯૩ મું.

વહાલાજી વેહેલા આવો રે, પ્રીતમ પ્યારા. વ૦
પ્રીતમજી પ્યારા તમથી લાગી છે આવી પ્રીતિ, જાણો છો સર્વે રીતિ રે. પ્રી૦ ૧
પ્રીતમજી પ્યારા વાધી છે વ્રહડાંની વેલી, ગયા છો ઉભા મેલી રે. પ્રી૦ ૨
પ્રીતમજી પ્યારા તલખે છે વ્રજ કેરી નારી, ભેટ્યાની આશા ભારી રે. પ્રી૦ ૩
પ્રીતમજી પ્યારા દર્શન દઇને દુઃખ ટાળો, રંગડાની રેલ વાળો રે. પ્રી૦ ૪
પ્રીતમજી પ્યારા બ્રહ્માનંદની અરજી સુણીએ, શું ઝાઝુ તમને ભણીએ રે. પ્રી૦ ૫

### પદ ૨૨૯૪ મું.

જીવનજી તમને જાણ્યા રે, છેલ ગુમાની. જી૦
ગુમાની છેલ પેહેલાં અમૃત રસ પાઈ, ગયા છો તમે વાઈ રે. છે૦ ૧
ગુમાની છેલ મનડાં અમારાં તમે લઇને, બેઠા છો મથુરા જઇને રે. છે૦ ૨
ગુમાની છેલ વ્રહડાની પીડ ન જાણી, ગયા છો મન તાંણી રે. છે૦ ૩
ગુમાની છેલ અમે આવીને તમને વરીયાં, તમે તો છેતરીયાં રે. છે૦ ૪
ગુમાની છેલ બ્રહ્માનન્દના વહાલા લ્હેરી, થયા છો તમે શેહેરી રે. છે૦ ૫

### પદ ૨૨૯૫ મું.

શ્યામળીયા સામું જો જો રે, મથુરાના વાસી. શ્યા૦
શ્યામળીયા વહાલા એ છે જો નગરી ઠગારી, ત્રિભુવનથકી ન્યારી રે. મ૦ ૧
શ્યામળીયા વહાલા ત્યાંના તે લોક નઠારાં, ઉપરથી બોલે સારાં રે. મ૦ ૨

શ્યામળીયા વહાલા મથુરામાં મોહન વેલી, આ કુબજા અલબેલી રે. મ૦ ૩
શ્યામળીયા વહાલા તમને એકાંતે જો જો તેડી, ચઢાવી દેશે મેડી રે. મ૦ ૪
શ્યામળીયા વહાલા બ્રહ્માનંદના સ્વામી કહાના, ચાલી નીકળજો છાનારે. મ૦ ૫

## પદ ૨૨૯૬ મું–રાગ બિહાગ.

બીન પ્રીતમ ચંદા મોય જારે. બી૦
આજ અટા બીચ દેખ અકેલી, નિર્દય મદન કઠિન શર મારે. બી૦ ૧
ભુષણ વસન ભુખસે લાગત, પુલન સેજ અનલ તનુ ધારે. બી૦ ૨
બ્રહ્માનન્દ શ્યામસુંદર બીન, એહી દુઃખ મેરો કોણ નિવારે. બી૦ ૩

## પદ ૨૨૯૭ મું.

કોસે કહું મેરે દીલ કી પીડા. કો૦
વિરહાનલ નિશ દિન મોય તાવત, દૂર વસત મેરી નણદિકો વીરા. કો૦ ૧
આને દોરત ભુવન ભુજંગ જ્યું, કીસવીધ ધાર રહું મે ધીરા. કો૦ ૨
બ્રહ્માનન્દ લગી ઉર રટના, કબ ભેટે પીયા શ્યામ શરીરા. કો૦ ૩

## પદ ૨૨૯૮ મું.

શ્યામ વિયોગ દરદ ઉર ભારી. શ્યા૦
ચોટ લગી મોય કઠીન કલેજે, વૈદ કહા કર દેખત નારી. શ્યા૦ ૧
દીલકે ભીતર પીર સખીરી, ટરત નહી ઓષધઉસે ટારી. શ્યા૦ ૨
બ્રહ્માનન્દ મીટે તબ ચિંતા, જબ ભેટું મોહન વનમાળી. શ્યા૦ ૩

## પદ ૨૨૯૯ મું.

મોય જીવાવત હે એ સ્વપના. મો૦
શ્યામ વિજોગ કઠિન રજનીમે, આનદ મીલાવત હે પીય અપના. મો૦ ૧
મોહન મીલન મનોરથ મન બીચ, દીનમે કાલ એહિ વિધિ કપના. મો૦ ૨
બ્રહ્માનન્દ વિના વનમાળી, વિરહ કરાલ ઝાલસે તપના. મો૦ ૩

## પદ ૨૩૦૦ મું–રાગ સોહિણી મારૂ.

વાલપની વાત, કેહેજો રે ઉધા કહાનને, કહાનનેજી કહાનનેજી કહાનનેજી;
કેહેજો રે ઉધા કહાનને. ટેક.
કુબજાની આગે ઉભા કર જોડી રહો છો;
વહાલારે મૂકી દીધું કેમ માનનેજી. કે૦ ૧
પ્રિતડી લગાડી રે તમને એણીપેરે રાખ્યા;
વહાલા જેમ રાખે બધીવાનનેજી. કે૦ ૨

ભુરકી થકીરે કહાના તમે ભરમાણા;
વારીરે ધન્ય ધન્ય કુબજા કેરાં જ્ઞાનનેજી. કે૦ ૩
બ્રહ્માનન્દના રે વહાલા નવલ સનેહિ કહાના;
ઘોને હવે દરશન કેરાં દાનનેજી. કે૦ ૪

પદ ૨૩૦૧ મું.

તેડીને એકાંત કેહેજો રે ઉધા માવને, માવનેજી માવનેજી માવનેજી;
કેહેજો રે ઉધા માવને. ટેક
મથુરા જાઈને રે તમે કઠણ થયા છો વહાલા રે;
રંકુની સુણુતા નથી રાવનેજી. કે૦ ૧
કોલ દઈને તમે શું કહી ગયાતા કહાના રે;
ધન્ય છે જો તમારા ઠેરાવનેજી. કે૦ ૨
અમે રે આહીરડાં ભોળાં કાંઈ નવ જાણું રે;
વહાલા તમે તો સાચવીયો ભલો દાવનેજી. કે૦ ૩
બ્રહ્માનન્દના રે વહાલા કુબજાના સંગે રહીને રે;
ભજ્યો તે તમે રુડો ભાવનેજી. કે૦ ૪

પદ ૨૩૦૨ મું.

નટવર કહાન હૈડાં કેરા હારછોજી, હારછોજી હારછોજી હારછોજી;
હૈયા કેરા હારછોજી. ટેક.
તમ જેવું રે બીજું કાંઈ નથી વહાલું વહાલા;
કોડીલા નદકુમાર છોજી. હૈ૦ ૧
અધમ ઉદ્ધારણુ તમે પતિતના પાવન;
વહાલા કરુણાતણા ભડાર છોજી. હૈ૦ ૨
અકલ સ્વરૂપ સદા તમે અવિનાશી રે;
વહાલા ત્રીભૂવનના કીરતાર છોજી. હૈ૦ ૩
બ્રહ્માનન્દના રે સ્વામી જનમ સંગાથી;
વહાલા એક તમે આધાર છોજી. હૈ૦ ૪

પદ ૨૩૦૩ મું.

નંદનાલાલ નટવર મારા શ્યામ છો, શ્યામછોજી શ્યામછોજી શ્યામછોજી;
નટવર મારા શ્યામછોજી. ટેક.
અશરણુ શરણુ પતિતના પાવન વહાલા;
રસિક સલુણા સુખ ધામ છોજી. ન૦ ૧

પ્રાણ થકી રે મને પ્યારા તમે છો;
વારી કોમલ પૂરણ કામ છોજી. ન૦ ૨
ત્રિવિધ તાપના ટાલણ છોજી તમે;
ઠરવાનું એક તમે ઠામ છોજી. ન૦ ૩
બ્રહ્માનન્દના રે વહાલા આશ તમારી વારી રે;
દોહ્યલી વેળાના મારે દામ છોજી. ન૦ ૪

### પદ ૨૩૦૪ મું-રાગ સોહણી.

હો સજની મારા વાલમને બતાય. હો૦ ટેક.
વાલમને બતાય લાગુ તારે પાય. હો૦ ૧
હોય જ્યાં બેઠા નંદલાલો, મને તઠે લે હાલો. હો૦ ૨
બીન વાલમ માને નિદ્રા ન આવે, ભોજન કણ વિધિ ભાવે. હો૦ ૩
રાત દિવસ ચાકર હોય રેસાં, હાર હૈયારો દેસાં. હો૦ ૪
બ્રહ્માનન્દરા નાથને મેલો, મારો તો મન ઉણ ભેલો. હો૦ ૫

### પદ ૨૩૦૫ મું.

હો એલી હોશિ કઠે વ્રજરાજ. હો૦ ટેક.
કઠે વ્રજરાજ મેલાવન આજ. હો૦ ૧
ધોય મનોહર પહેરી છે ધોતી, મારી નથડી કેરો મોતિ. હો૦ ૨
આછો શિશ અલૌકિક તોરો, ઉણ વિના જાય દિન દોરો. હો૦ ૩
લટક રહી શિર લાલ કલગી, રસિક પીયો નવરગી. હો૦ ૪
બ્રહ્માનન્દરો નાથ મીલાવે, તો મુંને આજ જીવાવે. હો૦ ૫

### પદ ૨૩૦૬ મું.

હો સાહેબા થાસું લાગી મારી પ્રીત. હો૦ ટેક.
લાગી મારી પ્રિત લોભાણો છે ચિત. હો૦ ૧
લાગી પ્રીત પીયા થાસું મારી, વંકા નવલ વિહારી. હો૦ ૨
ફુલ તણો તોરો તારો જોયો, તણસુ મારો મન મોયો. હો૦ ૩
થારે વિના માને ઘડી ન સુહાવે, ઓલું થારી માને આવે. હો૦ ૪
બ્રહ્માનંદરા નાથ નવિના, આય મીલો રંગ ભીના. હો૦ ૫

### પદ ૨૩૦૭ મું.

હો રસિયા રહોજી મારે ઘેર રાત. હો૦ ટેક.
મારે ઘેર રાત કહો નીકી વાત. હો૦ ૧
વાત ઘણી લાગે માને પ્યારી, ગુણવંતા ગિરિધારી. હો૦ ૨

હું ઉભી મારગ થારો ખોળુ, આવે થારી માંને ઓળું હો૦ ૩
હેત સહિત હસ હાથ ગ્રહીજે, દાન મીલણરો દીજે. હો૦ ૪
બ્રહ્માનન્દરા નાથ પધારો, સાયબા જનમ સુધારો. હો૦ ૫

### પદ ૨૩૦૮ મું–રાગ સોરઠ મલાર.

લાગી સખી સાવન ઝર મતવારી. લા૦
ચહું ઓર બદરીયાં ઝગન, ગરજ હોજી ધુન ભારી. લા૦ ૧
સાવન આયો સબ જગ ભાયો, મોકું ન સોહાવે બીન વનમારી. લા૦ ૨
પાપી જુ બપૈયા મોકું નિશદિન પીડે, પીયુ પીયુ એરી વચન ઉચારી. લા૦ ૩
ઝીની ઝીની બુંદન મેહુલા જું વરસે, વીજરી ચમકે રજની કારી. લા૦ ૪
બ્રહ્માનન્દ દર્શન વિના વ્યાકુલ, પીયા મોરા બેઠા સુરત વીસારી. લા૦ ૫

### પદ ૨૩૦૯ મું.

નાચે સખી શ્યામ પીયા નવરંગી. ના૦ ૧
ઘન ગરજ સુનાવે વરસ, વરસ બદર ઉમંગી. ના૦ ૨
દાદુર મોર બપૈયા બોલે, ભમર મીલિત બોલત જું ભૃગી. ના૦ ૩
સાગર મીલન ચલી મીલ નદીયાં, જલ ઉછલત લેહેર ઉમંગી. ના૦ ૫
કબ દેખુંગી શ્યામ મનોહર, ચટક ચલત અતિ છબી ચંગી. ના૦ ૫
બ્રહ્માનન્દ કેહે કુબજા ઘર, વીલંબ રહે જું તીનકે સંગી. ના૦ ૬

### પદ ૨૩૧૦ મું.

આવો પીયા પ્રીતમ મોહન પ્યારે. આ૦ ૧
ઝર લાગી બદરીયાં બરસત, મેહા ઝીની ઝીની ધારે. આ૦ ૨
આરત દૂર રહેકી નાંહી, સુનીએ જું નદદુલારે. આ૦ ૩
મેઘ ઘટા ચહુ ઓર ઉમગી, મોકુ ન સોહાવે વીરહ તુહારે. આ૦ ૪
ચમકત વીજ ખીજ મોચે આવે, બોલત બપૈયા અતિ તન જારે. આ૦ ૫
બ્રહ્માનન્દ કેહે શ્યામ રંગીલે, વિલબ ન કીજે હોજી વંસીવારે. આ૦ ૬

### પદ ૨૩૧૧ મું.

એહી રત શ્યામ ન આયેરી હેલી. એ૦
ગુણવંત પીયાકું વીચમે, મળી જુ કુંણ અલબેલી. એ૦ ૧
વન હરીયાં ગિરિવર પાંગરીયાં, વીલંબ રહી જું તરુવર વેલી. એ૦ ૨
પહેરે નીલ વસન તન પૃથ્વી, જલ વરસત નદીયાં જું રેલી. એ૦ ૩
મથુરા જાય રહે મનમોહન, વ્રજ જન કેરી મન સુધ મેલી. એ૦ ૪
બ્રહ્માનન્દ નવલ પ્રીતમ બીન, આજ મેં ડરુંરી ભુવન અકેલી. એ૦ ૫

### પદ ૨૩૧૨ મું–રાગ મલાર.

એરી સાંવન આયો હો, અલબેલો હેલી;
પીયા મેરા અજહું ન આયેરી. એ૦ ટેક.
મોરા રાગ મલાર આલાપે, કોકીલ શબ્દ સુનાયેરી. એ૦ ૧
ઘન ગર્જત અતિ બીજરી જું, ચમકે ગગન બદરઉસે છાયેરી. એ૦ ૨
મથુરા મન માની મોહનકે, વ્રજ દીનો વીસરાએરી. એ૦ ૩
બ્રહ્માનન્દ કહે શ્યામ સોહાગી, કુબજા બદન લોભાએરી. એ૦ ૪

### પદ ૨૩૧૩ મું.

ઘન ગર્જત ચહુ દીશ હો, મથુરાકે વાસી;
ગોકુલ પધારો ગિરિધારી રે. ઘ૦ ટેક.
કુબજા સંગ ઉમગ ભરે તમ, વીલબ રહે વનમારી રે. ઘ૦ ૧
જખી ભઇ શ્યામ મેરી અખી, નિસ દિન પથ નિહારી રે. ઘ૦ ૨
તમ કારન મનમોહન પ્યારે, પુલન સેજ સમારી રે. ઘ૦ ૩
બ્રહ્માનન્દ કહે હઠ તજકે, આઇયે જું કુજવિહારી રે. ઘ૦ ૪

### પદ ૨૩૧૪ મું.

તન તાપ બુઝાવો હો, રગ ભીને પ્યારે;
સાંવન ઘન ઝર લાગી રે. ત૦ ટેક.
દર્શન વિના મે ફીરત ઉદાસી, ચાહ મીલન ચિત્ત જાગી રે. ત૦ ૧
કમલ નેન તેરે ચરનન પર, અહોનિશ મેં અનુરાગી રે. ત૦ ૨
જા સંગ વીલંબ રહે મનમોહન, સો કામની બડ ભાગી રે. ત૦ ૩
બ્રહ્માનન્દ કહે અબ આઇએ, સુંદર શ્યામ સોહાગી રે. ત૦ ૪

### પદ ૨૩૧૫ મું.

મત બોલ બપૈયા, હું તોયે બરજત;
સુર તેરો મોય ન સોહાવે રે. મ૦ ટેક.
દાધે અંગકે ઉપર પાપી, કહાંતે લૂણ લગાવે રે. મ૦ ૧
એહી રત ઘર નાંહી વનમાળી, વિરહ અગ્નિ તન તાવે રે. મ૦ ૨
મે જ્યું અકેલી સગ ન સહેલી, ચમકત બીજ ડરાવે રે. મ૦ ૩
બ્રહ્માનદ શ્યામસુંદર બીન, એહી દુઃખ કોન મીટાવે રે. મ૦ ૪

### પદ ૨૩૧૬ મું–રાગ સોરઠ.

સુણો સુંદર શ્યામ, એમ ન ઘટે તમને હો દીનાનાથજી;
મારા પ્રાણુ આધાર, જેમ રાખો તેમ રહીએ વચનને સાથજી. ટેક.

અમે તમ સારુ સહ્યાં મેણાં, વાલમ મુખ સુણવાને વેણાં;
મારા નાથ તૃપત ન કર્યાં નેણાં. સું૦ ૧
હાંરે આવી પ્રીત કરી શાને આગે, દુધ દેખાડીને મારી રહ્યા ડાંગે;
પછી તેને તે કેવુ લાગે. સું૦ ૨
અમે લોકલાજ કુળની લોપી, અમે ગીરધરના કહાવ્યા ગોપી;
અમે તમ કારણ પેહેરી ટોપી. સું૦ ૩
તમને દયા આવે તો દરશન દેજો, નહિ તો અખંડ અંતરમાં રેહેજો;
એમ શ્રીરંગના સ્વામીને કેહેજો. સું૦ ૪

પદ ૨૩૧૭ મું–રાગ પરજ.

શું કહીએ વાલમ તમને રે શું કહીએ. શું૦ ટેક.
પહેલીવેહેલી રે વાહાલા પ્રીત કરીને, વીસારી મેલ્યાં હવે અમને રે. શું૦ ૧
બીજે તમારુ વાહાલા મનડુ લોભાણું, સાચુ કહીયે છૈયે ખાઇ સમને રે. શું૦ ૨
તમ રે વિના મારા નવલ સનેહી, કુણ જાણે છે બીજું મરમને રે. શું૦ ૩
બ્રહ્માનન્દ કહે છેટે રેહેવું, એમ ઘટે નહી મેરમને રે. શું૦ ૪

પદ ૨૩૧૮ મું.

પેહેલી પ્રીતડી લગાડી એમ ન કરીએ રે. પે૦ ટેક.
શોકડલીનું સુખડું દેખી, અંતરમાં દાઝી મરીયે રે પે૦ ૧
અમથકી તો તમે છેટે ફરો છો, કહોને કઇપેરે ઠરીયેરે. પે૦ ૨
તમ રે વીનારે મારા નાથ રંગીલા, ધીરજ કેમ કરી ધરીયેરે. પે૦ ૩
બ્રહ્માનંદ કહે અમથી વાલમ, છેટે છેટે નવ ફરીયે રે. પે૦ ૪

પદ ૨૩૧૯ મું.

શીદ હાલો છો અમથી ડરતા રે. શી૦ ટેક.
મરમાળી રે મોરલડીને વાતા, હેત કરી મન હરતા રે. શી૦ ૧
માથે રંગીલા છેલા છોગાં મેલી, ભાવે પગલાં ભરતા રે. શી૦ ૨
નવલ પીયા નટવર નવરંગી, શીશ કલંગીને ધરતા રે. શી૦ ૩
બ્રહ્માનન્દના નાથ વિહારી, શોકલડીને સુખી કરતા રે. શી૦ ૪

પદ ૨૩૨૦ મું.

મુને મારી રે નેણુને ભલકે રે. મુ૦ ટેક.
ઘાવ લાગ્યો રે મારુ અંતર ઘૂમે, વ્રહની રે પીડા ઉર લળકે રે. મુ૦ ૧
ઘરડાનો રે મારગ હું તો ભૂલી, હેલડલી મારી ઝળકે રે. મુ૦ ૨
આંખડલી રે અંતરમાં લાગી, મરમ જાણ્યો છે બાધે મલકે રે. મુ૦ ૩
બ્રહ્માનન્દ કહે કેમ જીવાશે, હૈડું ચઢયું છે મારું હલકે રે. મુ૦ ૪

## પદ ૨૩૨૧ મું–રાગ ખ્યાલ.

રટન લગી દીલમા, પીયા મીલનકી, રાત દીવસ મોય રટન લગી જું રાત. ર૦ ટેક.
પીય પરદેશ સદેશ ન આવત, તાતે મન મુઝાય. પિ૦ ૧
અબ તો મોય તાવતહે વ્રહા તન, પીય વીન રહ્યોરી ન જાય. પિ૦ ૨
હુલસત હીયા પીયા કબ પરસુ, નેન દરશ નિત્ય ચહાય. પિ૦ ૩
બ્રહ્માનન્દ શ્યામ સુંદર બીન, ઓર કછુ ન સુહાય. પિ૦ ૪

## પદ ૨૩૨૨ મું.

ચાહ ભઈ હે મેરે ચિત્ત, પિયા દરશકી, નિરખન નીત ચિત્ત. ચા૦ ટેક.
દીલ ઉદ્વેગ હોત હે પલપલ, કબ મીલ હે મોય મીત. પિ૦ ૧
અબ જાયે દૂર રહે મનમોહન, પહુલે લગાઈ પ્રીત. પિ૦ ૨
બીન દેખે પીય શ્યામ સલુનો, જુગ તુલ દીન વરતીત. પિ૦ ૩
બ્રહ્માનંદ દરશ વીન આતુર, જલ મચ્છલીકી રીત. પિ૦ ૪

## પદ ૨૩૨૩ મું.

દૃગન વસો મોય શ્યામ, સલુની છબી જામ અષ્ટ મોય. દૃ૦ ટેક.
નિરખત સમ તન જાત સબે દુઃખ, પ્રફુલત સુખ સુખ ધામ. સ૦ ૧
દીનાનાથ દીનકે બધુ, નૌતમ સુંદર નામ. સ૦ ૨
વ્યાપક રૂપ રહે સબ જગ વશ, નહી ખાલી કોઉ ઠામ. સ૦ ૩
બ્રહ્માનંદ પ્રગટ દરશન વીન, નહીં હોવત આરામ. સ૦ ૪

## પદ ૨૩૨૪ મું.

નેનનમે નીજનાથ, રહો જું મોય અખંડ નીરતર. ને૦ ટેક.
ચટક મટક પગ પહર ચાંખડી, છડી શુભ લે હાથ. ર૦ ૧
જરકસ લસત વિરાજત જામો, મુગટ જડીત શુભ માથ. ર૦ ૨
તરલ તુરગ અજબ અસવારી, સબ હરિજન વૃન્દ સાથ. ર૦ ૩
બ્રહ્માનન્દ જાત બલિહારી, મોય અબલાકી આથ. ર૦ ૪

## પદ ૨૩૨૫ મું–રાગ જગલો.

પીયા લગન લગી, મોહ તેરી હો. પી૦ ટેક.
લગન લગત સમ મગન ભઇહુ, જા દિનતે મોય હેરી હો. પી૦ ૧
ઓર કછું અબ કામ ન સૂઝત, ચરનન ચિત્ત અટકેરી હો. પી૦ ૨
દરશ વિના નીત ફીરત દીવાની, ઉલટી ભઈ ગતી મેરી હો. પી૦ ૩
બ્રહ્માનન્દ કહે મનમોહન, ચરન કમલકી ચેરી હો. પી૦ ૪

પદ ૨૩૨૬ મું.

તુમ પ્યારે સજન, ઘર આવનાં હો. તુ૦ ટેક.
મે પ્યાસી તોય વદન કમલકી, હસકે દરશ દેખાવનાં હો. તુ૦ ૧
આય કહો રંગ રસીક બતીયાં, મીલકે છતીયાં લગાવનાં હો. તુ૦ ૨
ઘેહરે સ્વર કરકે ગીરધારી, વંશી ખુબ બજાવનાં હો. તુ૦ ૩
બ્રહ્માનન્દ કહે શ્યામ મનોહર, પલ એક દૂર ન જાવનાં હો. તુ૦ ૪

પદ ૨૩૨૭ મું

તુમસે જો લગ્યા મેરા જીયરા હો. તુ૦ ટેક.
જીયરા લગ્યા તુમસે જગજીવન, વીસરત નાહી નીશદીયરા હો. તુ૦ ૧
મીલનેકુ તમસું મનમોહન, હુલસત હે નીત હીયરા હો. તુ૦ ૨
અંખીયાં દરશ વીના અતી આતુર, ધરત નહિ અબ ધીયરા હો. તુ૦ ૩
બ્રહ્માનદ કહે અબ મીલીયે, પ્રાણ સનેહી પીયરા હો. તુ૦ ૪

પદ ૨૩૨૮ મું.

રંગભીને રસીલે કહાના હો. રં૦ ટેક
રંગભીને રંગરેલ રસીલે, તુમ મેરે મન માના હો. રં૦ ૧
નેન નિરખ મોય જાદુ કીના, ચિત્ત હરીલીના છાના હો. રં૦ ૨
સેજ સોહાગી શ્યામ સલુને, સૂતી મોય જગાના હો. રં૦ ૩
બ્રહ્માનંદ કહે મનમોહન, તજકે દૂર ન જાના હો. રં૦ ૪

---

## બાર મહિના.

---

પદ ૨૩૨૯ મું-રાગ ધોળ.

જેઠે જીવન ચાલીયા, નિર્મોહી મારા નાથ;
દરશન વિના દુખીયો ઘણો, સરવે વ્રજનો સાથ. ૧
અંતર તાપ વિજોગનો, બાહેરથી લૂ વાય;
મળ્યા વિના હવે માવજી, જુગ તુલ રજની જાય. ૨
ફૂળીયામાં ઘોડીને ફેરતા, છોગા ધરતા શીશ;
તે દીન કેદી દેખાડશો, ડોલરીયા જગદીશ. ૩
પ્રાણજીવનજી પૂરીયે, હીયડા કેરી હામ;
બ્રહ્માનદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪

### પદ ૨૩૩૦ મું.

આષાડે અલબેલડા, પવન ચલે અતી જોર;
ઝુકી આવી આકાશમાં, મેઘ ઘટા ચહુ કોર. ૧
હળ જુતાં ફૂળ પાકીયાં, પાલવીયાં વન પાન;
એ રતે પ્રીતમ આવીયે, કરુણા સાગર કહાન. ૨
પ્રેમ સુધારસ પાઇને, મોટાં કીધાં માવ;
મેલીને મથુરા ગયા, ન ઘટે મારા નાવ. ૩
અંતરમાં રેહેનો નથી, એક ઘડી આરામ;
બ્રહ્માનન્દના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪

### પદ ૨૩૩૧ મું.

શ્રાવણ વર્ષે સરવડે, નદીયે નીર ન માય;
આવો હવે અલબેલડા, મળવા મન લલચાય. ૧
વૃક્ષે લુંબી વેલડી, અંબર નીર અપાર;
હરીયા ડુંગર ઉપરે, મોરા ગાય મલાર. ૨
કોઇક શિવ પૂજા કરે, કોઇક રાખે વ્રત નેમ;
આ રતમાં અમે તમ વિના, કહોને રહીયે કેમ. ૩
સર્વે સુખ સંસારનાં, તમ વિના થયાં છે હરામ;
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪

### પદ ૨૩૩૨ મું.

ભાદરવામાં ભૂધરા, નદીયે ચાલ્યાં નીર;
એ રતે રેહેવું નવ ઘટે, છેટે શ્યામ શરીર. ૧
પૃથવી અબર પેહેરીયાં, નીલાં અતી નવરંગ;
એ રતે સર્વે શીતળ થયાં, અબળા દાઝે અંગ. ૨
મધુરા બોલે મોરીયા, જળ છાયો આકાશ;
એ રતે વાલમ આવીને, અતર પૂરો આશ. ૩
લટકાળા લાગી રહી, ઝંખના આઠુ જામ;
બ્રહ્માનન્દના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪

### પદ ૨૩૩૩ મું.

શરદ ઋતુ સોહામણી, આવ્યો આસુ માસ;
એ રતે વાલમ આવીયે, રમવા સુંદર રાસ. ૧
નિર્મળ અબર થૈ ગયો, નિર્મળ થઈ ગયાં નીર;
નિર્મળ નાથ પધારીયે, છોગાળા બળવીર. ૨

દસરાવે દલ ચાવિયાં, નદીયે બાંધ્યા ઘાટ;
એ રતમાં અલબેલડા, વળી વળી જોઉ છું વાટ. ૩
છેલ છબીલા શ્યામળા, ઠરવાનુ તમે ઠામ;
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪

### પદ ૨૩૩૪ મું.

કાર્તિક માસે કહાનજી, વાટ જોયે વ્રજનાર;
અંતર ઉતાપો ઘણો, લોચનીયે જલ ધાર. ૧
અલબેલા વર આવીએ, ડોલરીયા સુખ દેણ;
વાટ જોઈ જોઈ વાલમા, ઝાંખાં થઈ ગયાં નેણ. ૨
એકાદશી પ્રબોધિની, અતિ ઉચ્છવ ઠરાવ;
તે આવી હવે આવીએ, મીઠડા બોલા માવ. ૩
તમ સારુ તલખે ઘણું, સર્વે ગોકુલ ગામ;
બ્રહ્માનદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪

### પદ ૨૩૩૫ મું.

મૃગસર મહીનો આવીયો, બેઠી રત હેમત;
પ્રીતમ હજી ન પધારીયા, કોમલ મારા કંત. ૧
સારસડાંઈ સભાગીયાં, જ્યાં ત્યાં જોડી જાય;
અમને મેલી એકલાં, ગયા છો ત્રિભુવન રાય. ૨
સર સરીતાના નીરમાં, ફૂલ્યાં કમલનાં વૃન્દ;
અમને કેદી ફૂલાવશો, છોગાળા વ્રજચંદ. ૩
અરજ સુણો આળસ તજો, કરોને પૂરણ કામ;
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪

### પદ ૨૩૩૬ મું.

પોષ મહીને પ્રેમદા, હેરે વાટ હમ્મેશ;
કઠણ થયા કેમ કહાનજી, જઈ વશ્યા પરદેશ. ૧
જળ થળ શીતળ થઈ રહ્યાં, શીતળ સેજ સમાજ;
અંતર શીતળ નવ થયાં, વણ દીઠે વ્રજરાજ. ૨
પંક્તિમાં ફરી ફરી પીરસતા, કરતા અતિ મનુવાર;
તે દીન અમને સાંભરે, વાલમ વારમવાર. ૩
રસીયાજી તમે રીઝીને, દેતા વસ્ત્ર ઈનામ;
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪

પદ ૨૩૩૭ મું.

માહ મહીનામાં માવજી, બોલે સત વસત;
આ રતમાં અલબેલડા, કેમ ન પધાર્યા કંત. ૧
પ્રીતમ આવી પંચમી, નર ત્રીયા ખેલે ફાગ,
વાલમ તમ વિના વાધીયો, વ્રજ ત્રીયને વૈરાગ્ય. ૨
ઓરડીયાની ઓસરી, ખૂબ કરંતા ખેલ,
એ દીન અતિશય સાંભરે, રૂપાળા રંગરેલ. ૩
અરજી સુણી હરી આવીએ, વાટ જોય વ્રજ વામ;
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪

પદ ૨૩૩૮ મું.

ફાગણુ ફાગ રમાડવા, આવોને પ્રાણાધાર;
શ્યામ સનેહી શ્યામળા, વાટ જુએ વ્રજનાર. ૧
નર નારી હોરી રમે, લોકતણી તજી લાજ,
આ ટાંણે હરિ આવીયે, રગ ભીના વ્રજરાજ. ૨
ચાંખડીયે ચડી ચાલતા, છત્ર તણી કરી છાંય;
લટક તમારી લાલજી, ચોટી ચિત્તડામાંહ્ય. ૩
અંતરજામી આવિયે, દોહ્યલી વેળાના દામ,
બ્રહ્માનદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪

પદ ૨૩૩૯ મું.

ચૈત્ર મહીને શ્યામળા, આવ્યા નહી અવિનાશ;
વનસ્પતિ સર્વે પાંગરી, પ્રફૂલ્લિત થયા પલાશ. ૧
ચપા જાઈ ચબેલીયાં, ફૂલી લતા અપાર;
એ રત કેમ ન આવીયા, ભૂપ ભમર ભરતાર. ૨
ઓરડીયાની ઓસરી, ખૂબ કરંતા ખ્યાલ,
તે કેદી દેખાડશો, લટકાં કરનાં લાલ. ૩
કેદી ઠરશો કહાનજી, આવી મદિર માંહી કામ;
બ્રહ્માનન્દના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪

પદ ૨૩૪૦ મું.

વૈશાખે વ્રજ વિનતા, પથ જોયે કરી પ્રીત;
લૂ આવી હરિ નાવીયા, ચિંતા વાધી ચિત્ત. ૧
કોયલ કરે ટઉકડા, આંબે પાકી શાખ;
મારગ સામુ માવજી, જોઈ જોઈ પાકી આંખ. ૨

વાયે ઉનો વાયરો, થલ જલ ઉનાં થાય;
ઉનાં તન અબળા તણાં, તમ વીના ત્રિભુવનરાય. ૩
મળવા કારણ માનની, અંતર કરે ઉધામ;
બ્રહ્માનંદના નાથજી, આવોને શ્રી ઘનશ્યામ. ૪

પદ ૨૩૪૧ મું.

બારે માસ પૂરા થયા, આવ્યો માસ અધિક;
પ્રીતમ તોય ન પધારીયા, ઠેર્યા મથુરા ઠીક. ૧
અધિક મહીને અતિ ઘણી, આશ હતિ મનમાંહ્ય;
તમ વિના ખાલી સેજડી, મળવા મન અકળાય. ૨
પેહેલી પ્રીત લગાડીને, રેહેવું ન ઘટે દૂર;
તમ વિના મારા નાથજી, હૈડે દુઃખ ભરપૂર. ૩
બ્રહ્માનંદની વીનતી, ઉર ધરજો અવિનાશ;
મેહેર કરીને માવજી, તેડી લેજો પાસ. ૪

# જ્ઞાન વિલાસ.

## પદ ૨૩૪૨ મું.

નારાયણ નામ લેને તું પ્રાણી રે, બદ્રીનાથ પ્રગટ જગ જાણી. ના૦ ટેક.
નર દેહ દીધી તુને નાથે રે, હોય ધન તો વાવર તારે હાથે;
પડ્યું રેહેશે નાવે કોડી સાથે. ના૦ ૧
ગર્ભવાસ કીધી રક્ષા તારી રે, લીધો જઠરા અગ્નિથી ઉગારી રે;
બેઠો તેને તે કેમ વિસારી. ના૦ ૨
વીના સમજે કહે છે મારુ મારુ રે, ધન કાજ ભમે મન બારુ રે;
તારે હાથે નથી તન તારુ. ના૦ ૩
મિથ્યા સુખ માંહી તું ભરમાણો રે, બાંધ્યો લોક લજ્યા ગળે પહાણો રે;
જાય છે તૃષ્ણાને પૂર તણાણો. ના૦ ૪
કાયા માયા છે જો તારી કાચી રે, તેને રંગે રહેજે માં તું રાચી રે;
બ્રહ્માનંદ કહે છે વાત સાચી. ના૦ ૫

## પદ ૨૩૪૩ મું.

બદ્રીપતિ નાથનું લેને શરણું રે, મટે મહા દુઃખ જનમ ને મરણું. બ૦ ટેક.
તાકે પર ધન ને પરનારી રે, નથી ભજતો તું દેવ મોરારી રે;
આગે શી ગત થાશે તારી. બ૦ ૧
રેહે છે મન રે માયામાં રાજી રે, જુઠાં બોલે ને મમતા ઝાઝી રે;
દેખી કોઇનું રૂડું મરે દાઝી. બ૦ ૨
નહિ આવે ભેળાં સુત દારા રે, મેલી મેડીને મંદિર સારાં રે;
કરવા જંગલમાંહીં ઉતારા. બ૦ ૩
ફરી બાંધ કમર ટળ ફેલી રે, થાને તત્પર આળસ મેલી રે;
બહુ નામી થાશે તારા બેલી. બ૦ ૪
ચીત ચડવ મા બહોત તોફાને રે, કથા પ્રભુની સાંભળજે તું કાને રે;
બ્રહ્માનદનું કહ્યું સત્ય માને. બ૦ ૫

## પદ ૨૩૪૪ મું.

બોળે બદ્રીનાથને તું રહેને રે, નર સહિત નારાયણ કહેને. બો૦ ટેક.
જમ હાથ જરુર જ જાવો રે, પછે થાશે તુંને પસતાવો રે;
પ્રાણી અવસર નહી મળે આવો. બો૦ ૧

ક્ષેત્ર સબળ સમાર્યાં તે ખેડી રે, ધર્યાં રેહેશે મદીર ને મેડી રે;
હાલી જાય છે જોને તારી હેડી. ઓ૦ ૨
દેખી ભૂલીશ માં તન ગોરે રે, હું હું ઠાલું કરે હોરે હોરે રે;
નિત્ય કાળ આવરદાને ચોરે. ઓ૦ ૩
દીલ પાપથકી તું ડરજે રે, ઝાઝો ભાર માથે મત ભરજે રે;
કરમ સમજી વિચારીને કરજે. ઓ૦ ૪
કર પ્રીતિ તું સત સમાજે રે, જેમાં પ્રગટ હરિ નિત રાજે રે;
બ્રહ્માનંદ કહે તારે કાજે. ઓ૦ ૫

પદ ૨૩૪૫ મું.

પ્રાણી નર દેહ સુંદર પામી રે, ભજ નર રે નારાયણ સ્વામી. પ્રા૦ ટેક.
સાચા સંતને શરણે તું રેહેને રે, દયા આણીને અંન જલ દેને રે;
તારો જનમ સફળ કરી લેને. પ્રા૦ ૧
ભવતારણ જગપતિ ભેટી રે, મેલ લોકની લાજ સમેટી રે;
બાંધ પ્રેમતણી કશી પેટી. પ્રા૦ ૨
લાગ્યું જમનુ વાંસે તારે લારુ રે, લેશે આવીને સાંજ સવારું રે;
માટે કર તારા જીવનું સારુ. પ્રા૦ ૩
સાચા સંતને સંગે કરીને રે, દ્દઢ અંતર ધીર ધરીને રે;
ભજ પ્રગટ પ્રમાણ હરિને. પ્રા૦ ૪
મેહેણું અનત જન્મનું ઉતારે રે, હવે જીતી બાજી મત હારે રે;
બ્રહ્માનન્દનું કહ્યું હૈયે ધારે. પ્રા૦ ૬

પદ ૨૩૪૬ મું–રાગ ગરબી.

મનુવા નરનારાયણ સ્વામી રે, ભજી લે ભાવ કરી;
કુબુદ્ધિ મેલીને થા નિષ્કામી રે, કહું છું વાત ખરી. ટેક.
મિથ્યા છે જો તારી કાયા માયા, વાદલ કેરી જેવી છાયા રે. ભ૦ ૧
સુત દારા ન આવે તારે સાથે, ભાર ભારમાં પ્રાણી માથે રે. ભ૦ ૨
ઓળો લે જગજીવન કેરો, ફોગટ થાશે નહિ તો ફેરો રે. ભ૦ ૩
બ્રહ્માનંદ કહે હરિગુણ ગાને, સમજીને સુખીયો થાને રે. ભ૦ ૪

પદ ૨૩૪૭ મું.

પ્રાણી નરનારાયણ કહેને રે, જગથી જાગીને;
સાચા સંતને શરણે રહેને રે, લજ્યા ત્યાગીને. ટેક.
મુરખ નર નિશ દીન શીર તારે, કાળ ઝપાટા નિત્ય મારે રે. જ૦ ૧
મેડી મહિદર ઉભાં રહેશે, કાંઈ ન માંણ્યો તુંને કહેશે રે. જ૦ ૨

માતા પિતા બંધવ સુત નારી, રહેશે સરવે પોકારી રે. જ૦ ૩
બ્રહ્માનન્દ કહે ચેત અજ્ઞાની, આ તન થાશે તારુ વાની રે. જ૦ ૪

પદ ૨૩૪૮ મું.

કહું છુ શીખામણ તુંને સારી રે, માનિ લે પ્રાણી,
ભજી લે સુંદર વર સુખકારી રે, જગ મિથ્યા જાણી. ટેક.
શીખામણ કહું છું તારે કાજે, હરિ ભજતાં શીદ લાજે રે. મા૦ ૧
હરી ભજતાં જેને લજ્યા વ્યાપી, તે સમ બીજો નહી પાપી રે. મા૦ ૨
હરિ ભજતાં જે લજ્યા કરશે, શ્વાન સુકર થઈ ફરશે રે. મા૦ ૩
બ્રહ્માનંદ કહે નર તન પામી, સમર બદ્રીપતિ સ્વામી રે. મા૦ ૪

પદ ૨૩૪૯ મું.

તારો જન્મ અલેખે વુઢો જાયે છે રે, મુરખ અભિમાની;
મેલી અમૃત વિખ શીદ ખાય છે રે, કુબુદ્ધિ કફરાની. ટેક.
મેહેર કરીને હરિ નર તન દીધું, તે અવળું તારુ કીધું રે. મુ૦ ૧
વિકર્મ કીધાં તે તો હરિને વીસારી, ગઈ અક્કલ કયાં તારી રે. મુ૦ ૨
મોટપમાં બોલ્યો મરડાતું, ભુંડપકેરુ બાંધ્યું ભાતું રે. મુ૦ ૩
બ્રહ્માનંદનુ વચન ઉર ધરજે, પાપથકિ તું પ્રાણી ડરજે રે. મુ૦ ૪

પદ ૨૩૫૦ મું—રાગ ગરબી.

પ્રભુ સાથે કરને રે નર તું પ્રીતડી રે;
મેલી દેને મોહ મચ્છર અભિમાન રે. ટેક.
દીન ઝાઝા રેહેવુ નથી આ દેહમાં રે;
હૈયા ફુટા શાને તું થાય છે હેરાન રે. પ્ર૦ ૧
સમજીને શરણું તું લેને સાચા સતનું રે;
જાય ત્યારે* અનત જન્મનો રોગ રે. પ્ર૦ ૨
દુરલભ મનુષ્ય જન્મ ભરતખંડમાં રે,
વારે વારે એવો નહી આવે જોગ રે. પ્ર૦ ૩
સમજી વિચારીને જોને તું કુણ છે રે;
ક્યાંથી તું આવ્યો જાઇશ કેને ઘેર રે. પ્ર૦ ૪
ચારને દિવસ રે રહેવુ આ સંસારમાં રે;
અમૃત તજીને શીદ ખાય છે ઝેર રે. પ્ર૦ ૫
મમતામાંહીં રે માથા લગે ખુતિયો રે;
મારુ મારુ કરી થયો મતિમદ રે. પ્ર૦ ૬

* "તારે" ઇતિ પાઠાતર

કેહેને તારુ હરિ વિના રે સગું કુણ છે રે;
માન સત્ય કહે છે બ્રહ્માનન્દ રે. પ્ર૦ ૭

પદ ૨૩૫૧ મું.

શરણું તું તો લેને રે નટવર શ્યામનુ રે;
તજી દેને મુરખ ઠાલિ તાણ રે. શ૦ ટેક.
વારીને વલોણે રે ઘૃત નવ નીકળે રે;
તેવું આ જગતનુ ડહાપણ જાણ રે. શ૦ ૧
કુબુદ્ધિ મેલીને રે જતન કર જીવનુ રે;
જોને તારી ઉમર વુઢિ જાય રે. શ૦ ૨
પ્રભુનાં ભજન વિના રે તુંને પ્રાણિયા રે;
કોઈ દીન સુખ સુપને નહિ થાય રે. શ૦ ૩
મોટેરો થઇને ફરે અભિમાનમાં રે;
જાણે હું જીવાડું પરિવાર રે. શ૦ ૪
શકટને હેઠે રે શ્વાન જેમ ચાલતું રે;
માને સર્વે પોતાને શિર ભાર રે. શ૦ ૫
ભરણ ને પોષણ રે સૌનુ હરિ કરે રે;
સુખ દુખ સૌનું હરિને હાથે રે. શ૦ ૬
એવું તું જાણીને રે તજ અહકારને રે;
ભજી લેને બ્રહ્માનન્દનો નાથ રે. શ૦ ૭

પદ ૨૩૫૨ મું.

માની લે શીખામણ રે ડહાપણ તારુ મેલીને રે;
ધન તન જોબન સુપનું જાણ રે. મા૦ ટેક.
ચારને દીવરાના રે જીવત કારણે રે;
ભટકીશ પરવશ ચારુ ખાણ રે. મા૦ ૧
મનમાં વિચારી રે જોને તું મુરખા રે;
નહિ આંહીં રેહેવાનુ નિદાન રે. મા૦ ૨
મહેલ બગીચા રે મંદિર માળિયાં રે;
મેલીને વસવું છે મેદાન રે. મા૦ ૩
સગાં ને કુટુંબી રે રહેશે રોઈ કળકળિ રે;
ડાટચુ સર્વે રહેશે તારુ ઘરમાં દામ રે. મા૦ ૪
અંતકાળે ઠાલે હાથે જાવું પ્રાણી એકલું રે;
કોઈ નહિ આવે તારા જીવને કામ રે. મા૦ ૫

શરીર સાચવીયું રે જાન કીધું જીવને રે;
સાચો કીધો નરક ચોરાસીનો ખેલ રે. મા૦ ૬
બ્રહ્માનન્દ કહે છે રે વુઠો જમપુરમાં રે;
દીલમાં સમજી વિચારિને તું દેખ રે. મા૦ ૭

પદ ૨૩૫૩ મું.

વિષયમાં વળુંધ્યો રે હરિને વીસારીને રે;
ફરે મરડાતો અતિ મનમાં ફુલ રે. વિ૦ ટેક.
જેને વડીયે જીવે રે તેને નથિ જાણુતો રે;
મણમાં તારે આઠ પાંચ શેરીની ભૂલ રે. વિ૦ ૧
તોલ્યા વિના ખર થઇને ભાર તાણુતો રે;
હાંકતાં સૌ તુને કહી હાડ હાડ રે. વિ૦ ૨
મટાડી પશુ કીધો રે તુને માનવી રે;
પ્રભુનો કાંઈ નથી જાણુતો પાડ રે. વિ૦ ૩
જઠરા અગ્નિથી રે રાખ્યો તુને જાળવી રે;
સુંદર દીધો તનનો સાજ રે. વિ૦ ૪
અન્ન જળ હુમણા રે તેનું દીધું ખાય છે રે;
તેનું નામ લેતાં આવે છે તુને લાજ રે. વિ૦ ૫
ભુડપ કેરુ રે ભાતું તે તો બાંધીયું રે;
માથે લીધો મમતા કેરો બોજ રે. વિ૦ ૬
બ્રહ્માનન્દ કહે રે હરિ નવ ઓળખ્યા રે;
ફરતો ડોલે જેવો વનનો રોઝ રે. વિ૦ ૭

પદ ૨૩૫૪ મું–રાગ ગરબી.

હરિ જન સાચા રે, જે ઉરમાં હીંમત રાખે;
વીપતે વરચી રે,* કેદી દીન વચન નવ ભાંખે. ૧
જગનું સુખ દુઃખ રે, માઇક મિથ્યા કરી જાણે;
તન ધન જાતાં રે, અતરમાં શોક ન આણે. ૨
પર ઉપકારી રે, જન પ્રેમ નીમમાં પૂરા;
દેહીક દુઃખમાં રે, દાઝે નહી સાધુ શૂરા. ૩
હરિને સમરેરે, નિત્ય અહોનિશ ઉમગ ભરીયા;
સરવ તજીને રે, નટ નાગર વહાલા કરીયા. ૪
બ્રહ્માનદ કહે રે, એવા હરિ જનની બલિહારી;
મસ્તક જાતાં રે, નવ મેલે ટેક વિચારી. ૫

* "વિપત્તિ વરતી રે" ઇતિ પાઠાંતર.

### પદ ૨૩૫૫ મું.

ટેક ન મેલે રે, તે મરદ ખરા જગમાંહીં;
ત્રિવિધ તાપે રે, કેદી અંતર ડોલે નાંહીં. ૧
નીધડક વરતે રે, દૃઢ ધીરજ મનમાં ધારી;
કાળ કર્મની રે, શંકા દેવે વીસારી. ૨
મોડું વેહેલું રે, નિશ્ચે કરી એક દીન મરવુ;
જગ સુખ સારુ રે, કેદી કાયર મન નવ કરવુ. ૩
અંતર પાડી રે, સમજીને સવળી આંટી;
માથું જાતાં રે, મેલે નહી તે નર માટી. ૪
કોઈની શંકા રે, કેદી મનમાં નવ ધારે;
બ્રહ્માનંદના રે, વહાલાને પળ ન વીસારે. ૫

### પદ ૨૩૫૬ મું.

જો હોય હીમત રે, નરને ઉરમાંહી ભારી;
દૃઢતા જોઈને રે, તેની મદદ કરે મોરારી. ૧
બીક તજીને રે, નીત હીંમત સોતો બોલે;
મસ્તક માથા રે, સરવે તૃણ જેવું તોલે. ૨
કેસરી સિંહને રે, જેમ શંક મીલે નહી મનમાં;
એકાએકી રે, નિરભે થઈ વિચરે વનમાં. ૩
પિંડે છોટો રે, મોટા મેગળને મારે;
હીમત વિનાનો રે, હાથી તે જોઈને હારે. ૪
બ્રહ્માનંદ કહે રે, એમ સમજે તે જન શૂરા,
તન કરી નાખે રે, ગુરુ વચને ચૂરાચૂરા. ૫

### પદ ૨૩૫૭ મું.

પેટ કટારી રે, પેરીને સનમુખ ચાલ્યા;
પાછા ન વળે રે, કોઈના તે ન રહે ઝાલ્યા. ૧
આમા સામા રે, ઉડે ભાલાં અણીઆલાં;
તે અવસરમાં રે, રહે રાજી તે મતવાલા. ૨
સાચા શૂરા રે, જેના વેરી ઘાવ વખાણે;
જીવત જુઠું રે, મરવું તે મંગળ જાણે. ૩
તેની પેરે રે, હરિજન પણ જોઈએ તીખા;
અતર શત્રુને રે, લાગે અતિ વજ્ર સરીખા. ૪

માથુ જાતાં રે, મુખનું પાણી નવ જાવે;
બ્રહ્માનન્દ કહે રે, તે સંત હરી મન ભાવે. ૫

પદ ૨૩૫૮ મું-રાગ ગરબી.

એક વાત સુણો વ્રજવાસી રે, પુરુષોત્તમ બોલ્યા પ્રીતે;
સત્ય કહું છું હૃદય તપાસી રે, પુરુષોત્તમ બોલ્યા પ્રીતે.
દૃષ્ટાંતે કહી સમજાવું રે, પુ૦ મારુ રૂપ અલૌકીક આવું રે. પુ૦ ૧
જેમ ગગનમંડળમાં પંખી રે, પુ૦ ઉડે દેહ સહિત અસંખી રે. પુ૦ ૨
વાદળ ને વિદ્યુત વારી રે, પુ૦ સૌ આકૃતિ ન્યારી ન્યારી રે. પુ૦ ૩
સૌ થીર એ શુન્ય માંઈ થાયે રે, પુ૦ જેમ હીમે નીર ઝમાય રે. પુ૦ ૪
અક્ષર તે અબર સ્થાને રે, પુ૦ માયા શુન્યને અનુમાને રે. પુ૦ ૫
પખી તે પુરુષ અપારા રે, પુ૦ અષ્ટાવ્રણ દેહાકારા રે. પુ૦ ૬
મહા વિષ્ણુ વાદલ ડોલે રે, પુ૦ બહુ મુક્ત વીજળી તોલે રે. પુ૦ ૭
સ્થિર અસ્થિર ગતીયું થાય રે, પુ૦ તે કાળ શક્તીયુ કેવાય રે. પુ૦ ૮
નિરગુણને સગુણ લખાય રે, પુ૦ તે અક્ષરને કેવાય રે. પુ૦ ૯
સ્વે સદા સ્વતંત્ર શોભે રે, પુ૦ કાળે કરી માયા ક્ષોભે રે. પુ૦ ૧૦
જયારે અનત બ્રહ્માંડ કરે છે રે, પુ૦ ત્યારે સગુણ સ્વરૂપ ધરે છે રે. પુ૦ ૧૧
મહા વિષ્ણુ આદી કોટી રે, પુ૦ રહે રોમ મહા કૃતિ મોટી રે. પુ૦ ૧૨
જયારે લય કરી થીર રે છે રે, પુ૦ ત્યારે નિર્ગુણ એનેજ કે છે રે. પુ૦ ૧૩
જેમ હું એમાં દૃઢ રહું છું રે, પુ૦ તેમ સમજાવીને કહું છું રે. પુ૦ ૧૪
જેમ શબ્દ રહે નભ ભીતર રે, પુ૦ સદા એક અનેક સ્વતંતર રે. પુ૦ ૧૫
ભીનભીન આકાશ રચાણો રે, પુ૦ ત્યારે શબ્દ ભિન્નતા જાણો રે. પુ૦ ૧૬
અક્ષર શક્તિ અનુસારી રે, પુ૦ બ્રહ્માંડ પ્રત્યે છબી મારી રે. પુ૦ ૧૭
બહુ અક્ષર કલા વિસ્તારે રે, પુ૦ ધરુ અનન્ત મૂર્તિ ત્યારે રે. પુ૦ ૧૮
જયારે લીન અક્ષર મુંમાંહીં રે, પુ૦ શોભે એક રૂપ સદાઈ રે. પુ૦ ૧૯
બ્રહ્માનન્દ કહે જેમ સમઝાણુ રે, પુ૦ આ પદમાં તેમ લખાણુ રે. પુ૦ ૨૦

પદ ૨૩૫૯ મું-રાગ ગરબી.

કહું છું શિખામણ સારી રે, કે લેજે અંતરમાં ધારી રે;
પરત્રિયા માત સમ માને રે, કથા હરિની સુંણજે કાને રે. ૧
પથ્થર સમ પરધનને જાણે રે, અંતરમાં દયા ધરમ આણે રે;
દારુ ને માંસ થકી ડરજે રે, કે સોબત સત તણી કરજે રે. ૨
કર મા વેર કોઈ સાથે રે, કે મરવું છે જાણે માથે રે;
બ્રહ્માનદ કહે સાચું પ્રાણી રે, ભુખ્યાને દેજે અન્ન પાણી રે. ૩

પદ ૨૩૬૦ મું.

કહેજે માં કઠણ વચન કોઈને રે, કે ભરજે પગલાં તું જોઈને રે;
કરે કાંઇક જીવતણું રુડું રે, કે જગમાં રેહેવાનું કૂડુ રે. ૧
કપટ છળ કોઈ દીન મત કરજે રે, કે ખોટી સાખ્યું માં ભરજે રે;
ફેલીને સગ થાય મા ફેલી રે, જાવું છે જમડાની ડેલી રે. ૨
તું અનર્થથી ડરતો રહેજે રે, કે શરણું સદ્ગુરુનું લેજે રે;
બ્રહ્માનંદ કહે માને સાચું રે, કાયા તો રહેવાનું કાચુ રે. ૩

પદ ૨૩૬૧ મું.

તનડાની મમતા તું તજજે રે, કે રુડા રઘુવીરને ભજજે રે;
વિચારી જો કાયા તારી રે, કે એમાં કઈ વસ્તુ સારી રે. ૧
રુધીર ને માંસ ભર્યું સારે રે, કે મલ ને મુત્ર ઝરે બારે રે;
અંતરમાં જોને તું ઉંડુ રે, કીડા ને પાચતણું કુડું રે. ૨
ઉપરથી ચામ મઢ્યું આળુ રે, કે તેને માને છે રૂપાળું રે;
બ્રહ્માનદ કહે તન છે ખોટું રે, લેને તું હરિ શરણું મોટું રે. ૩

પદ ૨૩૬૨ મું.

તપાસી જો થિર ન મળે તારુ રે, કે વણુ સમજે કહે છે મારુ રે;
મનોહર સુત ધન ને મેરી રે, છે જો તારા જીવતણાં વેરી રે. ૧
મેલી સર્વેને અધવીચ મરવું રે, કે જમડાને લેખું ભરવું રે;
કરશે લેખાં કાગળીયાં કાઢી રે, કે પીલશે ચેચુડે પાઢી રે. ૨
તે માટે જોઈનિ કર્મ કરજે રે, કે દીલમાં સાહેબથી ડરજે રે;
બ્રહ્માનંદના સ્વામીને રટજે રે, કે હીંણુા મારગથી હટજે રે. ૩

પદ ૨૩૬૩ મું-રાગ ગરબી.

નિત્ય ભજીએ રે નિત્ય ભજીએ સુખદાયક રામ, અતર કામ વીસારીયે. નિ૦ ટેક.
અંતે એ છે રે અંતે એ છે ઠરવાનું ઠામ, સાસઉસાસ સભારીયે. નિ૦ ૧
મેલી જાવું રે મેલી જાવું ધરતી ધન ધામ, જન્મ વૃથા નવ હારીયે. નિ૦ ૨
મત ફૂલે રે મત ફૂલે તન ગોરે ચામ, લેઈ જાશે જમદ્વારીયે નિ૦ ૩
બ્રહ્માનંદનો રે બ્રહ્માનંદનો વહાલો સુંદર શ્યામ, તે છબી અંતર ધારીયે. નિ૦ ૪

પદ ૨૩૬૪ મું.

સર્વે જૂઠું રે સર્વે જૂઠું સગુ કુટુંબ શરીર, જગપતિ સાચા જાણજે. સ૦ટેક.
અંતે ન કરે રે અંતે ન કરે તારી કોઈ ભીર, ભાર વૃથા નવ તાણજે. સ૦ ૧
જમ જડ શે રે જમજડશે પગે લોહ જંજીર, માર જોઇ સુખ માણજે. સ૦ ૨

તારે આગે રે તારે આગે ઉઠી ગયા રે અમીર, રહ્યા ન રાજા રાણજે. સ૦ ૩
બ્રહ્માનંદ કહેરે બ્રહ્માનંદ કહે ધારી અંતર વીર, ભજન ભરોસો આણજે. સ૦ ૪

પદ ૨૩૬૫ મું.

મરી જાવું રે મરી જાવું મેલી ધનમાલ, કોઈ સગું નહિ કોઈને. મ૦ ટેક.
શ્યાને કાજે રે શ્યાને કાજે તું થાયે છે બેહાલ, ચિત્ત માયામાં પ્રોઈને. મ૦ ૧
નથી છેટે રે નથી છેટે જાવું આજ કે કાલ, પગલાં તું ભરજે જોઈને. મ૦ ૨
કામે નાવે રે કામે નાવે હીરા મોતી ને લાલ, મૂઢ રહ્યો શું મોઈને.* મ૦ ૩
બ્રહ્માનંદ કહેરે બ્રહ્માનંદ કહે જમ પાડશે ખાલ, રહેશે સગાં સર્વે રોઈને. મ૦ ૪

પદ ૨૩૬૬ મું.

સ્વારથીયાં રે સ્વારથીયાં સગાં તાત ને માત, ભજજે તું ભગવતને. સ્વા૦ ટેક.
મેલી દેજે રે મેલી દેજે અંતરથી ઘાત દુઃખવે માં કોઈ જંતને. સ્વા૦ ૧
કેદી મ કરે રે કેદી મ કરે અનરથ ઉતપાત, જો ઇચ્છે દુઃખ અંતને. સ્વા૦ ૨
રુડી રીતે રે રુડી રીતે નિત્ય દિવસ ને રાત, સમરે તું કમલાકંતને. સ્વા૦ ૩
બ્રહ્માનંદ કહે રે બ્રહ્માનંદ કહે તારા હિતની વાત, સેવે તું સાચા સંતને. સ્વા૦ ૪

પદ ૨૩૬૭ મું–રાગ મંગળ.

ચેત ચેત નર અંધ, કહત સંત ટેરકે;
અવસર મળ્યા હે અનુપ, ન આવે ફેરકે. ૧
સુર વછીત નર દેહ, પાયકે કયા કીયા;
મરણ જનમ જમ માર, સો ઉલટા શીર લીયા. ૨
કાળ વ્યાલ વિકરાલ, ખડા હે તો શીરે;
ભૂલ્યા મૂઢ ગમાર, તું ફૂલ્યા કયા ફીરે. ૩
ધર્યા રહે ધન માલ, ખજાના મેડીઆં;†
બંધુ કુટુંબ પરિવાર, ત્રિયા સુત ચેડીઆં.‡ ૪
કાળ અચાનક આય, ઝડપ લે જાયગા;
માર પડે જમ દ્વાર, તબે પછતાયગા. ૫
બ્રહ્મા કીટ પરજંત, દેહ સ્થિર ના રહે;
એ તો અચલ સિદ્ધાંત, શ્રુતિ સ્મૃતિ કહે. ૬
સબસે છોડ સનેહ, નેહ કર નાથસે.
ચિંતામણિ નર દેહ, ખોત ક્યું હાથસે. ૭
હરિજન વારમવાર, કહત પોકારકે;
બ્રહ્માનન્દ ભજ રામ, કામ વીસારકે. ૮

* મોહીને † "મેરીઆ" ઇતિ પાઠાન્તર ‡ "ચેરીઆ" ઇતિ પાઠાન્તર

પદ ૨૩૬૮ મું.

કેતી તેરી મ્હોચ, કેતા તેરા જીવના,
તાતે અમૃત ઢોલ, જહર કયું પીવના. ૧
જોબન તનકે જોર, પ્રીરત મગરૂરમે;
એક દીવસ યા તમામ, મીલેગા ધૂરમે ૨
અપના કામ બીગાડ, સુધારત ઓરકા,
આ તન હોત વિછોહ, પીછે કુન ઠોરકા. ૩
દેહ ગેહ સુત દાર, છોડ સબ જાવના;
અબર ઓઢન કાજ, અરુ ભોમી બીછાવના. ૪
અધ ધંધ મદમસ્ત, લસ્ત સગ કામની,
રહ્યા વિષે લપટાઈ, દિવસ અરુ જામની. ૫
સુત બંધવ ત્રીય કાજ, કરત હે કરમકુ;
એ સબ આયુકે ચોર, ન પાવત મરમકુ. ૬
તેરે દેખત મૂઢ, દેખ કેતા ગયા;
આ જગમે ધરી દેહ, અવિચલ ના રહ્યા. ૭
બ્રહ્માનન્દ કહે માન, જાન લે સાંધયાં;
તેરા સબહી ગુના વીસાર, ગ્રહેગા બાંઇયાં. ૮

પદ ૨૩૬૯ મું.

દીલ નેનું કરી દેખ, યામે તેરા કવન હે;
તું કીસકા હે મૂઢ, ભૂલા નિજ ભવન હે. ૧
કહાં ગઈ અક્કલ બીકાઈ, ભયા કયું બાવરા;
ઝુઠે સુખકે કાજ, ફીરત ઉતાવરા. ૨
જાનનકું સુખ માન, લગ્યા દીન રાત હે;
સો સબ દુઃખકો મૂલ, શ્રુતિ યું ગાત હે. ૩
વૃત્તિ ન હોત વિરામ, અષ્ટહિ જામમે;
અતર આંતસે કષ્ટ રુ, દ્રષ્ટ હરામમે. ૪
હાડ માંસ મળ મૂત્ર, રક્ત હે સબ રગે;
તા સંગ ક્રીડા કરત, લાજ પુનિ ના લગે. ૫
ચલ્યા જાત સંસાર, દેખ લે આંધરે;
તનકી યારી તોડ, હરિસે સાંધરે. ૬
દો દીનકે મજમાન, માન તજી દીજીયે;
જો પાઈ નર દેહ, ભલાઈ લીજીએ. ૭

કહુત હે બ્રહ્માનદ, સબન કે હેતકી;
ભજન વિના નર દેહ, સો માનુ પ્રેતકી. ૮

પદ ૨૩૭૦ મું.

વારવાર સમજાય, કહ્યો કઇ વેર હે;
શ્વાન પુંછકી રીત, વકૃતા લે રહે. ૧
જેસો સ્વપ્ને વિલાસ, જકત સુખ જાન લે;
કહુત હે સંત સુજાન, સોઇ સત માન લે. ૨
યા શરીર કે મધ્ય, સો રહનાં કેતનાં;
હોજા અબ હુશીઆર, ધાર ઉર ચેતનાં. ૩
આ તન રંગ પતગ, વાર નહીં જાવતે;
જોબન ગઇ હરી બ્હાર,વિલબ નહિ જાવતે.* ૪
દુ:ખ સાગર સસાર, પાર નહિ આવહી;
તાતે નર બુધવત, વેગ વીસરાવહી. ૫
આ ભવજલકે પાર, ભયો કૌ નર ચહે;
સમજુ સત સુજાન, શરણુ તાકી રહે. ૬
રહ્યા ન રહસી કોઈ, વિચારકે જોઇએ;
રત્ન ચિંતામણિ દેહ, વૃથા ન ખોઈએ. ૭
તન ધન સબસે તોડ, હરિ સંગ જોડીએ;
બ્રહ્માનન્દ વિચાર, આસ જગ છોડીએ. ૮

પદ ૨૩૭૧ મું–રાગ ધનાશ્રી.

જગમે રહેના દો દીનકા, તુમ કાહેકુ કરત ગુમાન હો પ્યારે. જ૦ ટેક.
ધરે રહેગી મેડી મંદીર, વસના હે મેદાન હો પ્યારે. જ૦ ૧
મહુરિ સુત પૈસાકે કારન, કાહેકું હોત હેરાન હો પ્યારે. જ૦ ૨
તન ધરકે કોઇ રહન ન પાવે, રંક રાવ સુલતાન હો પ્યારે. જ૦ ૩
બ્રહ્માનન્દ કહે સુન બદે, સાચી વાત નિદાન હો પ્યારે. જ૦ ૪

પદ ૨૩૭૨ મું.

જગમે રહેના દો દીનકા, તુંમ કયું ન ભજો કીરતાર હો પ્યારે. જ૦ ટેક.
યા તન રંગ પતગકા પાની, જાતાં ન લાગે વાર હો પ્યારે. જ૦ ૧

---

* "જોબન ગઈ હરિ વનહાર, વિલબ અતિ જાવતે"
"જોબન ગઈ હરિ વનહાર, વિલબ નહિ જાવતે."
"જો બન ગઈ હરિ બનહાર, વિલબ અતિ જાવતે"
"જોબન ઘેરી વનહાર, વિલબ નહિ જાવતે." ઇતિ પાઠાંતર

માત પિતા મેરી સુત બંધવ, સબ માયાકે યાર હો પ્યારે જ૦ ૨
મેરે મેરે કરકે મૂરખ, ક્યું તાનત હે ભાર હો પ્યારે. જ૦ ૩
બ્રહ્માનંદ કહે સુન બંદે, પ્રભુ ભજ ઉતરો પાર હો પ્યારે. જ૦ ૪

### પદ ૨૩૭૩ મું.

અવસર એસા નહીં મીલે, તું ભજી લે શ્રીપતિ રામ હો પ્યારે. અ૦ ટેક.
ચલી જાત તેરી જીંદગાની, કર લે અપના કામ હો પ્યારે. અ૦ ૧
બાગ કીલ્લા મહેલાત બનાવત, દાટત ધરમે દામ હો પ્યારે. અ૦ ૨
કંઠ પકડ જમરા લે જાવે, ધરે રહેગેં ધન ધામ હો પ્યારે. અ૦ ૩
બ્રહ્માનંદ કહે સુન તેરી, ગઈ અક્કલ કુણુ ગામ હો પ્યારે. અ૦ ૪

### પદ ૨૩૭૪ મું.

ચેતન વાલે ચેતીઓ, મેં કહત હું હાથ બજાય હો પ્યારે. ચે૦ ટેક.
નર તનકુ ઇંદ્રાદિક ઇચ્છિત, શિવ બ્રહ્માદિક ચ્હાય હો પ્યારે. ચે૦ ૧
સો તોકું નર દેહી બંદે, સહજ મીલી હે આય હો પ્યારે. ચે૦ ૨
જાતે જન્મ મરણુ દુઃખ જાવે, સો અબ કર ઉપાય હો પ્યારે. ચે૦ ૩
બ્રહ્માનંદ કહે સબ તજકે, ગોવિંદકે ગુણુ ગાય હો પ્યારે. ચે૦ ૪

### પદ ૨૩૭૫ મું–રાગ નટ.

હો મન હરનાં, ત્રિય વનમે નહીં ચરનાં. હો૦ ટેક.
કામ પારધી ખેલત નિશ દીન, તીન વિશ્વાસ ન કરનાં. હો૦ ૧
હાંસી ફાંસ લીયે કરમાંહી, તાકે પાસ ન પરનાં;
ભ્રુકુટી કબાન બાન નેનનસેં, તરત હોવેગા મરનાં. હો૦ ૨
કુચ પહાર હાર તહાં નદિયાં, નાભીસર નહીં ગરનાં;
ભૂલે હીયા મહી પાવ દીયા તો, નહીં હોયગા નિસરનાં.* હો૦ ૩
વિષે દાહ તહાં જલત નિરંતર, બુઢા ગને ન તરનાં,
બ્રહ્માનન્દ છાંડ યા વનકું, હરિપદ અતર ધરનાં. હો૦ ૪

### પદ ૨૩૭૬ મું.

હો મન મેરા, નહીં જાનાં ત્રિય નેરા. હો૦ ટેક.
યાકે નિકટ ગયે તો ફરનાં, લખ ચોરાશી ફેરા. હો૦ ૧
વિષકી વેલી પ્રગટ વિનતા, વિષકે ડાલી વેરા;
સબહી પાન ફૂલ ફલ વિષકે, ખાય મૂયે બહુતેરા. હો૦ ૨

---

* "ભૂલેહી યામહી પાવ દીયા તો" એવી લીટી હોવી જોઇએ.

ઈંદ્ર ચંદ્રકું કલક લગાયો, લૂટા ભલા ભલેરા,
રાવનકે દશ શિશ કટાયે, વ્રત ભાંગ્યા મુની કેરા. હો૦ ૩
યાકો સગ કીયેસે હોવે, અતરમાંહી અંધેરા,
બ્રહ્માનન્દ જ્ઞાન ગુરુ દીપક, લે કરી ચેત સવેરા. હો૦ ૪

પદ ૨૩૭૭ મું–રાગ પુરવ.

સંત સમાગમ કીજે હો, નિશ દિન. સ૦ ટેક.
માન તજી સતનકે મુખસે, પ્રેમ સુધારસ પીજે હો. નિ૦ ૧
અંતર કપટ મેટકે અપના, લે ઉનકું મન દીજે હો. નિ૦ ૨
ભવ દુઃખ ટરે રૂબરે સબ દુકીત, સબવીધી કારજ સીજે હો. નિ૦ ૩
બ્રહ્માનન્દ સતકી સોબત, જન્મ સફળ કરી લીજે હો. નિ૦ ૪

પદ ૨૩૭૮ મું.

હરી ભજતાં સુખ હોય, સમજ મન. હ૦ ટેક.
સમરન બીન મુઢ અજ્ઞાની, ઉમર દીની ખોય. સ૦ ૧
માત પીતા જુવતી સુત બધુ, સગ ચલે નહિ કોય. સ૦ ૨
કયું અપને શીર લેત બુરાઇ, રહેનાં હે દીન દોય. સ૦ ૩
બ્રહ્માનન્દ કહે હરિ ભજ લે, હીતકી કહતહું તોય. સ૦ ૪

પદ ૨૩૭૯ મું.

સંત પરમ હીતકારી, જગતમાંહી. સ૦ ટેક.
પ્રભુ પદ પ્રગટ કરાવત પ્રીતિ, ભરમ મીટાવત ભારી. જ૦ ૧
પરમ કૃપાળ સકળ જીવન પર, હરિસમ સબ દુઃખ હારી. જ૦ ૨
ત્રિગુણાતીત પ્રીરત તન ત્યાગી, રીત જગતસે ન્યારી જ૦ ૩
બ્રહ્માનન્દ સતનકી સોબત, મીલત હે પ્રગટ મોરારી. જ૦ ૪

પદ ૨૩૮૦ મું.

યુંહી જન્મ ગમાત, ભજન બીન. યું૦ ટેક.
સમજ સમજ નર મુઢ અજ્ઞાની, કાળ નીકટ ચલી આત. ભ૦ ૧
ભયોરી બેહાલ ફીરત હે નિશ દિન, ગુણ વિષયનકે ગાત. ભ૦ ૨
પરમારથકા રાહ ન પ્રીછત, પાપ કરત દીન રાત. ભ૦ ૩
બ્રહ્માનન્દ કહે તેરી મૂરખ, આયુષ વૃથાહી જાત. ભ૦ ૪

પદ ૨૩૮૧ મું–રાગ પુરવ.

કહત હરિ સો સાચો મમ દાસ. ક૦ ટેક.
વચન પ્રમાન પ્રસંન રહે તન, કરી મન મેરે પાસ. ક૦ ૧

બ્રહ્મરૂપ હોય જગ મહી વીચરે, તજકે દેહ અધ્યાસ;
ઉરકે બીચ રહે નીત મેરો, સમરણ સ્વાસોસ્વાસ. કo ૨
નિસ્પ્રેહ હોય પ્રીરત નીરદાવે, સબ જગ કરત સમાસ;
બોલત હિમ્મત સહીત નિરંતર, અતર અધીક પ્રકાસ. કo ૩
માયા જીવ ઈશકુ જાને, હિયમે સદાહી હુલાસ;
બ્રહ્માનન્દ કહે એસે જનકો, બ્રહ્મ મોહુલમે વાસ. કo ૪

પદ ૨૩૮૨ મું.

કહુત હુરિ સત કહાવત સોય. કo ટેક.
સદા વિરકત જગતમે વીચરે, કામ કુબુધી ખોય. કo ૧
અંતર બાહુર કબુ નહીં પરસે, કનક કામની દોય;
માન રહીત રહે નીત મેરે, ચરણુંમે ચિત્ત પ્રોય. કo ૨
સારાસાર વિવેક નિરતર, વિષયાસકત ન હોય;
જો શરણાગત આવે યાકે, નાખે પાતક ધોય. કo ૩
સામૃથ પાય કબુ નહિ છલકત, જ્યું ઉદધીકે તોય;
બ્રહ્માનન્દ કહ્યો શ્રી મુખસે, એસો જન પ્રિય મોય. કo ૪

પદ ૨૩૮૩ મું.

કહુત હુરિ એસે જનસેં પ્યાર. કo ટેક.
મેરે વચન પ્રસન્ન હોય માને, જાને સારાસાર. કo ૧
ત્યાગી નીપટ વૃત્તિ નહીં તનમે, મનમે પરઉપકાર;
ગગન (?) મગન મેરે ગુણ ગાવે, વિષય વિકાર વિસાર.* કo ૨
ભક્તિ જ્ઞાન વૈરાગ્ય ઉજાગર, ઉરમે નહિ અહંકાર;
ચિંતન† રહુત મનોહુર મેરી, મૂર્તિ વારમવાર. કo ૩
જાકો સગ કીયે તે જગમે, ઉધરત જીવ અપાર;
બ્રહ્માનન્દ કહે સોઈ સાધુ, યું બોલે કીરતાર. કo ૪

પદ ૨૩૮૪ મું.

કહુત હુરિ એસે જનસે પ્રીત. કo ટેક.
દિન વચન મુખતે નહિ કહેવે, રહેવે માન રહીત. કo ૧
કામ ક્રોધ મદ લોભ ઈર્ષ્યા, કબહુ ધરે નહિ ચિત્ત;
બ્રહ્મ અખંડ સ્વરૂપ આપકો, સમજત ત્રિગુણાતીત. કo ૨
પ્રાકૃત નામ રૂપ સબ મિથ્યા, પિંડ બ્રહ્માંડ સહીત;

* "ભઈ મગન મેરે ગુણ ગાવે" એવું પદ હોવું જોઇએ † ચિતવત.

માયા જીવ ઇશ બ્રહ્મહુકી, જાનત સબહી રીત. ક૦ ૩
વિમળ વીવેક ટેક ઉર અતર, સબ જગહુકે મીત;
બ્રહ્માનન્દ કહત હરિસો, પ્રિય જોગી ઇન્દ્રિયજીત. ક૦ ૪

### પદ ૨૩૮૫ મું.–રાગ પુરવ.

બલિહારી મે એસે સતકી. બ૦ ટેક.
વૃથા કબહુ બકવાદ કરે નહિ, કહત કથા ભગવંતકી. બ૦ ૧
જો શરણાગત આવત યાકે, ચિતા ટારત ચિત્તકી;
પરમાર્થ કારણ જગ વિચરત, રીતી એહી મહંતકી. બ૦ ૨
તન અભિમાન ત્યાગ કરી ડોલત, છોડત ગ્રથી અનંતકી;
બ્રહ્માનન્દ કહત હે નિશ દીન, કીર્તિ કમલાકંતકી. બ૦ ૩

### પદ ૨૩૮૬ મું.

સંગ એસે સતકો કીજીયે. સં૦ ટેક.
કામ ક્રોધ મદ મોહ નહીં ઉર, શરણો તાકો લીજીએ. સ૦ ૧
નિરમાની જ્ઞાની અતી નીકે, તેહી લખી અંતર ભીજીયે;
સારાસાર વિવેક સદા રહે, સો જગ સાધુ કહીજીયે. સં૦ ૨
ચિંતામની પારસમની આદીક, તાપર વારી દીજીયે;
બ્રહ્માનન્દ કહત તેહી મુખસે, હરિ જશ અમૃત પીજીયે. સ૦ ૩

### પદ ૨૩૮૭ મું.

કર પ્રીતી હરિકે દાસસે. ક૦ ટેક.
હરિકે દાસ સદા સુખકારી, નીડર કરત જમ ત્રાસસે. ક૦ ૧
સતનકી સોબતસે હોવત, અતી પ્રીતિ અવીનાશસે;
સાચી બાત કહી છોડાવત, કાલ કર્મકે પાશસે. ક૦ ૨
હોય નિશ્શક ભજન કર હરિકો, મત ડર જગ ઉપહાસસે;
બ્રહ્માનન્દ અવશ્ય ઉઠ ચલનો, તજ પ્રીતિ ઘર ગરાસસેં. ક૦ ૩

### પદ ૨૩૮૮ મું.

સાધુ સોઈ નાવ સંસારમેં. સા૦ ટેક.
પ્રગટ પ્રમાણુ હરિપદ પ્રીતિ, નહીં આશક ધન નારમે. સા૦ ૧
માયા કૃત સોઇ સત્ય ન માનત, જાનત દુઃખ પરીવારમેં;
ગુણાતીત રહી હરિ ગુણ ગાવત, ચિન્તા નાંહી જીત હારમે સા૦ ૨
બ્રહ્મ હોય પરબ્રહ્મ ઉપાસત, વહત ન વિષે વિકારમેં;
બ્રહ્માનન્દ સંત સોઈ સાચા, સમજત સાર અસારમેં. સા૦ ૩

પદ ૨૩૮૯ મું-રાગ પુરવ.

મન તોય કુન કુટેવ પરી રે. મ૦ ટેક.
આળ પપાળ બકત હે મુખસે, સમરત નાહીં હરિ રે. મ૦ ૧
વિષે વિકાર અસાર જગતકું, વીસરત નાહીં ઘરી;
જ્યાતે હોવે સુખ તેરે જીયકુ, તામે વિલબ કરી રે. મ૦ ૨
ધનકો ધ્યાન રહત નીશી વાસર, ત્રિય ઉર માંહી અરી;
સંત શિખામન સત્ય વાતકું, શ્રવને નાહીં ધરી રે. મ૦ ૩
કામ ક્રોધ મદ લોભ કુટીલતા, અંતર માંહી ભરી;
બ્રહ્માનન્દ ભજે વીન મોહન, સબહી વીધી બગરી રે. મ૦ ૪

પદ ૨૩૯૦ મું.

મન તોય રંચ હું લાજ ન આવે હો. મ૦ ટેક.
શ્રી ઘનશ્યામ ચરનકું તજકે, વિષયનકી દીશ જાવે હો. મ૦ ૧
યહ સુંદર મનુષા તનુ પાયકે, પશુકી રીત રહાવે;
હરિકી મોજ અનોપમ મુખસે, બની (?) તન ગુન ગાવે હો. મ૦ ૨
નીકી વાત સોહાવત નાહીં, બુરી વાત મન ભાવે;
પ્રભુકી કથા અમૃત પરીહરકે, જહર ખાય સુખ પાવે હો. મ૦ ૩
જ્યોં જ્યોં ચીજ હરામ ઠરી હે, તાકે ઘાટ કરાવે;
બ્રહ્માનન્દ કહત હે તેરે, નાક કાન ન રહાવે હો. મ૦ ૪

પદ ૨૩૯૧ મું.

મનવા ચાલ કુઢંગી તેરી રે. મ૦ ટેક.
નીચ સ્વભાવ તજત તું નાહીં, બરજ્યો તોય બહુ બેરી રે. મ૦ ૧
યા સુંદર મનુષ્ય તનુ પાયકે, કરત ઘાત પર કેરી;
મમતામે માથા લગ બૂડ્યો, કરીકે મેરી મેરી રે. મ૦ ૨
હરિકી કથા સુનત નહીં કબહુ, સુનત હે બાત અનેરી;
ઇંદ્રીનકે સુખકું અતિ ચાહત, જીયકો પૂરન વેરી રે. મ૦ ૩
મહરીકે રંગમે મદમાતો, ધનકી ચાહ ઘનેરી;
બ્રહ્માનન્દ કહત હરિ ભજતે, તોકુ લાજ લગેરી રે. મ૦ ૪

પદ ૨૩૯૨ મું.

મનવા તો સમ ઓર ન પાજી રે. મ૦ ટેક
પ્રભુકે ચરન કમલ પરીહરીકે, રહત વિષેમે રાજી રે. મ૦ ૧
કબહુકતો મુનિ હોય બેઠત, કબહુક કહત કથાજી;
કબહુક ત્યાગી કછુ ન રાખે, કબહુક માયા ઝાઝી રે. મ૦ ૨

કબહુક રૂખા સૂકા ચાહત, કબહુક ચીજા તાજી,
કબહુક રંક હોય કરી બોલત, કબહુક બનત મીજાજી રે. મ૦ ૩
જોગી જતી સન્યાસી લૂટે, પડીત મુલ્લા કાજી;
બ્રહ્માનંદ કહત સો ઉબરે, હરિ શરણે ગયે ભાજી રે. મ૦ ૪

પદ ૨૩૯૩ મું–રાગ ગોડી.

સંતો નારી નાગની જેસી. સં૦ ટેક.
ભક્તિભાવ જ્ઞાન જપ તપકુ, ખાવત અતર પેસી. સં૦ ૧
નેન જીભસે લેત લબરકા, હાંસી હોઠ હલાવે;
જો વિશ્વાસ કરે નર યાકો, ઝડપ નાખ લેજાવે. સ૦ ૨
ચિતવેતેં ચિત્તમે ચડી જાવે, રગરગમે વિખ વ્યાપે,
તીન લોક લીના મુખ ભીંતર, તો પુનિ અજહુ ન ધાપે. સ૦ ૩
જીનકુ ડંક લગ્યો સો ડોલત, ઘેન ભરે જગમાંહી;
બ્રહ્માનન્દ ગયે હરિ શરણે, તીનહુંકુ ડર નાંહી. સ૦ ૪

પદ ૨૩૯૪ મું.

સતો વિનતા વાઘન ભારી. સ૦ ટેક.
નજર ચઢ્યો સો જાન ન પાવે, તપસી દુધાધારી. સ૦ ૧
લટકાં કરે સુંદર લાવનતા, મંદ ચલે અગ મોડે;
જો કોઉ યાકે નેરે જાવે, ખાયે વિના નહીં છોડે. સ૦ ૨
ગ્રહવતી નિત્ય વ્યાકુલ ડોલે, કબુ તૃપત નહીં હોવે;
મુખમે આયો કોઉ ન મેલે, ઉચ નીચ નહી જોવે. સ૦ ૩
જો કોઉ ઇચ્છો કુશલ જીવકો, તો યાકો સગ ત્યાગો,
બ્રહ્માનદ સકલ વિસારી, હરિ ચરણે અનુરાગો. સ૦ ૪

પદ ૨૩૯૫ મું–રાગ ગોડી.

તું ચેત ચેત નર મુઢરી, તેરો જનમ અલખે જાતરી;
કાલ ખડા શિર ઉપર તેરે, આય અચાનક ખાતરી. તે૦ ૧
કરત અકાજ લાજ નહીં આવત, વિષે વિકલ દીન રાતરી;
નવરા રહે તો નિશ્શક હોય કે, ગુણ લલનાકા ગાતરી. તે૦ ૨
પાપે પેટ ભરતહે નિશ દીન, કરત જીવકી ઘાતરી;
બ્રહ્માનન્દ કહે નર ગાફલ, સબે બગારી બાતરી. તે૦ ૩

પદ ૨૩૯૬ મું.

હારે તું દેખ દેખ નર અંધરી, સબ સત કહતહે ટેરકે;
ધામ ધરા ધન સંપત્તિ તજકે, ચલનાં સાંજ સવેરકે. સ૦ ૧

માત પિતા જુવતી સુત બધુ, સબે રહેગે હેરકે;
જમકે દૂત ડાર ગલે ફાંસી, લે જાવેગે ઘેરકે. સ૦ ૨
બંકા જોધ અનત અવનિપર, થિર કોઉ રહ્યા ન ઠેરકે;
બ્રહ્માનન્દ કહે હરિ ભજીલે, અવસર નાવે ફેરકે. સ૦ ૩

પદ ૨૩૯૭ મું.

પ્યારે સમજ સમજ સત્ય વાતરી, તું ભજલે સુંદર શ્યામકુ;
ભક્તવત્સલ ભગવાન વિસારી, ક્યું વલગ્યા ધન ધામકું. તું૦ ૧
પરત્રિય તકત વદત મુખ નિન્દા, નિશ દીન ચહાત હરામકુ;
સ્વારથ લગ્યો શ્વાનકી નાંઈ, દોરત ઈત ઉત દામકુ. તું૦ ૨
કામ ક્રોધ મદ મોહ વિષેમે, વિકલ ફરત તજ રામકુ;
બ્રહ્માનન્દ ભજે બીન મોહન, ક્યું પાવત આરામકુ. તું૦ ૩

પદ ૨૩૯૮ મું.

હાંરે તું મેલ મેલ નર માનરી, તું કર બદગી કીરતારકી;
ભવ દુઃખ કટે હટે સબ દુષ્કિત, શક મીટે જમ મારકી. તું૦ ૧
મદ અરુ માંસ ભખે સો જગમે, નિશ્ચે હોવે નારકી;
જો તેરે ઈચ્છે કુશલ જીવકો, તજ ઇચ્છા પરદારકી તું૦ ૨
ખોટ મીટે તેરે અનત જનમકી, મોટ ડાર શિર ભારકી;
બ્રહ્માનન્દ કહે તેરે હિતકી, પરિહર નિન્દા પારકી. તું૦ ૩

પદ ૨૩૯૯ મું-રાગ ગોડી.

પ્રગટ પ્રમાણુ હરિને, ભજ મન પ્રગટ પ્રમાણુ હરિને;
કામ ક્રોધ મદ મોહ તજીને, દૃઢ ઉર ટેક ધરીને. ભ૦ ૧
ગર્ભવાસનું સકટ પ્રાણી, જાઇશ માં વિસરીને;
કુબુદ્ધિ કુડ કપટ પરહરજે, ભરજે પાવ ડરીને ભ૦ ૨
માલ મિલકત સર્વે મેલીને, જાવું જરુર મરીને;
જાઈશ માં જમરાને આગે, ઝાઝો ભાર ભરીને. ભ૦ ૩
ભવ દુઃખ ટળે મીટે સર્વ ભ્રમણા, સતનો સગ કરીને;
બ્રહ્માનન્દ કહે એવો અવસર, નહીં પામીશ ફરીને. ભ૦ ૪

પદ ૨૪૦૦ મું.

નારાયણુ સુખકારી, ભજી લેને નારાયણુ સુખકારી;
સાધુ જનની માન શિખામણ, વિષે વિકાર વિસારી. ભ૦ ૧
માત પિતા ધન મદિર મેડી, નહી તારાં સુત નારી;
જમને દ્વાર અકેલાં જાવું, કરજે કરમ વિચારી. ભ૦ ૨

રાજા રાંક ગુણિજન પંડિત, ખેડુ ને વેપારી;
સગાં કુટુંબી સહિત સૌને, લે જાવે જમ મારી. ભ૦ ૩
ભરતખંડમાં દેહ મનુષ્યનો, મીલે ન વારમવારી;
બ્રહ્માનન્દ કહે થાને સુખિયો, સંત વચન ઉર ધારી. ભ૦ ૪

## પદ ૨૪૦૧ મું.

અલખ પુરુષ અવિનાશી, ભજ મન અલખ પુરુષ અવિનાશી;
કર્મ કટે તારાં અનન્ત જન્મનાં, ફંદ મીટે ચોરાશી. ભ૦ ૧
સગાં કુટુંબી સુત ને દારા, માતા મામો માસી;
અંતે ભેળુ કોય ન આવે, અંતર દેખ તપાસી. ભ૦ ૨
ઘરમાં બેઠો ગાળ્યું બોલે, દેખી તીરથવાસી;
પર ધન હરે કરે નિત્ય કુબુદ્ધિ, પરનારીની હાંસી. ભ૦ ૩
મારુ મારુ કરતો મૂરખ, મેલી ધન મરી જાસી;
બ્રહ્માનન્દ કહે હજી સમરી લે, રસિક શ્યામ સુખરાશી. ભ૦ ૪

## પદ ૨૪૦૨ મું.

પ્રગટ હરિ ભજ પ્રાણી, સમજીને પ્રગટ હરિ ભજ પ્રાણી;
પાપ દ્રોહ પરિત્યાગ કરીને, દયા ધર્મ ઉર આણી. સ૦ ૧
સમજ્યા વિના મ બોલીશ કેદી, મુખથી મિથ્યા વાણી;
મમતા કેરો માથે મૂરખ, ભાર મ લેજે તાણી. સ૦ ૨
પરધન ને પરત્રિય મદ માટી, નરકતણી નિશાણી;
એ પાપે કરી અવશ્ય પીલશે, ઘાલી જમરા ઘાણી. સ૦ ૩
એળે દેહ અમોલખ ખોયો, કીધી ધૂડ કમાણી;
બ્રહ્માનન્દ કહે તત્પર થાને, જગપતિ સાચા જાણી. સ૦ ૪

## પદ ૨૪૦૩ મું–રાગ ગોડી.

કૃષ્ણ હરિ સુખકારી, ભજ મન કૃષ્ણ હરિ સુખકારી. ટેક.
ભક્તિ ધર્મ સુત નામ નિરંતર, શ્રી ઘનશ્યામ ઉચારી. ભ૦ ૧
સબકે કારન દોષ નિવારન, ભક્તવત્સલ ભયહારી;
સબ અવતાર લિયે અવનિપર, આપ ભયે અવતારી. ભ૦ ૨
અવિનાશી સુખરાશી અજન્મા, સો મનુષ્યાકૃતિ ધારી;
પ્રગટ હોય પ્રભુ પરમ કૃપાનિધિ, વિચરત વારમવારી. ભ૦ ૩
ધર્મવશ જશ અતિ વિસ્તાર્યો, અધર્મ મૂલ ઉખારી;
બ્રહ્માનંદ કહે બોત કીયે હે, નિષ્કામી નરનારી. ભ૦ ૪

### પદ ૨૪૦૪ મું.

શ્રી ઘનશ્યામ હમારે, જીવન શ્રી ઘનશ્યામ હમારે; ટેક.
નિશ દિન નામ રટું અબ યાકો, ન કરુ પલ એક ન્યારે. જી૦ ૧
ચારે જુગમેં ચાર વરણુ જે, સ્વેત રક્ત પીત કારે;
નરનારાયણુ રૂપ સદા સો, નિત્ય નિમિત્ત તનુ ધારે. જી૦ ૨
મચ્છ કચ્છ વારાહ વપુ શુભ, નરસિંહ વામન પ્યારે;
ફરસુરામ રઘુરામ કૃષ્ણુ હોય, અગનિત જન ઉદ્ધારે. જી૦ ૩
સો અબ ભકિત ધર્મસુત સુંદર, સહજાનંદ મતવારે;
બ્રહ્માનંદ કહે પ્રગટ હોય કે, ધર્મ વંશ વિસ્તારે. જી૦ ૪

### પદ ૨૪૦૫ મું.

કૃષ્ણુ હરિ સુખદાઈ, ભજ નર કૃષ્ણુ હરિ સુખદાઈ; ટેક.
લાજ તજી ભજીલે લક્ષ્મીવર, દુર્લભ દેહી પાઈ. ભ૦ ૧
ઉદર માંહી ઉંધે મસ્તક, રહ્યો હતો લટકાઈ;
તે દુઃખ તારી આગળ ઉભુ, ભૂલી જા મા ભાઈ. ભ૦ ૨
માત પિતા બંધવ સુત નારી, સર્વે જૂઠ સગાઈ;
અત સમે કોઈ કામ ન આવે, માલ મુલક મોટાઇ. ભ૦ ૩
જમપુરીમાં જમ લેખા લેશે, લોહના થંભ ધખાઈ;
બ્રહ્માનન્દ કહે ચેત અભાગી, સાચ કહું સમ ખાઈ. ભ૦ ૪

### પદ ૨૪૦૬ મું.

કૃષ્ણુ હરિ સુખ ધામ, ભજ મન કૃષ્ણુ હરિ સુખ ધામ; ટેક.
મગળકારી ભવ દુઃખહારી, સુંદર શ્રી ઘનશ્યામ. ભ૦ ૧
ધન અરથે તત્પર થઈ ધાયો, નિશ દીન આઠુ જામ;
માણેક મોતી માલ ખજાનો, કોઈ ન આવે કામ. ભ૦ ૨
મૃગ તૃષ્ણા સંસાર વિષેમાં, નહી પામે આરામ;
મનસુબા મનમાંહી રહેશે, હૈડામાંહી હામ. ભ૦ ૩
પ્રભુ વિનાનું પ્રાણી તુંને, નહી ઠરવાનુ ઠામ;
બ્રહ્માનદ કહે પ્રગટ પ્રભુનુ, નર તું લેને નામ. ભ૦ ૪

### પદ ૨૪૦૭ મું-રાગ કલ્યાણ.

નર નારાયણુ વાસુદેવ હરિ, કૃષ્ણુ કૃષ્ણુ મુખ કહીયે;
હીમ્મત સહીત વચન તન ત્યાગી(?), વરત પચ દ્રઢ રહીયે. ન૦ ટેક

